

श्रीपरमात्मने नमः ।

श्रीसद्गुरवे नमः ।

પરમપૂજ્ય પરમ-ઉપકારી શાસનસમ્રાટ્ અધ્યાત્મયોગી

સદ્ગુરુદેવ શ્રી કાનજીસ્વામીનાં

# શ્રી સમયસારશાસ્ત્ર પર પ્રવચનો.



## જીવ-અજીવ અધિકાર—ચાલુ.



मंगलं भगवान् वीरो मंगलं गौतमो गणी ।
मंगलं कुंदकुंदार्यो जैनधर्मोऽस्तु मंगलम् ॥
अज्ञानतिमिरान्धानां ज्ञानाञ्जनशलाकया ।
चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः ॥

રાજકોટ, ૧૯૯૯ ના ભાદરવા વદિ પહેલી ૧૧ શુક્ર.

(આચાર્યદેવે ૧૫ ગાથા સુધી ઘણું ઘણું સમજાવ્યું. ત્યારપછી સાધ્ય-સાધકભાવના ભેદથી બે પ્રકારે એક જ નિત્ય સેવવા યોગ્ય છે વગેરે વગેરે કહ્યું. પછી શિષ્યે પૂછ્યું કે પ્રભુ! કેટલા વખત સુધી આત્મા અપ્રતિબુદ્ધ રહે? તેના ઉત્તરમાં ગુરુએ કહ્યું કે કર્મ અને નોકર્મ તે બધું હું છું, સચિત્ત, અચિત્ત પદાર્થો, વગેરે બધું હું છું,

એ બધું મારું છે અને હું એનો છું એવું જીવ જ્યાંસુધી માને છે ત્યાં-સુધી તે અજ્ઞાની રહે છે તેમ ૨૨ ગાથા સુધી કહ્યું.)

હવે આ ગાથામાં આચાર્યદેવ અપ્રતિબુદ્ધને સમજાવે છે. અપ્રતિબુદ્ધ એટલે તદ્દન અજ્ઞાની કે જે શરીર, મન, વાણીથી ધર્મ માને છે તેને સમજાવે છે, પાંચમા, છઠ્ઠા ગુણસ્થાનવાળાને સમજાવતા નથી પણ તદ્દન અપ્રતિબુદ્ધને સમજાવે છે તેની આ ગાથા કહે છે.

अण्णाणमोहिदमदी मज्झमिणं भणदि पुग्गलं दव्वं ।
बद्धमबद्धं च तहा जीवो बहुभावसंजुत्तो ॥ २३ ॥
सव्वण्हुणाणदिट्ठो जीवो उवओगलक्खणो णिच्चं ।
कह सो पुग्गलदव्वीभूदो जं भणसि मज्झमिणं ॥२४॥
जदि सो पुग्गलदव्वीभूदो जीवत्तमागदं इदरं ।
तो सत्तो वत्तुं जे मज्झमिणं पुग्गलं दव्वं ॥ २५ ॥

**અર્થ:**—જેની મતિ અજ્ઞાનથી મોહિત છે અને જે મોહ, રાગ, દ્વેષ આદિ ઘણા ભાવોથી સહિત છે એવો જીવ એમ કહે છે કે આ શરીરાદિ બદ્ધ તેમ જ ધનધાન્યાદિ અબદ્ધ પુદ્ગલદ્રવ્ય મારું છે. આચાર્ય કહે છે સર્વજ્ઞના જ્ઞાન વડે દેખવામાં આવેલો જે સદા ઉપ-

---

અજ્ઞાનથી મોહિતમતિ બહુભાવસંયુત જીવ જે,
'આ બદ્ધ તેમ અબદ્ધ પુદ્ગલદ્રવ્ય મારું' તે કહે. ૨૩.
સર્વજ્ઞજ્ઞાનવિષે સદા ઉપયોગલક્ષણ જીવ જે,
તે કેમ પુદ્ગલ થઈ શકે કે 'મારું આ' તું કહે અરે! ૨૪.
જો જીવ પુદ્ગલ થાય, પામે પુદ્ગલો જીવત્વને,
તું તો જ એમ કહી શકે 'આ મારું પુદ્ગલદ્રવ્ય છે.' ૨૫.

ઉપયોગલક્ષણવાળો જીવ છે તે પુદ્‌ગલદ્રવ્યરૂપ કેમ થઈ શકે કે તું કહે છે કે આ પુદ્‌ગલદ્રવ્ય મારું છે? જો જીવદ્રવ્ય પુદ્‌ગલદ્રવ્યરૂપ થઈ જાય અને પુદ્‌ગલદ્રવ્ય જીવપણાને પામે તો તું કહી શકે કે આ પુદ્‌ગલ-દ્રવ્ય મારું છે. (પણ એવું તો થતું નથી.)

આમાં કોને સમજાવે છે? જે અનાદિથી ધર્મના તદ્દન અજાણ છે, જેને આત્મા અને શરીર જુદાં છે એની કિંચિત્‌માત્ર ખબર નથી એવા અજ્ઞાનીને સમજાવવાની આ ગાથામાં ચોખ્ખી વાત છે. પંચ-મકાળના અજ્ઞાની જીવોને માટે આ ખાસ કહેવાયું છે.

આ શરીરાદિ બદ્ધ તેમ જ ધનધાન્યઘર આદિ અબદ્ધ પુદ્‌ગલ-દ્રવ્ય મારાં છે અને હું એનો છું, તે મારું કરે, હું એનું કરું, એમ અજ્ઞાની માને છે. બદ્ધ એટલે નજીક-એક ક્ષેત્રે રહેલાં, અબદ્ધ એટલે દૂર-જુદા ક્ષેત્રે રહેલા, શરીરાદિ તે બદ્ધ છે કારણ કે તે એક ક્ષેત્રે રહેલાં છે, ઘર આદિ અબદ્ધ છે કારણ કે તે દૂર ક્ષેત્રે રહેલાં છે.

એકી સાથે અનેક પ્રકારની બંધનની ઉપાધિના અતિ નિકટ-પણાથી વેગપૂર્વક વહેતા અસ્વભાવભાવોને અજ્ઞાની પોતાના માને છે. વેગપૂર્વક વહેતા એટલે બહારના અનેક પ્રકારના સંયોગ-વિયોગ, સ્ત્રી, આબરૂ, કુટુંબ વગેરે—તેનું એકી સાથે આવવું ને જવું, ઇચ્છા થાય ને શરીરનું એકદમ ચાલવું ને ન ચાલવું, પૈસાનું મળવું ને ટળવું, તે બધું શીઘ્રપણે થાય છે, અને અંદરમાં કર્મના નિમિત્તે અનેક પ્ર-કારના વિકારીભાવો થાય છે તે બધું એકદમ વેગપૂર્વક વહે છે, શીઘ્ર-પણે ભાવો બદલાય છે, એકસાથે એક ક્ષણમાં, અનેક પ્રકારનાં બંધ-નની ઉપાધિથી અતિવેગપૂર્વક થતું પરિણમન તે બધો અસ્વભાવ-ભાવ છે, સંયોગભાવ છે પણ તે સ્વભાવભાવ નથી. ભાવકર્મ, દ્રવ્ય-કર્મ અને દ્રવ્યકર્મનું બાહ્ય ફળ એવું જે નોકર્મ તે સંયોગનું ફળ એક સાથે આવે છે. જેમ કે કર્મના નિમિત્તે પોતાના ઊંધા પુરુષાર્થે થતી જે ઇચ્છા, શરીરાદિની પ્રવૃત્તિ અને બહારનો સંયોગ એવા અનેક પ્રકારના બંધનની ઉપાધિ એક સાથે બની રહી છે; તેવા પર-પરિણમનના અસ્વભાવભાવોના સંયોગને વશે અજ્ઞાની થઈ જાય છે અને તેથી નિરાળા પોતાના નિર્મળ સ્વભાવને જાણતો નથી.

પર સંયોગથી જુદા પોતાના સ્વભાવને અજ્ઞાની સમજતો નથી. જેમ સ્ફટિક પોતે સ્વભાવે ધોળો છે પણ પરના સંયોગે તેમાં રંગ દેખાય છે. સ્ફટિક પોતે તો સ્વચ્છ-નિર્મળ છે પણ તેમાં જુદા જુદા રંગ દેખાય છે તે સ્ફટિકમાં પરની ઉપાધિ છે, તેમ આત્મા મૂળ અસલી સ્વભાવે તો શુદ્ધ, નિર્મળ જ છે પણ અજ્ઞાની જીવ અનેક પ્રકારના શુભાશુભ વિકારી ઉપાધિભાવ ચૈતન્યમાં પરના સંયોગે દેખાય છે તેને તાબે થયો છે, પરને પોતાને તાબે કરે છે, અને પોતે પરને તાબે થાય છે, તે અનેક પ્રકારના પદાર્થોના સંયોગે રંગાયેલા સ્ફટિક પાષાણ જેવો છે.

વળી સ્ફટિકમાં પરના સંયોગ વખતે પણ સ્ફટિકનો સ્વભાવ તો સ્વચ્છ ને નિર્મળ જ છે પણ અન્ય વસ્તુની નિકટતાથી તેમાં રંગ દેખાય છે તેમ ભગવાન આત્મા પણ વિકારી ભાવના સંયોગ વખતે પણ નિર્મળ સ્ફટિક જેવો શુદ્ધ સ્વભાવવાળો છે પરંતુ અતિ નજીક-પણે વર્તે છે એવા રાગ-દ્વેષ-મોહ આદિ અનેક પ્રકારના અસ્વભાવ-ભાવના વશે જેની બુદ્ધિ પરવશ થઈ ગઈ છે, જેની સમસ્ત ભેદજ્ઞાન-જ્યોતિ એટલે કે બોધબીજરૂપ શક્તિ આથમી ગઈ છે, પુણ્ય-પાપની ક્રિયા હું કરું છું, શરીરાદિની ક્રિયા હું કરું છું, વિકારી ભાવનો હું કર્તા છું, તે મારો સ્વભાવ છે, તેમ માને છે અને પોતામાં જ્ઞાતા-દૃષ્ટાપણું કેમ જાણે હોય જ નહિ! હું તો પરની ક્રિયા કરનારો જ કેમ હોઉં! એમ અત્યંત તિરોભૂતપણાથી એટલે કે સ્વભાવના ઢંકાવાથી જેની ભેદજ્ઞાનજ્યોતિ અસ્ત થઈ ગઈ છે, એટલે નાશ પામી નથી, પરંતુ ઢંકાઈ ગઈ છે, સૂર્યની જેમ અદૃશ્ય થઈ ગઈ છે. ચૈતન્યના જ્ઞાનસ્વભાવ વડે જણાતા વિકારી ભાવોને પોતાના માને છે એવો અજ્ઞાની જીવ સ્વપરની જુદાઈને નહિ કરતો, અસ્વભાવભાવને જ પોતાના માનતો, પરથી જુદાપણાના સ્વભાવને ભૂલીને પુદ્ગલ-દ્રવ્યને અને વિકારીભાવને પોતાના માનતો પોતે પોતાથી જ વિમો-હિત થઈ રહ્યો છે, કોઈએ કર્યો નથી, પોતે પોતાથી જ ભૂલ્યો છે. કોઈ ઈશ્વરે કે કોઈ કર્મે તેને ભૂલાવ્યો છે એમ નથી.

સ્ફટિકમાં રાતી પીળી ઝાંય દેખાય છે તે વાત ખોટી નથી,

તેમ કર્મના સંયોગ વખતે આત્મા વિકારી થાય છે તે વાત ખોટી નથી, અવસ્થામાં-પર્યાયમાં રાગ-દ્વેષ થાય છે તેથી પર્યાયથી અશુદ્ધ છે; પણ કોઈ એમ માને કે આત્મા વર્તમાન વર્તતી અવસ્થાએ પણ શુદ્ધ છે તો તે વાત ખોટી છે. પર્યાયદ્રષ્ટિએ પણ આત્મામાં વિકાર થયો જ નથી અને શુદ્ધ જ છે એમ માનવું તે ખોટું છે. અવસ્થામાં વિકારીભાવ થયો છે એટલે કે સંયોગીભાવને વશ થયેલો તે ટાણે અજ્ઞાની થયો છે અને પુદ્‌ગલદ્રવ્યને આ મારું છે એમ અનુભવે છે. વિકારીભાવોને પણ પુદ્‌ગલદ્રવ્ય કહી દીધા છે. અહીં બે પ્રકારે વાત કરી છે: એક ચૈતન્યદ્રવ્યદ્રષ્ટિ, અને બીજી પુદ્‌ગલદ્રવ્યદ્રષ્ટિ. એક બાજુ રાગ-દ્વેષ, પુણ્ય-પાપનાં ફળ, શરીર, મન, વાણીની પ્રવૃત્તિ, કાંઈ કરવાની ઇચ્છા, દ્રવ્યકર્મ, તે બધું પર સંયોગનું દળ છે, પર દળ છે, અને તે એક જ જાતનું છે, એનો એક જ પ્રકાર છે, પુદ્‌ગલના જ ભાવો છે. હું જ્ઞાતા-દ્રષ્ટા જુદો છું એવું ભાન નહિ કરતાં એ સંયોગ અને સંયોગીભાવ તે હું છું, તે સારાં છે એવી જે દ્રષ્ટિ તે પુદ્‌ગલ-દ્રવ્યદ્રષ્ટિ છે. એવી દ્રષ્ટિવાળો તદ્દન અપ્રતિબુદ્ધ-અજ્ઞાની છે.

બીજી બાજુ ચૈતન્યનું દળ છે. એ પુદ્‌ગલના દળથી જુદું, એકલું શુદ્ધ ચૈતન્યદળ તે જ હું છું એવી જે દ્રષ્ટિ તે ચૈતન્યદ્રવ્યદ્રષ્ટિ છે. અહીં બે દ્રવ્યના ભાગલા પાડયા છે. પરસંયોગ જનિત થતા શુભાશુભભાવને પણ જડમાં નાખ્યા છે ને ચૈતન્ય ઉપયોગ એકલો કહીને જીવને જુદો પાડયો છે.

વિકારીભાવો તે પર પદાર્થના સંયોગવશે થતા ભાવ છે, તે અસ્વભાવભાવ છે, આત્માનો સ્વભાવભાવ નથી. અજ્ઞાની કર્મની અનેક પ્રકારની ઉપાધિને પોતારૂપે માનતો હોવાથી તેને આત્માનો શુદ્ધ સ્વભાવ ઢંકાઈ ગયો છે—દેખાતો નથી, અને પુદ્‌ગલદ્રવ્યને આ મારું છે એમ અનુભવે છે.

કોઈ માણસ લક્ષ્મીચંદભાઈ નામના માણસને મળવા ઇચ્છતો હોય, પણ લક્ષ્મીચંદભાઈ કેવા હશે? કેવા રંગના હશે? કેવા સ્વભાવના હશે? તેમ લક્ષ્મીચંદભાઇને તેના લક્ષણ દ્વારા ઓળખતો

નથી એટલે તેને બદલે કોઈ પાનાચંદને પણ લક્ષ્મીચંદભાઈ માની બેસશે; એમ લક્ષ્મીચંદ એટલે આત્માના સ્વભાવરૂપ જ્ઞાન, આનંદ અને શાંતિરૂપ લક્ષ્મી એવા સ્વભાવને ન સમજે, ન ઓળખે અને પાનાચંદ એટલે પાનામાં આમ લખ્યું છે, આગમમાં આમ કહ્યું છે તેમ શાસ્ત્રનાં માત્ર એકલાં પાનાં જ ફેરવ્યા કરે, તેણે પાનામાં આત્મા માની લીધો પણ પાનામાં આત્મા નથી. પાનાં જુદાં, વિકારીભાવ જુદો, અને આત્મા જુદો, એમ જુદા લક્ષણ વડે જુદા આત્માને જેણે ન જાણ્યો પણ પરને પોતાનું માન્યું તેણે પાનાચંદ જે લક્ષ્મીચંદથી પર છે તેને લક્ષ્મીચંદ માની લીધો. પરની પ્રભાને-કાંચને પોતાની માને છે અને પોતાના સ્વભાવને ઢાંકી બેઠો છે એવા અજ્ઞાનીને સમજાવે છે કે હે દુરાત્મન્! તું તારા સ્વભાવને ભૂલી રહ્યો છે અને પરને જ મારું માને છે તે જ આત્માની હિંસા છે.

આચાર્યદેવ કહે છે કે રે દુરાત્મન્! તારા ચૈતન્યસ્વભાવનું તને ભાન નથી તે જ તારા આત્માની હિંસા છે. પરને પોતાનું માનવું ને પોતાનું નિર્મળ સ્વરૂપ છે તેને ચૂકવું તે જ હિંસા છે.

કોઈ કહેશે કે આચાર્યદેવે પહેલી ગાથામાં બધા આત્માને સિદ્ધ જેવા કહ્યા હતા, મારા અને તમારા સર્વ આત્માને સિદ્ધ સમાન સ્થાપીને વાત કરું છું એમ કહ્યું હતું, તો એકવાર બધાને સિદ્ધ કહ્યા અને અહીં દુરાત્મા કેમ કહ્યા?

તેનો ઉત્તર:-પ્રથમ સિદ્ધ કહ્યા હતા તે દ્રવ્યદૃષ્ટિએ-સ્વભાવ અપેક્ષાએ કહ્યા હતા, તારો નિત્ય ધ્રુવસ્વભાવ છે તે અપેક્ષાએ કહ્યું હતું. અહીં તો અવસ્થાની વાત છે. અવસ્થાને સુધારવા માટે જરા કડકાઈથી કહે છે, પણ તે કરુણાભાવ છે, અવસ્થામાં રહેલી અશુદ્ધતાને ટાળવા માટે કહે છે.

શ્રીમદ્ રાજચંદ્રે પણ જે અધમાધમનું પદ કહ્યું છે તે અવસ્થાદૃષ્ટિથી કહ્યું છે, પુરુષાર્થ ઉપાડી પોતાની અવસ્થાને શુદ્ધ કરવા કહ્યું છે. પોતાની ભૂલ ક્યાં થાય છે તે સમજ્યા વિના ભૂલ ટાળવાનું સાધન શું કરશે?

આચાર્યદેવ હવે દૃષ્ટાંત આપીને કહે છે કે રે દુરાત્મન્! આત્માનો ઘાત કરનાર એટલે કે આત્માના અહિંસક સ્વભાવને નહિ જાણનાર! જેમ પરમ અવિવેકથી ખાનાર હાથી ચુરમાના લાડવાને તરણાં સહિત ખાઈ જાય છે, એવી રીતે ખાવાના સ્વભાવને તું છોડ, જેમ હાથીને પરમ અવિવેકને લઈને સુંદર આહાર અને તરણાંની ખબર નથી, તેમ પુણ્ય આદિના ભાવ તે તરણાં જેવા છે એવી ઓગઠ અને ચુરમાનો સ્વાદ એટલે આત્માનો સ્વભાવ તે બન્નેના જુદા સ્વભાવની તને ખબર નથી. એવા પરથી જુદા પાડવાના ભાન વિનાના સ્વભાવને તું છોડ, અજ્ઞાનીને એકલો પરનો જ સ્વાદ આવે છે, પણ ચુરમું એટલે પોતાનો નિર્મળ સ્વભાવ તેનો સ્વાદ આવતો નથી.

વિકાર સાથે ભેળસેળ થવાથી તું તારા અવિકારી સ્વભાવને ભૂલ્યો છે તો હવે સ્વભાવના અમૃતરસને જાણીને પરના સ્વાદને છોડ, છોડ. તું જે ભોગવી રહ્યો છે તે તારો સ્વભાવ નથી. કોઈ પરને ભોગવતું નથી પણ તે પર પ્રત્યેના રાગ-દ્વેષ, હર્ષ-શોકની આકુળતાને ભોગવે છે. એ ભોગવટો તારો નથી તેને છોડ, છોડ.

સર્વજ્ઞ ભગવાને પૂર્ણ સ્વભાવથી પ્રત્યક્ષ દેખ્યું છે કે તારો સ્વભાવ જુદો છે. જેણે આત્માની પૂર્ણદશા પ્રગટ કરી છે તેવા પરમાત્માએ કહ્યું છે, જેણે બધા સંદેહ દૂર કર્યા છે એવા સર્વજ્ઞ ભગવાને કહ્યું છે કે તારો સ્વભાવ પરથી જુદો છે ને પરનો સ્વભાવ તારો નથી. આપણે કાંઈ સમજતા નથી પણ ધર્મ કાંઈક હશે એનું નામ અનધ્યવસાય, ઊંધું માનવું તે વિપર્યય. એવા અનધ્યવસાય અને વિપર્યય, ભગવાને સર્વથા દૂર કર્યા છે. સર્વ દોષો દૂર કર્યા છે એવા સર્વજ્ઞ ભગવાન કહે છે કે તારો ઉપયોગસ્વરૂપ આત્મા પરથી તદ્દન જુદો છે.

આચાર્યદેવ કહે છે કે હું એકલો કહેતો નથી. પણ મહા અજ્ઞાની સામે સર્વજ્ઞ ભગવાનને મૂકી વચ્ચે પોતે દલાલ રહ્યા છે. તું મહા અજ્ઞાની-મૂઢ છે તેની સામે સર્વજ્ઞ મહાજ્ઞાની પૂર્ણ છે. આચાર્યદેવ 'હું કહું છું' તેમ નહિ કહેતાં 'સર્વજ્ઞ કહે છે' તેમ

કહીને વચ્ચે પોતે દલાલ રહે છે. સર્વજ્ઞને વચ્ચે રાખે છે એમાંથી એમ પણ સિદ્ધ થાય છે કે પોતાને સર્વજ્ઞપણાની તાલાવેલી છે.

સર્વજ્ઞ ભગવાન કેવા છે? જેને જગતના સર્વ પદાર્થોને પ્રકાશનાર એવી અજોડ અચિંત્ય જ્યોતિ પ્રગટી છે. સૂર્ય-ચંદ્ર તો અમુક જગ્યાએ પ્રકાશ કરે પણ આ અજોડ જ્યોતિ તો સર્વ ઠેકાણે પ્રકાશ કરે છે. એવા ભગવાને નિત્ય તદ્દન નિર્મળ ઉપયોગસ્વભાવ પોતે પ્રગટ કરીને તને કહ્યું છે કે આત્મા તો નિર્મળ ઉપયોગસ્વભાવવાળો છે એમ સ્પષ્ટ—પ્રગટ કહ્યું છે.

નિત્ય ઉપયોગસ્વભાવ કહેતાં દ્રવ્યની અનાદિ અનંત નિરપેક્ષ કારણપર્યાય પણ શુદ્ધ છે. દ્રવ્ય ને ગુણ તો ત્રિકાળ શુદ્ધ છે પણ તેની નિરપેક્ષ પર્યાય પણ શુદ્ધ છે એમ આમાંથી નીકળે છે.

આવો નિત્ય ચૈતન્યસ્વરૂપ આત્મા ભગવાને વર્ણવ્યો, તે ચૈતન્યસ્વરૂપ આત્મા તે કેવી રીતે પુદ્‌ગલમય થઈ ગયો કે જેથી 'આ પુદ્‌ગલદ્રવ્ય મારું છે' એમ તું અનુભવે છે? તારા શુદ્ધ સ્વભાવને ભૂલીને પરને 'આ મારું છે' એમ કહે છે? આમાં દ્રવ્યદૃષ્ટિ મૂકી છે. એક બાજુ ચૈતન્યદ્રવ્યદૃષ્ટિ એટલે ચૈતન્યના અખંડ પૂર્ણ સ્વભાવ ઉપર દૃષ્ટિ, અને બીજી બાજુ પુદ્‌ગલદ્રવ્યદૃષ્ટિ. પુણ્ય-પાપ, કર્મ, શરીર અને પર સંયોગે થતા શુભાશુભભાવ તે બધાને જડમાં ભેળવીને એક પુદ્‌ગલદ્રવ્ય કહી દીધું. એના ઉપર જેની દૃષ્ટિ છે તે પુદ્‌ગલદ્રવ્યદૃષ્ટિ છે.

આત્મા શુદ્ધ, નિર્મળ, સદાય પરથી જુદો છે. તે સદા [*]ઉપયોગ સહિત ચૈતન્ય લક્ષણવાળો છે. જ્ઞાનક્રિયા તેજ શુદ્ધ આત્માના નિર્મળ સ્વભાવનું લક્ષણ છે.

વસ્તુ તો કાયમ છે, તેનું લક્ષણ પણ કાયમ છે, તેનું લક્ષણ નિત્ય શુદ્ધ નિર્મળ છે. ભગવાને આવો નિત્ય ટંકોત્કીર્ણ આત્મા એકરૂપ સ્વભાવપણે જોયો છે તે કેવી રીતે પુદ્‌ગલદ્રવ્યમય થઈ શકે કે તું પુદ્‌ગલદ્રવ્યમાં મારાપણું માને છે? ચૈતન્ય સ્વરૂપ આત્મા સદાય

---

[*] चैतन्यानुविधायी परिणामः उपयोगः=ચૈતન્યસ્વભાવને અનુસરીને થતો આત્માનો વ્યાપાર તે ઉપયોગ છે.

પરદ્રવ્યથી નિરાળો છે, તે વાતને હવે દૃષ્ટાંત આપીને સમજાવશે.

૧૯૯૯ ભાદરવા વદિ બીજી ૧૧ શનિ.

અહીં આત્માનો અધિકાર છે. આચાર્યદેવ જડ અને ચૈતન્ય બન્ને તદ્દન જુદા બતાવે છે. શરીર, મન, વાણી આદિ મારાં છે અને એનાથી મને સુખ છે અને તે પરદ્રવ્યો ચૈતન્ય-આત્માનું કાંઈ કરી શકે છે એમ માનનાર અપ્રતિબુદ્ધ છે, તેને આચાર્યદેવ સમજાવે છે કે ભાઈ! સર્વજ્ઞ ભગવાને આત્મસ્વભાવ જેવો જોયો છે તેવો કહ્યો છે.

ચૈતન્યસ્વભાવ નિત્ય ઉપયોગસ્વરૂપ છે. ઉપયોગ એટલે જ્ઞાન-દર્શનસ્વભાવ તે કેવી રીતે પુદ્‌ગલ થઈ જાય? ને જડસ્વરૂપ પુદ્‌ગલો કઈ રીતે ઉપયોગસ્વરૂપ થઈ જાય? આત્મા પોતાનાં જ્ઞાન-દર્શનની ક્રિયાનો જ કરનારો છે, તે પરનું કાંઈ કરનારો નથી. જે એમ માને છે કે હું પરનું કાંઈ કરી શકું છું તે આત્માને જડ માને છે. તું એક સ્વભાવે અનાકૂળ શાંતસ્વરૂપ છો, તે ભૂલીને પર મારું છે એમ માને છે, પણ પર તારૂં ક્યારે થાય, કે જો જડ આત્મા થાય ને આત્મા જડ થાય; એમ જો થતું હોય તો તારૂં માનેલું સાચું કહેવાય, પણ એમ તો કદી બનતું નથી.

શરીર, વાણી, મન એવાં જે જડ, તે જો આત્મા થઈ જતાં હોય, ને એનાં કામ આત્મા કરી શકતો હોય, તો તારો અનુભવ સાચો કહેવાય, પણ એમ તો કોઈ રીતે બનતું નથી.

પોતાના પવિત્ર જ્ઞાનસ્વરૂપને ભૂલીને શરીરાદિ, કુટુંબ, લક્ષ્મી વગેરેને હું ભોગવી શકું છું, ને એજ મારૂં સ્વરૂપ છે એવી જે તારી માન્યતા તે સાચી ક્યારે થાય, કે જેમ મીઠાનું પાણી થાય છે ને પાણીનું મીઠું થાય છે તેમ આત્મા જડ થાય ને જડ આત્મા થાય, તો તારૂં માનેલું સાચું થાય, પણ તેમ તો કદી બનતું નથી.

જેમ મીઠું ખારાપણે થતું દેખાય છે, તેમ શરીરાદિ, મકાન, કુટુંબ વગેરે જો તારા આત્માના થાય તો તારૂં માનેલું સાચું કહેવાય પણ તેમ તો કદી બનતું નથી.

એકક્ષેત્રે એકાકારરૂપે થવામાં જેમ વિરોધ છે, તેમ નિત્ય-કાયમ ઉપયોગલક્ષણ-ચૈતન્યને અનુપયોગસ્વરૂપી-જડ થવામાં વિરોધ છે. જડની ક્રિયા ચૈતન્યરૂપે અને ચૈતન્યની ક્રિયા જડરૂપે થાય તેમ ત્રણે કાળે ત્રણલોકમાં બનતું નથી.

જેમ અંધકાર અને પ્રકાશ ભેગાં નથી, તેમ જાગતી ચૈતન્યજ્યોત અને જડસ્વરૂપ એ બન્ને કોઈ દિવસ એક નથી. આત્માનો ચિદાનંદ સ્વભાવ, ઉપાધિરૂપ એવા જે વિકારી ભાવ અને શરીરાદિ જડ પદાર્થ, તેની સાથે રહેવામાં વિરોધ છે. જડ પલટીને આત્મા થાય નહિ અને આત્મા પલટીને જડ થાય નહિ.

અહીં પુણ્ય-પાપના વિકારને પણ જડ છે તેમ કહી દીધું. એટલે કે બે દ્રવ્યના ભાગલા પાડ્યા છે. જ્ઞાન-દર્શનનો વેપાર પુણ્ય-પાપના વિકારરૂપ ન થાય, પુણ્ય-પાપનો વિકાર જ્ઞાન-દર્શનના વેપારરૂપ ન થાય. જ્ઞાન-દર્શનની અંતર અરૂપી ક્રિયા અને જડની રૂપી ક્રિયા બન્ને એક બનતી થાય છે, તો બન્ને ભિન્ન છે.

આચાર્યદેવ કહે છે કે તારો ધર્મ એટલે તારો ગુણ ને તારું સુખ શું આત્મામાંથી જડમાં ગયાં છે કે તું જડમાં ગોતવા જાય છે? તે જડ શું તારા આત્મારૂપે થઈ ગયાં છે કે તું સુખ પરમાં ગોતવા જાય છે? ભ્રમ કરનારો પોતે, અને ભ્રમ કરવા જાય પરમાં. અનુપયોગને તે અજ્ઞાની કહે છે કે તારી મને જરૂર છે. પણ મારી મને જરૂર નથી. શરીર, કુટુંબ, લક્ષ્મી વગેરેને પોતાનાં માન્યાં છે તેથી તેની સંભાળ કરે છે પણ પોતાની સંભાળ કરવાનું સૂઝતું નથી. જે રૂપિયા રળવાની વાત હોય તો સહેલી લાગે છે, પણ આત્માની વાત વિચારવાનું કહે તો આકરી લાગે છે.

ઉપયોગસ્વરૂપ આત્મામાં જડનો-એટલે મન, વાણી, દેહનો અંશ પણ નથી અને અનુપયોગસ્વરૂપ જડમાં ચૈતન્યઉપયોગનો અંશ પણ નથી.

પરદ્રવ્યને પોતારૂપે માનવું તે ભ્રાંતિ છે અને અનુકૂળતા-પ્રતિકૂળતામાં રાગદ્વેષ થવો, તેને અચારિત્ર કહેવાય છે.

ભાઈ! તારો નિરૂપાધિક સ્વભાવ છે એટલે કે ઉપાધિ વગરનો તારો સ્વભાવ છે તે નિરાકાર છે, તેમાં કોઈ જાતનો પરદ્રવ્યનો આકાર નથી.* શરીરનાં રજકણો અને લોહી વગેરે આકારવાળાં છે. શરીરનાં રજકણો અને લોહીને ખબર નથી કે અમે કયા આકારે અને કયા રંગે પરિણમ્યાં છીએ; શરીરનો આવો રંગ છે અને આવો આકાર છે તેવો નિર્ણય કઈ સત્તા–ભૂમિકામાં કર્યો? તેવો નિર્ણય જડ સત્તામાં થતો નથી પણ ચૈતન્ય સત્તામાંજ થાય છે. નિત્ય ધ્રુવસ્વરૂપ એવો જાણનારો ચૈતન્ય તે શરીર અને રંગ સાથે કદી એકમેક થઈ જનાર નથી.

આચાર્યદેવ કહે છે કે ભાઈ! જડની ક્રિયામાં તારો ધર્મ ગોતવો મૂકી દે. આ ચૈતન્યમાં એટલે જાણવા–દેખવામાં તારો ધર્મ છે તે કોઈ દિવસ જડ થયો નથી. આચાર્યદેવ કહે છે કે હવે હું તને બે દ્રવ્યના ભેદ પાડીને કહું છું કે બહારમાં ધર્મ ત્રણકાળ ત્રણલોકમાં નથી. તેથી તું સર્વ પ્રકારે પ્રસન્ન થા, તારૂં ચિત્ત ઉજ્જવળ કરી સાવધાન થા અને સ્વદ્રવ્યને જ 'આ મારૂં છે' એવો અનુભવ કર એમ શ્રી ગુરુઓનો ઉપદેશ છે.

તું એક વસ્તુ છો ને જાણવા–દેખવાના સ્વભાવસ્વરૂપે છો, માટે નથી જડ તને મદદગાર કે નથી તું જડને મદદગાર, એટલે તને કહીએ છીએ કે વિકારી પલટીને અવિકારી થા. એકવાર સર્વ પ્રકારે પ્રસન્ન થા, આનંદમાં આવ.

"અરેરે! કઈ રીતે ધર્મ થતો હશે! કયાંથી ધર્મ મળશે! બહારમાં અનેક જાતના ધર્મો છે" એમ જાણી મૂંઝાઈશ નહિ.

આનંદઘનજી કહે છે કે:—

ધરમ ધરમ કરતો જગ સહુ ફીરે, ધર્મ ન જાણે હો મર્મ; જિનેશ્વર!
ધરમ જિનેશ્વર ચરણ ગ્રહ્યા પછી, કોઈ ન બાંધે હો કર્મ. જિનેશ્વર.

આખું જગત ધરમ ધરમ કરી રહ્યું છે, પણ ધર્મનો મર્મ શું તે લોકો જાણતા નથી. ધર્મ નામ આત્માના સ્વભાવરૂપ ચરણને ગ્રહવાથી કર્મ બંધાતાં નથી. તારૂં જ્ઞાનાનંદ ચિદાનંદ સ્વરૂપ છે તેને

* આત્મા પરદ્રવ્યની અપેક્ષાએ નિરાકાર છે પણ સ્વદ્રવ્યની અપેક્ષાએ સાકાર છે.

ઓળખીને માન અને તેમાં ઠર, તો તે જ ધર્મ છે, તારા ગુણો ક્યાંય ગયા નથી-જડમાં ભળ્યા નથી.

૨૩ થી ૨૫ સુધીની ગાથામાં આચાર્યદેવે તદ્દન અપ્રતિબુદ્ધને સમજાવવાની ચોખ્ખી વાત કરી છે. ચોથી ભૂમિકા કે છઠ્ઠી-સાતમી ભૂમિકાવાળાની અહીં વાત નથી. પણ આચાર્યદેવ તદ્દન મહા-અજ્ઞાનીને કહે છે કે તું એમ માનવું રહેવા દે કે મને નહિ સમજાય, એ જ્ઞાનમૂર્તિ આત્મા ક્યારે પણ જડમાં ભળ્યો નથી માટે જડ અને આત્મા-એ બન્ને ભિન્ન પદાર્થ છે એમ ઓળખાણ કરીને તારું ચિત્ત ઉજ્જવળ કર, સાવધાન થા. હું પરમાત્મસ્વરૂપ છું, મારું કાંઈ બગડયું નથી એમ સમજી તારું ચિત્ત ઉજ્જવળ કર, હૃદયને ઊજળું કર! ક્યાંય બીજેથી સુખ થશે એવા મલિનભાવને ખસેડી ઉજ્જવળ થા.

જેમ લૌકિકમાં છોકરાને લક્ષ્મીના ભાગ પાડી આપવામાં આવે છે તેમ આચાર્યદેવે જડ, ચૈતન્યની વહેંચણી કરીને બે કટકા કરી દીધા કે 'તારો ભાગ તારામાં ને જડનો ભાગ જડમાં'; માટે હવે એક વાર આનંદમાં આવ, ને આશ્ચર્ય કર કે અહો! આવો આનંદઘન ચૈતન્યસ્વભાવ! એમ આનંદમાં આવી પ્રસન્ન થા, સાવધાન થા, અ-નાદિની દિશાને પાછી વાળ, તે વિના બાપા! તારા અંત આવશે નહિ.

લોકોમાં કોઈનું મરણ થાય છે ત્યારે કહેવાય છે કે ભાઈએ મોટાં ગામતરાં કર્યાં તેમ આ, જે કહેવાય છે તે સ્વરૂપને સમજ્યે ચોરાશીના ભવભ્રમણરૂપ મોટાં ગામતરાંનો અંત આવશે. શરીરાદિ, મકાન વગેરે મારાં છે તેમ માને છે પણ તે ધૂળ ધમાહો છે ને પુણ્ય-પાપનાં પરિણામની ક્રિયા મારી માને છે તે જળો જથ્થા છે.

ભાઈ રે! સાવધાન થા! સાવધાન થા! તારા હાથની વાત છે. કાળ નડે છે, પંચમકાળ નડે છે એમ કાંઈ ન કહ્યું; પણ સાવધાન થા એમ કહીને પુરુષાર્થ બતાવ્યો છે. પહેલાં કહ્યું હતું કે વિમોહિત પણ તારાથી થયો હતો અને હવે સાવધાન પણ તારાથી થા.

આચાર્યદેવ કહે છે કે તું સૂણને! તારે શું જોઈએ છે તે

બોલને! પરને મારું માનવારૂપ જે વળગાડ તને વળગ્યો છે તે ઓડિયાને છોડ.

સાવધાન થવાનું કહ્યું છે તેમાં મિથ્યાત્વનો અભાવ બતાવ્યો છે, અને કહ્યું કે ધર્મ તારામાં ભર્યો છે. તારો આત્મા મીઠાના ગાંગડાની જેમ છૂટો ચૈતન્યગાંગડો છે, તે કદી જડ થતો નથી એમ શ્રી ગુરુઓનો ઉપદેશ છે.

જડ તે આત્મા થતો નથી અને આત્મા તે જડ થતો નથી તેમ 'સર્વજ્ઞભગવાને બન્ને પદાર્થ જુદા દીઠા છે' ને તેં એક ક્યાંથી દીઠા? ઉપયોગસ્વરૂપ આત્માને ઓળખીને તેમાં ઠર.

દેવાધિદેવ ત્રિલોકનાથ તીર્થંકરદેવ કહે છે કે હવે વૃથા માન્યતાથી બસ થાઓ. સુખ અને સ્વાધીનતાનો રસ્તો તારામાં છે.

હવે આચાર્યદેવ ત્રણ ગાથાના સારરૂપ એક કળશ કહે છેઃ—

( માલિની )

अयि कथमपि मृत्वा तत्त्वकौतूहली सन्<br>
अनुभव भवमूर्तेः पार्श्ववर्ती मुहूर्तम् ।<br>
पृथगथ विलसंतं स्वं समालोक्य येन<br>
त्यजसि झगिति मूर्त्या साकमेकत्वमोहम् ॥२३॥

અર્થઃ—'अयि' એ કોમળ સંબોધનના અર્થવાળું અવ્યય છે. આચાર્ય કોમળ સંબોધનથી કહે છે કે હે ભાઈ! તું કોઈ પણ રીતે મહાકષ્ટે અથવા મરીને પણ તત્ત્વોનો કૌતૂહલી થઈ આ શરીરાદિ મૂર્ત દ્રવ્યનો એક મુહૂર્ત ( બે ઘડી ) પાડોશી થઈ આત્માનો અનુભવ કર કે જેથી પોતાના આત્માને વિલાસરૂપ, સર્વ પરદ્રવ્યોથી જુદો દેખી આ શરીરાદિ મૂર્તિક પુદ્‌ગલદ્રવ્ય સાથે એકપણાના મોહને તું તુરત જ છોડશે.

મિથ્યાદૃષ્ટિના મિથ્યાત્વનો નાશ કેમ થાય? અને ઊંધી માન્યતાને ઊંધા પાપ અનાદિનાં કેમ ટળે? તેનો ઉપાય બતાવે છે.

આચાર્યદેવ કડક સંબોધન કરીને કહેતા નથી પણ કોમળ સંબોધન કરીને કહે છે કે હે ભાઈ! આ તને શોભે છે! એમ કોમળ સંબોધન કરીને જગાડે છે કે તું કોઈ પણ રીતે મહા કષ્ટે અથવા મરીને પણ-મરણ જેટલાં કષ્ટ આવે તો પણ તે બધું સહન કરીને તત્ત્વનો કૌતૂહલી થા.

જેમ કુવામાં કોશિયો મારી તાગ લાવે છે તેમ જ્ઞાનથી ભરેલા ચૈતન્ય કુવામાં પુરુષાર્થરૂપ ઊંડા કોશિયો મારી તાગ લાવ, વિસ્મયતા લાવ, દુનિયાની દરકાર છોડ. દુનિયા એકવાર તને ગાંડો કહેશે, ભંગડ-ભૂત પણ કહેશે. દુનિયાની અનેક પ્રકારની પ્રતિકૂળતા આવે તો પણ તેને સહન કરીને, તેની ઉપેક્ષા કરીને, ચૈતન્યભગવાન કેવા છે તેને જોવાને એકવાર કૌતૂહલ તો કર! જો દુનિયાની અનુકૂળતા કે પ્રતિ-કૂળતામાં રોકાઈશ તો તારા ચૈતન્યભગવાનને તું જોઈ શકીશ નહિ. માટે દુનિયાનું લક્ષ છોડી દઈ અને તેનાથી એકલો પડી એકવાર મહાન કષ્ટે પણ તત્ત્વનો કૌતૂહલી થા!

જેમ સૂતર અને નેતરને મેળ ખાય નહિ તેમ જેને આત્માની ઓળખાણ કરવી હોય તેને અને જગતને મેળ નહિ ખાય. સમ્યક્-દૃષ્ટિરૂપ સૂતર અને મિથ્યાદૃષ્ટિરૂપ નેતરને મેળ નહિ ખાય. આચાર્યદેવ કહે છે કે હે બંધુ! તું ચોરાશીના કુવામાં પડ્યો છે, તેમાંથી પાર પામવા માટે ગમે તેટલા પરિષહો કે ઉપસર્ગો આવે, મરણ જેટલાં કષ્ટો આવે તોપણ તેની દરકાર છોડીને પુણ્ય-પાપરૂપ વિકારભાવનો બે ઘડી પાડોશી થા, તો ચૈતન્યદળ તને જુદું જણાશે. શરીરાદિ તથા શુભાશુભભાવ એ બધું મારાથી જુદું છે ને હું એનાથી જુદો છું, પાડોશી છું, એમ એકવાર પાડોશી થઈ આત્માનો અનુભવ કર.

સાચી સમજણ કરીને નજીકમાં રહેલા પદાર્થોથી હું જુદો, જાણનાર-દેખનાર છું, શરીર, વાણી, મન તે બધાં બહારનાં નાટક છે, તેને નાટક સ્વરૂપે જો, તું તેનો સાક્ષી છો. સ્વાભાવિક અંતર જ્યોતિથી જ્ઞાન ભૂમિકાની સત્તામાં આ બધું જે જણાય છે તે હું નહિ પણ તેને જાણનારો તેટલો હું એમ તેને જાણ તો ખરો! અને તેને જાણીને

તેમાં લીન તો થા! આત્મામાં શ્રદ્ધા, જ્ઞાન અને લીનતા પ્રગટ થાય છે તેનું આશ્ચર્ય લાવી એકવાર પાડોશી થા.

જેમ મુસલમાનનું ઘર અને વાણિયાનું ઘર નજીક નજીક હોય તો વાણિયો તેનો પાડોશી થઈ રહે છે પણ તે મુસલમાનનું ઘર પોતાનું માનતો નથી; તેમ તું પણ ચૈતન્યસ્વભાવમાં ઠરી, પરપદાર્થનો બે ઘડી પાડોશી થા, આત્માનો અનુભવ કર.

શરીર, મન, વાણીની ક્રિયા તથા પુણ્ય-પાપનાં પરિણામ તે બધું પર છે. ઊંધા પુરુષાર્થવડે પરનું માલિકીપણું માન્યું છે, વિકારી ભાવ તરફ તારું બહારનું લક્ષ છે, તે બધું છોડી સ્વભાવમાં શ્રદ્ધા, જ્ઞાન, અને લીનતા કરી એક અંતર્મુહૂર્ત એટલે બે ઘડી છૂટો પડી ચૈતન્યમૂર્તિને છૂટો જો; ચૈતન્યની વિલાસરૂપ મોજને જરીક છૂટો પડીને જો, તે મોજને અંદરમાં દેખતાં શરીરાદિના મોહને તું તુરત જ છોડી શકશે. 'झगिति' એટલે ઝટ દઈને છોડી શકીશ. આ વાત સહેલી છે કેમકે તારા સ્વભાવની છે. કેવળજ્ઞાનલક્ષ્મીને સ્વરૂપસત્તાભૂમિમાં ઠરીને જો, તો પર સાથેના મોહને ઝટ દઈને છોડી શકીશ.

ત્રણકાળ ત્રણલોકની પ્રતિકૂળતાના ગંજ એક સાથે સામે આવીને ઉભા રહે તો પણ માત્ર જ્ઞાતાપણે રહીને તે બધું સહન કરવાની શક્તિ આત્માના જ્ઞાયકસ્વભાવની એક સમયની પર્યાયમાં રહેલી છે. શરીરાદિથી ભિન્નપણે આત્માને જાણ્યો તેને એ પરિષહોના ગંજ જરાપણ અસર કરી શકે નહીં એટલે કે ચૈતન્ય પોતાના વેપારથી જરાપણ ડગે નહિ.

જેમ કોઈ જીવતા રાજકુમારને કે જેનું શરીર કોમળ છે તેને જમશેદપુરની અગ્નિની ભઠ્ઠીમાં એકદમ નાખી દે અને તેને જે દુઃખ થાય તેના કરતાં અનંતગણું દુઃખ પહેલી નરકે છે અને પહેલી નરક કરતાં બીજી, ત્રીજી આદિ સાતમી નરકે એક એકથી અનંતગણું દુઃખ છે, એવા અનંતા દુઃખની પ્રતિકૂળતાની વેદનામાં પડેલો, મહા આકરાં પાપ કરીને ત્યાં ગએલો, તીવ્ર વેદનાના ગંજમાં પડેલો છતાં, તેમાં કોઇવાર કોઈ જીવને એવો વિચાર આવે કે અરેરે! આવી વેદના!

આવી પીડા! એવા વિચારો કરતાં સ્વસન્મુખ વેગ વળતાં સમ્યક્દર્શન થઈ જાય છે. ત્યાં સત્સમાગમ નથી પણ પૂર્વે એકવાર સત્સમાગમ કર્યો હતો, ત્યાં સતનું શ્રવણ કર્યું હતું અને વર્તમાન સમ્યક્ વિચારના બળથી, સાતમી નરકની મહા તીવ્ર પીડામાં પડેલો છતાં, પીડાનું લક્ષ ચૂકી જઈને સમ્યક્દર્શન થાય છે, આત્માનું વેદન થાય છે. સાતમી નરકમાં રહેલા સમ્યક્દર્શન પામેલા જીવને તે નરકની પીડા અસર કરી શકતી નથી કારણકે તેને ભાન છે કે મારા જ્ઞાનસ્વરૂપ ચૈતન્યને કોઈ પર પદાર્થ અસર કરી શકતો નથી. એવી અનંતી વેદનામાં પડેલા પણ આત્માનો અનુભવ પામ્યા છે, તો સાતમી નરક જેટલી પીડા તો અહીં નથીને! મનુષ્યપણું પામીને રોદણાં શું રોયાં કરે છે? હવે સત્સમાગમે આત્માની પિછાણ કરી આત્માનુભવ કર. આત્માનુભવનું એવું માહાત્મ્ય છે કે પરિષહ આવ્યે પણ ડગે નહિ ને બે ઘડી સ્વરૂપમાં લીન થાય તો પૂર્ણ કેવળજ્ઞાન પ્રગટ કરે, જીવનમુક્તદશા થાય અને મોક્ષદશા થાય: તો પછી મિથ્યાત્વનો નાશ કરી કરી સમ્યક્દર્શન પ્રગટ કરવું તો સુગમ છે.

કોઈ કહે કે અમે તો કલાકના કલાક બેસીએ છીએ છતાં કેમ ન સમજાય?

ઉત્તર–પોતાનો દોષ છે. પોતે સમજવાની દરકાર કરી નથી. કાંતો કાઢે ગુરુનો દોષ, અને કાંતો કાઢે શાસ્ત્રનો દોષ; પણ ગુરુનો કે શાસ્ત્રનો દોષ નથી; દોષ તારો પોતાનો છે. તેં સાચું સમજવાની રુચિ કે જિજ્ઞાસા કરી જ નથી. ભગવાન ત્રિલોકનાથ તીર્થંકરદેવ પણ વાણી કહીને છૂટી જાય પરંતુ સમજવું તો પોતાને હાથ છે.

૧૯૯૯ ભાદરવા વદી ૧૨ રવિ

અત્યારસુધી આચાર્યદેવે અપ્રતિબુદ્ધ શિષ્યને એમ કહ્યું કે શરીર, મન, વાણી ને વિકાર તે તારાં નથી, પર તરફ વલણવાળો શુભાશુભ ભાવ તે પણ તારો નથી, તો પછી શરીરાદિ તો તારાં ક્યાંથી હોય? અનાદિથી શરીરાદિને પોતાનાં માનતો આવે છે તેને ભેદજ્ઞાન વડે જુદું સ્વરૂપ સમજાવ્યું; પરને અને તારે કાંઈપણ સંબંધ નથી,

તું બે ઘડી પાડોશી થઈને ચિદાનંદ પરમાત્મસ્વરૂપ આત્મા પરથી નિરાળો છે તેનો અનુભવ કર. શરીર અને આત્મા ત્રણકાળ, ત્રણ-લોકમાં એક નથી એમ મહા અજ્ઞાનથી જેનું ચિત્ત વિમોહિત છે તેને સમજાવ્યું. ૨૫.

હવે શિષ્ય પ્રશ્ન કરે છે, પ્રભુ! શરીર અને આત્મા તદ્દન જુદા છે એમ આપે બહુ ભાર દઈને કહ્યું પણ હું શાસ્ત્રમાંથી જ બતાવું કે શરીર ને આત્મા એક છે. તે ગાથા હવે કહે છે:—

जदि जीवो ण सरीरं तित्थयरायरियसंथुदी चेव ।
सव्वावि हवदि मिच्छा तेण दु आदा हवदि देहो ॥२६॥

અર્થ:—અપ્રતિબુદ્ધ કહે છે કે: જો જીવ છે તે શરીર નથી તો તીર્થંકર અને આચાર્યોની સ્તુતિ કરી છે તે બધીયે મિથ્યા (જૂઠી) થાય છે; તેથી અમે સમજીએ છીએ કે આત્મા તે દેહ જ છે.

અપ્રતિબુદ્ધ કહે છે કે પ્રભુ! જો જીવ છે તે શરીર નથી તો તીર્થંકર અને આચાર્યની સ્તુતિ આપ પણ કરો છો તે પણ મિથ્યા ઠરશે. પ્રભુ! આપ પોતે જ ભગવાનની સ્તુતિ કરવા બેસો છો ત્યારે ભગવાનનો આત્મા આવો છે એમ એકલા આત્માની જ આપ સ્તુતિ કરતા નથી પણ ભગવાનનો વર્ણ આવો, આવી તેમની દિવ્ય વાણી, એમ કહીને આપ સ્તુતિ કરો છો તેથી અમે સમજીએ છીએ કે આત્મા તે દેહ જ છે. આપ શરીર અને આત્મા તદ્દન જુદા છે એમ બહુ જોર દઈને કહેતા હો તો હું શાસ્ત્રમાંથી જ કાઢી દઉં કે શરીર ને આત્મા એક છે. શિષ્ય ઘણું બધું જાણે છે એટલે કે શાસ્ત્રને જાણે છે તેમાંથી જ પ્રશ્ન કરે છે કે આપ પણ ભગવાનના શરીરની સ્તુતિ કરો છો, અને વળી કહો છો કે દેહ ને આત્મા જુદા છે, ને સ્તુતિ કરવા ટાણે પાછી દેહની સ્તુતિ કરો છો માટે તમારી તે સ્તુતિ મિથ્યા ઠરે છે.

---

જો જીવ હોય ન દેહ તો આચાર્ય-તીર્થંકરતણી
સ્તુતિ સૌ ઠરે મિથ્યા જ, તેથી એકતા જીવદેહની! ૨૬.

તે સ્તુતિ આ પ્રમાણે છે:—

( શાર્દૂલવિક્રીડિત )

कांत्यैव स्नपयंति ये दशदिशो धाम्ना निरुंधंति ये
धामोद्दाममहस्विनां जनमनो मुष्णंति रूपेण ये ।
दिव्येन ध्वनिना सुखं श्रवणयोः साक्षात्क्षरंतोऽमृतं
वंद्यास्तेऽष्टसहस्रलक्षणधरास्तीर्थेश्वराः सूरयः ॥ २४ ॥

અર્થ:—તે તીર્થંકર—આચાર્યો વાંદવા યોગ્ય છે. કેવા છે તે? પોતાના દેહની કાન્તિથી દશે દિશાઓને ધુએ છે—નિર્મળ કરે છે, પોતાના તેજ વડે ઉત્કૃષ્ટ તેજવાળા સૂર્યાદિકના તેજને ઢાંકી દે છે, પોતાના રૂપથી લોકોનાં મન હરી લે છે, દિવ્યધ્વનિ-વાણીથી (ભવ્યોના) કાનોમાં સાક્ષાત્ સુખ-અમૃત વરસાવે છે અને એક હજાર ને આઠ લક્ષણોને ધારણ કરે છે,—એવા છે.

જગતના જીવોની લાયકાત તૈયાર થાય છે ત્યાં એક જીવ પણ એવો પાકે છે કે તે જગતના જીવોમાંથી ઉન્નતિક્રમે વધતો વધતો બીજા જીવોને તારવામાં નિમિત્તરૂપ જગતગુરુનું બિરુદ લઈને આવે છે, તે ભગવાન તીર્થંકરદેવ હોય છે. તીર્થંકર ભગવાનને તે જ દેહે મુક્ત થવું છે, તે પુરુષ પુણ્ય અને પવિત્રતામાં પૂરા હોય છે. આચાર્યો પણ છઠ્ઠી-સાતમી ભૂમિકામાં ઝૂલતા, ગુણના નિધાન અને વિશેષ પુણ્યવંત હોય છે. તે તીર્થંકર-આચાર્યો વાંદવા યોગ્ય છે. તીર્થંકરદેવ કેવા છે? પોતાના દેહની કાન્તિથી દશે દિશાને ધુએ છે, તેમની દિવ્યધ્વનિમાંથી સાક્ષાત્ અમૃત વરસાદ વરસે છે; કેવા છે તે ભગવાન? પોતાના તેજ વડે ઉત્કૃષ્ટ તેજવાળા સૂર્યાદિકના તેજને ઢાંકી દે છે, વગેરે કથન સૂત્રોમાં આવે છે અને આવી સ્તુતિ કરવાનું પણ આપ કહો છો, તેથી અમે એમ સમજીએ છીએ કે શરીર ને આત્મા એક છે, એમ શિષ્ય કહે છે.

ભગવાન આવા રૂપાળા ને ભગવાન આવા સુંદર, આવી સુંદર તેમની વાણી, આ બધું શાસ્ત્રોમાં આવે છે, જુઓ શાસ્ત્રનો લેખ, એમ અમે શાસ્ત્રની દલીલ આપીને કહીએ છીએ.

શિષ્ય કહે છે કે પ્રભુ! તમે શરીરથી આત્મા તદ્દન જુદો, જુદો, એમ માંડયો છે પણ જ્યારે ભગવાનની સ્તુતિ થાય છે ત્યારે ભગવાનનો આત્મા નિર્વિકારી, વીતરાગ પિંડ જુદો છે ને દેહની સ્તુતિ તે નિમિત્તથી છે એમ તમે કહેતા નથી.

ભગવાન શ્રી તીર્થંકરદેવનું શરીર સ્ફટિક જેવું થઈ જાય છે. તેમના શરીરમાં સર્વોત્કૃષ્ટ પુણ્ય હોય છે, ભગવાનના શરીરના રજકણોની રચના એવી હોય છે કે જેમાં પુણ્યના પૂર્ણ રસની સામગ્રીનો યોગ હોય છે તેથી લોકોનાં મન હરી લે છે.

તીર્થંકર ભગવાનના શરીરમાં એક હજાર ને આઠ લક્ષણો હોય છે. ધ્વજા, વહાણ, વગેરે લક્ષણો હોય છે. તેમના હોઠ બંધ હોય અને આખા શરીરમાંથી ૐ એવો દિવ્યધ્વનિ છૂટે છે. તે સૌ સૌની યોગ્યતા અનુસાર સૌ સમજી જાય છે, ભવ્યોના કાનમાં સાક્ષાત્ અમૃત રેડે છે, એવી તે દિવ્ય વાણી છે. આવી સ્તુતિ શાસ્ત્રોમાં આવે છે, તેથી શિષ્યનો એમ પ્રશ્ન છે કે પ્રભુ! તમે તીર્થંકર ભગવાનનું સ્વરૂપ કેવળજ્ઞાન, કેવળદર્શન, નિર્વિકલ્પ સમાધિ સ્વરૂપ છે તેમ ન કહ્યું, પણ શરીરનું વર્ણન કરી તમે ભગવાનનું સ્વરૂપ બતાવો છો. શરીરનું તેજ, શરીરનો રંગ તે ભગવાનના આત્માનો નથી પણ શરીરનો છે એમ તમે નથી કહેતા પણ હે નાથ! આવી તમારી સુંદરતા, આવી તમારી વાણી, વગેરે સ્તુતિ કરતાં પણ તમે શીખવો છો અને વાણીના અને શરીરના સ્વામી ભગવાનને તમે જ ઠરાવો છો.

શિષ્ય પરમાર્થની વાત ભૂલીને વ્યવહારને પકડે છે, આવી શાસ્ત્રની વાત સાંભળીને શિષ્ય ઘરનો ઉંદર થઈને પૂછે છે.

આચાર્યદેવ શિષ્યને ઉત્તર આપે છે કે હે શિષ્ય! શરીર અને આત્મા એક જગ્યાએ રહે છે તેથી શાસ્ત્રમાં નિમિત્તથી કથન છે કે, ભગવાનનું શરીર આવા વર્ણવાળું, ને આવી તેમની વાણી, વગેરે નિમિત્તથી કથન છે; જેમ કે ઘડો માટીનો હોવા છતાં ઘીના સંયોગથી તે ઘડાને ઘીનો ઘડો કહેવાય છે, આવો અનાદિથી ચાલ્યો આવતો રૂઢ વ્યવહાર છે; ઘીનો ઘડો બોલાય છે પણ ઘડો માટીનો છે એમ

લક્ષમાં હોય તો તે નિમિત્તના કથનનો વ્યવહાર પણ સાચો કહેવાય, તેમ શરીર અને આત્માને એક જગ્યાએ રહેવાનો સંબંધ છે, તેથી શરીરદ્વારા ભગવાનની સ્તુતિ કરવામાં આવે છે; પણ પરમાર્થે તો બન્ને દ્રવ્ય જુદાં જ છે, એમ લક્ષમાં હોય તો તે નિમિત્તના કથનથી થતી સ્તુતિનો વ્યવહાર પણ સાચો છે.

શાસ્ત્રમાં નિમિત્તથી એમ વાત આવે છે કે આત્માને કર્મ બંધાયાં છે અને કર્મ આત્માને નડે છે. એવી વાત જ્યાં આવે ત્યાં નિમિત્તને જ વળગી પડયો પણ આત્માને પરપદાર્થ એવું જે કર્મ તે હણે કે લાભ-નુકસાન કરી શકે નહિ છતાં પણ જગતના જીવો, વ્યવહારથી બોલાય છે તેને જ પરમાર્થ માની લે છે.

આચાર્યદેવ કહે છે કે ભાઈ! શાસ્ત્રમાં બે જાતનાં કથન હોય છે: એક પરમાર્થનું ને બીજું નિમિત્તનું. જેમકે જ્ઞાનાવરણીય કર્મે આત્માના જ્ઞાનગુણને રોકયો, તો શું જડકર્મ ચૈતન્ય આત્માના ગુણને રોકી શકે? પણ પોતે પોતાથી રોકાણો ત્યારે ઉપચારથી કહ્યું કે જ્ઞાનાવરણીય કર્મે જ્ઞાનગુણ રોકયો. પણ તું અપેક્ષા સમજતો નથી ને વ્યવહારને પરમાર્થમાં ખતવે છે ને પરમાર્થને વ્યવહારમાં ખતવે છે; ભૂલ કરી પોતે ને કર્મે ભૂલ કરાવી તેમ કહેવું તે અનાદિની વ્યવહાર રૂઢિની વાત છે.

ભાઈ! શાસ્ત્રમાં ઘણા પડખાની વાત આવે છે તેમાં વ્યવહારની પણ હજારો વાત આવે છે. ભગવાનની વાણીને તથા તેમના આત્માને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ હોય છે તેથી હે પ્રભુ! તમે અમૃતધોધ વરસાવો છો એવો સ્તુતિનો વ્યવહાર ભગવાનના આત્માના ગુણ ઉપર લક્ષ જવાને માટે કહ્યો છે.

શિષ્ય કહે છે કે વાત કરો છો વ્યવહારથી ને સમજવો પરમાર્થ એવું અમે સમજતા નથી માટે દેહ ને આત્મા એક છે એવો અમારો એકાંત નિશ્ચય છે.

ગુરુ કહે છે કે ભાઈ! શાસ્ત્રમાં વ્યવહાર ને પરમાર્થ બન્ને રીતે વાત આવે છે, એકવાર શાસ્ત્રમાં એમ કહ્યું હોય કે આત્મામાં ત્રણ-

અર્થ:—વ્યવહારનય તો એમ કહે છે કે જીવ અને દેહ એક જ છે; પણ નિશ્ચયનયનું કહેવું છે કે જીવ અને દેહ કદી પણ એક પદાર્થ નથી.

જે એક વસ્તુને પરવસ્તુની અપેક્ષાએ જાણે અને કથન કરે તે જ્ઞાનને વ્યવહારનય કહેવાય છે, અને વસ્તુને વસ્તુની સ્વઅપેક્ષાએ જાણે અને કથન કરે તે જ્ઞાનને નિશ્ચયનય કહેવાય છે. જાણે તે જ્ઞાન-નય અને કથન કરે તે શબ્દનય છે. સ્વાશ્રિત તે નિશ્ચયનય ને પરાશ્રિત તે વ્યવહારનય.

જેમ આ લોકમાં સુવર્ણ અને ચાંદીને ગાળી એક કરવાથી એક પિંડનો વ્યવહાર થાય છે, સોનું ને ચાંદી બે ગાળીને તેને ભેગા કરવાથી એક લઠ્ઠ થાય છે ત્યારે એક પિંડનો વ્યવહાર થાય છે તેને લોકો છાશિયું સોનું કહે છે; જુઓ, વસ્તુ એક નથી પણ એક પિંડનો રૂઢિથી ચાલ્યો આવતો વ્યવહાર છે, પરમાર્થે સોનું ને રૂપું એક થયું નથી. કોઈ દ્રવ્ય કોઈ દ્રવ્યરૂપે થાય નહિ એવો સિદ્ધાંત છે. સોનું અને ચાંદીને ગાળીને એક કરવાથી એક પિંડનો વ્યવહાર થાય છે તેમ આત્માને અને શરીરને પરસ્પર એક ક્ષેત્રે રહેવાની અવસ્થા હોવાથી એકપણાનો વ્યવહાર છે. આમ વ્યવહારમાત્રથી જ આત્મા અને શરીરનું એકપણું છે, પરંતુ નિશ્ચયથી એકપણું નથી; આત્મા અને શરીરને એક ક્ષેત્રે રહેવાનો જે સંબંધ છે તે પર્યાયને લઈને છે, નહિ કે દ્રવ્યને લઈને; બન્નેને એક ક્ષેત્રે રહેવાની પર્યાયની લાયકાત છે, એક ક્ષેત્રે રહેવા છતાં બન્નેની હાલત જુદી જુદી છે; તે એક થતી નથી. ભગવાનનું કેવળજ્ઞાન અને દિવ્યધ્વનિ, બન્નેની અવસ્થા એક જગ્યાએ થાય છે, છતાં બન્નેની અવસ્થા જુદી જુદી છે. દિવ્યધ્વનિ અને આત્માના પ્રદેશનું કંપન તે બન્ને અવસ્થા એક જગ્યાએ થાય છે છતાં બન્નેની અવસ્થા જુદી જુદી છે, એક જગ્યાએ બન્નેની અવસ્થા છે તે વ્યવહાર છે. વ્યવહાર એટલે કહેવામાત્ર કે બોલવામાત્ર છે પણ વ્યવહાર તે વ્યાપકરૂપે નથી. વ્યાપક એટલે કે તે દ્રવ્યની અવસ્થા તે દ્રવ્યમાં જ થાય, બીજા દ્રવ્યમાં ન થાય; અને વ્યવહારનય એક દ્રવ્યની અવસ્થાને બીજા દ્રવ્યની અવસ્થારૂપે કથન કરે છે માટે

તે વ્યવહાર વ્યાપકરૂપે નથી.

જેમ પીળાપણું આદિ અને સફેદપણું આદિ જેમનો સ્વભાવ છે એવા સુવર્ણ અને ચાંદીને અત્યંત ભિન્નપણું હોવાથી એક પદાર્થ-પણાની અસિદ્ધિ છે તેથી અનેકપણું જ છે, તેવી રીતે ઉપયોગ અને અનુપયોગ જેમનો સ્વભાવ છે એવા આત્મા અને શરીરને અત્યંત ભિન્નપણું હોવાથી એક પદાર્થપણાની પ્રાપ્તિ નથી તેથી અનેકપણું જ છે.

જેમ સોનું અને રૂપું બન્ને જુદા પદાર્થ છે તેવી રીતે ઉપ-યોગસ્વરૂપ એટલે જાણવાદેખવાના સ્વભાવવાળો આત્મા, અને અનુપયોગસ્વરૂપ એટલે નહિ જાણવાદેખવાના સ્વભાવવાળો જડ, તે બન્ને જુદા પદાર્થ છે. તે જુદા પદાર્થોને જેમ છે તેમ જુદા જાણવા તે નિશ્ચય ને જુદા પદાર્થમાં પરનો આરોપ કરવો તે વ્યવહાર.

વ્યવહારમાં નિમિત્તને પકડે પણ નિશ્ચયને પકડે નહિ તો આ શિષ્યે કહ્યું તેવા ઝગડા ઊઠે. બોલાય વ્યવહારથી, જેમકે ભગવાનનું શરીર; પણ પરમાર્થે ભગવાન અને શરીર બન્ને જુદાં છે.

હાથીના દાંત દેખાડવાના જુદા ને ચાવવાના જુદા. દેખાડ-વાના દાંત મોટા હોય ને ચાવવાના દાંત ઝીણા હોય, દેખાડવાના દાંત રંગવામાં ને શોભા કરવામાં કામ આવે, ને ચાવવાના દાંત ખાવામાં કામ આવે. તેમ શાસ્ત્ર તો ભા ના કાગળ છે તેને ઉકેલતાં શીખવું જોઇશે. શાસ્ત્રમાં વ્યવહારનાં કથન ઘણાં હોય છે, પરંતુ જેટલાં વ્યવહારનાં-નિમિત્તનાં કથન છે તે પોતાના ગુણમાં કામ ન આવે એટલે કે પેટ ભરવામાં કામ ન આવે પણ બોલવામાં કામ આવે. આત્મા પરમાર્થે પરથી જુદો છે-પરથી ભિન્ન છે તેની શ્રદ્ધા કરી, તેમાં લીન થાય તો આત્માને ભીણો ચડે. પરમાર્થ છે તે વ્ય-વહારમાં-બોલવામાં કામ આવે નહિ પણ તેના વડે આત્માને શાંતિ થાય. આવો આ પ્રગટ નયવિભાગ છે.

આવો નયવિભાગ સમજે નહિ અને એકલા વ્યવહારને જ પકડીને કહે કે અમે પરદુઃખભંજન છીએ. પણ ખરી રીતે તો એનો અર્થ એમ છે કે પોતાને બીજાના દુઃખની લાગણી થઇ આવે છે,

કાળ-ત્રણલોકમાં રાગદ્વેષ નથી, ત્યાં એમ સમજવું કે તે કથન સ્વભાવની અપેક્ષાએ દ્રવ્યદૃષ્ટિથી કહેવાયું છે, વળી તે જ શાસ્ત્રમાં કહ્યું હોય કે આત્મામાં રાગ-દ્વેષ છે, ત્યાં એમ સમજવું કે તે કથન વર્તમાન અશુદ્ધ અવસ્થાની અપેક્ષાએ પર્યાયદૃષ્ટિથી કહેવાયું છે. તે રીતે તે કથન જેમ છે તેમ સમજવું, પણ બન્નેનો ખીચડો કરી સમજવું નહીં.

વળી શાસ્ત્રોમાં એમ આવે કે આત્મા નિત્ય છે, તો ત્યાં નિત્ય કહ્યું તે દ્રવ્યદૃષ્ટિની અપેક્ષાએ કહ્યું છે અને બીજીવાર શાસ્ત્રમાં એમ આવે કે આત્મા અનિત્ય છે, તે પર્યાયની અપેક્ષાએ અવસ્થાદૃષ્ટિથી કહ્યું છે. તે બન્ને કથન અપેક્ષાપૂર્વક છે તે ન જાણે અને સર્વથા નિત્ય કે સર્વથા અનિત્ય માની લે તો તે અજ્ઞાની છે, એકાંતદૃષ્ટિ છે. આત્મા ચિદાનંદ ભગવાન, પરથી જુદો, શુદ્ધ જ્ઞાયક છે એવી જે દૃષ્ટિ તે પરમાર્થદૃષ્ટિ-ધ્રુવદૃષ્ટિ છે. ક્ષણે ક્ષણે બદલતી જે અવસ્થા તેના ઉપર જે દૃષ્ટિ તે વ્યવહારદૃષ્ટિ-ભંગદૃષ્ટિ-ભેદદૃષ્ટિ છે.

વળી એકવાર શાસ્ત્રકાર મુનિને એમ કહે કે હે મુનિ! ઇર્યાસમિતિથી બરાબર જોઇને ચાલજે, ને બીજીવાર શાસ્ત્રકાર એમ કહે કે શરીરની ક્રિયા મારો આત્મા કરે છે એમ માનીશ તો મહામિથ્યાદૃષ્ટિ છે, એક ડગલું ભરવું પણ તારા હાથની વાત નથી. સાંભળો ભાઈ! આમાં હજારો વ્યવહાર બોલનો ફડચો છે. જોઇને ચાલજે એમ કહ્યું હોય ત્યાં એમ સમજવું કે આત્મા જ્યારે પોતાના નિર્વિકારી શુદ્ધ સ્વભાવમાં તદ્દન સ્થિર ન રહી શકે, ત્યારે અશુભ ભાવને ટાળવા માટે શુભ ભાવ રાખવાનું કહ્યું છે, અને જ્યારે શુભ ભાવ હોય એટલે કે પરજીવોને દુઃખ દેવાનો ભાવ ન હોય ત્યારે શરીરની ક્રિયા બીજા જીવોને મારવાની ન થાય એવો લગભગ નિમિત્ત-નૈમિત્તિક સંબંધ હોય છે; ચૈતન્યના વિકારી શુભ પરિણામ થવા તે પોતાને કારણે, ને શરીરની ક્રિયા થવી તે શરીરને કારણે, ને બીજો જીવ ન મરે તે તેના આયુષ્યના કારણે: તેમ સૌ સૌનાં કાર્યો જુદાં જુદાં સ્વતંત્રપણે થાય છે, છતાં પણ ઉપચારથી એમ કહેવાય છે કે આ જીવે આને બચાવ્યો.

પોતાના શુભ ભાવનું નિમિત્ત હોય, અને શુભ ભાવ પ્રમાણે શરીરની ક્રિયાનો ઉદય હોય ને સામા જીવને આયુષ્યનો ઉદય હોય એવો લગભગ મેળ થઈ જાય એટલે ઉપચારથી એમ કહેવાય કે આના શુભભાવથી આ જીવ બચ્યો, પણ તેથી કોઈ પરમાર્થે એમ સમજી જાય તો તે બરાબર નથી, કારણકે બીજો જીવ બીજા જીવને બચાવી શકે તેવી ત્રેવડ ત્રણકાળ-ત્રણલોકમાં કોઇની છે નહીં. પણ બીજા જીવને દુઃખ દેવાના ભાવ ન થાય, એટલે કે શુભ ભાવ હોય ત્યારે શરીરની ક્રિયા પણ બીજા જીવોને દુઃખ દેવાની ન થાય એવા લગભગ નિમિત્ત-નૈમિત્તિક સંબંધને કારણે બીજા જીવોને બચાવવાનો અને જોઇને ચાલવાનો ઉપદેશ કરવામાં આવે છે. પણ જો શુભભાવ કરવાથી સામો જીવ બચી જ જતો હોય તો જ્યારે જ્યારે શુભભાવ થાય ત્યારે ત્યારે બધીવાર બચી જવો જોઇએ, પણ તેમ તો બનતું નથી. જેમ કે મુનિ ઇર્યાસમિતિથી ચાલ્યા જતા હોય છતાં તેમના પગ નીચે કોઈ જીવ આવીને મરી જાય તો મુનિને દોષ નથી કારણ કે તેમને મારવાના ભાવ નથી, માટે જોઇને ચાલજે એમ કહેવામાં તદ્દન અપ્રમત્ત ધ્યાનમાં ન રહેવાય ત્યારે હિંસાના અશુભભાવથી બચવા શુભભાવમાં રહેવાનું કહ્યું છે. શરીરની ક્રિયા આત્માને તાબે નથી. ચૈતન્યતત્ત્વ પરથી જુદું છે, તે પરનું કાંઈ કરી શકે નહિ, તે ન સમજે ને વ્યવહારમાં જ મૂંઝાય તો તે બરાબર નથી. २६.

આચાર્યદેવ કહે છે કે તું નયના વિભાગને એટલે વહેંચણીને જાણતો નથી, તે નયવિભાગ આ પ્રમાણે છે:—

**ववहारणओ भासदि जीवो देहो य हवदि खलु इक्को ।**
**ण दु णिच्छयस्स जीवो देहो य कदावि एकट्ठो ॥२७॥**

---

જીવ દેહ બન્ને એક છે—વ્યવહારનયનું વચન આ;
પણ નિશ્ચયે તો જીવ દેહ કદાપિ એક પદાર્થ ના. २७.

અર્થ:—વ્યવહારનય તો એમ કહે છે કે જીવ અને દેહ એક જ છે; પણ નિશ્ચયનયનું કહેવું છે કે જીવ અને દેહ કદી પણ એક પદાર્થ નથી.

જે એક વસ્તુને પરવસ્તુની અપેક્ષાએ જાણે અને કથન કરે તે જ્ઞાનને વ્યવહારનય કહેવાય છે, અને વસ્તુને વસ્તુની સ્વઅપેક્ષાએ જાણે અને કથન કરે તે જ્ઞાનને નિશ્ચયનય કહેવાય છે. જાણે તે જ્ઞાન-નય અને કથન કરે તે શબ્દનય છે. સ્વાશ્રિત તે નિશ્ચયનય ને પરા-શ્રિત તે વ્યવહારનય.

જેમ આ લોકમાં સુવર્ણ અને ચાંદીને ગાળી એક કરવાથી એક પિંડનો વ્યવહાર થાય છે, સોનું ને ચાંદી બે ગાળીને તેને ભેગા કરવાથી એક લહુ થાય છે ત્યારે એક પિંડનો વ્યવહાર થાય છે તેને લોકો છાશિયું સોનું કહે છે; જુઓ, વસ્તુ એક નથી પણ એક પિંડનો રૂઢિથી ચાલ્યો આવતો વ્યવહાર છે, પરમાર્થે સોનું ને રૂપું એક થયું નથી. કોઈ દ્રવ્ય કોઈ દ્રવ્યરૂપે થાય નહિ એવો સિદ્ધાંત છે. સોનું અને ચાંદીને ગાળીને એક કરવાથી એક પિંડનો વ્યવહાર થાય છે તેમ આત્માને અને શરીરને પરસ્પર એક ક્ષેત્રે રહેવાની અવસ્થા હોવાથી એકપણાનો વ્યવહાર છે. આમ વ્યવહારમાત્રથી જ આત્મા અને શરીરનું એકપણું છે, પરંતુ નિશ્ચયથી એકપણું નથી; આત્મા અને શરીરને એક ક્ષેત્રે રહેવાનો જે સંબંધ છે તે પર્યાયને લઈને છે, નહિ કે દ્રવ્યને લઈને; બન્નેને એક ક્ષેત્રે રહેવાની પર્યાયની લાયકાત છે, એક ક્ષેત્રે રહેવા છતાં બન્નેની હાલત જુદી જુદી છે; તે એક થતી નથી. ભગવાનનું કેવળજ્ઞાન અને દિવ્યધ્વનિ, બન્નેની અવસ્થા એક જગ્યાએ થાય છે, છતાં બન્નેની અવસ્થા જુદી જુદી છે. દિવ્યધ્વનિ અને આત્માના પ્રદેશનું કંપન તે બન્ને અવસ્થા એક જગ્યાએ થાય છે છતાં બન્નેની અવસ્થા જુદી જુદી છે, એક જગ્યાએ બન્નેની અવસ્થા છે તે વ્યવહાર છે. વ્યવહાર એટલે કહેવામાત્ર કે બોલવામાત્ર છે પણ વ્યવહાર તે વ્યાપકરૂપે નથી. વ્યાપક એટલે કે તે દ્રવ્યની અવ-સ્થા તે દ્રવ્યમાં જ થાય, બીજા દ્રવ્યમાં ન થાય; અને વ્યવહારનય એક દ્રવ્યની અવસ્થાને બીજા દ્રવ્યની અવસ્થારૂપે કથન કરે છે માટે

તે વ્યવહાર વ્યાપકરૂપે નથી.

જેમ પીળાપણું આદિ અને સફેદપણું આદિ જેમનો સ્વભાવ છે એવા સુવર્ણ અને ચાંદીને અત્યંત ભિન્નપણું હોવાથી એક પદાર્થ-પણાની અસિદ્ધિ છે તેથી અનેકપણું જ છે, તેવી રીતે ઉપયોગ અને અનુપયોગ જેમનો સ્વભાવ છે એવા આત્મા અને શરીરને અત્યંત ભિન્નપણું હોવાથી એક પદાર્થપણાની પ્રાપ્તિ નથી તેથી અનેકપણું જ છે.

જેમ સોનું અને રૂપું બન્ને જુદા પદાર્થ છે તેવી રીતે ઉપ-યોગસ્વરૂપ એટલે જાણવાદેખવાના સ્વભાવવાળો આત્મા, અને અનુપયોગસ્વરૂપ એટલે નહિ જાણવાદેખવાના સ્વભાવવાળો જડ, તે બન્ને જુદા પદાર્થ છે. તે જુદા પદાર્થોને જેમ છે તેમ જુદા જાણવા તે નિશ્ચય ને જુદા પદાર્થમાં પરનો આરોપ કરવો તે વ્યવહાર.

વ્યવહારમાં નિમિત્તને પકડે પણ નિશ્ચયને પકડે નહિ તો આ શિષ્યે કહ્યું તેવા ઝગડા ઊઠે. બોલાય વ્યવહારથી, જેમકે ભગવાનનું શરીર; પણ પરમાર્થે ભગવાન અને શરીર બન્ને જુદાં છે.

હાથીના દાંત દેખાડવાના જુદા ને ચાવવાના જુદા. દેખાડ-વાના દાંત મોટા હોય ને ચાવવાના દાંત ઝીણા હોય, દેખાડવાના દાંત રંગવામાં ને શોભા કરવામાં કામ આવે, ને ચાવવાના દાંત ખાવામાં કામ આવે. તેમ શાસ્ત્ર તો ભા ના કાગળ છે તેને ઉકેલતાં શીખવું જોઈશે. શાસ્ત્રમાં વ્યવહારનાં કથન ઘણાં હોય છે, પરંતુ જેટલાં વ્યવહારનાં-નિમિત્તનાં કથન છે તે પોતાના ગુણમાં કામ ન આવે એટલે કે પેટ ભરવામાં કામ ન આવે પણ બોલવામાં કામ આવે. આત્મા પરમાર્થે પરથી જુદા છે-પરથી ભિન્ન છે તેની શ્રદ્ધા કરી, તેમાં લીન થાય તો આત્માને મીણો ચડે. પરમાર્થ છે તે વ્ય-વહારમાં-બોલવામાં કામ આવે નહિ પણ તેના વડે આત્માને શાંતિ થાય. આવો આ પ્રગટ નયવિભાગ છે.

આવો નયવિભાગ સમજે નહિ અને એકલા વ્યવહારને જ પકડીને કહે કે અમે પરદુઃખભંજન છીએ. પણ ખરી રીતે તો એનો અર્થ એમ છે કે પોતાને બીજાના દુઃખની લાગણી થઈ આવે છે,

તે લાગણીને પોતે સહન કરી શકતો નથી એટલે તે લાગણીને મટાડવા માટે પોતે પોતાનું સમાધાન કરે છે, તેમાં વચ્ચે બીજાનું નિમિત્ત આવે છે; વચ્ચે બીજાનું નિમિત્ત આવ્યું એટલે લોકોને એમ દેખાય છે કે આણે આનું દુઃખ ટાળ્યું, પરંતુ પરનું દુઃખ કોઇ ટાળી શકતું નથી. નીચલી ભૂમિકામાં શુભ- ભાવ આવ્યા વગર રહેતા નથી તેથી પોતે પોતાના ભાવનું જ સમાધાન કરે છે.

પ્રશ્ન:—આંખો વીંચીને બેસીએ તો?

ઉત્તર:—આંખો વીંચ્યે શું થવાનું હતું? અંતરની જ્ઞાન-આંખ જાગૃત કરે તો રાગ-દ્વેષ ન થાય, જે ઠેકાણે વીતરાગી, નિર્વિકલ્પ આનંદ છે તે જ ઠેકાણે વિકાર થાય છે, પરથી વિકાર થતો નથી. તેને સમજે નહિ ને પર એવી આંખો વીંચીને બેસે કે કાનમાં ખીલા નાખીને બેસે તો તે ભ્રાંતિ છે. આંખો વીંચું ને કાનમાં ખીલા નાખું તો રૂપ ન દેખાય અને શબ્દ ન સંભળાય, એટલે રાગ-દ્વેષ ન થાય, એમ જે માને છે તેણે એમ માન્યું કે પર મને રાગ-દ્વેષ કરાવી દે છે, એમ માનનારનું નિમિત્ત ઉપર વજન છે. આંખો વીંચીને અને કાન બંધ કરીને તો વનસ્પતિ પણ બેઠી છે (વનસ્પતિને આંખ, કાન છે જ નહિ) તો તેને પણ રાગ-દ્વેષ થવા ન જોઇએ, પણ પોતે જ પોતાના સ્વભાવને ભૂલીને પરમાં અટક્યો છે તેથી રાગ-દ્વેષ થાય છે. પર રાગ-દ્વેપ કરાવી દેતું નથી. આત્મા એક અખંડજ્ઞાનસ્વભાવી છે તેને પોતામાં ન જાણતાં, પોતાના વિકાસને ભૂલીને વિકારમાં અટકી જવું તે જ પરમાર્થે બંધન છે.

વ્યવહારનય પરની અપેક્ષાથી એક ક્ષેત્રમાં રહેવું જણાવીને દેહ ને આત્મા એક છે એમ ઉપચારથી કહે છે માટે વ્યવહારનયે જ શરીરના સ્તવનથી આત્માનું સ્તવન બને છે.

શિષ્ય પ્રશ્ન કરે છે, ભગવંત! એકવાર આત્માને જુદો કહેવો ને વળી વ્યવહારે આવી સ્તુતિ શીખવો છો માટે અમારે તો સહેલું-સટ હોય તે લેવું છે.

આચાર્ય કહે છે કે પર તે પોતાનું ત્રણકાળમાં-કોઇ દી થતું

નથી માટે પરને પોતાનું કરવું તે જ દુર્લભ છે ને પોતાનો સ્વભાવ જે પોતાની પાસે જ છે તેને સમજવો તે જ સહેલું છે; પણ અનાદિના અણઅભ્યાસે મોંઘું લાગે છે.

શરીરને, વાણીને, રંગને-રૂપને આત્મા કહ્યો તે તો વ્યવહારે બોલવાની રીત છે. જેમકે પાર્શ્વનાથ ભગવાન કૃષ્ણવર્ણે હતા, નેમનાથ ભગવાન શ્યામવર્ણે હતા, મહાવીર ભગવાન સુવર્ણવર્ણે હતા, તેમ વ્યવહારે બોલાય છે પણ શરીર અને આત્મા ત્રણકાળ ત્રણલોકમાં એક છે નહિ. ભગવાનની પ્રતિમાજી સામું જોઈને કહે કે હે ભગવાન! મને તારજો, પણ આણીકોર (પોતા તરફ) પોતે ભગવાન છે તે ભૂલી માત્ર નિમિત્ત સામું જુએ છે એટલે કે જાણે પરમાંથી જ કેમ ગુણ આવી જતા હોય! પણ વિચાર તો ખરો, કે ગુણનો સંબંધ ગુણી સાથે હોય કે પર સાથે? પોતે નિર્વિકલ્પ વીતરાગ સ્વરૂપમાં ઠરી શકતો નથી, તેથી નિમિત્ત તરફનો શુભ વિકલ્પ આવે છે માટે સ્તુતિમાં જોડાય છે, પણ પોતે ભગવાન કોણ છે તેના ભાન વગર પરથી મને ગુણ થાય છે એમ માનવું તે પરાશ્રિત મિથ્યાદૃષ્ટિપણું છે.

ભગવાનને 'તિન્નાણં તારયાણં' એમ કહેવાય છે, પણ હું તર્યો મારા ભાવથી, તેમ લક્ષ રાખીને હે ભગવાન! તમે મને તાર્યો એમ પૂર્ણ વીતરાગ ભગવાન પ્રત્યે બહુમાન આવતાં વિનયથી બોલાય છે. તરવાનો ઉપાય પોતામાં જાણ્યો ત્યારે નિમિત્તમાં ઉપચારથી કહેવાય છે, પોતે હજુ અધૂરો છે ને વીતરાગ થવાની ઝંખના છે એટલે દેવ, ગુરુ, શાસ્ત્ર પ્રત્યે બહુમાન આવ્યા વગર રહેશે નહિ, વિનય થયા વગર રહેશે નહીં. આવો નયવિભાગ છે.

૧૯૯૯ ભાદરવા વદ ૧૩ સોમ

અત્યાર સુધી આચાર્ય ભગવાને એમ કહ્યું કે શરીર અને આત્મા બન્ને જુદા છે, કારણ કે આ શરીરાદિ તો અજીવ, જડ વસ્તુ છે, અને તે રૂપી છે; અને આત્મા તો ચૈતન્ય અને અરૂપી છે. તેના જ્ઞાન, દર્શન, ચારિત્ર, બળ, આદિ અનંતગુણો અરૂપી છે; આત્મા

પોતે અરૂપી, તેના ગુણ અરૂપી, ને તેની અવસ્થા પણ અરૂપી છે, અને શરીરાદિ જડ છે તે રૂપી છે; માટે બન્ને પદાર્થ જુદા છે. તેથી રૂપીથી અરૂપીને લાભ થાય નહિ, અને તે રૂપીથી ધર્મ પણ થાય નહિ. આત્મા તો જ્ઞાતા-દ્રષ્ટા, પૂર્ણ વીતરાગસ્વરૂપ છે. તેની ઓળખાણ કરી તેમાં ઠરે તો ધર્મ થાય. ૨૭.

શિષ્યે પ્રશ્ન કર્યો હતો કે હે પ્રભુ! તમે તો જડ ને આત્મા બન્ને જુદાં કહ્યાં, એકલા આત્માનાં જ ગાણાં ગાયાં, પણ પ્રભુ! ભગવાનનું ચંદ્ર કરતાં અધિક ઉજળું મુખ, સૂર્ય કરતાં અધિક શરીરની કાંતિ, એમ અનેક પ્રકારની ભગવાનને ઉપમા આપીને આપ પણ સ્તુતિ કરો છો ને શાસ્ત્રમાં પણ ઘણી જગ્યાએ એમ આવે છે, અને જ્ઞાનીઓ, મુનિઓ વગેરે પણ ભગવાનના દેહની સ્તુતિ કરીને ભગવાનની સ્તુતિ કરી એમ કહે છે માટે અમે એમ સમજીએ છીએ કે શરીરના ગુણોથી ભગવાનની સ્તુતિ થાય છે. શરીરના ગુણ ગાવાથી આત્માના ગુણ ગવાય છે. માટે એમ સિદ્ધ થાય છે કે શરીર અને આત્મા એક છે. જો શરીર અને આત્મા એક ન હોય તો જ્ઞાનીઓ અને મુનિઓ શરીરની સ્તુતિથી ભગવાનની સ્તુતિ કેમ કરે છે? માટે શરીર અને આત્મા જુદાં છે તે વાત અમને બેસતી નથી.

આ વાતની સ્પષ્ટતા હવેની ગાથામાં કરે છે.

**इणमण्णं जीवादो देहं पुग्गलमयं थुणित्तु मुणी ।**
**मण्णदि हु संथुदो वंदिदो मए केवली भयवं ॥२८॥**

અર્થઃ—જીવથી ભિન્ન આ પુદ્‌ગલમય દેહની સ્તુતિ કરીને સાધુ એમ માને છે કે મેં કેવળી ભગવાનની સ્તુતિ કરી; વંદના કરી.

---

**જીવથી જુદા પુદ્‌ગલમયી આ દેહને સ્તવીને મુનિ**
**માને પ્રભુ કેવળીતણું વંદન થયું, સ્તવના થઈ. ૨૮.**

જેમ, પરમાર્થથી શ્વેતપણું સુવર્ણનો સ્વભાવ નહિ હોવા છતાં પણ, ચાંદીનો ગુણ જે શ્વેતપણું, તેના નામથી સુવર્ણનું 'શ્વેત સુવર્ણ' એવું નામ કહેવામાં આવે છે તે વ્યવહારમાત્રથી જ કહેવામાં આવે છે.

જેમ સોનાને અને ચાંદીને ગાળીને એક પિંડ કરેલ હોય તેને શ્વેત સોનું એમ વ્યવહારે બોલાય છે, પણ પરમાર્થથી શ્વેતપણું સુવર્ણનો સ્વભાવ નહિ હોવા છતાં, પીળાશ મટીને સફેદ દેખાય છે એટલે તેને શ્વેત સુવર્ણ એમ નામ કહેવામાં આવે છે, તેમ આત્મા અને શરીર એક જગ્યાએ પોત પોતાની યોગ્યતાએ રહ્યાં છે. તે આત્મા અને શરીરને એક જગ્યાએ રહેવાનો જે સંબંધ છે તે દ્રવ્યની અપેક્ષાએ નહિ પણ અવસ્થાની અપેક્ષાએ છે, એક ક્ષેત્રે રહેવા છતાં બન્ને જુદાં છે.

મુનિઓ અને જ્ઞાનીઓ શરીર દ્વારા ભગવાનની સ્તુતિ કરે છે, પણ અંતરમાં ભાન વર્તે છે કે ભગવાન દેહથી જુદા છે, ભગવાનનો આત્મા અને ભગવાનનું શરીર બન્ને એક ક્ષેત્રે રહ્યાં છે એટલે શરીરનો આરોપ ભગવાનના આત્મા ઉપર કરીને ભગવાન આવા સોવનવર્ણા તેમ સ્તુતિ કરવામાં આવે છે; પણ ભગવાન તો દેહથી જુદા છે. ભગવાનને વાણી છૂટે છે પણ તે ઇચ્છા વિના છૂટે છે. વાણી છૂટે છે તેમાં ભગવાનની હાજરી પૂરતો સંબંધ છે, તેથી એમ ઉપચારથી કહેવાય છે કે હે નાથ! આપ દિવ્યવાણીનો અમૃત વરસાદ વરસાવો છો. જ્યાં કેવળજ્ઞાન અને વીતરાગતા પ્રગટે ત્યાં જ એવી દિવ્યવાણીનો યોગ હોય છે, દિવ્યવાણી વખતે કેવળજ્ઞાનની હાજરી પૂરતો સંબંધ છે એટલે કે એવી વાણીનો યોગ, કેવળજ્ઞાની વિના બીજા કોઇને હોઈ શકે જ નહીં. આવો નિમિત્તની હાજરી પૂરતો સંબંધ છે એવું લક્ષ રાખીને વિવેક સહિત ભગવાનના શરીર દ્વારા, વાણી દ્વારા, શ્રાવકો અને મુનિઓ ભગવાનની સ્તુતિ કરે છે-સ્તવના કરે છે; એવા ભાનપૂર્વક થતી સ્તુતિ તે વ્યવહારે સ્તુતિ કહેવાય છે. આવા ભાન વિના થતી સ્તુતિ તે વ્યવહારે પણ સ્તુતિ નથી.

લોગસ્સમાં લોકો બોલે છે કે 'સિદ્ધા સિદ્ધિ મમ દિસંતુ' એટલે કે હે સિદ્ધ ભગવાન! તું મને સિદ્ધ પદ આપ; એમ સ્તુતિ કરે છે

ને ! પણ ભગવાન કોઇને મુક્તિ આપી દેતા નથી. એવું ભાન જેને વર્તે છે કે સાક્ષાત્ સિદ્ધ ભગવાન ઉતરે તો પણ કોઇની મુક્તિ કરી શકે નહી, હું પોતે જ જ્ઞાનમૂર્તિ પૂર્ણ સિદ્ધ સમાન છું, એવો મારો સ્વભાવ છે, મારા પુરુષાર્થ વડે જ મારી સિદ્ધ પર્યાય પ્રગટે તેમ છે, એવી શ્રદ્ધાવાળો અને ભાનવાળો સમજીને વિનયથી ભગવાનને આરોપ આપીને કહે છે કે હે સિદ્ધ ભગવાન ! મને સિદ્ધપદ આપો, એમ સમજીને સ્તુતિ કરે ત્યારે તેની બાહ્ય સ્તુતિને-ભક્તિને વ્યવહાર કહેવાય. આવા નિશ્ચયના ભાનપૂર્વક વર્તતા સ્તુતિનાં શુભ પરિણામ તે અશુભથી બચાવે તેટલા પૂરતો વ્યવહાર કથંચિત્ સત્ય છે. અંદર આત્મામાં પરમાર્થ સ્તુતિ પ્રગટી ત્યારે બાહ્ય સ્તુતિને નિમિત્ત કહેવાય.

અજ્ઞાનીનું લક્ષ એકલું ભગવાનના શરીર ઉપર જ રહે છે, અને એકલી શરીર ઉપરની દૃષ્ટિથી જ સ્તુતિ કરે છે, તેથી તેની સ્તુતિ યથાર્થ નથી; વ્યવહારે પણ તેની સ્તુતિ સાચી નથી. અજ્ઞાની, માત્ર ભગવાનના પુદ્ગલસ્વરૂપ દેહ ઉપર જ લક્ષ રાખીને, ભગવાનનો દેહ જ જાણે ભગવાન કેમ હોય, એવી દૃષ્ટિ રાખીને સ્તુતિ કરે છે: જેમકે સોળ ભગવાન સોવનવર્ણા, અને બીજા ભગવાન રક્ત, નીલા, ધોળા, આદિ વર્ણે છે એમ અજ્ઞાની શરીર ઉપર જ લક્ષ રાખીને સ્તુતિ કરે છે, તેથી તેનો વ્યવહાર પણ સત્ય નથી. આવા પ્રકારની સ્તુતિ કરતાં તેમાં કષાય પાતળો પાડે તો શુભભાવ થાય, ને તેથી પુણ્યબંધ થાય પણ આત્માના ભાન વિના ભવભ્રમણ ટળે નહિ.

સ્તવનમાં બોલે છે ને કે 'વંદુ સોળે જિન સોવનવર્ણા,' એટલે સુવર્ણવર્ણવાળા સોળે જિનને વંદુ છું, તેમાં નિમિત્તથી કથન છે; પણ તેથી શું ભગવાન વર્ણવાળા હશે ? ખરેખર ભગવાન તેવા સોનાવર્ણે નથી, પણ તેનું ભાન નથી તેવા અજ્ઞાની શરીરને જ ભગવાન માની લે છે. ભગવાન સોનાવર્ણે છે, ચાલે છે, બોલે છે, એમ એકાંત માની લીધું તેણે વ્યવહારને જ પરમાર્થ માની લીધો; શરીરના ગુણ ગાતાં, ભગવાનને જ તેવા માની લે છે, એવી રીતે માનનારો ભગવાનની સાચી સ્તુતિ કરી શકતો જ નથી, અને તે

વીતરાગનો ભક્ત પણ નથી. વ્યવહાર-નિશ્ચયના ગોટા જગતને ઊઠયા છે, તેથી વ્યવહારને જ નિશ્ચય માની લીધો છે.

અજ્ઞાની એવી સ્તુતિ કરતાં રાગ ઓછો કરે તો ફક્ત પુણ્ય બાંધે, પણ આત્માને કાંઈ લાભ ન થાય. અજ્ઞાનીને સ્તુતિનો વ્યવહાર એટલે કે ભગવાનના શરીર ઉપર જે આરોપ (સ્તુતિનો) કરે છે તે પણ સાચો નથી.

જેને સોનાના પીળા ગુણના સ્વભાવની ખબર છે, તે સોનાને ધોળાપણાનો આરોપ કરી શકે; પણ જેને ભાન નથી કે સોનું કેવું છે તેને આરોપ શો? એટલે કે તેનો આરોપ પણ સાચો નથી. તેમ જેને મારો આત્મા પરથી નિરાળો, જ્ઞાયકસ્વરૂપ છે, એવું ભાન છે, પ્રતીતિ છે, તેવા મુનિ આદિ જ્ઞાનીને ખબર છે કે ભગવાનનો આત્મા શરીરાદિથી જુદો છે, એવો જ મારો આત્મા શરીરાદિ વિનાનો છે, એમ બન્નેને જુદા જાણીને, શરીરાદિની સ્તુતિ કરે છે તે જ ભગવાનની સ્તુતિ કરી શકે છે, ને તેણે ભગવાનના આત્મા ઉપર શરીર અને વાણીનો કરેલો આરોપ પણ સાચો છે, અને તે જ વીતરાગનો સાચો ભક્ત છે. વસ્તુસ્વભાવનું જેને ભાન છે તેનો કરેલો આરોપ પણ સાચો છે. આરોપ એટલે એક પદાર્થમાં બીજા પદાર્થના આરોપથી કથન કરવું તે; પણ જેને વસ્તુના જુદા સ્વભાવનું ભાન નથી તે આરોપને જ વસ્તુ માની લે છે, માટે તેનો આરોપ જ કયાં રહ્યો?

ભગવાન તો અરૂપી છે, શરીરાદિ તો રૂપી છે; અરૂપી ભગવાન તો શરીરાદિ વિનાના છે, શરીરાદિ છે તે ભગવાન નથી. જ્ઞાનીને એમ ભાન હોય છે કે હું જે શરીરના ગુણોની સ્તુતિ કરૂં છું તે પરમાર્થે ભગવાનના ગુણો નથી. જિનવરના જે વીતરાગતા, સર્વજ્ઞતા, અનંત ચતુષ્ટય આદિ અનંત ગુણો છે તે જિનવરના આત્મામાં છે, તે શરીરાદિથી ભિન્ન છે. એવા લક્ષ સહિત જેવા જિનવરમાં ગુણો છે, તેવા જ મારા આત્મામાં ગુણો છે, એમ જિનદેવના ગુણોનું પોતાના આત્મામાં સ્થાપન કરીને સ્તુતિ કરે છે તે જ સાચી સ્તુતિ છે.

જ્ઞાની સમજે છે કે મારો આત્મા પૂર્ણ આનંદ-સાગર અરૂપી

છે માટે અરૂપીની સ્તુતિ પણ અરૂપી હોય. જિનેશ્વરનો આત્મા ને મારો આત્મા બન્ને ભિન્ન છે માટે પર ઉપર દૃષ્ટિ છોડી દઈને અંદર સ્વભાવમાં ઠરવું તે જ સાચી પરમાર્થ સ્તુતિ છે; પોતાના સ્વરૂપમાં પુણ્યાદિનો વિકલ્પ તોડી ઠરે તો ભગવાનને આરોપ આપવાનો રહે નહિ અને તે જ નિશ્ચયસ્તુતિ છે. પણ પોતે ઠરી શકતો નથી એટલે સ્વસન્મુખ દૃષ્ટિ સ્થાપી, સ્વપરના ભેદપૂર્વક, જિનવર ઉપર લક્ષ રાખી સ્તુતિ કરવાનો શુભ વિકલ્પ ઊઠે છે તે વ્યવહારસ્તુતિ છે. જેટલો સ્વરૂપમાં ઠરે છે તે નિશ્ચયસ્તુતિ છે, ને જેટલો શુભ વિકલ્પમાં જોડાય છે તે વ્યવહારસ્તુતિ છે.

જેમ ભગવાનનો આત્મા શરીરાદિ અને પુણ્ય-પાપના વિકાર વિનાનો છે તેમ શરીરાદિ તે મારાં નથી, અને પુણ્ય-પાપરૂપ વિકાર-ભાવ તે મારો સ્વભાવ નથી, ઊંચામાં ઊંચો શુભ વિકલ્પ આવે તે પણ મારો સ્વભાવ નથી એવી પ્રતીતિ ને ભાન જ્ઞાનીને બરાબર વર્તે છે. એવા ભિન્ન આત્માની પ્રતીતિપૂર્વક સ્વરૂપમાં સર્વથા ઠરી શકતો નથી એટલે અશુભથી બચવા શુભ વિકલ્પ ( ભગવાનની સ્તુતિનો ) આવે છે તે વ્યવહાર છે, ને જેટલે અંશે પ્રતીતિ, જ્ઞાન ને સ્થિરતા વર્તે છે તેટલી નિશ્ચયસ્તુતિ છે.

સ્તુતિનો શુભ વિકલ્પ તે અસદ્‌ભૂતવ્યવહારનય છે કારણ કે તે પોતાનો સ્વભાવ નથી માટે અસદ્‌ભૂત છે પણ પોતાની અવ-સ્થામાં વિકાર થાય છે ખરો, માટે તે વ્યવહાર છે ને તેનું જ્ઞાન કરવું તે નય છે; ને જ્ઞાન-દર્શન-ચારિત્રની વૃદ્ધિનો પુરુષાર્થ તે સદ્‌ભૂત વ્યવહારનય છે, કારણ કે તે પોતાનો સ્વભાવ છે માટે સદ્‌ભૂત છે, સાધક-સાધ્યનો ભેદ પડે છે માટે વ્યવહાર છે—અભેદમાં ભેદ પડે છે માટે વ્યવહાર છે, તેનું જ્ઞાન કરવું તે નય છે. ઊણી અને વિકારી પર્યાય વિનાના અખંડ પૂર્ણ જ્ઞાયકસ્વભાવનું ભાન તે નિશ્ચયનય છે. આ નયના પ્રકાર આત્માની ઓળખાણ થયા પછી ધર્માત્માને જ હોય છે, બીજાને હોતા નથી.

અહીં કોઈ એવો પ્રશ્ન કરે કે વ્યવહારનય તો અસત્યાર્થ કહ્યો

છે અને શરીર જડ છે તો વ્યવહારના આશ્રયે જડની સ્તુતિનું શું ફળ છે?

તેનો ઉત્તર:—વ્યવહારનય સર્વથા અસત્યાર્થ નથી; સ્વભાવની સાચી શ્રદ્ધા થઇ એટલે પૂર્ણ સ્વભાવની પ્રતીત થઇ, પ્રતીત થતાં વેંત જ પૂર્ણ વીતરાગતા પ્રગટે તેમ બનતું નથી, તેથી વચ્ચે પુણ્ય-પાપનાં પરિણામ આવ્યા વગર રહેતાં નથી એટલે અશુભથી બચવા શુભ ભાવના અવલંબનમાં ભગવાનની પ્રતિમા વગેરેનું નિમિત્ત આવે છે, તે વ્યવહાર છે અને તે કથંચિત્ સત્યાર્થ છે. વ્યવહાર તે વ્યવહારથી સાચો છે પણ પરમાર્થે તે વ્યવહાર અસત્યાર્થ છે; શુભ-ભાવ તે ભગવાનને પહોંચાડે નહીં પણ તે શુભભાવનો નાશ કરી શુદ્ધભાવ પ્રગટ કરે તો તે ભાવ ભગવાનને (આત્માને) પહોંચાડે, માટે તે વ્યવહાર અસત્યાર્થ છે, પણ જ્યાંસુધી સાધક છે—અધૂરો છે, ત્યાંસુધી શુભ પરિણામ આવ્યા વિના રહેતાં નથી, માટે વ્યવહાર કથંચિત્ સત્ય છે. દેવ, ગુરુ, શાસ્ત્ર તરફના વલણવાળો શુભભાવ થાય છે એમ જાણવું તે વ્યવહારનય છે, પોતે સમજ્યો ત્યારે શુભ-ભાવ અને દેવ, ગુરુ, શાસ્ત્ર તે નિમિત્ત કહેવાયાં, નિમિત્તનો નિમિત્ત તરીકે જ્ઞાનમાં સ્વીકાર તે વ્યવહારનય છે. નિમિત્ત વિના થાય નહિ, પણ નિમિત્તથી થતું નથી. નિમિત્તને મદદગાર માને તો મિથ્યાદૃષ્ટિ છે. નિમિત્ત આવ્યા વગર રહેતાં નથી, પણ નિમિત્તથી થતું નથી. જેને નિશ્ચયનું ભાન છે તેનો વ્યવહાર સાચો છે ને ત્યાં જ ખરા નિશ્ચય ને વ્યવહાર છે; પણ જેને નિશ્ચયનું ભાન નથી તેને વ્યવહાર જ નિશ્ચયરૂપ થઇ પડ્યો છે, તેને નથી નિશ્ચયનય, કે નથી વ્યહારનય. વ્યવહારને આદરણીય માને તે મિથ્યાદૃષ્ટિ છે. અહીં તો જ્ઞાનીના વિવેકની વાત છે. ભાન વિના દેહના લક્ષણથી ભગવાનની સ્તુતિ કરે તો પુણ્ય બાંધે, તેની તો અહીં વાત જ નથી.

સંસારનાં વખાણ કરવાં, સ્ત્રી, પુત્રાદિનાં વખાણ કરવાં તે ભાવ તદ્દન પાપભાવ છે, એકલો અશુભ ભાવ છે; ભગવાનના ગુણગ્રામ કરવાનો, સ્તુતિ કરવાનો ભાવ તે શુભભાવ છે; અશુભભાવ ટાળી શુભભાવ કરવાનો નિષેધ ન હોય, પણ તેનાથી ધર્મ થશે તેમ માને

તો તે મિથ્યાદ્રષ્ટિ છે. જેટલી પુણ્યભાવની વૃત્તિ ઊઠે તે હું નહીં, તે મને કિંચિત્‌માત્ર મદદગાર નથી, પુણ્ય-પાપના વિકલ્પ રહિત મારો આત્મલાભ છે એવું જેને ભાન છે તેને ભગવાન તરફના વલણ-વાળો શુભભાવ થાય છે, એમ જાણવું તે સાચો વ્યવહારનય છે. આ વાત ઘણી સ્પષ્ટતાથી કહેવાય છે.

શિષ્યે પ્રશ્ન કર્યો હતો કે જડની સ્તુતિનું શું ફળ છે? તો તેનો ઉત્તર એમ છે કે સાક્ષાત્ જિનેશ્વર કે તેમની પ્રતિમા-તેમની શાંતરૂપ મુદ્રાને દેખી પોતાને પણ શાંત ભાવ થાય છે, આવો ઉપકાર જાણી શરીરના આશ્રયે પણ સ્તુતિ કરે છે; તથા વીતરાગની શાંત મુદ્રા દેખી અંતરંગમાં વીતરાગભાવનો નિશ્ચય થાય છે, એ પણ ઉપકાર છે. છદ્મસ્થને અરૂપી આત્મા પ્રત્યક્ષ દેખાતો નથી પણ તેની પ્રતીતિ અને ભાન થઈ શકે છે, તેથી ભગવાનની પ્રતિમાની અક્રિય મુદ્રા દેખીને, પોતાના આત્માના અક્રિય સ્વભાવનો નિશ્ચય થાય છે. પોતાના અક્રિય સ્વભાવનો તેમજ વીતરાગ સ્વભાવનો નિશ્ચય થયો ને પોતામાં ઠર્યો તે પોતાના વીર્યવડે; નિમિત્તે કાંઈ કરાવી દીધું નથી. પણ તે વખતે ભગવાનની મુદ્રાની નિમિત્તરૂપ હાજરી હોવાથી ભગવાન તે સમ્યક્‌દર્શન થવાનું કારણ કહેવાય છે એ પણ એક ઉપકાર છે.

જ્ઞાનીને સ્વભાવનું શાંતપણું પ્રગટ થયું છે, તેને ભગવાનની શાંતિ, તેમની અક્રિયતા અને વીતરાગી મુદ્રા દેખી પોતાને શાંત ભાવ થાય છે, હું તો અક્રિય જ્ઞાનાનંદ છું, મન-વાણીની ક્રિયારૂપ હું નથી એવું ભાન છે, અને લક્ષ ભગવાન તરફના વલણવાળું શુભ છે, પણ ભગવાનની નિમિત્તરૂપ હાજરીમાં તેમની વીતરાગતા દેખતાં, પોતાની વીતરાગતાનું સ્મરણ પોતાથી થઈ આવતાં પોતા-વડે પોતાનું લક્ષ કરીને અંતરંગ વીતરાગભાવમાં ઠરે છે એટલે શુભભાવ છૂટી જાય છે; તે અપેક્ષાએ ભગવાનને તથા તેમની પ્રતિ-માને શાંતભાવ પ્રગટવામાં નિમિત્ત કહેવાય છે. આમાં કાંઈ પણ આડો અવળો શબ્દ થાય તો આખો ન્યાય ફરી જાય, ત્રણકાળ ત્રણલોકમાં આ સત્ય ફરે તેવું નથી.

ધર્માત્મા પરલક્ષ છોડી, વિકલ્પ તોડી, અંદર ઠરે ત્યારે ભગવાન તરફનો વિકલ્પ રહેતો નથી. સ્વ-વલણથી પરવલણ છોડી પોતાના પુરુષાર્થથી શાંતિ પ્રગટે તો જે ભગવાન તરફનું બાહ્ય લક્ષ કર્યું હતું, તે બાહ્ય લક્ષને અને ભગવાનને ઉપચારથી નિમિત્ત કહેવાય, પણ જેને ભગવાનની મુદ્રા દેખી, અક્રિય સ્વભાવનો નિશ્ચય થયો નહિ અને શાંત ભાવ પ્રગટ્યો નહિ, તેને ભગવાનનું નિમિત્ત શું? પોતે સમજે તો ભગવાનને નિમિત્ત કહેવાય. ૨૮.

હવેની ગાથામાં કહે છે કે શરીરના ગુણોનું સ્તવન કરવાથી પરમાર્થે કેવળી ભગવાનના ગુણોનું સ્તવન થતું નથી.

**तं णिच्छये ण जुज्जदि ण सरीरगुणा हि होंति केवलिणो ।**
**केवलिगुणो थुणदि जो सो तच्चं केवलिं थुणदि ॥ २९ ॥**

અર્થ:—તે સ્તવન નિશ્ચયમાં યોગ્ય નથી કારણ કે શરીરના ગુણો કેવળીના નથી; જે કેવળીના ગુણોની સ્તુતિ કરે છે તે પરમાર્થથી કેવળીની સ્તુતિ કરે છે.

જેમ ચાંદીના ગુણ જે સફેદપણું, તેનો સુવર્ણમાં અભાવ છે માટે નિશ્ચયથી સફેદપણાના નામથી સોનાનું નામ નથી બનતું, સુવર્ણના ગુણ જે પીળાપણું આદિ છે તેમના નામથી જ સુવર્ણનું નામ થાય છે; તેવી રીતે શરીરના ગુણો જે શુક્લ-રક્તપણું વગેરે, તેમનો તીર્થંકર-કેવળી પુરુષમાં અભાવ છે માટે નિશ્ચયથી શરીરના શુક્લ-રક્તપણું ગુણોનું સ્તવન કરવાથી તીર્થંકર-કેવળી પુરુષનું સ્તવન નથી થતું, તીર્થંકર-કેવળી પુરુષના ગુણોનું સ્તવન કરવાથી જ તીર્થંકર-કેવળી પુરુષનું સ્તવન થાય છે.

જેમ ચાંદીના ગુણ ધોળો છે એટલે સોનામાં ચાંદીપણાના ગુણનો અભાવ છે, તેવી રીતે ભગવાનના શરીરમાં જે એક હજાર ને

---

**પણ નિશ્ચયે નથી યોગ્ય એ, નહિ દેહગુણ કેવળીતણા;**
**જે કેવળીગુણને સ્તવે પરમાર્થ કેવળી તે સ્તવે. ૨૯.**

આઠ લક્ષણો છે તે ભગવાનના આત્મામાં હોઇ શકે નહિ, વાણી વાણીમાં છે અને શરીરના ગુણો તે શરીરમાં છે. તે જડ છે, એટલે શરીરનું ને વાણીનું કોઇ કર્તવ્ય ભગવાનના આત્મામાં હોઇ શકે નહિ, માટે પરમાર્થથી તે શરીરાદિની ભક્તિ ને સ્તુતિ તે ભગવાનની નથી, પણ ભગવાનના ગુણોની સ્તુતિ તે ભગવાનની સ્તુતિ છે. દેવ, ગુરુ, શાસ્ત્રના વલણવાળો જે ભાવ છે તે છોડીને સ્વભાવની સાચી શ્રદ્ધા સહિત સ્વરૂપમાં સ્થિર થવું તે જ સાચી પરમાર્થ સ્તુતિ ને ભક્તિ છે, અને તે સાચાં વ્રત છે; ખરેખર તો પોતે જ ચિદાનંદ છે અને પરથી જુદો છે એમ શ્રદ્ધા કરે ત્યાર પછી સ્તુતિનો જે શુભ-ભાવ આવે તેને વ્યવહારે-બહારમાં કેવળીના ગુણ ગાય છે એમ કહેવાય, પણ નિશ્ચયથી તો પોતાના ગુણની જ સ્તુતિ કરે છે.

શરીરનું સ્તવન કરતાં ભગવાનનું સ્તવન થતું નથી પરંતુ ભગવાનના આત્માના ગુણોનું સ્તવન કરતાં ભગવાનનું સ્તવન થાય છે, પણ ખરી રીતે તો ભગવાનના ગુણોનું સ્તવન કરતાં નિશ્ચયથી તો પોતાના આત્માનું જ સ્તવન કરે છે તે જ સાચી પરમાર્થ સ્તુતિ છે. એ રીતે શરીરના સ્તવનથી ભગવાનનું સ્તવન થતું નથી પણ ભગ-વાન આત્માના ગુણોનું સ્તવન તે જ પરમાર્થે ભગવાનનું સ્તવન છે, અને જે ભગવાનના ગુણોને સ્તવે છે તે પોતાના આત્માને સ્તવે છે, ને તે ખરી સ્તુતિ છે. ખંડ વિનાનો જે અખંડ સ્વભાવ તેની સ્તુતિ તે કેવળી ભગવાનની સ્તુતિ છે, સ્વરૂપમાં ઠરે તેણે કેવળીના ગુણ ગાયા એટલે કે પોતે જ અંશે કેવળી થયો તે ખરેખર પરમાર્થસ્તુતિ છે. સામા ભગવાન તરફનો ભાવ તે પર તરફના વલણવાળો રાગભાવ છે તે તોડીને પોતે જ અંશે વીતરાગ થયો, તે જ નિશ્ચય સ્તુતિ થઈ; પોતે પોતામાં ઠર્યો તે પોતે જ પરમાર્થે અંશે ભગવાન થયો તે જ પરમાર્થ ભક્તિ થઇ, ભગવાનના ગુણગ્રામ કરે છે ત્યારે જે સ્વભાવની દૃષ્ટિ ઉભી છે તે ધર્મ છે ને શુભભાવ થાય છે તેટલું પુણ્ય છે.

ભક્તિ કહો, સ્તુતિ કહો, બહારની દયા કહો, કે વ્રતનાં પરિ-ણામ કહો તે બધો શુભભાવ છે, તે વિકાર છે. વિકાર છે તે નિર્મળ-

નિર્વિકારી સ્વભાવનું ખૂન કરનાર છે. જેમ લોહી છે તે નિરોગતા છે અને તેમાંથી જેટલું પરુ થાય છે તે રોગ છે, માટે જેટલું પરુ થાય છે તેટલું કાઢી નાખવું પડે છે, તેમ આત્મા વીતરાગસ્વભાવી છે તેમાં જેટલો રાગ થાય તેટલું પરુ છે-વિકાર છે; તે કાઢી નાખવાથી જ આત્માની પૂર્ણ નિર્મળતા ને નિરોગતા થાય છે, પણ સ્વભાવમાં ટકી શકતો નથી એટલે શુભનું અવલંબન લેવું પડે છે પણ તે આત્માના સ્વભાવનું ખૂન કરનાર છે.

ધર્મ શું ચીજ છે? ક્યાં છે? એ વાત લોકોએ અનાદિથી સાંભળી નથી માટે તેમને ધર્મ કઇ જાતનો હશે તેની ક્યાંથી ખબર હોય? ભાઇ! ધર્મના બહાને જગતમાં અત્યારે ઘણા ગોટા ઊઠયા છે, બહારની ક્રિયામાં લોકોએ ધર્મ માન્યો છે પણ બહારની ક્રિયાથી આત્માને ત્રણકાળ ત્રણલોકમાં ધર્મનો અંશ માત્ર પણ થતો નથી. પુણ્યભાવ એ બધું પરુ છે-વિકાર છે, તેનાથી સંસાર જ ફળે છે; ધર્મ તો ત્યારે જ થાય કે પરથી રહિત પોતાના સ્વભાવને ઓળખે.

જેને સંસાર જોઇતો ન હોય તેને સમજવા જેવી આ વાત છે. જેને પરિભ્રમણ રુચ્યું છે તેને આત્મા નહિ રુચે અને જેને આત્મા રુચ્યો છે તેને પરિભ્રમણ કદી નહિ રુચે. સંસારનો નાશ કરવો હોય તો અવિનાશી સ્વભાવ શું છે તે પ્રથમ જાણવું પડશે.

જ્યાં આત્માનું ભાન હોય છે ત્યાં શુભભાવ પણ અલૌકિક થાય છે. જેમ કે શ્રેણિક રાજાને આત્માનું ભાન હતું, ને તે ભાનની ભૂમિકામાં ઊંચો શુભભાવ થવાથી તીર્થંકર ગોત્ર બંધાયું. આત્માના ભાન વિના એવા અલૌકિક શુભભાવ પણ થાય નહિ.

લોકો કહે છે કે આવું સમજવા કરતાં બે ઉપવાસ કરવાનું કહી દો તો કાંઇ સમજવાની મૂંઝવણ રહે નહિ. લોકોને શુભપરિણામરૂપ ઉપવાસ એ જ ધર્મ થઈ પડયો છે, એમ પોતે માને છે અને બીજાને મનાવે છે પણ એવા તો છ છ મહિનાના ઉપવાસ નકોરડા અનંતવાર કર્યા, પણ આત્માના સ્વભાવની ખબર વગર અંશ પણ ધર્મ થયો નહિ, ધર્મ તો આત્માને ઓળખ્યે જ થાય છે. ૨૯.

૧૯૯૯ ભાદરવા વદી ૧૪ મંગળ.

હવે શિષ્યનો પ્રશ્ન છે કે હે ભગવંત! આત્મા તો શરીરનો અધિષ્ઠાતા છે-માલિક છે, તેથી શરીરના સ્તવનથી આત્માનું સ્તવન નિશ્ચયે કેમ યુક્ત નથી? પ્રભુ! શરીરના સ્તવનથી આત્માનું સ્તવન થાય તેમાં તમે કેમ વિરુદ્ધતા બતાવો છો? શરીરના ગુણને ભગવાનના આત્માના ગુણ ઉપર આરોપ કરીએ તો તે વ્યાજબી નથી તેમ આપ કેમ કહો છો? પ્રભુ! શરીરનો કર્તા આત્મા છે, શરીરને આત્મા હલાવી-ચલાવી શકે છે, માટે શરીરનો અધિષ્ઠાતા આત્મા છે એમ અમે પણ માનીએ છીએ અને બધા લોકો પણ માને છે, તો પ્રભુ! આપ શરીર અને આત્મા જુદા કેમ માનો છો? આપે આવું નવું ક્યાંથી કાઢયું? એવા પ્રશ્નના ઉત્તરરૂપે દૃષ્ટાંત સહિત ગાથા કહે છે:—

णयरम्मि वण्णिदे जह ण वि रण्णो वण्णणा कदा होदि।
देहगुणे थुव्वंते ण केवलिगुणा थुदा होंति ॥ ३० ॥

**અર્થ:**—જેમ નગરનું વર્ણન કરતાં છતાં રાજાનું વર્ણન કરાતું (થતું) નથી, તેમ દેહના ગુણનું સ્તવન કરતાં કેવળીના ગુણોનું સ્તવન થતું નથી.

જેમ કોઇ નગરનાં વખાણ કરે કે નગર આવું સુંદર છે, નગરમાં આવા બાગબગીચા છે વગેરે નગરના ગુણ ગાવાથી રાજાના ગુણ ગવાતા નથી. આવા સુંદર નગરનું જે રાજા રાજ કરતો હોય તે રાજા જો અધર્મી ને લંપટી હોય, રૈયત ઉપર કર-વેરા નાખીને પોતાની મોટાઈ વધારતો હોય તો તેની નગરીનાં વખાણથી રાજાનાં વખાણ થતાં નથી, સારો રાજા હોય તો પણ નગરીનાં વખાણથી

---

વર્ણન કર્યે નગરીતણું નહિ થાય વર્ણન ભૂપનું,
કીધે શરીરગુણની સ્તુતિ નહિ સ્તવન કેવળીગુણનું. ૩૦.

રાજાનાં વખાણ થતાં નથી કારણકે નગરી અને રાજા બન્ને જુદા છે.

રાજામાં અનેક જાતના અવગુણ હોય કે અનેક જાતના ગુણ હોય પણ નગરીનાં વખાણમાં રાજાના ગુણ-દોષ આવતા નથી. કોઈ કહે આવો અધર્મી રાજા અમારા માથે હોવો જોઇએ નહિ. લોકો પરનો વાંક કાઢે છે પણ પોતાનો વાંક કાઢતા નથી. પોતાના પુણ્યની ઓછપને કારણે તેવાં નિમિત્તો મળે છે માટે પોતાનો વાંક છે.

રાજા અધર્મી હોય છતાં છડીદાર છડી પોકારે કે "ખમા અન્નદાતાર, નેક નામદાર સાહેબ, ઇશ્વરના અવતાર છો" એમ લાંબા લાંબા પૂંછડા વળગાડે, તો તેથી કાંઇ રાજા ગુણવાન કહેવાય નહિ. રાજા નીતિવાન હોય, ઉદાર હોય, શિયળવાન હોય, પરસ્ત્રીનો ત્યાગી હોય, તેને પરસ્ત્રી માતા, બહેન, સમાન હોય, પ્રજાનો પ્રતિપાળ હોય, પ્રજા પ્રત્યે પિતા તરીકે તેની દૃષ્ટિ હોય, આવા લૌકિક ગુણો રાજામાં હોય તો કહેવાય કે આ રામરાજ્ય છે. એટલે રાજા આવો ગુણવાન હોય તો તેવા ગુણ ગાતાં રાજાના ગુણ ગવાય, પણ નગરીનાં વખાણ કરતાં રાજાનાં વખાણ થતાં નથી.

તેમ શરીરના સ્તવનથી કેવળી ભગવાનના ગુણોનું સ્તવન થતું નથી, કારણ કે શરીર અને આત્મા બન્ને પદાર્થ જુદા છે. વસ્તુએ[૧], ગુણે[૨] અને અવસ્થાએ[૩] ત્રણે રીતે શરીર અને આત્મા જુદા છે માટે શરીરના અધિષ્ઠાતા-માલિક આત્મા નથી. શરીર તો પરમાણુની એક અવસ્થા છે. પરમાણુ તે વસ્તુ, ને રંગ-ગંધ આદિ અનંત તેના ગુણ છે ને ધોળું-રાતું, સુગંધ-દુર્ગંધ વગેરે તે રંગ ને ગંધ ગુણની અવસ્થા છે. વસ્તુ ને ગુણ તે કાયમ રહે ને હાલત ક્ષણે ક્ષણે બદલાય છે, જેમકે ચોખા ને રોટલા પહેલાં ગરવામાં પડ્યા હતા ત્યારે તે પરમાણુની અવસ્થા ચોખા ને રોટલારૂપ હતી, તે ચોખા ને રોટલા પેટમાં પડવાથી તેની અવસ્થા બદલીને આ શરીરરૂપ થઇ; માટે શરીર તે પરમાણુની અવસ્થા છે તેથી તેનું કાર્ય સ્વતંત્રપણે તેના કારણે થાય છે, આત્માને કારણે થતું નથી. માટે આત્મા તે શરીરની અવસ્થાનો કર્તા નથી.

આત્મા પણ વસ્તુ છે, તેના જ્ઞાન-દર્શન આદિ અનંત ગુણો છે, ને ક્ષણે ક્ષણે પલટાય તે તેની હાલત છે. આત્મા તો જ્ઞાન, દર્શન, ચારિત્ર, સહજ આહ્‌લાદરૂપ આનંદની શક્તિનો પિંડ છે. પોતે તો પવિત્ર, અંતરમાં શુદ્ધ જ્ઞાનસ્વભાવી છે, તેની રુચિ કરે તો તેવી પવિત્ર અવસ્થા થાય; ને હું શરીરવાળો, હું ઇંદ્રિયવાળો, તેવી રુચિ કરે તો તેવી ભ્રાંતિવાળી મલિન અવસ્થા થાય; જેવી જેની રુચિ તેવી તેની અવસ્થા થાય. આત્મા કાં તો ભ્રાંતિથી મલિન અવસ્થાને કરે, અથવા પોતાના સ્વભાવની રુચિ કરે તો નિર્મળ અવસ્થાને કરે, પણ જડની અવસ્થાનો કર્તા આત્મા ત્રણકાળમાં નથી. લોકોએ ભ્રાંતિ વડે આત્માને પરનો કર્તા માન્યો છે, પણ જડ એવા શરીરાદિનો કર્તા આત્મા ત્રણકાળમાં નથી; શરીર અને આત્મા વસ્તુએ, ગુણે ને અવસ્થાએ બધી રીતે જુદા છે માટે શરીરના સ્તવનથી આત્માનું સ્તવન બનતું નથી.

નાત, જાત, વાણિયો, બ્રાહ્મણ તે બધી શરીરની અવસ્થા છે. હું વાણિયો છું, હું બ્રાહ્મણ છું, હું દશાશ્રીમાળી છું એમ શરીરની અવસ્થાને પોતાપણે માને તે અજ્ઞાન ને મિથ્યાત્વ છે, કારણકે આત્મા નથી વાણિયો, નથી બ્રાહ્મણ કે નથી દશાશ્રીમાળી; આત્મા તો એ નાતજાતથી રહિત, સ્વાભાવિક જ્ઞાન, સ્વાભાવિક આનંદ અને સ્વાભાવિક વીર્યની મૂર્તિ છે. તેને તે સ્વભાવે જુએ તો તેવી તેની નિર્મળ પર્યાય પ્રગટે.

બધા આત્મા દ્રવ્યે ને ગુણે સરખા છે પણ સ્વનું ભાન કરે તો મુક્તિ, અને સ્વનું ભાન ભૂલે તો સંસાર છે. વિકારની દૃષ્ટિ છોડ તો આત્મા નિર્મળ જ છે પણ પર ઉપર દૃષ્ટિ કરે તેથી જ વિકાર છે. દૃષ્ટિ ફેરે સંસાર ને દૃષ્ટિ ફેરે મોક્ષ.

જગતને એવી ઊંધી બેઠી છે કે આત્મા હુકમ કરે તેમ શરીરમાં થાય છે, હાથ પગ આમ હલાવીએ છીએ, આંખો મટમટ કરવી હોય તો આપણે કરી શકીએ છીએ તેમ જગતને ઊંધું બેઠું છે; પણ ભાઇ ! શરીરના રજકણની અવસ્થા તો શરીરને કારણે થાય છે. શ્વાસ ચડે, બળખા નીકળે, શરીરમાં લીલરી થાય તે શરી-

રના પોતાના બદલવાથી થાય છે. બાળઅવસ્થા, જુવાનઅવસ્થા ને વૃદ્ધઅવસ્થા એ બધી અવસ્થા શરીરના પોતાના કારણે થાય છે. બાળઅવસ્થા એટલે શરીરની કોમળ અવસ્થા, જુવાનપણું એટલે લોહી માંસની મજબુત અવસ્થા ને વૃદ્ધઅવસ્થા એટલે લોહી માંસની ઢીલી અવસ્થા. કોણે યુવાન અવસ્થા છોડીને વૃદ્ધાવસ્થા ઇચ્છી હતી? છતાં ઇચ્છા વગર પણ વૃદ્ધાવસ્થા આવે, દાંત પડી જાય, આંખે સૂઝે નહીં, કાને સંભળાય નહીં, એવો બધો શરીરમાં ફેરફાર શરીરને કારણે થયા જ કરે છે. તેમાં આત્માનું કાંઇપણ ધાર્યું થતું નથી. જુવાનઅવસ્થા હોય, પાંચે ખુરિયા પેટમાં હોય, ઘણુંયે મરવાના ભાવ તો જરાય ન હોય, છતાં પણ આયુષ્ય પૂરું થતાં મરે જ છે ને? કાંઇ ધાર્યું થતું જ નથી. તેથી શરીરની અવસ્થાનો જરા પણ અધિષ્ઠાતા આત્મા નથી.

માટે શરીરના સ્તવનથી ભગવાનના આત્માનું સ્તવન પરમાર્થે બનતું જ નથી. ભગવાનના શરીરનું સ્તવન કરવાથી નિર્વિકલ્પ આત્માની સ્તુતિ થતી નથી, તેમ ભગવાનના આત્માની સ્તુતિ પણ થતી નથી. શિષ્ય કહે છે: ભગવાનનું શરીર આવું, ભગવાનનો રંગ આવો તેવી સ્તુતિ થાય છે ને તમે તો કહો છો કે આત્મા આવો, તો બન્નેનો મેળ શું છે? ભાઇ! જે ભગવાનના આત્માને ઓળખે છે તે પોતાના આત્માને ઓળખે છે, ભગવાન જેવા નિર્વિકારી, શાંત અને વીતરાગી છે તેવો જ હું છું તેવો નિર્ણય કરે તો પછી ભગવાનની પ્રતિમા દેખીને શુભભાવ થાય તેને વ્યવહારે સ્તુતિ કહીએ છીએ.

ભગવાનનો આત્મા શુભાશુભ ભાવ વગરનો છે, તેવો જ મારો આત્મા શુભાશુભભાવ વગરનો છે તેવો નિશ્ચય ન કરે ને એકલા ભગવાનના શરીર ઉપર જ લક્ષ રાખીને સ્તુતિ કરે તો વ્યવહારે પણ સ્તુતિ નથી, માત્ર શુભભાવ છે. વ્યવહાર ક્યાં હોય કે જ્યાં નિશ્ચય હોય ત્યાં; જ્યાં નિશ્ચય નથી ત્યાં વ્યવહાર પણ નથી.

ભગવાન મને મુક્તિ આપી દેશે તેમ કેટલાક માને છે પણ ભગવાન વીતરાગનું સત્ત્વ જુદું છે ને દરેક આત્માનું સત્ત્વ પણ

જુદું છે. એક તત્ત્વ બીજા તત્ત્વને કાંઇ આપે નહીં. એક તત્ત્વથી બીજા તત્ત્વને કાંઇપણ લાભ થાય નહીં. જો કોઇ આત્મા બીજાનું કાંઇ કરી શકતો હોય તો એક આત્મા આવીને મુક્તિ આપશે ને બીજો આત્મા આવીને નરકમાં ધકેલી દેશે, તેમાં સ્વતંત્રતા ક્યાં રહી? પોતે પોતા વડે દેવ, ગુરુ, શાસ્ત્રનું સ્વરૂપ અને પોતાના આત્માનું સ્વરૂપ પોતાના જ્ઞાનવડે નક્કી કરે ત્યારે દેવ, ગુરુ, શાસ્ત્રનો ઉપકાર થયો કહેવાય. કોઇ ચીજ કોઇને તાબે નથી, કોઇ કોઇને ઉપકાર કરે નહીં, પોતે તૈયાર થાય ત્યારે દેવ, ગુરુ, શાસ્ત્રમાં નિમિત્તનો આરોપ કહેવાય છે. વ્યવહારે કહેવાય છે કે ભગવાનની પ્રતિમા દેખીને શાંત ભાવ થયો, પણ હું પુણ્ય નહિ, પાપ નહિ તેમ ભાન થાય ત્યારે વ્યવહારે કહેવાય કે આ પ્રતિમા મને ઉપકારરૂપ છે, આ ગુરુ મને ઉપકારરૂપ છે, આ શાસ્ત્ર મને ઉપકારરૂપ છે. દેવ, ગુરુ ને શાસ્ત્રના નિમિત્ત વિના થાય નહીં પણ નિમિત્તથી થતું નથી. કોઇ દ્રવ્ય કોઇ દ્રવ્યને આધીન નથી. પોતાના ગુણની અવસ્થા તો પોતા વડે જ થાય છે. પણ નિમિત્તથી મને જ્ઞાન થયું એમ દેવ, ગુરુ ઉપર આરોપ આપીને વિનયથી-કૃતજ્ઞપણાથી-નમ્રતાથી બોલે છે કે અહો! પ્રભુ! આપે મારા ઉપર ઉપકાર કર્યો. જ્યારે પોતે સાચી સમજણ કરે ત્યારે સાચા દેવ-ગુરુ-શાસ્ત્રને નિમિત્ત તરીકે સ્થાપન કરીને કહે છે કે અહો! પ્રભુ! આપે મને તારી દીધો, આપે મને ન્યાલ કર્યો.

આત્મામાં હું શાંત છું, નિર્મળ છું, એવું ભાન રહે ને ભગવાનના ગુણોના લક્ષપૂર્વક ભગવાનના શરીરની સ્તુતિનો શુભભાવ થાય તેને વ્યવહારે સ્તુતિ કહીએ છીએ.

શુભ એવા વિકારી ભાવવડે આત્માના અવિકારી ગુણનો નિશ્ચય અને લાભ થાય એમ કોઇ કાળે કે કોઇ ક્ષેત્રે કે કોઇ ભાવે બની શકે નહિ.

સંસારમાં પણ પરનું કાંઇ કરી શકતો નથી, માત્ર શુભાશુભભાવ કરી શકે છે; છતાં પણ જગતનો મોટો ભાગ અસત્યનો સ્વીકાર કરી રહ્યું છે, પણ જ્ઞાનમાં સત્યનો સ્વીકાર થવો જોઇએ. સત્યનો એટલે

કે વસ્તુનો સ્વભાવ જેવો છે તેવો જ સ્વીકાર થવો જોઈએ, તો જ મુક્તિ થાય.

તત્ત્વ શું ? પુણ્ય-પાપ શું ? ધર્મ શું ? વસ્તુસ્વભાવ શું ? તે જીવોએ અનાદિથી જાણ્યું નથી, જાણવાની જિજ્ઞાસા પણ કરી નથી; પણ પરનું આમ કરી દઉં, તેમ કરી દઉં એવી પરમાં ઊંધી શ્રદ્ધા બેઠી છે, જ્ઞાનમાં ઊંધું પકડ્યું છે ને આડે માર્ગે ભર્યું છે, પણ જો સ્વભાવમાં ગુલાંટ મારે તો ઊંધી શ્રદ્ધાનો નાશ થઈ સાચી શ્રદ્ધા થાય.

આચાર્યદેવે શિષ્યને દૃષ્ટાંત સહિત સમજાવ્યું કે નગરીનું વર્ણન કરતાં તે નગરીના રાજાનું વર્ણન થતું નથી, તેમ શરીરની સ્તુતિથી આત્માનું યથાર્થ વર્ણન થતું નથી, પણ જો શરીરની સ્તુતિ પાછળ અંદર આત્માના ગુણોનું શુદ્ધ ભાન હોય અને ભગવાનના ગુણોનું ભાન હોય તો તે ભગવાનની સ્તુતિ વ્યવહારે છે. પણ જ્યાં સુધી શરીર ઉપર દૃષ્ટિ છે ત્યાં સુધી આત્માની સ્તુતિ પરમાર્થે થતી નથી, ને ભગવાનના આત્માની સ્તુતિ પણ પરમાર્થે થતી નથી અને શરીરના વર્ણનથી ભગવાનના ગુણોનું વર્ણન પણ થતું નથી.

હવે નગરીના વર્ણનથી રાજાનું વર્ણન થતું નથી તે નગરનું વર્ણન કરીને કળશમાં સમજાવે છે.

( આર્યા )

प्राकारकवलितांबरमुपवनराजीनिगीर्णभूमितलम् ।
पिबतीव हि नगरमिदं परिखावलयेन पातालम् ॥ २५ ॥

**અર્થ:**—આ નગર એવું છે કે જેણે કોટ વડે આકાશને ગ્રસ્યું છે ( અર્થાત્ તેનો ગઢ બહુ ઊંચો છે ), બગીચાઓની પંક્તિઓથી જે ભૂમિતળને ગળી ગયું છે, ( અર્થાત્ ચારે તરફ બગીચાઓથી પૃથ્વી ઢંકાઈ ગઈ છે ) અને કોટની ચારે તરફ ખાઈના ઘેરાથી જાણે કે પાતાળને પી રહ્યું છે ( અર્થાત્ ખાઈ બહુ ઊંડી છે ).

આ નગર એવું છે કે જેનો કોટ (ગઢ) એટલો ઊંચો છે કે

જાણે આકાશ સુધી પહોંચી ગયો હોય! અને તે નગર બગીચાની પંક્તિથી ભૂમિતળને ગળી ગયું છે એટલે કે બાગને લઈને ભૂમિતળ દેખાતું નથી. ગળી ગયું એટલે ભૂમિ તેમાં દેખાતી નથી અને ચારે તરફ ખાઈ એવી ઊંડી છે કે જાણે પાતાળ સુધી પહોંચી ગઈ હોય! પહેલાના રાજાઓ નગરના રક્ષણ માટે ઊંચા કોટ ને તેને ફરતી ખાઈઓ રાખતા કે કોઈ બીજા રાજાનું લશ્કર અંદર નગરમાં પેસી શકે નહીં. ઊર્ધ્વ, મધ્ય ને અધો, એમ ત્રણે બાજુએથી આચાર્યદેવે નગરીને ઉપમા આપી.

ઊર્ધ્વ—ચારે બાજુનો ગઢ જાણે આકાશ સુધી ઊંચો હોય!

મધ્ય—જમીન બધી જાણે બગીચાથી ઢંકાઈ ગઈ હોય!

અધો—ચારે તરફની ખાઈ એવી છે કે જાણે પાતાળ સુધી ઊંડી ગઈ હોય!

આ રીતે નગરીનું ઉત્તમ રીતે વર્ણન કર્યું પણ તેમાં રાજાનું કાંઈ વર્ણન ન આવ્યું. નગરના નિમિત્ત સંયોગના કારણે રાજા તેનો અધિષ્ઠાતા વ્યવહારે કહેવાય, વળી રાજાને એવું અભિમાન છે કે આ નગરીનો હું માલિક છું તેથી રાજા તેનો અધિષ્ઠાતા છે એમ કહેવાય પણ રાજાના શરીરમાં કે એના આત્મામાં નગરીના કોટ-બાગ-ખાઈ-આદિ કાંઈપણ પેસી ગયું નથી. નગર ને રાજા બન્ને જુદા તે જુદા જ છે. તેમ શરીરરૂપ નગરીનું સ્તવન કરવાથી ભગવાનના આત્માનું સ્તવન થતું નથી, તે હવે ભગવાનના શરીરનું વર્ણન કરીને કળશમાં સમજાવે છેઃ—

(આર્યા)

नित्यमविकारसुस्थितसर्वांगमपूर्वसहजलावण्यम् ।
अक्षोभमिव समुद्रं जिनेंद्ररूपं परं जयति ॥ २६ ॥

અર્થઃ—જિનેંદ્રનું રૂપ ઉત્કૃષ્ટપણે જયવંત વર્તે છે. કેવું છે તે? જેમાં સર્વ અંગ હંમેશાં અવિકાર અને સુસ્થિત (સારી રીતે-સુખરૂપ સ્થિત) છે, જેમાં (જન્મથી જ) અપૂર્વ અને સ્વાભાવિક

લાવણ્ય છે ( અર્થાત્ જે સર્વને પ્રિય લાગે છે ) અને જે સમુદ્રની જેમ ક્ષોભરહિત છે, ચળાચળ નથી.

જિનેંદ્રનું રૂપ ઉત્કૃષ્ટપણે જયવંત વર્તે છે. દેવો ને ઇંદ્રોના શરીર કરતાં પણ તીર્થંકરદેવના શરીરમાં રૂપ અને કાંતિ ઉત્કૃષ્ટ સુંદર કાયમ હોય છે. બીજા માણસને જુવાન અવસ્થામાં અમુક રૂપ હોય ને પછી વૃદ્ધાવસ્થામાં બદલાઈ જાય, પણ જિનેંદ્રદેવના શરીરની સુંદરતા છેવટ સુધી એવી ને એવી જયવંત રહે છે. જિનેંદ્રના સર્વ અવયવો હંમેશાં અવિકાર એટલે સદાને માટે નિર્વિકાર હોય છે, ભગવાનના સર્વ અંગો સુસ્થિત હોય છે. અંગોમાં ક્યાંય દૂષણ ન હોય, ને જે ઠેકાણે જેમ જોઇએ તેમ સુંદર અંગો ગોઠવાયેલા હોય; ભગવાનને જન્મથી જ અપૂર્વ લાવણ્યતા હોય છે કે જે લાવણ્યતા જોઇને ઇંદ્રો પણ વિસ્મય પામે છે. અપૂર્વ લાવણ્યતા સ્વાભાવિક હોય છે; કૃત્રિમ ન હોય. ભગવાનની લાવણ્યતા-ચતુરાઇ તે એવી અપૂર્વ હોય છે કે જે દેખીને ઇંદ્રો પણ થંભી જાય છે. જિનેંદ્રદેવ બાળક હોય ત્યારથી તેમની બોલણી એવી મીઠી ને મધુરી હોય છે કે બધાને પ્રિય, પ્રિય થઈ પડે છે. તીર્થંકરદેવનું શરીર વગર દાગીને સુશોભિત રહે છે. શરીરને રૂપવાન દેખાડવા માટે કાંઇ ટાપ-ટીપ કે કૃત્રિમતા કરવી પડતી નથી. ત્રિલોકનાથ તીર્થંકરદેવનું શરીર નાની વયમાંથી જ સમુદ્રની જેમ સહજ ગંભીર હોય; તીર્થં-કરદેવનું શરીર સમુદ્રની જેમ અક્ષોભ હોય છે, કાંઇ નવીન જાણવાનું આવે તો કુતૂહલતા, વિસ્મયતા, હાસ્ય, આશ્ચર્યતા તેમના શરીરમાં દેખાય નહિ. ત્રિલોકનાથ તીર્થંકરદેવનું શરીર નાનું છતાં અતિ ગંભીર હોય છે, જાણે કે બધો અનુભવ કરી કૃતકૃત્ય કેમ થઇ ગયા હોય! જેમ દરિયો માઝા ન મૂકે તેમ ભગવાનનું શરીર બાળક-દશામાં પણ ગંભીર હોય છે-અક્ષોભ હોય છે, શરીરમાં કોઇ જાતની વિસ્મયતા નહિ, કુતૂહલ નહિ, આશ્ચર્ય નહિ, ચંચળતા નહિ, કૃત્રિમતા નહિ તેવું ગંભીર હોય છે. બીજાને તો કાંઇક નવીન જાણ-વાનું કે જોવાનું હોય ત્યાં તો કુતૂહલતા થઈ જાય, ને કોઇનો તાર કે કાગળ આવે ત્યાં તો ક્ષોભ પામી જાય, આકુળ-વ્યાકુળ થઇ જાય,

પણ ભગવાનનું શરીર તો ઠેઠ સુધી તેવું ને તેવું અક્ષોભ રહે.

આ બધા શરીરના પુણ્યના વર્ણનથી એમ સમજવાનું નથી કે તે પુણ્ય આદરણીય છે પણ ઉત્કૃષ્ટ શુભભાવથી તેવું પુણ્ય બંધાય છે તેમ અહીં કહેવું છે. આ શરીરનું રૂપ તે આત્માનું રૂપ નથી પણ તે પુદ્ગલની અવસ્થા છે.

ત્રિલોકનાથ તીર્થંકરદેવ પૂર્વ ભવમાં જ્યારે પવિત્ર દશામાં આગળ વધતા હોય ત્યારે અલૌકિક શુભભાવ આવતાં, આવાં અલૌકિક પુણ્ય બંધાય છે.

આ તો શરીરનાં વખાણ થયાં પણ તેમાં ભગવાનના આત્માનાં કાંઇ વખાણ ન આવ્યાં. શરીર અને આત્મા તદ્દન ભિન્ન હોવાથી શરીરના ગુણોનો ભગવાનના આત્માના ગુણોમાં અભાવ છે, પણ આ જાણનારો આત્મા તે શરીરના ગુણોના સ્તવનમાં અટકી જાય ને ત્યાં જ ચોંટયો રહે ને માને કે ભગવાનનો આત્મા જ આવો છે તો ભગવાન તેવા નથી, તે ભગવાનના આત્માના ગુણો નથી, માટે શરીરના સ્તવનથી આત્માનું સ્તવન બનતું નથી. તીર્થંકર ભગવાનને શરીરનું અધિષ્ઠાતાપણું વ્યવહારે કહેવાય, પણ શરીરના ગુણો તે આત્માના ગુણો નહિ હોવાથી શરીરના સ્તવનથી આત્માનું સ્તવન થતું નથી.

અજ્ઞાની માને છે કે ભગવાન મને તારી દેશે-ઉગારી દેશે એટલે એનો અર્થ એવો થયો કે મારામાં કાંઇ માલ નથી, હું નમાલો છું એમ પરાધીન થઇને સાક્ષાત્ ભગવાન બેઠા હોય કે તેમની પ્રતિમા હોય તેમની સામે રાંકો થઇને ભગવાનને કહે કે મને મુક્ત કરજે.

"દીન ભયો પ્રભુ પદ જપે, મુક્તિ કહાંસે હોય?" એમ રાંકો થઇને કહે છે કે હે પ્રભુ! મને મુક્તિ આપ પણ ભગવાન પાસે તારી મુક્તિ ક્યાં છે? તારી મુક્તિ તારામાં જ છે. ભગવાન તને કહે છે કે દરેક આત્મા સ્વતંત્ર છે, હું પણ સ્વતંત્ર છું ને તું પણ સ્વતંત્ર છો, તારી મુક્તિ તારામાં જ છે.

આત્મા પોતાના પદનું વલણ ન કરે ને એકલા પર એવા

પ્રભુપદને ભજે તો કોણ મુક્તિ આપશે? તારો નિર્મળ સ્વભાવ, રાગ-દ્વેષથી મુક્ત સ્વભાવ, તેની ઓળખાણ કર્યા વગર ભગવાન આપી દે તેમ નથી, માટે તારી મુક્તિ તારામાં છે તેમ ઓળખાણ કર. ઓળખાણ વડે તરવાનો ઉપાય પોતામાં જાણ્યો ત્યારે ભગવાનને આરોપ આપીને વિનયથી કહેવાય છે કે ભગવાને મને તાર્યો, તે શુભભાવ છે તે વ્યવહારે સ્તુતિ છે.

શરીરાદિ તે હું છું, પુણ્ય-પાપભાવ તે પણ હું છું તેવા મિથ્યાભાવ છૂટીને હું એક ચૈતન્યસ્વભાવે અનંત ગુણની મૂર્તિ છું, આવા ભાનપૂર્વક જે ભગવાન તરફનો શુભભાવ થાય તે વ્યવહારે સ્તુતિ છે અને આવા ભાનપૂર્વક શુભભાવ છોડીને સ્વરૂપમાં ઠરે તો પરમાર્થે સ્તુતિ છે. ૩૦.

હવેની ગાથામાં પરમાર્થસ્તુતિની સ્પષ્ટતા કરે છે, હવે તીર્થંકર-કેવળીની નિશ્ચયસ્તુતિ કહે છે. તેમાં પહેલાં જ્ઞેય-જ્ઞાયકના સંકરદોષનો પરિહાર કરી સ્તુતિ કહે છેઃ—

**जो इंदिये जिणत्ता णाणसहावाधिअं मुणदि आदं ।**
**तं खलु जिदिंदियं ते भणंति जे णिच्छिदा साहू ॥३१॥**

અર્થઃ—જે ઇંદ્રિયોને જીતીને જ્ઞાનસ્વભાવ વડે અન્યદ્રવ્યથી અધિક આત્માને જાણે છે તેને, જે નિશ્ચયનયમાં સ્થિત સાધુઓ છે તેઓ, ખરેખર જિતેંદ્રિય કહે છે.

આ એકત્રીશમી ગાથાનો અહીં [1]ટૂંકો સાર કહેવાય છે.

અત્યાર સુધી આચાર્યદેવે વ્યવહારસ્તુતિની વાત કરી, હવે આચાર્યદેવ પોતે નિશ્ચયસ્તુતિની વાત કરે છે.

---

૧ આ એકત્રીશમી ગાથાના વ્યાખ્યાનો વિસ્તારથી પર્યુષણમાં વંચાયાં હતા.

જીતી ઇંદ્રિયો જ્ઞાનસ્વભાવે અધિક જાણે આત્મને,
નિશ્ચયવિષે સ્થિત સાધુઓ ભાખે જિતેંદ્રિય તેહને. ૩૧.

જે મુનિ દ્રવ્યેંદ્રિયો, ભાવેંદ્રિયો તથા ઇંદ્રિયોના વિષયભૂત પદાર્થો–એ ત્રણેયને પોતાનાથી જુદા કરીને સર્વ અન્ય દ્રવ્યોથી ભિન્ન પોતાના આત્માને અનુભવે છે તે મુનિ નિશ્ચયથી જિતેંદ્રિય છે.

નિશ્ચયસ્તુતિ એટલે ખરી સ્તુતિ ક્યારે કહેવાય? 'આ જડ ઇંદ્રિયો તે હું નહીં' પણ હું તો સૂક્ષ્મ ચૈતન્ય અરૂપી સ્વભાવી છું એમ નિર્મળ ભેદજ્ઞાનની પ્રવીણતાથી અંતરંગમાં પ્રગટ જે ચૈતન્ય સ્વભાવ તેના અવલંબનના બળ વડે દ્રવ્યેંદ્રિયોને પોતાથી જુદી કરી એ દ્રવ્યેંદ્રિયોનું જીતવું થયું.

દ્રવ્યેંદ્રિયનો કર્તા–હર્તા ત્રણકાળમાં આત્મા નથી, જડના ગુણોથી મને લાભ થતો નથી. જોવામાં, સાંભળવામાં, સુંઘવામાં, ચાખવામાં, બોલવામાં, સ્પર્શવામાં જે ઇંદ્રિયોનાં કાર્યો થાય છે તે બધાં જડનાં કાર્યો છે, ચૈતન્ય આત્માનું તે કાર્ય નથી. હું તો દેહાદિ જડ ઇંદ્રિયોથી જુદો છું; તે જડ ઇંદ્રિયોને આધીન હું નથી, જડ ઇંદ્રિયોનો વ્યાપાર મારામાં નથી, હું તો અતીંદ્રિય આનંદના વ્યાપારવાળો છું, તે જડ ઇંદ્રિયો મારા જ્ઞાનનું જ્ઞેય છે. તે દ્રવ્યેંદ્રિયથી ભિન્ન પડી અંદર સ્વરૂપમાં સ્થિર થયો તે નિશ્ચયસ્તુતિ છે, તે જિતેંદ્રિય છે.

જેને પોતાનું ભાન નથી ને એકલું પરનું લક્ષ છે, જડ એવી ઇંદ્રિયો ઉપર લક્ષ છે તે એમ માને છે કે પરનાં કાર્યો મારાથી થાય છે, ઇંદ્રિયો ધાર્યું કામ આપે, ફટફટ પાંપણ ફરે, હાલવું હોય ત્યારે હલાય ને બોલવું હોય ત્યારે બોલાય, તેથી તે કહે કે ઇંદ્રિયોનાં કામ અમારા ધાર્યા પ્રમાણે થાય છે; એવા અનાદિનાં લાકડાં પેસી ગયાં છે તેને આ વાત શી રીતે બેસે?

ભાવેંદ્રિય એટલે જુદા જુદા પોતપોતાના વિષયોમાં વ્યાપારપણાથી જેઓ વિષયોને ખંડખંડ ગ્રહણ કરે છે અથવા જ્ઞાનને ખંડખંડરૂપ જણાવે છે એવી ભાવેંદ્રિયોને, પ્રતીતિમાં આવતા અખંડ એક ચૈતન્ય-શક્તિપણા વડે પોતાથી જુદી જાણી; એ ભાવેંદ્રિયોનું જીતવું થયું.

શબ્દ, રૂપ, રસને જાણવા જેટલું ખંડવાળું જ્ઞાન તેટલો હું નથી, પણ અખંડ જાણનારો તે હું છું. પાંચ ઇંદ્રિયના વિષયોમાં-શબ્દ જાણવામાં, રૂપ જાણવામાં, ગંધ જાણવામાં, રસ જાણવામાં, સ્પર્શ જાણવામાં ખંડખંડ અટકતું જે જ્ઞાન તે હું નથી પણ સળંગ જાણનારો તે હું છું. ઇંદ્રિયજ્ઞાન રૂપ ટાણે રૂપને જ જાણે, શબ્દ ટાણે શબ્દને જ જાણે, એમ એકેકમાં અટકતું ખંડખંડ જ્ઞાન તે મારા અખંડ જ્ઞાનનું જ્ઞેય છે એમ જ્ઞેય અને જ્ઞાનનો ભેદ પાડી પોતામાં ઠર્યો તે નિશ્ચયસ્તુતિ થઇ.

હવે ભાવેંદ્રિયવડે ગ્રહવામાં આવતા જે ઇંદ્રિયોના વિષયભૂત બહારના પદાર્થો તેને પોતાના અસંગ સ્વભાવ વડે જુદા કર્યા. ગ્રાહ્ય એટલે નિમિત્ત અને ગ્રાહક એટલે આત્મા, એવા જ્ઞેય-જ્ઞાયક સંબંધની અતિ નિકટતાને કારણે ઇંદ્રિયોના વિષયભૂત પદાર્થો તેને પોતારૂપ કરતો હતો, તેને પોતાની નિરાળી ચૈતન્ય જ્યોતિના ભાનવડે, ઇંદ્રિયોના વિષયભૂત પદાર્થો જે નિંદા, પ્રશંસા, ટાઢું, ઊનું આદિ અનુકૂળતા-પ્રતિકૂળતાના બાહ્ય પ્રસંગો તે મારા જ્ઞાતાનું જ્ઞેય છે, એમ ઇંદ્રિયોના વિષયભૂત પદાર્થોને પોતાથી જુદા કર્યા ને પોતામાં ઠર્યો તે નિશ્ચયસ્તુતિ થઇ.

જે શરીર અને ઇંદ્રિયોને પોતાની માને છે તે દ્રવ્યેંદ્રિયને પોતાની માને છે, અને જે ખંડખંડ જ્ઞાનસ્વરૂપે પોતાને માને છે તે ભાવેંદ્રિયને પોતાની માને છે, અને બાહ્યમાં નિંદા-પ્રશંસા આદિ થાય તેમાં એમ માને કે મારી નિંદા થાય છે, મારી પ્રશંસા થાય છે, વળી પરથી મને સુખ થાય છે, પરથી મને દુઃખ થાય છે એમ માને છે તે ઇંદ્રિયોના વિષયભૂત પદાર્થોને પોતા સાથે એક કરે છે એમ દ્રવ્યેંદ્રિય, ભાવેંદ્રિય અને તેના વિષયભૂત પદાર્થો તે ત્રણેને પોતાના આત્મા સાથે એક માની બન્નેનો ખીચડો કરતો હતો.

તે હવે જડેંદ્રિય તે હું નહિ તેમ જડેંદ્રિયથી ચૈતન્યને જુદો કર્યો. મારા જ્ઞાનને શબ્દાદિનું અવલંબન છે નહિ, તે શબ્દ, રસને જાણવા જેટલું અધૂરું-ઊણું-ખંડવાળું જ્ઞાન તેટલો હું નહિ; તે

બધું મારા જ્ઞાનમાં જણાવા યોગ્ય છે, પણ તેટલો હું આત્મા નથી, શબ્દ-રસમાં અટકતું જ્ઞાન તે હું નથી, તેમ ભાવેંદ્રિયથી પોતાને જુદો કર્યો, અને મારા જ્ઞાનમાં જણાવા યોગ્ય ઇંદ્રિયોના વિષયભૂત પદાર્થો તે પણ હું નથી, એમ ત્રણેથી આત્મા ભિન્ન છે, તેમ પોતામાં પોતાવડે નિશ્ચય કરે તે જિતેંદ્રિય જિન છે ને તે સાચી સ્તુતિ છે. આ રીતે જ્ઞેય-જ્ઞાયકસંકર દોષનો પરિહાર કર્યો.

આમાં કોઈને એમ થાય કે આ વાતમાં તીર્થંકરની સ્તુતિ ક્યાં આવી? પણ તેનો અર્થ એમ છે કે જે ભાવે તીર્થંકરદેવ તર્યા તે ભાવે પોતાને ઓળખી હું અવગુણને જિતનાર છું તેવા સ્વભાવનું ભાન કર્યું ને વિકલ્પ તોડી તેમાં જ ટક્યો તે જ ધર્મ થયો ને તે જ તીર્થંકરની ખરી સ્તુતિ થઈ.

ભક્તિ એટલે ભજવું, કોનું ભજવું? કે પોતાના સ્વરૂપનું ભજવું. મારું સ્વરૂપ નિર્મળ અને નિર્વિકારી સિદ્ધ જેવું છે તેનું યથાર્થ ભાન કરીને સ્વરૂપનું ભજવું તે જ નિશ્ચય ભક્તિ છે, ને તે જ પરમાર્થ સ્તુતિ છે. કોઈ કહેશે કે આ વાત અઘરી પડશે પણ અનંતા ધર્માત્મા ક્ષણમાં ભિન્ન તત્ત્વોનું ભાન કરી, પર પદાર્થોને છોડી, સ્વરૂપમાં ઠરી, મોક્ષ ગયા, વર્તમાનમાં જાય છે ને ભવિષ્યમાં અનંતા તેવી જ રીતે જશે.

પણ અજ્ઞાનીને ઇંદ્રિયનાં કર્તવ્ય પોતાથી થતાં દેખાય છે તેથી ચૈતન્યતત્ત્વ પરથી છૂટું છે તે તેને બેસતું નથી. તે ન બેસે તેથી તેને છૂટો પાડવાનો ઉપાય કેમ આવડે? પણ પરનો હું કર્તા નથી, હું પરનો જ્ઞાયક છું, જ્ઞાન મારો સ્વભાવ છે એવી શ્રદ્ધા એકવાર તો કર! હું તો આ ત્રણે પ્રકારથી જુદો છું, પરમાં અટકું તે હું નહીં, પરનો કાંઈ કરનાર તે હું નહિ પણ હું તો તે બધાનો જ્ઞાયક જ છું એવી એકવાર શ્રદ્ધા કર, અને પરની મમતા છોડ.

જેની સત્તામાં બધું જણાઈ રહ્યું છે તે જાણનારો જ્ઞાયક ભગવાન હું જ છું ને આ, જે જણાય છે તે બધું પર છે. સ્વ અને પર બધાનો હું જાણનારો છું તેવી સળંગ જ્ઞાનજ્યોત હું છું, તેવી શ્રદ્ધા

તે જ્ઞાન વિના કોઇ ભગવાનની સ્તુતિ કે ભક્તિ કરી શકતો જ નથી; બહુ તો દાન પૂજામાં લોભ ઘટાડે તો પુણ્યબંધ થાય, પરંતુ ભક્તિ તો વ્યવહારે પણ ન થાય.

સાચી સમજણ કર કે રાગનો એક કણિયો, શરીરનું એક રજકણ, કે એક પૈ‌ોળિયો પણ તારો નથી, તેમ ભાન કર તો યથાર્થ ભક્તિ થશે. કોઇ કાંઇ પૈસા ખરચે પણ તેના જો કોઇ વખાણ ન કરે તો રુચે નહીં તેવા ભાવમાં તો પુણ્યબંધ પણ નથી પણ પાપબંધ છે.

જ્ઞાની સમજે છે કે એક રજકણ પણ મારું નથી, કોઇ નાત મારી નહીં, કોઇ જાત મારી નહીં, આવી ઓળખાણ અને સ્વતંત્રતાનું ભાન હોય ત્યાં જ ખરી મમતા ઘટે છે. જેવી તૃષ્ણા જ્ઞાની ઘટાડે તેવી અજ્ઞાની ઘટાડી શકે નહીં. જ્ઞાની વીતરાગનો ખરો ભક્ત છે, વીતરાગનો ભક્ત તે વીતરાગ થવાનો છે, તે વીતરાગનો વારસો લેવાને હક્કદાર છે.

આ એકત્રીશમી ગાથામાં ચોથા ગુણસ્થાનવાળા સમકિતીની વાત છે. સમકિતીને આચાર્યદેવે જિન કહ્યા છે, જિનના બેટા તે જિન છે. તે એક બે ભવે મુક્તિ લેવાનો જ, તે ભગવાનનો વારસો લેવાને લઘુનંદન થયો, તે ભગવાનનો ભક્ત ભગવાન થવાનો જ, પરમાત્મા થવાનો જ.

સમકિત થયું તે નિશ્ચયભક્તિ થઇ, તે નાનામાં નાની સ્તુતિ થઇ, જઘન્ય સ્તુતિ થઇ. હવે મધ્યમ સ્તુતિ શું છે તે બત્રીશમી ગાથામાં લેશે ને ઉત્કૃષ્ટ સ્તુતિ તેત્રીશમી ગાથામાં લેશે.

૧૯૯૯ ભાદરવા વદ ૦)) બુધ.

અહીં નિશ્ચયસ્તુતિનો અધિકાર ચાલે છે. એકત્રીશમી ગાથામાં દ્રવ્યેંદ્રિય, ભાવેંદ્રિય અને તેના વિષય તે ત્રણેથી આત્માને જુદો બતાવ્યો. પાંચે જડેંદ્રિય, અને ખંડરૂપ જ્ઞાન તે ભાવેંદ્રિય, ને તે ખંડજ્ઞાનમાં આવતા જે વિષયો એટલે પરપદાર્થ તે ત્રણેથી હું અખંડ જ્ઞાયકમૂર્તિ જુદો છું એમ સ્વભાવનો અનુભવ કરવો તે આત્માની ખરી સ્તુતિ છે અને તે જ નિશ્ચયસ્તુતિ છે. આ રીતે જ્ઞેયજ્ઞાયક-

સંકરદોષ દૂર કર્યો; સંકરદોષ એટલે કુટુંબાદિને પોતાનાં માને, શરીરાદિ તથા પુણ્ય-પાપના ભાવને પોતાનાં માને, દેવ, ગુરુ, શાસ્ત્ર મને તારશે એમ પરથી લાભ માને; પરંતુ તે તો મારા જ્ઞાનમાં જણાવા યોગ્ય જ્ઞેય છે. તે જ્ઞેયને અને પોતાના જ્ઞાનને બન્નેને ભેગા કરી ખીચડો કરતો તેને સમ્યક્‌જ્ઞાનવડે જુદા પાડી જ્ઞેયજ્ઞાયક-સંકરદોષને દૂર કર્યો.

ભગવાનનો આત્મા અને પોતાનો આત્મા બન્ને જુદા છે. ભગવાન કાંઇ આપી દેતા નથી; ભગવાન તો નિર્વિકલ્પ વીતરાગી છે, અકષાય જેની કરુણા છે, એવા એકલા જ્ઞાતા અખંડ ચૈતન્ય છે. તેની ગમે તેટલી ભક્તિ કરો તો પણ તે રાજી થાય તેમ નથી. જેવો ભગવાનનો આત્મા છે તેવો જ મારો આત્મા છે. મારો સ્વભાવ મારાથી મારા વડે જ પ્રગટે છે, મારા સ્વભાવને મદદ કરવા કોઇ સમર્થ નથી તેમ જાણી, માની, ને એકાગ્ર થાય તેણે જ ભગવાનની ખરી ભક્તિ કરી; તેણે જ ખરી કેવળીની સ્તુતિ કરી: મારો જ્ઞાન-સ્વભાવ તદ્દન નિર્મળ છે, હું જ્ઞાનમૂર્તિ છું એમ સ્વભાવની સન્મુખ થઇને એકાગ્ર થાય તેણે જ આત્માની ભક્તિ કરી; શુભાશુભ પરિ-ણામ જેટલા થાય છે તે હું નહિ એમ જેણે માન્યું તેણે આત્મા થઇને આત્માની સ્તુતિ કરી; વિકારથી જુદો પડીને પોતાને અધિક જાણે અને પુણ્યાદિને જુદા જાણે તેણે જ ખરી આત્માની ભક્તિ કરી, તેણે જ ખરી ભગવાનની સ્તુતિ કરી, આ રીતે જ્ઞાનીની સ્તુતિ તે અલૌકિક સ્તુતિ છે, તે નિશ્ચયસ્તુતિ છે.

દેવ-ગુરુ-શાસ્ત્ર તરફનો જે શુભભાવ થાય તેનાથી મને લાભ થાય એમ જે માને છે તેણે રાગની ભક્તિ કરી પણ વીતરાગની ભક્તિ કરી નથી, આત્મા થઇને આત્માની ભક્તિ કરી નથી પણ અનાત્માની જ ભક્તિ કરી છે; આ રીતે અજ્ઞાનીની સ્તુતિ તે લૌકિક સ્તુતિ છે, પણ અલૌકિક સ્તુતિ નથી.

મારો આત્મા કુટુંબાદિથી જુદો છે અને દેવ-ગુરુ-શાસ્ત્રથી પણ જુદો છે માટે મારો આત્મા જ મને તારશે અને દેવ, ગુરુ, શાસ્ત્ર તો મારા જ્ઞાનમાં જણાવા યોગ્ય જ્ઞેય છે એમ નહિ માનતાં દેવ,

ગુરુ, શાસ્ત્ર જ મને તારી દેશે એવો જે રાગ તે મિથ્યાદૃષ્ટિ સહિતનો રાગ છે. હા, રાગથી પુણ્ય બાંધશે પણ જન્મ-મરણ નહિ ટળે.

હવે ભાવ્યભાવક-સંકરદોષ દૂર કરી સ્તુતિ કહે છેઃ—

**जो मोहं तु जिणित्ता णाणसहावाधियं मुणइ आदं ।**
**तं जिदमोहं साहुं परमट्ठवियाणया विंति ॥ ३२ ॥**

**અર્થઃ**—જે મુનિ મોહને જીતીને પોતાના આત્માને જ્ઞાનસ્વભાવ વડે અન્યદ્રવ્યભાવોથી અધિક જાણે છે તે મુનિને પરમાર્થના જાણનારાઓ જિતમોહ જાણે છે-કહે છે.

એકત્રીશમી ગાથામાં જ્ઞેયજ્ઞાયકને જુદા પાડવાની વાત હતી. હું આત્મા પરિપૂર્ણ આનંદકંદ છું, તે આનંદ મારાથી મારાવડે જ પ્રગટે છે તેમાં કોઇ પરદ્રવ્યની સહાય નથી. સ્ત્રી, કુટુંબ, શરીરાદિ અને પુણ્ય-પાપનાં પરિણામ તે મારા જ્ઞાનનું જ્ઞેય છે. દેવ, ગુરુ, શાસ્ત્ર પણ મારાથી ભિન્ન છે અને મારા જ્ઞાનનું જ્ઞેય છે, તેવી પ્રતીત અને જ્ઞાન થતાં તે પહેલા નંબરની ભક્તિ થઇ ત્યારે તે સમકિતી થયો.

હવે આ ગાથામાં આચાર્યદેવ બીજા નંબરની ચડતી ભક્તિ કહે છે, ઊંચી ભૂમિકાની વિશેષ સ્થિરતાની ભક્તિ કહે છે, અહીં જિતમોહની વાત છે એટલે કે ઉપશમશ્રેણીની વાત છે.

જે કોઇ સાધુ પોતાનો નિર્મળ અને નિર્દોષ સ્વભાવ છે, તે ક્રોધ, માન, માયા, લોભ આદિ મલિનતાથી રહિત છે તેવા સમ્યક્જ્ઞાન વડે શુભાશુભભાવથી જુદા પડી અંદરમાં આનંદઘન સ્વભાવમાં વિશેષ સ્થિર થાય છે-રમણતા કરે છે, તેને પરમાર્થના જાણનારા જ્ઞાનીઓ જિતમોહ કહે છે.

આત્મા તો જ્ઞાન, દર્શન અને આનંદની કાતળી છે, તેનું જેને

---

જીતી મોહ જ્ઞાનસ્વભાવથી જે અધિક જાણે આત્મને,
પરમાર્થના વિજ્ઞાયકો તે સાધુ જિતમોહી કહે. ૩૨.

ભાન નથી તેવો અજ્ઞાની જીવ પરને મારું માનતો અને ચૈતન્ય-સત્તાનો અનાદર કરતો મોહકર્મને બાંધે છે.

આત્મા પોતે શરીર, મન, વાણી તથા આઠ પ્રકારનાં કર્મ-રજકણોથી તદ્દન જુદી ચીજ છે. તે સ્વતંત્ર નિર્વિકારી તત્ત્વ છે, તેની અજ્ઞાનીને અનાદિથી ખબર નથી તેથી પાંચ ઇંદ્રિયોમાં સુખ માને છે, પરમાં મોહ કરે છે, પરનું હું કાંઇ કરી શકું છું તેમ માને છે; એવો મોહ અજ્ઞાનભાવે આત્મા કરે છે પણ તેમાં કર્મ તો નિમિત્ત માત્ર છે. કર્મ તો પરવસ્તુ છે. પરવસ્તુ તે આત્મતત્ત્વને રોકે કે લાભ કરે તેમ ત્રણકાળ ત્રણલોકમાં બને નહિ, પણ પોતાનું સ્વરૂપ ભૂલીને આ શરીર, કુટુંબાદિ અને શુભાશુભપરિણામ તે જ હું એમ માની સ્વરૂપની સાવધાની ચૂકયો અને પરમાં રાગી થયો તે ખરો મોહ છે, તેમાં જડ કર્મ નિમિત્તમાત્ર છે, પોતે પરમાં સાવધાન થયો અને સ્વરૂપમાં અસાવધાન થયો ત્યારે જડ કર્મને નિમિત્તરૂપ કહેવાય છે; તે દ્રવ્યમોહ છે.

મોહકર્મ ફળ દેવાના સામર્થ્ય વડે પ્રગટ ઉદયરૂપ થઇને ભાવક-પણે પ્રગટ થાય છે, એટલે શું ? કે જેમ કાચા ચોખાને રાંધે ત્યારે પાકા થાય છે તેમ મોહકર્મ પાકીને ફળ દેવાના સામર્થ્ય વડે તૈયાર થાય છે એટલે કે ઉદયરૂપ પ્રગટ થાય છે ત્યારે ચૈતન્ય પોતાનું ભાન ન કરે ને વિકારમાં જોડાય તો નવું કર્મ બંધાય છે, તે કર્મ પાકીને વળી ફળ દેવા તૈયાર થાય છે, વળી ભાન ન કરે તો વળી જોડાય છે એવો ને એવો પ્રવાહ અનાદિનો ભાન ન કરે ત્યાં સુધી ચાલ્યા કરે છે.

જેમ ચોખા પાકે છે તેમ મોહકર્મ જડ તે પણ પાકીને ફળ દેવા તૈયાર થાય છે. ચોખા તો પરમાણુ ધૂળ છે, જડ છે, આત્મા તો ચૈતન્ય છે; ચોખા તો રૂપી છે, વર્ણ, ગંધ, રસ અને સ્પર્શવાળા છે, આત્મા તો અરૂપી જ્ઞાનઘન છે. કાચા ચોખા પાકે ત્યારે સ્વાદ તો તે ચોખામાં હતો તે આવ્યો છે, ચોખાનો સ્વાદ તે ચોખામાં છે. તે સ્વાદ કાંઇ આત્મામાં પેસી જતો નથી પણ અજ્ઞાની માને છે કે

તે સ્વાદ મારા આત્મામાં પેસી જાય છે. ચોખા જીભે મૂકયા. અને સ્વાદ જાણ્યો એટલે અજ્ઞાની એમ માને છે કે ચોખાના સ્વાદની અવસ્થા મારા આત્મામાં આવી જાય છે, તેનો મને સ્વાદ આવે છે. તે ચોખાનો સ્વાદ તો જ્ઞાનમાં જણાય છે પણ અજ્ઞાની તે સ્વાદના રાગમાં એકાગ્ર થઇ જાય છે એટલે તે રાગનો સ્વાદ લે છે ને માને છે કે મને ચોખાનો સ્વાદ આવ્યો; પણ પરનો સ્વાદ કોઇ લઇ શકતું જ નથી, પોતાના રાગનો જ સ્વાદ લે છે.

અજ્ઞાની જેમ ચોખાના સ્વાદમાં એકાગ્ર થાય છે તેમ કેરીનો રસ, દૂધપાક, પૂરી વગેરે બધું લઇ લેવું. તે એમ માને છે કે કેરીનો રસ જાણે મારા આત્મામાં પેસી જતો હોય! પણ આત્મા તો અરૂપી છે તેમાં કાંઇ ગળપણ પેસી જતું નથી પણ તેના અનુસારે જેને રાગ થાય છે તે એમ માને છે કે અહો! આજનો શું ટેઇસ્ટ! ને શું આજ ખાવાની મજા! તેને ભાન નથી કે હું રાગાદિમાં રોકાઇ ગયો છું. જુઓ તો ખરા! આત્મામાં મજા નહિ ને ખાવા-પીવામાં ને પરમાં મજા માની, તેણે આત્મા તદ્દન નમાલો-માલ વગરનો માન્યો છે કે મારામાં કાંઇ માલ નથી પણ પરમાં માલ છે; તે દૂધપાક, પૂરી ને કેરીનો રસ વગેરે જ્ઞાનમાં જણાય છે પણ તે રસ ખાવા ટાણે જીભ ઉપર મૂકયો તે જીભ તો જડ છે, દૂધપાક, પૂરી ને કેરીનો રસ વગેરે તે પણ જડ છે. તે જીભ ઉપર મૂકીને, ઓગાળીને પેટમાં ઉતર્યું તે પેટ પણ જડ, તેમાં સ્વાદ તે તારામાં કયે ઠેકાણે આવ્યો! તે જડની અવસ્થા આત્મામાં ત્રણકાળમાં આવે નહિ, પણ અજ્ઞાની મૂઢ થઇને એમ માને છે કે પરમાંથી મને સ્વાદ આવ્યો; તે તેની અજ્ઞાનતા છે. ચોખા કહેતા નથી કે તું રાગ કર, પણ અજ્ઞાની રાગમાં રોકાઈ જાય છે.

જેને ભાન છે કે હું સ્વપરપ્રકાશક છું, ચોખાના સ્વાદનો જાણનાર છું, ચોખાની અવસ્થા ત્રણકાળ ત્રણલોકમાં મારામાં આવતી નથી, ચોખા ને ચોખાની હાલત તે ચોખામાં છે એમ જાણનારો તે ચોખાની અવસ્થાનું જ્ઞાન કરનારો જ્ઞાયક છે.

આત્માએ પોતે અનાદિની જે ભૂલ કરી કે હું આનંદ નહિ,

હું જ્ઞાન નહિ, પણ હું રાગી છું, દ્વેષી છું, એવી ભૂલનું નિમિત્ત પામીને જે કર્મ બંધાણું, તે રજકણમાં જ્યારે પાક આવે છે ત્યારે એક ક્ષેત્રે-એક જગ્યાએ ઉદયરૂપ થઈને ભાવકપણે પ્રગટ થાય છે, કર્મનું ફળ આવ્યું તેને અનુસારે જેની પ્રવૃત્તિ છે તે મોહકર્મને બાંધે છે. જુઓ, કર્મ કાંઈ રાગ-દ્વેષ, કામ-ભોગ કરાવતું નથી. જેમ ચોખા પાકીને તૈયાર થયા તે કહેતા નથી કે તું મારા સ્વાદમાં અટકી જા, ને રાગ કર; તેમ કર્મ પાકીને ફળ દેવા આવ્યું તે કહેતું નથી કે તું મારા સ્વાદમાં અટકી જા, ને રાગ કર; કર્મ તો માત્ર હાજરરૂપે ફળ તરીકે-વિપાકપણે આવે છે. તે કહેતાં નથી કે તું મારામાં અટકી જા, પણ તેના અનુસારે જેની પ્રવૃત્તિ છે એવો જે પોતાનો આત્મા તે ભાવ્ય, ભાવ્ય એટલે કર્મના અનુસાર થવા યોગ્ય આત્માની અવસ્થા તે ભાવ્ય, જે કર્મનો ઉદય ભાવકપણે પ્રગટ થાય છે તેના અનુસાર જે ઊંધા પુરુષાર્થ વડે રાગ-દ્વેષ કર્યા કરે છે તે મોહકર્મને બાંધે છે.

ભાવક એટલે મોહકર્મ, જે ફળરૂપે પ્રગટ થયું; તે અનુસાર રાગ-દ્વેષની લાગણીરૂપ જે આત્માની અવસ્થા થઈ તે ભાવ્ય; તેને ભેદજ્ઞાનના બળ વડે દૂરથી જ પાછો વાળવાથી, જુઓ, આચાર્યદેવે શું ભાષા કરી? કે 'દૂરથી જ' એટલે જરીયે તેમાં ભળ્યો નહીં, ભળે તો દૂરથી જ પાછો વળ્યો ન કહેવાય; હું પરિપૂર્ણ ચૈતન્ય ભગવાન છું, મારામાં મલિનતાનો અંશમાત્ર નથી, કોઈ પરપદાર્થની મને સહાય નથી એમ ભેદજ્ઞાનના બળપૂર્વક પોતાના આત્મામાં રાગ થયા પહેલાં જ આત્માને બળપૂર્વક પાછો વાળીને મોહનો તિરસ્કાર કરે છે.

બળપૂર્વક મોહનો તિરસ્કાર કર્યો કે જગતના કોઈપણ પદાર્થોનો હું કર્તા-હર્તા નથી, જગતના કોઈ પણ પદાર્થો તથા કોઈપણ શુભાશુભભાવ મને સુખરૂપ કે મદદગાર નથી એમ બળપૂર્વક મોહનો તિરસ્કાર કરીને સમસ્ત ભાવ્યભાવક-સંકરદોષ દૂર કર્યો; અહીં આચાર્યદેવે બળપૂર્વક મોહનો તિરસ્કાર કહીને પુરુષાર્થ બતાવ્યો છે. હું જ્ઞાયકજ્યોત ચૈતન્યમૂર્તિ છું, નિર્દોષ અને નિરાલંબન છું. દેવ, ગુરુ, શાસ્ત્રનું પણ મને અવલંબન નથી એમ પરના અવલંબન

વગર નિરાલંબન સ્વભાવમાં એકાગ્ર થયો ને પરમાં જોડાણો નહિ એટલે મોહનો બળપૂર્વક તિરસ્કાર સહેજે થયો. બીજો કોઇ તિરસ્કાર કરવાનો નથી, પોતાના નિર્વિકલ્પ, વીતરાગસ્વભાવમાં સ્થિર થયો એટલે મોહનો તિરસ્કાર સહેજે થઈ જાય છે. આ જ ખરો પુરુષાર્થ છે, આ જ ખરો ધર્મ છે ને આ જ ખરી ભગવાનની ભક્તિ છે.

પહેલાં એકત્રીશમી ગાથામાં સ્ત્રી, કુટુંબ વગેરે અને દેવ, ગુરુ, શાસ્ત્ર વગેરે તેના તરફના વલણવાળો થતો જે શુભાશુભભાવ તેનાથી આત્માને જુદો બતાવી, સમ્યક્‌દર્શન બતાવ્યું ને અહીં સમ્યક્‌દર્શન થયા પછી જે કર્મનું ફળ આવ્યું તેમાં ભળ્યો નહિ એટલે તેમાં જોડાણો નહિ, અશુભ પરિણામમાં તો ભળ્યો નહિ પણ દેવ, ગુરુ, શાસ્ત્ર તરફનાં જે શુભ પરિણામ આવે તેમાં પણ ભળ્યો નહિ, તેમ પરથી જુદો થઇ મોહમાં ભળ્યો નહિ પણ પોતામાં સ્થિર થયો એટલે વિશેષ સ્થિરતા વધી. પહેલાં એકત્રીશમી ગાથામાં દ્રવ્ય જુદાં કર્યાં ને અહીં અવસ્થા જુદી કરી; શ્રદ્ધામાં દ્રવ્ય જુદાં કર્યાં છતાં અવસ્થામાં મલિનતા થતી હતી, તેથી અવસ્થાને સ્વભાવરૂપ કરી, અવસ્થામાં જેટલાં ક્રોધ, માન, રાગ-દ્વેષાદિ થતાં હતાં તેનાથી જુદો પડી વિશેષ સ્થિર અવસ્થા કરી. જે કર્મનું ફળ આવ્યું તેનો શ્રદ્ધામાં તો આદર નથી પણ અવસ્થામાં પણ આદર નથી, એટલે કે અસ્થિર થવારૂપે પણ આદર નથી. ભાવક એટલે મોહકર્મ, ને તેમાં ભળવારૂપ આત્માની અવસ્થા તે ભાવ્ય; તેનાથી જુદો પડી પોતામાં ઠર્યો ને મોહનો તિરસ્કાર કર્યો. હજુ અહીં મોહનો તિરસ્કાર કર્યો છે પરંતુ મોહનો નાશ કર્યો નથી એટલે અહીં ઉપશમશ્રેણીની વાત છે; જેમ અગ્નિને રાખથી ભારે છે-ઢાંકે છે તેમ અહીં મોહને ઢાંક્યો છે-દાબ્યો છે પણ મૂળમાંથી નાશ કર્યો નથી; આ બીજા નંબરની મધ્યમ ભક્તિ થઇ.

પ્રથમ સમ્યક્‌દર્શન થતાં એમ પ્રતીત થઇ કે શરીરાદિ તો હું નહીં પણ શુભાશુભ લાગણીઓ જે ઊઠે તે પણ હું નહિ. એવો સ્વતંત્રસ્વભાવી હું છું એવી શ્રદ્ધા થઇ ત્યાં ધર્મની શરૂઆત થઇ; માર્ગને જોયો, આત્મા જાગી ઊઠયો, પણ પુરુષાર્થની મંદતાએ કર્મના

અનુસારે અસ્થિરતાની જે અવસ્થા થતી હતી તે હવે કર્મના અનુસારે નહીં થતાં પુરુષાર્થ વડે ચૈતન્યમૂર્તિ અમૃતસાગર આત્માને અનુસારે અવસ્થા થવા લાગી, આત્માના સ્વભાવને અનુસારે અવસ્થા થવા લાગી. તે મુનિ એકત્વમાં ટંકોત્કીર્ણ-નિશ્ચલ અને જ્ઞાનસ્વભાવ વડે અન્ય દ્રવ્યોના સ્વભાવોથી થતા સર્વ અન્યભાવોથી પરમાર્થે જુદા એવા પોતાના આત્માને અનુભવે છે તે નિશ્ચયથી જિતમોહ છે, તે જિન છે, તે ધર્મી છે, તે વીતરાગ છે, તે કેવળજ્ઞાન પામવાના રસ્તામાં છે.

કેવો છે તે જ્ઞાનસ્વભાવ? સમસ્ત લોકના ઉપર તરતો; તરતો એટલે શું? રાગદ્વેષમાં ભેળસેળ નહિ થતો, રાગદ્વેષ ને શુભાશુભ પરિણામથી જુદો ને જુદો એટલે અધિક ને અધિક રહેતો, એવો તે જ્ઞાનસ્વભાવ બધાની ઉપર તરતો છે; જેમ દશહજાર ઢેઢ ભેગા થયા હોય, એવા ઢેઢિયા મેળામાં દશાશ્રીમાળી વાણિયો ભેગો થઇ ગયો હોય તો પણ તેને શંકા ન પડે કે હું ઢેઢ હઇશ? એને તો નિઃશંકતા છે કે હું વાણિયો જ છું, ઢેઢ નથી. આ તો હું દશહજાર માણસમાં આવી ચડયો છું, પણ હું છઉં તો વાણિયો જ, ઢેઢ નથી; તેમ તે ઢેઢિયા મેળાથી તરતો ને જુદો રહે, એમ શરીરાદિ, પૈસા, હજીરા (મકાન), સ્ત્રી, કુટુંબાદિ ને પુણ્ય-પાપનાં પરિણામ તે બધો ઢેઢિયો મેળો છે, તેનાથી મારો જ્ઞાનસ્વભાવી આત્મા જુદો જ છે. તે ઢેઢિયા મેળારૂપે ક્યારે પણ થયો નથી એમ નિઃશંકપણે જેણે જાણ્યું છે તે બધા ઢેઢિયા મેળાથી તરતો ને તરતો, જુદો રહે છે. જેમ કોલસો અને અગ્નિ બન્ને જુદા છે તેમ શરીરાદિથી, પુણ્યાદિથી, ને સમસ્ત લોકથી, દેહદેવળમાં બિરાજતો જ્ઞાનમૂર્તિ અંગારો જુદો છે. એવા આત્માને જેણે જાણ્યો તે સમસ્ત લોકના ઉપર તરતો છે; મારો સ્વભાવ સ્પષ્ટ પ્રગટ નિર્મળ બધાને જાણનારો છે, તે પરરૂપે થતો નથી એમ જેણે જાણ્યું તે સમસ્ત લોકના ઉપર તરતો છે.

મારો જ્ઞાનસ્વભાવ પરથી નિરાળો, પ્રત્યક્ષ ઉદ્યોતપણાથી સદાય અંતરંગમાં પ્રકાશમાન છે. લોકો કહે છે ને કે પ્રત્યક્ષ હોય તે માનીએ, પણ આત્મા પોતે જ સદાય જાણનાર પ્રત્યક્ષ છે, આ બધું જે નજરે

દેખાય છે તેનો જાણનારો પ્રત્યક્ષ હોય કે અપ્રત્યક્ષ? જો જાણનારો તું નથી તો કોણ જાણે છે? જણાય છે તે કોના આધારે જણાય છે? જડને ભાન નથી, જડ કાંઇ જાણતું નથી, માટે જાણનારો આત્મા પોતે જ સદા પ્રત્યક્ષ છે, પોતાની ચૈતન્યશક્તિનું સામર્થ્ય સદાય પ્રગટ-પ્રત્યક્ષ છે. સૂર્ય તો ઊગે છે ને વળી આથમે છે, પણ ભગવાન આત્મા તો સદાય અંતરમાં પ્રકાશમાન જાગતી જ્યોત બિરાજે છે એવા આત્માનો જે અનુભવ કરે છે તેણે ભગવાન અને ગુરુની સાચી નિશ્ચયસ્તુતિ કરી.

વળી કેવો છે તે આત્મા? અવિનાશી છે. પુણ્ય-પાપના વિકારીભાવ અને પુણ્ય-પાપના ફળરૂપ બહારના સંયોગ, તે બધા ક્ષણિક અને નાશવાન છે, ક્ષણમાં પલટી જાય છે, અધ્રુવસ્વભાવી છે; અને જ્ઞાનાનંદઆત્મા તો ત્રિકાળ ટકનાર-ધ્રુવ અને શાશ્વત છે. તેનો કદી નાશ થતો નથી એવો અવિનાશી છે.

ભગવાન આત્મા પોતે પોતાથી જ સિદ્ધ અને પરમાર્થરૂપ એવો જ્ઞાનસ્વભાવી છે. હું સ્વયંસિદ્ધ છું, હું મારાથી જ સિદ્ધ છું, અને સિદ્ધ કરવામાં-મારી સાબિતી કરવામાં કોઇ શરીર, મન, વાણી આદિ પરની જરૂર પડે તેમ નથી. પરમાર્થરૂપ ભગવાન આત્મા સ્વતઃસિદ્ધ છે, તેને સિદ્ધ કરવા માટે-નક્કી કરવા માટે પુણ્યનું-રાગનું કે પરસંયોગનું અવલંબન લેવું પડે તેમ નથી.

પરમાર્થરૂપ ભગવાન આત્મા જ્ઞાનસ્વભાવી છે. આત્માને જ્ઞાનથી ઓળખાવ્યો છે; જેમ ગોળને ગળપણથી ઓળખાવાય છે તેમ આત્માને જ્ઞાનગુણથી ઓળખાવ્યો છે. કર્મના ઉદયમાં રાગ-દ્વેષથી જોડાઇને જે અસ્થિર થતો તે પોતાના જ્ઞાનસ્વભાવને ઓળખીને સ્થિર થયો એટલે તે ભાવ્યભાવક-સંકરદોષને દૂર કરી બીજી નિશ્ચયસ્તુતિ કરી. મારો મહિમા સર્વજ્ઞના મુખમાં પણ ન આવે એવો હું મહિમાવંત છું તેને જાણીને તેમાં ઠરે તેણે પોતાની ભક્તિ કરી, તેણે કેવળજ્ઞાનીની ભક્તિ અને તીર્થંકર ભગવાનની ભક્તિ કરી.

આમાં કોઇને એમ થાય કે આમાં કયા ભગવાન ને કયા

તીર્થંકર આવ્યા? ઊલટાનું બીજા ભગવાન તરફથી લક્ષ ચૂકાવ્યું છે; પણ એનો અર્થ એમ છે કે જે પોતાના આત્માને ઓળખીને તેમાં ઠર્યો તેણે જ ખરી આત્માની ભક્તિ કરી અને જેણે આત્માની ભક્તિ કરી તેણે બધા તીર્થંકરોની, બધા કેવળીની અને બધા સિદ્ધોની ભક્તિ કરી. આ બીજા નંબરની મધ્યમ નિશ્ચયભક્તિ થઇ.

નિશ્ચયનું જ્યાં ભાન છે ત્યાં અધૂરાશને લઇને ભગવાનની ભક્તિનો શુભભાવ આવે છે તે વ્યવહારસ્તુતિ છે પણ શુભરાગ તે વિકાર છે માટે તે આત્માને ગુણ કરતો નથી; પોતાના સ્વભાવનું ભાન તે જ ગુણ કરે છે.

આ ગાથાસૂત્રમાં એક મોહનું જ નામ લીધું છે; તેમાં 'મોહ' પદને બદલીને તેની જગ્યાએ રાગ, દ્વેષ, આદિ સોળ સૂત્રો લેવાં. જેમકે રાગ મારો સ્વભાવ નથી, રાગ અને રાગના ફળમાં કેવળજ્ઞાન થતું નથી, રાગને તોડવાનો સ્વભાવ જે શ્રદ્ધામાં લીધો છે તેના વડે આગળ વધી રાગને તોડી કેવળજ્ઞાન થશે એ રીતે રાગમાં ન જોડાય અને પોતામાં એકાગ્રતા વધારે તે આત્માની ભક્તિ થઇ.

તેવી રીતે દ્વેષ તે પણ મારો સ્વભાવ નથી. રોગ આદિ પ્રતિકૂળતાના પ્રસંગમાં જે અણગમો થાય તે દ્વેષ છે. તે દ્વેષથી મારો નિર્મળ સ્વભાવ જુદો છે તેમ પોતાના સ્વભાવમાં એકાગ્ર થયો ને દ્વેષથી અસ્થિરતા છૂટીને સ્થિર અવસ્થા થઇ તે બીજા વર્ગની ભક્તિ થઇ.

તેમ ક્રોધથી પણ હું જુદો છું. પર મને ક્રોધ કરાવતું નથી, મારા આત્મસ્વભાવમાં ક્રોધ છે નહિ, વર્તમાન અવસ્થામાં પુરુષાર્થની નબળાઇને લઇને ક્રોધ થાય છે, પર તરફ જેટલો ક્રોધમાં અટકે છે તેનાથી જુદો પડી ગુણમાં સાવધાનપણે એકાગ્ર રહ્યો તેનું નામ બીજા નંબરની ઊંચી ભક્તિ થઇ. એકત્રીશમી ગાથામાં ક્રોધાદિથી આત્માને જુદો કરવાનું કહ્યું એટલે ભેદજ્ઞાન કરવાનું કહ્યું અને બત્રીશમી ગાથામાં અવસ્થામાં જે અસ્થિરતા થતી હતી તેનાથી પણ છૂટીને વિશેષ સ્થિર થવાનું કહ્યું.

તેમ માનથી પણ પોતાને જુદો પાડે, જગતમાં નિંદા-પ્રશંસા થાય તે હું નથી, મારા આત્માની કોઇ નિંદા કે પ્રશંસા કરી શકતું નથી કારણકે હું આત્મા અરૂપી છું અને નિંદા-પ્રશંસાના શબ્દો તો રૂપી છે. રૂપીમાં મારો અરૂપી આત્મા આવે નહિ માટે મારી નિંદા કે પ્રશંસા કોઇ કરી શકતું જ નથી. જેને જે ગોઠયું તેના તે ઊંધાં કે સવળાં ગાણાં ગાય છે, બીજાની કોઇ નિંદા કે પ્રશંસા કરી શકતું જ નથી; નિંદા-પ્રશંસા થવાથી જે રાગ-દ્વેષ થાય તે કોઇએ કરાવ્યા નથી પણ મારી નબળાઇને કારણે અવસ્થામાં જે રાગ-દ્વેષ થાય છે તે મારું સ્વરૂપ નથી. પર મને રાગ-દ્વેષ કરાવતું નથી, મારા સ્વભાવમાં રાગ-દ્વેષ છે નહિ, એવું ભાન થતાં અનંતો રાગ-દ્વેષ ગયો, પણ અવસ્થામાં જરા મચક ખાતો હતો તેમાંથી પણ સ્થિર થયો, વિશેષ સ્વરૂપસ્થિરતા વડે મોહનો અભાવ કરવા માંડયો તે વીતરાગી સ્થિરતાની અહીં વાત છે.

પરમાં અહંકારપણું કયારે આવે કે મારી પ્રશંસા કરી, મારી નિંદા કરી, એમ જે પરમાં મારાપણું માને છે તેને ઊંડેથી અહંકાર આવે છે અને તીવ્ર રાગ-દ્વેષ થાય છે. પણ ભાઇ! નામ તારું છે નહિ, તારી કોઈ નાત નથી, તારી કોઇ જાત નથી, પર એવું જે શરીર તેના નામથી તને ઓળખે અને તે નામથી તારી નિંદા કરે તેમાં તારું શું ગયું? આ નામ તે હું અને આ અનાદર જેનો કરે છે તે હું છું એમ જે માને છે તેણે પરને પોતાનું માન્યું છે તેથી તેને ઊંડેથી રાગ-દ્વેષ થાય છે. નામને ગાળ આપે અને તે ગાળને પોતામાં ખતવે ત્યારે એને રાગ-દ્વેષ થાય છે પણ તું રહેવા દે, નામને તારું ન માન, પર જે નામ બોલે છે તે નામમાં તારો આત્મા નથી. કોઇની વાણીમાં મારો આત્મા આવે નહિ આવું જેને ભાન છે તેને રાગ-દ્વેષ વધતા નથી પણ ઘટતા જાય છે અને આત્મગુણની શાંતિ અને સ્થિરતા વધતી જાય છે; તેણે ભગવાનની બીજા નંબરની નિશ્ચયસ્તુતિ-ખરી સ્તુતિ કરી.

૧૯૯૯, આસો સુદ ૧ ગુરુ.

અધિકાર શું ચાલે છે કે અનાદિનો અપ્રતિબુદ્ધ શરીર, વાણી

અને મન પોતાનાં માનતો હતો તેને સમજાવતાં સમજાવતાં નિશ્ચય-સ્તુતિની વાત આવી છે.

આત્મા આત્માપણે છે, આત્મા પરવસ્તુપણે નથી અને પરવસ્તુ આત્માપણે નથી. આત્મા જો પરવસ્તુપણે થઇ જાય અને પરવસ્તુ જો આત્માપણે થઇ જાય તો બન્ને દ્રવ્ય એક થઇ જાય, સ્વતંત્ર ન રહે.

આત્મા જ્ઞાન, શાંતિ આદિ અનંતગુણનો પિંડ છે, આત્મામાં જે રાગ-દ્વેષ આદિ ભાવ થાય છે તે આત્માનો ત્રિકાળી ટકાઉ સ્વભાવ નથી પણ ક્ષણિક વિકારીભાવ છે. આત્માના સ્વભાવને ભૂલીને પરને પોતાપણે માનવું એટલે ગુણને ભૂલી જવા; ગુણને ભૂલી જવા એટલે સ્વતંત્રતાને ખોવી. સ્વતંત્રતાને ખોવી એટલે દુઃખ ભોગવવાનું રહ્યું. પોતાના ગુણ જાણવામાં ન આવે એટલે ક્યાંક પોતાને માનશે તો ખરેને! એટલે શરીર, રાગ-દ્વેષ વિકારરૂપ તે હું છું એમ પરમાં પોતાની હયાતી સ્વીકારી, એટલે તેણે એમ માન્યું કે હું પરનો ઓશિયાળો છું, મારામાં માલ નથી. શરીરાદિ, રાગાદિને છોડીશ તો હું નહિ રહું. જો મારામાંથી વિકાર નીકળી જાય તો મારામાં કાંઇ રહે નહિ એમ પોતાને માલ વગરનો માનનાર પોતાના આત્માનો અનાદર કરે છે ને પોતાના ગુણનું ખૂન કરે છે. પોતાના ગુણનું ખૂન કરનાર તે પરનો ઓશિયાળો કોઇ દી મટે નહિ અને પરાધીનતાનું દુઃખ તેને કોઇ દી ટળે નહિ. આત્મા જ્ઞાન, દર્શન, સ્વતંત્ર સુખ, આનંદ, વીર્યની મૂર્તિ છે તેને જેમ છે તેમ માને નહિ અને પરને પોતાપણે માનનારો રહે ત્યાંસુધી સ્વતંત્ર ધર્મ ન થાય, સ્વતંત્ર ધર્મ ન થાય એટલે પરતંત્ર વિકાર થાય એટલે દુઃખ થાય.

આત્મા તદ્દન છૂટો-પરથી નિરાળો છે. તેને પરનો આશ્રય જોઇએ તેમ બને નહિ પણ જીવોને બાહ્ય લક્ષ છે ને બાહ્યથી જ જોવું છે તેથી વાત બેસે નહિ.

અહીં અપ્રતિબુદ્ધને સમજાવે છે. અપ્રતિબુદ્ધ એટલે પોતાને સામી ચીજથી જુદો નહીં જાણનારો, પોતે આત્મા ધ્રુવ છે તેનો અજાણ એટલે પોતાનો અજાણ એટલે પોતાને નહિ માનનાર તે અપ્રતિબુદ્ધ-અજ્ઞાની છે.

વસ્તુનો જે સ્વભાવ છે તે જાણ્યા વિના ટકવું શેમાં? ને ટક્યા વગર ચારિત્ર થાય નહિ ને ચારિત્ર વિના મોક્ષ થાય નહિ તેથી મોક્ષ થવા માટે ચારિત્ર જોઈએ ને ચારિત્ર થવા માટે યથાર્થ જ્ઞાન જોઈએ.

એકત્રીશમી ગાથામાં ઓળખાણ થવાનું કહ્યું. ઓળખાણ થાય કે તરત જ બધા વીતરાગ થાય તેમ બનતું નથી. જે જાણ્યું ને માન્યું તેમાં પછી પુરુષાર્થ કરી ક્રમે ક્રમે સ્થિર થતો જાય છે તે વીતરાગની ખરી ભક્તિ છે.

ગઈ કાલે માન સુધી વાત આવી હતી. માન એટલે શરીરના નામનું જ્યાં કોઈ અપમાન કરે કે પ્રશંસા કરે ત્યાં અજ્ઞાનીને ઊંડેથી એમ થાય છે કે આ 'મારું' નામ છે; એ નામની પ્રશંસા કરી એટલે મારી પ્રશંસા કરી તેમ ઊંડેથી માન્યું તે માન છે.

શરીરના નામની નિંદા–પ્રશંસા સાંભળતાં અજ્ઞાનીને રાગ-દ્વેષ થાય છે; પણ શરીર તો જડ–પુદ્‌ગલ પરમાણુનું બનેલું છે. તે કાયમ ટકનાર ચીજ નથી. પૂર્વ ભવમાંથી માતાના ઉદરમાં આવ્યો ત્યારે તૈજસ ને કાર્મણ તે બે શરીર સાથે લઈને આવ્યો હતો. આ સ્થૂલ શરીર તો માતાના ઉદરમાં પોતે આવ્યા પછી ઘડાણું. તે પૂર્વનું નામકર્મ લઈને આવ્યો તેથી માતાના ઉદરમાં શરીર ઘડાણું ને પછી બહાર આવ્યો, પછી રોટલા, દાળ, ભાતમાંથી આવડું મોટું શરીર થયું, માટે આ શરીર તે કાયમની ચીજ નથી પણ અમુક મુદ્દતની ચીજ છે, તેમ રાગ-દ્વેષ વિકાર તે પણ અમુક મુદ્દતની ચીજ છે, કાયમની ચીજ નથી, માટે જ્ઞાની સમજે છે કે આ શરીર તે મારું નથી ને રાગ–દ્વેષ તે પણ મારા નથી, મારા આત્માની નિંદા-પ્રશંસા કોઈ કરતું નથી. આત્માની નિંદા–પ્રશંસા કોઈ કાળે કોઈ કરી શકતું જ નથી, એમ જ્ઞાનીને ભાન છે ને વિશેષ સ્થિરતા છે તેથી દુનિયાના ગમે તેવા પ્રસંગ બને તો પણ તેને કાંઈ થતું નથી પણ સ્થિરતા રહે છે. તે ભગવાનની બીજા વર્ગની ભક્તિ છે.

ધર્મ તેનું નામ કે ધર્મ જાણ્યો, માન્યો, પછી પ્રતિકૂળ પ્રસંગ આવે ત્યારે સમજે કે તે તેનામાં ને હું મારામાં, તેનામાં મારો હાથ

નહિ ને મારામાં તેનો હાથ નહિ; પણ હજી જ્યાંસુધી પોતાની નબળાઇ છે ત્યાંસુધી અશુભ રાગ ટાળીને શુભ રાગ હોય. તે શુભરાગ પણ હદનો આવે છે કારણ કે સ્વરૂપની હદ ચૂકીને તે શુભરાગ પણ થતો નથી. પણ અહીં તો તે હદના શુભરાગને પણ ટાળવાની વાત છે.

જ્ઞાની સમજે છે કે હું તો જ્ઞાતા છું, આનંદસ્વરૂપ છું, વીતરાગસ્વરૂપ છું, મારા આત્માને નાત-જાત કાંઇ નથી. તો પછી મને કોણ કહે કે તું આવો ને તું આવો, તું સારો ને તું નરસો. તે એમ સમજે છે કે જન્મ્યો ત્યારે ક્યાં દશાશ્રીમાળીપણું હતું? શ્રી એટલે મારા આત્માની લક્ષ્મીરૂપદશા તેનો માળી એટલે રખોપિયો છું તે જ હું ખરો દશાશ્રીમાળી છું એમ જ્ઞાની વાતને બદલાવી નાખે છે. આ રીતે ધર્મી જીવ, પૂર્વના ઉદયના પ્રસંગ આવે તેમાં, માન થવા ન દે.

અજ્ઞાનીને એમ થાય છે કે મારી નાત, મારી જાત, મારું કુટુંબ; એમ પરને પોતાનું માની તે પરતંત્ર થાય છે. જન્મ્યો ત્યારે ક્યાં ખબર હતી કે હું દશાશ્રીમાળી છું! આ શરીરનું આ નામ છે! જન્મ્યા પછી ફૈએ પાડયું નામ, ત્યાં તે નામને વળગ્યો કે આ નામ મારું, પછી તે નામને કોઇ વખોડે ત્યાં કાંટાની જેમ ઉભો થાય. પણ ભાઇ! તે નામ ક્યાં તારું હતું? અજ્ઞાનીએ જ્યાં ત્યાં મારું મારું માન્યું છે તેથી તેને ક્રોધ, માન, આદિ થાય છે, પણ જ્ઞાની ગમે તેવા પ્રસંગમાં માન થવા ન દે.

માયા તે પણ મારું સ્વરૂપ નથી; માયા એટલે દંભ, તે દંભથી હું આત્મા જુદો છું તેમ જુદાપણું તો એકત્રીશમી ગાથામાં બતાવ્યું ને અહીં અવસ્થામાં પણ અસ્થિરતારૂપ માયા થવા ન દે પણ અવસ્થાની સ્થિરતા કરે તે જિતમોહની અહીં વાત છે.

લોભ તે મારું સ્વરૂપ નથી, લોભ તે વિકારીભાવ છે તે મારો સ્વભાવભાવ નથી, હું તો સંતોષસ્વરૂપ અનંતો છું એમ જાણી પોતામાં સ્થિર થાય, ને લોભ પ્રકૃતિનો ઉદય આવે તેમાં ન જોડાય તેણે લોભને જીત્યો.

આઠ કર્મના રજકણો તે પણ મારું સ્વરૂપ નથી, તેનાથી હું

જુદો છું. તેમ કર્મના નિમિત્તે જે અવસ્થા થાય તે પણ મારો સ્વભાવ નથી. તેથી મારા સ્વભાવમાં રહેવું ને અવસ્થા મલિન ન થવા દેવી તે ભાવ્યભાવક-સંકરદોષથી દૂર રહેવું થયું.

નોકર્મ તે પણ હું નથી. કોઇએ ગાળ દીધી તે નોકર્મ છે. તે ગાળ દેનારે ગાળ દીધી નથી, તારા જ પૂર્વે કરેલા અશુભભાવથી કર્મ બંધાયેલાં, તેના જ ઉદયરૂપે આ પ્રતિકૂળ સંયોગ છે, કરને ભાન! કે પૂર્વે અશુભ પરિણામ થયેલાં તેનું જ આ ફળ છે; તે મારું સ્વરૂપ નથી. આ કાં તો કાઢે કર્મનો વાંક ને કાં તો કાઢે નોકર્મનો વાંક, પણ તેનું જ્ઞાન જ કર ને! જાણ કે તેં પૂર્વે કરેલી ભૂલનું પરિણામ છે.

જે જે સંયોગો મળે તે કર્મનું ફળ નોકર્મ છે, નોકર્મમાં ઘણા બોલ આવી જાય છે. સારાં આહાર પાણી મળે, શરીર સારું રહે કે ન રહે, ને બહારની અનુકૂળતા મળે કે પ્રતિકૂળતા મળે તે બધું નોકર્મ છે. ફરવા જઇએ તો શરીર સારું રહે એમ જેણે માન્યું તેણે નોકર્મને પોતાનું માન્યું. જગતના જીવો એમ માને છે કે સવારમાં ચા પીધા વિના અમારું માથું ચડી જાય, ચા પીને વ્યાખ્યાન સાંભળીએ તો મગજ કામ કરે, નહિતર વ્યાખ્યાનમાં ધ્યાન ન રહે, ચા પીધો હોય તો મગજ સારું રહે ને જ્ઞાન સારું કામ કરે. એક ચા જેવી ધૂળ તારા જ્ઞાનમાં મદદ કરે, એક ચાના પ્યાલાથી જો જ્ઞાન સારું કામ કરે, તો પછી દુનિયા આખીનો ચા ભેગો કરીને પીએ તો તો કેવળજ્ઞાન થવું જોઇએ. અહાહા! કેવી માન્યતા ઊંધી! વ્યાખ્યાનઆદિમાં ધ્યાન રહેવું તે તો પોતાના પુરુષાર્થ આધીન છે, પણ ઊંધો પડયો પર મને મદદ કરે એમ માને છે. પણ જ્ઞાની સમજે છે કે નોકર્મ તે મારું સ્વરૂપ નથી, મારા પોતાના નિર્વિકારી સ્વભાવમાં એકાગ્ર થઇ રહેવું તે મારું સ્વરૂપ છે.

તેમ મન, વચન, કાયાના વલણમાં જે જોડાણ છે તે જોડાણ ઓછું કરી નાખવું એટલે વિકલ્પો ઘટાડવા ને સ્વરૂપમાં એકાગ્રતા કરવી તે ભગવાનની ખરી ભક્તિ છે.

તેમ પાંચે ઇંદ્રિયથી હું ભિન્ન છું, ઇંદ્રિય તે મારી નથી તે વાત એકત્રીશમી ગાથામાં આવી ગઇ છે.

જેમકે રૂપ દેખીને અસ્થિરતાની મચક થતી હોય તો તેને ટાળીને સ્થિર થવું. એમ કોઇ શબ્દ સાંભળીને અસ્થિરતા થતી હોય તો તેને ટાળીને સ્થિર થવું. તેમ ઘ્રાણ, રસન, સ્પર્શન–તેનું પણ તેમ સમજી લેવું.

રાગ-દ્વેષને ભેદજ્ઞાનના બળથી જુદા કરીને પોતામાં સ્થિર થઇને ઠાર્યાં છે, નાશ કર્યાં નથી. પૂર્વે કહ્યા તેવા જ્ઞાનસ્વભાવ વડે અન્ય દ્રવ્યથી અધિક આત્માનો અનુભવ કરવાથી જિતમોહ જિન થયો. અહીં એવો આશય છે કે શ્રેણી ચડતાં મોહનો ઉદય જેને અનુભવમાં ન રહે અને જે પોતાના બળથી ઉપશમાદિ કરી આત્માને અનુભવે છે તેને જિતમોહ કહ્યો છે. અહીં મોહને દાબ્યો છે પણ નાશ કર્યો નથી. આ ભગવાનની બીજા નંબરની નિશ્ચયસ્તુતિ થઇ.

ભગવાનની સ્તુતિ તે પોતાના આત્મા સાથે સંબંધ રાખે છે પણ પર ભગવાન સાથે સંબંધ રાખે નહીં. સામા ભગવાન તરફ પરવલણવાળો ભાવ તે શુભભાવ છે, તેનાથી પુણ્ય બાંધે પણ ધર્મ ન થાય; સ્ત્રી, પુત્રાદિ તરફનો વલણવાળો ભાવ તે અશુભ ભાવ છે. તે અશુભભાવને ટાળવા સામા ભગવાન તરફ શુભભાવમાં જોડાય, પણ આત્મા શું વસ્તુ છે ને ધર્મનો સંબંધ તો મારા આત્મા સાથે છે તેમ ન માને તેને ભગવાનની સાચી સ્તુતિ કે ભક્તિ થઇ શકે નહિ; આ રાતી—પીળી દુનિયા કે જે સારાં શરીર, સારાં ખાવા-પીવાનાં, હરવું-ફરવું ને મઝા કરવી એવી પંચરંગી દુનિયામાં રચ્યાપચ્યા રહે તેને આ ધર્મ ક્યાંથી સમજાય? ૩૨.

ત્રીજી સ્તુતિ ભાવ્ય-ભાવકભાવના અભાવરૂપ નિશ્ચયસ્તુતિ છે, તે આચાર્યદેવ સમજાવે છે. તે સ્વરૂપ જે સમજી જાય તેને તરત આવી સ્થિરતા થઇ જતી નથી પણ સમજાવે છે કે આ રીતે નિશ્ચય-સ્તુતિ ને ભક્તિનું સ્વરૂપ છે.

जिदमोहस्स दु जइया खीणो मोहो हविज्ज साहुस्स ।
तइया हु खीणमोहो भण्णदि सो णिच्छयविदूहिं ॥ ३३ ॥

અર્થ:—જેણે મોહને જીત્યો છે એવા સાધુને જ્યારે મોહ ક્ષીણ થઇ સત્તામાંથી નાશ થાય ત્યારે નિશ્ચયના જાણનારા નિશ્ચયથી તે સાધુને 'ક્ષીણમોહ' એવા નામથી કહે છે.

અજ્ઞાની એટલે અનાદિ અજાણુ જે શરીરાદિ સંયોગને પોતાના માનતો તેને કહે છે કે ભાઇ! તારા આત્માનો સંબંધ તારી સાથે છે, પરની સાથે નથી. તું તારા આત્માના ધર્મના સંબંધને પરની સાથે માનતો હો, દેવ, ગુરુ, શાસ્ત્રને પણ તારા આત્માના ધર્મના સંબંધરૂપે માનતો હો તો તે ખરી સ્તુતિ નથી તેમ સમજાવે છે.

આ નિશ્ચયસ્તુતિમાં, પૂર્વોક્ત વિધાનથી આત્મામાંથી મોહનો તિરસ્કાર કરી, જેવો (પૂર્વે) કહ્યો તેવા જ્ઞાનસ્વભાવ વડે અન્ય દ્રવ્યથી અધિક આત્માનો અનુભવ કરવાથી જે જિતમોહ થયો, તેને જ્યારે પોતાના સ્વભાવભાવની ભાવનાનું સારી રીતે અવલંબન કરવાથી મોહની સંતતિનો અત્યંત વિનાશ એવો થાય કે ફરી તેનો ઉદય ન થાય.

મોહ એટલે સ્વરૂપની અસાવધાની; તે મોહને સ્વરૂપની સાવધાની વડે નાશ કર્યો. પહેલાં તો મોહનો તિરસ્કાર કરી તેને દાબી દીધો અને અહીં સ્વભાવભાવની ભાવનાનું સારી રીતે અવલંબન કરવાથી મોહનો નાશ એવો કર્યો કે ફરી તેનો ઉદય ન થાય.

પહેલા નંબરની નિશ્ચયસ્તુતિમાં મોહથી જુદો જાણવો ન માનવો તેમ કહ્યું.

બીજા નંબરમાં મોહમાં ભળ્યો નહિ પણ દૂરથી પાછો વળ્યો એટલે મોહનો તિરસ્કાર કર્યો, એ રીતે મોહનો ઉપશમ કર્યો તેમ કહ્યું.

---

જિતમોહ સાધુતણો વળી ક્ષય મોહ જ્યારે થાય છે,
નિશ્ચયવિદોથકી તેહને ક્ષીણમોહ નામ કથાય છે. ૩૩.

ત્રીજા નંબરમાં મોહનો ક્ષય કર્યો છે.

આ જઘન્ય, મધ્યમ ને ઉત્કૃષ્ટ સ્તુતિ કહી.

પોતાના આત્માની ઉત્કૃષ્ટ શુદ્ધ-નિર્મળભાવની ભાવના એટલે અંતરએકાગ્રતા, નિર્વિકલ્પ સ્વભાવમાં ઠર્યો, એકલા શુદ્ધ વીતરાગ સ્વભાવમાં એકાગ્રતા કરવા મંડયો, તેનું સારી રીતે અવલંબન એવું કર્યું કે બે ઘડીમાં કેવળજ્ઞાન લે તેવી આ ઉત્કૃષ્ટ ભક્તિ છે.

જુઓ ! આમાં કોઇ પર કરી દે નહિ તેવો સ્વતંત્ર સ્વભાવ બતાવ્યો. જ્યારે તારો જ આત્મા સ્વરૂપની જાગૃતિ વડે પ્રયત્ન કરે અને જ્યારે મોહનો ક્ષય કરે ત્યારે જ મોહ ક્ષય થાય પણ કોઇ પર કરી દે તેમ નથી તેવું સ્વતંત્ર સ્વરૂપ બતાવ્યું. બત્રીશમી ગાથામાં પરમાં ભળ્યા વગરનો, "તિરસ્કાર કરી" તેમ ભાષા હતી પણ સ્વ-ભાવભાવની ભાવનાનું સારી રીતે અવલંબન કર્યું તેમ ભાષા ન હતી. અહીં તેત્રીશમી ગાથામાં સ્વભાવભાવની ભાવનાનું સારી રીતે અવલંબન કરવાની વાત છે એટલે સ્થિરતાની એવી જમવટ કરી કે મોહનો એક અંશ પણ ન રહે.

જડને પોતાની ખબર નથી. તેની ખબર કરનારો પ્રત્યક્ષ ઉદ્યોતમાન જાગતી જ્યોત, ચૈતન્યપ્રભુ, જ્ઞાયકસ્વભાવ છે. તેનું સારી રીતે અવલંબન કરવાથી મોહ એવો નાશ થાય કે ફરીને તેનું પ્રગટ થવું ન થાય, અગ્નિને દાબે તો પ્રગટ થાય પણ નાશ કરે તો પછી તે પ્રગટ ન થાય, તેમ મોહને દાબે તો ફરી પ્રગટ થાય પણ જો મોહનો નાશ કરે તો ફરી પ્રગટ ન થાય; જ્ઞાનસ્વરૂપ પરમાત્મામાં એવો સ્થિર થાય કે અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન લે. એવી રીતે મોહનો ક્ષય કરે તે ક્ષીણમોહ જિન કહેવાય છે. આ બારમા ગુણસ્થાનની વાત છે. વાત તો બારમા ગુણસ્થાનની છે, પણ સમજાવે છે કોને ? કે તદ્દન અપ્રતિબુદ્ધને.

પરમાત્માને પ્રાપ્ત થયેલો એટલે બારમી ભૂમિકાએ પરમાત્મા થયો, પોતામાં જોડાણો તે નિશ્ચયભક્તિ ને સ્તુતિ થઇ. અહીં તો હજી પરમાત્માની ભક્તિ ને સ્તુતિ છે. તેરમે ગુણસ્થાને તો સ્તુતિનું ફળ છે કારણ કે ત્યાં તો સંપૂર્ણ પરમાત્મા થઇ ગયા છે.

અહીં પણ પૂર્વે કહ્યું હતું તેમ રાગને ક્ષય કર્યો, દ્વેષને ક્ષય કર્યો, આદિ બધા બોલ લઇ લેવા.

પહેલાં પોતાના બળથી ઉપશમભાવ વડે મોહને જીત્યો, પછી સ્વરૂપની સાવધાની વડે મહા સામર્થ્ય વડે મોહનો સત્તામાંથી ક્ષય કરી પરમાત્માને પ્રાપ્ત થાય ત્યારે 'ક્ષીણમોહ જિન' કહેવાય છે. અંદરમાં પરથી નિરાળો થઇ એકાગ્ર થાય તે સ્તુતિ ને ધર્મ છે. નીચલી દશાવાળાને કહ્યું કે તારામાં જેટલો સંબંધ કર તેટલી સાચી ભક્તિ છે, પર અવલંબનથી ધર્મ નથી; પણ અંતર સ્વરૂપમાં સમ્યક્‌જ્ઞાનપૂર્વક જેટલી એકાગ્રતા-સ્થિરતા તેટલો ધર્મ છે, પર તરફના વલણનો ભાવ તે શુભભાવ-પુણ્યભાવ છે. તે અશુભ રાગ ટાળીને શુભ વિકલ્પરૂપ રાગ થાય ખરો. જો શુભ રાગ ન થાય તો પાપરાગ થાય માટે જ્ઞાની અશુભ રાગ ટાળી શુભ રાગમાં જોડાય ખરા, પણ તે શુભભાવ તે વિકારીભાવ છે, તેનાથી મારો સ્વભાવ ખીલશે તેમ તે ન માને. આ જે ત્રણે વર્ગની નિશ્ચયસ્તુતિ કહી તે ત્રણેનો સંબંધ તો આત્મા સાથે છે.

હવે અહીં આ નિશ્ચય-વ્યવહારરૂપ સ્તુતિના અર્થનું કળશરૂપ કાવ્ય કહે છે:—

( શાર્દૂલવિક્રીડિત )

एकत्वं व्यवहारतो न तु पुनः कायात्मनोर्निश्चया-
न्नुः स्तोत्रं व्यवहारतोऽस्ति वपुषः स्तुत्या न तत्त्वतः ।
स्तोत्रं निश्चयतश्चितो भवति चित्स्तुत्यैव सैवं भवे-
न्नातस्तीर्थकरस्तवोत्तरबलादेकत्वमात्मांगयोः ॥ २७ ॥

અર્થ:—શરીરને અને આત્માને વ્યવહારનયથી એકપણું છે પણ નિશ્ચયનયથી એકપણું નથી; માટે શરીરના સ્તવનથી આત્મા-પુરુષનું સ્તવન વ્યવહારનયથી થયું કહેવાય છે, અને નિશ્ચયનયથી નહિ; નિશ્ચયથી તો ચૈતન્યના સ્તવનથી જ ચૈતન્યનું સ્તવન થાય છે. તે ચૈતન્યનું સ્તવન અહીં જિતેંદ્રિય, જિતમોહ, ક્ષીણમોહ-એમ (ઉપર) કહ્યું તેમ છે. અજ્ઞાનીએ તીર્થંકરના સ્તવનનો જે પ્રશ્ન કર્યો હતો

તેનો આમ નયવિભાગથી ઉત્તર દીધો; તે ઉત્તરના બળથી એમ સિદ્ધ થયું કે આત્માને અને શરીરને એકપણું નિશ્ચયથી નથી.

શરીર ને આત્મા એક જગ્યાએ રહે છે તેટલો સંબંધ વ્યવહારે છે, પણ નિશ્ચયથી નથી. શરીરના સ્તવને વ્યવહારે સ્તવન થાય છે. તેનાથી પુણ્યબંધ છે પણ તે આત્માનો ધર્મ નથી. ચૈતન્યનું સ્તવન ચૈતન્યથી જ થાય છે. ચૈતન્યમૂર્તિ–પરથી નિરાળો સ્વભાવ તેમાં એકાગ્ર થવું તે જ નિશ્ચયસ્તવન છે. કેવળીભગવાનના શરીર તરફ લક્ષ જાય કે તેમના આત્મા તરફ લક્ષ જાય પણ તે બન્ને વ્યવહારે સ્તુતિ છે. તેનાથી પુણ્યબંધ થાય છે, પણ આત્માનો ધર્મ નથી.

પોતાના સ્વરૂપમાં એકાગ્ર થવું, તે પણ વ્યવહાર છે કારણ કે પરમાર્થ ધ્રુવસ્વરૂપ અખંડ આત્મા તે જ પરમાર્થ એટલે નિશ્ચય છે, પણ અહીં તો પરાશ્રય છોડાવીને સ્વાશ્રયની અપેક્ષાએ સ્વમાં એકાગ્ર થવું તેને નિશ્ચય કહ્યો છે. બાકી તો પરમાર્થ ધ્રુવસ્વરૂપ આત્મા તે જ પરમાર્થ છે. આત્મા તરફનો ભાવ ચૂકીને જે ભાવ થાય તે પરાશ્રય ભાવ છે ને આત્મા તરફનો ભાવ થાય તે સ્વાશ્રય ભાવ છે. આત્મા તરફનો ભાવ તે મૂંગી આત્માની ભક્તિ ને સ્તુતિ છે. પરાશ્રય વિના આત્મામાં એકાગ્ર થાય તેનું નામ મૂંગી ભક્તિ, તેનું નામ ધર્મ, તે આત્માનો સ્વભાવ. ભક્તિમાં બોલવાનો ભાવ થાય તે વિકલ્પ છે પણ સ્વરૂપમાં એકાગ્ર થવું તેનું નામ મૂંગી ભક્તિ છે.

પરથી જુદો થયો એટલે પરનું અભિમાન ટળ્યું, પછી અસ્થિરતા ટાળવાનો પ્રયાસ થયો. કોઈ કહેશે કે આ જાણવાનું શું કામ છે? પણ ભાઈ! આત્માના વિવેક વગર ઠરવાનો પ્રયાસ થાય નહીં; વિવેક, દૃઢતા, ને ઠર્યા વગર મુક્તિ થાય નહિ.

( માલિની )

इति परिचिततत्त्वैरात्मकायैकतायां
नयविभजनयुक्त्याऽत्यंतमुच्छादितायाम् ।
अवतरति न बोधो बोधमेवाद्य कस्य
स्वरसरभसकृष्टः प्रस्फुटन्नेक एव ॥ २८ ॥

અર્થ:—જેમણે વસ્તુના યથાર્થ સ્વરૂપને પરિચયરૂપ કર્યું છે એવા મુનિઓએ જ્યારે આત્મા અને શરીરના એકપણાને આમ નયના વિભાગની યુક્તિ વડે જડમૂળથી ઉખેડી નાખ્યું છે—અત્યંત નિષેધ્યું છે, ત્યારે કયા પુરુષને જ્ઞાન તત્કાળ યથાર્થપણાને ન પામે? અવશ્ય પામે જ. કેવું થઇને? પોતાના નિજરસના વેગથી ખેંચાઇ પ્રગટ થતું એકસ્વરૂપ થઇને.

આચાર્યદેવ હવે અદ્ભુત વાત કરે છે.

આચાર્યદેવે તેત્રીશ ગાથા સુધી ઘણી ઘણી વાત કરી. પેંથીએ પેંથીએ આત્માના સ્વભાવને સમજાવ્યો છે. જેમણે યથાર્થ સ્વરૂપનો અભ્યાસ કર્યો છે, પરિચય કર્યો છે તે બીજાને સમજાવે છે.
જેણે-નયના વિભાગની યુકિત વડે આત્માનું પરથી જુદાપણું જાણ્યું, પરિચયરૂપ કર્યું, તેણે શરીર સાથેના એકપણાને જડમૂળથી ઉખેડી નાખ્યું છે.

શરીર, મન, વાણી, પુણ્ય-પાપના ભાવ તારું કાંઇપણ કરી શકતા નથી. તું એનાથી પર છો, તારાથી અત્યંતપણે તે જુદા છે. તારામાં પર નથી એમ અત્યંતપણે નિષેધ્યું છે. જેણે પરથી જુદાપણું જાણ્યું છે તેણે પરથી એકપણું ઉખેડયું છે. એવા મુનિઓએ પર સાથેના એકપણાને અત્યંત નિષેધ્યું છે તો હવે કયા પુરુષને જ્ઞાન તત્કાળ ન થાય? અવશ્ય થાય જ.

આચાર્યદેવ કહે છે કે અમે ઘણા પ્રકારે આત્માને પરથી જુદો જણાવ્યો છે તો હવે એવો કયો પુરુષ હોય કે જેને સમ્યક્ભાન ન થાય? હવે તો સમ્યક્ભાન થવું જ જોઇએ. આવી અદ્ભુત વાત સાંભળીને પણ કોઇને એમ થાય કે પૂર્વે અગિયાર અંગનું જ્ઞાન કર્યું તો પણ આત્માનું ભાન પ્રગટયું નહોતું, એવી શંકા પડે તે લાયક નથી.

આચાર્યદેવ કહે છે કે ભાઇ! પુણ્ય-પાપના વિકારીભાવ તે નાશવાન છે. તેનાથી તારું અવિનાશી સ્વરૂપ જુદું છે. તે અવિનાશી સ્વરૂપ અમે પ્રગટ કરીને બેઠા છીએ, તે તને કહીએ છીએ તો તને

કેમ ન સમજાય ? જરૂર સમજાય, જરૂર ભાન થાય જ. આ વસ્તુ તને કાને પડે, તારી સાચી જિજ્ઞાસા હોય, રુચિ હોય, ને તને કેમ ન સમજાય ? આચાર્યદેવ કહે છે કે અમે અનેક પડખાંથી આત્માને જુદો બતાવ્યો, તો હવે તત્કાળ ભાન કેમ ન થાય ? તત્કાળ આબાળ-ગોપાળ સૌને ભાન થાય જ.

તે જ્ઞાન કેવું થઈને પ્રગટ થાય છે ? પોતાના નિજરસથી ખેંચાઈને એકરસ થતું પ્રગટ થાય છે. હું આનંદમૂર્તિ છું એમ શ્રદ્ધા વડે તેમાં એકાગ્ર થાય તો જ્ઞાન કેવું પ્રગટ થાય ? એકલું જ્ઞાન નહિ પણ આનંદને લેતું પ્રગટ થાય, આકુળતા અને પરાધીનતાને ટાળતું પ્રગટ થાય; ભાન થતાં શાંતિ થાય, આનંદ થાય; ભાન થતાં આકુળતા ન ટળે અને શાંતિ ન થાય એવું આ શાસ્ત્રમાં છે નહિ.

૧૯૯૯, આસો સુદ ૨ શુક્ર.

શરીર ને આત્મા બન્ને ત્રણે કાળે જુદા પદાર્થ છે. શરીરના ભાવો તે આત્માને આધીન નથી ને આત્માના ભાવો તે શરીરને આધીન નથી.

અહીં નિશ્ચયસ્તુતિની વાત ચાલે છે. સાચી સેવા ને સાચી ભક્તિ ત્યારે કહેવાય કે શરીર ને ઇંદ્રિયથી હું જ્ઞાનસ્વભાવી ધ્રુવ આત્મા જુદો છું, આ ક્ષણિક વિકારો તે પણ મારો સ્વભાવ નથી એવા સ્વપર વિવેકશક્તિવાળા જ્ઞાનથી સ્વરૂપની એકાગ્રતારૂપ સેવા કરવી તે સાચી ભક્તિ છે. આત્મા એકલો નિર્વિકલ્પ, નિર્વિકારી, ધ્રુવ સ્વભાવી છે, તેનો અનુભવ કરવો તે જ ધર્મ છે; ને પછી આગળ જતાં સ્થિરતા કરવી ને રાગ-દ્વેષનો મૂળમાંથી નાશ કરવો તે જ ભગવાનની સાચી સ્તુતિ છે. ટુંકામાં ઘણું આવી જાય છે ને વિસ્તાર કરવો હોય તો ઘણો થાય.

૨૮ મા કળશમાં ભગવાન આચાર્ય કહે છે કે અમે જે આ અધિકાર કહ્યો છે તે અમારા સ્વપરના જુદાપણાના વિવેકથી કહ્યો છે.

આમાં ઘણા પ્રકાર બતાવ્યા છે. જે જીવને આત્માનો ધર્મ જોઈએ છે તેને, સ્વરૂપનો પરિચય કર્યો છે એવા, સમજેલા ગુરુ પ્રથમ મળવા

જોઇએ. કોણ કથનાર છે અને કોને કહેવાય છે તે વાત અહીં કહેવાય છે. જે ધર્માત્મા મુનિઓએ વસ્તુના યથાર્થ સ્વરૂપનો પરિચય એટલે અભ્યાસ કરી અનુભવ કર્યો છે તેવા પાસેથી સાંભળીને પછી અંતર પુરુષાર્થથી એકાગ્ર થઇ શકે છે. તત્કાળ સમજે એવો પાત્ર જીવ લીધો છે.

શરીર, મન, વાણીથી તો ધર્મ ન થાય પણ પરના આશ્રયથી શુભાશુભ વિકલ્પનાં ઊઠિયાં થાય તે પણ ધર્મનું યથાર્થ સ્વરૂપ નથી. આત્મા જ્ઞાનમૂર્તિ ધ્રુવ સ્વરૂપ છે, તે આત્માનું યથાર્થ સ્વરૂપ છે. એવા આત્માના યથાર્થ સ્વરૂપનો પરિચય કરી, અંદર ટેવ પાડીને, કેવળજ્ઞાન મેળવવા વારંવાર સ્વરૂપસ્થિરતા કરે છે એવા મુનિઓએ આત્માને અને શરીર આદિના એકપણાને જડમૂળથી ઉખેડી નાખ્યું છે.

જેમ ટાંકણાથી કોરેલા અક્ષર ભૂંસાય નહિ તેમ આત્મા શરીર, મન, વાણીથી ભૂંસાતો નથી, અંદર થતી શુભાશુભ લાગણીથી પણ ભૂંસાતો નથી એવો ટંકોત્કીર્ણ ધ્રુવ સ્વરૂપ છે. વસ્તુસ્વભાવ બાહ્યના કોઇ પણ પદાર્થથી કે અંદરની શુભાશુભ લાગણીથી નાશ થતો નથી.

ભગવાન આત્મા શરીરમાં ત્રણેકાળે રહ્યો નથી ને શરીર આત્મામાં ત્રણેકાળ રહ્યું નથી, શરીર શરીરમાં છે ને આત્મા આત્મામાં છે; શરીરના પણ રજકણે રજકણ જુદાં છે. શરીરનું એક રજકણ ફેરે ત્યારે એ સ્વતંત્ર રજકણને ઇંદ્રો પણ ફેરવી શકે નહિ.

અંતરસ્વરૂપ ચૈતન્ય શુદ્ધ મૂર્તિ, પરથી જુદો, આનંદઘન છે. તેનું ભાન થયે સમ્યક્‌દર્શન થાય છે. શરીરાદિ પરને આમ કરી દઉં, તેમ કરી દઉં, તેવી માન્યતામાં રોકાતાં સ્વરૂપ સન્મુખ થવાની તાકાત ત્યાં રોકાઇ જાય છે. આત્મા વસ્તુ, તેનું ક્ષેત્ર એટલે પહોળાઇ, તેનો કાળ એટલે વર્તમાન સમયની તેની અવસ્થા, ને તેનો ભાવ એટલે જ્ઞાન-દર્શનાદિ અનંત ગુણો તે તેનામાં છે ને જડ વસ્તુ, તેનું ક્ષેત્ર એટલે પહોળાઇ, તેનો કાળ અને ભાવ તે જડમાં છે. આમ સામસામું અપેક્ષિત જ્ઞાનની યુક્તિની વહેંચણી વડે શરીર અને

આત્માના એકપણાને જડમૂળથી ઉખેડી નાંખ્યું. આત્મા તદ્દન નિરાળો છે એમ જેણે જાણ્યું નથી ને પરનું હું કરી શકું એમ જે માને છે, તેને ધર્મની ગંધ પણ નથી.

આચાર્યદેવ કહે છે કે અમારી કહેલી વાત સાંભળીને કયા પુરુષને યથાર્થ જ્ઞાન ન થાય? થાય જ. કોણ કથનાર છે અને કોને કહેવાય છે તે વાત અહીં બતાવાય છે. કહેનાર જ્ઞાની અને સમજનાર પાત્ર છે તો કેમ ન સમજાય? અવશ્ય સમજાય. શરીર, મન, વાણી-તે મારાં નથી. તે તરફ થતી લાગણી તે મારી નથી એમ વીર્ય પરમાંથી અટક્યું અને મારું જ્ઞાનઆનંદનું વીર્ય મારામાં છે એમ જાણ્યું તો કયા પુરુષને યથાર્થ ભાન શીઘ્ર-તત્કાળ ન થાય? થાય જ. જેણે પાત્ર થઇને સાંભળ્યું તે યથાર્થપણાને કેમ ન પામે? આચાર્યદેવ કહે છે કે જરૂર અમારી કહેલી વાત જગતને મોક્ષ આપશે. અમે શરીર અને આત્માના ભિન્નપણાનાં ગાણાં ગાયાં છે, પૃથક્‌પણાને પીંખી પીંખીને બતાવ્યું છે. તો હવે એવો કયો પુરુષ છે કે જડ-ચૈતન્યની વહેંચણી ન પામે? આચાર્યદેવ કહે છે કે આવી અપૂર્વ વાતને પામ્યા વિના પંચમકાળના જીવો કેમ રહી જાય? એમ પંચમકાળમાં આવો શાસ્ત્ર રચવાનો વિકલ્પ અમને આવ્યો અને શાસ્ત્ર રચાયું તો કયો પુરુષ સ્વરૂપ ન પામે? આ વાત સાંભળીને એવો કયો જીવ હોય કે જેને આત્માનું ભાન ન થાય? થાય જ.

સ્વસત્તાની સન્મુખ થયેલો સ્વરૂપને ઓળખે છે અને પરસત્તામાં રહેલો સ્વરૂપને ચૂકે છે. આચાર્યદેવ કહે છે કે પંચમકાળના જીવો ક્રિયાકાંડમાં સલવાઇ ગયા છે. અમને આ પુસ્તક રચવાનો વિકલ્પ ઊઠયો તો જગત કેમ નહિ સમજે? અવશ્ય સમજશે. શું કહીએ સમયસારની વાત! એ તો જેને સમજાયું હોય તેને ખબર પડે. જેમાં કેવળી તીર્થંકરના પેટ ભર્યાં છે, જે ખરું જિનશાસન છે. આચાર્યદેવે અદ્‌ભુત કરુણા વરસાવી છે. આ સમયસાર કોઇ નિમિત્ત-ઉપાદાનના બળવાન યોગે રચાયું છે. આચાર્યદેવ કહે છે કે અમે અમારા સ્વ-સ્વભાવના જોરથી કહીએ છીએ તો પછી અમારું નિમિત્ત જ એવું છે કે જીવો યથાર્થ તત્ત્વને અવશ્ય પામશે, એવો કોલકરાર

કર્યો છે. કેવું જ્ઞાન યથાર્થપણાને પામશે? પોતાના નિજરસથી ખેંચાઇને અજ્ઞાનમાં જે રાગ અને આકુળતાના રસનું વેદન હતું તે વેદનને તોડીને પોતાના જ્ઞાન અને આનંદરસથી ખેંચાઇને પ્રગટ થાય છે; આવો પ્રભુ શાંત, મીઠા, મધુર રસથી ભરપૂર છે. સમ્યક્દર્શન પ્રગટ થતાં પુણ્ય-પાપના આકુળતાવાળા ભાવ-તેને અંશે નાશ કરતો પોતામાં એકાગ્ર થતો નિજરસ પ્રગટે છે. આનું નામ સમ્યક્દર્શન, આનું નામ સમકિત, બાકી બધી સૌની માનેલી વાડાની વાત.

વ્યવહાર એટલે પરાશ્રિત ભાવ, તેનાથી આત્માને જુદો બતાવ્યો. તે પરાશ્રિત ભાવથી કદી પુરુષાર્થ પમાતો નથી, એમ વહેંચણી કરી આત્માને જુદો બતાવ્યો. વ્યવહારથી પરમાર્થ કોઇ દિવસ પમાતો નથી તેમ વિભાગ બતાવ્યો, તો એવું જાણીને એવો કોણ પુરુષ છે કે જેને ભેદજ્ઞાન ન થાય? થાય જ. આચાર્યદેવથી પંચમકાળના પ્રાણીની પાત્રતા જોઇને શાસ્ત્ર લખાયાં છે, પંચમકાળના પાત્ર જીવો જડ-ચૈતન્યની વહેંચણી કરીને જરૂર સ્વરૂપને પામવાના છે, એકાવતારી થવાના છે. આ તો પ્રથમમાં પ્રથમ સમ્યક્દર્શન અને સમ્યક્જ્ઞાનની વાત છે કે જે ધર્મનો મૂળ પાયો છે, અને મોક્ષનું બીજ છે. વીતરાગ થઇ ગયા તેની આ વાત નથી. આ તો ચોથી ભૂમિકાની વાત છે.

શરીર, મન, વાણીની ક્રિયા તે હું નહિ, અને સંસારના બહાનાની થતી વૃત્તિઓ ને ધર્મના બહાનાની થતી વૃત્તિઓ, તે બધી પર તરફની થતી વૃત્તિઓ, તે પણ હું નહિ; હું તો એક ચૈતન્યમૂર્તિ, અખંડ જ્ઞાનસ્વરૂપ છું. એમ પરથી ભિન્નપણાનું ભાન અહીં બતાવ્યું છે. કોઇ દીર્ઘ સંસારી હોય તેની તો અહીં વાત જ નથી, તે તેને ઘરે રહ્યો; અહીં તો આ ભાન થઇને એક બે ભવે મોક્ષ જવાના છે તેની વાત છે. જેણે આત્માનો અનંત પુરુષાર્થ દેખ્યો નથી તે અનંત સંસાર રખડવાનો છે. કોઇ કહે કે કર્મ નડે છે, કાળ નડે છે, જડ મને અવગુણ કરાવે છે, તેમ માનનાર પાખંડદૃષ્ટિ અનંત સંસારી છે, તેની અહીં વાત નથી.

જેમ જેમ મતિ અલ્પતા, અને મોહ ઉદ્યોત;
તેમ તેમ ભવશંકના, અપાત્ર અંતર જ્યોત.

(શ્રીમદ્ રાજચંદ્ર)

જેની મતિમાં અલ્પતા છે, જ્ઞાનમાં વિવેક નથી, મોહઉદ્યોત એટલે પર ઉપર જેનું વજન છે, અનંત પૂર્ણ તાકાતરૂપે હું છું તેનો વિશ્વાસ નથી, કાળ, ક્ષેત્ર ને કર્મ નડે છે એમ પર ઉપર નાખે છે, તેને ભવની શંકા થાય છે. મારા પુરુષાર્થથી હું સ્વતંત્ર આત્મતત્ત્વનો મોક્ષ મેળવી શકું છું તેની શ્રદ્ધા ન આવે, રાગ તોડવો તે મારા આત્માના હાથની વાત છે એમ જેને બેસે નહીં તે અપાત્ર અંતર-જ્યોત છે.

હું આત્મતત્ત્વ એક ક્ષણમાં અનંત પુરુષાર્થ કરી અનંત-કાળની મૂંઝવણ તોડનાર છું, કારણ કે હું અનંત વીર્યની મૂર્તિ છું, એમ જેને બેસે તેને અનંત સંસાર હોતો નથી.

ભૃગુ પુરોહિતના બે છોકરાઓ કહે છે કે હે માતા! અમારે હવે બીજો ભવ કરવાનો નથી.

अज्जेवधम्मं पडिवज्जयामो जहिंपवन्ना न पुणब्भवामो ।
अणागयं नेवय अत्थि किंचि सद्धाखमंनेविणइत्तुरागं ॥

બે છોકરાઓ નાની ઉમરના છે તેને અવધિજ્ઞાન નથી પણ જાતિસ્મરણજ્ઞાન થયું છે, આત્માનું જ્ઞાન થયું છે. તે બન્ને છોકરાઓ વૈરાગ પામીને માબાપને કહે છે કે હે માતા, હે જનેતા, હે પિતા, અમે આજે જ આત્માની નિર્મળ શક્તિને અંગીકાર કરશું. માતા! કૉલકરાર કરીને કહીએ છીએ કે ફરીને ભવ કરવાનો નથી. ફરીને શરીર લઈને આવવું નથી. માતા! આત્મશક્તિના જોરથી કહીએ છીએ કે હવે અવતાર કરવો નથી, આત્માના શુદ્ધ ચિદાનંદ સ્વરૂપનું જ્યાં ભાન થયું ત્યાં ફરીને ભવ કરવાનો નથી. માતા! કૉલકરાર કરીને કહીએ છીએ કે હવે બીજો ભવ કે બીજી માતા કરવાના નથી, બીજી માતાને હવે રોવડાવવી નથી. માતા! એક તને દુઃખ થશે,

હવે બીજી માતા નહિ રોવડાવીએ, અમે અશરીરી સિદ્ધ થઇ જશું, ફરીને અમે આવવાના નથી. આ કોણ કહે છે? છદ્મસ્થ કહે છે, કેવળ-જ્ઞાન થયું નથી પણ સમ્યક્‌દર્શનના જોરથી કહે છે.

માતા કહે છે કે દીકરાઓ! નાના છો માટે સંસારનાં સુખ ભોગવી ભુક્તભોગી થઈ પછી જજો, આપણે સાથે નીકળશું; માતા કહે છે કે બેટા! વિષયો જોયા નથી, તૃષ્ણા રહી જશે માટે ભુક્ત-ભોગી થઇ પછી નીકળો.

છોકરાઓ કહે છે, જનેતા! જગતમાં અણપામેલી એવી કઇ ચીજ રહી ગઇ છે? માત્ર આત્મસ્વભાવ સિવાય અણપામેલ એવું કિંચિત્ માત્ર પણ નથી રહ્યું. અણપામેલ એક આત્મા રહી ગયો છે. અહમેંદ્રાદિ પદ પણ મળ્યા વિના રહ્યાં નથી. હે માતા! રજા આપ, અમારા પ્રત્યેનો રાગ તોડીને શ્રદ્ધા કરવી તે તમારા આત્માને શ્રેયનું કારણ છે. અમારા પ્રત્યેની રાગની લાળ છોડીને આત્માની શ્રદ્ધા કરવી તે તમને ક્ષેમકુશળ થવાનું કારણ છે.

માતા! શ્રદ્ધા કરો. કોણ બોલે છે? છોકરાઓ જાગીને બોલે છે. આત્માનું કરવા ઊઠ્યા તે રોકાશે નહિ. રણે ચડ્યા રજપૂત છૂપે નહિ. છોકરાઓ કહે છે કે માતા! માતા! રજા આપ, અમે આજે જ ધર્મને અંગીકાર કરશું.

રણે ચડ્યા રજપૂત છૂપાય નહિ. જેમકે દ્રૌપદીને પદ્મનાભ રાજા લઇ ગયો, તેની વહારે પાંચ પાંડવો તથા શ્રી કૃષ્ણ વાસુદેવ ધાતકી-ખંડદ્વીપમાં ગયા છે. શ્રી કૃષ્ણ વાસુદેવે કહ્યું, પાંડવો કોણ જાય છે લડવા? પાંડવોએ કહ્યું કે અમે જઇએ છીએ. પાંડવો લડાઇમાં જતી વખતે બોલ્યા, કાં આજ પદ્મનાભ રાજા, કાં આજ અમે રાજા, દ્દૌ અક્ષર બોલ્યા; શુકનથી શબ્દ આગળા, બનવાનું એમ છે માટે એમ જ બોલાયું, હારીને આવ્યા. શ્રી કૃષ્ણે પૂછ્યું, પાંડવો શું બોલ્યા હતા કે હારીને આવ્યા? કાં આજ પદ્મનાભ રાજાનો જય, કાં આજ અમારો જય; હીણું બોલ્યા માટે હાર્યા, શ્રી કૃષ્ણ કહે છે કે અરે પાંડવો! જોજો મારી ચડાઇ. શ્રી કૃષ્ણ રથમાં ચડ્યા ત્યારે કહે

છે કે આજ હું રાજા, પણ પદ્મનાભ નહિ, લડાઈમાં ચડતા શ્રી કૃષ્ણે શંખ ફૂંક્યો ત્યાં લશ્કરનો ત્રીજો ભાગ ભાગ્યો, પછી ધનુષ્યની દોરી ખેંચી ત્યાં બીજો ભાગ લશ્કરનો ભાગ્યો, પછી એક છેલ્લો ભાગ રહ્યો તેણે વિચાર્યું કે બે અવાજે બે ભાગ ભાગ્યા માટે આપણે ભાગી જવું, નહીંતર આપણા ભૂક્કા ઊડી જશે; એમ છેલ્લો ભાગ ભય પામીને ભાગ્યો. શલાકા પુરુષ પુણ્યમાં પૂરા હોય છે તે પાછા ફરે નહીં.

એમ જે પહેલેથી કહે છે કે આત્મા શું કરે, કર્મ નડે છે, કર્મ મારગ આપે ત્યારે ધર્મ થાય, એમ જે પોક મૂકે છે તે મર્યા જ પડ્યા છે, તે હાર્યા જ પડ્યા છે. પણ અરે ભાઈ! તું ચૈતન્યમૂર્તિ, અનંતશક્તિનો ધણી, તને કર્મની-શંકાઈની વાત શોભે નહીં. આચાર્યદેવ કહે છે કે અમે જે આ સમયસારમાં ભેદજ્ઞાનની વાત કહી છે, નિર્ભય અને નિઃશંક થવાની વાત કહી છે, તે ત્રણકાળમાં ફરે નહીં એવી અપ્રતિહતપણાની આ વાત છે. તે સાંભળીને અંતરથી શ્રદ્ધા બેસે તેને ભવની શંકા રહે નહિ, તેનો પુરુષાર્થ ઊપડ્યા વિના રહે નહીં.

'શ્રી કૃષ્ણ' શબ્દે આત્મા એકલો સ્વભાવમાં ચડ્યો અને જ્યાં શ્રદ્ધા કરી ત્યાં કર્મનો પહેલો ભાગ ભાગ્યો અને જ્યાં જ્ઞાન કર્યું ત્યાં બીજો ભાગ ભાગ્યો ને ચારિત્ર થયું ત્યાં ત્રીજો ભાગ એકદમ ભાગ્યો. સમ્યગ્દર્શનનો શંખ ફૂંક્યો ને સમ્યગ્જ્ઞાનરૂપ ધનુષની દોરી ખેંચી ત્યાં વિવેક ઊગ્યો કે જે જે વિકલ્પે વિકલ્પ ઊઠે છે તે હું નહીં, ત્યાં કર્મના બે ભાગ તો ટળી ગયા, બાકી રહ્યો કર્મનો ત્રીજો ભાગ; તે સ્વરૂપમાં સ્થિર થઈ વીતરાગ થયો ત્યાં એકદમ ટળ્યો.

જઘન્ય, મધ્યમ ને ઉત્કૃષ્ટ આરાધના કરે તેને સંસાર ન હોય, તેમાં જે ઉત્કૃષ્ટ આરાધના કરે તેને તો ભવ ન જ હોય પણ જઘન્ય આરાધના કરે તો પણ ભવ ન હોય એવો આચાર્યદેવનો અવાજ છે, અને આત્માની સાક્ષી છે.

આ મનુષ્યજીવનમાં આત્માનું કરી લે. આ રાતી-પીળી પચરંગી દુનિયામાં મોહ કરતો ફરે છે પણ ભાઈ! શરીરનું એક રજકણ ફરશે ત્યારે તું તેને અટકાવી નહિ શકે; તું એમ માને છે કે

હું તેને અટકાવી દઉં છું, પણ તે તારી મૂઢતાને તું સેવે છે. રજ-કણની જે કાળે જે અવસ્થા થવાની તે નહિ ફરે. આને તો જ્યાં હજાર-પાંચસેનો પગાર થાય ત્યાં હું પહોળો ને શેરી સાંકડી એમ રાતો-પીળો થઇને ફરે, પણ અરે પ્રભુ ! ધુમાડાના બાચકા ન ભરાય, વેળુના ગઢ ન થાય, દાટના કોથળામાં પવન ન ભરાય, તેમ પરને પોતાનું કરી રાતું-પીળું ન ફરાય; ચૈતન્યભગવાન અનંતશક્તિનો પિંડ તેને ભૂલીને પરને પોતાનું કરે છે તો અવતાર જાશે એળે ! આવો સમાગમ મળ્યો છે, માટે આત્માનું કરીને ચાલ્યો જા.

અજ્ઞાની જીવ અનાદિ મોહના સંતાનથી નિરૂપણ કરવામાં આવેલું જે આત્મા ને શરીરનું એકપણું તેના સંસ્કારપણાથી અત્યંત અપ્રતિબુદ્ધ હતો. અજ્ઞાનીને શરીરની ગંધ બેસી ગઇ કે શરીર તે હું, તેવો અત્યંત અજ્ઞાની હતો તેને આચાર્યદેવે આ સમયસાર સમજાવ્યું. તેણે પાત્ર થઇને સાંભળ્યું ત્યાં તો તત્ત્વજ્ઞાનજ્યોતિ પ્રગટ થઇ, સમ્યક્‌શ્રદ્ધાનો ઉદય થયો, વસ્તુ પરથી નિરાળી છે તેમ ભાન થયું. આ ભાન ગૃહસ્થાશ્રમમાં રહેલા આઠ વરસના બાળકને પણ થઇ શકે છે. આબાળગોપાળ બધાને થઇ શકે છે. હું આત્મા જ્ઞાનસ્વરૂપ નિર્દોષ મૂર્તિ છું, તેમ ભાન થવાથી પડળરૂપ આવરણ કર્મ ખસી ગયું. જેમ નેત્રમાં વિકાર હતો ત્યારે વર્ણાદિક અન્ય દેખાતા અને વિકાર મટયો ત્યારે જેવા હતા તેવા દેખાવા લાગ્યા તેમ વસ્તુસ્વભાવ તો જેમ છે તેમ છે, પણ આંખમાં કમળો હોય ત્યારે પીળું દેખે; તેમ પરનો ધણી થઇને ફરતો તેથી આત્મા પરથી જુદો છે તેનું ભાન નહિ હોવાથી પરને પોતાનું માનતો. મીંદડીના બચ્ચાને જેમ આંખ ઊઘડે ત્યારે કહે કે મા ! આ જગત કયારનું ? બેટા ! જગત તો આમ ને આમ બધા ભાળતા આવે છે, તને આંખો અત્યારે આવી; તેમ અજ્ઞાનીને સ્વરૂપ વિપરીત ભાસતું, પરંતુ સ્વરૂપ તો જેમ છે તેમ છે, શરીર પણ જેમ છે તેમ છે, પણ આને ભાન થયું કે અહો ! મારું આવું સ્વરૂપ ! તેમ ભાન થવાથી આવરણકર્મ સારી રીતે ઊઘડી જવાથી પ્રતિબુદ્ધ થયો; એકલું ઊઘડી જવાથી એમ ન કહ્યું પણ "સારી રીતે ઊઘડી જવાથી" કહ્યું. તેમાં ભવિષ્યમાં

પણ તેને વિઘ્નનું નિમિત્ત રહેશે નહિ. અસ્તિ–નાસ્તિ બે વાત લીધી છે. તત્ત્વજ્ઞાનનું ભાન થયું તે અસ્તિ, આવરણનો અભાવ થયો તે નાસ્તિ. કોઇ કહે કે અમે પુરુષાર્થ તો ઘણો કરીએ છીએ, પણ કર્મ મારગ આપતું નથી. પણ ભાઇ! એમ ન બને. જેટલું કારણ આપે તેટલું કાર્ય થયા વગર રહે નહીં.

અત્યંત અપ્રતિબુદ્ધ હતો તેને સમ્યક્દર્શન થયું છે, સાક્ષાત્ દ્રષ્ટા એવા પોતાને પોતાથી જ જાણી એમાં વજન આપી દીધું છે કે બીજું બધું દેવ, ગુરુ, શાસ્ત્ર, વાણી, તે કોઇનાથી નહિ પણ પોતાથી જ જાણ્યું છે, પોતાથી જ શ્રદ્ધા કરી છે. દેવ, ગુરુ, શાસ્ત્ર તો નિમિત્ત હતાં. હવે જે જાણ્યું છે તેનું જ આચરણ કરવાનો ઇચ્છક થયો થકો પૂછે છે કે આત્મારામને અન્ય દ્રવ્યનું ત્યાગવું–પ્રત્યાખ્યાન તે શું છે?

સમ્યક્દર્શન થયા પછી જ પ્રત્યાખ્યાન થાય છે. પ્રત્યાખ્યાન એટલે વિરતિ–નિવૃત્તિ, જે જાણ્યું તેનું જ આચરણ કરવાનો ઇચ્છક થયો થકો પૂછે છે. તેમાં 'તેનું જ' શબ્દ ઉપર વજન છે. જાણ્યું તેનું જ આચરણ, બીજું નહીં, એટલે કે આત્મામાં નિર્મળ સ્વભાવ છે તેનું જ આચરણ તે ક્રિયા છે. ભગવાન આત્મામાં ઠરતી જ્ઞાનની ક્રિયા તે ક્રિયા છે. શિષ્ય પૂછે છે કે પ્રભુ! સમ્યક્દર્શન થયા પછી ચારિત્ર કોને કહેવું? પ્રત્યાખ્યાન કોને કહેવાં? તેમ ઇચ્છક થયો થકો પૂછે છે. ભાન તો થયું છે પણ પચ્ચખાણ કેમ થાય તેમ ગુરુને બહુ વિનયથી પૂછે છે. સમકિત થયા પછી ચારિત્ર કોને કહેવાય તે શું ખબર નથી? ખબર તો છે. ભાન થયા પછી સ્વરૂપમાં કેમ ઠરવું તેની ખબર તો છે, જાણે છે, છતાં ગુરુને પૂછે છે; એમાં એકલો વિનય વરસે છે, સ્વરૂપમાં નમવાને–ઢળવાને બહુ નરમાશથી પૂછે છે, તેથી એકદમ કેવળજ્ઞાન પ્રગટશે. ચારિત્ર પ્રગટાવવામાં ગુરુને પૂછવાનો વિકલ્પ ઊઠયો તેમાં બહુ વિનય છે. તે એમ બતાવે છે કે કેવળજ્ઞાન લેવામાં હવે વાર નથી, ચારિત્રની ધગશ થઇ છે અને ગુરુ પાસે હાજર છે, તેથી પૂછયા વિના રહેવાય નહિ એવો વિનયનો પ્રકાર છે, સમકિતી ભાન હોવા છતાં પૂછે છે. ચારિત્રની વિશેષ વ્યાખ્યા સમજવા

પૂછતો નથી, પણ સ્થિર થવા પૂછે છે. ચારિત્રની ધગશથી પૂછે છે માટે એકદમ ચારિત્ર પ્રગટશે; અપ્રતિહત ભાવથી શિષ્ય ઊપડયો છે, પૂર્ણતાનું પૂછે છે. શિષ્ય અપ્રતિબુદ્ધ હતો ત્યારે શરીર તે હું તેમ માનતો અને હવે સમજ્યો એટલે અહો! આવો આત્મા એવો ઉલ્લાસ આવ્યો એટલે આ 'આત્મારામને' એમ ભાષા બદલાણી; પૂછે છે-કે પ્રભુ! આત્મારામને અન્ય વસ્તુને ત્યાગવી-છોડવી કહે છે તે શું? તેને આચાર્યદેવ હવે પછી ઉત્તર આપશે.

૧૯૯૯, આસો સુદ ૩ શનિ

આત્મા અને શરીરાદિની ક્રિયાઓ તદ્દન જુદી છે. શરીર અને આત્મા તે બે એક વસ્તુ નથી, તે બન્નેનું એક પ્રવર્તન નથી, એટલે બે ક્રિયા એકની નથી, ને બે થઇ એક ક્રિયા પણ નથી.

ઝાઝા માણસ માને તો સત્ સતરૂપે ઠરે અને થોડા માણસ માને તો સત્ અસતરૂપે ઠરે એવું ત્રણકાળમાં ન હોય, કારણ કે સતને સંખ્યાની જરૂર નથી; સતનું માપ સંખ્યા ઉપર નથી. "જડની ક્રિયા સ્વતંત્ર છે, પુણ્યથી આત્મધર્મ થતો નથી," આવી વાત સાંભળતાં સાધારણ જનતાને વિરોધ લાગે, પણ વિરોધ એને ઘેર રહેવાનો, અહીં તો વિરોધ ટાળીને મુક્તિ લેવાના જ; મહાવીરભગવાનના વખતમાં પણ સત્યનો વિરોધ કરનારા હતા તો અત્યારે હોય તેમાં નવાઇ શી છે?

ત્યાગનું ખરું સ્વરૂપ બતાવે છે, સમજ્યા વગર ત્યાગ કરી કરીને સુકાણો, છ છ મહિનાના ચોવિહારા ઉપવાસ કર્યા, ચામડાં ઉતરડીને ખાર છાંટયા છતાં મનથી પણ ક્રોધ ન કર્યો, એવું અનંતવાર કરી ચૂકયો છતાં પણ ભવનો અંત આવ્યો નહિ. શ્રીમદ્ રાજચંદ્રે એક ઠેકાણે કહ્યું છે કે સંત વિના અંતની વાતનો અંત પમાતો નથી.

અંતરના ભાન વગર બીજી ક્રિયાઓ કરી, તેનાથી કષાય મંદ થાય, પુણ્યબંધ થાય, તેનાથી નવ ગ્રૈવેયક સુધી જાય, પણ જન્મ-મરણ ટળી ભવનો અંત ન થાય, મોક્ષ ન થાય. કોઇ કહે કે આ વાત સાતમા ગુણસ્થાનની છે, અગર તો બારમા ગુણસ્થાનની આ

વાત છે, પણ તે વાત તદ્દન જૂઠી છે. ભાઈ! અહીં તો અણસમજેલા-અપ્રતિબુદ્ધ-અજ્ઞાનીને સમજાવે છે.

આત્મા પરથી નિરાળો ચૈતન્યદળ જુદો છે. તેને એક સેકન્ડ માત્ર જુદો જાણ્યો નથી. મારી શ્રદ્ધા પણ પરથી જુદી મારામાં, મારું જ્ઞાન પણ પરથી જુદું મારામાં, મારી અંતરરમણતારૂપ ક્રિયા તે ચારિત્ર તે પણ મારામાં, એવું ભાન એક સેકન્ડ માત્ર પણ કોઈ દિવસ થયું નથી, ને જો થાય તો નેત્રના પડળના અભાવની જેમ જ્ઞાન ઊઘડી જાય છે.

કોઈ કહે કે કાલે જે વાત કરી હતી તે આજે કરો ને! તેનો ઉત્તરઃ-કાલે તેવું (વૈરાગ્યનું) નિમિત્ત હતું. બાકી તો સહજપણે જે વાત આવે તે કોઈ જુદી આવે. શરીરાદિના રજકણે રજકણની ક્રિયા સ્વતંત્ર થાય છે, જીવોને વૈરાગ્ય આવતો નથી. આ મનુષ્યભવ પામીને અશરીરી ભાવ પ્રગટ કરી માત્ર એક ભવ રહે તેવો ભાવ પ્રગટ કર્યો નહિ. વીતરાગદેવ કહે છે તેવી ઓળખાણ કર્યા વિના ભવનો અંત આવે નહિ, સમજ્યા વિનાનો મનુષ્ય ભવ એળે જવાનો; એવા અવતાર તો ગલૂડિયાં ને અળશિયાં જેવા છે, એવા તો ઘણાય દુનિયામાં જન્મે છે ને મરે છે, પણ એવો ભાવ પ્રગટ કરે કે ભવ ન રહે તો જીવનની સફળતા છે. બાકી દુનિયાના કહેવા પ્રમાણે ચાલે તો આત્માનો ધર્મ થાય, કે જન્મ-મરણ ટળે એ વાત ત્રણકાળમાં બને નહિ; દુનિયા પોતાનું માને તો દુર્ગતિ ટળી જાય ને દુનિયા પોતાનું ન માને તો દુર્ગતિ થઈ જાય એમ કોઈ કાળે છે જ નહિ. અનાદિથી જીવોએ આત્માનું સ્વરૂપ શું છે તે સાંભળ્યું પણ નથી, સાંભળ્યા વગર સમજે તો ક્યાંથી? સાચા દેવ કોને કહેવા, સાચા ગુરુ કોને કહેવા, તેની પણ ખબર નથી. આત્માની ઓળખાણ વગર કદાચ સાચા દેવ, સાચા ગુરુ અને સાચા શાસ્ત્રની ઓળખાણ કરે તો પણ વ્યવહાર સમ્યક્દર્શન છે, કે જે પુણ્યબંધ છે, ધર્મ નથી. દેવ, ગુરુ, શાસ્ત્ર, શરીર, મન, વાણી, તે પરવસ્તુ અને તે તરફના વલણવાળા થતા જે શુભાશુભભાવો તે વિનાનો હું એકલો, અખંડ, શુદ્ધ, નિર્વિકલ્પ છું એવાં શ્રદ્ધા-જ્ઞાન થયા વિના, એવી

આત્માની અંતર શુદ્ધિ કર્યા વિના કોઇ દી કોઇનાં જન્મ-મરણ ટળ્યાં નથી, ટળવાનાં નથી, અને ટળશે પણ નહિ.

ચૈતન્ય ગોળો પરથી છૂટો છે, તેના ભાન વિના ચોથું ગુણ-સ્થાન ન હોય; ચોથું થયા પછી અમુક અંશે સ્થિરતા વધતા પાંચમું થાય, ને પછી વિશેષ સ્થિરતા વધે, એટલે છઠ્ઠું સાતમું થાય ને પછી વિશેષ સ્થિરતા વધતાં કેવળજ્ઞાન થાય.

શિષ્ય આત્માનાં જ્ઞાન-શ્રદ્ધાન થયા પછી અંતર એકાગ્રતાનું પૂછે છે. કોણ પૂછે છે? ચોથા ગુણસ્થાનવાળો પૂછે છે, શું સાતમા-વાળો પૂછતો હશે?

સમ્યગ્દર્શન વિના સાચાં વ્રત હોય નહિ, સાચો ત્યાગ હોય નહિ. આ તો ચોથાનું ભાન નહિ ને સાતમાની વાત કરે, સમ્યગ્દર્શન વિનાનાં વ્રત પચ્ચખાણમાં કષાય પાતળો પાડે તો પુણ્ય બાંધે. આ વાત આકરી લાગે-કડક લાગે તો પણ આ વાત ફરે તેમ નથી. 'ત્યાગ ત્યાગ' લોકો કહે છે; બાયડી છોકરાં મૂકયાં તેને લોકો ત્યાગ કહે છે; તો ત્યાગ તે અંતરમાં હોય કે બહાર હોય તે હવેની ગાથામાં કહેવાશે. ૩૩.

શિષ્ય પૂછે છે કે હે ભગવાન! આ આત્મારામને અન્યદ્રવ્યનું ત્યાગવું તે કોને કહેવાય? આ આત્મારામને પરને છોડવું તે શું છે? શિષ્ય ત્યાગની વાત સમજે છે, છતાં પણ ગુરુ પાસે વિનયથી ત્યાગની વાત પૂછે છે: આવા આકાંક્ષી જીવને ગુરુ ઉત્તર આપે છે.

**सव्वे भावे जह्मा पच्चक्खाई परेत्ति णादूणं ।**
**तह्मा पच्चक्खाणं णाणं णियमा मुणेयव्वं ॥ ३४ ॥**

અર્થ:—જેથી 'પોતાના સિવાય સર્વ પદાર્થો પર છે' એમ જાણીને પ્રત્યાખ્યાન કરે છે-ત્યાગે છે, તેથી, પ્રત્યાખ્યાન જ્ઞાન જ છે

---

સૌ ભાવને પર જાણીને પચ્ચખાણ ભાવોનું કરે,
તેથી નિયમથી જાણવું કે જ્ઞાન પ્રત્યાખ્યાન છે. ૩૪.

એમ નિયમથી જાણવું. પોતાના જ્ઞાનમાં ત્યાગરૂપ અવસ્થા તે જ પ્રત્યાખ્યાન છે, બીજું કાંઇ નથી.

જ્ઞાન પ્રત્યાખ્યાન છે તે વાત લોકોને કેમ બેસે? બાળકે બકરીનું દૂધ પીધું હોય તેને ચારશેર ઘીનો પાયેલો સકરપારો, મેસુબ કેમ પચે? એમ અનંત કાળથી જેને ઊંધાં પોષણ મળ્યાં હોય તેને આ વાત સાંભળતાં થડકાર લાગે છે, પણ પાત્ર જીવોને આ વાત સાંભળતાં ઉલ્લાસ આવી જાય છે કે અહો! આ વાત અમે સાંભળી નથી; તેમ ઉલ્લાસ આવતાં તે પાત્ર થઇ જાય છે. પદ્મનંદીઆચાર્યે કહ્યું છે ને કે 'भावि-निर्वाणभाजनम्', તેમ તે પાત્ર જીવ આત્માનું ભાન કરી ચારિત્ર લઇ કેવળજ્ઞાન પામવાને તૈયાર થાય છે.

સત્ જ્યારે બહાર આવે ત્યારે પાત્ર હોય તે સવળા પડે છે, ને અપાત્ર હોય તે અવળા પડે છે; જેમ કે ઋષભદેવ ભગવાન પહેલા તીર્થંકર થયા તે પહેલાં આ ભરતક્ષેત્રમાં વચ્ચે અઢાર કોડાકોડીસાગરોપમનો ધર્મનો આંતરો હતો ત્યાંસુધી કોઇ તીર્થંકર થયા ન હતા, તેમ પાંચમું ગુણસ્થાન પણ તેટલા કાળમાં કોઇને આવે નહિ. એકલાં જુગલિયાં હતાં, તે જુગલિયાં મરીને બધા દેવો થતાં; તે મરીને મનુષ્ય પણ થતાં નહિ, ઢોર પણ થતાં નહિ, તે જુગલિયાં મરીને એકેંદ્રિય પણ થતાં નહિ, તે મરીને નરકે પણ જતાં નહિ; માત્ર એક દેવ ભવમાં જ બધાં જતાં હતાં. પણ જ્યાં ઋષભદેવ ભગવાનને કેવળજ્ઞાન થયું ને દિવ્યધ્વનિ છૂટી, તે ધ્વનિ બધાએ સાંભળી ત્યાં વર્ગ પડી ગયા ને ચારે ગતિ ચાલુ થઇ ગઇ, મનુષ્યની તિર્યંચની, નારકીની, ને સિદ્ધની; દેવ ગતિ તો હતી જ. કલ્પવૃક્ષમાં ફળ ખૂટ્યાં એટલે પહેલાં જેમ બધાને સમભાવ રહેતો તે હવે નહિ રહેતાં, કોઇને ક્રોધની તીવ્રતા ને કોઇને ક્રોધની મંદતા એમ થવા લાગ્યું. જેમ વીરડુ બાઇઓ પાણી ભરવા જાય ને વીરડામાં પાણી ખૂટે ત્યારે જે બાઇ જોરાવર હોય તે એમ કહે કે મને પહેલાં પાણી ભરવા દે, મારે ઘરે છોકરો રૂવે છે ને ઘરે ઘણું કામ છે; ત્યારે બીજી કહે કે પહેલાં હું આવી છું, તને શેની ભરવા દઉં? ત્યારે ત્રીજી કહે, બાઇ! ભરવા દેને એને, એને ઘરે છોકરું રોતું હશે, આપણે પાંચ

મિનિટ પછી ભરશું. 'પાણી' શબ્દે આત્માની જેવી પાત્રતા હોય તે પ્રમાણે ક્રોધાદિની તારતમ્યતા દેખાય, કોઇ પાણી ભરતી ક્રોધાદિની ઉગ્રતા કરે, કોઇ તીવ્રતા કરે, કોઇ મંદતા કરે, કોઇ જતું કરે. એમ કલ્પવૃક્ષનાં ફળ જ્યારે ખૂટ્યાં ત્યારે કોઇ પાછળથી આવે ને એમ કહે કે મને પહેલાં ખાવા દે, મને બહુ ભૂખ લાગી છે; ત્યારે બીજો કહે-તને શેના પહેલાં ખાવા દઉં? પહેલાં તો અમે આવ્યા છીએ. ત્યારે ત્રીજો કહે કે ભાઇ! ખાવા દેને એને પહેલાં, એને ભૂખ લાગી છે તે ભલે ખાય, આપણે પછી ખાઇશું એમ કેટલાક ક્રોધાદિની મંદતા કરે, કેટલાક તીવ્રતા કરે ને કેટલાક જતું કરે, એમ અઢાર ક્રોડાક્રોડી સાગરોપમમાં જે ભંગ પડ્યો ન હતો તે ભંગ પડવા માંડ્યો ને વિરોધ-અવિરોધના ભાવો થવા લાગ્યા. તેમાં જેણે જતું કર્યું હતું ને શાંત પરિણામ રાખ્યા હતા તે જીવો પાત્ર અને લાયક હતા, તેણે ભગવાનની દિવ્ય ધ્વનિ સાંભળી ત્યાં એમ થયું કે અહો! આ સ્વરૂપ! પુણ્ય-પાપથી જુદું, એકલું નિરાળું ને નિર્મળ એવું મારા આત્માનું સ્વરૂપ! એમ સમજી કેટલાક તો સમ્યક્‌દર્શન પામ્યા. કેટલાકે મુનિપણું લીધું, કેટલાક તો કેવળજ્ઞાન પામ્યા, ને કેટલાક તો ધ્વનિ સાંભળીને એવા વિરોધમાં પડ્યા કે નરક નિગોદમાં જવાના પરિણામ શરૂ થઇ ગયા ને ચોવીશ દંડકમાં જવાની તૈયારી કરી. ભગવાનની ધ્વનિ છૂટી તેમાં પાત્રને સવળું પડ્યું ને અપાત્રને અવળું પડ્યું. તે પડ્યું કોના કારણે? ઉત્તર-પોતાના કારણે, ભગવાનની ધ્વનિમાં તો ક્રોધ ને ક્ષમાના સ્વરૂપનો બધો ઉપદેશ આવે, એમાં જેણે ફળ ખાતી વખતે ક્રોધ કર્યો હતો તેને એમ થયું કે આને તો જો, વળી મારી જ માંડી છે કે ક્રોધનું ફળ આવું ને તેવું, તેમ મારી જ માંડી છે, અમે ક્રોધ કર્યો હતો તે અમને સંભળાવે છે એમ કષાયની તીવ્રતા કરવા મંડ્યા, તેણે દુર્ગતિની તૈયારી કરી. ભગવાનની જ્યાં ધ્વનિ છૂટી ત્યાં સવળા ને અવળા બે ભાગ ફડાક દઇને પડી ગયા. સત્ય વાત બહાર આવતાં સવળાને સવળું ને અવળાને અવળું જોર આવ્યા વિના રહે નહિ. એ વસ્તુસ્વભાવ છે. સમજાય તેમ સમજો.

આચાર્યદેવ કહે છે કે તત્ત્વજ્ઞાનની ગુપ્ત વાત બહાર આવતાં

પાત્ર જીવો હતા તે સમ્યક્‌દર્શન પામી ક્રમે કરી ચારિત્ર લઈ કેવળ-જ્ઞાન પામવાના છે. આચાર્યદેવ કહે છે કે અમને જે આ શાસ્ત્ર રચવાનો વિકલ્પ ઉઠયો છે માટે પ્રાણીઓ તૈયાર થવાના છે એવા ભાવનો કૉલકરાર કર્યો છે.

હવે આચાર્યદેવ પ્રત્યાખ્યાનનો ઉત્તર આપે છે. આ ભગવાન જ્ઞાતા-દ્રવ્ય છે તે અન્ય દ્રવ્યના સ્વભાવથી થતા અન્ય સમસ્ત પર-ભાવોને, તેઓ પોતાના સ્વભાવભાવ વડે નહિ વ્યાપ્ત હોવાથી, પરપણે જાણીને ત્યાગે છે તે જ પચ્ચખાણ છે.

પોતાના સિવાય સર્વ પદાર્થો પર છે, શુભાશુભ પરિણામ પણ પર છે, દયાની લાગણી થવી તે શુભ છે અને હિંસાની લાગણી થવી તે અશુભ છે, એમ જેણે જાણ્યું છે કે હું પરથી નિરાળો, નિર્દોષ, જ્ઞાનમૂર્તિ છું એમ જાણીને જ્ઞાનમાં એકાગ્ર થાય છે તે પચ્ચખાણ છે.

હું જ્ઞાતા-દ્રષ્ટા છું એવું ભાન થતાં તે જ ટાણે વીતરાગ થઈ જતો નથી. અલ્પ રાગ-દ્વેષ થાય છે તે ટાળી સ્થિર થવું તે પ્રત્યા-ખ્યાન છે.

જ્ઞાન પ્રત્યાખ્યાન એટલે આત્મા પરથી નિરાળો છે તે જાણનારમાં જ્ઞાતાપણે રોકાણો અને જે જે વૃત્તિ ઊઠે તેમાં ન રોકાણો તે પ્રત્યાખ્યાન છે માટે જ્ઞાન તે જ પ્રત્યાખ્યાન છે.

કોઈ કહે કે જ્ઞાન તે પ્રત્યાખ્યાન એટલે લહેર કરવી ને મજા કરવી, પણ ભાઈ! જ્ઞાન એટલે પોતાનું સ્વરૂપ જાણી તેમાં ઠરવું તે પ્રત્યાખ્યાન છે તેમાં અનંતો પુરુષાર્થ છે. તેમ નિયમથી જાણવું કે પર તે હું નહિ, વ્રત અને અવ્રતના પરિણામ સિવાયના જ્ઞાનના એકાગ્રતારૂપ પરિણામ તેજ પ્રત્યાખ્યાન છે.

હે શિષ્ય! પોતાના સિવાય સર્વ પદાર્થ પર છે. શરીરાદિ ને પુણ્ય-પાપના પરિણામ તે બધું પર છે, એમ જેણે અંતરમાં જાણ્યું છે, એમ જાણીને પ્રત્યાખ્યાન કરે છે, કે આ બધું જે શુભાશુભ

પરિણામ થાય છે તે પરભાવ છે એમ જાણીને તેને ત્યાગે છે તે પ્રત્યાખ્યાન છે. એ રીતે જ્ઞાનમાં એકાગ્ર થાય છે તે પ્રત્યાખ્યાન છે, તેથી જ્ઞાન તે જ પ્રત્યાખ્યાન છે. આત્માને પરને છોડવાપણું નથી, પણ જ્ઞાનથી તે બધું પર છે એમ જાણવું તે જ પરવસ્તુનો ત્યાગ છે. જ્ઞાનમાં પરના ત્યાગરૂપ અવસ્થા તે જ પ્રત્યાખ્યાન છે.

હું નિર્દોષ છું, જાણનાર છું અને વિકાર થાય છે તે મારી અવસ્થામાં થાય છે પણ તે મારું સ્વરૂપ નથી, એમ જાણી જ્ઞાનમાં રહેવું તે પચ્ચખાણ છે.

જ્ઞાનમૂર્તિ ચૈતન્ય સ્વભાવમાં રાગરૂપ વિકારનો ત્યાગ અને જ્ઞાનની એકાગ્રતા તેને જ શ્રી તીર્થંકરદેવ સાચા પ્રત્યાખ્યાનનું સ્વરૂપ કહે છે, તે સિવાય પચ્ચખાણનું સ્વરૂપ ક્યાંય બહાર હોતું નથી.

સમ્યક્દર્શન થયું ત્યારથી ભગવાન કહ્યો છે, ભાનથી ભગવાન કહ્યો છે, એક બે ભવે મોક્ષે જવાનો માટે ભગવાન કહ્યો છે, ભવિષ્યનો ભગવાન છે માટે ભગવાન કહ્યો છે.

ઓલા રાંકાને કહે કે તું આત્મા ભગવાન છો, તો તે કહે ભાઇસાહેબ ! મને ભગવાન ન કહો. એને કાળજે તો જે સધન-પૈસાવાળા શેઠિયા છે તેનું મહાત્મ્ય છે, શેઠિયો જ્યાં ઘેર આવે ત્યાં કહે શેઠ સાહેબ પધારો, પધારો, પણ શ્રેષ્ઠ એવો જે આત્મા તેની જેને શ્રદ્ધા થઇ તે જ ખરો શ્રેષ્ઠ ( શેઠ ) છે તેને આચાર્યદેવે "ભગવાન" કહ્યો છે.

સમ્યક્દર્શન અને સમ્યક્જ્ઞાન થયું ત્યાં અન્ય દ્રવ્યના સ્વભાવથી થતા અન્ય સમસ્ત પરભાવોનો જાણનાર અને જોનાર રહે છે. અન્ય સમસ્ત રાગ-દ્વેષ, પુણ્ય હો કે પાપ હો, વ્રતના પરિણામ હો કે અવ્રતના પરિણામ હો, બંધનો વિકલ્પ હો કે મોક્ષનો વિકલ્પ હો, તે બધોય પરભાવ છે; તે બધું અન્ય વસ્તુમાં નાખી દીધું. એક બાજુ એકલો ભગવાન આત્મા અને બીજી બાજુ આ બધું સમસ્ત જડનું દળ કહ્યું. પુરુષાર્થની નબળાઇને પણ ગૌણ કરી, જડનું દળ કહ્યું.

વિકારી અવસ્થા છોડવાની છે અને અંશે છૂટી તે બધો પરભાવ છે. પચ્ચખાણી જીવ એમ જાણે છે કે પુણ્ય-પાપના પરિણામરૂપ વિકારી અવસ્થા તે મારા સ્વભાવ વડે વ્યાપ્ત નથી, તે મારા સ્વભાવમાં પ્રસરતી નથી. મારો સ્વભાવ શરીર, મન, વાણીની ક્રિયાથી કે શુભાશુભ પરિણામથી વધે નહિ, મારો સ્વભાવ તો પરથી નિરાળો મારો જે વીતરાગ સ્વભાવ તેનાથી જ વધે છે, મારો સ્વભાવ વધે તે તો નિર્મળ અવસ્થાપણે વધે પણ રાગપણે વધે તે મારો સ્વભાવ નથી. મારા સ્વભાવમાંથી રાગ વધે નહિ.

આ કર્મના નિમિત્તે જરીક પણ જે ઉપાધિ દેખાય તે મારા નિર્મળ સ્વભાવ વડે વ્યાપ્ત નહિ હોવાથી, પરવડે વ્યાપ્ત હોવાથી પરવડે પ્રસરતું હોવાથી તે મારું સ્વરૂપ નથી એમ પરપણે જાણીને તેને ત્યાગે છે.

હાથજોડીને ઉભા થવું તે પચ્ચખાણ નથી, તે તો વ્યવહાર કહેવાય છે. હાથજોડીને ઉભા થવું, તે વ્યવહાર જ્ઞાનીને પણ હોય છે. જુઓને! અહીં વિનયથી ગુરુ પાસે પૂછે છે ને! આત્માનું જ્યાં ભાન થાય ત્યાં વિનય અને વ્રતાદિનો વ્યવહાર હોય છે. ગુરુ પાસે વિનય કરી વ્યવહારની-શુભભાવની વિધિ કરે છે પણ જાણે છે કે આ વ્રતાદિનો શુભભાવ પણ મારા સ્વભાવમાંથી ઊગતો નથી. શુભભાવ થાય છે છતાં પણ તેનો સ્વીકાર નથી. સ્વીકાર એક અખંડ જ્ઞાયકનો છે. વ્રત લઉં ને ચારિત્ર લઉં તે વિકલ્પ પણ મારા વડે વ્યાપ્ત નથી, તે બધા અન્ય દ્રવ્યથી થતા વિકારો છે. મારા ચૈતન્યસ્વભાવનો તે વિસ્તાર નથી. કર્મભાવ વડે થતો પરનો વિસ્તાર છે. જ્ઞાનીને વ્રત લેવાની શુભ વૃત્તિ ઊઠે પણ તે જાણે છે કે તે વૃત્તિ મારા સ્વભાવમાં પ્રસરેલ નથી, મારા સ્વભાવનો તે વિસ્તાર નથી; તેનો વિસ્તાર અને તેનું પ્રસરવું તે પરમાં છે. મારા સ્વભાવના વિસ્તારમાં તો અંતરજ્ઞાન અને શાંતિ હોય, વિકલ્પ ઊઠયો કે ચારિત્ર લઉં તે પણ અન્યભાવ છે. ચારિત્ર લેવાનો જે વિકલ્પ ઊઠયો તેનો ત્યાગ કરવા ઇચ્છે છે, જે વર્તમાન વિકલ્પ છે તેને ત્યાગવા ઇચ્છે છે,

તેનો નાશ કરવા ઇચ્છે છે. સમ્યક્‌દર્શન પછી શ્રાવકના બારવ્રત અને મુનિના પંચમહાવ્રત તે બધા પુણ્ય પરિણામ છે. તેની પાછળ અકષાયભાવની સ્થિરતા છે તે નિશ્ચયચારિત્ર છે.

જ્ઞાની સમજે છે કે પુણ્ય-પાપની વૃત્તિઓ મારા પુરુષાર્થની મંદતાએ મારામાં થાય છે તે પણ મારું સ્વરૂપ નથી તો શરીરાદિ તો મારામાં ક્યાંથી હોય ?

જેણે જાણ્યું છે કે આ હું નહિ, તે જ જાણીને ઠરે છે, બીજો કોઈ ત્યાગનાર નથી, આવું જ્યાં ભાન થાય પછી જે વ્રતનો શુભ વિકલ્પ ઊઠયો તે વ્યવહાર પચ્ચખાણ છે અને પરમાર્થ વ્રત. સ્વભાવમાં ઠરવું તે છે.

જ્ઞાને જાણ્યું કે શુભાશુભની વૃત્તિ પણ વિકાર છે, તે મલિન છે, તે હું નહિ. આમ આત્મામાં નિશ્ચય કરીને સમ્યક્‌દર્શન પહેલાં થયું, દર્શન થયા પછી પ્રત્યાખ્યાન સમયે વચ્ચે જ્ઞાન શું કામ કરે છે તેની સંધિ મૂકી છે કે સ્વરૂપની અવિકારી નિર્વિકલ્પ સ્થિરતા તે હું એમ જાણીને શુભવૃત્તિ ઊઠી તે હું નહિ તેમ વચ્ચે જ્ઞાનની સંધિ કરી છે.

એકલા ચૈતન્યસ્વભાવમાં સમકિતીજીવની દૃષ્ટિ છે, જે ભાવ જણાય છે તેનો હું જાણનારો છું. રાગ-દ્વેષ છોડું, વિકાર છોડું એવા ભાવો તે પણ ઉપાધિમાત્ર છે. એમ જ્ઞાની સમજે છે.

પરને હું જાણનારો પણ તેમાં નહિ ભળનારો એવો નિશ્ચય કરીને પ્રત્યાખ્યાનના સમયે રાગ-દ્વેષને છોડું તેવો ભાવ તે પણ શુભ વિકલ્પ છે, ઉપાધિમાત્ર છે. રાગપર્યાયને છોડું એવો ઉપાધિભાવ સ્વભાવમાં નથી. હું નિર્વિકારી શુદ્ધ ચિદાનંદસ્વરૂપ છું, તેમ ભાન કરી તેમાં ઠરવાથી તે રાગપર્યાય સહજ છૂટી જાય છે. તે છોડવા તરફ લક્ષ રાખવાથી છૂટતી નથીઃ પણ આનંદમૂર્તિ આત્મામાં ઠરવાથી તે સહજ છૂટી જાય છે. આત્મા રાગ-દ્વેષ વગરનો સ્વભાવે છે તેમાં પરવૃત્તિને છોડું તે નામ માત્ર છે, ઉપાધિ છે. 'એકલા આત્મામાં' એટલું પણ પાલવતું નથી.

પચ્ચખાણના સમયે ત્યાગના કર્તાપણાનું નામમાત્ર પ્રવર્તેલું એટલે રાગનું છોડવું તે શુભ વિકલ્પ છે, તે અસદ્‌ભૂત વ્યવહાર છે. અને સ્વભાવમાં ઠરવું તે સદ્‌ભૂત વ્યવહાર છે. એકલી સ્વભાવદૃષ્ટિ મૂકી છે. ભારે સરસ ટીકા કરી છે. આમાં કેટલું સમાડી દીધું છે! આ મુનિના ને શ્રાવકના વ્રતની વાત કરી છે, આ વાત ઝીણી છે.

અહીં દ્રવ્યદૃષ્ટિથી વાત છે. પરને છોડું એવો જે વિકલ્પ તે પણ પર ઉપર લક્ષ જાય છે ત્યારે થાય છે, તે ત્યાગના કર્તાપણાનું નામમાત્ર છે, ઉપાધિસ્વરૂપ છે, શરીર, મન, વાણીનો સંયોગ તો નહિ પણ ત્યાગની વૃત્તિમાં પણ હું નહિ ભળનારો એવો હું આત્મા તેમાં હું પરને છોડું એવો વિકલ્પ પણ પાલવતો નથી.

પરમાર્થથી પરના ત્યાગનું નામ પણ પોતાને નથી. જો સ્વભાવની દૃષ્ટિથી જોઈએ તો રાગ-દ્વેષને છોડું તેવું કર્તાપણાનું નામ પણ આત્માને નથી: પચ્ચખાણ કરનારો સમકિતી શું વિચારે છે કે આ શુભભાવ વર્તે છે તેને મેં જાણ્યા, પણ વિકાર છોડું એવા વિકલ્પો તે પણ જેમાં ઉપાધિમાત્ર ભાવ છે, એવો મારો ચૈતન્યસ્વભાવ અખંડાનંદ છે. મારો સ્વપરપ્રકાશક સ્વભાવ છે માટે આ હું અને આ પર એમ મેં જાણ્યું, પણ પરનું સ્વરૂપ તે મારું સ્વરૂપ નથી. રાગને છોડું ને અરાગ પર્યાય પકડું તે પણ વ્યવહાર છે, રાગને છોડું ને વીતરાગ ભાવ લઉં તે પણ વ્યવહાર છે, રાગ-દ્વેષનો વ્યય અને વીતરાગી પર્યાયની ઉત્પત્તિ તે વ્યવહાર છે. રાગને છોડું ને સ્વરૂપમાં સ્થિર થવું તે પણ વ્યવહાર છે. સહજ સ્વભાવમાં ઠરતાં, રાગ-દ્વેષને છોડું અને નિર્મળ પર્યાયને અંગીકાર કરું તે પણ વ્યવહાર છે. જે અસ્થિર પર્યાય ટાળીને સ્થિર પર્યાય ઉઘડી તે બે ભેદનું લક્ષ નથી પણ ધ્રુવ ઉપર લક્ષ છે. જે ટાણે પર્યાય ઉઘડે છે તે જ ટાણે અખંડ દ્રવ્ય ઉપર દૃષ્ટિ છે તે ધ્રુવ દૃષ્ટિ છે. સમકિત દૃષ્ટિ પર્યાયને ગ્રહણ નહિ કરતાં ધ્રુવને ગ્રહણ કરે છે. ચારિત્રની શક્તિ, વ્યક્તિની પર્યાય ઉપર લક્ષ આપતાં વચ્ચે રાગની ખીલી આવે છે, તેથી ચારિત્ર પર્યાય ઉઘડતી નથી. માટે મોક્ષ પર્યાય, ચારિત્ર પર્યાય ગ્રહણ નહિ કરતાં, તેના ઉપર લક્ષ નહિ આપતાં. એકલા દ્રવ્ય સ્વભાવ પ્રત્યે લક્ષ આપવાથી

ચારિત્ર પર્યાય, મોક્ષ પર્યાય ઊઘડે છે, તે ધ્રુવ દૃષ્ટિની અહીં વાત છે. સ્વભાવની તત્ત્વદૃષ્ટિના જોરમાં અવસ્થાને ગૌણ કરી નાખે છે, તે વિના કેવળજ્ઞાન થતું નથી; આ વાત યથાર્થ છે, ત્રણ કાળમાં ફરે તેવી નથી. આવી વાત પણ સાંભળી ન હોય ત્યાં પચ્ચખાણ તો હોય ક્યાંથી? શરીર તે હું તેમ માનનાર મિથ્યાદૃષ્ટિની તો વાત જ ક્યાં રહી? આચાર્યદેવ કહે છે કે પ્રભુ! તારી પ્રભુતાના ભાન વિના ક્યાં ટકીશ? એટલે કે ભાન વિના પચ્ચખાણ ક્યાંથી થશે?

આજની વાત ઊંચી છે જુઓ ભાઇ! સંસારની વાત તો ઘણીવાર સાંભળી, પણ જો જન્મ-મરણ ટાળવાં હોય તો એકવાર આ વાત સાંભળવી પડશે.

પરમાર્થથી જુઓ તો પરભાવના કર્તાપણાનું નામ પણ આત્માને નથી, આ આમ છોડું, તેમ છોડું તે ઉપાધિથી આત્મા રહિત છે, કારણકે પોતે તો પોતાના જ્ઞાનસ્વભાવથી એટલે દ્રવ્ય-સ્વભાવથી છૂટ્યો નથી. અહીં જ્ઞાનને દ્રવ્ય કહ્યું છે. પોતે અખંડ સ્વભાવી છે, ધ્રુવ છે, તેનાથી કોઇ દી છૂટ્યો નથી માટે જ્ઞાન જ પચ્ચ-ખાણ છે. તે સિવાય પચ્ચખાણનું સ્વરૂપ જગતમાં નથી. મલિન અવસ્થા છૂટીને નિર્મળ અવસ્થા વધતી જાય છે તેના ઉપર સમ્યક્દૃષ્ટિનું લક્ષ નથી, પણ દ્રવ્ય ઉપર લક્ષ છે. આમાં અનંતો પુરુષાર્થ છે, પર તરફ લક્ષ જાય કે રાગ-દ્વેષ છોડું તે પણ મારું સ્વરૂપ નથી, તે ઉપાધિ માત્ર છે, નામ માત્ર છે. ખરેખર તો મારા સ્વભાવમાં સ્થિર થતાં તે સહજ છૂટી જાય છે, તે ચારિત્ર છે એમ ભગવાને કહ્યું છે. આનો અનુભવ કરવો તે પચ્ચખાણ છે, બીજું પચ્ચખાણનું સ્વરૂપ નથી.

૧૯૯૯, આસો સુદ ૪ રવિ

પચ્ચખાણની વ્યાખ્યા ચાલે છે, માણસો કહે છે કે ત્યાગ કરો. ત્યાગ કરો, તો ત્યાગનું શું સ્વરૂપ હશે? ત્યાગ તે કોઇ વસ્તુ છે? કોઇ ગુણ છે? કે કોઇ પદાર્થની અવસ્થા છે? કારણકે જે શબ્દ બોલાય તે કોઇ દ્રવ્યને, કાં ગુણને, કાં પર્યાયને અવલંબીને હોય છે. ત્યાગ

તે કોઇ પરવસ્તુનો ત્યાગ છે? કે કોઇ રાગ-દ્વેષનો ત્યાગ છે? કે સ્વરૂપમાં એકાગ્ર રહેવું તે ત્યાગ છે?

આત્માના મૂળ સ્વભાવમાં ગ્રહણ-ત્યાગ છે નહિ. આત્માએ પરને કાંઇ ગ્રહણ કર્યું હોય તો ત્યાગેને! તેથી સ્વરૂપની ઓળખાણ કરી તેમાં સ્થિર રહેવું તે જ ત્યાગ છે અને તે આત્માની નિર્મળ પર્યાય છે. મકાન, કુટુંબ, લક્ષ્મી વગેરે કાંઇ આત્મામાં પેસી ગયાં નથી તો તેને ત્યાગ શી રીતે કહેવાય? તે મકાનાદિ આત્મામાં પેસી ગયાં નથી પણ માન્યતામાં પેસી ગયાં છે, માન્યું છે કે શરીર, મન, વાણી, મકાન, સ્ત્રી, લક્ષ્મી વગેરે મારા તે જ અત્યાગ ભાવ છે.

ઊંધું જે માન્યું હતું તેમાં ભાન થયું કે આ હું નહિ; મારા સ્વભાવનો વિસ્તાર તે વિકાર ન હોય, હું એક આત્મા છું અને જાણવા દેખવાનો મારો સ્વભાવ છે, તેમાં પર નિમિત્તે ક્રોધ, માન, માયા અને લોભનો જે વિસ્તાર દેખાય તે મારા આત્માના સ્વભાવનો વિસ્તાર નથી; રાગ, દ્વેષને છોડવા તે પણ વ્યવહાર છે. આત્માના અખંડ શુદ્ધ નિર્મળ સ્વભાવમાં જેટલા અંશે સ્થિર થયો તેટલા અંશે રાગ-દ્વેષ સહજ છૂટી જાય છે, તેને ત્યાગ કહેવાય છે.

હિંદુસ્તાનના માણસો ત્યાગના નામે ઠગાણા છે. બાવા જોગી કેટલાય ત્યાગ લઇને ચાલી નીકળ્યા છે. તેના બહારનો ત્યાગ દેખીને હિંદુસ્તાન ઠગાય છે, કારણકે એટલી હિંદુસ્તાનમાં આર્યતા છે, ત્યાગનો પ્રેમ છે એટલે તે ત્યાગને બહાને ઠગાય છે, પણ સાચી ઓળખાણ કરતા નથી.

સંસારના પ્રેમીઓએ જ્યાં કોઇને બે હજારનો પગાર મળ્યો ત્યાં મોટો ઠરાવ્યો, કોણે મોટો ઠરાવ્યો? વિષયોના કામીએ, આબરૂના કામીએ, લક્ષ્મીના ઓશિયાળા ભિખારાએ મોટો ઠરાવ્યો. એક બીડી વિના ચાલે નહિ, હું ભગવાન આત્મા કોણ છું તેની તો કાંઇ ખબર નથી, એવા પાંચ ઇંદ્રિયના વિષયના કામીએ મોટો ઠરાવ્યો, એવા જગતના ભિખારીએ મોટો ઠરાવ્યો, એને મોટો શી રીતે કહેવાય? એવી રીતે કાલના ભિખારીએ આજે લુગડાં ફેરવ્યાં, સ્ત્રી, કુટુંબ

મૂકયાં એટલે શું ત્યાગી થઇ ગયો? બધાએ ભેગા થઇને ત્યાગી ઠરાવ્યો, તો શું બહારના સંયોગ-વિયોગે ત્યાગ છે? અંદરથી કાંઇ ફરી ગયું છે કે નહિ તે તો જો! બહારથી ત્યાગી દેખાય એટલે લાગે કે અહો શું ત્યાગી! બૈરાં નહિ, છોકરાં નહિ, પૈસા નહિ, જંગલમાં રહે છે, મૌન રહે છે, આવા બહારના ત્યાગને લઇને મોટા માને છે, પણ ત્યાગનું શું સ્વરૂપ છે તેનું ભાન નથી કરતા. બહારનાં લુગડાં ફેરવ્યાં એટલે શું ત્યાગી થઇ ગયો? બહારના પદાર્થ છોડવા-મૂકવા તે પોતાના હાથની વાત નથી, ત્યારે પોતાના હાથમાં શું છે કે જે પોતે ત્યાગી શકે? હું શુદ્ધ ચિદાનંદમૂર્તિ છું એવા સ્વભાવનું ભાન કરી વિકારમાં,-પુણ્ય-પાપમાં ન જોડાવું અને સ્વભાવમાં રહેવું તે પોતાના હાથમાં છે: એનું નામ ત્યાગ છે. આવો ત્યાગ આવતાં મકાન, સ્ત્રી, કુટુંબનો ત્યાગ સહેજે થઇ જાય છે.

જ્ઞાની વિચારે છે કે અહો! હું પોતે જ મહિમાવંત છું, હું એક જ્ઞાન ગોળો છૂટો છું, તેમાં વિકાર હોય નહિ, ક્રોધાદિનું કર્તાપણું મારામાં નથી, હું એક જાણનારો પદાર્થ છું, જેમાં વિકલ્પ નહિ, રાગ-દ્વેષ નહિ. જેની મહિમા પુણ્ય-પાપથી એટલે કે બહારની ઋદ્ધિથી ઢાંકી શકાય નહિ, એવો આત્મા ભગવાન એટલે મહિમા-વંત છે, જ્ઞાની વિચારે છે કે મારી વસ્તુ જ મહિમાવાળી છે. ઇંદ્રનાં ઇંદ્રાસન પણ મારા સ્વભાવ પાસે સડેલાં તરણાં છે, ઢોરની નાખી દીધા જેવી ઓગઠ છે.

ત્યાગ કરનાર પ્રથમ દશામાં શું વિચારે છે? કે કર્મ અને કર્મના સંયોગથી થતાં વ્રત અને અવ્રતનાં પરિણામ અન્ય, સમસ્ત પરભાવ છે, વિકાર છે, શ્રાવકનાં બાર વ્રત અને મુનિનાં પાંચ મહા-વ્રત તે પણ વિકાર છે કારણ કે તે વિકારોનો પોતાના એટલે મારા સ્વભાવવડે વિસ્તાર નથી, હું એકલો વીતરાગજ્ઞાનસ્વરૂપ છું માટે તે બધાનો મારામાં વિસ્તાર નથી, મારો વિસ્તાર મારાથી છે, મારા જ્ઞાનસ્વરૂપ સિવાય જે બદલે છે, ખંડસ્વરૂપ છે. એવાં વ્રતાદિનાં પરિણામ, લઉં ને મૂકું જે થાય છે તેમાં એકરૂપ થતો નથી પણ હું જાણનારો તો જુદો ને જુદો રહું છું તેથી તે મારું સ્વરૂપ નથી; હું

તે કોઇ પરવસ્તુનો ત્યાગ છે? કે કોઇ રાગ-દ્વેષનો ત્યાગ છે? કે સ્વરૂપમાં એકાગ્ર રહેવું તે ત્યાગ છે?

આત્માના મૂળ સ્વભાવમાં ગ્રહણ-ત્યાગ છે નહિ. આત્માએ પરને કાંઇ ગ્રહણ કર્યું હોય તો ત્યાગેને! તેથી સ્વરૂપની ઓળખાણ કરી તેમાં સ્થિર રહેવું તે જ ત્યાગ છે અને તે આત્માની નિર્મળ પર્યાય છે. મકાન, કુટુંબ, લક્ષ્મી વગેરે કાંઇ આત્મામાં પેસી ગયાં નથી તો તેને ત્યાગ શી રીતે કહેવાય? તે મકાનાદિ આત્મામાં પેસી ગયાં નથી પણ માન્યતામાં પેસી ગયાં છે, માન્યું છે કે શરીર, મન, વાણી, મકાન, સ્ત્રી, લક્ષ્મી વગેરે મારા તે જ અત્યાગ ભાવ છે.

ઊંધું જે માન્યું હતું તેમાં ભાન થયું કે આ હું નહિ; મારા સ્વભાવનો વિસ્તાર તે વિકાર ન હોય. હું એક આત્મા છું અને જાણવા દેખવાનો મારો સ્વભાવ છે, તેમાં પર નિમિત્તે ક્રોધ, માન, માયા અને લોભનો જે વિસ્તાર દેખાય તે મારા આત્માના સ્વભાવનો વિસ્તાર નથી; રાગ, દ્વેષને છોડવા તે પણ વ્યવહાર છે. આત્માના અખંડ શુદ્ધ નિર્મળ સ્વભાવમાં જેટલા અંશે સ્થિર થયો તેટલા અંશે રાગ-દ્વેષ સહજ છૂટી જાય છે, તેને ત્યાગ કહેવાય છે.

હિંદુસ્તાનના માણસો ત્યાગના નામે ઠગાણા છે. બાવા જોગી કેટલાય ત્યાગ લઇને ચાલી નીકળ્યા છે. તેનો બહારનો ત્યાગ દેખીને હિંદુસ્તાન ઠગાય છે, કારણકે એટલી હિંદુસ્તાનમાં આર્યતા છે, ત્યાગનો પ્રેમ છે એટલે તે ત્યાગને બહાને ઠગાય છે, પણ સાચી ઓળખાણ કરતા નથી.

સંસારના પ્રેમીઓએ જ્યાં કોઇને બે હજારનો પગાર મળ્યો ત્યાં મોટો ઠરાવ્યો, કોણે મોટો ઠરાવ્યો? વિષયોના કામીએ, આબરૂના કામીએ, લક્ષ્મીના ઓશિયાળા ભિખારાએ મોટો ઠરાવ્યો. એક બીડી વિના ચાલે નહિ, હું ભગવાન આત્મા કોણ છું તેની તો કાંઇ ખબર નથી, એવા પાંચ ઇંદ્રિયના વિષયના કામીએ મોટો ઠરાવ્યો, એવા જગતના ભિખારીએ મોટો ઠરાવ્યો, એને મોટો શી રીતે કહેવાય? એવી રીતે કાલના ભિખારીએ આજે લુગડાં ફેરવ્યાં, સ્ત્રી, કુટુંબ

મૂક્યાં એટલે શું ત્યાગી થઇ ગયો? બધાએ ભેગા થઇને ત્યાગી ઠરાવ્યો, તો શું બહારના સંયોગ-વિયોગે ત્યાગ છે? અંદરથી કાંઇ ફરી ગયું છે કે નહિ તે તો જો! બહારથી ત્યાગી દેખાય એટલે લાગે કે અહો શું ત્યાગી! બૈરાં નહિ, છોકરાં નહિ, પૈસા નહિ, જંગલમાં રહે છે, મૌન રહે છે, આવા બહારના ત્યાગને લઇને મોટા માને છે, પણ ત્યાગનું શું સ્વરૂપ છે તેનું ભાન નથી કરતા. બહારનાં લુગડાં ફેરવ્યાં એટલે શું ત્યાગી થઇ ગયો? બહારના પદાર્થ છોડવા-મૂકવા તે પોતાના હાથની વાત નથી, ત્યારે પોતાના હાથમાં શું છે કે જે પોતે ત્યાગી શકે? હું શુદ્ધ ચિદાનંદમૂર્તિ છું એવા સ્વભાવનું ભાન કરી વિકારમાં,-પુણ્ય-પાપમાં ન જોડાવું અને સ્વભાવમાં રહેવું તે પોતાના હાથમાં છે: એનું નામ ત્યાગ છે. આવો ત્યાગ આવતાં મકાન, સ્ત્રી, કુટુંબનો ત્યાગ સહેજે થઇ જાય છે.

જ્ઞાની વિચારે છે કે અહો! હું પોતે જ મહિમાવંત છું, હું એક જ્ઞાન ગોળો છૂટો છું, તેમાં વિકાર હોય નહિ, ક્રોધાદિનું કર્તાપણું મારામાં નથી, હું એક જાણનારો પદાર્થ છું, જેમાં વિકલ્પ નહિ, રાગ-દ્વેષ નહિ. જેની મહિમા પુણ્ય-પાપથી એટલે કે બહારની ઋદ્ધિથી ઢાંકી શકાય નહિ, એવો આત્મા ભગવાન એટલે મહિમાવંત છે, જ્ઞાની વિચારે છે કે મારી વસ્તુ જ મહિમાવાળી છે. ઇંદ્રનાં ઇંદ્રાસન પણ મારા સ્વભાવ પાસે સડેલાં તરણાં છે, ઢોરની નાખી દીધા જેવી ઓગઠ છે.

ત્યાગ કરનાર પ્રથમ દશામાં શું વિચારે છે? કે કર્મ અને કર્મના સંયોગથી થતાં વ્રત અને અવ્રતનાં પરિણામ અન્ય, સમસ્ત પરભાવ છે, વિકાર છે. શ્રાવકનાં બાર વ્રત અને મુનિનાં પાંચ મહાવ્રત તે પણ વિકાર છે કારણ કે તે વિકારોનો પોતાના એટલે મારા સ્વભાવવડે વિસ્તાર નથી, હું એકલો વીતરાગજ્ઞાનસ્વરૂપ છું માટે તે બધાનો મારામાં વિસ્તાર નથી, મારો વિસ્તાર મારાથી છે, મારા જ્ઞાનસ્વરૂપ સિવાય જે બદલે છે, ખંડસ્વરૂપ છે. એવાં વ્રતાદિનાં પરિણામ, લઉં ને મૂકું જે થાય છે તેમાં એકરૂપ થતો નથી. જાણનારો તો જુદો ને જુદો રહું છું તેથી તે મારું સ્વરૂપ

તો નિર્દોષ સત્-તત્ત્વ છું, આમ પચ્ચખાણ લેનારો પ્રથમ વિચારે છે, માટે જે પહેલાં જાણે છે તે જ પછી ત્યાગે છે. પચ્ચખાણ કરનારની પ્રથમ ભૂમિકા કેવી હોય, ત્યાગીની દશા કેવી હોય તે આ કહેવાય છે, સમ્યક્‌દર્શન પછી પાંચમું, છઠ્ઠું ગુણસ્થાન કેવું હોય, તેની આ વાત છે.

હું એકલો નિર્દોષ જ્ઞાતા છું એમ જે જાણે છે તે પુણ્ય-પાપની વિકારી વાસનાને જાણનારો તે જાણનારને જાણીને તેમાં રહીને છોડે છે. એમ વિકલ્પ ઊઠે કે આ છોડું તે પણ શુભભાવ છે, તેને પણ જાણનારો જાણનારમાં રહીને છોડે છે. સાક્ષી જ એને છોડનારો છે, બીજો કોઈ છોડનારો નથી; તેથી જેણે જાણ્યું તે જ ત્યાગે છે, જેણે પરભાવોને વિકારી જાણ્યા, તે સ્વભાવના નથી એમ પ્રતીત કરી, તે જ પછી તેમાં જોડાતો નથી.

પચ્ચખાણ લેનારો સમજે છે કે પરને જાણતાં હું મારા સ્વ-ભાવને જ નિશ્ચયથી જાણું છું. મારો સ્વપરપ્રકાશક સ્વભાવ છે તેને જ હું જાણું છું. આ વિકારી ભાવ મારા નથી, મારા સ્વભાવમાંથી તે પ્રગટતા નથી એમ જાણનારો જ તેમાં જોડાતો નથી, પર પદાર્થ પ્રત્યેની પ્રીતિ-આસક્તિ તે મારા જાણનારના સ્વભાવમાં નથી. મારા સ્વભાવમાંથી તે પ્રગટતા નથી, એમ જાણનારો ત્યાગે છે, છોડે છે. એ રીતે જે જાણે છે તે જ પછી ત્યાગે છે.

ત્યાગને બહાને અત્યારે જગતે ગોટા ઉઠાવ્યા છે. અત્યારે તો હાલી દુવાલી જેવાએ મૂળા ને મોઘરી જેવી વ્રતની કિંમત કરી નાખી, પણ પચ્ચખાણનું સ્વરૂપ શું છે તે સમજતા નથી. ખરું સ્વરૂપ સમજ્યા વગર વ્રતાદિના શુભભાવ કરે તો પુણ્ય બાંધે પણ પોતાની જે ભૂમિકા નથી તે ભૂમિકા માને અને મનાવે તે કષાયની તીવ્રતા છે. મિથ્યાદર્શનની તીવ્રતા છે, એવા ભાન વિના કરેલાં વ્રત તે તો અજ્ઞાનરૂપી પાણી કેટલાંય બાઈ ગયા. એટલે શુભ છોડીને અશુભ પરિણામ કરવાની આ વાત નથી પણ સાચી ઓળખાણ કરવાની વાત છે.

પહેલાં પરને પોતાનું માનતો હતો તે હવે પોતાનું સ્વરૂપ જાણીને જ્ઞાની થયો થકો ત્યાગનો નિશ્ચય કરે છે કે હું મારા સ્વરૂપમાં ઠરી જાઉં એટલે વિકલ્પો સહજ છૂટી જાય છે. એવો નિશ્ચય કરે છે, પછી ત્યાગે છે.

આમાં કાંઇ પુનરુક્તિ દોષ લાગતો નથી, પણ પુષ્ટિ થાય છે. જેમ દરરોજ રોટલા ખાતાં કંટાળો આવતો નથી, જ્યાં રુચિ છે ત્યાં પુનરુક્તિ દોષ ઠરાવતો નથી. તો પછી આ વાતમાં પુનરુક્તિ દોષ લાગતો નથી, પણ ઊલટી ન્યાયની દૃઢતા થાય છે. જેને રુચિ હોય તેને વારંવાર સાંભળતાં કંટાળો ન આવે પણ અપૂર્વતા લાગે.

પ્રત્યાખ્યાનના સમયે વ્રત લઉં, નિયમ લઉં, સ્વચ્છંદ છોડું, અવ્રત છોડું, એવા જે વિકલ્પ તે પણ ઉપાધિમાત્ર છે. 'છોડું' એવી કર્તૃત્વબુદ્ધિ પણ આત્મામાં નથી. પરમાર્થથી હું જ્ઞાયક જ છું તે દૃષ્ટિએ જોવામાં આવે તો પરભાવના કર્તાપણાનું નામ માત્ર પણ પોતાને નથી. હું જ્યાં મારા જ્ઞાયક સ્વભાવમાં ઠરું ત્યાં વિકલ્પ એની મેળાએ છૂટી જાય છે, પચ્ચખાણ થઇ જાય છે.

હું આત્મા ચિદાનંદ, નિર્દોષ વીતરાગમૂર્તિ છું તેમાં રાગ-દ્વેષને છોડું એવો અવકાશ સ્વભાવમાં નથી. તે પોતામાં પેસી ગયા હોય તો છોડાયને! પકડ્યા હોય તો મૂકાયને! કુટુંબ, ઘર, લક્ષ્મી, વગેરે પરવસ્તુનો સંયોગ છોડું તો ગુણ થાય એમ નથી અને રાગ-દ્વેષ છોડું તો ગુણ થાય તેમ પણ નથી પણ અંદર આત્મામાં ગુણ ભર્યા છે તેમાંથી ગુણ પ્રગટે છે. જેમાં ગુણ ન હોય તેમાંથી ગુણ ન આવે. આત્મામાં અંદર નિર્વિકલ્પ વીતરાગ સ્વભાવ ભર્યો છે તેમાં એકાગ્ર થાઉં તો ગુણ પ્રગટે છે.

ગુણ છે તેમાંથી તે પ્રગટે છે. જુઓ તો ખરા! આમાં શું આવી ગયું? અંદર ગુણ પડ્યા છે તેમાંથી પ્રગટે છે, બહારથી તે આવતા નથી; ગુણ પોતે પ્રગટતો નથી પણ ગુણની અવસ્થા પ્રગટે છે. ગુણની અવસ્થામાં ત્યાગ-અત્યાગના બે ભેદ છે, ગુણમાં તે ભેદ નથી; [ અવસ્થાનો ગુણમાં આરોપ કરીને ગુણ પ્રગટ્યો તેમ કહી

શકાય.] હું ગુણમૂર્તિ આત્મા અખંડ છું, અંદર ગુણ પડયા છે તેમાંથી ગુણની અવસ્થા આવે છે તેમ ભાન કરી, તેમાં ઠર્યો ત્યાં રાગ-દ્વેષની અવસ્થા સહેજે છૂટી જાય છે ને પચ્ચખાણની અવસ્થા ઊઘડે છે. સમ્યક્દર્શન થયા પછી અણુવ્રત અને મહાવ્રતનાં શુભ પરિણામ આવે છે. તે જાણે છે કે આ મારા ચૈતન્ય આત્માનું સ્વરૂપ નથી પણ તે આસ્રવનું સ્વરૂપ છે, હું તો ચૈતન્યમૂર્તિ જ્ઞાનજ્યોત સ્વરૂપ છું: એમ સ્વભાવદૃષ્ટિના જોરમાં શુભાશુભભાવની અવસ્થાનો અભાવ કરતાં જ્ઞાનની થતી જે સ્થિર અવસ્થા તેનું નામ પચ્ચખાણ છે. ત્યાગ છે. દ્રવ્ય ને ગુણ ત્રિકાળ શુદ્ધ છે, પણ વર્તમાન અવસ્થામાં જે વાસના થાય છે તે હું નહિ, તે મારો સ્વભાવ નહિ. જ્ઞાની વિચારે છે કે હું ધ્રુવ સ્વરૂપ છું, તેમ સ્વભાવદૃષ્ટિના જોરમાં અવસ્થા નિર્મળ થઇ, તે નિર્મળ અવસ્થાનો ઉત્પાદ થયો ને અવ્રતઅવસ્થાનો વ્યય થયો. તે પચ્ચખાણ છે.

જ્ઞાનીને પણ પુરુષાર્થની નબળાઇને કારણે અલ્પ આસક્તિ અને અલ્પ રાગ-દ્વેષ હોય પણ તેને તીવ્ર પુરુષાર્થથી ટાળવા માગે છે. જ્ઞાનીની દ્રવ્ય ઉપર દૃષ્ટિ ઉભી છે, તે દૃષ્ટિ દ્વારા તે આસક્તિને પોતાનું સ્વરૂપ સ્વીકારતો નથી: તેમાં આ હું 'છોડું' તે પણ નામ માત્ર છે, ઉપાધિમાત્ર છે, કારણ કે સ્વભાવમાં ઠરતાં તે સહજ છૂટી જાય છે. જ્ઞાનસ્વભાવથી પોતે છૂટયો નથી માટે જ્ઞાન જ પચ્ચખાણ છે, જ્ઞાનની નિર્મળ અવસ્થા તે જ પચ્ચખાણ છે. 'જ્ઞાન' શબ્દે અહીં જ્ઞાન, દર્શન, ચારિત્ર, ત્રણે સમજવાં.

જુઓ ભાઇ ! વસ્તુસ્વભાવ જેમ છે તેમ છે. જગત પચ્ચખાણનું સ્વરૂપ બીજું માને તેથી સ્વરૂપ ફરે તેમ નથી. શ્રી કુંદકુંદાચાર્યદેવે જગત પાસે પચ્ચખાણનું સ્વરૂપ ખુલ્લું મૂકયું છે. જ્ઞાન લંબાણું એટલે પોતાના સ્વભાવમાં ઠર્યો ને એકાગ્ર થયો તે જ સાચાં પચ્ચખાણ. તે જ સાચો ત્યાગ, તે જ સાચો વૈરાગ, તે જ સાચો નિયમ. બાકી બધા સમજ્યા વગરનાં મીંડાં છે. સમ્યક્દર્શન થયા પછી આગળ જતાં અણુવ્રત અને મહાવ્રતનાં શુભ પરિણામ આવ્યા

વિના રહે નહિ પણ તે ચારિત્રનું સ્વરૂપ નથી. સ્વભાવદૃષ્ટિમાં તે શુભભાવનો સ્વીકાર નથી. અંદર આત્મામાં શુભાશુભભાવથી રહિત અમુક અંશે સ્વરૂપસ્થિરતા થઈ અને અવ્રતપરિણામનો ત્યાગ થયો તે પાંચમી ભૂમિકા અને સ્વરૂપમાં વિશેષ રમણતા તે મુનિપણું: આનું નામ સાચો ત્યાગ. આનું નામ સાચું ચારિત્ર છે.

જીવોને વૈરાગ્ય આવતો નથી. જુઓને! આ જીવન જગતનાં પાયમાલ છે, પાંચસોના પગાર હોય, બાયડી છોકરાં ખમા ખમા કરતાં હોય એમાંથી ઊપડી જાય છે: ગલૂડિયાં ને કુતરાં જેવાં મરણ કરીને ચાલ્યા જાય છે. તેમાં મનુષ્ય જીવનનું શું ફળ છે? સાચું ફળ નથી, બાકી રખડવાનું ફળ તો છે જ.

આવું પચ્ચખાણનું સ્વરૂપ લોકોએ ક્યાંય સાંભળ્યું ન હોય: તદ્દન અજાણી વાત, ઘરમાં ચાલે નહિ, બહારમાં ક્યાંય સાંભળવા મળે નહિ, ધર્મના નામે બહારથી માનનારા ને મનાવનારા મળે. ભાઈ રે! વીતરાગ ભગવાને કહેલું વસ્તુનું સ્વરૂપ તો અપૂર્વ છે. પણ અપૂર્વ જ હોય ને! તદ્દન અંતરનો માર્ગ છે, લોકો સોંઘામાં ધર્મ માની બેઠા છે.

લહ્યું સ્વરૂપ ન વૃત્તિનું, ગ્રહ્યું વ્રત અભિમાન:
ગ્રહે નહિ પરમાર્થને, લેવા લૌકિક માન.

(શ્રીમદ્ રાજચંદ્ર)

વૃત્તિઓ શું કામ કરે છે ને સ્વરૂપ શું છે તે ન જાણ્યું અને અમે વ્રતધારી છીએ, ત્યાગી છીએ, એવું અભિમાન કર્યું, પણ ભાઈ! અજ્ઞાનરૂપી પાડો એવા તારાં કેક વ્રત-ચારિત્રના પૂળા ખાઈ ગયો. સ્વભાવની ઓળખાણ વગર નિર્મળ ત્યાગની અવસ્થા ઊઘડે નહિ. અજ્ઞાનભાવે વ્રતાદિ કરીને કષાય પાતળો પાડે તો પુણ્યબંધ થાય, પણ તેમાં બહારની મોટાઈ ને મલાવાની ઇચ્છા હોય તો પાપ-બંધ થાય, પુણ્યબંધ પણ ન થાય.

પાંચ હજાર સીંઓળી લઈને જાય તો કોઈ હીરો આપે નહિ

તેમ ઊંધી માન્યતાનાં ઝેર ભેગાં કરીને અપૂર્વ આત્માનું અમૃત લેવા જાય તો ન મળે, લાખો ને કરોડો રૂપીઆ હોતાં પણ આ અપૂર્વ વાત સાંભળવા મળે તેમ નથી.

હું આત્મા શાંત પવિત્ર છું, તેમાં નવી વાસના ઉત્પન્ન ન થવા દેવી અને પોતામાં સ્થિર થવું તે જ ત્યાગ છે. પરના આલંબને ત્યાગ થયો, કે પરના આશ્રયે ત્યાગ થયો તેમ નથી; આત્મા જ્ઞાતા-દ્રષ્ટા છે, તેમાં ઠર્યો તે જ સાચાં વ્રત છે, અને વ્રતનો શુભભાવરૂપ વિકલ્પ ઊઠે તે વ્યવહારવ્રત છે. પ્રથમ સમ્યક્દર્શન થાય છે, ત્યાર-પછી પાંચમું ગુણસ્થાન આવે છે ને પછી છઠ્ઠું આવે છે. ચૈતન્ય આત્મા સંયોગી-વિકારી ભાવથી જુદો છે, તેની શ્રદ્ધા વિના ને તેના જ્ઞાન વિના સ્વરૂપ તરફ ઢળવાનો પ્રયાસ થાય ક્યાંથી? ને પ્રયાસ થયા વિના અનિત્ય-ક્ષણિક વિકારીભાવનો ત્યાગ ક્યાંથી થાય? અને વિકારીભાવ ટળ્યા વિના ચારિત્ર થાય ક્યાંથી? ને ચારિત્ર થયા વિના કેવળજ્ઞાન એટલે ચૈતન્યની પૂર્ણ નિર્મળ સ્વભાવદશા પ્રગટે ક્યાંથી? માટે સમ્યક્દર્શન વિના સાચાં વ્રત આવતાં નથી; બાકી જગત જગતના ભાવે ઊભું છે. સ્વભાવ તે સ્વભાવમાં છે, તેને લૂંટવા કોઇ સમર્થ નથી, પોતે પ્રગટ કરે તો થાય તેમ છે. ૩૪.

હવે શિષ્ય પૂછે છે કે પ્રભુ! વિકાર હું નહિ તેમ જાણેલું જ્ઞાન ઠર્યું તે જ પચ્ચખાણ છે તો પ્રભુ! તેનું દૃષ્ટાંત શું છે? તેના ઉત્તર-રૂપ ગાથા કહે છે.

**जह णाम कोवि पुरिसो परदव्वमिणंति जाणिदुं चयदि।**
**तह सव्वे परभावे णाऊण विमुंचदे णाणी ॥ ३५ ॥**

અર્થ:—જેમ લોકમાં કોઇ પુરુષ પરવસ્તુને ' આ પરવસ્તુ છે '

---

આ પારકું એમ જાણીને પરદ્રવ્યને કો નર તજે,
ત્યમ પારકા સૌ જાણીને પરભાવ જ્ઞાની પરિત્યજે. ૩૫.

એમ જાણે ત્યારે એવું જાણીને પરવસ્તુને ત્યાગે છે, તેવી રીતે જ્ઞાની સર્વ પરદ્રવ્યોના ભાવોને 'આ પરભાવ છે' એમ જાણીને તેમને છોડે છે.

જેમ કોઇ પુરુષે ધોબીને ત્યાં લુગડાં ધોવા આપેલાં, ને ત્યાંથી પોતાનું વસ્ત્ર લાવવાને બદલે ભ્રમથી કોઇ બીજાનું વસ્ત્ર લાવ્યો; પછેડી, ચોફાળ વગેરે વસ્ત્ર હતું બીજાનું, ને એને લાગ્યું કે આ વસ્ત્ર મારું લાગે છે, તેમ ભ્રમથી બીજાની પછેડી વગેરે લાવ્યો ને પોતાની માનીને ઓઢીને સૂતો છે. આ પછેડી કોઇ બીજાની છે તેની ખબર નહિ હોવાથી પોતાની મેળે અજ્ઞાની થઇ રહ્યો છે. જ્યારે બીજો માણસ તે વસ્ત્રનો ખૂણો ખેંચી નગ્ન કરે છે, ઉઘાડો કરે છે ને કહે છે કે તું શીઘ્ર જાગ, સાવધાન થા, ઝોલાં ખાતો જાગે તેમ નહિ પણ શીઘ્ર જાગ ને સાવધાન થા, ને આ મારું વસ્ત્ર બદલામાં આવી ગયું છે તે મારું મને દે, ત્યારે વારંવાર કહેલું એવું વાકય સાંભળતો, જુઓ એકવાર સાંભળ્યું એમ નહીં પણ "વારંવાર સાંભળતો" એમ કહ્યું છે. અહીં આચાર્યદેવ એમ કહે છે કે પંચમ આરાના પ્રાણીઓ એકવાર કહેવાથી જાગશે નહીં, પણ વારંવાર ઉપદેશ આપવાથી સમજશે. આમાં બીજી વાત એ પણ છે કે શિષ્ય સાંભળવાનો કામી છે, રુચે છે, અનાદર કરતો નથી. લૌકિક નીતિવાળો શિષ્ય લીધો છે, વારંવાર કહ્યું તો પણ કંટાળો આવતો નથી; તું કેમ આમ કર્યા કરે છે, પૂછ્યા વિના ખૂણો ખેંચ્યા કરે છે ને આમ બોલ્યા કરે છે તેમ આકુળતા કરતો નથી પણ વારંવાર સાંભળે છે; એમ દૃષ્ટાંતમાં પણ લૌકિક નીતિવાળો લીધો છે. વિચાર કરે છે કે આ વારંવાર કહે છે ને જોરથી કહી રહ્યો છે કે મારું વસ્ત્ર લાવ માટે આ નક્કી તેનું જ વસ્ત્ર લાગે છે; એમ નક્કી કર્યું ને જાગીને જોયું, સર્વ ચિહ્નોથી પરીક્ષા કરી, લાંબું કેટલું, પહોળું કેટલું, જાડું કેવું, પાતળું કેવું, એમ ચારે તરફથી બરાબર પરીક્ષા કરીને નક્કી કર્યું કે જરૂર આ વસ્ત્ર પારકું જ છે. એમ જાણીને વસ્ત્રનો જ્ઞાની એટલે જાણકાર થયો થકો વસ્ત્રને જલદી છોડે છે. નીતિવાળો માણસ છે તેથી તેણે જ્યાં જોયું કે આવા ચિહ્નવાળું વસ્ત્ર મારું નથી ત્યાં તુરત જ તેને આપી

દે છે, એટલું પણ કહેતો નથી કે હું ધોબીને ત્યાંથી મારું લુગડું લઈ આવું, પછી તારું પાછું આપું: એમ કોઈ પણ જાતનો આગ્રહ કરતો નથી પણ જલદી છોડી દે છે. જુઓ, દૃષ્ટાંતમાં પણ કેવી નીતિ મૂકી છે!

એવી રીતે જ્ઞાતા ભગવાન આત્મા જાણનારો છે, પણ મિથ્યા-દૃષ્ટિપણાને લઈને-ભ્રમણાથી પરના નિમિત્તે થતા વિકારી ભાવોને ગ્રહણ કરી-પોતાના જાણીને પોતામાં એકરૂપ કર્યા કે આ જાણનાર ચૈતન્યજ્યોત અને રાગદ્વેષ તે બધું હું છું, તે મારાં છે એમ જાણીને સૂતો છે ને પોતાની મેળે અજ્ઞાની થઈ રહ્યો છે. "પોતાની મેળે" એટલે કોઈએ અજ્ઞાની બનાવ્યો નથી તેમ કહ્યું છે. અનાદિનો અજાણ છે તેને જાગૃતિ થવા ટાણે ગુરુ હાજર હોય છે, ગુરુના નિમિત્ત વિના જાગૃતિ હોય નહિ અને પોતે જાગૃત થાય ત્યારે ગુરુ હાજર હોય જ, તેમ અહીં બતાવ્યું છે. અનાદિનો અજાણ થઈને ભ્રમણાથી સૂતો છે તેને શ્રીગુરુ કહે છે કે જો ભાઈ! આ પરદ્રવ્ય, શુભાશુભભાવ, સર્વે તારું સ્વરૂપ નથી, તું તો માત્ર જાણનાર સ્વરૂપે છો. પરદ્રવ્ય, ક્ષેત્ર, કાળ. ભાવના ભેદથી જુદો બતાવી કહે છે કે તું શીઘ્ર જાગ, સાવધાન થા: અહીં તો એક જ વાત છે કે જાગ અને સાવધાન થા. આ તારો આત્મા ખરેખર જાણે છે—જુએ છે તે જ્ઞાનમાત્ર છે, ઉપાધિમાત્ર તેનો સ્વભાવ નથી, જે ઉપાધિભાવ જ્ઞાનમાં ભાસે તે બધા ભાવ પર છે, ટળવા યોગ્ય છે, નાશવાન છે: તે તારો સ્વભાવ નથી. શિષ્ય પાત્ર છે તેથી વારંવાર સાંભળવા છતાં અનાદર કરતો નથી પણ ઊંઘે છે, ગોઠે છે. શ્રીગુરુ તેને ભેદજ્ઞાન કરાવે છે,—અસં-યોગીભાવ અને સંયોગીભાવ બન્નેનો ભેદ પાડીને વિવેક કરાવે છે કે જેટલો જાણનારો તેટલો તું અને જે આ વિકારી ખદબદાટ થાય છે તેટલો તું નહિ.

ગુરુ કહે છે કે તું જો, વિકારી અને અવિકારીને મેળ ખાય નહિ. જે આ સંયોગજનિત વિકારના ભેદ પડે છે તે પરજન્ય છે ને ઉપાધિ છે: જેટલા સંયોગજનિત વિકારના ભેદ પડે તે તારું સ્વરૂપ નહિ, તું શીઘ્ર જાગ. ને સાવધાન થા, એકદમ જાગ. અહીં તો

શાસ્ત્રકારે એકદમ જાગવાની જ વાત કરી છે, બીજી હીણી વાત નહિ; તું એકદમ જાગ ને તૈયાર થા, ચૈતન્યજ્યોત-અંગારો તે પર-સંયોગથી ભિન્ન છે, તેને તું ખરેખર જો! અંદર જાણે છે-જુએ છે તે જ્ઞાનમાત્ર આત્મા છે, 'જ્ઞાનમાત્ર' કહેતાં અનંત ગુણ સાથે આવી જાય છે: અને તે સિવાય જે ભાસે તે સંયોગજનિત ઉપાધિ છે, તે ટાળવાયોગ્ય ભાવ છે; અને રાખવાયોગ્ય હોય તો એક પોતાનો સ્વભાવ છે. જુઓ, શિષ્યને એમ થતું નથી કે એક ને એક વાત વારંવાર સંભળાવે છે, તેમાં શિષ્યની પાત્રતા છે. ગુરુ વારંવાર સંભળાવે છે તેમાં બે પ્રકાર પડ્યા, તેમાં સાંભળનાર જીવ તરફથી લઈએ તો, આત્મા આવો છે તેમ ગુરુએ કહ્યું ત્યાં સાંભળવા ઉભો રહે છે અને પ્રેમથી સાંભળે છે, ત્યારે ગુરુને એમ થયું કે આને આ વાત ગોઠે છે એટલે વારંવાર સંભળાવે છે.

વારંવાર કહેવું પડે છે એમાં બીજી વાત એ છે કે પંચમ-કાળના પ્રાણીઓ છે, માટે વારંવાર કહેવું પડે છે, પણ વારંવાર સાંભળવા છતાં શિષ્યને કંટાળો આવતો નથી, અનાદર કરતો નથી; પણ જિજ્ઞાસા બતાવે છે. તે શિષ્યની પાત્રતા છે. સવળું સાંભળવા માટે વારંવાર રુચિથી સાંભળે છે, સંસારની વાતથી બીજું પડખું ફેરવવા માગે છે.

'આગમનું વાક્ય વારંવાર સાંભળતો' તેમ કહ્યું છે એટલે આચાર્યદેવ છદ્મસ્થ છે માટે સર્વજ્ઞ ભગવાનનાં કહેલાં પરમાગમનાં વાક્યો સાંભળે છે. એમ આગમનો આધાર લઈને આચાર્યદેવે કહ્યું છે કે શિષ્યે વારંવાર આગમનાં વાક્ય સાંભળ્યાં ત્યારે સમસ્ત પોતાનાં અને પરનાં લક્ષણથી જાતે પરીક્ષા કરવા મંડયો કે આ શું છે? સાંભળવા સુધીમાં જિજ્ઞાસાનો ભાવ છે અને ત્યારપછી તેનો નિર્ણય કરે છે. વિકારી અને અવિકારી બન્નેનાં એંધાણની સારી રીતે પરીક્ષા કરે છે. સારી રીતે એટલે કે જે કદી પાછી ફરે નહિ તેવી પરીક્ષા કરે છે. પરીક્ષા કર્યા વિના માનવું તે સાચું નથી. જડ અને ચૈતન્ય બન્નેનાં ચિહ્નને સારી રીતે ઓળખીને નિર્ણય કરે છે. 'સારી રીતે' ઉપર વજન છે. શિષ્યે પરીક્ષા

કરીને નિર્ણય કર્યો કે આ આસક્તિ અને વિકારીભાવ જે દેખાય છે તે જરૂર વિકાર જ છે, પાપ તો વિકાર છે, પણ પુણ્યનાં પરિણામ તે પણ જરૂર વિકાર જ છે તેમ નક્કી કર્યું. પાપ તો મારાં નહિ પણ પુણ્ય મારાં હશે કે નહિ? તેમ શંકા પણ પડતી નથી, નિઃશંક છે. જરૂર આ પરભાવો છે ને હું જ્ઞાનમાત્ર આત્મા છું એમ જ્ઞાનમાત્ર આત્માને જાણીને જ્ઞાની થયો થકો સર્વ પરભાવને તત્કાળ છોડે છે. જેમ પારકી ચીજ પોતાની મનાણી હતી તેને પારકાપણે જાણી ત્યારે તત્કાળ છોડે છે, તેમ યથાર્થ ભાન થતાં પરભાવોને તત્કાળ છોડે છે, ભાનપૂર્વક યથાર્થ સ્થિરતા થતાં તત્કાળ છોડે છે. પછી પરભાવને પોતાના કલ્પતો નથી, આ પચ્ચખાણનું સ્વરૂપ છે. પચ્ચખાણ તે અરૂપી આત્મામાં હોય છે. સ્વભાવના જોરે સ્થિરતાની અવસ્થા પ્રગટી તે અરૂપી હોય છે. એ ત્યાગનું સ્વરૂપ બહારમાં હોતું નથી. જાણનાર જ્ઞાની પરભાવોને પર જાણીને છોડે છે તેનું નામ ખરા પચ્ચખાણ ને તેનું નામ ખરો ત્યાગ છે.

૧૯૯૯, આસો સુદ ૫ સોમ

પાંત્રીશમી ગાથામાં એમ કહ્યું કે આત્મા જ્ઞાતા એટલે જાણનારો છે. વિકાર અને મલિનતા તે જાણનારનો સ્વભાવ નથી. એવો જે જ્ઞાયક આત્મા તેમાં પચ્ચખાણ તે શું ચીજ છે, ત્યાગ કરવો તે શું ચીજ છે, તે ધોબીના દૃષ્ટાંતથી કહ્યું. જેમ અજ્ઞાનથી ધોબીને ત્યાંથી પોતાનાં કપડાંને બદલે બીજાનાં કપડાં લાવ્યો હોય, પછી જ્યારે તે બીજાનાં છે એમ કોઇ જણાવે ત્યારે તે તેને પરનાં જાણી છોડી દે છે.

એમ જે જ્ઞાનીગુરુ દ્વારા શાસ્ત્રનાં વચનો વારંવાર સાંભળીને, સ્વપરના એંધાણને ઓળખીને, સારી રીતે પરીક્ષા કરીને, જાણ્યું કે શુભાશુભભાવ તે આકુળતાસ્વરૂપ છે, એ મારું સ્વરૂપ નથી. મારું જ્ઞાતાનું સ્વરૂપ તો નિરાકુળ છે તેમાં લીનતા કરવી તે પચ્ચખાણનું સ્વરૂપ છે.

સમ્યક્દર્શન અને સમ્યક્જ્ઞાન વિના સાચાં વ્રત-પચ્ચખાણ હોઇ શકે નહિ. આત્મા પરથી નિરાળો છે એવા ભાન વિના સ્વરૂપમાં

સ્થિરતા થઈ શકે નહિ, તત્ત્વની ઓળખાણ વિના ટકે શેમાં? અશુભભાવ ટાળીને શુભભાવ કરે તે સાચાં વ્રત-પચ્ચખાણનું સ્વરૂપ નથી. એવા શુભભાવથી ઘણું પાપ બંધાય અને કંઈક પુણ્ય બંધાય, કારણ કે મારો આત્મા આ પુણ્ય-પાપના વિકારથી જુદો છે એવી તેને શ્રદ્ધા નથી. પુણ્ય-પાપનો વિકાર મારો છે એમ માનીને તે શુભભાવ કરે છે. શ્રદ્ધા ઊંધી છે તેથી ઘણું પાપ બંધાય અને કંઈક પુણ્ય બંધાય. શુભભાવ છે તે વિકારી ભાવ છે, તે વિકારીભાવથી મને-અવિકારી આત્માને ગુણ થશે તેમ માન્યું તે પોતાના આત્માનું ખૂન કરે છે. ઊંધી દૃષ્ટિનું ઘણું પાપ બંધાય છે અને શુભભાવ છે એનું કંઈક પુણ્ય બંધાય છે. આ દેહમાં રહેલો આત્મા તે તો અનંત ગુણની મૂર્તિ છે, જ્ઞાન-શાંતિ વગેરે ગુણોનો પિંડ છે, તે શુભાશુભ-ભાવથી રહિત છે. એવા આત્માનું માહાત્મ્ય ભૂલ્યો અર્થાત્ પોતામાં ગુણ તો જોયા નહિ પણ બીજે ક્યાંક પોતાની હયાતી સ્વીકારીને પરમાંથી ગુણ આવે છે એમ માન્યું. હું આત્મા પોતે ગુણસ્વરૂપ હોઉં નહિ પણ પરમાંથી ગુણ આવે છે તેમ માન્યું, પણ ભાઈ! ગુણ તો ગુણીમાં હોય, બહાર ન હોય. જેમ ગોળનું ગળપણ તે ગોળમાં હોય, બહાર ન હોય; કાળીજીરીની કડવાશ કાળીજીરીમાં હોય પણ બહાર ન હોય. ગોળ ને ગળપણ એક છે પણ જુદાં નથી, કાળીજીરી ને કડવાશ બન્ને એક છે પણ જુદી નથી: તેમ આત્માના ગુણો તે આત્મામાં છે પણ બહાર નથી, આત્મા અને આત્માના ગુણો બન્ને એક છે પણ જુદા નથી. આત્મા એક વસ્તુ છે તો એમાં ગુણ ન હોય એમ કેમ બને? આત્મામાં તો અનંતા ગુણો અનાદિ કાળના છે પણ ફક્ત પોતે માન્યા નથી, ગુણ તો ભર્યા જ છે પણ વર્તમાન અવસ્થામાં ભૂલ થઈ છે કે રાગ-દ્વેષ તે હું છું અને પરમાંથી મને ગુણ આવે છે તેમ માન્યું તે જ અનાદિની ભૂલ છે. હું નિર્વિ-કલ્પ બ્રહ્માનંદ છું તેમ માન્યું નહિ, એટલે બીજે ક્યાંકથી ગુણ પ્રગટશે તેમ માન્યું: પણ પરથી ગુણ પ્રગટે નહિ. આત્મપદાર્થ દેહથી જુદું સત્ત્વ શું છે તેના માહાત્મ્ય વગર તે પ્રગટે નહિ, પરનું માહાત્મ્ય કર્યે પોતાનો સ્વભાવ પ્રગટે નહિ, પુણ્યપરિણામ તે વિકાર

છે, વિકારનું માહાત્મ્ય કર્યે નિર્વિકારસ્વભાવ પ્રગટે નહિ. એનો અર્થ એવો નથી કે શુભ છોડીને અશુભ કરવું, દયા, વ્રત, પૂજા, ભક્તિ, આદિનાં શુભ પરિણામ છોડીને વિષય, કષાય, કામ, ક્રોધ આદિનાં અશુભ પરિણામ કરવાં તેમ કહેતા નથી, પણ શુભ કરતાં કરતાં આત્મધર્મ પ્રગટશે, તેમાંથી છુટકારાનો માર્ગ મળશે, તે વાત ત્રણ કાળ ત્રણ લોકમાં બને તેમ નથી.

પ્રશ્ન:—શુભ કરતાં કરતાં માર્ગ સુગમ તો પડે ને?

ઉત્તર:—શુભથી સુગમ ન થાય. ઝેર ખાતાં ખાતાં અમૃતના ઓડકાર ન આવે, પણ સત્સમાગમ વડે યથાર્થ ઓળખાણ કરે તો માર્ગ સુગમ થાય, વચ્ચે શુભ પરિણામ આવે ખરા, પણ તે માર્ગ સુગમ કરી દેતાં નથી.

અત્યારે લોકો જે શુભ પરિણામ કરી રહ્યા છે તે તો બહુ સ્થૂળ શુભ પરિણામ છે, પણ ગયા કાળના પ્રવાહમાં પોતાના સ્વભાવના અજાણપણામાં એવાં શુભ પરિણામ કર્યાં કે તેવાં ઊંચાં શુભ પરિણામ કરવાની અત્યારે આ ભરતક્ષેત્રમાં કોઈની તાકાત નથી. તે જાતના સૂક્ષ્મ શુભપરિણામ પૂર્વે જીવે ઘણીવાર કર્યાં, નગ્ન દિગંબર મુનિ થયો, સાચા દેવ, ગુરુ, શાસ્ત્રને વ્યવહારે ઓળખ્યા, છકાયની દયા એવી પાળી કે એક લીલોતરીનો કણિયો કે એક જુવારનો દાણો પણ ન હણ્યો, ચામડાં ઉતરડીને ખાર છાંટે, કાંટા વીંટીને બાળી મૂકે તો પણ ક્રોધ ન કરે એવી ક્ષમા કરી, બીજા દેવલોકની ઇંદ્રાણી ચળાવવા આવે તો પણ મનથી ક્ષોભ ન પામે, બ્રહ્મચર્યમાં એવો અડગ હોય કે મનથી વિકલ્પ ન આવે, એવાં ઊંચાં શુભ પરિણામ કર્યાં કે જેનાથી નવમી ગ્રૈવેયકે ગયો પણ જન્મ-મરણ ટળ્યાં નહીં, કારણ કે આ શુભપરિણામ કરું છું તેનાથી આત્મામાં ગુણ પ્રગટશે, લાભ થશે તેમ માન્યું: પણ આત્મામાં અંદર ગુણ ભર્યા છે તેની શ્રદ્ધા કરું અને તેમાં એકાગ્ર થાઉં તો ગુણ પ્રગટે તેમ માન્યું નહીં. શુભભાવ[illegible] તે સ્વ[illegible] પર્યાય ઊઘડશે તેમ માને છે, પણ તે ભાવથી [illegible] છું. [illegible]પણાનો નાશ કરવાથી

મારું નિર્મળજ્ઞાન પ્રગટ થશે તેમ માનતો નથી. ઊંધો ભાવ આત્માને મદદ કરશે તે ભાવે અનાદિથી આત્મા અટવાયો છે, ઊંધો ભાવ સવળા ભાવને મદદ કરશે તે ભાવે સંસાર ઊભો છે. શુભભાવ કરી રાજા થાય, દેવ થાય પણ સંસારનું ભ્રમણ ટળે નહિ. અહીં તો જન્મ-મરણ ટાળવાની વાત છે. ઊંધી શ્રદ્ધા અનંત સંસારનું બીજ છે. શુભ પરિણામ કરી નવગ્રૈવેયક સુધી ગયો પણ અંદર ઊંડે ઊંડે એમ રહ્યા કરતું કે આ શરીર, મન, વાણી-આદિનો સંયોગ મને મદદ કરશે, શરીર, મન, વાણી આદિની ક્રિયા મને મદદ કરશે, અને સંયોગ તરફના વલણનો શુભભાવ મારા આત્માને મદદ કરશે, એવું શલ્ય રહ્યું તેથી લાભ થયો નહિ, ભવભ્રમણ ટળ્યું નહિ. ચૈતન્ય તત્ત્વ-સ્વ પરથી જુદું છે તેવી સ્વાવલંબી શ્રદ્ધા વિના મોક્ષમાર્ગ પ્રગટે નહીં. અહીં શ્રદ્ધા કરવાની વાત છે. પુણ્યભાવ થાય તેની ના નથી. પણ મારો સ્વભાવ સ્વતંત્ર છે તેમ માન્યા વિના મોક્ષમાર્ગ ખૂલે નહિ, પુણ્ય ને પાપ બન્ને બંધનભાવ છે. ઝેર પીતાં પીતાં અમૃતના ઓડકાર આવે નહિ.

ત્રિલોકનાથ તીર્થંકરના સમવસરણમાં જઇ આવ્યો પણ અંદર ઊંડે ઊંડે એમ રહ્યું કે કાંઇક શુભ કરું તો આત્માને ગુણ થાય, પણ શુભથી હું જુદો નિર્મળ જ્ઞાનસ્વરૂપ છું, મારા ગુણની પર્યાય મારામાંથી આવે છે તેમ માન્યું નહિ તેથી ભવભ્રમણ ટળ્યું નહિ. અહીં તો જન્મ-મરણ ટાળવાની એક જ વાત છે. જે ભાવે બંધન ન તૂટે તેની અહીં વાત નથી, રાજા થાય કે દેવ થાય તે તો ધૂળ છે.

હું આત્મા ગુણનો સાગર છું, વિશ્વાસમૂર્તિ છું, હું મારા આત્માની પ્રતીતથી-વિશ્વાસથી પ્રગટું તેમ છું. મારા આત્માની પ્રતીતની સાથે દેવ, ગુરુ, શાસ્ત્રની પ્રતીત આવી જાય છે પણ દેવ, ગુરુ, શાસ્ત્રની પ્રતીતથી હું પ્રગટું તેમ નથી, એમ પ્રતીતિ થતાં જ અનંતો સંસાર નાશ થઇ ગયો, પછી ભલે પુણ્યને કારણે ચક્રવર્તીનું રાજ હોય, ૯૬ હજાર સ્ત્રીઓ હોય, પણ રાગ તે મારું સ્વરૂપ નથી, રાગનો કે બહારના સંયોગનો હું કર્તા-ભોક્તા નથી, તેવું ભાન હોવાથી એક બે ભવે અથવા તે જ ભવે મોક્ષે જાય અને આવા ભાન

વગર ભલે ત્યાગી થઈને બેઠા હોય છતાં ભવ ન ઘટે, કારણ કે તેની દૃષ્ટિ રાગ ઉપર પડી છે. તે જ સંસાર છે ને તે જ ભવનું કારણ છે, ભવ ઘટાડનારના ભાવની ખબર નથી તેથી ભવ ઘટતા નથી. બંધનભાવથી અબંધનભાવ પ્રગટે નહિ. આત્મા તો રાગ-દ્વેષ રહિત મોક્ષસ્વરૂપ છે.

અહીં તો સાચા પચ્ચખાણ કોને કહેવાય તે વાત ચાલે છે. આત્મા જાણનાર ચૈતન્યજ્યોત છે, તે ભ્રાંતિ વડે પુણ્ય-પાપનું ઓઢણું ઓઢીને સૂતો છે. આત્માનું ભાન નહિ હોવાથી પુણ્ય-પાપના ભાવ સ્વરૂપ જ હું છું એમ ભ્રાંતિ હોવાથી વિકારી ઓઢણાથી આખા આત્માને ઢાંકીને સૂતો છે, તેને શ્રીગુરુ કહે છે કે શરીર, મન, વાણી તો તારાં નથી પણ તે પ્રત્યે લાગણીનો ચોફાળ તે પણ તારો નથી. મહિમાવંત ચૈતન્યતત્ત્વને આ ઓઢણું હોય નહિ, અનંતા ગુણનો પિંડ આત્મા તેને પુણ્ય-પાપનો ઓઢણે આખો ઢાંકી દીધો. ગુરુએ છેડા ખેંચ્યો કે ઊભો રહે, એટલે સાંભળવા ઊભો રહ્યો અને પ્રેમથી સાંભળે છે. કેટલાક તો એકવાર સાંભળીને ભડકી ઊઠે છે, પણ આ તો પાત્ર જીવ છે, તેથી વારંવાર સાંભળે છે. ગુરુએ કહ્યું કે મૂક તારાં ઓઢણાં, મૂક તારી માન્યતા. આ પરને મારું કરીને સૂતો છો તે તારું તત્ત્વ નથી, એમ વારંવાર ગુરુના કહેલાં વચનો રુચિથી સાંભળ્યાં. જેને સંસારની રુચિ હોય તેને આ સાંભળવાની રુચિ પણ ક્યાંથી આવે? બાયડી, છોકરાં ખમા ખમા કરતાં હોય, એ ઘોડાની ગાડીમાં લગામ લઈને બેઠા હોય, પછી જોઈ લ્યો જગતનો ગાંડો, જાણે કે વિમાને ઢગલે બેઠા, તેને તો દારૂનો નશો ચડી જાય; જાણે કે આમાં બધું આવી ગયું. પણ જ્ઞાની ગુરુ કહે છે કે આ વસ્તુ ત્રણકાળમાં તારી નથી, એક પુણ્યનો કણિયો પણ તારા આત્માને શાંતિ આપવા સમર્થ નથી, પર પદાર્થ આત્માને શાંતિ આપી શકે નહિ, તારી શાંતિ તારામાં ભરી છે, તું વીતરાગ ચિદાનંદ છો, પરનાં ઓઢણાં છોડ રે છોડ, એમ વારંવાર શ્રીગુરુએ કહ્યું. તે સાંભળવા ઊભો રહ્યો. વારંવાર સાંભળવાથી અંતરથી જાણ્યું કે આ પુણ્યભાવ અને પાપ-ભાવ જે થાય છે તે મારા નહિ, હું તો તે ભાવથી રહિત, બ્રહ્માનંદ આત્મા છું. અહાહા! ગુરુ કહે છે તે વાત સત્ય છે, એમ જ છે,

એમ અંતરથી જાણ્યું; પછી સ્થિર થયો તે જ પચ્ચખાણ છે.

જ્યાં સુધી પરવસ્તુને ભૂલથી પોતાની માને ત્યાં સુધી મમત્વ રહે, પણ આ પરની ચીજ છે એમ જાણે ત્યારે તત્કાળ તેને છોડી દે છે. જેમ લગ્ન વખતે પરનો દાગીનો માગીને લાવે તેને પોતાનો સમજે તે મૂર્ખ કહેવાય, એમ આત્મા જ્ઞાનમૂર્તિ નિર્મળ સ્વરૂપ છે તેમાં પર શુભાશુભ ભાવને પોતાની મૂડીમાં ખતવે તે મૂર્ખ છે. આત્મા અનંત ગુણની ખાણ છે તેમાં જેટલા વિકારી ભાવ થાય તેને પોતાના ગુણની મૂડીમાં ખતવે તો મૂર્ખ છે, પછી ભલે લૌકિકમાં ડાહ્યો કહેવાતો હોય પણ તે મૂર્ખ છે. સ્થિર ન થયો હોય ત્યાં સુધી પુણ્યભાવ થાય ખરા, પણ તેને પોતાના માને તો તે અજ્ઞાની છે. શરીર, વાણી, મન અને શુભાશુભ લાગણીઓ તે ક્ષણિક છે–નાશવાન છે, આત્મા જ્ઞાનમૂર્તિ અવિનાશી છે, અનંત ગુણોનો તે પિંડ છે; તે તેની મૂડી છે, તેમાં શુભાશુભભાવ ખતવે અને તે ભાવ મારો આત્મસ્વભાવ પ્રગટ થવામાં સુગમ થશે તેમ માને તેને પોતાના સ્વભાવની ખબર નથી. પોતાની મૂડીની ખબર ન હોય ત્યાં સુધી પરની મૂડીને પોતાની મૂડીમાં ખતવે છે તે મહા અજ્ઞાની છે. જ્યારે આત્માને ભાન થયું કે આ શુભાશુભ લાગણી પરની જ છે એમ શ્રદ્ધા બેઠી ત્યારે પરની મમતા ન રહે ને જ્ઞાનગોળો છૂટો રહે ને પોતામાં સ્થિર થાય તે પચ્ચખાણ છે.

સાક્ષાત્ તીર્થંકર ભગવાન પાસે ગયો, તે તીર્થંકર પોતામાં અનંત આનંદનો ભોગવટો કરી રહ્યા છે તેમની પાસે ગયો, પણ સાચું તત્ત્વ સમજ્યો નહિ. પોતે જાગે નહિ તો નિમિત્ત શું કરી શકે? અહીં તો ચોરાશીના અંત લાવવાની વાત છે, મોક્ષ મેળવવાની વાત છે.

હવે કળશરૂપ કાવ્ય કહે છે.

( માલિની )

अवतरति न यावद् वृत्तिमत्यंतवेगा-

दनवमपरभावत्यागदृष्टांतदृष्टिः ।

झटिति सकलभावैरन्यदीयैर्विमुक्ता
स्वयमियमनुभूतिस्तावदाविर्बभूव ॥ २९ ॥

અર્થ:—આ પરભાવના ત્યાગના દૃષ્ટાંતની દૃષ્ટિ, જુની ન થાય એ રીતે અત્યંત વેગથી જ્યાં સુધી પ્રવૃત્તિને પામે નહિ, તે પહેલાં જ તત્કાળ સકલ અન્યભાવોથી રહિત પોતે જ આ અનુભૂતિ તો પ્રગટ થઇ ગઇ.

આ પરભાવના ત્યાગના દૃષ્ટાંતની દૃષ્ટિ જુની ન થાય એટલે કે આસક્તિ, ક્રોધ, માન તે વિકાર છે, તે પરના જ છે તેમ જાણ્યું ને તે દૃષ્ટિ જુની ન થઇ એટલે કે તાજી ને તાજી રહી, પર પ્રવૃત્તિને પામે નહિ એટલે પર આચરણને પામે નહિ, રાગ-દ્વેષમાં જોડાય નહિ, ત્યાર પહેલાં પોતામાં સ્થિર થયો ને પરભાવને છોડી દીધો તે જ પચ્ચખાણ છે.

આ જ્ઞાનસ્વભાવમાં પરનું કરવાનું કાંઇ છે નહિ પણ વર્તમાન સમય પૂરતી ક્ષણિક અવસ્થામાં કરવા-મૂકવાની લાગણી થાય ત્યારે જ્ઞાન હલે છે, અસ્થિર થાય છે, એટલે તેમાં ન જોડાતાં જ્ઞાનનો ભાવ જુનો ન થયો, જ્ઞાન તાજું ને તાજું રહ્યું, ત્યાં તો આત્માનો અનુભવ થયો, જાણ્યું હતું કે આ રાગ-દ્વેષ શુભાશુભ આકુળતાના ભાવ થાય તે મારું સ્વરૂપ નથી. જાણ્યું હતું તે તાજું રાખ્યું ને સ્થિર થયો તે પચ્ચખાણ છે.

ત્યાગના દૃષ્ટાંતની દૃષ્ટિ જુની ન થઇ અને પ્રવૃત્તિને પામી નહિ એટલે કે વિકારમાં ન જોડાણો ત્યાં તો સ્વભાવમાં ઠરી ગયો વિકાર તે મારું સ્વરૂપ નથી તેમ જ્ઞાન તાજું ને તાજું રહ્યું ત્ય સ્વભાવમાં ઠરી ગયો.

પરભાવ તે વિકારી વાસના મારું સ્વરૂપ નથી એવી દૃ જુની ન થઇ, તાજી ને તાજી રહી ને વિકારમાં ન જોડાણો ત્યાર પહેલ તો અત્યંત વેગથી સ્વભાવમાં ઠરી ગયો; આનું નામ પચ્ચખા છે. વિકારી વાસનામાં ન જોડાવું ને આત્મસ્વભાવનું પ્રગટ થવું

બન્ને એક જ સમયે થાય છે પણ અહીં પહેલાં, પછી, વાત કરી છે તે જોર માટે વાત કરી છે. દુનિયા કહેશે કે આ પ્રત્યખાણ ક્યાંથી કાઢ્યા? કાઢ્યા આત્માના સ્વભાવમાંથી. ભાઈ! આ આત્માનું સ્વરૂપ તો વીતરાગતા છે અને તે અરાગદશામાં ઠરવું તેનું નામ જ ત્યાગ છે પણ પરનું લેવું-મૂકવું, છોડવું-ગ્રહવું તે આત્માના હાથની વાત નથી.

કોઇ એમ કહે કે અમે ધંધો કરતા હોઇએ તો પણ અમને અંદરમાં વીતરાગતા રહે છે, તો તે વાત તદ્દન જૂઠી છે, ત્રણકાળમાં તેમ બને નહીં. જેટલા પ્રમાણમાં રાગ-દ્વેષ છૂટે તેટલા પ્રમાણમાં બહારનો સંયોગ પણ છૂટી જાય, સંયોગ છૂટે તે સંયોગના સ્વતંત્ર કારણે છૂટે છે, છતાં પણ રાગ-દ્વેષ છૂટે ને તેના પ્રમાણમાં બહારનો સંયોગ ન છૂટે તેમ બને નહિ. બન્ને સ્વતંત્ર હોવા છતાં ભાવને અને સંયોગને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે, સંયોગના ગ્રહણનો અને છોડવાનો કર્તા આત્મા નથી પણ રાગ-દ્વેષ છૂટે તેટલા પ્રમાણમાં સંયોગ છૂટી જ જાય તેવો નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે.

જેમકે કોઇ કહે કે અમને બ્રહ્મચર્યભાવ પ્રગટ્યો છે પણ વિષય-કષાય સેવીએ છીએ, કારણ કે અમને અંતરમાં ભાવ પ્રગટ્યો છે પછી બહારના સંયોગ શું નુકસાન કરે? પણ તેમ કોઇ કાળે બને નહિ. જેટલા અંશે બ્રહ્મચર્યનો નિર્મળ ભાવ પ્રગટ્યો તેટલા અંશે સંયોગ છૂટી જ જાય એવો નિયમ છે પણ અંતરમાં બ્રહ્મચર્યનો નિર્મળ ભાવ પ્રગટ્યો અને બહારથી વિષય સેવતો હોય તેમ ત્રણકાળમાં બને નહિ. હા, એમ બને કે કોઇ ચોથા ગુણસ્થાનવાળો ધર્માત્મા હોય ને સ્ત્રી સંબંધીનો રાગ પણ હોય, પ્રથમ ભાન કર્યું કે વિષય-કષાય મારું સ્વરૂપ નથી, હું નિર્મળ ચૈતન્યમૂર્તિ છું એવું ભાન યથાર્થ હોવા છતાં પણ ૯૬ હજાર સ્ત્રીઓમાં ઊભો હોય, છતાં દૃષ્ટિ તો અખંડ આત્મા ઉપર પડી છે. સ્ત્રીઓના વૃંદમાં રાગને લઇને ઉભેલો તે રાગને ઝેર સમજે છે, તે ચોથી ભૂમિકાએ અનંતાનુબંધીનો રાગ ટળી ગયો છે તેથી અનંતો સંસાર તો ટળી ગયો છે, પણ હજી ચારિત્રમોહનો રાગ રહ્યો છે તેથી અસ્થિરતા રહી છે તે

કારણે રાજમાં અને સ્ત્રીઓમાં ઊભો છે, આ તો ચોથી ભૂમિકાની વાત છે. પણ બ્રહ્મચર્યની વાત તે તો પાંચમી ભૂમિકાની વાત છે. અંતર આત્મશ્રદ્ધા થયા પછી જેટલો બ્રહ્મચર્યનો ભાવ પ્રગટે એટલે કે જેટલી સ્વરૂપસ્થિરપર્યાય પ્રગટે તેટલો રાગ ન હોય, અને જેટલો રાગ ન હોય તેટલો ક્રિયાનો સંયોગ ન હોય, નિમિત્ત-નૈમિત્તિક સંબંધના કારણે તે છૂટી જ જાય, નિમિત્ત છૂટે તે તેના કારણે, છતાં પણ છૂટે તો ખરું જ, એવો સંબંધ છે.

આ પરભાવના ત્યાગનું દૃષ્ટાંત કહ્યું. તેના ઉપર દૃષ્ટિ પડે તે પહેલાં સમસ્ત અન્યભાવોથી રહિત પોતાના સ્વરૂપનું અનુભવન તો તત્કાળ થઇ ગયું; કારણ કે એ પ્રસિદ્ધ છે કે વસ્તુને પરની જાણ્યા પછી મમત્વ રહેતું નથી. જેમકે એક સારો ગજરો હોય તે હાથમાં ઝાલીને સૂંઘતો હોય, પછી તેને બે હાથે મસળી નાખે ત્યારે તે ગજરાની તુચ્છતા તેને લાગે ને તે ગજરા પ્રત્યે મમત્વ રહે નહિ, તેમ અજ્ઞાન અવસ્થામાં એમ થાય કે અરેમાળા પુણ્ય! અરેમાળા પુણ્યનાં ફળ! તેમ પુણ્યની મહિમા કરીને તેને સૂંઘતો, તે મહિમાને આત્મસ્વભાવની મહિમા દ્વારા ચોળી નાખી, તેની તુચ્છતા લાગી પછી તેના પ્રત્યે મમત્વ રહે નહિ. ૩૫.

આ અનુભૂતિથી પરભાવ જુદો કઇ રીતે થયો તેની આશંકા કરીને પૂછે છે. આશંકા એટલે શંકા નહિ પણ વિશેષ જાણવાની ધગશથી પૂછે છે.

મોહ કર્મથી જુદું પાડવું કે આ મોહ તે હું નહિ એવું જે ભેદજ્ઞાન, તેને હવેની ગાથામાં કહે છે.

णत्थि मम को वि मोहो बुज्झदि उवओग एव अहमिक्को ।
तं मोहणिम्ममत्तं समयस्स वियाणया विंति ॥ ३६ ॥

---

નથી મોહ તે મારો કંઇ, ઉપયોગ કેવળ એક હું,
એ જ્ઞાનને, જ્ઞાયક સમયના મોહનિર્મમતા કહે. ૩૬.

અર્થ:—એમ જાણે કે 'મોહ મારો કાંઇ પણ સંબંધી નથી, એક ઉપયોગ છે તે જ હું છું'-એવું જે જાણવું તેને સિદ્ધાંતના અથવા સ્વપરના સ્વરૂપના જાણનારા મોહથી નિર્મમત્વ જાણે છે, કહે છે.

આચાર્યદેવ અહીં મોહથી જુદાપણું બતાવીને એક પરમાણુ-માત્ર પણ તારું નથી ત્યાંસુધી લઇ જશે.

ધર્માત્મા, આત્માના સ્વભાવને જાણતાં, એમ જાણે કે મોહ મારો કાંઇપણ સંબંધી નથી, એક ઉપયોગ છે તે જ હું છું. મોહ એટલે પર એવા જે પુણ્ય-પાપના શુભાશુભભાવ તેનાથી મને લાભ થશે તેમ માનવું તે ભાવમોહ છે અને તે માનવામાં નિમિત્ત તે દ્રવ્ય-મોહકર્મ છે. તે મોહ મારો કાંઇ પણ સંબંધી નથી, જેના નિમિત્તે પોતે પોતાની સાવધાની ચૂકે તેવા મોહને અને મારે કાંઇપણ લાગતું-વળગતું નથી. ઉપયોગ એટલે જાણવાની દશા, ઉપયોગ એટલે નિર્મળ જાણવા-દેખવાની મારી અવસ્થા તે છે. તેમાં વિકારી ભાવ તે હું નહિ, માત્ર જાણવા-દેખવાનો સ્વભાવ તેટલો જ હું છું. અહીં નિર્મળ ઉપયોગ એટલે નિર્મળ પ્રગટ અવસ્થાની વાત છે. દ્રવ્ય, ગુણ અને કારણપર્યાય ત્રિકાળ નિર્મળ અંદર પડયાં છે તેના ઉપર મીટ માંડતાં નિર્મળ પર્યાય પ્રગટ કરતો જાય છે તેની અહીં વાત છે, અંદર જાણવાનો-દેખવાનો ઉપયોગ તે જ હું છું એવું જેણે જાણ્યું તેને સિદ્ધાંતના અથવા સ્વપરસ્વરૂપના જાણનારા મોહથી નિર્મમત્વ કહે છે. અહીં તો આગળ જતો જાય છે-સ્થિર થતો જાય છે. આ ૩૬-૩૭-૩૮ તે ત્રણે ગાથામાં વિશેષ વિશેષ નિર્મળ પર્યાયની વાત છે.

મમતા અને કામક્રોધના અંશો થાય તેમાં જોડાતો નથી તેને ભગવાન નિર્મોહી કહે છે; તે આગળ વધતાં વધતાં સ્થિર થશે, અને કેવળ લેશે.

નિશ્ચયથી, ફળ દેવાના સામર્થ્યથી પ્રગટ થઇને ભાવકરૂપ થતું જે પુદ્ગલદ્રવ્ય તેના વડે રચાયેલો જે મોહ તે મારો કાંઇપણ લાગતો-વળગતો નથી. અહીં શું કહે છે કે ખરેખર આ કર્મના નિમિત્તે જે કાંઇ લાગણીઓ થઇ આવે છે, તે મોહ મારા દ્રવ્યને કાંઇ લાગતો-

વળગતો નથી, તેમ મારા સ્વભાવને પણ કાંઇ લાગતો વળગતો નથી, ને હું મોહને કાંઇ પણ લાગતો વળગતો નથી. મોહ તે પુદ્ગલદ્રવ્ય વડે રચાયેલો એટલે ઉત્પન્ન થયેલો ભાવ છે. અહીં દ્રવ્યદૃષ્ટિનો વિષય છે અને સ્વભાવનું જોર છે, કર્મનું ફળ જ્યાં આત્માની હાલતમાં દેખ્યું ત્યાં સ્વભાવદૃષ્ટિના જોરે નકાર કરે છે કે આ મારો સ્વભાવ નહિ, આ વિકારી ભાવ જે દેખાય છે તેની ઉત્પત્તિ મારા સ્વભાવમાંથી થતી નથી, તે મારામાંથી આવતા નથી, મારો નિર્મળ જ્ઞાનસ્વભાવ તે વિકારને ઉત્પન્ન કરતો નથી, અને વિકાર તે મારા નિર્મળ ઉપયોગને ઉત્પન્ન કરતો નથી. મોહ તે પુદ્ગલ-દ્રવ્ય વડે રચાયેલો છે, મારા ચૈતન્યસ્વભાવ વડે રચાયેલો નથી, તેની રચના ચૈતન્યસ્વભાવમાંથી થતી નથી.

કોઇ કહેશે કે અમને આ સમજાતું નથી, પણ પચાસ પચાસ વરસ ત્યાં રળવામાં કાઢયાં ને અહીં કંઇ પણ વિચાર, શ્રવણ, મનન ન કરે તો સમજાય ક્યાંથી? કોઇ કહે કે અમારું ધ્યાન આવું ચાલતું નથી, પણ સાચી સમજણ વગર ધ્યાન તે થાય ક્યાંથી? ધ્યાનના ફળરૂપે સાચી સમજણ નથી પણ સાચી સમજણના ફળરૂપે ધ્યાન છે. પ્રથમ સાચી સમજણ કરે કે મારો સ્વભાવ વિકાર ને પુણ્યાદિને ઉત્પન્ન કરનાર નથી પણ હું તો નિર્મળ ને નિર્દોષ સ્વભાવને ઉત્પન્ન કરનાર છું. તેવી સાચી સમજણ કર્યા પછી જ યથાર્થ ધ્યાન થાય છે.

ટંકોત્કીર્ણ હું જ્ઞાનમૂર્તિ છું એનું ખરેખર વિકારભાવ વડે ભાવવું એટલે વિકાર વડે આત્મસ્વભાવનું થવું-બનાવવું તે બને નહિ. આત્માનો સ્વભાવ પરને (વિકારને) નાશ કરનારો છે. એક-સ્વભાવ-ધ્રુવસ્વભાવ વડે વિકારનું થવું અશક્ય છે, હું એકસ્વભાવી છું માટે તેના વડે પરનું થવું બને નહિ, હું તો વિકારનો નાશક છું પણ તેનો ઉત્પાદક નથી. ધર્માત્મા જ્ઞાની વિચાર કરે છે કે મોહ કર્મના ફળરૂપે ભાવકરૂપે થતા જે શુભાશુભ વિકાર છે તે બદલાતા આવે છે, તેમાં ક્રમ પડતો આવે છે, સંક્રમણ થતું આવે છે, તેમાં મારું જ્ઞાન સ્થિર રહેતું નથી માટે તે મારું સ્વરૂપ નથી. હું તો આત્મા આનંદનો

કંદ છું, જ્ઞાન ગોળો છું, તે ભાવોથી જૂદો છું તેમ જાણતાં અંતર-સ્વરૂપમાં સ્થિર થાય છે.

૧૯૯૯, આસો સુદ ૬ મંગળ.

આત્માનો સ્વભાવ ને કર્મના નિમિત્તથી થતો ભાવ તે બે ભાવ જુદા છે: તે સ્વભાવને જુદો માનવો, જાણવો અને તેમાં એકાગ્ર થવું તે મોક્ષનો પંથ છે. આત્મા વસ્તુ છે તો તેમાં શાંતિ, આનંદ વગેરે ગુણો પણ છે, તેમાં કર્મના નિમિત્તે થતો જે વિકારી ભાવ તેને જુદા પાડવાનો પ્રયાસ કરવો તેનું નામ મોક્ષનો માર્ગ છે.

ધર્મી એમ ભાવના ભાવે છે કે વિકારી ભાવ જે શુભાશુભ દેખાય તે મારો પાક નથી, તે પુદ્ગલનો પાક છે; માટે મારો સ્વભાવ નથી. આત્માનો સ્વભાવ અવગુણ ટાળે કે અવગુણ ઉત્પન્ન કરે ? જો અવગુણ ઉત્પન્ન કરે તો અવગુણ કદી ટાળી શકાય નહિ. વિકાર આત્માનો મૂળ સ્વભાવ નથી પણ જો આત્મામાં વિકાર થતો જ ન હોય તો નિર્મળ સ્વભાવ પ્રગટ હોય; આત્માનો સ્વભાવ અરાગી-વીતરાગી છે પણ વર્તમાન અવસ્થામાં ગુણની ઊંધાઇ થાય છે તે મારું સ્વરૂપ નથી, તે મારા સ્વભાવને ઉત્પન્ન કરી શકે નહિ કારણ કે તેમાં પરનું નિમિત્ત છે તેથી તે મારો સ્વભાવ ન હોય, અને મારા સ્વભાવને તે નિપજાવી શકે નહિ.

હિત આત્માને આધીન હોય કે પરને આધીન હોય ? આત્માને લક્ષમાં લીધા વિના હિત થાય નહિ. અનંત અનંત કાળથી સંયોગી ભાવથી લાભ થાય તેમ માનતો આવે છે, પણ પોતાનું હિત પોતાને આધીન થાય, પરને આધીન ન થાય. ધર્મી એમ ભાવના ભાવે છે કે જાણવું-દેખવું મારો સ્વભાવ છે. તેમાં પ્રતીત અને સ્થિરતા કરવાથી મારો ચૈતન્યસ્વભાવ ઊપજે તેમ છે. બાહ્ય સંયોગ તે લક્ષ્મી, આબરૂ, કુટુંબ વગેરે, અને અંતરસંયોગ તે શુભાશુભ પરિણામ તેનાથી મારો સ્વભાવ ઊપજે તેમ નથી.

હું ચૈતન્ય જાગ્રત સ્વભાવ છું, અનંત ગુણ સામર્થ્યથી ભરેલો છું. અવગુણનો ઉત્પાદ કરે એવો મારો સ્વભાવ નથી. દયા, હિંસા, કામ, ક્રોધાદિ, શુભાશુભભાવ એવા અપવિત્ર ભાવને નાશ કરે અને

પવિત્ર નિર્મળ ભાવને ઉત્પન્ન કરે એવો મારો સ્વભાવ છે.

હું જાગતી જ્યોત છું. આ, જે મલિન ભાવ થાય છે તેનાથી હું જુદો છું, તેનો હું ધણી નથી, હું પરનો ધણી નથી તો પુણ્ય-પાપને એટલે વિકારને રચવાનું મારામાં સામર્થ્ય (શક્તિ) ક્યાંથી હોય? મારો સ્વભાવ તો નિર્મળ જ્ઞાયકસ્વભાવ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય ધરાવે છે.

મારા સ્વભાવનું સામર્થ્ય પરની ભાવના કરે એવું ન હોય, એવું નથી જ. મારું સામર્થ્ય તો મારા સ્વભાવને ઉઘાડે તેવું હોય, પરને ઉઘાડે તેવું ન હોય. મારો સ્વતંત્ર સ્વભાવ સ્વતંત્રપણે મારે આધીન પ્રગટે, પરને આધીન થઇ પ્રગટે એમ હોય નહિ, એમ વસ્તુસ્થિતિ છે.

સ્વયમેવ વિશ્વને પ્રકાશવામાં ચતુર છે. ધર્મી વિચારે છે કે હું તો બધાના સ્વભાવને જાણવામાં ચતુર-ડાહ્યો છું. સ્વપર બધા પદાર્થોને જાણવામાં હું ચતુર છું. આ રાગ-દ્વેષ આદિ જે થાય તે હું નથી પણ તેને જાણનારો હું છું એટલે જાણવાનું કાર્ય હું કરી શકું છું, પણ પરનું લઉં-મૂકું આદિ ક્રિયા ને તે તરફની થતી લાગણીઓ તેનો હું કર્તા નથી એટલે પરનું હું કાંઇ ન કરી શકું. નથી થઇ શકતું તેનું અભિમાન છોડી મારામાં રહું ને જાણું તે મારો સ્વભાવ છે; વિકારનો કર્તા હું નથી. આત્મા જો વિકારનો કર્તા થાય તો વિકાર એનું કામ થાય, વિકારનું કામ થાય તો વિકારને નાશ કરવાનું કાર્ય કરી શકે નહિ, હું તો અવિકારી કાર્ય પ્રગટ કરી શકું, અવિકારીનો કર્તા થઇ શકું, હું પરને જાણવામાં ચતુર એટલે ડાહ્યો છું, પણ પરનો કર્તા થઇ શકું એવો મારો સ્વભાવ નથી. આ મારી પર્યાયમાં જે જે દોષ થાય તે મારા ખ્યાલ બહાર જાય નહિ, જે જે વૃત્તિ થાય તેને હું જ્ઞાતા રહીને જાણું, પણ મારા ખ્યાલ બહાર જવા દઉં નહિ એવો જાણવામાં હું ડાહ્યો છું-ચતુર છું.

નવો નવો વિકાર જે થાય છે તેને જાણવામાં ચતુર-પ્રતાપ-સંપદાસ્વરૂપ હું છું. પુણ્ય-પાપ આદિ વિકારી ગમે તેવા ભાવ થાય

તો પણ મારી ચૈતન્ય જળહળ જ્યોતિને ઓલવી શકે નહિ, એવો પ્રતાપ સ્વરૂપ હું છું એટલે હું પ્રતાપી છું. હું તો વિકાસરૂપ નિરંતર શાશ્વત પ્રતાપસંપદાસ્વરૂપ છું. જેમ ફૂલની પાંખડી ખીલે તેમ મારો ચૈતન્યસ્વભાવ સદાય-નિરંતર પ્રકાશમાન છે, તેને કોઇ પણ વિકારી લાગણી ઢાંકી શકે નહિ એવો નિરંતર વિકાસરૂપ હું છું.

વળી કાયમ ટકતી એટલે શાશ્વતી પ્રતાપસંપદાસ્વરૂપ હું છું. શરીર-મન-વાણી તો ક્યાંય મૂકી દીધાં, તે તો અનિત્ય છે જ પણ પર તરફના વલણવાળી ઊઠતી જે લાગણીઓ તે પણ અનિત્ય છે, તે ક્ષણે ક્ષણે બદલે છે, તેની સામે હું જાણનારો શાશ્વત છું. ક્રોધ, માન, દયા વગેરે જે ભાવ થાય તેને જાણવામાં ચતુર એવી કાયમ ટકતી મારી શાશ્વત પ્રતાપસંપદા છે.

આ પૈસા વગેરેની સંપદા તે બધી આપદા છે. તે સંપદા પોતે આપદા નથી, પણ આપદાનું નિમિત્ત છે. લક્ષ્મી ખરેખર આપદાનું કારણ નથી પણ તેના પ્રત્યેનો મોહ તે આપદાનું કારણ છે. મોહ કરી કરીને પૈસાનો રખવાળો-રખોપિયો બને છે. તું પૈસાનો દાસ છો કે તારા એ દાસ છે? તું એનો રખોપિયો થયો માટે તું જ એનો દાસ થયો. બહારની સંપદા તે ક્ષણિક અને નાશવાન છે. પૈસામાં સુખ નથી; સુખ તારા આત્મામાં છે.

ધર્મી વિચારે છે કે મારી સંપદા ને સુખ તે મારામાં છે. સંપદા તો ખરી ચૈતન્યની કે જે સદા શાશ્વત રહે છે, જાણનાર જ હું છું. આ વિકારી સંપદા તે મારી નથી. હું તો જ્ઞાન, શાંતિ, આનંદ, આદિ અનંત ગુણની ખાણથી ભરછક ભર્યો છું, તે મારી શાશ્વતી સંપદા છે. આ, જે શુભાશુભ વિકારી ભાવ છે તેમાં હું ધણીપણું થવા ન દઉં ને માત્ર જાણનાર જ રહું એવી મારી સંપદા છે. આવી ધર્મની પ્રતીતિ ને તે વડે થતી જે એકાગ્રતા તે ધર્મ છે, તે મુક્તિનો પંથ છે. બધા આત્મા ભગવાન છે, ગુણોથી ભરપૂર છે પણ તેની તેને ખબર નથી એટલે એમ માને છે કે વિકારભાવ સેવીને-વિકારભાવ દ્વારા ઉન્નતિ કરશું, એવી માન્યતા તે મૂઢતા છે.

વિકારભાવ ભાવીને આગળ વધશું એમ માનનાર અજ્ઞાની છે; પરંતુ હું આત્મા ભગવાન છું, મારી ચૈતન્યસંપદાને ભાવીને આગળ વધું એમ જ્ઞાની ભાવના ભાવે છે.

પરમાર્થે હું એક છું, અનેક પ્રકારના જે ભાવો તેમાં હું ભળી ગયો નથી, શરીરાદિ જડમાં અને અનેક પ્રકારના વિકારી ભાવોમાં ભળી ગયો નથી માટે હું એક છું.

ધર્મી વિચારે છે કે જ્યાં હું છું ત્યાં (તે ક્ષેત્રે) આ અંદરમાં થતી જે પરલક્ષણવાળી રાગ-દ્વેષ ને હર્ષ-શોકની લાગણીઓ દેખાય છે, અને આ ચૌદ બ્રહ્માંડની કોથળીમાં જ્યાં હું છું ત્યાં તે જગ્યાએ બીજા પર પદાર્થો-ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાળ, પુદ્ગલ વગેરે પદાર્થો છે. તે રાગ-દ્વેષ આદિ બધાને મારા ભાવમાંથી હું જુદા પાડી શકું તેમ છું, પણ ક્ષેત્રથી જુદા કરવા અશક્ય છે: બીજા બધા પદાર્થોનું એક જગ્યાએ રહેવું છે તેને ક્ષેત્રથી જુદા પાડવા અશક્ય છે. બીજા પદાર્થો એક ક્ષેત્રે ભલે હો, પણ તેને હું મારા સ્વભાવલક્ષણ દ્વારા ભાવથી ભિન્ન કરી શકું છું. શાશ્વત પ્રતાપસંપદાવાળો વગેરે કહીને અસ્તિની વાત કહી અને અહીં પરથી ભિન્ન બતાવીને નાસ્તિની વાત કહી.

આત્મા અને જડ, શિખંડની જેમ, એકમેક થઈ રહ્યાં છે. શિખંડમાં દહીંના અને સાકરના સ્વાદને એક જગ્યાથી જુદા પાડવા અશક્ય છે. જેમ શિખંડના ખાટા-મીઠા સ્વાદને એક ક્ષેત્રથી દૂર ન કરી શકાય, પણ સ્વાદ ભેદે જુદા કરી શકાય છે: તેમ આત્મા અને જડ, ક્ષેત્રની અપેક્ષાએ, એકમેક થઈ રહ્યાં છે તો પણ સ્પષ્ટ અનુભવમાં આવતા સ્વાદભેદને લીધે જુદાં કરી શકાય છે. અનુકૂળતા અને પ્રતિકૂળતાના સંયોગમાં થતી જે સુખ-દુઃખની લાગણી તે આકુળિતભાવ છે. તે આકુળતાનો સ્વાદ જુદો અને મારો સ્વાદ જુદો એમ સ્પષ્ટ અનુભવમાં આવે છે, ક્ષેત્રથી જુદા પાડી શકું તેમ નથી પણ ભાવના ભાનની ભિન્નતા વડે જુદા પાડી શકું તેમ છું: મોહના નિમિત્તે અનેક પ્રકારના ભાવ થાય છે તે હર્ષ-શોકનો સ્વાદ મલિન અને

કલુષિત છે, મારા ચૈતન્યનો સ્વાદ શાંત અને પવિત્ર છે; આ રીતે ધર્માત્મા ભાવના ભાવે છે કે આ જે અંદર આકુળતા ને ખદબદાટ થાય છે તેનાથી મારું સ્વરૂપ જુદું છે. ખદબદાટનો સ્વાદ જુદો, ને મારો જાણનારનો સ્વાદ જુદો, મારો સ્વાદ તે નિરુપાધિક અને નિરાકુળતાવાળો છે, ને રાગનો સ્વાદ ઉપાધિવાળો અને કલુષિત છે, મારા સ્વાદમાં નિર્મળતા અને આનંદનાં ઝરણાં વહે છે, અને હર્ષ શોકના સ્વાદમાં દુઃખ અને મલિનતા છે, તેમ સ્પષ્ટ અનુભવમાં આવતા સ્વાદના ભેદને લઈને હું મોહ પ્રત્યે નિર્મમત્વ જ છું.

રાજપાટ ને ઇંદ્રાદિની સંપદાનો સ્વાદ તે પણ આકુળતારૂપ, કલુષિત અને ઉપાધિજન્ય છે. જગતના જીવોએ ધર્મનો પરિચય કર્યો નથી તેથી ધર્મ આ રીતે થાય તેનો ખ્યાલ નથી તેથી મોંઘું લાગે છે. રસ્તે જતાં સાચો રસ્તો તો પહેલાં જાણવો જોઈએને! ભાવનગર જવું હોય તો તેનો રસ્તો કર્યો છે તેમ તો જાણવું પડશે. ધર્મ પ્રગટ થયા પહેલાં તેની રીત તો કબૂલવી પડશે ને! આત્મામાં જે રીતે ધર્મ થાય છે તે રીતને પકડીને તે માર્ગે ચાલે તો ધર્મ થાય, પણ માર્ગને ન જાણે તો ધર્મ ક્યાંથી થાય?

ધર્માત્મા ભાવના ભાવે છે કે રાગ તે મારા આત્માના સ્વભાવને રૂંધનાર છે પણ હું આત્મા સંતોષ, શાંતિ, સમાધાનસ્વરૂપ છું, રાગને તોડનાર છું. રાગનો ભાગ આવે તે મારો સ્વભાવ નથી, તે મારામાં વ્યાપ્ત નથી, મારામાં પ્રાપ્ત નથી, કારણ કે આત્મા સદાય પોતાના એકપણામાં પ્રાપ્ત છે માટે ક્ષણિક અવસ્થાને લક્ષમાંથી છોડું તો સદાય નિર્મળ એકપણાથી પ્રાપ્ત એવો ને એવો સ્થિત રહે છે; મારો સ્વભાવ ત્રિકાળ ધ્રુવ છે, અને વર્તમાન સમય પૂરતી થતી વિકારી અવસ્થા તે ક્ષણિક છે. મન-વાણીમાં હું પ્રાપ્ત નથી એટલું જ નહિ પરંતુ પરવલણમાં પણ હું પ્રાપ્ત નથી, મારું તત્ત્વ ચૈતન્ય અવિનાશી એકપણાથી પ્રાપ્ત છે, મારી પ્રાપ્તિ સ્વભાવના એકપણાથી છે. અનેક પ્રકારની લાગણી થઈ આવે તેમાં મારા સ્વભાવધર્મની પ્રાપ્તિ નથી. આત્મા વસ્તુ છે તે ત્રિકાળ છે કે ક્ષણિક

છે ? જે હોય તેનો કોઇ દી-નાશ થાય નહિ, ને ન હોય તેની પ્રાપ્તિ થાય નહિ, માટે આત્મા ત્રિકાળ છે પણ ક્ષણિક નથી. અનેક પ્રકારની લાગણીઓ થાય તે ક્ષણિક છે, હું મારા એક સ્વભાવમાં રહું તેમાં મારી પ્રાપ્તિ છે. લોકોને બહારથી ધર્મ લેવો છે, પણ ભાઇ ! ધર્મ તો અંતર આત્મામાં છે. ઘણી અપૂર્વ વાત કરી છે એવી કોઇ અદ્‌ભુત ટીકા છે.

વસ્તુમાં તો વિકાર હોઇ શકે નહિ. વિકાર એટલે વિકૃતિ, વિકૃતિ એટલે કર્માધીન ઉપાધિ, અને ઉપાધિ તે વાસ્તવિક સ્વરૂપ નહિ; કોઈ પણ પદાર્થ પ્રત્યેની લાગણી થઇ આવે તે બધો વિકાર છે, તે હું નહિ. વિકાર તે અનેક છે, તેમાં જાણનાર તત્ત્વ તે જ હું એક છું; હું મારા સ્વભાવમાં એકાગ્ર રહું અને જ્ઞાન-દર્શનની નિર્મળતામાં ભંગ પડવા ન દઉં તે જ મારા સ્વભાવની પ્રાપ્તિ છે, તે જ આત્માના સ્વભાવની વૃદ્ધિનું કારણ છે. શરીરાદિથી તો આત્મા જુદો છે જ, પણ મોહકર્મના નિમિત્તે જે અનેક પ્રકારના ભાવ થાય તેનાથી પણ આત્મા જુદો છે. જાણનારનો સ્વભાવ ક્યાંય પણ અટકનારો નથી; વિકારનો નાશ કરનાર આત્મા નિર્દોષ સ્વભાવના વલણમાં રહે તે જ મોક્ષની નિસરણી અને મોક્ષનો પંથ છે.

પદાર્થ જ્ઞાનમાં દેખાય કે આંખમાં ? પદાર્થ જ્ઞાનમાં દેખાય છે. પદાર્થ જ્ઞાનની સત્તામાં દેખાય કે આંખમાં ? પદાર્થ પોતાની જ્ઞાનસત્તામાં દેખાય છે. જ્ઞાનમૂર્તિમાં આ બધો વિકાર દેખાય છે તે હું નથી, હું તો વિકાર વગરનો એક છું. અવસ્થાદૃષ્ટિએ ક્ષણિક ભંગ-ભેદ જનિત ભાવ થાય તે હું એમ અજ્ઞાનભાવે કલ્પાતું, પણ તે હું નથી; હું તો કાયમ-એક રૂપ જ છું.

દહીં ને ખાંડ મેળવવાથી શિખંડ થાય છે તેમાં દહીં ને ખાંડ એક જેવાં માલૂમ પડે છે તો પણ પ્રગટરૂપ ખાટા-મીઠા સ્વાદના ભેદથી જુદાં જુદાં જણાય છે; તેવી રીતે દ્રવ્યોના લક્ષણભેદથી જડ-ચેતનના જુદા જુદા સ્વાદને લીધે જણાય છે કે મોહકર્મના ઉદયનો સ્વાદ રાગાદિક છે તે ચૈતન્યના નિજસ્વભાવના સ્વાદથી જુદો જ છે.

જ્ઞાની સમજે છે કે મારો સ્વાદ તો નિરાકુળ, અદ્ભુતરસસ્વરૂપ છે; રાગ-દ્વેષનો સ્વાદ તે વિકારી છે, પરનો સ્વાદ મારામાં આવી જતો નથી; અજ્ઞાની સમજે છે કે પરનો સ્વાદ મારામાં આવી જાય છે. જેમકે ચોખા જીભને અડ્યા ત્યાં અજ્ઞાની એમ માને છે કે ચોખાનો સ્વાદ મારામાં આવી ગયો પણ સમજ તો ખરો કે પરનો સ્વાદ તારામાં કેમ આવે ?

ચોખા તે સ્વતંત્ર ચીજ છે. વિચાર તો ખરો કે ચોખા શેનાથી પાક્યા ? પાણીથી કે ચોખાથી ? જો પાણીથી ચોખા પાક્યા હોય તો પાણીમાં કાંકરા નાખવાથી પણ પાકવા જોઈએ, પરંતુ ચોખા ચોખા-થી જ પાકે છે, નહિ કે પાણીથી; ચોખાનો સ્વાદ તે ચોખામાં છે. ચોખાનો સ્વાદ આત્મામાં પેસી જતો નથી. અજ્ઞાની ચોખા પ્રત્યેના રાગના સ્વાદને વેદે છે અને માને છે કે મને ચોખામાંથી સ્વાદ આવે છે. જેમ ચોખાનો પાક ચોખાની અવસ્થા બદલીને થાય છે, તેમ કર્મ જ્યારે પાકે ત્યારે આત્મામાં હર્ષ, શોક, કરું, મૂકું, લોહવાટ, ઘાલમેલના ભાવો દેખાય ત્યારે જ્ઞાની સમજે છે કે તે બધો કર્મનો પાક છે, હું તો તેનો જાણનાર છું, તે મારો સ્વાદ નથી.

અજ્ઞાની મેસુબનો વૃદ્ધિ-લોલુપી, તે જ્યાં ચાર શેર ઘીનો પાયેલો સક્કરપારો મેસુબ દેખે ત્યાં તેને ગલગલિયાં થઈ જાય, પણ આત્મા અરૂપી જ્ઞાનવાન છે તે અરૂપીની હાલતમાં રૂપી ગરી જાય ? જ્ઞાની સમજે છે કે મારામાં જ્ઞાન છે તે જ્ઞાનને પણ જાણું, અને આ સ્વાદને પણ જાણું; પરંતુ તે સ્વાદ મારો છે તેમ મારા જ્ઞાનમાં થવા દઉં નહિ. કેટલાકને મેસુબની કે શિખંડની વાત સાંભળતાં મોઢામાં પાણી આવે, એ આત્માને કેમ સમજે ? ભાઈ ! વિચાર કરો તો ખબર પડે કે તેમાં રાગને લઈને અટક્યો છે, તેથી તેમાં મજા લાગે છે; પણ સ્વાદને લઈને મજા આવતી નથી; સ્વાદ એટલે રસ, તે રસ ખાટો, તૂરો, મીઠો, કડવો, તીખો, તે બધી જડના રસની અવસ્થા છે પણ અજ્ઞાનીને તે જડના રસની અને આત્માના જ્ઞાનાનંદરસની ખબર નથી એટલે મેસુબ અને શિખંડ ખાતાં બચબચ કરવા મંડી

કટકો, પણ જો આત્મામાં સ્વાદની અવસ્થા ગરી ગઇ હોય તો મેસુબની અને શિખંડની વિષ્ટા થઇને નીકળે તેની સાથે પોતે આત્મા પણ વિષ્ટામાં નીકળી જવો જોઇએ. આત્મા જ્ઞાનમૂર્તિ છે, અરૂપી છે, તે જો મેસુબનો સ્વાદ લે ત્યારે મેસુબરૂપે જ થઇ જતો હોય તો લાપશી, પૂરણપોળી, વગેરે બીજી ચીજના સ્વાદ વખતે તેનો સ્વાદ લેનારો ક્યાંથી રહે? કારણ કે સ્વાદ લેનારો તો મેસુબ રૂપે થઇ ગયો છે, તેથી બીજાનો સ્વાદ લેનારો ક્યાંથી રહે? માટે તેમ બનતું નથી. તે સ્વાદ-રૂપે થતો નથી, પણ તે સ્વાદનો જાણનારો જ રહે છે, જાણનારો રહે છે એટલે ક્રમે ક્રમે લાપશી, પૂરણપોળી આદિ વસ્તુના સ્વાદનો જાણનારો રહે છે.

ત્રણલોકને જાણવાવાળો એવો હું મેસુબના સ્વાદરૂપે થઇ જતો નથી ને તે મેસુબનો સ્વાદ મારા જાણનારરૂપે થતો નથી, તેમ મોહ-કર્મના ઉદયનો સ્વાદ-રાગ-દ્વેષ, હર્ષ-શોક આદિ થાય તે મારામાં આવી જતો નથી. તેનો હું જાણનાર છું. જે વખતે જે જ્ઞેય આવે તેને જાણું પણ તે રૂપે હું થઇ જનાર નથી.

સાઠ વર્ષે છોકરો આવ્યો ને હર્ષ થયો, પાછો ત્રીજે દિવસે છોકરો ઉપડયો ત્યાં થયો શોક; હર્ષ-શોક તે બધો કર્મજન્ય વિકારી સ્વાદ છે. જેમ મેસુબનો સ્વાદ તે જડનો છે, તેમ હર્ષ-શોકનો સ્વાદ તે વિકારી છે, કર્મજન્ય છે, આત્માનો તે સ્વાદ નથી.

અહીં આચાર્યદેવ કહે છે કે ભાઇ! રાગ-દ્વેષ ને હર્ષ-શોક તે આત્માની ખાણમાંથી થતા હોય તો આત્મા કોઇ દી તેનો નાશ કરી શકે નહિ એટલે તે કર્મની ખાણમાંથી થાય છે તેમ કહી દીધું. એકલો ચેતન્ય તે સમાધાનસ્વરૂપ છે, મારા ચૈતન્યની ખાણમાંથી ચૈતન્યનું જ્ઞાન, શાંતિ ને સમાધાનસ્વરૂપ પ્રગટે છે. કર્મના પાકના ટાણે આત્મામાં કલુષિતતાનો ભાસ થાય તેને જ્ઞાની સમજે છે કે આ બધો કર્મજન્ય ભાવ છે, આ વિકારી સ્વાદમાં ક્યાં અટક્યો? આ મારો સ્વાદ નહિ. ચૈતન્યના નિત્ય સ્વભાવમાં અટકવું તે મારો સ્વાદ છે. જુઓ, સ્વાદભેદ કહ્યો પણ ક્ષેત્રભેદ નહિ, આકુળતાને અને

નિરાકુળતાને સ્વાદભેદે ભિન્ન કરી નાખ્યા. ભાવકભાવ એટલે કર્મના નિમિત્તથી થતો ભાવ-તેનાથી મારું સ્વરૂપ જુદું છે, તેમ બન્નેનો ભેદ પાડી દેવો તેનું નામ મોક્ષનો પંથ અને મોક્ષના રાહ છે. તે જ આત્મધર્મ છે.

શિખંડના રજકણો તે તેનામાં છે. તે જ વખતે જાણવાની હાલતમાં હું ને શિખંડની હાલતમાં પુદ્ગલ, તેમ વિકારી પર્યાયમાં પણ જાણવાની હાલતમાં હું ને રાગની હાલતમાં કર્મ; આત્મા તો નિરંતર શાશ્વત પ્રતાપસંપદાવાળો છે, તેની જ્યારે સંભાળ કરે ત્યારે પ્રગટ કરી શકે તેમ છે. કોઇને એમ થાય કે આ જિંદગીમાં આવા માયા ને લોભ કર્યા તો હવે કેમ સમજાય? પણ ભાઇ! પલટવા માગે તો એક ક્ષણમાં પલટી શકે છે, સમજવા માગે તો એના ઘરની વાત છે. સ્વયમેવ એટલે પોતા વડે જાણી શકાય છે કે હું આવો જાણનાર અંતરની મીઠાશ ને મધુરાશથી ભરેલો છું. મારો સ્વાદ પરથી તદ્દન જુદી જ જાતનો છે, કલુષિતતા તે જડનો ભાવ છે. એનો અર્થ એવો નથી કે રાગ ને આકુળતાના ભાવ જડ રજકણોમાં થાય છે. થાય છે પોતાની ચૈતન્યની અવસ્થામાં, પણ તે વિકારી છે, ક્ષણિક છે; સમય પૂરતી વિકારી અવસ્થામાં થાય છે, આત્માના સ્વભાવમાં છે જ નહિ. સ્વભાવના ભાન વડે તેને ટાળી શકાય છે માટે તેને જડના કહ્યા: આત્માનું પરથી જુદાપણું સમજવું, શ્રદ્ધવું, ને તેમાં ટકવું તે જ મોક્ષનો પંથ છે.

૧૯૯૯, આસો સુદ ૭ બુધ

જે આત્મા પોતાને પરતંત્ર માને છે તે પરતંત્ર માનવામાં એક મોહકર્મનું નિમિત્ત છે. મોહકર્મ છે તે જડ છે તેનો ઉદય કલુષતારૂપે છે, આત્મા જે જગ્યાએ છે તે જ જગ્યામાં મોહકર્મ છે, તે કર્મનો વિપાક થાય તે ટાઇમે લોહવાટ, અણગમો, ગમો, હર્ષ-શોકના જે ભાવ થાય તે પોતાનો સ્વભાવ ભૂલીને થાય છે. તે ચૈતન્યના ઘરના નથી પણ મોહકર્મની રચનાનો તે વિપાક છે, અનુકૂળતા-પ્રતિકૂળતામાં હર્ષ-શોકના જે વ્યવહારુ ભાવ થાય તે પોતાનો સ્વભાવ

નથી, સ્વસન્મુખતા ચૂકનારે પોતાનું 'પડખું' જોયું નથી એટલે તેમાં તે અજ્ઞાની રોકાઈ જાય છે. જેવો સિદ્ધ ભગવાનનો અતીંદ્રિય રસ છે એવો જ આ આત્માનો અતીંદ્રિય રસ છે. સ્ત્રી, કુટુંબ કે આત્માના વિકારી ભાવમાં સુખ નથી, પણ કલ્પનાથી સુખ માની લીધું છે. વિકારી-મલિન ભાવ તે આત્માનો નથી. થાય છે ચૈતન્યની અવસ્થામાં, પણ તે પોતાનો સ્વભાવ નથી, ટાળ્યો જાય છે માટે પોતાનો સ્વભાવ નથી: જેને શાંતિ ને સુખનો રસ્તો જોઈતો હોય તેણે આ માન્યે જ છૂટકો છે.

પાણીમાં અગ્નિના નિમિત્તે થયેલી ઉષ્ણતા તે પાણીમાંથી કાઢી જાય છે, માટે ઉષ્ણતા તે અગ્નિની છે પણ પાણીની ઉષ્ણતા નથી. તેમ ધર્મી સમજે છે કે ઠીક-અઠીકના વિકારી ભાવ થાય છે પોતામાં, જડમાં થતા નથી; પણ હું તેનાથી જુદો છું. તે મારો સ્વભાવ નથી. હું અવિકારી સ્વરૂપે છું. સ્વભાવના ભાનમાં તે ભાવ કાઢ્યો જાય છે માટે મારો સ્વભાવ નથી, એક અંશે હું તેને ટાળી શક્યો તો બધો ટળશે માટે મારો સ્વભાવ નથી, પણ જડનો છે. મારો સ્વભાવ, મારો ગુણ, મારી શાંતિ, મારા ઘરની સ્વતંત્ર ચીજ છે. આ રાગ-દ્વેષ થાય છે તે સ્વભાવ મારો નથી, હું તેનો કર્તા નથી, જાણનાર છું, એનો ટાળનાર છું, એનાથી હું ભિન્ન છું એવી દૃષ્ટિના જોરમાં તે જડના છે.

જરીક અનુકૂળતામાં રાગ થઈ આવે, જરીક પ્રતિકૂળતામાં દ્વેષ થઈ આવે, એમ જરા જરામાં રાગ-દ્વેષ થઈ જાય, એવા ને એવા રાગ-દ્વેષ થાય ને માને કે અમે તો જ્ઞાતા છીએ. પરભાવના કર્તા નથી, રાગ-દ્વેષ થાય તે જડના છે, તો તે વાત ખોટી છે. રાગ-દ્વેષ થાય છે પોતાની ચૈતન્યની અવસ્થામાં, કાંઈ જડમાં થતા નથી. જ્ઞાની થાય પછી એવા ને એવા રાગ-દ્વેષ રહે તેમ બને નહિ, જ્ઞાની થયો એટલે અનંતો કષાય ટળી જાય છે, પોતે સહજ ઉદાસીન સ્વભાવે રહે છે. તેથી અમુક હદના જ રાગ-દ્વેષ રહે છે. અને પુરુષાર્થ વધતાં બધા રાગ-દ્વેષ ટળી જવાના છે.

નિર્મળતામાં જતાં પોતાને અટકાવે ને શાંતિ તરફ ઢળવા ન દે તે વિકાર છે. મલિનતાથી ઉપયોગની નિર્મળતા ઢંકાઈ જાય છે. જેમ સ્ફટિક સ્વભાવે નિર્મળ છે પણ રાતા-પીળા ફૂલને સંયોગે તે નિર્મળતા ઢંકાઈ જાય છે, છતાં સ્ફટિક મૂળ સ્વભાવે તે રંગરૂપે થઈ ગયો નથી. વર્તમાન અવસ્થામાં ફૂલના સંયોગે રાતી-પીળી અવસ્થાએ તે પરિણમ્યો છે.

ધર્મી વિચારે છે કે કર્મના નિમિત્તથી જે મલિનતા દેખાય તે હું નહિ, પરના અવલંબનનો જે આશ્રય રાખે તે મારો સ્વભાવ હોય નહિ; હું તો જાણનાર-દેખનાર, નિર્મળ ઉપયોગસ્વરૂપ છું. ચૈતન્યની આખી શક્તિ તરફ જોઉં તો વર્તમાનમાં પૂર્ણ છે તે હું, અને વર્તમાન વ્યક્તમાં જોઉં તો જેટલો જાણવા-દેખવાનો નિર્મળ વેપાર છે તે બધો હું, તે સિવાયના બાકી જે રહ્યા કલુષિત પરિણામ તે હું નથી, એમ જ્ઞાની ભેદ પાડે છે. હું ચૈતન્ય જાણકશક્તિથી ભરેલો છું.

જેમ ક્ષારરસનો ગાંગડો ક્ષારરસથી ભરેલો છે તેમ આત્મા જ્ઞાનરસથી ભરેલો ગાંગડો છે, જેટલો જાણવા-દેખવાનો વેપાર છે તેટલો હું, તેમાં જેટલા મલિનતાના ભાવ થાય તેટલો હું નહિ. અસ્થિરતા થાય છે તેને લઈને પોતાના સ્વભાવ તરફ ઢળાતું નથી તે મારા પુરુષાર્થની નબળાઈ છે. ચૈતન્ય પોતે સમાધાન સ્વરૂપ છે, તે સમાધાન કરે છે કે હું પુરુષાર્થ દ્વારા સ્થિર પર્યાય પ્રગટાવી અવશ્ય અસ્થિર પર્યાયને ટાળીશ. જેમ લૌકિકમાં કહેવાય છે કે બાળા તેને શા દુકાળા, તેમ વિભાવ તરફ વળેલું જ્ઞાન પણ સમાધાન કરે છે, તીવ્ર દુઃખને જતું કરવા વિસામાનું સ્થાન ગોતે છે. આ બાળક કાલ સવારે મોટો થઈ રહેશે; તેમ બાળક શબ્દે શુદ્ધ પર્યાયનો અંશ ઊઘડયો છે ને દૃષ્ટિ પૂર્ણ સ્વભાવ ઉપર છે તેથી જ્ઞાની પૂર્ણતા જ ભાળે છે ને પર્યાયમાં પણ હમણાં પૂરું થઈ જશે તેમ સમાધાન કરે છે.

લૌકિકમાં પણ તીવ્ર દુઃખને જતું કરવા જ્ઞાન સમાધાન કરે છે. બહુ દુઃખને વેઠવું ન હોય ત્યારે બીજાનો આશ્રય લઈને દુઃખને જતું કરે છે. જ્ઞાન દુઃખને જતું કરનાર છે માટે જ્ઞાન જ સમાધાનસ્વરૂપ

છે. વિભાવ તરફ વળેલું જ્ઞાન પણ બીજાનો આશ્રય લઈને થોડું જતું કરે છે, તો પછી જ્ઞાનભાવે બધી પુણ્ય-પાપની વૃત્તિને જતી કરી સમાધાનસ્વરૂપે જ્ઞાન રહે તેવું ચૈતન્યનું સામર્થ્ય છે.

આત્મામાં હર્ષ-શોકની લાગણી થઈ આવે ત્યારે પણ જ્ઞાન સમાધાન કરે છે કે હું તો તેનાથી જુદો છું, આ વૃત્તિઓ તે હું નહિ; જેટલી ચૈતન્યશક્તિ તેટલો હું, એમ સમાધાન કરી સ્વરૂપ તરફ ઢળી જાય છે એવો ચૈતન્યનો સ્વભાવ છે. ધર્મી વિચારે છે કે અંદર આ તદ્દન જ્ઞાનવેપાર દેખાય છે તેમાં આ શું? બહારમાં અનુકૂળતા અને પ્રતિકૂળતાનાં નિમિત્તો થતાં હર્ષ-શોકના પ્રસંગો યાદ આવીને તેમાં રોકાઈ જવાય છે ને મારા સ્વરૂપમાં ઠરવાનું થતું નથી, આ શું? સમાધાનસ્વરૂપ હું છું, ગમે તેવા હર્ષ-શોકના પ્રસંગોમાં સમાધાનસ્વરૂપે રહેવું તે મારો સ્વભાવ છે. મારા સ્વરૂપ તરફ ઢળવાનો મારો સ્વભાવ છે. હું પરથી ઉદાસીન સ્વરૂપ છું એમ વિચારી ધર્મી પોતાના સ્વરૂપમાં સ્થિર થાય છે. પર તરફની લાગણી થાય તેની મારા ઘરથી ઉત્પત્તિ નથી પણ પરઘરથી ઉત્પત્તિ છે, એમ વિચારી પોતાના શાંત-ઉદાસીન સ્વરૂપમાં રહેવું એનું નામ આત્માનો અનુભવ અને એનું નામ ધર્મ છે.

( સ્વાગતા )

सर्वतः स्वरसनिर्भरभावं चेतये स्वयमहं स्वमिहैकम् ।
नास्ति नास्ति मम कश्चन मोहः शुद्धचिद्घनमहोनिधिरस्मि ॥ ३० ॥

અર્થઃ—આ લોકમાં હું પોતાથી જ પોતાના એક આત્મસ્વરૂપને જ અનુભવું છું કે જે સ્વરૂપ સર્વતઃ પોતાના નિજરસરૂપ ચૈતન્યના પરિણમનથી પૂર્ણ ભરેલા ભાવવાળું છે; માટે આ મોહ મારો કાંઈ પણ લાગતો-વળગતો નથી અર્થાત્ એને અને મારે કાંઈ પણ નાતો નથી. હું તો શુદ્ધ ચૈતન્યના સમૂહરૂપ તેજઃપુંજનો નિધિ છું.

કહૈ વિચચ્છન પુરુષ સદા મૈં એક હૌં।
અપને રસસૌં ભર્યો આપની ટેક હૌં॥

મોહકર્મ મમ નાંહિ નાંહિ ભ્રમકૂપ હૈ।
શુદ્ધ ચેતના સિંધુ હમારૌ રૂપ હૈ॥

( સમયસાર નાટક, જીવદ્વાર ૩૩ ).

આ ધર્માત્મા જીવ ચેતનામાં એકાગ્રતારૂપ ભાવના કરે છે કે પોતાથી જ પોતાના એક આત્મસ્વરૂપને અનુભવું છું, જે રૂપ સર્વતઃ એટલે ચારે બાજુથી અસંખ્ય પ્રદેશમાં ચૈતન્યના નિજરસથી ભરેલું છે, ચૈતન્યમાં પણ ચૈતન્યરસ છે તે શાંત આનંદરસથી ભરપૂર છે તેને ધર્મી અનુભવે છે. જડનો રસ ચૈતન્યમાં નથી. જડનો રસ ખાટો-મીઠો વગેરે તે જડમાં છે.

ખાવાનો લોલુપી જડનો રસ લેવામાં રાગભાવે એકાગ્ર થયો તેને લોકો રસનો ટેસ્ટ કહે છે. શું રસની વ્યાખ્યા આટલી જ છે? બીજી કોઇ રસની વ્યાખ્યા નથી? કઇ ભૂમિકામાં, કઇ સત્તામાં, કઇ અવસ્થામાં રસનો ટેસ્ટ છે તે કદી જોયું છે?

આત્મા જ્ઞાનસ્વરૂપ છે. તે જ્ઞાતા અને જ્ઞેયનો ભેદ પાડી શકયો નહિ તેથી સ્ત્રી, કુટુંબ આદિમાં, વર્ણ, ગંધ, રસ ને સ્પર્શમાં, ખાવાપીવામાં જ્યાં એકાગ્ર થાય છે, જેને લક્ષમાં લે છે તેમાં જ એકાગ્ર થઇ બીજી ચિંતા ચૂકી જવી તેને લોકો રસનો ટેસ્ટ કહે છે.

આત્મામાં કાંઇ પરવસ્તુ પેસી ગઇ નથી પણ જે તરફ એકાગ્ર થયો ને તે સિવાય બીજું ભૂલ્યો એટલે તેને એમ લાગે છે કે આ વસ્તુમાંથી મને ભારે રસ આવ્યો, પણ જડનો રસ કાંઇ આત્મામાં પેસી જતો નથી, પોતાના રાગનો જ રસ પોતે વેદે છે.

ઘરે લગ્ન હોય, છોકરો પરણતો હોય, પીસ્તાના પાપડ ને મરીનાં આથણાં કર્યાં હોય, દૂધપાક પૂરી ઊડતા હોય, સાથે ભીંડાનાં ભરેલાં શાક ને ખમણ ઢોકળાં હોય, ખાવાનો ગૃદ્ધિ તેમાં એકાગ્ર થઇને રસ લેતો હોય ને માને કે શું આજની મજા હતી, પણ મજા તે ચીજમાં છે કે તેં રાગથી કલ્પી લીધી છે? શું પરવસ્તુને આત્મા અડી શકે છે? વળી ઉનાળામાં કોઇ લાખોપતિને ત્યાં મહેમાન થઇને ગયો ત્યાં

કેરી પરી ખાધાં હોય, રેશમી ગાદલાં હોય, માથે પંખા ફરતા હોય, ઝીણાં મલમલ ઓઢયાં હોય ને ભાઈસાહેબ સૂતા હોય, ને પછી માને કે બધું આમાં આવી ગયું. પણ ભાઈ! વિચાર તો ખરો! સુખ શેમાં છે? મરણ વખતે કોણ શરણ થશે? રણમાં રૂદન કોણ સાંભળશે? તંબુ ક્યાં તણાશે? મરણ વખતે મોઢાં ફાટી રહેશે.

જે સ્વરૂપ પોતાના રસથી સર્વત: ભરેલું છે તે પોતાના રસરૂપ વિષયને લક્ષમાં લઈને આકુળતાના સ્વાદને જુદો પાડી, બીજી ચિંતાને ચૂકી જઈ આત્મા જ્ઞાતા-દ્રષ્ટા છે તેના સ્વભાવરસમાં લીન થવું તેનું નામ નિજરસ કહેવાય છે. પરમાં રસ હતો ક્યારે? કલ્પનાના ઘોડા દોડાવ્યા છે. જેમ કે પાંચ હજારનો પગારદાર કલેક્ટર થયો હોય, પરદેશમાં ગયો હોય ને ત્યાંથી ઘરે આવે ત્યાં ભાઈ આવ્યા, ભાઈ આવ્યા થાય, પણ છે શું? પરમાં જેટલા સુખના સડકા લીધા છે તેટલા જ બીજી ક્ષણે દુઃખના સડકા આવશે, અનુકૂળ સંયોગ વખતે સુખ કલ્પે છે અને વિયોગ વખતે દુઃખ કલ્પે છે. પરનો સંયોગ તે ક્ષણિક છે, કાયમ ટકનાર નથી, કાયમ ટકાઉ ચીજનો રસ આત્માના સ્વભાવ તરફ પરિણમવાથી-ઢળવાથી, પૂર્ણ ભાવથી ભરેલું નિજ તત્ત્વ છે, તેમાંથી નિજરસ આવે છે, તે રસ કાયમ ટકનારમાંથી આવે છે: તેથી ધર્મી વિચારે છે કે વિકારને અને મારે કાંઈ નાતો નથી એટલે સંબંધ નથી, હું તો ચૈતન્યના સમૂહરૂપ તેજ:પુંજનો નિધિ છું, મારી ખાણમાંથી શાંતિ ને સુખ ખૂટે તેમ નથી, પોતાના શાંતરસથી ભાવકભાવને જુદો પાડી એકાગ્રતાનો અનુભવ કરે તે જ આત્માની શાંતિનો ઉપાય છે, મોક્ષનો પંથ ને મોક્ષનો રાહ છે.

કોઈને પ્રશ્ન થાય કે એવો ભેદ પાડવો કેમ? તો કહેવાય છે કે જેમ કોઈ માણસને ગામ જવું છે પણ ગામનો રસ્તો પૂછે નહિ, અને પૂછયા વિના રસ્તો જાણ્યા વિના ડગલાં ભરવા માંડે તો વારેલે ગામ પહોંચી શકાય નહિ. રસ્તો તો જાણવો નથી તો જાણ્યા વિના ચાલે ક્યારે, ને ચાલ્યા વિના પહોંચે ક્યારે? તેમ આત્માનો શાંત નિર્મળ સ્વભાવ જે કહેવાય છે તેને ઓળખ્યા વિના ડગલાં ભરાય

નહિ, રસ્તો જાણ્યા વિના આત્માના અનુભવની એકાગ્રતાનાં ડગલાં ભરાય નહિ, ને ડગલાં ભરાયા વિના મોક્ષ નગર પહોંચાય નહિ. તેથી આચાર્યદેવ કહે છે કે સ્વરૂપમાં અસાવધાનીનું નિમિત્તકારણ એવો જે મોહભાવ છે તે મારું સ્વરૂપ નથી, મારું સ્વરૂપ તેનાથી જુદું જ્ઞાતા-દ્રષ્ટા છે તેમ બરાબર સમજીને, પ્રતીત કરીને સ્વરૂપમાં એકાગ્ર થાય એટલે કે જાણ્યા પછી એકાગ્રતાનાં ડગલાં ભરે તો મોક્ષ-નગર પહોંચાય.

ધર્માત્મા જેમ પોતાથી મોહને જુદો પાડે છે તેમ ક્રોધ, માન, માયા, લોભને પણ જુદા પાડે છે. કોઇ કહે કે અનાદિના ક્રોધ, માન, એકદમ કેમ જાય ?

અરે ! પણ તું કોણ ! બે ઘડીમાં કેવળ લે એવું તારું સામર્થ્ય, એના ઉપર નજર કર તો ક્રોધ, માન સહજે વયા જાય. મહાન સંત મહાત્માઓએ અંતર્મુહૂર્તમાં કેવળ લીધું છે.

ગજસુકુમાર જેવા મહાન સંત મુનિ-તેને માથે સોમલે અગ્નિ મૂકી, આંખ ને કાન બળતા હતા તે વખતે જરાપણ ક્રોધ થવા નહિ દેતાં અંતરસ્વરૂપમાં સ્થિર થઇ ૪૮ મિનિટમાં કેવળજ્ઞાન પ્રગટ કરી મુક્ત થયા. બીજા પણ કેટલાક સંત મુનિ પરમાત્મદશા પૂર્ણ કરવી છે તેવી સ્થિતિમાં ધ્યાનમાં સ્થિર થયા છે. તેમાં કોઇ પૂર્વના વેરી દેવે પૂર્વ પ્રકૃતિના યોગે આવીને મુનિને મેરુ પર્વત ઉપર લઇને ત્યાં ધોતિયું ધુએ તેમ પર્વત સાથે પછાડ્યા, તે વખતે મુનિઓએ બે ઘડીમાં સ્વરૂપમાં સ્થિર થઇ કેવળ લીધું, દેહ છૂટી ગયો ને મુક્ત થયા.

કોઇ એમ કહે કે તમારી સાથે એવું વેર લઉં કે તમને અંતરમાં ગુણ પ્રગટ કરવા ન દઉં પણ મારે ભવ કરવા જ નથી ને ! અવતાર છે જ નહિ ને ! પછી તું વેર લઇશ કોનું ? તું મારામાં પેસી શકે જ નહિ, તેથી તેવું વેર લેવા કોઇનો ભાર નથી કે અંતર-ગુણ પ્રગટ કરવામાં આડો આવે, પોતે અંતરમાંથી ક્રોધ ટાળી નાખ્યો, પછી સામો વેર રાખે, તેથી આનો ગુણ પ્રગટ થતો અટકે તેમ નથી, જગતમાં એવી કોઇની શક્તિ નથી, એવો કોઇ જન્મ્યો નથી કે આનો

ગુણ પ્રગટ થતાં અટકાવે. વેર રાખનારનું વેર એની પાસે રહે છે ને પોતે સ્વાધીનપણે મોક્ષપર્યાય પ્રગટાવી મુક્ત થાય છે.

બહારથી પરિષહ આવે, પ્રતિકૂળતા આવે, તે બધું પૂર્વ પ્રકૃતિને આધીન છે, ને ગુણ પ્રગટ કરવા તે પોતાના પુરુષાર્થ આધીન છે. કેટલાક એમ કહે છે કે અંતરમાં ગુણો પ્રગટ્યા હોય, ધર્માત્મા હોય તો, બીજા ઉપર છાપ પડવી જોઈએ, અંદર અહિંસા પ્રગટી હોય તો બહાર અહિંસાની છાપ બીજા ઉપર પણ પડવી જોઈએ, પણ તે વાત તદ્દન જૂઠી છે. સંત મુનિઓ કેવળ લીધું કે લેશે એવી સ્થિતિમાં ઝૂલતા હોય ને સિંહ, વાઘ આદિ આવી ફરડીને ખાઈ જાય છે. પુણ્યનો ઉદય હોય તો બીજા ઉપર છાપ પડે, અને પુણ્યનો ઉદય ન હોય તો છાપ ન પણ પડે, અંદર ગુણ પ્રગટવા તે જુદી ચીજ છે ને છાપ પડવી તે જુદી ચીજ છે.

જેમ ક્રોધથી ભેદ પાડે તેમ માનથી પણ ભેદ કરી નાખે કે માન તે મારું સ્વરૂપ નથી. કોઈ કહે કે અમે આવા સાધનસંપન્ન અને અમને કોઈ હીણું કેમ કહી જાય? પણ ભાઈ! કોઈ હીણું કહે કે કોઈ સારું કહે તે પૂર્વ પ્રકૃતિને આધીન છે, ને ગુણ પ્રગટ કરવો તે પોતાને આધીન છે. પૂર્વે અનંતવાર મૂળામાં મફતમાં વેચાઈ ગયો ને અહીં જરાક વાંધો આવે તો કહે કે અમને આમ કેમ? શાક લેવા ગયો ને છોકરું ભેગું ગયું, ત્યાં બે પૈસાનું શાક લીધું ને છોકરાએ કજિયો કર્યો તેથી શાકવાળાએ છોકરાને મૂળો ઉપર મફતમાં આપ્યો, તેમાં ભાઈસાહેબ પોતે બેઠા હતા: ત્યાં મૂળામાં મફતમાં ગયા ને અહીં માનનો પાર નહિ. પણ ધર્માત્મા એમ સમજે છે કે તે માન મારું સ્વરૂપ નથી, હું શાંત-નિર્માનસ્વરૂપ છું.

તેમ માયા-દંભ તે પણ મારું સ્વરૂપ નથી. લોકો માયા કરીને એમ હોશિયારી માને છે કે મેં બીજાને કેવા છેતર્યા! પણ વિચાર તો ખરો કે માયાથી કોણ છેતરાણું? સામાના પુણ્યનો યોગ નહોતો, તેથી તારા જેવો દગા પ્રપંચવાળો એને મળ્યો, પણ ખરી રીતે છેતરાણો છો તું જ. સામો નથી છેતરાણો. તેં તારા જ્ઞાનને સીધું

નહિ રહેવા દેતાં, આડું કર્યું માટે તું જ છેતરાણો. ધર્માત્મા માયાથી ભેદ પાડે કે માયા તે મારું સ્વરૂપ નથી; હું તો સરળસ્વભાવી, ચિન્મૂર્તિ આત્મા છું. તેમ લોભથી-તૃષ્ણાથી ભેદ પાડે, તૃષ્ણા તે મોહભાવ છે; મારા ચૈતન્યનું સ્વરૂપ નથી: તેમ કર્મથી ભેદ પાડે કે જે આ ઊણી અવસ્થા છે તેમાં કર્મનું નિમિત્ત છે માટે તે ઊણી અવસ્થા કર્મમાં નાખી દીધી. હું તો પૂર્ણ સ્વભાવે શુદ્ધ છું તે કર્મ મારામાં નથી તેમ કર્મથી ભેદ પાડે.

નોકર્મ એટલે જેટલાં બાહ્ય નિમિત્ત દેખાય તે પણ મારું સ્વરૂપ નથી. મતિજ્ઞાનથી જાણતાં સીધું ન જણાય ને વચ્ચે ભીંત આડી આવે તે ભીંત નોકર્મ છે. શ્રુતજ્ઞાનમાં આ પુસ્તક નિમિત્ત છે માટે તે પુસ્તક પણ નોકર્મ છે.

ભેંસનાં દૂધ ખાઇએ, બદામ પીસ્તાં ખાઇએ તો મગજ સારું રહે તેમ કેટલાક માને છે પણ તે વાત તદ્દન ખોટી છે, તે બધી પરવસ્તુ છે, નોકર્મ છે. બદામ-પીસ્તાંથી કે સાત્ત્વિક ખોરાક લેવાથી મગજ સારો રહે તેમ માનવું તે ભૂલ છે, તે ચીજનો સંયોગ થવો તે નોકર્મ છે. શાતા થવાની હોય તો તેવાં નિમિત્તો મળે અને અશાતાનો ઉદય આવવાનો હોય તો અશાતાને અનુકૂળ નિમિત્તો થાય, પરવસ્તુ તે નિમિત્તરૂપ છે. તેથી સાત્ત્વિક ખોરાક લેવો ને વૃદ્ધિ કરવી તેમ કહેવું નથી પણ અહીં તો પર પદાર્થ ઉપરથી દૃષ્ટિ ઉઠાવી લેવાની વાત છે, શાતા કે અશાતા થવાની હોય તે પ્રમાણે તેવાં નિમિત્તો તેના કારણે હાજર હોય છે: જ્ઞાની સમજે છે કે નિમિત્ત મને કાંઈ કરી શકતું જ નથી.

ઊંઘ સરખી આવે તો કામ સારું થાય તે બધી માન્યતા ભ્રમ છે. કોઇ કહે કે છોકરાએ મને ક્રોધ કરાવ્યો, પણ એક પદાર્થ બીજા પદાર્થમાં કાંઇ કરી શકતો જ નથી. છોકરો તો નોકર્મ છે. તેણે ક્રોધ કરાવ્યો નથી પણ પોતે ઊંધો પુરુષાર્થ કરીને ક્રોધ કર્યો ને છોકરાને

નિમિત્ત બનાવ્યું. દ્રવ્યકર્મ, ભાવકર્મ અને નોકર્મ એ ત્રણેને સંબંધ છે, દ્રવ્યકર્મ એટલે આઠ કર્મના જડ રજકણો, ભાવકર્મ એટલે ચૈતન્યના રાગ-દ્વેષ-મોહનાં પરિણામ, અને નોકર્મ એટલે બાહ્ય નિમિત્તો, એ ત્રણેનું સ્વરૂપ સમજાવ્યું ત્યાં, અજ્ઞાની વળગ્યો એને કે આ મારું છે. પણ જ્ઞાની સમજે છે કે તે ત્રણે કર્મોથી મારું સ્વરૂપ જુદું છે. મન-વચન અને કાયા તરફ ઢળવું તે પણ મારું સ્વરૂપ નથી. ઇંદ્રિયો આત્મદશાને પ્રગટ કરવામાં આધાર નથી, તેમ ઇંદ્રિયોથી પણ ભેદ, જ્ઞાની સમજે છે. ૩૬.

હવે જ્ઞેયભાવના ભેદજ્ઞાનનો પ્રકાર કહે છે:—

**णत्थि मम धम्मआदी बुज्झदि उवओग एव अहमिक्को ।**
**तं धम्मणिम्ममत्तं समयस्स वियाणया विंति ॥ ३७ ॥**

**અર્થ:**—એમ જાણે કે 'આ ધર્મ આદિ દ્રવ્યો મારાં કાંઈ પણ લાગતાં વળગતાં નથી, એક ઉપયોગ છે તે જ હું છું'—એવું જે જાણવું તેને સિદ્ધાંતના અથવા સ્વપરના સ્વરૂપરૂપ સમયના જાણનારા ધર્મદ્રવ્ય પ્રત્યે નિર્મમત્વ કહે છે.

૩૬ મી ગાથામાં આત્માને પરથી નિરાળો બતાવ્યો એટલે કે મોહકર્મના નિમિત્તથી થતા ભાવો, તેનાથી જુદો બતાવ્યો. ૩૭ મી ગાથામાં તેથી પણ આગળ લઈ જાય છે. ભેદજ્ઞાન થયા પછી જે જ્ઞેયના વિચાર આવે છે તેનાથી પણ જુદો બતાવે છે અને અંતર એકાગ્રતામાં વધારે છે. ધર્માત્માને ભેદજ્ઞાન થયા પછી ધર્માસ્તિ આદિના વિચાર આવે છે પણ તે એમ સમજે છે કે આ ધર્માસ્તિ આદિ છ પદાર્થને અને મારે કાંઈ પણ નાતો કે સંબંધ નથી, લાગતુંવળગતું

---

ધર્માદિ તે મારાં નથી, ઉપયોગ કેવળ એક હું,
—એ જ્ઞાનને, જ્ઞાયક સમયના ધર્મનિર્મમતા કહે. ૩૭.

નથી. એક ઉપયોગ છે તે જ હું છું, તેને સિદ્ધાંતના જાણનારા, અથવા ત્રિકાળ સ્વરૂપને જાણનારા, અથવા સ્વપર પદાર્થને જાણનારા નિર્મમત્વ કહે છે.

આત્માનું જ્ઞાન કેવું છે? પોતાના નિજરસથી જે પ્રગટ થયેલ છે, નિવારણ ન કરી શકાય એવો જેનો ફેલાવ છે. આત્માનું જ્ઞાન એટલું વિકાસરૂપ છે કે તેમાં ગમે તેટલા પદાર્થ જાણવાના આવે તો પણ જ્ઞાનનો વિકાસ થાકે નહિ. જુઓ, ભાઇ! તમને આ બધું જણાય છે તેમાં તમારું જ્ઞાન થાકે છે? ન જ થાકે, કારણ કે જેનો જાણવાનો સ્વભાવ તે શું ન જાણે? બધું જાણે. જેમ થોડું જાણતાં જ્ઞાન થાકતું નથી તેમ સર્વ પદાર્થ જાણતાં પણ જ્ઞાન ન થાકે, પણ આવા વિશાળ જ્ઞાનનો વિશ્વાસ બેસતો નથી; જીવોને એમ થઇ જાય છે કે આવડા શરીરમાં આવડું મોટું જ્ઞાન હોય! એમ શંકા થાય છે, પ્રતીતિ બેસતી નથી. દૂધમાંથી દહીં થશે તેની પ્રતીતિ, પાણીથી તરસ છીપશે તેની પ્રતીતિ, જડની તાકાતની કબૂલાત, પણ પાણી એટલે આત્મામાં બળ-તેજ, એવું આત્માનું પાણી તેમાં સમ્યક્ પ્રકારે એકાગ્ર થાય તો એક ક્ષણમાં કેવળ લે, એવો જે આત્માનો સ્વભાવ તેનો વિશ્વાસ નહિ, અને બહારનો બધો વિશ્વાસ. આત્મા એવો છે કે પોતાના નિજરસની એકાગ્રતાથી પ્રગટ એવું જ્ઞાન નિવારણ ન કરી શકાય, એટલે ગમે તેટલા પદાર્થો જાણવામાં આવે તો પણ રોકાય નહિ એવી શક્તિવાળું તે જ્ઞાન છે, તે જ્ઞાનનો ગમે તેટલો વિકાસ થાય-ફેલાવ થાય તો પણ તેની હદ નથી, બેહદ છે: ધર્માત્મા જાણે છે કે મારા જ્ઞાનનો સ્વભાવ એવો છે કે બધા પદાર્થોને જાણું તો પણ મારા જ્ઞાનનો અંત નથી. જુઓ ભાઇ! આ વિશાળજ્ઞાનમાં ક્યાંય રાગ-દ્વેષ ન આવ્યા પણ એકલું સુખ જ આવ્યું.

સમસ્ત પદાર્થોને ગ્રસવાનો જેનો સ્વભાવ છે એટલે કે ત્રણકાળ ત્રણલોકના પદાર્થોને જાણવારૂપ ગળી જવાનો જેનો સ્વભાવ છે, આત્માની પ્રચંડ એટલે ઉગ્ર ચિન્માત્ર શક્તિવડે ગ્રાસીભૂત કરવાનું

જેનું સામર્થ્ય છે, ગ્રાસીભૂત એટલે ત્રણકાળ ત્રણલોકના પદાર્થો જાણે જ્ઞાનમાં કોળિયો કેમ થઇ ગયા હોય! અંતર્મગ્ન કેમ થઇ રહ્યા હોય! જ્ઞાનમાં તદાકાર થઇ ડૂબી કેમ રહ્યા હોય! જાણે કે વિશ્વના સમસ્ત પદાર્થ અંદર પેસી કેમ ગયા હોય! એવી રીતે આત્મામાં પ્રકાશમાન છે, પર પદાર્થો આત્મામાં પેસતા નથી પણ પેસી ગયા હોય તેમ પ્રકાશમાન છે.

જેમ અરીસામાં વસ્તુઓનો પ્રતિભાસ થાય છે ત્યારે તે બધી વસ્તુઓ એવી દેખાય છે કે જાણે અંતર્મગ્ન થઈ ગઈ હોય! અરીસામાં પેસી ગઇ હોય! એકી સાથે અરીસામાં પાંચ હજાર ચીજો દેખાય તો પણ તેમાં સંકડાશ પડતી નથી, અરીસા જેવા પદાર્થમાં પણ આમ બને તો પછી જ્ઞાનમાં શું ન જણાય?

શરીરને લક્ષમાંથી કાઢી નાખો તો આત્મા અત્યારે જ જ્ઞાનની અરૂપી પૂતળી છે. તે એકલી-માત્ર જ્ઞાન પૂતળીમાં શું ન જણાય? જડ-ચૈતન્ય બધા પદાર્થો એક સાથે પ્રકાશમાન થાય એવું તેનું સામર્થ્ય છે. જેમ અગ્નિનો એક તણખો માત્ર બધાને બાળી મૂકે છે તેમ જ્ઞાનનો એક અંશ બધાને જાણી લે છે.

ચૌદરાજલોકમાં એક ધર્માસ્તિકાય નામનો અરૂપી પદાર્થ છે જે જડ ચૈતન્યને ગતિ કરવામાં ઉદાસીન નિમિત્ત છે, જેમ માછલાને પાણી કહેતું નથી કે તું ચાલ, પણ માછલું ચાલે ત્યારે પાણી ઉદાસીનપણે નિમિત્ત થાય છે તેમ ધર્માસ્તિકાય ઉદાસીન નિમિત્ત છે.

તે રીતે ચૌદબ્રહ્માંડમાં એક અધર્માસ્તિકાય નામનો અરૂપી પદાર્થ છે. જડ-ચૈતન્ય ગતિ કરતાં સ્થિર થાય તેને સ્થિર થવામાં ઉદાસીન નિમિત્ત છે. જેમ ઝાડ વટેમાર્ગુને કહેતું નથી કે તું આ છાયામાં સ્થિર થા. પણ જે સ્થિર થાય તેને છાયો ઉદાસીન નિમિત્ત છે, તેમ અધર્માસ્તિકાય ઉદાસીન નિમિત્ત છે.

તેમ આકાશાસ્તિકાય નામનો લોકાલોકમાં સર્વવ્યાપક એક

અરૂપી પદાર્થ છે, જે ધર્મ, અધર્મ, કાળ, પુદ્ગલ અને જીવ એ પાંચે દ્રવ્યને અવગાહ ( જગ્યા ) આપવામાં ઉદાસીન નિમિત્ત છે. દશે દિશાઓમાં ખાલી જગ્યા છે તે આકાશ છે. લોક પછી શું હોય ? આ બધી વસ્તુઓ છે તે આમને આમ ક્યાં સુધી હોય ? ત્યારપછી શું આવે ? ત્યારપછી શું આવે ? એમ વિચારે તો એકલી ખાલી જગ્યા લક્ષમાં આવશે તે આકાશ છે.

લોકાકાશના પ્રદેશે પ્રદેશે એક એક કાલાણુ દ્રવ્ય રહેલ છે, તે કાલાણુ દ્રવ્ય અસંખ્ય છે. જે સૂર્ય-ચંદ્રના નિમિત્તે દિવસ-રાત નક્કી થાય છે તે કાળ દ્રવ્ય નથી, પરંતુ કાળ દ્રવ્ય નામનો અરૂપી સ્વતંત્ર પદાર્થ છે જે સર્વ દ્રવ્યોને પરિણમનમાં નિમિત્ત છે.

આ પદાર્થોને જેણે કબૂલ્યા નથી તેણે પોતાના જ્ઞાનના ફેલાવને કબૂલ્યો નથી. જ્ઞાની સમજે છે કે તે બધા પદાર્થો જગતમાં છે, સર્વજ્ઞ ભગવાને તે જોયા છે, મારા જ્ઞાનમાં પણ તે જણાય છે છતાં તે પદાર્થો અને મારે કાંઇ પણ સંબંધ કે નાતો નથી.

આ બધી વસ્તુઓ જે દેખાય છે તે પુદ્ગલના સ્કંધો છે. તે સ્કંધમાં એક એક પરમાણુ દ્રવ્ય સ્વતંત્ર જુદે જુદા છે. તેવા પરમાણુ દ્રવ્ય અનંતા છે. અને આ જીવ દ્રવ્યથી અન્ય એવા બીજા જીવ દ્રવ્યો પણ અનંતા છે. ધર્મી સમજે છે કે ધર્માસ્તિકાય આદિ પદાર્થો, પુદ્ગલ અને મારાથી અન્ય એવા જીવ દ્રવ્યો-તે છ એ દ્રવ્યો મારાથી જુદા છે, તે મારા જ્ઞાનનું જ્ઞેય છે, તે મારા જ્ઞાનમાં જણાવા યોગ્ય છે પણ તેને અને મારે કાંઈ પણ લાગતું વળગતું નથી.

ઘરના બારીબારણાં કેટલાં, ઘરનાં ગોદડાં કેટલાં, બારીના સળીઓ કેટલા, તે બધાની ખબર હોય, પણ આત્મામાં કેટલું સામર્થ્ય છે તેની ખબર નહિ, સ્વભાવઘરમાં શું ભર્યું છે તેની ખબર નહીં. છ પદાર્થ જગતના છે તે જ્ઞાનનો વિષય છે તે વસ્તુની જેમ ખબર નથી તેને મારું જ્ઞાન કેવડું છે તેની ખબર નથી, જરા

જરા જાણે ત્યાં અટકી જાય, અનુકૂળતા-પ્રતિકૂળતામાં ઠીક-અઠીક માની અટકી જાય, પણ ધર્માત્મા સમજે છે કે જરા જરા જાણવામાં અટકવું એવી અપૂર્ણતા અને અનુકૂળતા-પ્રતિકૂળતામાં અટકવું એવી તુચ્છતા મારા સ્વભાવમાં છે નહિ. તે જ્ઞેયો અને તે મોહ, તેને અને મારે કાંઇ સંબંધ નથી. પુદ્‌ગલ અને જીવદ્રવ્યની વાત હવે વિશેષ આગળ આવશે.

૧૯૯૯ આસો સુદ ૮ ગુરુ

જીવ દ્રવ્યને બીજા કોઇ દ્રવ્ય સાથે કાંઇ પણ લાગતુંવળગતું નથી તેનો આમાં અધિકાર છે.

૩૬ મી ગાથામાં એમ આવ્યું કે મોહકર્મના નિમિત્તે આત્મામાં જે ભાવ થાય તે આત્માનો ભાવ નથી, તેનાથી આત્માને લાભ નથી. આત્માનો સ્વભાવ તો જ્ઞાયક છે તેને સમજીને તેમાં એકાગ્રતા થાય તે જ લાભ છે.

હવે જીવ અને પુદ્‌ગલ તે મારા જ્ઞાનનું જ્ઞેય છે તેમ અહીં કહે છે. ધર્મી વિચારે છે કે મન, વાણી, દેહ, કર્મ અને બહારનો સંયોગ તે બધા પુદ્‌ગલો છે તે મારા કાંઇ પણ સંબંધી નથી. તે કર્મ અને શરીરાદિ તે મારા જ્ઞાતાના જ્ઞેય છે, તે જણાવા યોગ્ય છે ને હું જાણનાર છું; લક્ષ્મી, મકાન, તે બધાં પુદ્‌ગલો મને સુખ આપવા પણ સમર્થ નથી તેમ દુઃખ આપવા પણ સમર્થ નથી. કોઇ પણ જાતનો સંબંધ મારે પુદ્‌ગલ દ્રવ્ય સાથે નથી, તેનાથી મને લાભ કે ધર્મ પણ થાય તેમ નથી, મારો જ્ઞાનસ્વભાવ છે તેને ઓળખીને તેમાં એકાગ્ર થવાથી ધર્મ થાય.

અન્ય આત્મા સાથે પણ મારે કાંઇ સંબંધ નથી. બીજા આત્મા મને લાભ-નુકસાન કરે તેવો પણ સંબંધ નથી. માત્ર જ્ઞેયજ્ઞાયકપણે સંબંધ છે. મારો આત્મા તો પરથી નિરાળો છે. સિદ્ધ થાય ત્યારે નિરાળો છે એમ નહિ પણ ત્રણેકાળ નિરાળો છે, વર્તમાન પણ

નિરાળો છે. મારી ચીજમાં બીજાના હાથ નથી, મારો બીજી ચીજમાં હાથ નથી, બીજા આત્મા મને મદદ કરે તેમ નથી. દેવ-ગુરુ-શાસ્ત્ર પણ મને મદદ કરે તેમ નથી, પોતે સમજ્યો ત્યારે દેવ-ગુરુ-શાસ્ત્રને નિમિત્ત કહેવાય.

મારે અને આ શરીર-મન-વાણીના એક પણ રજકણને કાંઇ સંબંધ નથી. આ જે પર વલણના ક્ષણિક શુભાશુભભાવ થાય તેને અને મારે કાંઇ સંબંધ નથી, અન્ય જીવ જે સ્ત્રી, કુટુંબ, દીકરા-દીકરી વગેરે તથા દેવ-ગુરુ-શાસ્ત્ર—તેને અને મારે કાંઈ પણ સંબંધ નથી. એવા પોતાના નિરાળા આત્માની શ્રદ્ધા થવાથીજ દેવ-ગુરુ-શાસ્ત્રની યથાર્થ ઓળખાણ થાય છે. એકલા નિમિત્ત ઉપર લક્ષ રહે તે રાગ છે, દેવ-ગુરુ-શાસ્ત્ર જ મને તારી દેશે એવી દૃષ્ટિ રહે ત્યાંસુધી જ્ઞાન પણ યથાર્થ થતું નથી.

પ્રશ્ન:—દેવ-ગુરુ-શાસ્ત્ર પણ આત્માને કાંઇ લાભ કે મદદ ન કરે તેમ એકાંતદૃષ્ટિથી કહો છો ?

ઉત્તર:—સમ્યક્ એકાંતદૃષ્ટિથી એમ જ છે. આત્મા જ્યારે સ્વ-તરફ ઢળે છે ત્યારે જ સ્વપરને યથાર્થ જાણે છે. જ્યારે સ્વતરફ ઢળે ત્યારે જ દેવ-ગુરુ-શાસ્ત્રથી હું ભિન્ન છું, પરમાર્થે મને કોઇ મદદગાર નથી, એમ ભાન થયા પછી જ સ્વપરનું જ્ઞાન યથાર્થ થાય છે. દેવ-ગુરુ-શાસ્ત્રનું નિમિત્ત અને પોતાનું ઉપાદાન બન્નેનું એટલે સ્વપરનું સ્વરૂપ યથાર્થ જાણે છે; નિમિત્ત કોણ છે અને હું કોણ છું તેમ બરાબર જાણે છે, હું પરથી નિરાળો જાગતી જ્યોત ચૈતન્ય છું. મારા ગુણની પ્રગટતા મારાથી થાય છે ને મારા ગુણની પ્રગટતા થઈ તેમાં હાજરીરૂપ નિમિત્ત દેવ, ગુરુ ને શાસ્ત્ર છે. તેમ પોતાનું સ્વરૂપ અને દેવ-ગુરુ-શાસ્ત્રનું સ્વરૂપ, ભાન થયા પછી બરાબર જાણે છે. તેમ સ્વ-સન્મુખ ઢળ્યા પછી સ્વપરનું જ્ઞાન થાય તે જ્ઞાન યથાર્થ થાય છે. એકલા નિમિત્ત ઉપર લક્ષ તે રાગ છે, એકલા પર પદાર્થ ઉપર લક્ષ

છે ત્યાંસુધી જ્ઞાન યથાર્થ થતું નથી. પરથી ભિન્ન પડેલા જ્ઞાનમાં જે સ્વપર પદાર્થનું સ્વરૂપ જણાય તે યથાર્થ જણાય છે.

ધર્મી વિચારે છે કે રાગ તે હું નહિ, શરીરાદિ તથા અન્ય આત્માઓ તે હું નહિ, હું તો જ્ઞાયક એક આત્મા છું, બીજા અન્ય આત્મા તે મારા જ્ઞાનમાં જણાવા યોગ્ય જ્ઞેય છે પણ તે મારા સંબંધી નથી.

ટંકોત્કીર્ણ એક જ્ઞાયકસ્વભાવપણાથી પરમાર્થે અંતરંગ તત્ત્વ તો હું છું, અનંતા જ્ઞાનાદિ ગુણોનો પિંડ છું. ટંકોત્કીર્ણ એટલે હું નીવડ છું તેમાં પર વસ્તુ આવીને મારા સ્વભાવમાં ઘોબો પાડે કે ખાડ પાડે તેમ નથી, મને નુકસાન-લાભ કરવા કે અડવા-સ્પર્શવા પણ સમર્થ નથી, ગમે તેટલા અનુકૂળતાના કે પ્રતિકૂળતાના સંયોગ આવે, તો પણ મને અડવા કે સ્પર્શવા પણ સમર્થ નથી.

ધર્મ લુગડામાં પણ નથી, ધર્મ આહાર લેવા મૂકવામાં પણ નથી, ધર્મ મન-વાણી-દેહમાં પણ નથી. "વત્થુ સહાવો ધમ્મો" વસ્તુનો સ્વભાવ તે જ ધર્મ છે, ધર્મ આત્માનો સ્વભાવ જ છે; સ્વભાવમાં કંઈ બીજી લય ન થવા દેવી અને સ્વભાવરૂપે રહેવું તેનું નામ ધર્મ.

જ્ઞાયકસ્વભાવપણાથી પરમાર્થે અંતરંગ તત્ત્વ તો હું છું. સ્ત્રી કુટુંબ, શરીરાદિ અને દેવ-ગુરુ-શાસ્ત્ર, તે બધા મારા સ્વભાવથી જુદા સ્વભાવવાળા છે. દરેક આત્માનો સ્વભાવ તો એક જાતનો છે પણ દ્રવ્યો સ્વતંત્ર જુદાં છે. દેવ, ગુરુ, શાસ્ત્ર અને સિદ્ધ ભગવાન બધા લઈ લીધા છે તે બધાનો સ્વભાવ મારાથી જુદો છે. જુદા સ્વભા એટલે મારાથી બધાં દ્રવ્યો સ્વતંત્ર જુદાં છે મારો સ્વભાવ મારામ ને તેનો સ્વભાવ તેનામાં, કોઈનો સ્વભાવ કોઈમાં પેસી ગયો નથી તે અપેક્ષાએ જુદા સ્વભાવ કહ્યા છે, પણ સ્વભાવ જાતિ અપેક્ષાએ તો એક છે.

સ્ત્રી, કુટુંબ, દેવ, ગુરુ, શાસ્ત્ર, શરીર, મન, વાણી વગેરે તે બધાં બાહ્ય તત્ત્વ છે, હું તો અંતરંગ તત્ત્વ છું. આમાં ઘણા સિદ્ધાંત ગોઠવ્યા છે, અસ્તિ-નાસ્તિથી ખૂબ લઠયું છે. કોઇ પર તત્ત્વ આત્મતત્ત્વને મદદ કરવા, લાભ કરવા, કે નુકસાન કરવા અસમર્થ છે. પર દ્રવ્યો પરમાર્થે પોતાના બાહ્ય તત્ત્વપણાને છોડવા અસમર્થ છે, પર દ્રવ્યોનું બાહ્ય તત્ત્વપણું હું છોડાવવાને અસમર્થ છું, કોઈ પદાર્થ મને લાભ-નુકસાન ક્યારે કરે કે પોતાના સ્વભાવનો અભાવ કરી મારામાં પેસી જાય તો; પણ કોઇ પદાર્થ કોઇ પદાર્થમાં પેસી શકે નહિ, માટે મને કોઇ પદાર્થ લાભ-નુકસાન કરી શકે નહિ. એક રજકણ કે અન્ય જીવો તે પોતાના ગુણ અને અવસ્થાનો અભાવ કરી મારામાં આવવા અસમર્થ છે માટે મને લાભ-નુકસાન કરવા અસમર્થ છે. હું ચિદાનંદ મૂર્તિ છું એમ જાણવું અને તેમાં ઠરવું તે જ મને લાભ કરે છે, એટલે મારો આત્મા જ મને લાભ આપે છે.

સ્ત્રી આદિમાં સગવડતા-અગવડતા લોકો કહે છે, પણ તેમાં સગવડતા-અગવડતા નથી, માત્ર કલ્પી લીધું છે. જેમ કે સારો બંગલો હોય, તેને મજબુત બારી બારણાં હોય, પછી અંદર લાગી અગ્નિ, પોતે રહ્યો અંદર અને સલવાણો, બારી બારણાં મજબુત તેથી ઊઘડે નહિ, જે સગવડતાનું કારણ માન્યું હતું તે જ અગવડતાનું કારણ થયું, માટે સગવડતાનું કારણ માન્યું હતું તે ખોટું પડયું. જે તત્ત્વ પોતાથી ભિન્ન છે તે પોતાને સગવડતાનું કારણ થઇ શકે નહિ. તે બધાં બાહ્ય તત્ત્વો છે. આત્મા પોતાપણે છે અને બાહ્ય તત્ત્વપણે નથી એટલે કે આત્માની પોતાપણે અસ્તિ છે ને બાહ્ય તત્ત્વપણે નાસ્તિ છે. બાહ્ય તત્ત્વ બાહ્ય તત્ત્વપણે છે અને આત્માપણે બાહ્ય તત્ત્વ નથી. જે તત્ત્વો આત્માથી ભિન્ન છે તે તત્ત્વો ( પદાર્થો ) આત્માને સગવડતા-અગવડતા કે લાભ-નુકસાન કરવા સમર્થ હોઇ શકે નહિ.

હું સ્વયમેવ ઉપયુક્ત ( ઉપયુક્ત એટલે જાણવા-દેખવાના વેપારવાળો ) છું તેમાં રહેવું તે જ મારી વીતરાગતા પ્રગટ કરવાની રીતપંથ છે. હું એક સ્વયમેવ નિત્ય ઉપયુક્ત છું, સ્વયમેવ એટલે મારી

મેળાએ, નિત્ય એટલે ત્રિકાળ, ને ઉપયુક્ત એટલે જ્ઞાન-દર્શનના વેપારવાળો છું. મારી મેળાએ ત્રિકાળ ઉપયુક્ત છું, એ જ મારો સ્વભાવ, ધર્મ ને વેપાર છે, સમ્યક્દ્રષ્ટિનો આ વેપાર છે. સંકલ્પ-વિકલ્પનો વેપાર તે પરનો વેપાર છે, જડનો વેપાર છે, સમ્યક્દ્રષ્ટિ વિચારે છે કે મારો વેપાર તો જ્ઞાન જ છે, મારો સ્વભાવ તો શુદ્ધ નિર્મળ છે, તેમાં જ ધર્મ છે. લોકોને અંતરંગ તત્ત્વનો કાંઇ વિચાર નહિ ને કહે કે બાહ્ય તત્ત્વનું કાંઈ કહેતા નથી, પણ જેમાં ધર્મ નથી તેમાં ધર્મ જ્ઞાની બતાવે જ નહિ. તું તારી માન્યતાથી બહારમાં ધર્મ માની બેઠો છો તે તારી ઊંધી માન્યતા તું છોડ.

હું એક છું. સંકલ્પ-વિકલ્પના અનેક પ્રકાર તે મારો સ્વભાવ નથી, હું તેનાથી જુદો છું, સંકલ્પ-વિકલ્પની કોઈ પણ પ્રકારની ઉપાધિ મારામાં નથી, ઉપાધિ મારું સ્વરૂપ નથી, હું ઉપાધિસ્વરૂપે અનેક પ્રકારે થઈ જતો નથી, પરમાર્થે હું એક, અનાકુળ, પરથી ભિન્ન, ચિન્માત્રમૂર્તિ છું.

હું આત્મા અનાકુળ સ્વરૂપ છું, બહારનો લોહવાટ અને બાહ્ય તત્ત્વનું રૂંઓંપિયાપણું, તથા હું પરને રાખું ને પર મને રાખે એવા જે ભાવ તે બધી આકુળ-વ્યાકુળતા છે, તેને જ્ઞાની સમજે છે કે આ આકુળ-વ્યાકુળતા તે મારું સ્વરૂપ નથી. પર પદાર્થ તે હું નથી તો તેના નિમિત્તે થતા જે આકુળિતભાવ તે હું ક્યાંથી હોઉં? હું તો અનાકુળ સ્વરૂપ છું એમ ભાન થયું ત્યારે આકુળતાનો અભાવ થાય, અને આકુળતાનો અભાવ થાય ત્યારે બીજું કાંઇક 'ભાવ સ્વરૂપ' પ્રગટ થવું જોઇએ, આકુળતાનો અભાવ થયો એટલે પોતામાં ઠર્યો ત્યાં નિરાકુળ આનંદ સ્વરૂપને વેદે છે.

ઘરનું કોઈ માણસ માંદું હોય તેમાં પોતાને આકુળતા થઈ જાય કે એકદમ જાઉં, ડૉક્ટરને બોલાવું, ઝટ મટાડી દઉં, એમ આકુળ-વ્યાકુળ થઈ જાય છે, પણ ભાઈ! પરને મટાડવું તે તારા

હાથની વાત નથી, તેને શાતાનો ઉદય હોય તો તારું નિમિત્ત બને છે. તું માત્ર પરને શાતા કરવાના ભાવ કરી શકે, બાકી પરનો રોગ મટાડી દેવો તે તારા હાથની વાત નથી.

જ્ઞાની સમજે છે કે હું પરનું કાંઈ કરી શકું નહિ એમ પરના કર્તાપણાનો અહંકાર છૂટી ગયો એટલે પર તરફનું જોર છૂટી ગયું અને પોતામાં જોર આવ્યું, શ્રદ્ધા થઇ, વસ્તુનો સ્વભાવ જાણ્યો, પરનું બનવાનું મારે હાથ નથી, એમ સમાધાન કર્યું એટલે પોતામાં ઠર્યો. હું આમ કરૂં તો આમ થાય ને આમ કરૂં તો થાય-એવો લોહવાર છોડી, આકુળતાના સ્વાદથી જુદા પોતાના અનાકુળ-શાંત સમાધાન સ્વરૂપને તે વેદે છે. એવો પોતે પોતાને ભગવાન આત્મા જ જાણે છે. હજુ અલ્પજ્ઞ છે, ભગવાન થઈ ગયો નથી, કેવળી થઈ ગયો નથી, તો પણ જ્ઞાની પોતાને ભગવાન જાણે છે. પરથી જુદો પડયો એટલે ધર્મીને પોતાની મહિમા આવે છે કે હું એક ભગવાન આત્મા છું. વસ્તુસ્વભાવે તો પોતે ભગવાન જ છે તેથી પણ પોતાને ભગવાન માને છે. ધર્મી જાણે છે કે હું પ્રગટ નિશ્ચયથી એક છું, જગતના કોઈ પણ પદાર્થરૂપે હું થઇ જતો નથી માટે હું એક છું. શરીર, વાણી અને મન એને એની ખબર નથી અને તેને મારી પણ ખબર નથી. મને એની ખબર છે અને મારી પણ ખબર છે. એવો હું સ્પષ્ટ પ્રગટ છું, એમ ધર્મી પોતાની મહિમા ગાય છે. જ્યાંસુધી સમજ્યો નહોતો ત્યાંસુધી પૈસાવાળાને મોટપ આપતો, પછી ભલે તે પૈસાવાળાનાં કર્તવ્ય ખોટાં હોય, દારૂ-માંસના સેવનારા હોય, છતાં તેને મહિમા આપતો, પણ પોતાનું ભાન થતાં પરની મહિમા ગઇ ને પોતાની મહિમા આવી-કે હું પોતે સ્પષ્ટ પ્રગટ ભગવાન આત્મા છું.

ધર્માત્મા જાણે છે કે શરીર, મન, વાણી આદિ સાથે મારે જ્ઞેય-જ્ઞાયક સંબંધ છે. તે જણાવાયોગ્ય ને હું જાણનારો છું એટલો સંબંધ છે. જ્ઞેય-જ્ઞાયક ભાવ માત્રના સંબંધથી પર દ્રવ્યો સાથે પરસ્પર મળવું હોવા છતાં પણ પ્રગટ સ્વાદમાં આવતા સ્વભાવના ભેદને

લીધે ધર્મ, અધર્મ, આકાશ, કાળ, પુદ્‌ગલ, અન્ય જીવો પ્રત્યે હું નિર્મમ છું. પહેલાં સમજ્યો નહોતો ત્યારે તે પરનો ઓશિયાળો થઇ ખદબદાટ કરતો રાગ-દ્વેષમાં રોકાતો તે રાગ-દ્વેષનો સ્વાદ લેતો, પણ એમ સમજ્યો કે રાગ-દ્વેષ તે હું નથી, મારે અને એને કાંઇ પણ સંબંધ નથી, મારો સ્વાદ જુદો છે, તેવું ભેદજ્ઞાન કરતાં પોતાના શાંત આનંદસ્વરૂપને વેદવા મંડયો.

અજ્ઞાની રાગને મારો માનતો એટલે આત્માને અને રાગને ભેગો ભરડતો, પણ જ્ઞાનીને જુદાપણાનું ભાન થતાં મારો સ્વાદ ભિન્ન છે તેમ જાણતાં, ધર્મ, અધર્મ, આકાશ, કાળ, પુદ્‌ગલ અને અન્ય જીવો તે પ્રત્યે હું નિર્મમ છું. તે મારાં નહિ ને હું એનો નહિ, હું મારામાં ને તે તેનામાં, તેમ જ્ઞાની જાણે છે કારણ કે સદાય પોતાના એકપણામાં પ્રાપ્ત હોવાથી સમય એવો ને એવો જ સ્થિત રહે છે, પોતાના સ્વભાવને કોઈ છોડતું નથી. આ પ્રકારે જ્ઞેય ભાવોથી જ્ઞાનીને ભેદજ્ઞાન થયું.

પ્રશ્ન:—આમાં ધર્મ ક્યાં આવ્યો? અને કરવાનું શું આવ્યું?

ઉત્તર:—આમાં ધર્મ અનંતો આવ્યો, ધર્મ તે કોદાળે પાવડે થતો નથી, પણ જે સદાય પોતામાં એકપણાથી પ્રાપ્ત છે એવા આત્માને માન્યો, સમજ્યો ને ઠર્યો ત્યાં અનંતો પુરુષાર્થ આવ્યો અને તે જ ધર્મ છે.

કોઈ કહે કે ધર્મ કરવા માટે સારૂં સંઘયણ જોઇએ, સારૂં ક્ષેત્ર જોઇએ, સારો કાળ જોઇએ, અને દેવ-ગુરુ-શાસ્ત્ર જોઇએ, પણ ભાઇ! સંઘયણ એટલે શું? સંઘયણ એટલે હાડકાંની મજબુતાઈ, તો શું તેનાથી અરૂપી આત્માનો ધર્મ થતો હશે? એવા સંઘયણ તો અનંતવાર પામ્યો છતાં આત્માના સ્વરૂપને ન સમજ્યો તો ધર્મ થયો નહિ. જ્યારે આત્મા કેવળજ્ઞાન પામવાની તૈયારી કરે ત્યારે તેની હાજરી હોય છે. માત્ર એટલો જ સંબંધ છે કે કેવળજ્ઞાન પ્રગટ થવા વખતે

તે સંઘયણની હાજરી હોય છે પણ તેના વડે ધર્મ થતો નથી. ધર્મ તો પોતાવડે જ થાય છે, ધર્મ થવામાં તેની મદદ માત્ર પણ નથી.

મનુષ્યનો ભવ અનંતવાર પામ્યો, એક એક સેકંડના અબજો રૂપીઆ આવે એવો રાજકુમાર અનંતવાર થયો, જ્યાં તીર્થંકર અને કેવળીઓ વિચરતા હોય એવું સારૂં ક્ષેત્ર પણ અનંતવાર પામ્યો, અને એવો સારો ચોથો કાળ પણ અનંતવાર પામ્યો, સાક્ષાત્ તીર્થંકર ભગવાનના સમવસરણમાં પણ અનંતવાર જઇ આવ્યો, સાક્ષાત્ દેવ-ગુરુ-શાસ્ત્રનો જોગ પણ અનંતવાર થયો, પણ પોતાની તૈયારી વિના આત્માની ઓળખાણ થઇ નહિ, સત્ય સમજાયું નહિ એટલે ધર્મ થયો નહિ.

સદાય પોતાના એકપણામાં પ્રાપ્ત હોવાથી એવોને એવો જ સ્થિત રહે છે તેમ કહીને તદ્દન ધ્રુવપણું બતાવ્યું છે. આમાં તો આચાર્યદેવે ઘણું ઊંડું રહસ્ય બતાવ્યું છે. તદ્દન એક પ્રકાર લક્ષમાં લેવો તેમાં બે પ્રકાર શા ? પરનો સંબંધ અને પરના સંબંધનો અભાવ તેના ઉપર લક્ષ ન કરો તો સદાય એકપણામાં જ પ્રાપ્ત છે ને એવો ને એવો સ્થિત છે. અવસ્થા એટલે એક સમયની દશા-હાલત તે લક્ષમાંથી છોડીને એકપણાથી જુઓ તો એવો ને એવો જ પ્રાપ્ત છે, ત્રણેકાળે એકપણું છૂટીને બંધ-મોક્ષ એવું બેપણું થયું જ નથી. આમાં ઘણી ગૂઢ વાણી છે. આત્મા તો જ્ઞાન આનંદનો રસકંદ છે, એ દૃષ્ટિથી જુઓ તો અવસ્થા જે છે તેમાં પર નિમિત્તની અપેક્ષા છે, તે લક્ષમાં ન લ્યો તો વસ્તુ તો જે છે તે છે. રાગ-દ્વેષ-રૂપ સંસાર અને તેના અભાવરૂપ મોક્ષ-તે બધું અવસ્થામાં છે, તે અવસ્થામાં નિમિત્તની અપેક્ષા આવે છે, પરંતુ એકલા દ્રવ્યસ્વભાવથી જુઓ તો છ એ પદાર્થ નિત્ય એવા ને એવા સ્થિત છે.

એક વસ્તુને નાની મોટી કહેવી તેમાં પરની અપેક્ષા આવે છે પણ પરની અપેક્ષા જ જો ન હોય તો કોની અપેક્ષાએ એ વસ્તુને નાની મોટી કહેવાય ? પણ વસ્તુને એકલી જ્યારે કહેવી હોય ત્યારે

પરની અપેક્ષા લક્ષમાંથી કાઢી નાખવી જોઇએ. એમ આત્મતત્ત્વની જોડે એક બીજું કર્મ છે તેની અપેક્ષા લક્ષમાં ન લ્યો તો વસ્તુ જેવી છે તેવી ને તેવી જ નિરપેક્ષ છે, સોનાની કારીગરીને લક્ષમાં ન લ્યો તો એકલું સોનું જેવું છે તેવું જ છે, તેમ ચૈતન્ય અનંત જ્ઞાનાદિ ગુણોનો રસકંદ છે તેની અવસ્થામાં નિમિત્તની અપેક્ષાથી જુઓ તો રાગ-દ્વેષરૂપ સંસાર છે ને રાગ-દ્વેષ-મોહનો અભાવ કરો તો સમ્યક્દર્શન સમ્યક્જ્ઞાન, અને સમ્યક્ચારિત્રરૂપ મોક્ષમાર્ગ અને મોક્ષની કારીગરીરૂપ અવસ્થા થાય છે, પણ તે નિમિત્તની સદ્ભાવ, અભાવરૂપ અપેક્ષા લક્ષમાં ન લ્યો તો આત્મદ્રવ્ય, દ્રવ્યથી ગુણથી અને પર્યાયથી જેવું છે તેવું જ છે.

પરમાણુ દ્રવ્ય છે તેમાં પણ કર્મની અવસ્થા અને બીજી વૈભાવિક અનેક જાતની અવસ્થા થાય છે તે લક્ષમાં ન લ્યો તો પરમાણુદ્રવ્ય પણ છૂટે છૂટા જ નિરપેક્ષ તત્ત્વ છે.

કર્મ તે મારી રાગ-દ્વેષની અવસ્થા થવામાં નિમિત્ત, અને મારી રાગ-દ્વેષની અવસ્થા તે પરમાણુની કર્મરૂપ અવસ્થા થવામાં નિમિત્ત, તેમ સામસામી અપેક્ષા કાઢી નાખો તો બન્ને પદાર્થો જેવા છે તેવા જ નિરપેક્ષ સ્થિત છે. આત્માથી છએ પદાર્થ પર છે, તે છએ પર પદાર્થ સૌ પોત પોતાને એક એકને સામસામી અપેક્ષા લક્ષમાં ન લ્યો તો બધાં છૂટા તત્ત્વ છે. પોત પોતામાં સર્વ પદાર્થો એકરૂપ જ સ્થિત છે.

આત્મા પોતે એક વસ્તુ છે. તે શું કોકમાં દબાએલો હોય કે છૂટો હોય? દબાએલો તો માન્યો છે, પણ વસ્તુતાએ તો છૂટો જ છે, આવા સાચા તત્ત્વની શ્રદ્ધામાં પરની અપેક્ષા પણ છૂટી જાય છે. તદ્દન છૂટે છૂટા પદાર્થને એકપણાની અપેક્ષાએ જુઓ તો, હાલતની અપેક્ષા લક્ષમાંથી છોડી દીયો તો, સૌ પદાર્થ નિરપેક્ષ-જેવા છે તેવાને તેવા જ છે, આવી શ્રદ્ધા કરી તેમાં એકાગ્ર રહેવું તેનું નામ ધર્મ છે. અહીં તો પરના સંબંધ વગરની વાત લેવી છે. મારે અને પરને ત્રણ-કાળ ત્રણલોકમાં સંબંધ છે નહિ. સંબંધ હતો પણ નહીં, તો પછી

બંધન અને મુક્તિ કોને કહેવી ? અવસ્થા છે ખરી, જો તે ન હોય તો આ સંસાર અને મોક્ષ છે તે કોના ? તે અવસ્થાદૃષ્ટિએ છે ખરા, પણ તે અવસ્થાદૃષ્ટિને અહીં ગૌણ કરી દ્રવ્યદૃષ્ટિની અપેક્ષાએ કહ્યું છે. આ વાત ઝીણી છે. ઝીણાં મોતી પકડવા માટે મોટા સાણસા કામ ન આવે પણ તેને પકડવા માટે તો ઝીણી સમાણી જોઈએ તેમ આ ઝીણી વાત પકડવા માટે સ્થૂલ દૃષ્ટિ કામ ન આવે પણ સૂક્ષ્મ દૃષ્ટિ જોઈએ.

સમય નામ પદાર્થ બધા એકપણાથી સ્થિત છે. આ પ્રકારે જ્ઞેય એટલે જાણવા યોગ્ય ચીજથી મારો અને પરનો સમ્યક્જ્ઞાન વડે ભેદ પડયો, ભાન થયું, તે જ ધર્મ છે. પરને અને પોતાને ક્યાંય શેઢે કે સીમાડે મેળ નથી. જેમ કોઈને બે ઘર વચ્ચે એક ભીંતનો કરો સહિયારો હોય અને એને માટે પછી કજિયા થાય ત્યારે કહે કે ભાઈ ! મારે અને એને ક્યાંય શેઢે કે સીમાડે મેળ નથી તો પણ મારો સગડ મૂકતો નથી, તેમ આત્માને કોઈ શરીર, મન, વાણી, રાગ-દ્વેષ સાથે શેઢે કે સીમાડે ક્યાંય મેળ નથી; પણ અજ્ઞાની-ભાન વગરનો-ખોટો કજિયો કરીને, પરને મારું મારું કરીને, પરને ઊંધી શ્રદ્ધાથી પકડી રાખે છે. પણ જ્યાં સ્વતંત્રતાનું ભાન થયું કે અરે ! મારે અને પરને કાંઈ પણ સંબંધ નથી, મેં મફતની ખોટી પકડ કરી હતી. એમ સ્વતંત્રતાનું સમ્યક્ભાન થયું તે જ ધર્મ અને પરતંત્રતામાં રોકાણો તે જ અધર્મ.

આચાર્યદેવે સ્વતંત્રતાની જાહેરાતનો ઢંઢેરો પીટયો છે. તું પ્રભુ ! સ્વતંત્ર છો. તને તારા માહાત્મ્યની ખબર નથી તેથી તેં પરને માહાત્મ્ય આપ્યું છે પણ તે પરનું માહાત્મ્ય છોડ, અને ભગવાન આત્માનું માહાત્મ્ય કર. દ્રવ્યદૃષ્ટિથી બધા છૂટા પદાર્થ છે તે દૃષ્ટિથી પરનો આશ્રય ટળે છે, અને સ્વનો આશ્રય થાય છે તે જ ધર્મ છે. દ્રવ્યદૃષ્ટિથી રજકણે રજકણ છૂટાં છે, આત્માએ આત્મા છૂટા છે. આ પ્રકારે જ્ઞેયભાવોથી અને ભાવકભાવથી ભેદજ્ઞાન થયું જુદાપણાનું ભાન

થયું, તેમાં તેને શંકા છે જ નહિ, શંકા કરે છે તે પોતાનું ખૂન કરે છે, શંકા તે જ સંસાર છે.

હવે કળશરૂપ કાવ્ય કહે છે:—

( માલિની )

इति सति सह सर्वैरन्यभावैर्विवेके
स्वयमयमुपयोगो बिभ्रदात्मानमेकम् ।
प्रकटितपरमार्थैर्दर्शनज्ञानवृत्तैः
कृतपरिणतिरात्माराम एव प्रवृत्तः ॥ ३१ ॥

અર્થ:—આમ પૂર્વોક્ત પ્રકારે ભાવકભાવ અને જ્ઞેયભાવોથી ભેદજ્ઞાન થતાં સર્વ અન્યભાવોથી જ્યારે ભિન્નતા થઇ ત્યારે આ ઉપયોગ છે તે પોતે જ પોતાના એક આત્માને જ ધારતો, જેમનો પરમાર્થ પ્રગટ થયો છે એવાં દર્શનજ્ઞાન-ચારિત્રથી જેણે પરિણતિ કરી છે એવો, પોતાના આત્મારૂપી બાગ ( ક્રીડાવન ) માં પ્રવૃત્તિ કરે છે, અન્ય જગ્યાએ જતો નથી.

આ કલશમાં ૩૬ મી અને ૩૭ મી ગાથાનો ખુલાસો કરે છે. ભાવકભાવ અને જ્ઞેયભાવથી જુદાપણાનું ભાન થતાં બધા અનેરાભાવ છે એમ જાણ્યું. ભાવકભાવનો ભેદ એટલે કર્મના નિમિત્તે થતો વિકાર તે મારો નથી એમ જાણ્યું, અને જ્ઞેયભાવનો ભેદ એટલે સર્વ પરદ્રવ્યથી જુદાપણાનું ભાન થયું, એમ બન્નેથી ભિન્નપણાનું ભાન થયું ત્યારે ઉપયોગ, અતિશય સુંદર સ્વરૂપને જ ધારતો-પોતે પોતાના એક સ્વરૂપને જ ધારતો, પરમાર્થ સ્વભાવ હતો તે પ્રગટયો, એવાં દર્શન-જ્ઞાન-ચારિત્રથી જેણે પરિણતિ કરી છે એટલે સ્વરૂપની પ્રતીતિ-સ્વરૂપનું જ્ઞાન, અને સ્વરૂપની સ્થિરતામાં જેણે રમણતા કરી છે, પોતાના આત્મારૂપી બાગમાં પ્રવૃત્તિ કરી છે તે અન્ય જગ્યાએ જતો નથી.

પરથી જુદો અને પરના વિકારથી જુદો એવા આત્મામાં ઠર્યો, એવા પોતાના સ્વભાવની પરિણતિ એટલે અવસ્થા કરી છે તેવો આત્મા, આત્મારૂપી આરામ-બાગમાં ક્રીડા કરતો આત્મામાં ફરવા લાગ્યો, ક્યાંય બહાર જતો નથી.

માણસો ફરવા જાય છે ત્યારે હેઠે સલુન ને ઉપર બલૂનમાં બેસે, બબ્બે ગાઉ ફરે, ને માને કે ફરીએ એટલે શરીરમાં સ્ફૂરતી થાય, પછી સારાં કામ કરીએ; તેમ સંકલ્પ-વિકલ્પના બાગમાં ફરતો ચારે-કોર ઓશિયાળોને ઊણો માને તેને પરથી નિરાળું તત્ત્વ ક્યાંથી બેસે ? જોનારને જાણતો ન હોય તે તેમાં કેલી ક્યાંથી કરે ? ખબરવાળો પોતે પોતાતરફ ઢળતો જાય, રુચિ કરે, જાણે ને શ્રદ્ધે તો તેમાં રમ્યા વગર રહે નહિ, ખરો બાગ આત્માનો છે તેમાં ક્રીડા કરવાની વાત છે.

જીવો બહારના બાગ બગીચામાં મજા માની રહ્યા છે. ઘરમાં બાગ બગીચા હોય, બાગમા ઠંડાં પાણી છંટાતાં હોય, ગુલાબના ફૂલની સુગંધ છૂટતી હોય, પાણીના ફુવારા ઊડતા હોય, ને ભાઈ-સાબ તેમાં થોડા ભાઈબંધોને ભેગા કરી જલસા કરી મોજ માણતા હોય પણ તે જલસાને બાગ તે બધી હોળી છે.

આત્મા પરથી નિરાળા સ્વભાવનુ ભાન કરે તો આત્મારૂપી બાગનો આનંદ છોડી પરમાં ક્યાંય જતો નથી. સ્વભાવની શાંતિ સિવાય ક્યાંય પણ બહાર વલણમાં જતો નથી. પોતાના વલણમાં જ રહે છે ને આત્માની શાંતિમાં ક્રીડા કરે છે તે જ ધર્મ છે.

( ૯-નો ક્ષય ) ૧૯૯૯ આસો શુદ ૧૦ શુક્ર.

આત્મા જડથી જુદો છે એમ જાણે, માને, તો રાગ-દ્વેષાદિને ટાળી શકે, પણ આત્માનો સ્વભાવ જાણે નહિ તો અવગુણને ટાળી કેમ શકાય ?

સર્વ પરદ્રવ્યોથી, શરીરાદિથી તથા કર્મના નિમિત્તથી ઉત્પન્ન થયેલા ભાવોથી જ્યારે આત્માનો ભેદ જાણ્યો ત્યારે ઉપયોગને રમવા માટે અન્ય ઠેકાણું ન રહ્યું, પણ પોતામાં રમવાનું સ્થાન રહ્યું. બીજા

પદાર્થનું હું કરી શકું, શરીરાદિનું હું કરી શકું, એવી ભ્રાંતિ ટળી એટલે ઉપયોગ જ્ઞાનમાં એકાગ્રતા કરીને પોતા તરફ રમવા મંડયો, દર્શનજ્ઞાનચારિત્ર સાથે એક થયેલો પોતામાં જ રમણતા કરે છે. દર્શન એટલે હું પરિપૂર્ણ છું એવી શ્રદ્ધા, જ્ઞાન એટલે પરથી નિરાળું પોતાનું જ્ઞાન, અને ચારિત્ર એટલે રાગ-દ્વેષ રહિત પોતામાં સ્થિરતા એ ત્રણે એક થઇને પોતાના સ્વરૂપમાં પરિણમન કરે છે. ૩૭.

હવે, એ રીતે દર્શનજ્ઞાનચારિત્રસ્વરૂપ મોક્ષમાર્ગી આત્માને સંચેતન એટલે આત્માનો અનુભવ કેવો હોય તે કહે છે.

અપ્રતિબુદ્ધ અજ્ઞાનીએ અત્યારસુધી ગાથાના નિમિત્તદ્વારા, એટલે કે શાસ્ત્રના નિમિત્તદ્વારા, પોતાના ઉપાદાનથી એક રજકણ પણ મારું સ્વરૂપ નથી તેમ જાણ્યું, એક રજકણ પણ મારું સ્વરૂપ નથી તેમ દર્શનજ્ઞાનચારિત્ર દ્વારા જાણ્યું તે હવે ૩૮ મી ગાથામાં કહે છે.

अहमिक्को खलु सुद्धो दंसणणाणमइओ सदारूवी ।
णवि अत्थि मज्झ किंचिवि अण्णं परमाणुमित्तंपि ।।३८।।

અર્થ:—દર્શનજ્ઞાનચારિત્રરૂપ પરિણમેલો આત્મા એમ જાણે છે કે: નિશ્ચયથી હું એક છું, શુદ્ધ છું, દર્શનજ્ઞાનમય છું, સદા અરૂપી છું; કાંઇ પણ અન્ય પરદ્રવ્ય પરમાણુમાત્ર પણ મારું નથી એ નિશ્ચય છે.

હવે ૩૮ મી ગાથામાં ટોટલ આવે છે. ધર્મી જીવ પોતાના આત્માને પરથી જુદો જાણ્યા પછી આત્મામાં કઇ રીતે એકાગ્રતા કરે છે તે કહે છે. દર્શનજ્ઞાનચારિત્રમાં પરિણમેલો આત્મા છે, તે મોક્ષ

---

હું એક, શુદ્ધ, સદા અરૂપી, જ્ઞાનદર્શનમય ખરે,
કંઇ અન્ય તે મારું જરી પરમાણુમાત્ર નથી અરે! ૩૮.

પામી ગયો નથી, પણ મોક્ષમાર્ગમાં પ્રવર્તેલો છે તે શું જાણે છે તે કહે છે.

હું એક છું, શુદ્ધ છું, દૃષ્ટા-જ્ઞાતા છું, આવા બધા વિકલ્પ ચોથાથી છઠ્ઠા ગુણસ્થાન સુધી આવે છે, સાતમા ગુણસ્થાને તથા શ્રેણી ચડયા પછી એવા વિકલ્પો હોતા નથી, તેથી શ્રેણી ચડેલાની અહીં વાત નથી. પણ અહીં તો ચોથા ગુણસ્થાનવાળાની વાત છે. ધર્માત્મા જ્ઞાની પોતાના આત્માની ભાવના કરે છે કે હું એક છું, શુદ્ધ છું, સદા અરૂપી છું, પરમાણુમાત્ર પણ મારું નથી એ નિશ્ચય છે.

જે, અનાદિ મોહરૂપ અજ્ઞાનથી ઉન્મત્તપણાને લીધે અત્યંત અપ્રતિબુદ્ધ હતો તે અજ્ઞાની અનાદિથી મોહરૂપ અજ્ઞાનથી હું શાંત નિર્મળ સ્વભાવે છું એ ભૂલીને, અવગુણનો કર્તા થઇને ઉત્મત્ત થયેલો ગાંડપણાને લીધે, શરીરાદિ, સ્ત્રી, કુટુંબને પોતાનાં માનતો મૂઢ થયેલો હતો. સંસારના ડાહ્યા સંસારમાં ઉન્મત્ત થયેલાને ડાહ્યો કહે પણ દુનિયા તો ગાંડી છે, ગાંડું ગાંડાને ડાહ્યું કહે, વખાણે, પણ જ્ઞાની તેને ન વખાણે.

મોહ એટલે મૂર્છાબુદ્ધિ. જેમ મૂર્છાએલો પ્રાણી સાચા ખોટાનો વિવેક કરી શકતો નથી, તેમ જેની બુદ્ધિ મૂર્છાએલી છે તે આત્માનો અને પરનો વિવેક કરી શકતો નથી, અને પુણ્ય-પાપ કર્યા તેટલો જ હું છું તેમ માને છે, તે મૂર્છાએલો મોહી અજ્ઞાની છે, તેને વસ્તુ શું છે તેની કાંઇ ખબર નથી; ભલે ત્યાગી હો કે ગૃહસ્થ હો, પણ પુણ્યાદિનાં પરિણામ અને શરીરાદિની ક્રિયા તે મારી પોતાની છે અને હું તેનો કર્તા છું, એમ માની રહ્યો હોવાથી, હું શુદ્ધ ચિદાનંદ મૂર્તિ છું તેનુ કાંઇ ભાન નહિ હોવાથી, તે બધા મૂર્છાએલા મોહી પ્રાણી છે. આટલા વિશેષણ તો અહીં અજ્ઞાનીને આપ્યા. જુઓ, આ સમયસારમાં કેટલી ગાથાથી અપ્રતિબુદ્ધિને સમજાવતા આવે છે કોઇ કહે-સાતમા ગુણસ્થાનની વાત છે પણ તેમ નથી, અહીં તો અપ્રતિબુદ્ધિપણું છોડાવી આગળ લઇ જાય છે.

અત્યંત અપ્રતિબુદ્ધને વિરક્ત ગુરુથી નિરંતર સમજાવવામાં આવતાં કોઇ પણ પ્રકારે સમજી જાય છે. વિરક્ત ગુરુ, એટલે અંદર ઊંધી માન્યતા અને અમુક અંશે રાગ-દ્વેષથી પણ નિવર્તેલા છે, આત્માના સ્વભાવનું ભાન પામેલા, મુક્તિની સન્મુખ થયેલા, સંસારથી નિવૃત્ત થયેલા, એવા ગુરુથી સમજાવવામાં આવતાં એમ કહ્યું છે. અજ્ઞાની ગુરુ લીધા નથી, કારણ કે અજ્ઞાની ગુરુથી સમજાવવામાં આવે તો સમજી શકાય નહિ માટે સમજેલા વિરક્ત ગુરુ લીધા છે. જે સ્વરૂપને પામેલા હોય તેનાથી જ સ્વરૂપને પામી શકાય.

'નિરંતર સમજાવવામાં આવતાં' તેમ કહ્યું છે પણ 'થોડો કાળ સમજાવવામાં આવતાં' તેમ કહ્યું નથી. આ પંચમકાળના પ્રાણીઓને નિરંતર સમજાવવામાં આવે ત્યારે તે સમજે છે, શિષ્યને ચારે પડખેથી ચારે તરફના યોગથી સમજાવવામાં આવે છે.

આચાર્યદેવે નિરંતર સમજાવવામાં આવે છે તેમ કહ્યું છે, પરંતુ શિષ્ય આખો દિવસ ગુરુ પાસે બેઠા રહે અને સાંભળ્યા કરે તેમ તો બનતું નથી, તેમ આખો દિવસ ગુરુ સંભળાવ્યા કરે તેમ પણ બનતું નથી, કારણ કે મુનિઓ કાંઇ આખો દિવસ ઉપદેશ આપતા ન હોય, તે તો પોતાના ધ્યાન, જ્ઞાનમાં લીન હોય છે, શિષ્યને કાંઇ ચોવીશે કલાક સમજાવતા નથી. નિરંતર એટલે આંતરા રહિત (નિરંતર) સમજાવતા નથી, તેમ સમજાવનાર ગુરુનો ઉપયોગ કાયમ આને સમજાવું એમ રહેતો પણ નથી. સમજાવનાર જ્ઞાની ગુરુને તો એવા ભાવ હોય છે કે બીજાને સમજવું હશે, ને એની પાત્રતા હશે તો સમજશે, પર પદાર્થને સમજાવવું તે મારે હાથ નથી. ગુરુનો ઉપયોગ તો જ્ઞાન-ધ્યાનમાં નિરંતર હોય છે, પણ તેમનો ઉપયોગ બીજાને સમજાવવા તરફ નિરંતરપણે હોતો નથી, તો પણ તેવા ગુરુએ પોતે જ નિરંતર સમજાવવાનું કહ્યું છે, પોતે પંચમહાવ્રતધારી, સત્યવાદી મુનિ છે. તેમણે પોતેજ નિરંતર સમજાવવાનું કહ્યું છે તેનો અર્થ બીજો છે.

સમજનારને સમજવાની કાયમ ધગશ છે, કાયમ સમજવાનો

કામી રહ્યો થકો વર્તે છે, સમજનારની ધગશ નિરંતર સમજવાની છે માટે તેણે ગુરુને દૂર રાખ્યા નથી, નિરંતર ગુરુ પાસે બેસી રહેવાતું નથી પણ હૃદયથી ગુરુને દૂર રાખ્યા નથી. સમજનાર ખાય છે, પીએ છે, વેપાર કરે છે, પણ ચોવીશે કલાક ધગશ રહ્યા કરે છે કે, ક્યારે નવરાશ મળે ને ક્યારે ગુરુ પાસે જાઉં ને ગુરુ સમજાવે, તેવી જિજ્ઞાસા નિરંતર વર્ત્યા કરે છે, માટે બીજાં કામ કરવા છતાં પણ નિરંતર સમજવામાં શિષ્યનો કાળ જાય છે એમ કહેવાય છે. વેપારના, ખાવા-પીવાના આદિ બીજા જે અલ્પ ભાવો આવે છે તેને ગૌણ કરી દીધા છે. સમજવાના કામીને વિચાર આવે છે કે આ ભવમાં ન સમજાય તો ક્યાં ઉતારો? આ ભવમાં જન્મ-મરણના ભાવ ન ટળે તો બીજે ક્યાં ટાળવા? જન્મ-મરણ ટળે એવું સમ્યક્દર્શન ન થયું તો "આવા તારૂ" બીજે ક્યાં મળશે? એવી ભાવના હોવાથી ઘરનાં કામ કરે છે છતાં પણ, ચોવીશે કલાક સાંભળીને સમજવા તરફ જિજ્ઞાસા રહે છે, તેથી નિરંતર સાંભળે છે તેમ કહ્યું છે. પણ શાસ્ત્રમાં નિમિત્તથી ભાષા લીધી છે, ગુલાંટ મારીને વાત લીધી છે કે ગુરુ નિરંતર સમજાવે છે. વાત લીધી છે નિમિત્તથી પણ ખરી વાત તો ઉપાદાનથી છે, ગુરુના નિમિત્ત તરફથી વાત લીધી છે પણ ખરી વાત તો શિષ્યના ઉપાદાન તરફની છે. આમાં અલૌકિક મંત્રો ભર્યા છે, સમયસાર કર્તા શ્રી કુંદકુંદાચાર્યદેવે અને ટીકા કરનાર શ્રી અમૃતચંદ્રાચાર્યદેવે અલૌકિક મંત્રો ભર્યા છે, કોઇ અદ્ભુત રચના થઇ ગઇ છે. સમજનારને ચોવીશે કલાક સમજવાની ધગશ અને જિજ્ઞાસા રહે છે, પણ જ્ઞાની એવા ગુરુનો એટલે સમજાવનારનો ઉપયોગ કાયમ આને સમજાવું એમ રહેતો નથી, પણ શિષ્યની એટલી પાત્રતા છે કે ગમે તેટલીવાર સંભળાવે તો પણ પ્રીતિથી, ઉગ્રતાથી સાંભળે, પણ કંટાળો આવે નહિ. સમજવાના ભાવની મુખ્યતા છે. બીજાં સંસારનાં કામ કરતાં છતાં પણ સમજવાની જિજ્ઞાસા રહે છે, માટે બીજા રાગ-દ્વેષના ભાવને ગૌણ કરીને કહ્યું કે નિરંતર સાંભળે છે. જ્યારે પોતે સમજે છે ત્યારે ગુરુનું નિમિત્ત હોય છે એમ પણ આમાંથી નીકળે છે.

સતને સમજવાની જેને નિરંતર જિજ્ઞાસા રહ્યા કરે છે કે ' સમજવું છે, સમજવું છે, ' તેવા પાત્ર જીવને સમજાવતાં તે મહાભાગ્યથી સમજ્યો છે. પુરુષાર્થથી શિષ્ય સમજ્યો તે પુરુષાર્થને અહીં મહાભાગ્ય કહ્યું છે.

શિષ્ય પહેલાં અપ્રતિબુદ્ધ હતો ત્યારે શરીર જુદું, અને આત્મા જુદો એમ અમે સમજતા નથી તેમ ગુરુને કહેતો હતો, પણ ધર્માત્મા ગુરુએ સમજાવતાં, કોઈ પ્રકારે સમજ્યો. કોઈ પ્રકારે એટલે કે કોઈ તરત જ સમજી જાય અને કોઈ વધારે વિચાર અને મંથન કરવાથી સમજે એવો તેનો અર્થ છે. હવે શિષ્ય સમજીને સાવધાન થયો, કે હું કોણ? આ કોનાં ગાણાં ગવાય છે? અહો! હું તો શુદ્ધ નિર્મળ જ્ઞાનજ્યોતિ છું, આ શરીરાદિ તે મારું કાંઇ નથી. મોહનો અભાવ કરીને સાવધાન થયો. અહો! આ પરને માટે પ્રયોજન થતી હતી તેમાં મારું કાંઇ કર્તવ્ય હતું નહિ, ઊલટું મારું બગડી જતું હતું, સાવધાન થયો કે અરેરે! પરવલણમાં મારું બગડતું હતું. મારું સ્વરૂપ શું છે? પર તે મારું સ્વરૂપ નથી, મારું સ્વરૂપ તો મારા આગળ છે, એમ વિચારી સાવધાન થઇ, સ્વરૂપમાં એકાગ્રતા-લીનતા કરે છે. મોહ હતો ત્યારે સાવધાન નહોતો, મોહનો અભાવ થવાથી સાવધાન થયો, માટે ' સાવધાન ' શબ્દ લીધો છે.

મૂઠીમાં રાખેલું સોનું જેમ ભૂલી જવાય, તેમ આત્માને ભૂલી ગયો હતો, જુઓ, હથેળીમાં સોનું બતાવે છે, તેમ આત્માને હથેળીમાં બતાવે છે. જેમ કોઈ માણસની મૂઠીમાં સોનું હોય, તે માણસ બીજા કોઈ માણસની સાથે એવો વાતે ચડે, કે આ મારી મૂઠીમાં સોનું છે કે નહિ તે ભૂલી જાય. એલા! સોનું ક્યાં? એમ ગોતવા મંડી પડે છે, પછી ચારે બાજુ જુએ, ટોડલે જુએ, પછી ક્યાંય ન દેખાય એટલે મારી પાસે છે એમ યાદ કરીને નક્કી કરે છે, ફરીને યાદ કરીને સુવર્ણને દેખે છે, સોનુ મારા હાથમાં છે એમ ખબર તો હતી, પણ ભૂલી ગયો હતો, તે યાદ આવવાથી ફરીને દેખે છે.

દૃષ્ટાંતમાં પહેલાં ખબર હતી ને પછી યાદ આવે છે, પણ તે દૃષ્ટાંતના સિદ્ધાંતમાં અનાદિનો અજ્ઞાની હતો ને પછી જ્ઞાન થાય છે, એમ દૃષ્ટાંતમાં ને સિદ્ધાંતમાં તેટલો ફેર છે. સુવર્ણના ન્યાયે પોતાના પરમેશ્વરને ભૂલી ગયો હતો. સર્વ સામર્થ્યથી ભરપૂર અનંતજ્ઞાનશક્તિ, અનંતવીર્ય-શક્તિ, અનંત આનંદનો કંદ, આદિ અનંતગુણનો પિંડ એવા પોતાના પરમેશ્વર આત્માને ભૂલી ગયો હતો. આત્માને રાંકો-ભિખારો કહ્યો નથી પણ પહેલેથી જ સર્વ સામર્થ્યથી ભરપૂર પરમેશ્વર કહ્યો છે.

આચાર્યદેવ કહે છે કે આત્મા તારી પાસે છે પણ તું ભૂલી ગયો છે, જેમ સોનું પોતાની પાસે હતું પણ ભૂલી ગયો હતો તેમ. શરીરમાં આત્મા હશે, શરીર બહાર આત્મા હશે! પુણ્યમાં સારૂં હશે-ઠીક હશે? પુણ્યથી આત્મધર્મ થતો હશે? એમ માનતો હતો. અનાદિથી આત્માને ભૂલી ગયો હતો પણ સર્વસામર્થ્યના ધરનાર એવા પરમેશ્વર આત્માનું ક્ષણમાં ભાન કરીને ક્ષણમાં રાગદ્વેષ ટાળી કેવળજ્ઞાન પ્રગટ કરે છે, એવો આત્માનો અલૌકિક સ્વભાવ છે. આત્માને પરમેશ્વર, ત્રણલોકનો નાથ વગેરે કહેવાય છે તે ત્રણલોકને જાણવાની અપેક્ષાએ કહેવાય છે, પણ જગતનો સંહાર કરે, ઉત્પન્ન કરે કે રક્ષા કરે તે અપેક્ષાએ કહ્યું નથી. મારો સ્વભાવ એવો છે કે ત્રણકાળ ત્રણલોકના પદાર્થ મને લલચાવવા કે પ્રતિકૂળતા કરવા સમર્થ નથી. અહો! હું એવા પોતાના ભગવાન આત્માને ભૂલી ગયો હતો. જેમ અંધારૂં પ્રકાશથી ટળે, તેમ અજ્ઞાન તે જ્ઞાનવડે નાશ થયું. અહો! અંતર તત્ત્વ તે હું, બાહ્યતત્ત્વ તે હું નહિ તેમ જ્ઞાન કરી, તેમ શ્રદ્ધા કરી, અને તેનું જ આચરણ કર્યું, એટલે તેમાં જ તન્મયતા કરી, લીનતા કરી. જુઓ, આમાં અંતરની ક્રિયા આવી, અંતરનું ચારિત્ર આવ્યું. જેવું જાણ્યું હતું તેવી જ માન્યતા કરીને, તેમાં જ આચરણ કરીને, જેવો હતો તેવો એક આત્મારામ થયો. પછી કહે છે કે આવું મેં જાણ્યું 'તે જ હું,' 'એવો જ હું,' એવો અનુભવ કરૂં છું કે હું ચૈતન્યમાત્ર જ્યોતિ છું કે જે મારા અનુભવથી પ્રત્યક્ષ જણાય છે.

આત્મા સ્વપરપ્રકાશક છે. અગ્નિને ખબર નથી કે હું સ્વપર-પ્રકાશક છું પણ આ જાણનારને ખબર છે કે હું સ્વપરપ્રકાશક છું. આત્મા પોતે જ પોતાને જાણે છે અને બીજાને પણ જાણે છે એમ હું મારા અંતરજ્ઞાનથી જાણું છું કે હું સ્પષ્ટ પ્રત્યક્ષ જ્યોતિ છું.

ચિન્માત્ર આકારને લીધે હું સમસ્ત ક્રમરૂપ તથા અક્રમરૂપ પ્રવર્તતા વ્યાવહારિક ભાવોથી ભેદરૂપ થતો નથી માટે હું એક છું.

હું જ્ઞાનમાત્ર વિશેષ આકાર છું. ક્રમરૂપ એટલે નર-નારકાદિ પર્યાય, મનુષ્ય અને નારકી આદિના ભવ તે બધા એક સાથે થતા નથી માટે તે ક્રમરૂપ છે અને લેશ્યા, જોગ વગેરે તે વ્યાવહારિક ભાવો બધા એક સાથે વર્તતા હોય છે માટે તે અક્રમરૂપ છે, બાળક, યુવાન અને વૃદ્ધ તે ત્રણ અવસ્થા ક્રમપૂર્વક વર્તે છે, તે અંદર થતા તીવ્ર-મંદ રાગ-દ્વેષ તે પણ ક્રમપૂર્વક વર્તે છે, ક્રમરૂપ એટલે એક પછી એક થતી અવસ્થા, જેમકે ઘડીમાં ક્રોધ થાય, ઘડીમાં માન થાય, વળી પાછો લોભ થાય વગેરે અવસ્થા ક્રમપૂર્વક થાય છે, અને જોગ, કષાય, લેશ્યા, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન વગેરે તે બધા ભેદ આત્મામાં એકસાથે અક્રમરૂપ પ્રવર્તે છે-તે બધા ક્રમરૂપ અને અક્રમરૂપ ભેદો પ્રવર્તતા છતાં, અને તે બધા અનેક ભેદો જ્ઞાનમાં દેખાવા છતાં હું તેનાથી ખંડરૂપ થતો નથી, તેથી મારું એકપણું ટળતું નથી, હું તો મારામાં એકરૂપ જ કામ કરું છું, હું તો ચિન્માત્ર આકારને લીધે એક છું.

પહેલાં ગુરુએ સમજાવ્યું કે 'તું આવો, તું આવો;' હવે શિષ્ય કહે છે કે "હું આવો, હું આવો, હું શુદ્ધ છું"-નર-નારક આદિ પ્રકૃતિનાં ફળો તે રૂપ હું નથી, રાગ-દ્વેષ શુભાશુભ આદિ વિકારભાવો તે પણ હું નથી, ધર્મી થયો એટલે કહે છે કે જેમ મૂઠીમાં રાખેલું સોનું ભૂલી જવાય તેમ હું મારા પરમેશ્વરને ભૂલી ગયો હતો, પણ ખરેખર હું મનુષ્ય નથી, હું વાણિયો નથી, હું સ્ત્રી નથી, હું પુરુષ નથી પણ તેનાથી જુદો હું જ્ઞાયકમાત્ર જ્યોતિ છું.

હું જીવ છું, એવો વિકલ્પ આવે તે હું નથી માટે જીવના વિકલ્પનો ભેદ પડે તેનાથી હું જુદો છું. હું શરીરાદિ જડ પુદ્‌ગલ વગેરે અજીવ દ્રવ્યોથી જુદો છું, દયા, દાન, આદિના શુભપરિણામ થાય તેનાથી પણ હું જુદો છું, હિંસા, જૂઠું આદિ પાપના ભાવ થાય તેનાથી પણ હું જુદો છું, આસ્રવ એટલે જે અવસ્થાના નિમિત્તથી કર્મનાં રજકણો આવે તેનાથી પણ હું જુદો છું, સંવર એટલે કર્મને અટકાવવાની અવસ્થાનો વિકલ્પ તે હું નથી, અને સંવરની પર્યાય પૂરતો પણ હું નથી, હું તો ત્રિકાળી અખંડ જ્ઞાનસ્વરૂપ છું, નિર્જરા એટલે કર્મને ટાળવાની અવસ્થા જે આત્મામાં થાય છે તે નિર્જરાનો વિકલ્પ તે પણ હું નથી, અને નિર્જરા એટલે આત્માની વિશેષ સ્થિરતારૂપ અવસ્થા-તે અવસ્થા જેવડો પણ હું નથી. હું તો પરિપૂર્ણ સ્વભાવથી કાયમ ભરપૂર છું. બંધનો વિકલ્પ તે પણ હું નથી, મારો મોક્ષ થશે એવો વિકલ્પ તે પણ રાગ છે-તે રાગથી મારું સ્વરૂપ જુદું છે, અને મોક્ષ છે તે અવસ્થા છે, પર્યાય છે, સમય સમય તે અવસ્થા બદલાય છે, માટે તે સમયની અવસ્થા પૂરતો પણ હું નથી. હું તો ત્રિકાળી શાશ્વત છું, મોક્ષની અવસ્થા તો સાદિ અનંત છે, કારણકે પહેલાં અનાદિકાળથી સંસાર અવસ્થા હતી અને પછી મોક્ષ અવસ્થા થાય છે, અને હું તો અનાદિ અનંત શુદ્ધ એકરૂપ છું માટે તે મોક્ષની પર્યાય પૂરતો પણ હું નથી.

આ નવતત્ત્વના ભેદ છે તેમાં રાગના વિકલ્પ આવે છે, માટે હું તેને તોડીને મારા જ્ઞાયકસ્વભાવમાં રહું એમ શિષ્ય ધર્મી થઇને ભાવના ભાવે છે: સાચું ભાન થતાં નવેતત્ત્વો ભેદરૂપ ભાસે છે. નવેતત્ત્વના વિકલ્પ તે અશુદ્ધભાવ છે, એકરૂપ સ્વભાવનું જ્ઞાન થયું ત્યાં નવતત્ત્વના વિકલ્પથી છૂટો પડીને અંશે શુદ્ધ થયો. હું જીવ, અજીવ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ, તે બધા ભેદોના વિકલ્પની અશુદ્ધતા સ્વરૂપે નથી, નવતત્ત્વોના ભેદોમાં અટકું તેવો હું નથી, સંવર અને નિર્જરાની અધૂરી અવસ્થામાં પણ હું અટકું તેવો નથી.

તો હું કેવો છું ? હું તો શુદ્ધ છું, નવતત્ત્વના ભેદોને માત્ર જાણનાર છું.

પ્રશ્ન:—આ સાતમા ગુણસ્થાનવાળાની વાત છે ને?

ઉત્તર:—ના, અહીં તો ચોથા ગુણસ્થાનવાળાની વાત છે. સાતમે તો અપ્રમત્ત ધ્યાનમાં ઠરી ગયો હોય, ત્યાં આવા વિકલ્પો ક્યાં હોય? માટે આ તો ચોથાની વાત છે.

નવતત્ત્વના ભાવો તે ભેદરૂપ છે માટે તેને વ્યાવહારિક કહ્યા છે. તેના ઉપર લક્ષ કરતાં રાગ આવે છે માટે હું તો શાશ્વત ટંકોત્કીર્ણ છું, નવતત્ત્વના રાગના ભેદ પડે છે તેનાથી હું ભેદાતો નથી, હું તો ટંકોત્કીર્ણ છું.

નર, નારક, બાળક, યુવાન, વૃદ્ધ, રાગદ્વેષ વગેરે ભેદ અને લેશ્યા, જોગ વગેરે અનેક ભેદ હોવા છતાં હું ચિન્માત્ર આકાર છું, મારું જ્ઞાન અનેકરૂપ થઈ જતું નથી. ક્રમરૂપ અને અક્રમરૂપ થતા અનેક ભેદોની સામે એકપણું લીધું અને નવતત્ત્વના ભેદથી અશુદ્ધતા આવતી હતી તેથી તે અશુદ્ધતા રહિત શુદ્ધ કહ્યો.

ચૈતન્યમાત્ર હોવાથી સામાન્ય-વિશેષ ઉપયોગપણાને ઓળંગતો નથી, સામાન્ય એટલે ભેદ પાડયા વિના જાણવું તે દર્શન, અને વિશેષ એટલે જુદું જુદું જાણવું તે જ્ઞાન, એવા સામાન્ય-વિશેષપણાને હું ઉલંઘતો નથી. માટે હું દર્શનજ્ઞાનમય છું.

સ્પર્શ, રસ, ગંધ, વર્ણ જેનું નિમિત્ત છે એવા સંવેદનરૂપે પરિણમ્યો હોવા છતાં પણ સ્પર્શાદિરૂપે પોતે પરિણમ્યો નથી માટે પરમાર્થે હું સદાય અરૂપી છું.

સ્પર્શ—ટાઢો, ઊનો, હલકો, ભારે, ચીકણો, લૂખો, ખરખરો ને

સુંવાળો, તે સ્પર્શ મને જાણવામાં બાહ્ય નિમિત્ત છે. તેમ રસ-ખાટો, મીઠો, તીખો, કડવો, કષાયલો, તે બધા રસ મને જાણવામાં બાહ્ય નિમિત્ત છે, તેમ ગંધ-સુગંધ અને દુર્ગંધ તે ગંધ પણ મને જાણવામાં બાહ્ય નિમિત્ત છે, તેમ વર્ણ-કાળો, રાતો, લીલો, પીળો, ધોળો, એ બધા વર્ણ મને જાણવામાં બાહ્ય નિમિત્ત છે. મારા જ્ઞાનમાં એ જણાય છે.

આ સ્પર્શ છે, ગંધ છે, વર્ણ છે, એમ મારા જાણવામાં આવે છે, એમ જાણવાના સંવેદનરૂપે હું પરિણમ્યો છું.

જેમ અરીસામાં સામા પદાર્થ જેવા હોય તેવા પ્રતિબિંબિત થાય છે તો પણ અરીસો તે સામી વસ્તુરૂપે પરિણમ્યો નથી. તેમ આ રૂપ કાળું છે, આ રૂપ ધોળું છે એમ જાણવાના સંવેદનરૂપે હું પરિણમ્યો હોવા છતાં હું તે વર્ણ, ગંધ, આદિરૂપે થયો નથી.

અજ્ઞાનીને સ્પર્શ, રસ, ગંધની અવસ્થા જાણવાનું ટાણું આવે ત્યારે તે જાણવારૂપે નહિ રહેતાં, પરપદાર્થરૂપે હું થઈ જાઉં છું તેમ માને છે. ખાવાનો લોલુપી, જ્યારે ખાવાના પદાર્થો દહીં, અને શિખંડ આદિને દેખે ત્યારે એવો તન્મય થઈને બોલે કે શું ઢેફા જેવું દહીં! શું શિખંડની મીઠાશ! એમ મીઠાશથી બોલે, કેમ જાણે પર પદાર્થરૂપે પોતે થઈ જતો હોય! પણ જ્ઞાની તેનો જાણનાર રહે છે, માત્ર સામા પદાર્થનું સ્વરૂપ જેવું છે તેવું જાણે છે; સામો પદાર્થ જેવો હોય તેવા જ સંવેદનરૂપે જ્ઞાન થાય એમ કહીને આચાર્યદેવને ત્યાં જોર દેવું છે કે નિમિત્ત હોય તેવું જ જ્ઞાન થાય તેનાથી જીદું ન થાય એટલે તેવા જ સંવેદનરૂપ કહ્યું છે, આત્મા તેવા જ સંવેદનરૂપે થાય એટલે તેને જાણે પણ તે રૂપે થતો નથી.

સ્પર્શ, ગંધ વગેરે મારા જ્ઞાનમાં જણાય ત્યારે સામી ચીજ ખાટી હોય તો ખાટીનું જ જ્ઞાન થાય, ઊંધું જ્ઞાન ન થાય, જે ટાણે રંગનું જ્ઞાન જેવું થાય, જે ટાણે ગંધનું જ્ઞાન જેવું થાય, જે ટાણે

સ્પર્શનું જ્ઞાન જેવું થાય તે ટાણે સામી ચીજની પર્યાય પણ તેવી જ હોય. જ્ઞાન ભલે સામી ચીજ જેવી હોય તેવું જ થાય, પણ તે ચીજ તો નિમિત્ત છે, જ્ઞેય છે, તેને જાણતાં હું સ્પર્શાદિરૂપે પરિણમતો નથી, મારો તો જાણવાનો સ્વભાવ છે માટે હું જાણું છું. ટાઢિયો તાવ આવતો હોય તો ટાઢિઓ તાવ છે એમ જ્ઞાન જાણે અને ઊનો તાવ હોય તો ઊનો તાવ છે એમ જ્ઞાન જાણે ગુલાબનું ફૂલ સામે હોય તો આ ગુલાબનું ફૂલ છે એમ જ્ઞાન જાણે, પણ ગુલાબના ફૂલને મોગરાનું ફૂલ છે એમ ન જાણે. માટે સામો જેવો પદાર્થ હોય તેવું જ જ્ઞાન જાણે. ધર્માત્મા સમજે છે કે તે બધા રૂપી પદાર્થને જાણતાં છતાં પણ હું રૂપી થતો નથી, હું તે પદાર્થરૂપે પરિણમ્યો નથી માટે હું અરૂપી છું.

૧૯૯૯ આસો સુદ ૧૧ શનિ

અહીં ૩૮ મી ગાથાની ટીકા ચાલે છે. જિજ્ઞાસુ શિષ્ય છે તે સમજ્યો, નવતત્ત્વના ભેદથી પોતાને અભેદ જાણવા મંડયો, અને સ્પર્શાદિ મારા જાણવામાં નિમિત્ત છે, પણ હું તે સ્પર્શાદિરૂપે પરિણમ્યો નથી માટે હું અરૂપી છું વગેરે જાણવા લાગ્યો.

ધર્મી શિષ્ય ભાવના ભાવે છે કે આમ સર્વથી જુદા એવા સ્વરૂપને અનુભવતો હું પ્રતાપવંત છું.

આગળ ઘણી વાત કહેવાઈ ગઈ છે તે રીતે એટલે તે વિધિથી, સર્વથી જુદો, શરીરાદિ વગેરેરૂપ હું નથી. આમ સર્વને જુદા અનુભવતો કહે છે કે હું પ્રતાપવંત છું, કોઈથી દબાયેલો નથી. મારા પ્રતાપસ્વરૂપને કોઈ દબાવી શકે તેમ નથી, એમ સમ્યક્દ્રષ્ટિ જીવ પરમ પુરુષાર્થવડે પોતાને પ્રતાપવંત માને છે.

ધર્માત્માને આત્માની ઓળખાણ થયા પછી ગમે તેવા શરીરમાં રોગ આવો, અનુકૂળતા-પ્રતિકૂળતાના પ્રસંગ આવો, પણ મારા આત્મામાં પ્રભુત્વશક્તિ છે એટલે મારા પ્રતાપને કોઈ ખંડન કરી શકે તેમ નથી.

સમયસારમાં ૪૭ શક્તિ આવે છે તેમાં સાતમી પ્રભુત્વ નામની શક્તિ આવે છે, તે આ પ્રમાણે છે—જેનો પ્રતાપ અખંડિત છે અર્થાત્ કોઈથી ખંડિત કરી શકાતો નથી એવા સ્વાતંત્ર્યથી (સ્વાધીનતાથી) શોભાયમાનપણું જેનું લક્ષણ છે એવી પ્રભુત્વશક્તિ. ધર્મી જીવ એમ સમજે છે કે મારામાં પ્રભુત્વશક્તિ છે, હું ત્રણ લોકનો નાથ છું, મારી સ્વતંત્ર શોભા મારા આધારે છે; ત્રણકાળ ત્રણલોકમાં મારી શોભા તે શરીરાદિ અને શુભાશુભભાવને આધીન નથી, એક રજકણ કે રાગ મારી સ્વતંત્ર શોભાને રોકી શકે તેમ નથી, એવો હું પ્રતાપવંત છું. અનંતકાળમાં આત્મા હું કોણ છું તેની સેકન્ડ માત્ર ઓળખાણ કરી નથી. અહીં તો પ્રતાપવંત કહીને એક સેકન્ડમાં ઓળખાણ કરીને પાછો પડવાનો નથી એવા અપ્રતિહતભાવનો કોલકરાર કર્યો છે.

જોગી હોય તો પણ જડ શરીરાદિથી અને શુભાશુભભાવથી મને મદદ થાય એમ માનતો હોય તો તે જોગી નથી પણ ભોગી છે, કારણ કે બહારથી જોગી થયો પણ અંતરમાં પર પદાર્થનો હું કર્તા છું અને પરપદાર્થનો હું ભોક્તા છું એવી દૃષ્ટિ છે તેથી તે પરપદાર્થનો ભોગી છે પણ જોગી નથી. ખરો જોગ એનુ નામ કે જ્યાં આત્મસ્વભાવનો વેપાર છે. મારામાં પ્રભુત્વશક્તિ છે, શરીરાદિ અને પુણ્ય-પાપના ભાવ તેનો હું કર્તા-ભોક્તા નથી, મારી પ્રતાપસંપદાને કોઈ દબાવી શકે તેમ નથી, પણ હું અશુદ્ધતાને દબાવનાર છું. બહાર સંયોગમાં ગમે તે બનો, પણ મારા અંતરસ્વરૂપને તેની કાંઈ અસર નથી, કારણ કે મારામાં પ્રભુત્વશક્તિ છે. એમ ધર્મી જીવ પોતાના આત્માને પ્રભુ માને છે કે જેનો પ્રતાપ અખંડિત છે; એવી રીતે પોતાની સ્વતંત્ર શોભામાં લીન થવું તેનું નામ જોગ છે. ધર્મી જીવ સંસારમાં હોય તો પણ જોગી છે, કારણ કે પરભાવના કર્તા-ભોક્તાનો ભાવ છૂટી ગયો છે, મારો ભોગવટો મારામાં જ છે એમ ભાન થયું છે, પરના કર્તા-ભોક્તાપણાથી નિરાળો રહે છે માટે દૃષ્ટિથી જોગી છે,

પણ હજી અસ્થિરતા ઊભી છે. તે જ્યારે મુનિ થશે ત્યારે દૃષ્ટિથી અને સ્થિરતાથી બન્ને રીતે જોગી થશે.

પ્રશ્ન:—શાસ્ત્રમાં કહ્યું છે કે મહાવીર ભગવાને છ છ મહિનાના ઉપવાસ કર્યા ત્યારે કર્મનો નાશ થયો. ઉપવાસ કર્યા વિના કર્મ તૂટતા હશે? કર્મ નાશ થતા હશે? માટે ઉપવાસ કરવાથી જ કર્મનો નાશ થાય છે.

ઉત્તર:—મહાવીર ભગવાને કેવા ઉપવાસ કર્યા હતા? તે આ તમારા માનેલા ઉપવાસ છે તે નહિ, પણ તે તો આત્માના અનુભવમાં-અતીંદ્રિય આનંદરસમાં ટકતા, મગ્ન થતાં સહજ આહારની ઇચ્છા તૂટી ગઇ હતી, આહાર લીધો છે કે નથી લીધો તેનો ખ્યાલ પણ રહ્યો નથી, તે તરફનો વિકલ્પ પણ આવ્યો નથી, આત્માના અમૃતના ઓડકારમાં બીજા આહારને ભૂલી ગયા છે. સહજ ઇચ્છા તૂટી ગઇ છે એનું નામ ઉપવાસ છે. ચોથે, પાંચમે ગુણસ્થાને શ્રાવકને અને છઠ્ઠે સાતમે ગુણસ્થાને મુનિને, જેવા સિદ્ધ ભગવાનને અમૃતના ઓડકાર આવે છે તેવા તેમને પણ અમૃતના ઓડકાર આવે છે. હું શુદ્ધ ચિદાનંદમૂર્તિ છું એના ભાનમાં ક્રમે ક્રમે સ્થિરતા વધતાં-આનંદની ધારા વધતાં, સહજ ઇચ્છા તૂટી ગઇ અને સહજ આહારને મહાવીર ભગવાન ભૂલી ગયા છે, આનું નામ ખરા ઉપવાસ છે. બાકી બધા ઉપવાસ સમજવા જેવા છે. જો શુભ પરિણામ હોય તો પુણ્ય બાંધે, અને અભિમાન આદિ બહાર પડવાનો હેતુ હોય તો પાપ બાંધે. જ્ઞાનીને પણ ઉપવાસનાં શુભ પરિણામ આવે તેનાથી પુણ્ય જ બંધાય, પણ જેટલી સ્વરૂપની લીનતા થાય તેના વડે કર્મનો નાશ થાય. મહાવીર ભગવાનને પણ જે સ્વરૂપની લીનતા થઈ અને સહજ આહારની ઇચ્છા તૂટી ગઈ, તે સ્વરૂપની લીનતા વડે જ કર્મનો નાશ થયો છે, પણ શુભ પરિણામથી કર્મનો નાશ થયો નથી, શુભ પરિણામનું કર્તાપણું પણ ભગવાનને નથી. શાસ્ત્રમાં કઈ અપેક્ષાએ વ્રત પચ્ચખાણનું સ્વરૂપ કહ્યું છે તે સમજ્યા વગર વારંવાર ઉપવાસ કરે

તો પણ તેનું ફળ આત્માને કાંઇ નથી; હા, સ્વર્ગનું ફળ મળે, પણ ભવ ન ઘટે. એવા ઉપવાસ કરી જીવ અનંતવાર નવગ્રૈવેયક સુધી જઇ આવ્યો પરંતુ એક પણ ભવ ન ઘટયો.

ધર્માત્મા જ્ઞાની કહે છે કે હું તો પ્રતાપવંત છું, મારો જ પ્રતાપ ચાલે છે. જેમ લૌકિકમાં પ્રતાપરાણા થઇ ગયા છે તે પ્રતાપરાણાને એવું જોર હતું કે હું હિંદુ, મને કોઈ જીતી શકનાર નથી, એવી લૌકિક શ્રદ્ધાવડે પોતાના ઘોડાનો પગ હાથીના દાંત ઉપર મૂકયો અને ભાલાવડે હાથી ઉપર બેઠેલા સવારને વીંધી નાખ્યો;-તેમ આ આત્મા ભાવઆર્યપ્રતાપ છે, તે પ્રતાપી આત્માનું ભાન થતાં ચારગતિને નાશ કરવાનો પુરુષાર્થ જાગે છે. ચારગતિનાં મૂળિયાં મારા હલાવ્યાં હલે, મારા ટાળ્યાં ટળે, મારો જ હુકમ ચાલે, બધું મારે જ હાથ છે એવો હું પ્રતાપવંત છું.

પ્રશ્નઃ—આ ન સમજાય ત્યાંસુધી શું કરવું?

ઉત્તરઃ—આ ન સમજાય ત્યાંસુધી સત્સમાગમ કરવો, સ્વચ્છંદ છોડી, બીજું બધું છોડી, મરણના છેલ્લા શ્વાસ સુધી પણ શાસ્ત્રાભ્યાસ, તત્ત્વચિંતવન, અને સત્સમાગમ કરવો. મુનિઓને પણ ઉપદેશ આપ્યો છે કે હે મુનિ! મરણના છેલ્લા શ્વાસ સુધી પણ શાસ્ત્રનો, વિચિત્ર પ્રકારના અધ્યાત્મ શાસ્ત્રનો, સમ્યક્ પ્રકારે અભ્યાસ કરવો, જ્ઞાન-ધ્યાનમાં લીન થતાં સમાધિ મરણે દેહ છૂટે તો એક બે ભવે મુક્તિ થાય. આ અફર વાત છે, પાછી ફરે તેવી નથી.

આગળ કહ્યા તેવા પ્રતાપવંત વર્તતા એવા મને, જોકે બહાર અનેક પ્રકારની સ્વરૂપથી સંપદાવડે સમસ્ત પરદ્રવ્યો સ્ફુરાયમાન છે તોપણ, કોઇ પણ પરદ્રવ્ય-પરમાણુમાત્ર પણ મારાપણે ભાસતું નથી.

ધર્માત્મા વિચારે છે કે મારી બહાર અનેક પર પદાર્થ તેની ઋદ્ધિવડે સ્ફુરાયમાન છે. તેની સંપદા તેનાથી છે, આત્મામાં તેના સ્વરૂપની કાંઈ સંપદા નથી. શરીરાદિ અને શુભાશુભ લાગણી

દેખાય તે મારી સંપદા નથી, તે જડની સંપદા છે. જડમાં જડની અનેક પ્રકારની શક્તિ તથા ઋદ્ધિ સ્ફુરાયમાન થાય છે, એવું જ્યાં ભાન થયું ત્યાં કોઈ પણ પરદ્રવ્ય મારાપણે મારામાં ભાસતું નથી. પરદ્રવ્યોની સંપદા પરદ્રવ્યોમાં સ્ફુરાયમાન થાય છે અને મારી સંપદા મારામાં સ્ફુરાયમાન થાય છે, તેથી કોઇ પરમાણુ માત્ર પણ મને મારાપણે ભાસતું નથી. બન્ને ચીજને સ્વતંત્ર રાખતો પોતે પ્રતાપવંત વર્તે છે; એટલે કાંઇ બહારથી પરદ્રવ્યોનો નાશ થઈ ગયો નથી–પરદ્રવ્યો કાંઈ ઊડી ગયા નથી, પણ હું મારામાં ને એ ( પરદ્રવ્યો ) એનામાં, એમ અસ્તિ–નાસ્તિ બતાવે છે.

ધર્મીનો રજિસ્ટર્ડ ટ્રેડમાર્ક શું છે? કે એક રજકણ પણ મારે તાબે નથી, હું રજકણને તાબે નથી; એક પણ રજકણનો હું કર્તા નથી, મારું એ કર્મ નથી; મારા શુદ્ધ સ્વભાવનો હું કર્તા છું ને મારી શુદ્ધ અવસ્થા તે મારું કર્મ છે: એવું ભાન તે સમ્યક્‌દૃષ્ટિનો રજિસ્ટર્ડ ટ્રેડમાર્ક છે.

અનંત રજકણ માંહેનો એક રજકણ–પરમાણુમાત્ર પણ મારો નથી એમ જોર આપ્યું છે, તો બીજા સ્થૂલ પદાર્થની તો વાત ક્યાં રહી?

કોઇ કહે આમાં પુરુષાર્થ શું આવ્યો? એક પરમાણુમાત્ર પણ મારું નથી એવી સાચી સમજણ કરવી તે કર્મને નાશ કરવાનો અનંતો પુરુષાર્થ છે. જેના જ્ઞાનમાં એક રજકણ પણ મારું નથી, હું શુદ્ધ ચિદાનંદમૂર્તિ છું એવું અપૂર્વ ભાન થાય છે તેને એવું ભાન થયા પછી સ્વપ્નામાં પણ જવાબ આપે કે હું શુદ્ધ ચિદાનંદમૂર્તિ છું, એક રજકણ પણ મારું નથી, મારે તાબે નથી.

એનું સ્વપ્ને જો દર્શન પામે રે,<br>
એનું મન ન ચઢે બીજે ભામે રે:<br>
મુક્તાનંદનો નાથ વિહારી રે,<br>
ઓધા જીવનદોરી હમારી રે.

ત્રિલોકનાથ સર્વજ્ઞ ભગવાને આત્માને જેવો જોયો અને કહ્યો છે તેવા ભગવાન આત્માનું જેને સ્વપ્નમાં પણ દર્શન થાય તેનું મન બીજા વિષય–કષાયના ભામે જતું નથી, પરથી મુક્ત–નિરાળો ચૈતન્ય ગોળો તેનો જે આનંદ, તેવો મુક્તાનંદ, તેમાં હું વિહારી છું એટલે કે તેમાં રમનારો છું, સ્વરૂપમાં ટકવાની દોરી તે મારા હાથમાં છે, અને તે મારા જીવનની દોરી છે.

એક પરમાણુ માત્ર પણ મારૂં નથી, એક પરમાણુને હલાવવા કે ગતિ કરાવવાને હું સમર્થ નથી, એવું મને ભાન થયું, હવે ભાવક-પણે અને જ્ઞેયપણે તે મારી સાથે એક થઇને મોહ ઉત્પન્ન કરી શકે નહિ,હવે કોઇ કર્મમાં એવી શક્તિ રહી નથી કે મને ફરી મોહ ઉત્પન્ન કરી શકે, હવે એવું સ્વપ્ન પણ મને ન આવે કે રાગ–દ્વેષાદિ ભાવક તે મારાં, અને સ્ત્રી, કુટુંબ આદિ જ્ઞેય તે મારાં, એવું સ્વપ્ન પણ મને હવે આવે તેમ નથી. આ સમયસાર શાસ્ત્રમાં કોઇ અલૌકિક વાત કરી છે.

મહાવિદેહક્ષેત્રમાં ત્રિલોકનાથ તીર્થંકરદેવ શ્રી સીમંધર ભગ-વાન પરમાત્મદશાએ વર્તમાનમાં બિરાજી રહ્યા છે. શ્રી કુંદકુંદાચાર્ય-દેવ ત્યાં મહાવિદેહક્ષેત્રમાં ગયા હતા, અને ભગવાનના શ્રીમુખેથી છૂટેલી દિવ્ય ધ્વનિ તેમણે હૃદયમાં ઝીલી, તેમના હૃદયમાં તે પેસી ગઇ, અને પછી ત્યાંથી આવીને તેમણે આ શાસ્ત્ર રચ્યું, આ શાસ્ત્રમાં જે સ્વરૂપ કહેવાયું છે, તેવી આત્મશ્રેણી જેના આત્મામાં સ્ફુરી તેને અપ્રતિહતભાવ થયા વગર રહેશે નહિ.

જેમ ઝાડનું મૂળિયું ઊખડી ગયા પછી ફરીને નવી ઉત્પત્તિ થતી નથી, તેમ મિથ્યાભ્રાંતિને, આત્માના નિજરસદ્વારા મૂળથી ઊખેડીને જેણે જ્ઞાન પ્રકાશ પ્રગટ કર્યો તેને ફરીને અંકુર ઊપજવાનો નથી એવો અપ્રતિહતભાવ વર્ણવ્યો છે. શિષ્ય પોતાના પુરુષાર્થથી તૈયાર થઇ ગયો કે હું નિજરસથી ભરપૂર છું, ને અનંતગુણનો પિંડ

છું. એમ પોતાના ભાનથી જેના મોહનુ મૂળિયું છેદાઇ ગયું તે ધર્માત્મા ભલે સંસારમાં રાજકાજ કરતો હોય, ૯૬ હજાર સ્ત્રીઓમાં ઊભો હોય, લશ્કરમાં ઊભો હોય છતાં તેનો એક ભવ પણ વધતો નથી, અને જે અલ્પ અસ્થિરતા રહી છે તે ટળવા ખાતર છે, રહેવા ખાતર નથી; અને આત્માના ભાન વગર ગમે તેટલી ક્રિયા કરતો હોય તો પણ તેનો એક પણ ભવ ઘટતો નથી.

શિષ્ય કહે છે કે—મહાન જ્ઞાનપ્રકાશ મને પ્રગટ થયો. એમ પોતાની સાક્ષીથી કહે છે, પરંતુ કેવળજ્ઞાનીને પૂછવા જવું પડતું નથી. આગળ કહ્યું હતું કે હું ચૈતન્યમાત્ર જ્યોતિરૂપ આત્મા છું કે જે મારા જ અનુભવથી પ્રત્યક્ષ જણાય છે. હું સ્પષ્ટ પ્રત્યક્ષ જ્યોતિ છું, જ્ઞાનપ્રકાશ મને પ્રગટ થયો છે એમ ધર્મી પોતે કહે છે, કોઇને પૂછવા જવું પડતું નથી.

જેમ ધનાઢ્ય બાપને મારી પાસે કેટલા પૈસા છે તે છોકરાને પૂછવા જવું પડતું નથી, હું સધન છું કે નિર્ધન છું તે કોઇને પૂછવા જવું પડતું નથી: તેમ શરીર, મન, વાણી-જડ તે હું નહિ, પુણ્ય-પાપનાં પરિણામ તે હું નહિ, પણ હું જ્ઞાનસ્વરૂપ પ્રત્યક્ષ આત્મા છું તેમ નિસંદેહ કોણ થયો? પોતે થયો, માટે પોતાને જ પોતાની ખબર પડે છે; કોઇને પૂછવા જવું પડતું નથી.

ગુરુના ઉપદેશથી અને સ્વકાળલબ્ધિથી વસ્તુનું સ્વરૂપ શિષ્યને સમજાણું, સ્વકાળ એટલે પુરુષાર્થલબ્ધિથી જ્ઞાની થયો. હું એક છું, અનેક પદાર્થો મારામાં જણાય છતાં હું અનેક રૂપ થઈ જતો નથી માટે હું એક છું. અને નવતત્ત્વના વિકલ્પરૂપે ભેદ પડે તે અશુદ્ધ છે, તે હું નથી. હું શુદ્ધ છું, હું અરૂપી છું, હું દર્શન-જ્ઞાનમય છું. પરમાણુમાત્ર પણ મારું નથી, આવું જાણવાથી મોહનો સમૂળગો નાશ થયો, મૂળથી નાશ થયો એટલે ફરીને અંકુર ઉપજવાનો નથી. રાગ-દ્વેષથી અને પર વસ્તુથી ભેદજ્ઞાન થયું, પોતાની સ્વરૂપસંપદા જાણી, તે પાછો કેમ પડે? પાછો કેમ ફરે? ન જ ફરે.

સમયસારનો પૂર્વ રંગ ૩૮ ગાથાએ પૂરો થાય છે. આચાર્યદેવે ૩૮ ગાથામાં મોક્ષનો માર્ગ ખુલ્લો મૂકયો છે. અને હવે બધાને આમંત્રણ કરે છે. આચાર્યદેવ કહે છે કે આવું શાંત સ્વરૂપ સમજાવ્યું, તો તે સમજીને તેમાં સમસ્ત લોક નિમગ્ન થાઓ એમ આમંત્રણ કરે છે તે વિષે હવે કળશ કહે છે.

( વસંતતિલકા )

मज्जंतु निर्भरममी सममेव लोका
आलोकमुच्छलति शांतरसे समस्ताः ।
आप्लाव्य विभ्रमतिरस्करिणीं भरेण
प्रोन्मग्न एष भगवानवबोधसिंधुः ॥ ३२ ॥

અર્થ:—આ જ્ઞાનસમુદ્ર ભગવાન આત્મા વિભ્રમરૂપ આડી ચાદરને સમૂળગી ડુબાડી દઇને ( દૂર કરીને ) પોતે સર્વાંગ પ્રગટ થયો છે; તેથી હવે સમસ્ત લોક તેના શાંત રસમાં એકી સાથે જ અત્યંત મગ્ન થાઓ. કેવો છે શાંત રસ? સમસ્ત લોક પર્યંત ઊછળી રહ્યો છે.

અહીં આચાર્યદેવ આમંત્રણ કરે છે. કોને આમંત્રે છે? આખા જગતને સાગમટે નોતરે છે, ભગવાનને ઘરે લગ્ન હોય પછી કોને નોતરાં ન હોય? બધાને હોય.

આ દેહરૂપી ખોળિયામાં પ્રભુ ચૈતન્ય સૂતો છે. શરીર અને રાગને પોતાનાં માની સૂતો છે. લૌકિક માતા તો ઊંઘાડવાનાં હાલરડાં ગાય છે પણ પ્રવચનમાતા જગાડવાનાં હાલરડાં ગાય છે. શરીર આદિના રજકણોમાં ગુપ્ત થયેલો, પુણ્ય-પાપના ભાવમાં સંતાએલો ભગવાન આત્મા તેને પ્રવચનમાતા હાલરડાં દ્વારા જગાડે છે.

મોરલીના નાદે જેમ સર્પ ઝેરને ભૂલી જાય છે ને મોરલીના

નાદમાં એકાગ્ર થાય છે, તેમ આચાર્યદેવ કહે છે કે આ અમારી સમયસારની વાણીરૂપ મોરલીના નાદે કોણ આત્મા ન ડોલે? કોણ ન જાગે? બધાય ડોલે, બધાય જાગે, જેને ન બેસે તે તેના ઘરે રહ્યો. આચાર્યદેવે તો પોતાના ભાવથી સમસ્ત જગતને આમંત્રણ આપ્યું છે.

જ્ઞાનસમુદ્ર ભગવાન આત્મા કહ્યો છે એટલે બધા આત્માને ભગવાન કહ્યા છે. જ્ઞાનસમુદ્ર ભગવાન, સમુદ્રની જેમ પોતાના જ્ઞાનમાં ઉછાળા મારે છે. જ્ઞાનસમુદ્ર આત્મા ગમે તેટલાં વર્ષોની વાત જાણે તો પણ વજન થાય નહિ એવો જ્ઞાનસમુદ્રથી ભરપૂર આત્મા છે.

જેમ દરિયો પાણીથી છલોછલ ભર્યો હોય, તેમાં આડી ભીંત કે કાંઈ આવી જાય તો પાણી દેખાતું નથી, પરંતુ અહીં તો માત્ર ચાદર એટલે માત્ર ચોફાળ-લુગડું જ આડું લીધું છે, કે જેને દૂર કરતાં વાર ન લાગે, માત્ર તે લુગડાને પાણીમાં ડુબાડી દેવાથી છલો-છલ પાણીથી ભરેલો દરિયો દેખાય છે; તેમ જ્ઞાનસમુદ્ર ભગવાન આત્મા અંદર છલોછલ પાણીથી ભર્યો છે. વિભ્રમરૂપ આડી ચાદરને ખસેડીને એટલે ઊંધી માન્યતાની ક્ષણ પૂરતી આડી ચાદર પડી હતી, ભ્રાંતિરૂપ માત્ર લુગડું જ આડું હતું, તેને સમૂળગું પાણીમાં ડુબાડી દીધું, એટલે ભ્રમણાની ખોટી પકડનો વ્યય કર્યો અને સર્વાંગ પ્રગટ થવારૂપ ઉત્પાદ થયો, સર્વાંગ એટલે અસંખ્ય પ્રદેશે પ્રગટ થયો, અને જ્ઞાનસમુદ્ર ભગવાન પોતાના જ્ઞાન આદિ શાંતરસમાં ઉછાળા મારે છે.

જેમ લોકોમાં એમ કહેવાય છે કે આ મીઠું મહેરામણ જેવું પાણી ભર્યું છે, તેમાં ન્હાવ, એટલે સ્નાન કરો. તેમ આચાર્યદેવ કહે છે કે આ મહેરામણ જેવો જ્ઞાનસમુદ્ર ભર્યો છે; તેમાં બધા જીવો આવો, ન્હાવ-સ્નાન કરો, શીતળ થાઓ, શાંતરસમાં નિમગ્ન થાઓ, બધા જીવો આવો એમ કહ્યું છે તે પણ એક સાથે આવો તેમ કહ્યું છે પણ એક પછી એક આવો તેમ કહ્યું નથી. અહાહા! આવો

ભગવાન આત્મા છે! એમ ભગવાન આત્માનો અદ્ભુત સ્વભાવ દેખીને આચાર્યદેવનો ભાવ ઊછળી ગયો છે કે અહો! આવો આત્મા છે ને બધા જીવો એક સાથે કેમ આવતા નથી! બધા આવો! એકી સાથે આવો! શાંતરસમાં એક સાથે અત્યંત નિમગ્ન થાઓ! અત્યંત નિમગ્ન થાઓ! જરાય બાકી રાખશો નહીં! એમ આચાર્યદેવની બહુ ભાવના ઊછળી ગઈ છે.

એકલું નિમગ્ન કહ્યું નથી પણ અત્યંત નિમગ્ન થાઓ તેમ કહ્યું છે. વળી કહે છે કે કેવો છે શાંતરસ? આખા લોકમાં ઊછળી રહ્યો છે, ચૌદ બ્રહ્માંડના જીવોમાં શાંતરસ ઊછળી રહ્યો છે. બધા પ્રભુ છે, અહો! તેમાં બધા લીન થાઓ, એમ આચાર્યદેવ આમંત્રણ કરે છે, અથવા બીજો અર્થ એમ છે કે કેવળજ્ઞાન થતાં સમસ્ત લોકાલોક જાણે છે ત્યાં સમસ્ત લોકાલોક પર્યંત શાંતરસ ઊછળી રહ્યો છે.

હવે ભાવાર્થનો વિસ્તાર થાય છે. માત્ર ભ્રાંતિનું લુગડું આડું હતું તેથી સ્વભાવ દેખાતો નહોતો. ભીંત જેવી કઠણ ચીજ આડી હોય તો તોડતા વાર લાગે, પણ આ તો લુગડા જેવી ભ્રાંતિ ક્ષણમાં ટાળી શકાય છે, વિભ્રમથી પોતાનું સ્વરૂપ જણાતું નહોતું. સ્ત્રી કુટુંબ તો ક્યાંય રહ્યા પણ શરીર-મન-વાણી તે પણ ક્યાંય રહ્યાં. તે તો ભિન્ન જ છે, પરંતુ અંદર થતી શુભાશુભ લાગણી તે પણ ભિન્ન છે, તે બધામાં એકત્વબુદ્ધિ હતી તેને દૂર કરીને સમૂળગી ડુબાડીને, આ જ્ઞાન દરિયામાં-વીતરાગી વિજ્ઞાનમાં બધા એક સાથે નિમગ્ન થાઓ! એમ આચાર્યદેવે ઢંઢેરો પીટયો છે, સાગમટે નોતરાં આપ્યાં છે, સાગમટે નોતરામાં કોણ ન પહોંચે? બધા પહોંચે, જેને વિરોધ હોય, દ્વેષ હોય તે ન પહોંચે, અને કોઈ માંદું હોય તે ન પહોંચે, માંદા કહે અમે ન પહોંચી શકીએ તો શું કરીએ? અરે માંદા! તારી નમાલાપણાની વાત મૂક એક કોર, આ સાગમટે નોતરામાં એકવાર ચાલ તો ખરો ચોખા-દાળ ખાજે પણ ચાલ તો ખરો.

કેટલાક શ્રાવકો સાધર્મીને જમાડે છે, તેમાં કેટલાકના એવા

ભાવ હોય છે કે કોઇ પણ સાધર્મી રહી જવો ન જોઇએ કારણ કે આટલા બધામાંથી કોઈ જીવ એવો રૂડો હોય કે ભવિષ્યનો તીર્થંકર થનાર હોય, કોઇ કેવળી થનાર હોય. કોઇ અલ્પકાળમાં મુક્ત થાય એવો હોય, તો એવા સાધર્મીને પેટે મારો કોળિયો જાય તો મારો ધન્ય અવતાર, કોણ ભવિષ્યે તીર્થંકર થનાર છે, કોણ અલ્પકાળમાં મુક્તિમાં જનાર છે, તેની ભલે ખબર ન હોય, પણ જમાડનારનો ભાવ એવો છે કે અલ્પકાળમાં મુક્તિમાં જનાર કોઈ જીવ રહી જવો ન જોઇએ, એનો અર્થ એમ થાય છે કે જમાડનારના ભાવ આત્મ-ભાવના પૂર્વક જો યથાર્થ હોય તો પોતાને અલ્પકાળમાં મુક્તિ લેવાના ભાવ છે–એવી રુચિ છે. એવો તેનો અર્થ છે.

એમ આચાર્યદેવ કહે છે કે મારું નોતરું સાગમટે છે. સાગમટે આમંત્રણ આપ્યાં છે કે આ શાંતરસનો સ્વાદ ચાખ્યા વગરના કોઇ જીવો રહી જવા ન જોઇએ, એવાં આમંત્રણ દેતાં ખરી રીતે આચાર્ય-દેવને પોતાને જ ભગવાન આત્માના શાંતરસમાં ડૂબી જવાની તીવ્ર ભાવના ઊપડી છે. સમયસારની એક એક ગાથામાં આચાર્યદેવે અદ્‌ભુત રચના કરી છે, અલૌકિક અપૂર્વ ભાવો ભર્યા છે, શું કહીએ ! જેને સમજાય તેને ખબર પડે.

કેવળજ્ઞાન પ્રગટ થાય ત્યારે બધાં જ્ઞેયો એક સાથે જ્ઞાનમાં આવીને ઝળકે છે, તેને સર્વ લોક દેખો, એમ પણ અહીં પ્રેરણા કરી છે. અહો ! પૂર્ણસ્વભાવની વાત આચાર્યદેવે પૂર્ણરૂપે જ કરી, એક પરમાણુમાત્ર મારું નથી એમ કહીને પૂરી વાત કહી દીધી. ‘એક પરમાણુમાત્રની ન મળે સ્પર્શતા’ એવા ભાનના જોરમાં પૂર્ણતા થઈ જાય છે.

જેમ કોઇ માણસને રાજા વગેરે કોઇ મોટા માણસને મળવા જવું હોય તો તે નાળિયેર વગેરે સારું ભેટણું લઇને જાય છે એમ ત્રિલોકનાથ ભગવાન આત્માને ભેટવા જવું હોય તો તેને ભેંટણું

પ્રાપ્ત કરવું પડશે, સમયપ્રાભૃતનું ભેટણું ભેટ કરવું પડશે. તે વિના ભગવાન આત્મા પ્રગટ થશે નહિ, તે સમયપ્રાભૃત એટલે સમ્યક્‌-દર્શન-જ્ઞાન-ચારિત્રની પરિણતિરૂપ ભેટણા વગર આત્મારૂપી રાજા કોઈ રીતે પ્રસન્ન થાય તેમ નથી.

આ રીતે આ સંસારની રંગભૂમિમાં આત્મા અનેક વેશ ભજવે છે તેને જ્ઞાન જાણી લે છે. આ ગ્રંથને ટીકાકાર અમૃતચંદ્રાચાર્યદેવે અલંકારથી નાટકરૂપે વર્ણવ્યો છે. જેમ આનંદઘનજીએ કહ્યું છે કે:—

અવધુ નટ નાગરકી બાજી
કયા જાણે બ્રાહ્મણ કાજી,
સ્થિરતા એક સમયમેં ઠાણે.
ઊપજે વિણસે તબહી
ઉલટ પલટ ધ્રુવ સત્તા રાખે;
યા હમ સુની ન કબહી.—અવધુ...

ઘડીમાં નર થાય, ઘડીમાં નારકી થાય, ઘડીમાં દેવ થાય, પૂર્વના સમયની અવસ્થા બદલે અને બીજા સમયની નવી અવસ્થા ઊપજે, ધ્રુવ સત્તા તો વળી કાયમ રાખે, આવી વાત તો ક્યારે પણ અમે સાંભળી નથી, આવા આત્મારૂપ નટ નાગરની બાજી અજાણ લોક શું જાણે? એમ આનંદઘનજી કહે છે. અમૃતચંદ્રાચાર્યદેવે પણ સમયસારને નાટકરૂપે વર્ણવ્યો છે.

૧૯૯૯ આસો સુદ ૧૨ રવિ

૩૮ ગાથા પૂરી થઈ છે. તેમાં આત્માનો અધિકાર વર્ણવ્યો. હજી તો ભૂમિકા બાંધી, રંગભૂમિ બાંધી, સમયસારને નાટકરૂપે અલંકાર કરવામાં આવે છે. પ્રથમ રંગભૂમિ હોય છે, તેમાં મોઢા આગળ જોનારા નાયક તથા સભા હોય છે. નાટક કરનારા અનેક જાતના સ્વાંગો કરે છે, તે બધા જુદા જુદા રસકરી સભાને બતાવે છે.

જ્ઞાનમાં જે વસ્તુ લક્ષમાં આવે છે તેમાં એકાગ્ર થવું, અને

બીજી ચિંતા ન થવા દેવી તેને લોકો રસ કહે છે. બીજી વસ્તુ જ્ઞાનમાં પેસી જતી નથી પણ જ્ઞાનનું તે તરફ રાગથી લક્ષ જતાં, રાગમાં રોકાઈ જાય છે, ને તે તરફ એકાગ્ર થાય છે તેને રસ કહેવાય છે.

દૂધપાકમાંથી સ્વાદ આવતો નથી, દૂધપાકનો સ્વાદ પોતામાં પેસી જતો નથી, જડ વસ્તુનો રસ આત્મામાં આવી જતો નથી. અજ્ઞાનીને સ્વભાવનો અતીંદ્રિયરસ પણ આવતો નથી પરંતુ તેને રાગનો રસ આવે છે.

હું નિર્દોષ જ્ઞાનમૂર્તિ છું તેવું ભાન કરી પોતાનુ સ્વજ્ઞેય કરવું, ને બીજાને–વિકારને ભૂલી જવું એટલે તેમાં ન જોડાવું, પણ પોતાના સ્વભાવરસમાં લીન રહેવું તેને અતીંદ્રિયરસ આ સમયસાર શાસ્ત્ર કહે છે. રાગનો રસ છે તે વિકારનો રસ છે, રાગના વેદનમાં અજ્ઞાની આનંદ માને છે તેથી તેને આનંદ લાગે છે. ગજરાની સુગંધમાંથી સુખ આવતું નથી, પણ અજ્ઞાની બીજું બધું ભૂલીને ગજરામાંથી સુખ આવે તેમ માની એકાગ્ર થાય છે તેથી તેને સુખ લાગે છે પણ તેમાં સુખ છે જ નહિ, તેણે માત્ર કલ્પી લીધું છે.

નાટકમાં નાટક કરનારા સભાને શૃંગાર રસ ઉપજાવવા માટે લુગડાં, દાગીના વગેરે પહેરીને–શૃંગાર કરીને આવે છે, પણ તે શૃંગારનો રસ તે આત્માનો સ્વભાવ નથી. પરથી પોતાને શૃંગાર માનવો તે પોતાને કલંક છે. વળી નાટકમાં જેમ જુદા જુદા સ્વાંગો કરીને આવે છે, ઘડીમાં ભતૃહરિનો વેપ લઈને આવે છે અને ઘડીમાં પિંગળાનો વેપ લઈને આવે છે, પણ માણસ તો તેનો તે જ હોય છે. તેમ આત્મા તો તેનો તે જ ચિદાનંદ પરમાત્મા છે, પણ તેને ઘડીમાં એક શરીર, ઘડીમાં બીજું શરીર, ઘડીમાં રાગ, ઘડીમાં દ્વેપ એમ જુદા જુદા સ્વાંગો દેખાય છે. ઘડીમાં રૂપાળો, ઘડીમાં કાળો, ઘડીમાં રાંકો, ઘડીમાં રાજા, ઘડીમાં દીન એવા અનેક સ્વાંગમાં નાચી રહ્યો છે તેને જ્ઞાની સમજાવે છે કે ભાઈ! આ સ્વાંગ અજીવના ઘરની ચીજ છે,

તારી પોતાની નથી; તું તેનાથી જુદો નિર્દોષ પરમાત્મા છો, તું તો તેનો તે જ છો. આ જુદા જુદા સ્વાંગરૂપે તું નથી ને આ પરનો શણગાર તે પણ તારો નથી, તારો શણગાર તારાથી છે, પરથી તારો શણગાર નથી.

અજ્ઞાની જીવ દાગીના ને લુગડાં પહેરી શોભા માને છે પણ અરે મૂર્ખ! આત્મા તો ત્રણલોકનો નાથ છે, પરની શોભાએ તને કલંક લાગતું નથી! તું તો બ્રહ્માનંદ ચિદાનંદ આત્મા છો. તને શરમ આવતી નથી! અરે આત્મા! પરથી તારી શોભા નથી, તારી શોભા તારાથી છે. અરીસામાં મોઢું જોતો હોય, લુગડાં દાગીના પહેરીને-શણગાર સજીને અરીસામાં ઘડીમાં ઊંચું જુએ ઘડીમાં આડું જુએ, ઘડીમાં નીચું જુએ તે વખતે જોઇ લો જાણે ગાંડો, પણ સમજ તો ખરો, શૃંગારરસ તે તારા આત્માનો સ્વભાવ નથી. તે પાપરસ છે. સંસારમાં રખડવાનું કારણ છે.

હાસ્યરસ તે આત્માનો સ્વભાવ નથી, હસવું ને ખીખાડા કરવા તેમાં તને રસ લાગે છે પણ અરે! ત્રણલોકના નાથ! આ કુતૂહલતા કરવી, ખીખાડા કરવા તે તને શોભે છે? તારો સ્વભાવ ભૂલીને પરમાં-જડમાં તને નવીનતા શેની લાગે છે? કુતૂહલતા શેની થાય છે? પરમાં નવીનતા નથી. ભાઇ, એ તારો સ્વભાવ નથી, તારા આત્માનો સ્વભાવ તો અપૂર્વ શાંતરસથી ભરેલો છે તેને જો.

રૌદ્રરસ એટલે ક્રૂરરસ, બીજાને મારવાનાં પરિણામ, શત્રુઓને મારવાનાં પરિણામ, તે ક્રૂરરસ છે. તે ક્રૂરરસ જ્યારે ચડે ત્યારે કોઇને મારતાં વચ્ચમાં ગમે તે આવે તેને પણ મારી નાખે છે, પોતાનો સ્વભાવ ભૂલીને અરે ચૈતન્ય! આ ક્રૂરરસમાં ક્યાં ચડયો! આવા રસો સંસારમાં રખડવાનું કારણ છે.

કરુણારસ, એક સાઠ વરસની ડોશી હોય, તેને એકનો એક છોકરો હોય, તેના ઉપર જીવનનો આધાર હોય, બીજો કોઈ આધાર ન હોય, લાકડાના ભારા વેચીને આજીવિકા કરતો હોય, તે છોકરો

જંગલમાં લાકડાં લેવા ગયો ત્યાં લાકડાના પોલાણમાં સર્પ હતો, તે સર્પ છોકરાને કરડયો ને છોકરો મરી ગયો. કોઈએ ડોશીને સમાચાર આપ્યા કે છોકરાને સર્પ કરડયો ને મરી ગયો તે વખતે ડોશીનું રુદન કેવું હોય! કેવું કાળજાફાટ તેનું રુદન હોય! તે રુદન દેખીને જે કરુણા આવે તે કરુણારસ છે. એવા એવા કરુણાના પ્રસંગો દેખીને દયાના ભાવ થાય તે કરુણારસ છે તે એક પુણ્યનો ભાવ છે.

વીરરસ, શત્રુનો સંહાર કરવામાં જે રસ ચડી જાય તે વીરરસ છે. રાજકુંવર ફૂલની શય્યામાં સૂતો હોય ને રાજ ઉપર કોઈ ચડી આવે તે વખતે તે રાજકુંવરને શત્રુને સંહાર કરવાનો કેવો રસ ચડી આવે? તે રસ વીરરસ છે, તે પાપરસ છે, દુર્ગતિમાં રખડવાનું કારણ છે. અરે ભાઈ! તારા જ્ઞાનસ્વરૂપ ભગવાન આત્માને ભૂલીને અહીં કયાં અટકયો! એ તારો સ્વભાવ નથી.

ભયાનકરસ, અષાડીમેઘની રાત્રી હોય તે વખતે કેવો ભય લાગે! અજવાળી રાત્રી હોય તો ઓછો ભય લાગે, પણ અષાડી અમાવાસ્યાની મેઘલી રાત્રી હોય, જંગલમાં એકલો હોય, સિંહ-વાઘ ત્રાડ નાખતા હોય, વીજળીના ઝબકારા થતા હોય, તે વખતે જે ભયમાં એકાગ્ર થાય છે તે ભયાનકરસ છે. અરે, ભાઈ! અંદર નિહાળ તો તારું નિર્ભયસ્વરૂપ છે, તારા સ્વરૂપને કોઈ કાપે કે લઈ જાય તેમ નથી, તેમ જાણી નિર્ભય થા. ભય તે તારું સ્વરૂપ નથી.

બીભત્સરસ-શરીર સુંદર હોય તેવા શરીરમાં માતા નીકળે ને ઠાણે ઠાણે કચળો પડે તેને દેખીને જે દુગંછા થાય તે બીભત્સરસ છે. એક બાઈ હતી તેને માતા નીકળ્યા હતા ને તેમાં કચળો પડી હતી, ને તેથી દુર્ગંધ છૂટતી હતી. તે બાઈ, તેની માને કહેતી હતી કે બા! આ ભવમાં આવું પાપ મેં કર્યું નથી, તેની બા કહે, બેટા! પૂર્વે ઘણા ભવમાં કરેલાં પાપ ઉદયમાં આવે છે. એવા એવા પ્રસંગો દેખીને જે અશુચિ અને દુગંછા થાય તે બીભત્સરસ છે. શરીરના રજકણો

ક્યારે કઈ રીતે પરિણમે તે આત્માના હાથની વાત નથી, માટે આત્માની ઓળખાણ કરી શ્રદ્ધા કર.

અદ્દ્ભુતરસ એટલે વિસ્મયરસ, પુદ્દગલની રચનામાં કાંઈ નવીનતા દેખાય ત્યાં ઘડીઘડીમાં આશ્ચર્ય થઈ જાય, જ્ઞાન પરમાં એકાગ્ર થઇને રાગનો રસ લે છે. પુદ્દગલના ફેરફારથી આશ્ચર્ય થઈ જાય તે અદ્દ્ભુતરસ આ બધા લૌકિકરસ છે.

નવમો શાંતરસ છે તે અલૌકિક છે, તેનો લૌકિક નાટકમાં અધિકાર નથી. એકલા જ્ઞાતાના રસમાં પુણ્ય-પાપની ઉપાધિના ભાવ વગર આત્મામાં અંશે પણ એકાગ્ર થાય ત્યારે શાંતરસ આવે છે, તે શાંતરસ આત્માનોરસ છે, તે રસ આત્માના સ્વભાવની ઓળખાણ કરી તેમાં એકાગ્ર થવાથી જ પ્રગટે છે. આત્માનો રસ પરમાં ક્યાંય પણ નથી, પરમાં તેની ગંધ પણ નથી, આત્માનોરસ તો અલૌકિક છે.

જ્ઞાનમાં જે જ્ઞેય આવ્યું તેમાં જ્ઞાનનું તદાકાર થવું અને બીજા જ્ઞેયની ઇચ્છા ન રહેવી તેને રસ કહેવાય છે, પૈસાથી, બાયડીથી, કે બાહ્ય કોઈ વસ્તુથી ત્રણકાળ ત્રણલોકમાં રસ કે સુખ આવતું નથી, પણ પોતે આત્માએ બીજું ભૂલીને જે જ્ઞેયમાં રાગભાવે લીનતા કરી તેનું નામ રસ ને મજા કહેવાય છે, બીજી રસની વ્યાખ્યા નથી. બહારથી રસ આવતો નથી, પણ પોતે લીનતા જ્યાં કરે તેને રસ કહેવાય છે. આ રસની સર્વ વ્યાપક વ્યાખ્યા છે.

રસ્તામાં દશહજારની હીરાની વીંટી પહેરીને જતો હોય, જંગલમાં કોઈ લૂંટારો મળ્યો, લૂંટારો કહે, “લાવ વીંટી, નહિતર મારી નાખીશ,” મનમાં થયું કે આના કરતાં વીંટી ન પહેરી હોત તો સારું હતું, જેનાથી શોભા માની હતી તેજ દુઃખનું કારણ થયું. પ્રથમ રાગભાવે શોભા માની હતી પણ જ્યાં લક્ષ ફર્યું ત્યાં ત્રાસ થઇ ગયો. તે વખતે જો હું ચિદાનંદમૂર્તિ આત્મા છું એમ જાણી, માની અને તેમાં ઠરે તો આત્માનાં જ્ઞાન અને આનંદનો રસ આવે,

પણ તેમાં લીન ન થાય ને ભયમાં લીન થાય તો ભયનો રસ આવે છે. આ રસની સર્વવ્યાપક વ્યાખ્યા છે.

રાગની એકાગ્રતાથી રસ આવે છે, પણ બહારની વસ્તુ ઉપર આરોપ આપે છે કે મને ફલાણી વસ્તુમાંથી, વેપારમાંથી, ધંધામાંથી, ખાવામાંથી, પીવામાંથી, સૂવામાંથી, બેસવામાંથી રસ આવે છે પણ ખરી રીતે રસ તો રાગની એકાગ્રતામાંથી આવે છે.

રસનું સ્વરૂપ નૃત્યમાં નૃત્ય કરનારા બતાવે છે. અન્ય રસને અન્ય રસની સમાન કરીને વર્ણવે છે. જેમકે શૃંગારરસમાં હાસ્યરસ નાખે અને હાસ્યરસમાં શૃંગારરસ નાખે.

તેમ આત્મસત્તા રંગભૂમિ છે. જોનારા સમ્યગ્દૃષ્ટિ છે. ખરેખર જ્ઞાયકભાવે જોનારા તો સમ્યગ્દૃષ્ટિ છે. બીજા ઊંધી માન્યતાવાળાની સભા છે, તેમને બતાવે છે. નૃત્ય કરનારા જીવ-અજીવ પદાર્થ છે, તે બન્નેનું એકપણું, કર્તાકર્મપણું આદિ તેમના સ્વાંગ છે, કર્તા-કર્મ આદિના સ્વાંગ ધરીને નાચે છે. તેમાં તેઓ પરસ્પર અનેકરૂપે થાય છે અને આઠરસરૂપે પરિણમે છે. તે નૃત્ય છે. ત્યાં સમ્યગ્દૃષ્ટિ જોનાર છે તે જીવ-અજીવના ભિન્ન સ્વરૂપને જાણે છે, તે તો આ સર્વ સ્વાંગોને કર્મકૃત જાણી શાંત રસમાં જ મગ્ન છે અને મિથ્યાદૃષ્ટિ જીવ-અજીવનો ભેદ નથી જાણતા તેથી આ સ્વાંગોને જ સાચા જાણી એમાં લીન થઈ જાય છે, તેમને સમ્યગ્દૃષ્ટિ યથાર્થ સ્વરૂપ બતાવી, તેમનો ભ્રમ મટાડી, શાંત-રસમાં તેમને લીન કરી સમ્યગ્દૃષ્ટિ બનાવે છે.

સમ્યગ્દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિને કહે છે કે જો ભાઈ! માતાના ઉદરમાં આવ્યો ત્યારે આ સ્થૂળ શરીર લઈને આવ્યો ન હતો, પણ કાર્મણ અને તૈજસ લઈને આવેલો હતો, માતાના ઉદરમાં આવ્યા પછી આ સ્થૂળ શરીર બંધાણું, ત્યાર પછી જન્મ્યો ત્યારે વેંતનું શરીર હતું, ત્યાર પછી રોટલા, ચોખા, દાળ ખાતાં ખાતાં તેમાંથી આવડું મોટું શરીર થયું, માટે એ શરીરનો સ્વાંગ તે તારા આત્માનો સ્વાંગ નથી,

તારો આત્માનો સ્વાંગ એનાથી જુદો છે. સમકિતી જ્ઞાની પોતે જાણે છે અને બીજા મિથ્યાદૃષ્ટિને બતાવે છે કે જો આ સ્વાંગ તારો નથી. જો આત્મા ને શરીર એક જગ્યાએ છે પણ ભાવથી ભિન્ન છે. શરીર, મન, વાણી અને ક્રોધાદિનો હું કર્તા એમ અજ્ઞાની માને છે તેને કહે છે કે તું જ્ઞાનનો કર્તા છે અને જ્ઞાન તારું કર્મ છે.

સંસારમાં અજ્ઞાની આઠ રસરૂપે થઈને પરિણમે છે, પણ જ્ઞાની જાણે છે કે આ રાગ–દ્વેષ મારા પુરુષાર્થની નબળાઈથી થાય છે, પણ તે મારો સ્વાંગ નથી, બહારની અનુકૂળતા–પ્રતિકૂળતા તે પણ મારો સ્વાંગ નથી, શરીર રૂપાળું-કાળું તે પણ મારો સ્વાંગ નથી. શરીર-વાણી આદિનો હું કર્તા નથી અને મારું એ કર્મ નથી માટે મારો એ સ્વાંગ નથી. એમ ધર્માત્મા પરનું અભિમાન છોડી શાંતરસમાં મગ્ન રહે છે. આઠ રસમાં આકુળતાનો રસ રહેતો, તેને છોડીને, નવમા શાંતરસનો સ્વાદ લેવા મંડયો.

એક ગરીબ માણસને સો દોઢસો રૂપિયાની નોટના કાગળિયા આવ્યા. તે વખતે શિયાળો હતો તેથી બધા ભેગા થઈને સગડીએ તાપતા હતા, તેમાં છોકરાએ લઈને તે નોટના કાગળિયા તે અગ્નિમાં નાખ્યા, એટલે એની માને થયું કે માંડ પૈસા આવ્યા ને છોકરાએ અગ્નિમાં નાખ્યા તેથી તેને ચડયો ક્રોધ તેથી છોકરાને ખૂબ માર્યો–ઢીબ્યો એટલે છોકરો મરી ગયો. એના બાપને ખબર પડી એટલે તેને એમ થયું કે રૂપિઆ માટે છોકરાને મારી નાખ્યો એટલે તેને પણ ક્રોધ ચડયો, તેથી તેણે તે બાઈડીને મારી, તે એવી મારી કે બાઈડી મરી ગઈ. પછી પોતાને એમ થયું કે હવે મારે જીવીને શું કરવું ! એમ વિચારી પોતે પોતાની જાણે મરી ગયો. જુઓ ! ક્રોધનાવશે જીવો શું નથી કરતા ? જીવોને કેવો ઊંધો રસ ચડી જાય છે ? છોકરાને મારવાના ભાવ તે બાઈના ન હતા પણ આકુળતાના રસમાં ભાન ભૂલાઈ ગયું. ક્રોધની તીવ્રતામાં ભાન ભૂલાઈ ગયું. ઊંધી દૃષ્ટિવાળા જડ–ચૈતન્યના જુદા સ્વાંગને જાણતા નથી અને

એના ઘરે રહ્યો, આચાર્યદેવ તો પોતાની ભાવનાના જોરમાં ભવી-અભવી બધાને આમંત્રણ કરે છે કે બધા આવો! બધા આવો! મને આવો શાંત-રસ પ્રગટ્યો અને જગતનો કોઈ જીવ રહી જવો ન જોઈએ એમ ભાવના તો પોતાની છે ને!

હવે જીવ-અજીવનો સ્વાંગ વર્ણવશે.

નૃત્ય કુતૂહલ તત્ત્વકો, મરિયવિ દેખો ધાય;
નિજાનંદ રસમેં છકો, આન સબૈ છિટકાય.

આ તત્ત્વ શું છે તેનું એકવાર કુતૂહલ તો કર! આ બધી આબરૂનું, કીર્તિનું, પૈસાનું, કુટુંબનું મારાપણું માનીને પડ માંડી છે તેને ભૂલીને અંદર આત્મામાં પડી તાગ લાવ, જેમ કૂવામાં કોશિયો* મારી તાગ લાવે છે તેમ તાગ લાવ. દુનિયાને ભૂલીને, મરીને પણ, અંતર તત્ત્વ શું છે એમ અંદર જોવા માટે એકવાર પડ તો ખરો! મરીને એટલે ગમે તેટલી પ્રતિકૂળતા વેઠીને પણ કુતૂહલ કર. અનંતવાર દેહને અર્થે આત્મા ગાળ્યો પણ હવે એકવાર આત્માને અર્થે દેહ ગાળ તો ભવ રહે નહિ. દુનિયાને ભૂલ! દુનિયાની પરવા છોડીને આત્માના રસમાં મસ્ત થઈ જા! પુરુષાર્થ કરી અંતર પડદાને તોડી નાખ.

આ પ્રમાણે જીવ-અજીવ અધિકારમાં પૂર્વરંગ સમાપ્ત થયો.

* * *

હવે જીવદ્રવ્ય અને અજીવદ્રવ્ય-એ બન્ને એક થઈને રંગભૂમિમાં પ્રવેશ કરે છે. હવે ચિદાનંદમૂર્તિ આત્મા અને શરીરાદિ, પુણ્ય-પાપ બધા એક વેષ લઈને આવે છે. આચાર્યદેવ કહે છે કે જીવનો સ્વભાવ આવો હોય એમ પહેલાં તને બતાવ્યું હતું; હવે જે જે અજીવ આવે તે તું નથી એમ જોઈ લે. હવે આચાર્યદેવ આ અધિકાર શરૂ કરતાં મંગળિક કરે છે, માણેકથંભ નાખે છે, જ્ઞાનનો મહિમા કરે છે

---

* કૂવામાં ઊંધે માથે પડી તળે જઈ તાગ લાવે તે.

કે સર્વ વસ્તુઓને જાણનારું આ જ્ઞાન છે તે જીવ-અજીવના સર્વ વેષને સારી રીતે પિછાણે છે એવું સર્વ સ્વાંગને પિછાણનારું સમ્યક્-જ્ઞાન પ્રગટ થાય છે.

અહીં સમ્યક્જ્ઞાન પ્રગટ થાય છે એમ કહીને સમ્યક્જ્ઞાનીની વાત કહી છે. એટલે ચોથા ગુણસ્થાનવાળાની વાત છે, પણ સાતમા ગુણસ્થાનવાળાની આ વાત નથી. શ્રેણિકરાજા, પાંડવો, રામચંદ્રજી વગેરે ગૃહસ્થાશ્રમમાં હતા, છતાં પણ આત્મા પરથી નિરાળો છે એવું તેમને ભાન હતું, રાગ-દ્વેષ મારા નથી, એમ ભ્રાંતિનો ત્યાગ કરી સ્વરૂપમાં ઠરતા હતા, સંસારમાં રહ્યા છતાં પણ આવું ભાન થઇ શકે છે. આવા ભાન વગર ત્યાગ લે તે વાસ્તવિક ત્યાગ નથી.

પુણ્ય-પાપ વગેરે પરની લાગણીનુ અભિમાન ટળી જાય અને સમ્યક્જ્ઞાન પ્રગટ થાય, તે જ્ઞાન જ સાચું મંગળિક છે, મંગ એટલે પવિત્રતા, લ-એટલે લાતિ, પવિત્રતાને પમાડે તે સાચું મંગળિક છે. પવિત્ર એવા આત્મસ્વભાવને પમાડે તે આત્મભાવ જ ખરેખર મંગ-ળિક છે; 'મં' એટલે અપવિત્રતા અને 'ગળ' એટલે ગાળી નાખે, શરીર, મન, વાણી, શુભાશુભભાવને પોતાનાં માનવારૂપ જે અપ-વિત્રતા તે સમ્યક્જ્ઞાન વડે કરી ગાળી નાખે તે જ ખરું મંગળિક છે. તે જ મંગળિક સાચા સુખની પ્રાપ્તિ કરાવે છે.

હવે સમ્યક્જ્ઞાન પ્રગટ થાય છે-એ અર્થરૂપ કાવ્ય કહે છે.

( શાર્દૂલવિક્રીડિત )

जीवाजीवविवेकपुष्कलदृशा प्रत्याययत्पार्षदान्<br>
आसंसारनिबद्धबंधनविधिध्वंसाद्विशुद्धं स्फुटत् ।<br>
आत्माराममनंतधाम महसाध्यक्षेण नित्योदितं<br>
धीरोदात्तमनाकुलं विलसति ज्ञानं मनो ह्लादयत् ॥ ३३ ॥

અર્થ:—જ્ઞાન છે તે મનને આનંદરૂપ કરતું પ્રગટ થાય છે. કેવું છે તે? જીવ-અજીવના સ્વાંગને જોનારા મહાપુરુષોને જીવ-અજીવનો ભેદ દેખનારી અતિ ઉજ્જવળ નિર્દોષ દૃષ્ટિ વડે ભિન્ન દ્રવ્યની પ્રતીતિ ઉપજાવી રહ્યું છે. અનાદિ સંસારથી જેમનું બંધન દૃઢ બંધાયું છે એવા જ્ઞાનાવરણાદિ કર્મોના નાશથી વિશુદ્ધ થયું છે, સ્ફુટ થયું છે—જેમ ફૂલની કળી ખીલે તેમ વિકાસરૂપ છે. વળી તે કેવું છે? જેનું રમવાનું ક્રીડાવન આત્મા જ છે અર્થાત્ જેમાં અનંત જ્ઞેયોના આકાર આવીને ઝળકે છે તોપણ પોતે પોતાના સ્વરૂપમાં જ રમે છે; જેનો પ્રકાશ અનંત છે; પ્રત્યક્ષ તેજથી જે નિત્ય ઉદયરૂપ છે. વળી કેવું છે? ધીર છે, ઉદાત્ત ( ઉચ્ચ ) છે અને તેથી અનાકુળ છે-સર્વ ઇચ્છાઓથી રહિત નિરાકુળ છે. ( અહીં ધીર, ઉદાત્ત, અનાકુળ-એ ત્રણ વિશેષણો શાંતરૂપ નૃત્યનાં આભૂષણ જાણવાં. ) એવું જ્ઞાન વિલાસ કરે છે.

જ્ઞાન મનને આનંદ આપતું પ્રગટ થાય છે, જીવ-અજીવ સાથે નાચી રહ્યા છે તેને સમ્યક્દૃષ્ટિ ઓળખી લે છે કે આ હું નથી, મારું સ્વરૂપ પરથી જુદું જ્ઞાયકરૂપે છે, એમ જાણી લે છે; આ બરફ છે તે ટાઢો છે, અગ્નિ છે તે ઊની છે, આ ખીચડી કાચી છે અગર પાકી છે તેનો કોણ વિવેક કરે છે? જ્ઞાન વિવેક કરે છે. ખારા-ખાટાની જુદાઈનો વિવેક કરનાર પણ જ્ઞાન છે, પરની માંડી ને ઘરની ન માંડી, પરને જાણવા જા, ને તું તારી પાસે છો તેને ન જાણ, તેનો વિવેક ન કર, તે કેવો અવિવેક છે! બીજાના ભેદ પાડયા કે આ કોલસા છે ને આ વિષ્ટા છે, તે ખાવા યોગ્ય નથી; રોટલા, લાપશી ખાવા યોગ્ય છે, તેમ ત્યાં વિવેક કરી ભેદ પાડે પણ આ મલિનતા છે તે હું નથી, રાગ-દ્વેષ ને આકુળતા છે તે હું નથી, હું તો જ્ઞાનમૂર્તિ આત્મા છું તેમ વિવેક કરી પોતાનો તથા વિકારનો ભેદ ન પાડે તે તને કલંકરૂપ છે.

સમ્યક્જ્ઞાન મનને આનંદ કરતું પ્રગટ થાય છે, સંસારનુ રણ-ક્ષેત્રનું જ્ઞાન તે ભેદ કરતું પ્રગટ થાય છે. સમજણ સમજણથી જ

પ્રગટ થાય, સત્સમાગમ વારંવાર કરી વિચાર કરી સમજે તો આત્મામાં જ્ઞાન અને શાંતિ થયા વગર રહે નહિ.

જીવ અને મન-વાણી દેહ, પુણ્ય-પાપના ભાવ તેનો ભેખ ભેગો છે તેને જે ભિન્ન જાણે છે તેને મહાપુરુષ કહ્યા છે; બીજાને મહાપુરુષ કહ્યા નથી. સમ્યગ્જ્ઞાન અતિ ઉજ્જવળ નિર્દોષદૃષ્ટિ વડે જુદા જુદા પદાર્થની પ્રતીતિ ઉપજાવી રહ્યું છે. જુદા જુદા પદાર્થનો જે વિવેક કરે તે જ્ઞાન; તે જ્ઞાન મનને આનંદ આપે છે, માટે સમ્યક્‌જ્ઞાન કહેવાય છે.

૧૯૯૯ આસો સુદ ૧૩ સોમ

આત્મા ઉપર કર્મના કારણે જે વેષ છે તેમાં એક તો શરીરાદિ, અને બીજો અંદર થતી લાગણીઓ, અને પરને પોતાનુ માનવારૂપ વેષ છે, તે બધો કર્મનો વેષ છે, તે પોતાનો વેષ નથી; હું જ્ઞાનજ્યોત આત્મા તે વેષોથી જુદો છું એમ સાચું જ્ઞાન વિવેક કરે છે.

આત્મા એક વસ્તુ છે, પદાર્થ છે. વસ્તુ હોય તેમાં ગુણને સ્વભાવ હોય. ગોળ એક વસ્તુ છે અને ગળપણ છે તે તેનો ગુણ છે. ગોળ હોય ને ગળપણ ન હોય તેમ ન બને. એમ હું આત્મા એક વસ્તુ છું અને તેમાં જ્ઞાન આદિ અનંતગુણ ન હોય તેમ ન બને, તેથી આત્મા જ્ઞાન આદિ અનંતગુણોથી ભરેલો છે.

શરીર આદિ કે પુણ્ય-પાપમાંથી સુખ ને શાંતિ આવે છે તેમ માનીને પરાધીનતામાં નહિ રોકાતાં આ મારા ગુણો છે તેમાંથી સુખ અને શાંતિ આવે છે, એમ ઓળખાણ કરી, શ્રદ્ધા કરી મારા સ્વરૂપમાં રહું તો પરાધીનતા મટે, એવી શ્રદ્ધા, જ્ઞાન અને લીનતા તે મોક્ષમાર્ગ છે, અને તેની પૂર્ણતા તે મોક્ષ છે.

પરાશ્રય તે દુઃખ છે અને સ્વાશ્રય તે સુખ છે, શરીરના રજકણે રજકણ જુદા છે માટે તે શરીરથી આત્માને લાભ થાય તેમ નથી,

એક સ્વાધીન તત્ત્વ પરનો આશ્રય લે તે પરાધીનતા છે ને પરાધીનતા તે સ્વપ્ને સુખ નહિ, પરાધીનતાની વ્યાપક વ્યાખ્યા શું છે તે સમજવા જેવી છે બીજાની નોકરી કરવી પડે તેટલી માત્ર પરાધીન-તાની વ્યાખ્યા નથી.

બાયડીમાંથી સુખ આવે છે, રૂપિયામાંથી સુખ આવે છે, આબરૂમાંથી સુખ આવે છે, એવું પર ઉપર જે સુખનું લક્ષ તે તો પરાધીનતા છે જ, પણ શુભાશુભ પરિણામમાંથી સુખ આવે છે તેમ માનવું તે પણ પરાધીનતા જ છે. પરાધીન તે સ્વપ્નેય સુખ નહિ, એક તત્ત્વને પર ઉપર દૃષ્ટિ સુખને માટે કરવી પડે તે પરાધીનતા છે. જ્યાંસુધી પર ઉપર દૃષ્ટિ છે ત્યાંસુધી પરાધીનતા ટળે નહિ અને જ્યાંસુધી પરાધીનતા ટળે નહિ ત્યાંસુધી સ્વાધીનતા પ્રગટે નહિ.

ગુણી તે ગુણ વગર હોય નહિ એવું અનંત સામર્થ્યથી ભરેલું સ્વાધીન તત્ત્વ જેણે માન્યું નહિ અને બીજાં તત્ત્વોથી મને સુખ થશે તેમ માન્યું તેને ચોરાશીના અવતાર થયા વગર રહે નહિ, પરાધીનતા અને દુઃખ ટળે નહિ.

સમ્યક્જ્ઞાનવડે સમ્યક્જ્ઞાની અજ્ઞાન અને અજ્ઞાનનાં ફળ તેને ભિન્ન માને કે આ મારું સ્વરૂપ નથી, મારું સ્વરૂપ તો જ્ઞાનઆનંદની કાતળી છે; એમ પ્રતીત થઈ એટલે સ્વાશ્રય આવ્યા વિના રહે નહિ અને સુખ ને શાંતિ થયા વિના રહે નહિ.

ઘરે લગ્ન હોય ત્યારે કોઈકના માગીને ચાકળા-ચંદરવા લાવ્યા હોય ને ઘરના માંડવા શણગાર્યા હોય, ત્યારે ઘરનો ડાહ્યો માણસ કહે કે ભાઈ! આ ચાકળા-ચંદરવા આપણા ઘરના નથી ને આપણા ઘરનો તે માલ નથી માટે પ્રસંગ પતી જાય એટલે ધ્યાન રાખીને દઈ આવવા પડશે, પરની મૂડી ઘરમાં ન ખતવાય, તેમ ઘરનો ડાહ્યો માણસ ભલામણ કરે છે. તેમ ચૈતન્યઘરનો જાણ એટલે ડાહ્યો કહે છે કે ભાઈ! શરીર, ઇંદ્રિયો, પુણ્ય-પાપના ભાવ તે બધા કર્મકૃત માંડવા

છે, પરના માંડવા છે; તારું ચૈતન્યઘર જુદું છે, જડની મૂડી ચૈતન્યમાં ન ખતવાય, પરની શોભાના હરખના સડકા લેવાય નહિ; ધર્માત્મા જીવ અજ્ઞાનીને કહે છે કે તું શુદ્ધ ચિદાનંદમૂર્તિ છો, તારા ઘરની મૂડી જુદી છે, તારો વેષ જુદો છે શરીર, ઇંદ્રિયોનો વેષ પણ જુદો, ને શુભાશુભ પરિણામનો વેષ જુદો, એ બધો કર્મકૃત વેષ છે, તારો તે વેષ નથી. કર્મની શોભાએ હરખના સડકા લેવાય નહિ. એ બધા પરની શોભાના માંડવા છે. અહીં તો મોક્ષના માંડવા નખાણા છે તે માંડવા ફરે તેમ નથી. 'દુરણુચરો મગ્ગો વીરાણં અનિયટ્ટ ગામિણં' હે વીર! તારો માર્ગ દુર્ગમ છે પણ તે અફરગામી છે.

શરીરની સગવડતા મૂકીને, છોકરાં અને સ્ત્રી વગેરે મૂકીને ત્યાગી થઇ જાય, એટલે કાંઈ ખરો ત્યાગી થયો નથી, તેથી કાંઈ ધર્મ થઇ ગયો નથી. જ્યાંસુધી પર તે હું એવી દૃષ્ટિ છે ત્યાંસુધી ધર્મ થાય નહિ અને પરાધીનતા ટળે નહિ. એક સૂક્ષ્મમાં સૂક્ષ્મ શુભપરિણામ આવે તે શુભપરિણામથી મને લાભ છે એમ માને ત્યાંસુધી તેણે પરનો આશ્રય લીધો છે તેથી પરાધીનતા ટળે નહિ, જડ અને ચૈતન્ય એ બે પદાર્થની ભિન્નતાના ભાન વિના પરાશ્રયપણું ટળે નહિ અને સ્વાશ્રયપણું પ્રગટે નહિ.

ચૈતન્યમૂર્તિ આત્મા જુદો છે તેમાં અનેક પ્રકારનો વેષ દેખાય તેને અજ્ઞાની કહે છે કે આ વેષ મારો છે. લોકમાં નાટક કરનારા બ્રાહ્મણના છોકરા હોય, પંદર-વીશ રૂપિયાના પગારદાર હોય, તે ભતૃહરિનો વેષ ધારણ કરીને આવે, જાણે કે આબેહુબ ભતૃહરિ હોય, પણ તે છોકરા સમજે છે કે અમે કાંઇ સાચા રાજા ભતૃહરિ નથી, પગારદાર તરીકે રાખ્યા છે, એટલે નાટક કરી બતાવીએ છીએ. તેમ લોકમાં નાટક કરનારા માણસ પણ સમજે છે કે અમે કાંઇ સાચા રામ, લક્ષ્મણ કે ભતૃહરિ નથી, પણ પગારદાર માણસ છીએ. પરંતુ અનાદિનો અજ્ઞાની તો પોતાને ભૂલીને, પરનો જે જે વેષ દેખાય તેને પોતાનો માની લે છે; પણ સમ્યક્જ્ઞાની સમજે છે કે હું

ચૈતન્ય અનંતગુણમૂર્તિ જુદો છું, અને પુણ્ય-પાપના ભાવ તથા અનુકૂળતા-પ્રતિકૂળતાનો કોઈ બહારનાં દેખાવ આવે તેને હું ચૈતન્ય બાદશાહ પોતાની મૂઠીમાં ખતવું નહિ, પણ તેનો જાણનાર રહું. તેમ સાચું જ્ઞાન થયા પછી અલ્પ રાગ-દ્વેષ રહે પણ તેને ટાળીને અવશ્ય મુક્તિ લેવાનો છે. ધર્માત્માએ અતિ ઉજ્જવળ-પવિત્ર દૃષ્ટિ વડે ભિન્ન દ્રવ્યની જે પ્રતીતિ ઉપજાવી, પ્રતીતિ તે થતાં ભિન્નદ્રવ્યનો વિવેક થઈ ચૂક્યો, તેથી હવે પરાશ્રય લેવાની ઇચ્છા રહે નહિ, પુરુષાર્થની નબળાઇને લઇને અલ્પ રાગ-દ્વેષમાં મચક ખાય, પણ અંદરથી વિવેક ખસે નહિ. અલ્પ રાગ-દ્વેષ રહ્યા છે તે ટળવા માટે રહ્યા છે, રહેવા માટે રહ્યા નથી.

જેમ ઘરમાં સારા કાચનું ઝુંમર હોય, તે ઉપરથી પડે ને ફૂટી જાય-તેના કટકે કટકા થાય, ત્યારે જે ઝુંમર ઉપર પહેલાં રાગ કરતો તેના ઉપર તુચ્છતા લાગી, તુચ્છતા લાગવાનું કારણ એ છે કે જ્ઞાનમાં એમ નક્કી થયું કે આ વસ્તુ કાંઇ કામની નથી માટે એ કાચના કટકાને ઝટ ઉપાડીને બહાર ઉકરડે નાખી આવો, નહિતર છોકરા વગેરે કોઇકને પગમાં વાગશે. હવે જુઓ, તેમાં તુચ્છતા લાગી છતાં તે જ ક્ષણે બહાર નાખી શકતો નથી, સાવરણી અને સૂપડી વગેરે લાવતાં વાર લાગે, ને થોડીવાર તે કાચના કટકા પડયા રહે, તેથી શું તે ઘરના માણસને કાચના કટકા રાખવાની રૂચિ છે? નાખી દેવાના ભાવે તે કાચના કટકા અલ્પકાળ ઘરમાં પડયા રહે છે. તે કાચના કટકાને ભેગા કરીને નાખી દેતાં જરા વાર લાગે પણ તેથી તેને રાખવાનો કે સંગ્રહ કરવાનો ભાવ નથી.

તેમ અનંતગુણસ્વરૂપ પ્રભુ પરમાત્મા જેવો જ મારો આત્મા છે, પરસ્વરૂપે હું નથી એમ સમ્યક્‌ભાન થતાં વિભાવની તુચ્છતા લાગી, હું ચૈતન્યઘન સ્વભાવે પૂર્ણ પવિત્ર છું એમ પ્રતીતિ થતાં આત્મામાં નવા નવા ક્ષણિક જે પુણ્ય-પાપના ભાવ થાય તેની તુચ્છતા લાગે. તે પુણ્ય-પાપનાભાવમાં તુચ્છતા લાગી તો પછી તે પુણ્ય-પાપનાં ફળમાં

એટલે બહારના સંયોગ-શરીર મકાન, લક્ષ્મી, આબરૂ, કુટુંબ વગેરેમાં પણ તુચ્છતા જ લાગે તેમાં નવાઈ શું છે ? તે બધું ફૂટેલું ઠુંમર જ ભાસે છે, પુણ્ય-પાપના ભાવ અને પુણ્ય-પાપના ફળ તે બધા કાચના કટકા જ ભાસે છે. તે શુભાશુભ પરિણામને ટાળતાં જરા વાર લાગે પણ તેથી તેને રાખવાના ભાવ છે એમ નથી જ. પોતાથી પરને ભિન્ન માને છે અને ભિન્ન માનતાં જ પરમાં તુચ્છતા લાગી છે પણ મહત્તા લાગી નથી, તે શુભાશુભભાવને રાખવાનો કે સંગ્રહ કરવાનો ભાવ નથી, પણ ટાળવાનો ભાવ છે. આવો ભિન્ન વિવેક થતાં અલ્પકાળમાં મુક્તિ થયા વગર રહે નહિ, પુરુષાર્થમાં નબળાઇ છે એટલે અલ્પ રાગ-દ્વેષ રહ્યા છે તેને ટાળતાં જરા વાર લાગે, પણ ક્રમે ક્રમે સ્થિરતા વધારીને કેવળજ્ઞાન લેવાનો છે. આ ભિન્નપણાના વિવેકનું માહાત્મ્ય છે.

કેવું છે તે જ્ઞાન ? અનાદિ સંસારથી જેમનું બંધન દૃઢ બંધાયું છે એવાં જ્ઞાનાવરણ આદિ કર્મોનો નાશ થઇ વિશુદ્ધ થયું છે, સ્ફુટ થયું છે. જ્ઞાનાવરણીયનો નાશ કર્યો એટલે કે જ્ઞાનાવરણીય આદિ આઠ કર્મો તે હું નથી, તેમ તેનાથી જુદો વિવેક કર્યો, તેથી શ્રદ્ધા અને જ્ઞાનથી કર્મોનો નાશ કર્યો છે, ક્રમેક્રમે સ્થિરતા કરી બધું નાશ કરશે. આ રીતે વિવેકથી જ્ઞાનમાં વિશુદ્ધતા થઈ, સ્પષ્ટતા થઈ, કર્મો તે હું એમ જ્ઞાન માનતું ત્યારે બીડાઇ ગયેલું રહેતું, પર સાથે એકમેક થતું તેથી જ્ઞાનની કળીઓ સંકોચાઇ ગઇ હતી, હવે જુદો વિવેક કર્યો એટલે જ્ઞાનની કળીઓ અંદરથી ખીલી નીકળી, શાસ્ત્રમાં લાખ લાખ પાંખડીનાં ફૂલો ચાલ્યાં છે. ફૂલની કળી જેમ ખીલે તેમ જ્ઞાનની કળીઓ અંદરથી વિકસી નીકળી, શરીરાદિ તથા પુણ્ય-પાપ મારાં, એમ બધી ધૂળને પોતાની માની એટલે જ્ઞાન સંકોચાઈ ગયું હતું, પણ શરીરાદિ તે હું નહિ તેમ માનવાથી જ્ઞાન જુદું પડયું તેથી વિકાસને પામ્યું. પરનો આશ્રય છોડયો ત્યાં જ્ઞાન ખીલ્યું. વિવેક થયો એટલે જ્ઞાનની કળી જે સંકોચાઈ ગઇ હતી તે ખીલી નીકળી. ચક્રવર્તીનું રાજ મળે કે તીર્થંકર પદ મળે તે પણ કર્મકૃત છે, તે

મારું સ્વરૂપ નથી; મારું ચૈતન્ય જ્ઞાનકુંડ સ્વરૂપ પરથી નિરાળું છે એમ જે જ્ઞાનની સમજણ ખીલી તે જ આત્મધર્મ છે. શરીરાદિને મારું માની જ્ઞાન તેમાં રમતું પણ જ્યાં વિવેક થયો કે આ તે હું નહિ ત્યાં જ્ઞાન પોતામાં રમવા માંડ્યું, સ્વપરની જુદાઇનો વિવેક થતાં જ્ઞાન પોતામાં રમવા માંડ્યું એટલે જ્ઞાનની કળી ખીલી નીકળી, સ્ફુટ થઇ.

જ્ઞાનમાં અનંત જ્ઞેયોના આકાર આવીને ઝળકે છે, તો પણ જ્ઞાન પોતાના સ્વરૂપમાં જ રમે છે, જ્ઞાનમાં બધું જણાય ખરું, પણ જ્ઞાનમાં પર જણાય તેથી જ્ઞાન તે પરરૂપે થઈ જતું નથી. પરાશ્રયમાં ટકતું જ્ઞાન આ પુણ્ય મારાં, ઇંદ્રપદ મારું, એમ માનીને તે પરમાં રમતું હતું, તેનો જ્યાં વિવેક થયો કે તે મારાં નહિ, પણ મારો તો જ્ઞાનસ્વભાવ છે, મારો શાંતિસ્વભાવ છે ને મારો સ્વભાવ તે મારા-માંજ છે એમ સ્વાશ્રય થતાં જ્ઞાન પોતામાં રમવા લાગ્યું. મારો આત્મા અસંયોગી છે, મારી સ્વમૂડી મારામાં છે એવું માન્યું ત્યાં પરા-શ્રયપણું છૂટ્યું, એટલે પોતાને રમવાનું ક્રીડાવન આત્મા રહ્યો, અન્ય સ્થાન ન રહ્યું.

ધર્મ શરીરમાં નથી, ધર્મ લુગડામાં નથી, ધર્મ વેષમાં નથી, પણ ધર્મ તો આત્માના સ્વરૂપના વિવેકમાં છે. જેમ ખેડુ લોકો કહે છે કે હાથની મહેનતે કરેલી ઘરની જુવાર ખાઇએ તો મીઠી લાગે, તેમ પોતાના ઘરનો સ્વભાવ, તેને પોતાના હાથથી એટલે પુરુષાર્થથી પ્રગટ કરેલો જે આનંદ સહિત ધર્મ થાય તે જ મીઠો લાગે અને તે જ સુખરૂપ લાગે, તે જ ખરો ધર્મ છે, બાકી બધા અધર્મ છે, પોતાના સ્વભાવને ઓળખે નહિ ને પરને પોતાનું માને તે અધર્મ છે.

મારો ગુણ નિર્દોષ ને નિરુપાધિક છે, ને મારા ગુણની પર્યાય મારામાં જ રહે છે તેમ વિવેક થતાં જ્ઞાનને રમવાનું સ્થાન આત્મા જ રહ્યો.

વળી તે જ્ઞાન કેવું છે? કે જેનો પ્રકાશ અનંત છે, એટલે કે જ્ઞાનમાં ઘણું જણાતાં જ્ઞાનને એમ ન થાય કે હવે તો હું નહિ જાણું.

જ્યાં જ્યાં ભવ કર્યા ત્યાં ત્યાં તે તે ભવનો ખ્યાલ તો હતો ને! જે જે ભવ થયા તે પોતાની હયાતીપણે વર્તી વર્તીને થયા છે ને! અને તે તે ભવમાં પરને મારું માનીને અટકી ગયો એટલે જ્ઞાન વિકાસને પામ્યું નહિ, પણ અનંતા ભવને જાણનાર મારું જ્ઞાનતત્ત્વ, ભવથી, શરીરથી ને પરથી ભિન્ન છે, હું બધા ભવનો ખ્યાલ કરનાર છું, હું ગમે તેટલા પદાર્થ જાણું, કે ગમે તેટલા ભૂતકાળની કે ભવિષ્યકાળની વાતો જાણું તો પણ મારું જ્ઞાન ખૂટે તેવું નથી એવો મારા જ્ઞાનમાં અનંત પ્રકાશ છે.

વળી ચૈતન્યતેજ પ્રત્યક્ષ છે. તે જ્ઞાન, મન કે ઇંદ્રિયોને આધીન નથી પણ જ્ઞાન પોતે પોતાથી જ જાણે છે માટે પ્રત્યક્ષ છે. ઇંદ્રિયો અને મનનું નિમિત્ત અધૂરીદશામાં વચ્ચે આવી જાય છે પણ જ્ઞાન જાણે છે પોતે પોતાવડે, માટે જ્ઞાન પ્રત્યક્ષ છે. સૂર્યનું તેજ તો સવારે ઊગે અને સાંજે આથમી જાય છે, પણ આ જ્ઞાન તો નિત્ય પ્રત્યક્ષ ઉદયરૂપ જ રહે છે, તે કોઇદી અસ્ત થતું જ નથી. આ સમ્યક્‌જ્ઞાન ઊગ્યું તે ઊગ્યું, તે હવે આથમવાનું નથી, એમ જ્ઞાનમાં પોતાના ઐશ્વર્યનું ભાન થયું તેને પરાશ્રયની જરૂર રહે નહિ, એવું જ્ઞાન પ્રત્યક્ષ નિત્ય ઉદયરૂપ છે. અહીં આચાર્યદેવે સમ્યક્‌જ્ઞાનનું મંગળિક કર્યું છે.

ઘરે છોકરો પરણે ત્યારે મંગળિક કરે છે અને માણેક સ્થંભ નાખે છે અને બાઇઓ ગાય છે કે 'થાળ ભર્યો રે સગ મોતીએ' પછી ભલે ઘરમાં એક સાચું મોતી પણ ન હોય, પણ મમતાને લઇને સાચું મોતી ઘરમાં નથી છતાં મમતાના મલાવા કરે છે. આત્મામાં સંતોષગુણ અનંતો છે તે જ્યારે ઊંધો પડે ત્યારે મમતા પણ અનંતી થાય છે, બેહદ થાય છે. અનંતો સંતોષગુણ આત્મામાં છે તેણે ગુલાંટ ખાધી એટલે મમતા પણ અનંતી થઇ, તેમાં ભાન થાય ત્યારે જાણે કે મમતા પણ હું નહિ ને મોતી પણ હું નહિ.

જેમ લગ્ન વખતે ઘરમાં એક મોતી નથી છતાં હોંશનો માર્યો એમ બોલે છે કે મારો થાળ 'સગ' મોતીએ ભર્યો છે, અને વળી

કહે છે કે હાથી ઝૂલે બારણે. ઘરે એક સારી ગાય પણ ન હોય, છતાં હોંશથી ભરેલો હાથી બારણે ઝૂલે છે તેમ બોલે છે. એવી રીતે સમ્યક્‌જ્ઞાની ભવિષ્યમાં સિદ્ધ થવાનો છે પણ ભાવનાના જોરમાં અત્યારે પણ સિદ્ધ છું તેમ કહે છે. દ્રવ્યઅપેક્ષાએ તો સિદ્ધ છું જ પણ પર્યાયે પણ સિદ્ધ છું. દ્રવ્યદૃષ્ટિ દ્રવ્ય અને પર્યાયનો ભેદ ભાળતી નથી. ભાવનાના જોરમાં વચ્ચેથી કાળનો આંતરો કાઢી નાખે છે.

વળી જ્ઞાન કેવું છે? કે ધીર છે, તે જ્ઞાન સ્વને જાણે-પરને જાણે, પોતાના ભાવ જાણે, પરના પણ ભાવ જાણે, અનુકૂળતા-પ્રતિકૂળતા, નિંદા-પ્રશંસા વગેરે બધું જાણે, એમ તે જ્ઞાન વિચક્ષણ છે, ચારે પડખાંને જાણે છતાં પણ ક્યાંય રાગ-દ્વેષ, ક્રોધ-માન થવા ન દે પણ તે બધાં પડખાંને જાણીને જ્ઞાન અંદર સમાઇ જાય છે. એવું ધીર છે. બધું જાણે છતાં ક્યાંય રાગ-દ્વેષની આકુળતા થવા દેતું નથી એવું જ્ઞાન ધીર છે. જેમ આંબો પાકતો જાય તેમ નીચો નમતો જાય છે, તેમ સાચું જ્ઞાન વિકાસ પામે તેમ અંદર સમાતું જાય છે. સાચું જ્ઞાન અંદર સમાય છે અને અજ્ઞાન તે બહારમાં ફેલાય છે. તેનાં બહાર બડબડિયાં બોલે છે. અજ્ઞાનથી વિકાર થાય છે અને વિકારથી બહારમાં પુણ્ય-પાપ ફળે છે, તે પુણ્ય-પાપનાં ફળ બહારમાં ફેલાય છે. માટે તે અજ્ઞાન જ બહાર ફેલાય છે એમ સિદ્ધ થયું. અને જ્ઞાન પોતાના આશ્રયે થતાં, પરાશ્રયથી ખસીને અંદર સમાય છે; માટે તે ધીર છે.

વળી તે જ્ઞાન કેવું છે? કે ઉદાત્ત છે, ઊંચું છે, ઉદાર છે એટલે કે ગમે તેટલું જ્ઞાન અંદરથી કાઢે તો પણ ખૂટે નહિ એવું ઉદાત્ત છે. વળી તે જ્ઞાન કેવું છે? કે અનાકુળ છે. સમ્યક્‌જ્ઞાનનો વિવેક જ્યાં પ્રગટયો ત્યાં શાંતિ આવ્યા વગર રહે નહિ માટે તે જ્ઞાન અનાકુળ છે. ધીર, ઉદાત્ત, અને અનાકુળ એવાં વિશેષણોવાળું જ્ઞાન વિલાસ કરે છે.

જીવ અને અજીવનું જ્ઞાન થતાં અજ્ઞાન છૂટી જાય છે. જેમ નૃત્યમાં કોઇ સ્વાંગ લઇને આવે તેને જે યથાર્થ જાણે છે તેને સ્વાંગ

કરનારો નમસ્કાર કરી પોતાનું રૂપ જેવું હોય તેવું જ કરી લે છે. જેમ બહુરૂપી ગોરાનું કે એવું કાંઇ રૂપ લઇને આવે અને વેપારીને જોરથી કહે કે મેં દશ પેટી ચાની મોકલી છે તેના પૈસા આપો. ત્યાં વેપારી તો વિચારમાં પડે કે આતે શું, આને જવાબ શું દેવો, પણ ડાહ્યો માણસ જાણી લે કે અરે! આ તો ઓલો આપણા ગામનો ભાંડ! તેને ઓળખી લીધો એટલે બહુરૂપી ગાલ ફુલાવીને ચાલ્યો જાય છે. તેમ યથાર્થ જ્ઞાની કર્મના જુદા જુદા સ્વાંગને જાણી લે છે. આ પરના છે ને હું તેનાથી જુદો છું એમ ભિન્નપણાનું જ્ઞાન તે યથાર્થ જ્ઞાન છે. આવું જ્ઞાન સમ્યક્‌દૃષ્ટિને હોય છે, પણ મિથ્યાદૃષ્ટિ આવી ભિન્નતાને જાણતા નથી.

હવે જીવ-અજીવનું એકરૂપ વર્ણન કરે છે:—

अप्पाणमयाणंता मूढा दु परप्पवादिणो केई ।
जीवमज्झवसाणं कम्मं च तहा परूविंति ॥ ३९ ॥
अवरे अज्झवसाणेसु तिव्वमंदाणुभागगं जीवं ।
मण्णंति तहा अवरे णोकम्मं चावि जीवोत्ति ॥४०॥
कम्मस्सुदयं जीवं अवरे कम्माणुभायमिच्छंति ।
तिव्वत्तणमंदत्तणगुणेहिं जो सो हवदि जीवो ॥४१॥

કો મૂઢ, આત્મતણા અજાણ, પરાત્મવાદી જીવ જે,
'છે કર્મ, અધ્યવસાન તે જીવ' એમ એ નિરૂપણ કરે! ૩૯.
વળી કોઈ અધ્યવસાનમાં અનુભાગ તીક્ષણ-મંદ જે,
એને જ માને આતમા, વળી અન્ય કો નોકર્મને! ૪૦
કો અન્ય માને આતમા કર્મોતણા વળી ઉદયને,
કો તીવ્રમંદ-ગુણોસહિત કર્મોતણા અનુભાગને! ૪૧.

जीवो कम्मं उहयं दोण्णिवि खलु केइ जीवमिच्छंति ।
अवरे संजोगेण दु कम्माणं जीवमिच्छंति ॥ ४२ ॥
एवंविहा बहुविहा परमप्पाणं वदंति दुम्मेहा ।
ते ण परमट्ठवाई णिच्छयवाइहिं णिद्दिट्ठा ॥ ४३ ॥

અર્થ:—આત્માને નહિ જાણતા થકા પરને આત્મા કહેનારા કોઈ મૂઢ, મોહી, અજ્ઞાનીઓ તો અધ્યવસાનને અને કોઇ કર્મને જીવ કહે છે. બીજા કોઇ અધ્યવસાનોમાં તીવ્રમંદ અનુભાગગતને જીવ માને છે અને બીજા કોઇ નોકર્મને જીવ માને છે. અન્ય કોઈ કર્મના ઉદયને જીવ માને છે, કોઇ 'જે તીવ્રમંદપણારૂપ ગુણોથી ભેદને પ્રાપ્ત થાય છે તે જીવ છે' એમ કર્મના અનુભાગને જીવ ઇચ્છે છે (-માને છે). કોઈ જીવ અને કર્મ બન્ને મળેલાંને જ જીવ માને છે અને અન્ય કોઈ કર્મના સંયોગથી જ જીવ માને છે. આ પ્રકારના તથા અન્ય પણ ઘણા પ્રકારના દુર્બુદ્ધિઓ–મિથ્યાદૃષ્ટિઓ પરને આત્મા કહે છે. તેમને નિશ્ચયવાદીઓએ (-સત્યાર્થવાદીઓએ) પરમાર્થવાદી (-સત્યાર્થ કહેનારા) કહ્યા નથી.

હવે જીવ–અજીવનું નાટક ભેગું આવે છે.

આત્મપદાર્થ શું વસ્તુ છે, તેના ગુણ શું છે ને તેની અવસ્થા શું છે, તેને નહિ જાણતા થકા પરના આશ્રયે પોતાનો ગુણ માનનારા

---

કો કર્મ ને જીવ ઉભયમિસને જીવની આશા ધરે,
કર્મોતણા સંયોગથી અભિલાષ કો જીવની કરે! ૪૨.
દુર્બુદ્ધિઓ બહુવિધ આવા, આતમા પરને કહે,
તે સર્વને પરમાર્થવાદી કહ્યા ન નિશ્ચયવાદીએ. ૪૩.

કોઈ મૂઢ આત્માની અસાવધાનીવાળા અજ્ઞાની એમ માને છે કે અધ્યવસાન તે જીવ છે. કર્મના નિમિત્તને આધીન થવાથી જે ભાવ થાય તે અધ્યવસાન કહેવાય છે. આત્મા એકલો જ્ઞાતા છે તેને ભૂલીને કર્મના નિમિત્તે થતા પુણ્ય-પાપનાભાવ થાય તેમાં એકત્વબુદ્ધિથી માને છે કે આ અધ્યવસાન છે તે જ હું છું એમ કર્મના નિમિત્તને આધીન થવાથી જે અધ્યવસાન થાય તેને આત્મા માનનારા, અને તે અધ્યવસાન મને મદદ કરશે એમ માનનારા મૂઢ છે.

વળી કોઈ કર્મને જીવ માને છે. કર્મ કરીએ તો ભગવાન પાસે જવાય, તેમ કર્મથી ગુણ માને છે પણ તે વાત ખોટી છે, કર્મથી ભગવાન પાસે જવાતું નથી પણ કર્મ અને આત્મા શું છે, તેનું ભિન્ન ભાન કર્યે, ભગવાન એટલે પોતે પોતાના આત્મભગવાન પાસે જવાશે, જ્યાંસુધી અધૂરો છે ત્યાંસુધી નિમિત્તો આવ્યાં વગર રહેશે નહિ, પોતે ન જાગે તો નિમિત્તો શું લાભ કરવાનાં હતાં? પુણ્યબંધથી ઘણીવાર ભગવાન મળ્યા પણ પોતાના આત્મભગવાનનુ ભાન ન કર્યું તો લાભ થયો નહિ, જડકર્મને આત્મા માનનારા એટલે કે કર્મથી લાભ માનનારા, કર્મને આત્મા માનનારા, કર્મમાં આત્મા માનનારા, કર્મ મને મારગ આપે તેથી ધર્મ થાય તેમ માનનારા બધા અજ્ઞાની મૂઢ છે.

વળી કોઈ તીવ્ર-મંદ પુણ્ય-પાપના ભાવને જીવ માને છે, શુભાશુભભાવમાં શુભભાવને ઠીક માને છે અને અશુભભાવને અઠીક માને છે પણ તીવ્ર ભાવ કે મંદ ભાવ બન્ને પરભાવ છે, પુણ્ય-પાપભાવના રસના ફેરફારને આત્મા માનનારા અને તેનાથી લાભ થશે તેમ માનનારા પણ મૂઢ છે.

વળી કોઈ નોકર્મને એટલે શરીરને જ આત્મા માને છે. લોકો કહે છે કે પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ તે ઘેર ચાર દીકરા, ત્રીજું સુખ તે કોઠીએ જાર, ચોથું સુખ તે સુકુળની નાર, શરીરને

અસાધારણ લક્ષણને નહિ જાણતા થકા નપુંસકપણે અત્યંત વિમૂઢ થાય છે. આચાર્યદેવ કહે છે કે અંદરથી તું જાગવાનો પુરુષાર્થ ન કર ને પરને પોતાનું માની તેમાં સુખ માને તો તું નપુંસક છો, પુરુષાર્થ હીન છો. આચાર્યદેવે-નપુંસક કહીને કરુણા કરી છ, કડક વિશેષણ વાપર્યું છે પણ તેમ કહેવામાં કરુણા છે. જેને ધર્મનું ભાન નથી, આત્માનું હિત શું, સ્વતંત્રતા શું, આત્માનું બળ શું, એવી જેને ખબર નથી તે પોતાના જ્ઞાનસ્વરૂપને ભૂલીને, પરને પોતાનું માનીને, પોતાના આત્મવીર્યને નહિ માનતો નપુંસક થઇ રહ્યો છે.

મારું આત્મબળ પુણ્ય-પાપના વિકારને એક ક્ષણમાં નાશ કરનાર, અને કેવળજ્ઞાન પ્રગટ કરનાર એવો મારો સ્વભાવ છે, તેવા સ્વભાવને નહિ જાણતા થકા અત્યંત વિમૂઢ થયા થકા નપુંસક છે.

આત્માના સ્વરૂપને ન જાણે ને અજ્ઞાની રહે તો તે ન જાણવાના ફળમાં નપુંસક અને નિગોદનું ફળ મળવાનું છે. ભાન વગરનો છે માટે ઇંદ્રિયો હારીને એકેંદ્રિયમાં જવાનો, નિગોદનું ફળ પામવાનો. ત્યાં એકલો નપુંસક વેદ છે, ત્યાંથી અનંતકાળે નીકળવું મુશ્કેલ થઈ પડશે માટે તત્ત્વને ઓળખવાનો અહીં ઉપદેશ છે.

૧૯૯૯ આસો સુદ ૧૪ મંગળ.

આત્મા શું છે, તેનું લક્ષણ શું છે, તે પ્રથમ જાણવું પડશે. શરીરના રજકણે રજકણો આત્માથી જુદા છે ને તે રૂપી છે, પુણ્ય-પાપની લાગણી તે આત્માના સ્વભાવમાં નથી માટે તે અપેક્ષાએ તે રૂપી છે ને જડ છે, તે બધાની વચમાં આત્મા એક અરૂપી ચૈતન્ય પદાર્થ છે, તેની ઓળખાણ કર્યા વિના એકાગ્ર થાય શેમાં? પદાર્થની ઓળખાણ વગર પદાર્થમાં એકાગ્રતા થાય નહિ, અને એકાગ્રતા થયા વગર ધર્મ ક્યાંથી થાય? હિત ક્યાંથી થાય? અને સુખ ક્યાંથી થાય? આત્માના સ્વભાવની ઓળખાણ કરી, શ્રદ્ધા કરી, તેમાં ઠરે તો ધર્મ થાય.

ભગવાન આત્મા અંદર કોણ છે તેનું અસાધારણ લક્ષણ જાણ્યા વિના તત્ત્વની ઓળખાણ થઈ શકે નહિ. આત્માનો જ્ઞાન સ્વભાવ છે એટલે કે આ શાસ્ત્રનાં પાનાં જ્ઞાન આપે છે તેમ નહિ, પણ જ્ઞાન તે મારા આત્માના જ્ઞાનસ્વભાવમાંથી જ આવે છે. જ્ઞાન તે આત્માનુ અસાધારણ લક્ષણ છે. અસાધારણ એટલે વહેંચાયેલું નહિ. થોડું ગુરુ જ્ઞાન આપે, થોડું શાસ્ત્ર જ્ઞાન આપે ને થોડું આત્મા જ્ઞાન આપે એમ કરીને જ્ઞાન સ્વભાવ થાય એમ નથી. પણ આત્માનો જ્ઞાનસ્વભાવ તો અનાદિઅનંત સ્વતઃ છે, તે કોઈ પરથી નથી, પર કાંઇ આપી દેતું નથી, એકલા મારા સ્વતઃ જ્ઞાનદ્વારા જ્ઞાનમાં જાણું છું. જ્ઞાન કાંઈ શરીરાદિમાં કે અંદરની લાગણીમાં વહેંચાયેલું નથી. પ્રભુ! શરીર, આબરૂ, આંખના કોડા તે તું નથી. તું તો અસાધારણ જ્ઞાનગુણે છો; અસાધારણ એટલે આત્મામાં જ હોય, બીજે ન હોય. જે આત્માથી જુદું પડી ન શકે તે અસાધારણ. શરીરાદિ તેમ જ રાગાદિ આત્માથી જુદા પડી શકે છે માટે તે આત્માનુ લક્ષણ નથી.

અસાધારણ એવો આત્મસ્વભાવ નહિ જાણનારા, નહિ શ્રદ્ધનારા, તેમાં નહિ ટકનારા તે નપુંસક છે, પાવૈયા છે. પુણ્ય-પાપ ક્ષણિક વિકાર તે હું નથી. હું તો નિત્ય ચિદાનંદ સ્વભાવે છું, એવી જેને ખબર નથી તે બધા પરમાં આત્મબળને રોકનારા બળહીન નપુંસક છે, એમ આચાર્યદેવ કહે છે.

આત્માનું જે અંતર અરૂપી બળ છે તે આત્મામાં છે એટલે પોતામાં છે. મારું સ્વરૂપ નિર્વિકારી, નિર્દોષ છે, વિકાર રહિત છે, તેમ નહિ માનનારા પર પદાર્થને પોતાના માને છે, તેમણે આત્મવીર્યને ઓળખ્યું નથી–આત્મબળને ઓળખ્યું નથી, કારણ કે શરીર મારું, મન મારું, વગેરે બધું મારું તેમ માની તેમાં અટકી વીર્યહીન થયા છે; તેમાં આત્માના અનંત અરૂપી બળને રોકી વીર્યહીન થયા છે. આત્મા પરથી નિરાળો એક ચૈતન્યમૂર્તિ છે. પુણ્ય-પાપ તે આત્મા

આત્મા માનનારા આ બધામાં સુખ માને છે પણ તે સુખ જ નથી. શરીર અને આત્મા બન્ને જુદા પદાર્થ છે, પર પદાર્થ તે આત્માને સુખ આપી શકે નહિ, આત્માનું સુખ આત્મામાં છે, તે બહારથી આવતું નથી, માત્ર કલ્પી લીધું છે.

અજ્ઞાની માને છે કે શરીરને પુષ્ટ કરીએ તો આત્માને લાભ થાય, અને સૂકવીએ તો નુકસાન થાય, એ જડનાં રખોપાં કરવાથી ને આપણે રાખીએ તેમ રહે છે; પણ તે વાત તદ્દન ખોટી છે. શરીર પુષ્ટ થાય તો આત્માને લાભ થાય અને શરીર સૂકાઈ જાય તો આત્માને નુકસાન થાય તેમ ત્રણકાળ ત્રણલોકમાં બનતું નથી, પરથી આત્માને લાભ-નુકસાન કદી થાય નહિ. શરીરનાં રખોપાં કરીએ તો શરીર રહે, તેમ માનનારે શરીર અને આત્મા બન્નેનાં કાર્ય એક માન્યાં, પણ બન્નેનાં કાર્ય એક નથી પણ જુદાં છે.

વળી અજ્ઞાની માને છે કે ચા અને અડદિયા શરીરને તાકાત આપે છે, શિયાળે અડદિયા ખાઈએ તો શરીરમાં તાકાત આવે, અને શરીરમાં તાકાત રહે તો શરીરથી આત્માને સ્ફૂર્તિ રહે, તેમ માનનારને આત્માનું સામર્થ્ય આત્માથી છે તેનું ભાન નથી, તે શરીર અને આત્માને ભેગા સંયોગે છે, પણ આત્માનું આખું સામર્થ્ય સુવાંગ તે આત્મામાં છે, ને જડનું આખું સામર્થ્ય સુવાંગ તે જડમાં છે, કોઇનું કોઇમાં આવતું નથી. શરીરને આત્મા માનનાર તે મૂઢ છે, શરીર તે અનંતા રજકણોની લોથ છે, તે લોથ આત્મા સાથે રહે છે એમ માન્યું, પણ આત્મા એવા શરીર વગરનો અશરીરી, ચૈતન્યમૂર્તિ તત્ત્વ છે એમ ન માન્યું તે મૂઢ છે, અજ્ઞાની છે.

વળી કોઇ પુણ્ય-પાપના ઉદયને જીવ માને છે, કોઇ શાતા-અશાતારૂપે થતો કર્મનો ભેદ તેને જીવ માને છે, કોઇ આત્મા અને કર્મ મળેલાંને જીવ માને છે.

કોઈ કર્મના સંયોગને જ જીવ માને છે, પણ મારો સ્વભાવ

કર્મને લઇને નથી અને કર્મનો સ્વભાવ મારે લઇને નથી. બન્ને તદ્દન જુદે જુદા પદાર્થ છે, કોઈ કહે છે કે મગજમાં-ભેજામાં વિચાર-શક્તિ છે, માટે કર્મના સંયોગથી જીવ છે, એમ સાબીત થાય છે, એવું આત્માને નહિ માનનારા માને છે. પણ સમજ તો ખરો કે જડના ભેજામાં વિચાર હોય કે વિચાર જાણનારના વેપારમાં હોય? વિચાર તે તો જ્ઞાનની પર્યાય છે માટે તે આત્મામાં હોય છે, જડને લઇને જ્ઞાનનો વેપાર ન થાય, માટે જ્ઞાનનો વેપાર તે આત્માથી થાય છે. તેથી કર્મના સંયોગથી જીવ નથી પણ જીવ પોતે પોતાથી સ્વતઃ છે.

અહીં અજ્ઞાની આત્માને કેવી રીતે માને છે તે આઠ બોલથી કહેશે. આ જગતમાં આત્માનું અસાધારણ લક્ષણ નહિ જાણવાને લીધે નપુંસકપણે અત્યંત વિમૂઢ થયા થકા, તાત્ત્વિક-પરમાર્થભૂત આત્માને નહિ જાણતા એવા ઘણા અજ્ઞાની જનો બહુ પ્રકારે પરને પણ આત્મા કહે છે, બકે છે.

આત્માનું જ્ઞાન લક્ષણ અસાધારણ છે એટલે કોઇની સાથે સહિયારું નથી. જ્ઞાનલક્ષણ તે કોઇ જડમાં કે પરમાં નથી. થોડો ભાગ આંખનો, થોડો ભાગ બીજા અંગનો અને થોડો ભાગ ચૈતન્યનો એમ જડની સાથે સહિયારું થઇને જ્ઞાનલક્ષણ નથી પણ જડથી જુદું ચૈતન્યનું જ્ઞાનલક્ષણ સુવાંગ છે, તે ચૈતન્યનું અસાધારણ લક્ષણ જ્ઞાન છે. આત્મા લક્ષ્ય છે અને જ્ઞાન એનું લક્ષણ છે. તે તેનું અવિનાભાવી લક્ષણ છે, ગુણ ને ગુણી જુદા હોઇ શકે નહિ. જેમ ગોળ ને ગળપણ અભેદ છે તેમ ગુણ અને ગુણી અભેદ છે. ક્રોધ તે વિભાવ છે અને વિભાવ એટલે દુઃખ છે, ને જ્ઞાનગુણ તો સુખરૂપ છે માટે ક્રોધાદિથી જુદું આત્માનું જ્ઞાનલક્ષણ સુવાંગ છે. વિભાવ તે પણ આત્માનું લક્ષણ નથી તો પછી શરીર, મન, વાણી તો આત્માનું લક્ષણ હોય જ કયાંથી? માટે તે બધાથી જુદું આત્માનું જ્ઞાનલક્ષણ સુવાંગ છે. એવા આત્માના

અસાધારણ લક્ષણને નહિ જાણતા થકા નપુંસકપણે અત્યંત વિમૂઢ થાય છે. આચાર્યદેવ કહે છે કે અંદરથી તું જાગવાનો પુરુષાર્થ ન કર ને પરને પોતાનું માની તેમાં સુખ માને તો તું નપુંસક છો, પુરુષાર્થ હીન છો. આચાર્યદેવે-નપુંસક કહીને કરુણા કરી છે, કડક વિશેષણ વાપર્યું છે પણ તેમ કહેવામાં કરુણા છે. જેને ધર્મનું ભાન નથી, આત્માનું હિત શું, સ્વતંત્રતા શું, આત્માનું બળ શું, એવી જેને ખબર નથી તે પોતાના જ્ઞાનસ્વરૂપને ભૂલીને, પરને પોતાનું માનીને, પોતાના આત્મવીર્યને નહિ માનતો નપુંસક થઇ રહ્યો છે.

મારું આત્મબળ પુણ્ય-પાપના વિકારને એક ક્ષણમાં નાશ કરનાર, અને કેવળજ્ઞાન પ્રગટ કરનાર એવો મારો સ્વભાવ છે, તેવા સ્વભાવને નહિ જાણતા થકા અત્યંત વિમૂઢ થયા થકા નપુંસક છે.

આત્માના સ્વરૂપને ન જાણે ને અજ્ઞાની રહે તો તે ન જાણવાના ફળમાં નપુંસક અને નિગોદનું ફળ મળવાનું છે. ભાન વગરનો છે માટે ઇંદ્રિયો હારીને એકેંદ્રિયમાં જવાનો, નિગોદનું ફળ પામવાનો. ત્યાં એકલો નપુંસક વેદ છે, ત્યાંથી અનંતકાળે નીકળવું મુશ્કેલ થઇ પડશે માટે તત્ત્વને ઓળખવાનો અહીં ઉપદેશ છે.

૧૯૯૯ આસો સુદ ૧૪ મંગળ

આત્મા શું છે, તેનું લક્ષણ શું છે, તે પ્રથમ જાણવું પડશે. શરીરના રજકણે રજકણો આત્માથી જુદા છે ને તે રૂપી છે, પુણ્ય-પાપની લાગણી તે આત્માના સ્વભાવમાં નથી માટે તે અપેક્ષાએ તે રૂપી છે ને જડ છે, તે બધાની વચમાં આત્મા એક અરૂપી ચૈતન્ય પદાર્થ છે, તેની ઓળખાણ કર્યા વિના એકાગ્ર થાય શેમાં? પદાર્થની ઓળખાણ વગર પદાર્થમાં એકાગ્રતા થાય નહિ, અને એકાગ્રતા થયા વગર ધર્મ ક્યાંથી થાય? હિત ક્યાંથી થાય? અને સુખ ક્યાંથી થાય? આત્માના સ્વભાવની ઓળખાણ કરી, શ્રદ્ધા કરી, તેમાં ઠરે તો ધર્મ થાય.

ભગવાન આત્મા અંદર કોણ છે તેનું અસાધારણ લક્ષણ જાણ્યા વિના તત્ત્વની ઓળખાણ થઈ શકે નહિ. આત્માનો જ્ઞાન સ્વભાવ છે એટલે કે આ શાસ્ત્રનાં પાનાં જ્ઞાન આપે છે તેમ નહિ, પણ જ્ઞાન તે મારા આત્માના જ્ઞાનસ્વભાવમાંથી જ આવે છે. જ્ઞાન તે આત્માનુ અસાધારણ લક્ષણ છે. અસાધારણ એટલે વહેંચાયેલુ નહિ. થોડું ગુરુ જ્ઞાન આપે, થોડું શાસ્ત્ર જ્ઞાન આપે ને થોડું આત્મા જ્ઞાન આપે એમ કરીને જ્ઞાન સ્વભાવ થાય એમ નથી. પણ આત્માનો જ્ઞાનસ્વભાવ તો અનાદિઅનંત સ્વતઃ છે, તે કોઈ પરથી નથી, પર કાંઇ આપી દેતું નથી, એકલા મારા સ્વતઃ જ્ઞાનદ્વારા જ્ઞાનમાં જાણું છું. જ્ઞાન કાંઈ શરીરાદિમાં કે અંદરની લાગણીમાં વહેંચાયેલું નથી. પ્રભુ! શરીર, આબરૂ, આંખના કોડા તે તું નથી. તું તો અસાધારણ જ્ઞાનગુણે છો; અસાધારણ એટલે આત્મામાં જ હોય, બીજે ન હોય. જે આત્માથી જુદું પડી ન શકે તે અસાધારણ. શરીરાદિ તેમ જ રાગાદિ આત્માથી જુદા પડી શકે છે માટે તે આત્માનુ લક્ષણ નથી.

અસાધારણ એવો આત્મસ્વભાવ નહિ જાણનારા, નહિ શ્રદ્ધનારા, તેમાં નહિ ટકનારા તે નપુંસક છે, પાવૈયા છે. પુણ્ય-પાપ ક્ષણિક વિકાર તે હું નથી. હું તો નિત્ય ચિદાનંદ સ્વભાવે છું, એવી જેને ખબર નથી તે બધા પરમાં આત્મબળને રોકનારા બળહીન નપુંસક છે, એમ આચાર્યદેવ કહે છે.

આત્માનું જે અંતર અરૂપી બળ છે તે આત્મામાં છે એટલે પોતામાં છે. મારું સ્વરૂપ નિર્વિકારી, નિર્દોષ છે, વિકાર રહિત છે, તેમ નહિ માનનારા પર પદાર્થને પોતાના માને છે, તેમણે આત્મવીર્યને ઓળખ્યું નથી-આત્મબળને ઓળખ્યું નથી, કારણ કે શરીર મારું, મન મારું, વગેરે બધું મારું તેમ માની તેમાં અટકી વીર્યહીન થયા છે; તેમાં આત્માના અનંત અરૂપી બળને રોકી વીર્યહીન થયા છે. આત્મા પરથી નિરાળો એક ચૈતન્યમૂર્તિ છે. પુણ્ય-પાપ તે આત્મા

છે નહિ; આત્માનું સુખ આત્મામાં છે. પણ આત્માનું હિત શું? આત્માનું સુખ શું? ને આત્માની સ્વતંત્રતા શું? તેને નહિ સમજનારા નપુંસક છે, હીજડા છે.

ભગવાન આચાર્યદેવ કરુણા કરી કહે છે કે તું અનાદિ અનંત છો એટલે કે નાશ ન થા તેવો તું છો, અવિનાશી તારો ગુણ છે. અંદર અનંતગુણથી ભરેલો છો, નિર્દોષ વીતરાગસ્વરૂપે છો, એક ક્ષણમાં કેવળજ્ઞાન અને પરમાત્મ દશા પ્રગટ કરે તેવો તું છો, તેને ભૂલીને અરે! આ પરમાં ક્યાં રોકાણો? આ સદોષ તારું સ્વરૂપ નથી. તેમાં વીર્યહીન થઇને કેમ અટકયો છે! તારા સ્વરૂપનું ભાન કર.

વિમૂઢ એટલે વિશેષે મૂઢ થઇને ઘણા જીવો પરમાર્થભૂત એવા આત્માને નહિ ઓળખનારા અરે! તત્ત્વદૃષ્ટિને નહિ સમજનારા નપુંસક થાય છે, એટલે કે નિગોદમાં જાય છે. વર્તમાન તત્ત્વદૃષ્ટિને નથી સમજતા એટલે નપુંસક છે અને ભવિષ્યમાં પણ નપુંસક થવાના છે; નિગોદમાં એટલે બટાટા, સકરકંદ આદિમાં જાય છે બટાટા-સકરકંદમાં આત્મા છે, ચૈતન્ય છે, તે બધું સાબીત કરી શકાય તેમ છે પણ અત્યારે વિષય બીજો ચાલે છે બધું કાંઇ એક સાથે કહી શકાય છે? બટાટા-સકરકંદમાં આત્મા છે, તેમાં કેટલાક પહેલાં મનુષ્ય હતા, તે જીવો તત્ત્વનો અનાદર કરીને નિગોદમાં ગયા છે. તેમાં સ્ત્રી, પુરુષ હોતા નથી પણ એકલા નપુંસક જ હોય છે.

દેવમાં સ્ત્રી પુરુષ હોય છે, નરકમાં એક નપુંસક જ હોય છે. જે જીવો મનુષ્ય ભવ પામીને મહા હિંસા કરનારા, ગર્ભપાત કરનારા, કોડલીવર તેલ પીનારા, તે બધા અહીંથી મરીને નરકમાં જાય છે, અને તત્ત્વદૃષ્ટિથી વિરોધભાવ કરે તે નિગોદમાં જાય છે; મનુષ્યભવ પામીને આત્માનો સ્વભાવ ઓળખે અને આત્માની દશા સાધે તે મોક્ષમાં જાય છે. નિગોદનો કાળ અનંતો છે. ત્રસનો કાળ બે હજાર સાગર જ છે, આત્મતત્ત્વ પરથી નિરાળું છે તેને ન જાણ્યું અને આત્મ-

સ્વભાવથી વિરુદ્ધભાવ કર્યો તો તે નિગોદમાં જાય છે. વચ્ચે બે હજાર સાગર જ ત્રસમાં રહી શકે છે આમ ત્રસનો કાળ અલ્પ છે. એક મોક્ષ અવસ્થા અને બીજી નિગોદ અવસ્થા-બે સામસામી-ઊલટ-પાલટ અવસ્થા છે. મોક્ષદશા સાદિઅનંત છે, ને નિગોદમાંથી પણ અનંત અનંતકાળે નીકળવું મુશ્કેલ છે, માટે જો તત્ત્વની ઓળખાણ ન કરી તો નિગોદમાંથી અનંતકાળે ઇયળ થવું પણ મુશ્કેલ પડશે. તત્ત્વ સમજે તો મોક્ષ અને તત્ત્વ ન સમજે તો નિગોદ, વચ્ચે રહ્યો ત્રસનો કાળ તે કાઢી નાખો તો સીધો નિગોદ જ છે અને તત્ત્વ સમજ્યા પછી એક બે ભવ થાય તે કાઢી નાખો તો સીધો સિદ્ધ જ છે.

નરક કરતાં નિગોદમાં અનંતગુણું દુઃખ છે. બહારનો સંયોગ તે દુઃખનું કારણ નથી પણ જ્ઞાનની મૂઢતા તે જ દુઃખ છે. અગ્નિમાં શેકાઇ જવું તે દુઃખ નથી, પણ એ પ્રતિકૂળતા મને થઇ જાય છે એમ મોહ કરવો તે દુઃખ છે, તેમ અનુકૂળતામાં બહારની સગવડતાના સાધન મળ્યાં એટલે સુખ થતું નથી, પણ તેમાંથી મને સુખ થાય છે એમ મોહથી કલ્પના કરે છે, પરંતુ તે સુખ નથી પણ દુઃખ છે.

મોટા હજીરા હોય, તેમાં હીંડોળા ખાટે હીંચકતો હોય, માથે પંખા ફરતા હોય ને સુખ માણે, જાણે કે બધું સુખ આમાં આવી ગયું, પણ ભાઇ! માથે ચારગતિના પંખા ફરે છે, પંખાને જેમ ચાર પાંખડાં હોય તેમ ચારગતિના ચાર પાંખડાનો પંખો માથે ફરે છે. માટે તેમાં સુખ માનવું રહેવા દે, અને કર આત્માની ઓળખાણ. નહિતર ચાલ્યો જઇશ નિગોદમાં કે ક્યાંય પત્તો ખાવો પણ મુશ્કેલ થઇ પડશે.

આચાર્યદેવે ઘણા અજ્ઞાનીજનો પરને આત્મા માને છે તેમ કહ્યું, પણ જગતમાં બધા જીવો આમ માને છે તેમ ન કહ્યું, તેનુ કારણ એ છે કે આત્માના સ્વરૂપને ઓળખનારા જીવો પણ જગતમાં હોય છે તેથી બધા અજ્ઞાની જનો ન કહ્યા પણ ઘણા અજ્ઞાની જનો કહ્યા. જગતમાં મોટો ભાગ આત્માને નહિ સમજનારા અજ્ઞાની-

ઓનો હોય છે, તે જીવો આત્માની સ્વતંત્રતાને ચૂકે છે ને પરતંત્રતામાં અટકે છે. પર અને આત્મા જુદા નહિ સમજવાથી પરને જ આત્મા કહે છે, તેમ બકે છે. જેમ સન્નેપાતવાળો કાંઈ ભાન વગર જેમ આવે તેમ બકે છે, તેમ આત્મસ્વભાવના ભાનવગર અજ્ઞાની જીવો પરને પોતાનું માનીને જેમ આવે તેમ બકે છે. ભાન વગરનો છે માટે આચાર્યદેવે ' બકે છે ' તેમ કહ્યું છે.

અજ્ઞાની જીવો પરને જ આત્મા માને છે પણ હું પરથી જુદો શુદ્ધસ્વરૂપી, અનાદિ અનંત, સ્વત: સ્વભાવી આત્મા છું, તેમ કબૂલતા નથી. આત્માનું અસલ સ્વરૂપ છે તે માન્યા વિના, પોતાની હયાતી એટલે કે પોતાની સત્તા જાણવામાં ન આવે ત્યારે બીજે ઠેકાણે પોતાની હયાતી માન્યા વગર રહે નહિ.

પરથી જુદું પાડવારૂપ જ્ઞાન, જુદું પાડવારૂપ પ્રતીત, અને જુદું પાડવારૂપ અંતર ઠરવાનું ચારિત્ર, તે સ્વરૂપ જ્યાંસુધી ન જણાય, ત્યાંસુધી બીજે ક્યાંક હયાતી સ્વીકારશે તો ખરોને! તે જ્ઞાન, દર્શન, ચારિત્રને સ્વાશ્રય કહો, સુખ કહો, હિત કહો, જુદા પડવાનો માર્ગ કહો; એવા માર્ગને જાણ્યા વિના પરને પોતાપણે માનશે તો ખરો જ.

કોઈ તો એમ કહે છે કે સ્વાભાવિક અર્થાત્ સ્વયમેવ ઉત્પન્ન થયેલો રાગ-દ્વેષ વડે મેલું જે અધ્યવસાન તે જ જીવ છે.

સારો ખોરાક આવે ત્યારે ગલગલિયાં થાય, ખોટ જાય ત્યારે કાળજામાં ઘા લાગે તે બધો અંતરમાં ઉત્પન્ન થતો રાગ-દ્વેષનો વિકારીભાવ છે, તેને જ કેટલાક જીવ માને છે, પોતાનો જુદો સ્વત: આત્મા ન જાણ્યો એટલે ક્ષણિક વિકારી પર્યાયને આત્મા માન્યો. પહેલાં અંતર-પરિણામની આચાર્યદેવે વાત કરી છે. કર્મની વાત ત્યાર પછી કરશે. આત્મા નિર્વિકારી ચૈતન્યજ્યોત છે તેને ન માન્યો એટલે ક્ષણિક વિકારી કામ-ક્રોધને પોતાના માન્યા તે ભ્રાંતિ છે,

ઊંધો અભિપ્રાય છે; ઊંધો અભિપ્રાય એટલે ઊંધો આશય છે, તે ચોરાશીના અવતારનું કારણ છે. ઊંધું છે તે મિથ્યા છે, ખોટું છે.

અજ્ઞાની દલીલ આપે છે કે જેમ કાળાપણાથી અન્ય જુદો કોઇ કોલસો જોવામાં આવતો નથી, તેમ અધ્યવસાનથી જુદો અન્ય કોઇ આત્મા જોવામાં આવતો નથી. અજ્ઞાની કહે છે કે કોલસો કાંઇ કાળાપણાથી જુદો હોય? કોલસો ને કાળાશ એક હોય. કર્મ ને આત્માની એકત્વબુદ્ધિરૂપ અભિપ્રાય છે તેના-વડે અજ્ઞાની કહે છે કે જેમ કોલસો ને કાળાશ જુદાં નથી, તેમ હું રાગ કરનારો ને રાગ-દ્વેષ મારો ગુણ છે, તેમ અમે ગુણ અને ગુણી બન્ને એક છીએ, પરપદાર્થને અવલંબીને જે ઊંધોભાવ થાય છે તે ગુણ અને હું ગુણી એમ અમે ગુણગુણી બન્ને એક છીએ. જેમ ગોળ પદાર્થ તે ગુણી છે ને ગળપણ તેનો ગુણ છે, ગુણગુણી બે એક હોય તેમ અધ્યવસાન અને આત્મા એક છે.

વળી અજ્ઞાની કહે છે કે રાગ-દ્વેષને ટાળવાનો મારો સ્વભાવ છે, તેને ટાળવાનું આત્મામાં બળ છે અને આત્મામાં વીતરાગ સ્વભાવ અંદર ભર્યો છે, તેનાં શ્રદ્ધા-જ્ઞાન કરવાં તે બધું કાંઇ અમને બેસતું નથી, અમે તો વિકાર તે આત્મા છે એમ માનીએ છીએ.

રાગ-દ્વેષ તે વિકાર ને દોષ છે, આત્મા નિર્વિકલ્પ વિજ્ઞાનઘન-સ્વરૂપ છે. તો શું નિર્દોષ આત્માનો સ્વભાવ દોષ સ્વભાવ હોઇ શકે ખરો? ન જ હોઇ શકે. માટે રાગ-દ્વેષરૂપ મલિન પરિણામ તે આત્માનો સ્વભાવ છે નહિ.

અજ્ઞાની રાગ-દ્વેષને પોતાનો સ્વભાવ માને છે, તેથી રાગ-દ્વેષમાં ચડયો જેની સાથે ન બને તેના ઉપર ક્રોધ કરીને કહે કે તારું એક નરકોળીયું પણ ગામમાં રહેવા ન દઉં, પણ ભાઇ! કોઇનું બગાડવું કે સુધારવું તે તારા હાથની વાત નથી, હારવું કે જીતવું તે પૂર્વનાં પુણ્ય પ્રમાણે બને છે, રાજાઓ જે લડે છે તેમાં હારે છે કે જીતે

છે તે પૂર્વનાં પુણ્ય-પાપના યોગ પ્રમાણે બને છે. વર્તમાન પ્રયત્નથી હારવું જીતવું થાય નહિ; પણ આત્માનો ધર્મ પ્રગટ કરવો તે આત્માના વર્તમાન પ્રયત્નને હાથ છે.

અજ્ઞાની કહે છે કે રાગ-દ્વેષરૂપ મલિન પરિણામ તે જ આત્મા છે, મલિનભાવથી જુદો આત્મા જોવામાં આવતો નથી, જેમ કોલસો કાળાપણાથી જુદો જોવામાં આવતો નથી તેમ.

જુઓ ભાઇ! આ હાથમાં જે મુખડનું લાકડું છે તેમાં રાગ-દ્વેષ હોય? ન હોય, કેમ ન હોય? જેમાં જ્ઞાનગુણ, શાંતગુણ, નિર્મળગુણ નથી તેમાં વિકાર કેમ હોય? માટે જેમાં ગુણ હોય તેમાં તેની ઊંધાઇરૂપ અવગુણ થાય છે, ગુણની ઊંધાઈ તે અવગુણ છે. રાગ-દ્વેષ તે આત્માના ગુણની ઊંધાઈ છે. જેમાં શાંતગુણ, ક્ષમાગુણ, જ્ઞાનગુણ ન હોય તેમાં રાગ કે ક્રોધરૂપ ઊંધાઈ પણ ન હોય, માટે અવગુણ તે આત્માની પર્યાયમાં થાય છે પણ અવગુણ તે આત્માનો સ્વભાવ નથી, કારણ કે તે ગુણની ઊંધાઇ છે, માટે અવગુણ તે આત્મા નથી, પણ અવગુણથી આત્મા જુદો છે; તે અવગુણરૂપ ઊંધાઇથી ભવનો અભાવ ન થાય અને મુક્તિ ન મળે.

બીજા બોલમાં કોઈ અજ્ઞાની કહે છે કે અનાદિ જેનો પૂર્વ અવયવ છે અને અનંત જેનો ભવિષ્યનો અવયવ છે એવી જે એક સંસરણરૂપ (ભ્રમણરૂપ) ક્રિયા તે રૂપે ક્રીડા કરતું જે કર્મ તે જ જીવ છે કારણ કે કર્મથી અન્ય જુદો કોઈ જીવ જોવામાં નથી. માટે કર્મ જ અમારે જીવ છે એમ અજ્ઞાની કહે છે.

જે પ્રમાણે રાગ-દ્વેષના ભાવ કર્યા હોય તે પ્રમાણે કાગડા, કીડા, કુતરા વગેરેના ભવ મળે તેનું કારણ પૂર્વ અવયવ છે એટલે ગયા કાળના કર્મનું ફળ છે. અજ્ઞાનીને કર્મથી જુદો આત્મા બેસતો નથી. કર્મથી જુદો અક્રિય, જ્ઞાનસ્વરૂપ આત્મા છે તે તેને

બેસતો નથી. આત્માથી જુદું કર્મ છે તે જ અજ્ઞાનીને જોવામાં આવે છે.

એક અભિપ્રાય એવો છે કે પૂર્વ અવયવ એટલે અનાદિનાં કર્મ બાંધેલાં છે તે હવે કયાંથી છૂટે? પણ ભાઇ! તે કર્મ તારી ભૂલને લઇને બંધાયાં છે, તારી ભૂલને લઇને તું રખડ્યો છે, ચોરાશીના અવતાર થયા તે તારી ભૂલને લઇને થયા છે, માટે તારી ભૂલને તું ટાળ, તો કર્મ છૂટી જશે. રખડવામાં કર્મ તો નિમિત્ત-માત્ર છે, તારી ભૂલ તેં અનાદિની છોડી નથી તેથી તું રખડયો છે પણ જેને પોતાની ભૂલનું ભાન નથી તે એમ માને છે કે આ કર્મ મને રખડાવે છે, કર્મ મને પરાધીનતા કરાવે છે.

જેમ ધર્મશાળામાં એક માણસ અંધારામાં ગયો ત્યાં એક લાંબો ઊંચો થાંભલા જેવો પથ્થર હતો. તે થાંભલાને દેખીને તે માણસને એમ લાગ્યું કે આ કોઇ માણસ છે પછી તેને પકડયો અને કહ્યું કે તું અહીં કેમ આવ્યો છે? એમ કહીને તેની સાથે લડવા મંડયો, એટલે તે પથ્થર પડયો તે માણસ ઉપર, પછી તે પત્થરને કહે છે કે ભાઇ! તું જીત્યો ને હું હાર્યો. હવે ઊઠ, ભાઇ-સાહેબ તું જીત્યો, હવે તો ઊઠ! પણ કોણ ઊઠે? માણસ કયાં હતો? હતો પત્થર; પોતે પત્થરને વળગ્યો અને પત્થર પડયો માથે, પછી પત્થરને કહે છે કે હવે તું ઊઠ. તેમ પોતે કર્મરૂપ પત્થરાને વળગી પડયો છે અને કહે છે કે કર્મ મને હેરાન કરે છે, કર્મને કહે છે કે હવે તું ખસી જા, પણ તું કર્મને વળગી પડયો છો તે તો જો, તે કર્મ તો ખસ્યા જ પડયા છે. તું તારી ઊંધી માન્યતાથી ખસી જા ને! કર્મ તને નડે જ નહિ કારણ કે એક તત્ત્વ બીજા તત્ત્વને ત્રણકાળમાં નુકસાન કરવા સમર્થ નથી.

હવે ભવિષ્યના અવયવની વાત કહે છે. કેટલાક કહે છે કે કોણ જાણે કેટલા કાળસુધી કર્મ મને રખડાવશે, તેમ બોલનાર પુરુ-

પાર્થહીન નપુંસક છે. કર્મ મને રઝળાવશે, ને કર્મે મને રઝળાવ્યો. એમ? જડ તને રઝળાવે? તું શું બોલે છે? જરા વિચાર તો ખરો? તારી સત્તામાં પર સત્તા કોઈ દી પેસે? કે તને હેરાન કરે કે રઝળાવે?

ઘરમાંથી છોકરાની મા બહાર જાય અને છોકરાને ભલામણ કરી જાય કે ઘરમાં ધ્યાન રાખજે, ત્યાં છોકરો રમતે ચડયો અને પાડો ઘરમાં આવીને ઘી ખાઈ ગયો, ત્યારે છોકરાની મા આવીને કહે કે આ પાડો ઘી ખાઇ ગયો, તું ઘરમાં મુઓ તો કે નહિ? મુઓ કહીને કાંઇ મરી ગયો હતો તેમ કહેવું નથી, પણ તું હતો કે નહિ? તારી ત્યાં હયાતી હતી કે નહિ? તેમ કહેવું છે. એમ ભગવાન આચાર્ય-દેવ કહે છે કે એકલા કર્મ જ છે કે તારી કાંઇ હયાતી છે? તારામાં કાંઇ માલ છે કે નહિ? તારી હાજરી છે કે એકલા કર્મ જ છે? તું ઊંધાઇથી ખસી જા, એટલે કર્મ ખસેલાં જ પડયાં છે. આ શરીરનું કારણ જે કર્મના રજકણો હતા તે ખસી જાય, ત્યારે આ શરીર પણ ખસી જાય છે, જે ખસવા જેવું છે તે બધું ખસે છે, એકલો ચિદાનંદ જ્ઞાનસ્વરૂપ આત્મા છે તે સિવાય શરીરાદિ તથા ક્રોધાદિ વગેરે પર બધું ખસવા જેવું છે તે ખસે છે.

શરીરમાં રોગ આવે તે કોઇ કર્મનું કાર્ય છે, ને રોગ ખસ્યો ત્યારે તેનું કારણ કર્મ પણ ખસી ગયું હોય છે. પોતે રાગ-દ્વેષ, કામ-ક્રોધ ન કરે ત્યારે તેનું કારણ કર્મ પણ ખસી જાય છે ને એકલો જુદો આત્મા રહી જાય છે.

કર્મનું નામ તો શાસ્ત્રમાંથી સાંભળ્યું ત્યાં કહેવા લાગ્યો કે કર્મને લઇને ગતિ મળે, ને જેવી ગતિ તેવી મતિ થાય તેમ ઊંધું માર્યું, પણ જેવી તારી મતિ તેવી ગતિ થાય તેમ કહેવું જોઇએ તેને બદલે જેવી ગતિ તેવી મતિ એમ આત્માના ભાન વગર ઊંધું બોલે છે.

કેટલાક તો કહે છે કે આપણે તો અવતારથી જુદું થવું નથી, સારા અવતાર થયા કરે ને ભવ કર્યા કરીએ એવું આપણે તો જોઈએ છીએ. એક જણ તો કહેતો હતો કે અમદાવાદના માણેક-ચોકમાં ઝવેરાતની દુકાન હોય ને બધા હાલતાં ચાલતાં ખબર પૂછે, તેવા માણસનો ભવ આપણે તો જોઈએ છે. પણ તેમ માગશો તો માણસ પણ નહિ થાઓ, પુણ્ય માગ્યે પુણ્ય મળે નહિ. કેટલાક તો વળી એમ કહે છે કે આપણે ઉપરા ઉપર પુણ્ય કર્યા કરીએ ને ઉપરા ઉપર મનુષ્ય ભવ મળ્યા કરે એટલે બસ, બીજું કાંઈ મુક્તિ કે એવું આપણે જોઈતું નથી તો મુક્તિ તો તને ક્યાં છે જ, પણ પુણ્ય પણ ઉપરા ઉપર થાય જ નહિ, કારણ કે જો આત્માનું ભાન ન કર્યું તો પુણ્યભાવ પછી પાપભાવ આવશે જ. સાંભળો તેનું દૃષ્ટાંત.

અજ્ઞાની દયા કે દાનના ઊંચા શુભભાવ કરે તો તેનાથી તેને ઉત્કૃષ્ટ પંદર કોડાકોડીસાગરની સ્થિતિવાળું પુણ્ય બંધાય શુભપરિણામ તે વિકાર છે અને વિકાર તે મારો સ્વભાવ નથી; વિકારને નાશ કરવાવાળું મારું સામર્થ્ય છે એવી જેને ખબર નથી તે અજ્ઞાનીને પુણ્યની સ્થિતિ મોટી બંધાય. પણ જ્ઞાનીને પુણ્યની સ્થિતિ લાંબી ન બંધાય કારણ કે તેને પુણ્ય ઉપર નજર નથી, પોતાના સ્વભાવ ઉપર નજર છે; તેણે વિકારને પોતાનો સ્વભાવ માન્યો નથી, તેથી તેને પુણ્યનો રસ ઘણો પડે પણ સ્થિતિ ઓછી પડે. તે ઉત્કૃષ્ટ સ્થિતિ અંત:કોડાકોડીસાગરની બાંધે. અજ્ઞાની પંદરકોડાકોડીસાગરોપમની સ્થિતિ બાંધે, પણ પંદર કોડાકોડીસાગરોપમનું પુણ્ય ભોગવવાનું આ જગતમાં કોઈ સ્થાન જ નથી, કારણ કે ત્રસમાં રખડે તો બે હજારસાગરની સ્થિતિથી વધારે ત્રસમાં રહે જ નહિ. અજ્ઞાનીની પર ઉપર દૃષ્ટિ છે તેથી શુભભાવ પલટીને અશુભમાં જઈ લાંબી સ્થિતિ પુણ્યની છે તેને તોડીને નિગોદમાં ચાલ્યો જશે.

જેની દૃષ્ટિ પુણ્ય ઉપર–પર ઉપર છે, જે શુભથી ધર્મ માને છે, પણ આત્મા પુણ્ય–પાપનો નાશક છે તેની જેને ખબર નથી તે

પાપ કરી પુણ્યની સ્થિતિ તોડી નિગોદમાં ચાલ્યો જશે. જ્ઞાનીની દૃષ્ટિ શુદ્ધ ઉપર પડી છે તેથી તે જેટલી પુણ્યની સ્થિતિ બાંધે છે તેને તોડીને સિદ્ધમાં ચાલ્યો જશે, શુભપરિણામને તોડીને શુદ્ધમાં ચાલ્યો જશે, અને અજ્ઞાની શુભપરિણામને તોડીને અશુભમાં ચાલ્યો જશે. સર્વજ્ઞ ભગવાને જેવું જોયું છે તેવું કહ્યું છે. સર્વજ્ઞ ભગવાન કોઇના કર્તા નથી પણ જ્ઞાતા છે. અત્યારે વર્તમાનમાં મહાવિદેહ-ક્ષેત્રમાં ત્રિલોકનાથ તીર્થંકરદેવ શ્રી સીમંધર ભગવાન બિરાજે છે, તેઓ જગતના જ્ઞાતા છે પણ કર્તા નથી. તે સર્વજ્ઞભગવંતોએ અજ્ઞાનીઓના અભિપ્રાય જેવા જાણ્યા છે તેવા કહ્યા છે.

અજ્ઞાની બાળતપ, અજ્ઞાનકષ્ટ કરે તેમાં કદાચિત્ પુણ્ય બાંધે, પણ તેની દૃષ્ટિ પર ઉપર છે માટે શુભ બદલીને અશુભ થઈ જશે. કારણ કે પુણ્યપરિણામ કરતી વખતે પુણ્ય તે હું છું એવો ઊંધો અભિપ્રાય હોવાથી પુણ્યની સાથે દર્શનમોહ પણ ભેગું બંધાયું છે. ઊંધી માન્યતાના જોરમાં પુણ્યની સ્થિતિ તોડી અશુભભાવ કરી નરક-નિગોદમાં ચાલ્યો જશે.

જ્ઞાની સમજે છે કે હું આ રાગ-દ્વેષનો ઉત્પાદક નથી, અલ્પ શુભરાગ થાય છે પરંતુ તેનો હું ઉત્પાદક નથી, પણ મારા સ્વ-ભાવનો હું ઉત્પાદક છું એમ જ્ઞાનીની દૃષ્ટિ શુદ્ધ ઉપર પડી છે તેથી તે પુણ્યની સ્થિતિને તોડીને શુદ્ધમાં ચાલ્યો જશે.

અહીં ભગવાન આચાર્યદેવ કહે છે કે જે જીવો કર્મને જ આત્મા માને છે તેને કર્મને તોડી કર્મને ભુક્કો કરી વીતરાગતા પ્રગટ કરનાર હું છું તેવી ખબર નથી, તે જીવો સંસારમાં જ રઝળવાના છે.

શ્રેણિકરાજા જેવા એકાવતારી થયા તે પ્રતાપ સમ્યક્દર્શન અને સમ્યક્જ્ઞાનનો છે. પરથી જુદો આત્માનો નિર્મળસ્વભાવ છે તેની પ્રતીત કરીને તે પ્રતીતના જોરમાં તે એકાવતારી થઈ ગયા છે. તે શ્રેણિકરાજાના ભવમાં તેમણે તીર્થંકર ગોત્ર બાંધ્યું છે. અત્યારે

પહેલી નરકમાં છે ત્યાંથી નીકળીને તેઓ તીર્થંકર થવાના છે-ત્રણ-લોકના નાથ થવાના છે. જેવા અહીં મહાવીર ભગવાન હતા તેવા જ તેઓ આવતી ચોવીસીમાં પહેલા તીર્થંકર થવાના છે.

૧૯૯૯ આસો સુદ ૧૫ બુધ.

આત્મા અને બીજું જે જડ એનો જે સ્વાંગ છે તેને જો જીવ પોતાનો માને તો તેનાથી જુદાં શ્રદ્ધા, જ્ઞાન, અને ચારિત્રનો પુરુષાર્થ કરી શકાય નહિ. આત્માનો હિતરૂપ ને સુખરૂપ સ્વભાવ અનાદિનો પડયો છે, તેના ઉપર જે કર્મનો ભેખ છે તે જુદો જાણવામાં-માનવામાં ન આવે ત્યાંસુધી જુદા પડવાનો અંતર પુરુષાર્થ કરવાનો તેને અવકાશ રહેતો નથી. જ્ઞાનમૂર્તિ ભગવાન આત્મા જે જગ્યાએ છે તે જ જગ્યાએ બીજી કર્મની ઉપાધિરૂપ વિકાર દેખાય છે તેને પોતાના માનવાથી પણ જુદાપણાનો પુરુષાર્થ કરી શકાતો નથી, ચૈતન્ય સત્તા તે કર્મ અને કર્મના વિકારથી જુદી છે એવા શ્રવણ-મનનનો જેને પુરુષાર્થ નથી, તે કયાંક પોતાની હયાતીને સ્વીકારે તો ખરો જ, એટલે શુભાશુભભાવને પોતાના માની ત્યાં ઘોડો થઈ જાય છે.

આચાર્યદેવ ઘણાં પડખાંથી વાત સમજાવે છે. કોઇ અજ્ઞાની કહે છે કે કોલસો કાળાશથી જુદો નથી તેમ રાગ-દ્વેષરૂપ અધ્યવસાન અને જીવ જુદા નથી, અધ્યવસાન એટલે કર્મ ને આત્માનો એકત્વ-બુદ્ધિરૂપ અભિપ્રાય. અજ્ઞાની કહે છે કે અમે તો વિકારીભાવમાં જ ટકી રહેશું તેનાથી જુદો કોઈ જીવ અમને જોવામાં આવતો નથી.

વળી અજ્ઞાની કહે છે કે આત્માની નિર્મળતા અમે તો કોઇ દી જુદી જોઈ નથી માટે અમે તો કર્મને જ આત્મા માનીએ છીએ. અનાદિ સંસારમાં ભ્રમણરૂપ ક્રિયા, તે રૂપ ક્રીડા કરતું કર્મ,-રમત કરતું કર્મ તે જ અમારે તો આત્મા છે, કર્મને આધારે જ આત્મા માને છે; ઘણા એમ બોલે છે કે કર્મનું જોર હોય તો અમારું શું જોર ચાલે? તે બધા કર્મ અને આત્માને એક જ માને છે કારણ કે

તેને પોતાની શક્તિનો ભરોસો નથી પણ કર્મની શક્તિનો ભરોસો છે તેથી તેણે કર્મને જ આત્મા માન્યો.

વળી ત્રીજા બોલમાં કોઇ અજ્ઞાની કહે છે કે-તીવ્ર-મંદ અનુભવથી ભેદરૂપ થતાં, દુરંત (જેનો અંત દૂર છે એવા) રાગરૂપ રસથી ભરેલાં અધ્યવસાનોની જે સંતતિ (પરિપાટી) તે જ જીવ છે તેનાથી અન્ય જુદો કોઈ જીવ દેખવામાં આવતો નથી.

કેટલાક તો કહે છે કે તમે ભલે 'આત્મા આત્મા' કરો પણ અમને તો કોઇવાર તીખો રાગ અને કોઈવાર પાતળો રાગ એમ એની તાંત ચાલ્યા જ કરે છે તેના સિવાય જુદો આત્મા અમને ભાસતો નથી. કપટ અને લોભની આકરાશ અને પાતળાશ એના પ્રવાહનો અંત કરવો અમને તો દૂર લાગે છે માટે તમે કહો છો તેવો આત્મા જો હોય તો અમને બેસતો નથી. અજ્ઞાનીને અનુભવ રાગનો છે પણ તેનાથી પાર આત્મા છે તે સ્વાશ્રય તત્ત્વની તેને ખબર નથી તેથી ચોરાશીનું ભ્રમણ ઊભું છે. પહેલા બોલમાં અધ્યવસાન, બીજા બોલમાં કર્મ ને ત્રીજા બોલમાં અધ્યવસાનની સંતતિ ઉપર જોર છે.

કેટલાક કહે છે કે પુણ્ય કરતાં કરતાં ધર્મ થાય એટલે રાગ કરતાં કરતાં ધર્મ થાય પણ રાગ તોડીને રાગથી પેલી પાર જે ધર્મ થાય તે વાત તેને બેસતી નથી. તે બધા માનનારા આ, જે કહેવાય છે તે જ મતના છે.

અરે! આવા મનુષ્યદેહ મોંઘા, તેમાં સાચી વાત કાને પડવી પણ મુશ્કેલ, અને હું સ્વાશ્રયી તત્ત્વ શું, મારું શરણ શું તેની ખબર નહિ, સાચા શ્રવણની રુચિ પણ નહિ, તો તેના ઉદ્ધાર થવાના આરા ક્યાં રહ્યા? પોતે નિરાળા તત્ત્વને સમજે નહિ ને સમજાવનાર પણ તેવા મળે; ઉપાદાન પોતાનું એવું હોય એટલે એવાં નિમિત્તો મળી રહે.

અજ્ઞાની કહે છે કે ઓછા રાગ અને વધારે રાગ તેનાથી પાર પહોંચી શકાય તે વાત અમને બેસતી નથી. તીવ્ર રાગ અને મંદ રાગની સંતતિ એટલે એક પછી એક પ્રવાહ ચાલ્યા કરે, પૂણીમાં પૂણી સંધાયા કરે, જેમકે ઘડીમાં આહાર સંજ્ઞા, ઘડીમાં મૈથુન સંજ્ઞા, વળી ઘડીમાં ભક્તિ-પૂજાનાં પરિણામ, એમ એક પછી એક સંતતિ ચાલ્યા કરે છે પણ એ સંતતિ તોડીને આત્માનો નિર્મળ ચૈતન્યસ્વભાવ પ્રગટ કરી શકાય તે વાત અજ્ઞાનીને બેસતી નથી, અજ્ઞાની માને છે કે સંતતિ તોડી શકાતીજ નથી, તે સંતતિને તોડનાર તેનાથી હું જુદો નિત્ય ધ્રુવ આત્મા છું તેવી વાત અજ્ઞાનીને બેસતી નથી.

જેમ કોઇ માણસ પગમાં જોડા પહેરીને બહાર ગયો હોય, પછી આવે ત્યારે કોઇ પૂછે કે કેમ ભાઇ? રસ્તામાં કાંઈ જીવાત નડી હતી? તો કહે ના, ના, કંથવા-કથીરી કોઇ નડયા નહોતા. ઝીણા કંથવા, કથીરીને ઝીણી નજર કરીને જોયા નહોતા એટલે કયાંથી દેખાય? ઘોડા, ગધેડા મળ્યા હતા? તો કહે કે હા, ઘોડા, ગધેડા મળ્યા હતા. તેમ આ સ્થૂળ શરીર છે તે અજ્ઞાનીને દેખાય છે પણ અંદર ઝીણા રાગ-દ્વેષ થાય તે દેખતો નથી. અને તે રાગ-દ્વેષ આત્માને નડતર કરે છે તેમ દેખતો નથી તેથી રાગ-દ્વેષને જ આત્મા માને છે. કોઈ કહે કે અંદર કોઈ નડતર કર્તા છે? તો કહે ના, ના, કોઈ નડતર કર્તા નથી; એને તીવ્રરાગ અને પાતળો રાગ નડતર કરે છે તે દેખાતો નથી, કોઈ મારી નાખે, કાપી નાખે તો દેખાય, પણ ઝીણો રાગ-દ્વેષથી હું આત્મા જ્ઞાનઘન જુદો છું તે જાણતો નથી તેથી રાગની લાળ નડતરરૂપ તેને લાગતી નથી.

વળી ચોથા બોલમાં કોઇ અજ્ઞાની કહે છે કે નવી ને પુરાણી અવસ્થા ઇત્યાદિભાવે પ્રવર્તતું જે નોકર્મ તે જ જીવ છે કારણ કે આ શરીરથી અન્ય જુદો કોઇ જીવ જોવામાં આવતો નથી.

અજ્ઞાની કહે છે કે અમે હાલીએ ચાલીએ તે અમારી અવસ્થા છે તે સિવાય જુદો આત્મા અમને ભાસતો નથી. નવી, પુરાણી

અવસ્થા ઇત્યાદિ ભાવે પ્રવર્તતું એટલે બાળ, યુવાન અને વૃદ્ધ તે અવસ્થાએ પરિણમતું નોકર્મ તે જ જીવ છે, બીજો કોઈ જીવ અમને જોવામાં આવતો નથી.

શરીર-વાણીની બોલવા-ચાલવાની અવસ્થા થાય એ વખતે એની અવસ્થા જુદી થાય ને મારી અવસ્થા જુદી થાય એવું અમને બેસતું નથી. બાળ થાય, યુવાન થાય અને વૃદ્ધ થાય તે નવી-પુરાણી અવસ્થા અને હાલવાની, બોલવાની, એ બધી અવસ્થા એને ભાવે પ્રવર્તે છે પણ એની અવસ્થાને મારી અવસ્થા જુદી, એમ અજ્ઞાનીને ભાસતું નથી. શરીરની અવસ્થા એની મેળાએ પરિણમે છે, જો એની મેળાએ ન પરિણમતી હોય તો તાવ લાવવાની ઇચ્છા કોઇને હોતી નથી તોપણ તાવ આવે છે, પેટમાં દુઃખવા આવે તો ઠીક એવી કોઇને ઇચ્છા હોતી નથી, વાએ પગ રહી જાય તો ઠીક એવી ઇચ્છા હોતી નથી છતાં પણ તે બધું થયા જ કરે છે. શરીરને ઘણું સારૂં રાખવાની ઇચ્છા હોય તોપણ શરીર ઠૂંઠા જેવું થઇ જાય છે, માટે શરીરની અવસ્થા બધી એની મેળાએ જ પરિણમે છે એમાં આત્માનો કાંઇ હાથ નથી.

શરીરની થતી જે બધી અવસ્થા છે, તેનાથી આત્મા, આત્માના ગુણ, અને આત્માની અવસ્થા તે ત્રણે જુદા છે તેમ અમને ભાસતું નથી, માટે શરીર અને આત્મા એક છે એમ અમે માનીએ છીએ તેમ અજ્ઞાની કહે છે.

જે જે જીવો એમ માને છે કે શરીરની અવસ્થા અમે કરી શકીએ છીએ, શરીરની અવસ્થા અમારા આત્માને આધીન છે, એમ માનનાર તે બધા શરીરને જ આત્મા માને છે તે બધા આ અજ્ઞાની જે દલીલ કરી રહેલો છે તે માંહેના જ છે.

શરીર તો માતાના ઉદરમાં થયું, પછી બહાર આવીને રોટલા, દાળ, ભાત, ખાઈ ખાઇને મોટું થાય છે, પછી તેની સ્થિતિ પૂરી

થતાં છૂટી જાય છે અને આત્મા બીજી ગતિમાં ચાલ્યો જઈ બીજો દેહ ધારણ કરે છે. એટલે આત્મા તો સળંગ નિત્ય જુદો છે, અને શરીર પણ તદ્દન જુદું છે, છતાં પણ આવા જુદા સ્વભાવને અજ્ઞાની નહિ માનતાં મૂઢ થઈને શરીરને જ આત્મા માને છે.

વળી પાંચમા બોલમાં કોઈ અજ્ઞાની એમ કહે છે કે સમસ્ત-લોકને પુણ્ય-પાપરૂપે વ્યાપતો જે કર્મનો વિપાક છે તે જ જીવ છે કારણ કે શુભાશુભભાવથી અન્ય જુદો કોઈ જીવ જોવામાં આવતો નથી.

અજ્ઞાની કહે છે કે પુણ્ય-પાપના રસને અમે કરીએ છીએ તે વાત અમને બેસે છે, પણ તેનાથી જુદો જે આત્માનો શાંતરસ છે, તે રસને આત્મા કરી શકે છે તે વાત અમને બેસતી નથી. શુભા-શુભનો જે વિપાક અંદરમાં ઉદય આવે છે તેનો અહીં કર્તા લીધો છે, ભોક્તાની વાત પછીના બોલમાં આવશે. અજ્ઞાની કહે છે કે એવા શુભાશુભ વિપાકથી જુદો આત્માનો ગુણ માનવો, અને તે ગુણની અવસ્થા પણ શુભાશુભ વિપાકથી જુદી પ્રગટ કરવી તે વાત અમને બેસતી નથી. પુણ્ય-પાપ તે આત્માનો સ્વભાવ નથી, તે ભાવનો આત્મા કર્તા પણ નથી, સ્થિરબિંબસ્વરૂપ આત્મા છે, તેનો જે શાંતરસ છે તેનો આત્મા કર્તા છે પણ અજ્ઞાનીને તે વાત બેસતી નથી.

જગતને તો એની અનુકૂળતાએ કહેનારા માખણિયા મળે તો એની વાત બેસી જાય છે. કાંઈક પૈસાવાળા હોય, અને તે કાંઈક વાપરે ત્યાં માખણિયા-માખણ ચોપડનારા મળી જાય, તે કહે કે બહુ મોટા ભાઈ! બહુ બુદ્ધિવાળા ભાઈ, એમ માખણ ચોપડે, તે પ્રીતિથી સાંભળે; બે હજારનો પગારદાર થયો હોય તે કાંઈ વર્તમાન ડહાપણનું ફળ હોતું નથી, એ તો પૂર્વનાં પુણ્ય હોય તેથી પૈસા મળે છે. અત્યારે તો કેટલાંય કાળા કોયલા જેવાં કામ કર્યાં હોય, અને તેવાં કામ કરીને અમલદાર, અધિકારીઓને રાજી કરી દે, અને

પૂર્વનાં પુણ્યને કારણે મોટી પદવી મળી જાય પણ વર્તમાન કાળા કેર કરી રહ્યો છે તેના ફળમાં મરીને જ્યાં જાઇશ ત્યાં ભડકા ઊઠશે.

આચાર્યદેવ કહે છે કે ભાઇ! આવા ટાણે ધર્મ નહિ કરો તો ક્યારે કરશો? તારી તને ખબર ન મળે, ને પર વડે તારે હિત ને ધર્મ કરવો છે તે ક્યાંથી થશે? તે તો નપુંસક જેવી, આત્માને બળ-હીન કરવા જેવી વાત છે. દુનિયાના કહેવાતા ડાહ્યા અને સંસારના કહેવાતા સમજુ પણ આવી વાત કરે છે. અરે ભાઇ! બાપુ! આત્મા શું ચીજ છે તેને સમજ, ધર્મ શું છે, હિત શું છે તેની ઓળખાણ કર.

કર્તાભાવે શુભાશુભભાવનો રસ જે ઉદયમાં આવે તેમાં જોડાવું તે આત્મા છે, તેનાથી જુદો ગુણ પ્રગટ કરવો તે અમને બેસતું નથી તેમ અજ્ઞાની કહે છે. આમાં કર્તાપણાની વાત લીધી. હવે ભોક્તાપણાની વાત છઠ્ઠા બોલમાં કરે છે.

કોઇ કહે કે શાતા-અશાતારૂપે વ્યાપ્ત જે સમસ્ત તીવ્ર-મંદ-ત્વગુણો તે વડે ભેદરૂપ થતો જે કર્મનો અનુભવ તે જ જીવ છે કારણ કે સુખદુઃખથી અન્ય જુદો કોઇ જીવ દેખવામાં આવતો નથી.

અજ્ઞાની કહે છે કે આત્માને વળી પુણ્ય-પાપના ફળ સિવાય બીજો અનુભવ હોય અને બીજું કાંઇક નિર્વિકલ્પ સુખ ભોગવવાનું હોય તે વાત અમને બેસતી નથી. વળી તે એમ બોલે છે કે એક હાથે સુખ ભોગવીએ તો વળી બીજા હાથે કોઇવાર દુઃખ પણ ભોગ-વીએ, પણ તેથી ત્રીજી ચીજ જે આત્માનું ભાન થઇને આત્માનો સ્વાદ આવે, આત્માના આનંદનો ભોગવટો થઇને અનુભવનો રસ આવે, તે વાત અમને બેસતી નથી. અનુકૂળતાનાં સુખ અને પ્રતિ-કૂળતાનાં દુઃખ તે બન્નેને ભોગવવાનું અમને બેસે છે. વળી તે કહે છે કે જે ગોળ ખાય તે ચોકડાં પણ ખમે, પરંતુ તે શાતા-અશાતાના રસને નાશ કરી ચૈતન્ય નિરાળું તત્ત્વ છે તે વાત અમને બેસતી

નથી. તેને જ્ઞાની કહે છે કે કેટલાક જીવો પુણ્ય-પાપના ફળ સિવાય આત્માના વેદનનો સ્વાદ લે છે માટે આત્માના સ્વભાવનો ભોગવટો થઈ શકે છે. પરંતુ જેને આત્માના સુખનો વિશ્વાસ બેસતો નથી અને સુખ ભોગવે તે દુઃખ પણ ભોગવે એમ કહે તે મૂઢ છે. તેને વિકારની રુચિ છે પણ આત્માના સુખની રુચિ નથી.

વળી સાતમા બોલમાં કોઇ અજ્ઞાની કહે છે કે શિખંડની જેમ ઉભયરૂપ મળેલાં જે આત્મા અને કર્મ, તે બન્ને મળેલાં જ જીવ છે કારણ કે સમસ્તપણે કર્મથી જુદો કોઇ જીવ જોવામાં આવતો નથી.

કોઇ કહે કે શિખંડની જેમ આત્મા અને કર્મ બન્ને ભેગાં થઇને કામ કરે છે. આત્માનો ગુણ પ્રગટ થાય તેમાં કાંઇક ગુણ આત્માનો અને કાંઇક ગુણ કર્મનો એમ બે ભેગાં થઇને આત્માનો ગુણ પ્રગટે છે તેમ તે અજ્ઞાની માને છે.

જગતમાં કેટલાક એમ કહે છે કે તમે બહુ 'આત્મા, આત્મા,' કરો છો તો ભલે, પણ ઘણા દોકડા આત્માના ને થોડા દોકડા તો કર્મના ખરા કે નહિ! ના, બીલકુલ નહિ; કર્મના સોએ સો દોકડા કર્મમાં ને આત્માના સો એ સો દોકડા આત્મામાં છે પણ એક બીજામાં-કર્મના આત્મામાં કે આત્માના કર્મમાં-કોઇના કોઇમાં દોકડા જરાય પણ જતા જ નથી.

વળી કેટલાક એમ કહે છે કે કેવળજ્ઞાન પ્રગટ કરવામાં મનુષ્ય-દેહ જોઇએ, હાડકાંની મજબૂતાઇ જોઇએ, એમ કહેનારા સાતમા બોલના અજ્ઞાની જેવા છે, કારણ કે તેણે મનુષ્યદેહ ને હાડકાંની મજબૂતાઇ તે જડ, અને આત્મા બે ભેગાં થઇને કેવળજ્ઞાન થાય તેમ માન્યું. પણ ભાઇ! હાડકાંની મજબૂતાઇ તે તેને કારણે, ને આત્માને કેવળજ્ઞાન થાય તે આત્માને કારણે, તેમ બન્નેના સ્વતંત્ર કારણ તદ્દન જુદે જુદાં છે. આત્મા આકાશાદિ દ્રવ્યની જેમ સ્વતંત્ર, અખંડ અને પૂરી વસ્તુ છે; તેનો ગુણ કોઇની મદદથી કે સહાયથી લેશમાત્ર પણ પ્રગટે તેમ નથી.

આ મનુષ્યદેહમાં પ્રથમ બાળઅવસ્થા, પછી જુવાનઅવસ્થા ને પછી વૃદ્ધઅવસ્થા, ને પછી ભાઇ સાહેબ ઊપડે. કેટલાક તો વૃદ્ધ-અવસ્થા થયા પહેલાં અધવચથી પણ ઊપડે, જો તેમાં આત્માનો ધર્મ ને હિત ન સમજ્યો તો પછી સમજવાનું ને હિત કરવાનું ક્યાં રહ્યું ? આત્મા ગુણનીમૂર્તિ જુદી ચીજ છે એને અનાદિથી જીવ સમજ્યો નહિ ને ઊંધી માન્યતાએ ઘર ઘાલ્યાં, એટલે સમસ્તપણે કર્મને જ આત્મા માન્યો પણ કર્મથી જુદો આત્મા તેણે જાણ્યો નહિ.

આઠમા બોલમાં કોઇ અજ્ઞાની કહે છે કે અર્થક્રિયામાં (પ્રયોજનભૂત: ક્રિયામાં) સમર્થ એવો જે કર્મનો સંયોગ તે જ જીવ છે કારણ કે જેમ આઠ લાકડાંના સંયોગથી અન્ય જુદો કોઇ ખાટલો જોવામાં આવતો નથી તેમ કર્મના સંયોગથી અન્ય જુદો કોઇ જીવ જોવામાં આવતો નથી.

જેમ આઠ લાકડાના કટકાના સંયોગથી ખાટલો થાય છે પણ આઠ લાકડાંથી જુદો કોઇ ખાટલો જોવામાં આવતો નથી તેમ આઠ-કર્મના રજકણો ભેગા થયા, તે કર્મનો સંયોગ ભેગો થયો એટલે આત્મા ઉત્પન્ન થયો તેમ અજ્ઞાની માને છે. જગતને તો ઊંધી દલીલમાં રોકાવું છે એટલે અનેક પ્રકારની ઊંધી દલીલ આપે છે.

જેમ મહુડાં જુનાં ખજુર, દ્રાક્ષ, વગેરે બધું ભેગું કરીને સડો કરે ત્યારે તેમાં કેફ ઉત્પન્ન થાય, તેમ આઠ કર્મના સંયોગથી આત્મા ઉત્પન્ન થાય છે એમ અજ્ઞાની માને છે. જેમ ખાટલાના ચાર પાયા, બે ઇસ ને બે ઊપળાં તે આઠ લાકડાનો ખાટલો થાય છે તેમ આઠ-કર્મનું પૂતળું-તેને પોતાનું સ્વરૂપ માનનારો, તે ચૈતન્ય ભગવાન જુદો, તેમ માનતો નથી. ખોટી દલીલ આપનાર આઠ કર્મરૂપ ખાટલા સાથે માથાફોડ કર્યા કરે છે આઠ કર્મ ભેગાં થયાં એટલે ચૈતન્યની ક્રિયા થઇ તેમ માને છે પણ ચૈતન્યની ક્રિયા જુદી છે તે તેને બેસતું નથી,

જેમ ખાટલામાં સૂનારો જુદો છે અને ખાટલો જુદો છે તેમ આઠકર્મનો સંયોગ પણ જુદો ને તે જગ્યાએ રહેનારો આત્મા પણ જુદો છે.

આવો ઉત્તમ મનુષ્યદેહ પામીને પરમાત્મસ્વરૂપ આત્માની ઓળખાણ ન કરી, શ્રદ્ધા ન કરી તો તંબૂ ક્યાં તણાશે? કોનું શરણું? ક્યાં જઇશ? અરે, રણમાં રુદન કોણ સાંભળશે? ગીરમાં હજાર હરણિયાં હોય, તેમાં એક હરણિયા ઉપર જ્યાં સિંહે થાપ મારી ત્યાં બીજા નવસેં નવાણું પૂછડું લઇને ભાગ્યા, ત્યાં તે વખતે એની રાડ કોણ સાંભળે? એમ જ્યાં કાળનો કોળિયો આવ્યો ત્યાં રાડ કોણ સાંભળશે? કાળ આવ્યો તે કોઇના હાથની વાત નથી. અકસ્માત ઊપડે છે ત્યારે કુટુંબ પણ શું કરે? ઊભા ઊભા જુએ અને એમ બોલે કે એણે કર્યા હશે, અને આપણે જોયા હશે, એમ સગાં, કુટુંબીઓ બોલે છે પણ કોઇ કાંઇ કરી શકતું નથી. મોટા રાજા જેવા પણ ચાલ્યા જાય છે ને? તે રાજા સવારે જાગે ત્યારે ત્રંબાળું વાગતાં હોય, અનેક જાતનાં વાજિંત્ર વાગતાં હોય ને રાજા જાગે પણ તેમાં શું વળ્યું? તે મરીને ક્યાં જવાનો તેનો કાંઇ વિચાર! સતસમાગમ વડે શ્રવણ-મનન કરી પરથી આત્માને જુદો પાડવાનો વિવેક ન કરે તો શું લાભ? કોઇ રોકાણા પુણ્યમાં ને કોઈ રોકાણા પાપમાં, વળી કોઈ તો એમ માને કે કોઈના આશીર્વાદ મળે ને ઘણાની આંતરડી દુવા દે તો આપણું સારૂં થઇ જાય, ને કોઇ શ્રાપ દે તો આપણું ભૂંડું થઈ જાય. પણ ભાઇ! તેં કોઇને દુભાવવાના અશુભભાવ કર્યા કે કરુણા આદિના શુભભાવ કર્યા તેનું ફળ તને મળવાનું; બાકી કોઇની દુવાથી કે શ્રાપથી કોઇનું લેશમાત્ર ભલું કે ભૂંડું થઈ શકતું નથી. કોઇના શ્રાપથી કે દુવાથી આત્માનું હિત કે નુકસાન થાય એમ ત્રણકાળ ત્રણલોકમાં બનતું નથી. આત્મા સ્વતંત્ર ભિન્ન જુદો છે તેની જેને ખબર નથી તે આવા જુદા જુદા પ્રકારમાં ક્યાંકને ક્યાંક શરણ લઇને ઊભો રહી જાય છે.

આ પ્રમાણે આઠ પ્રકાર તો કહ્યા અને એવા એવા અન્ય પણ અનેક પ્રકારના દુર્બુદ્ધિઓ (અનેક પ્રકારે) પરને આત્મા કહે છે; પરંતુ તેમને પરમાર્થના જાણનારાઓ સત્યાર્થવાદી કહેતા નથી.

સત્યાર્થવાદી તો તેને જ કહીએ કે આઠ બોલથી જુદો આત્મા જાણે, માને, અને તેમાં ઠરે તેને જ સત્યાર્થવાદી કહીએ, બાકી કોઇને સત્યાર્થવાદી ન કહીએ.

ભગવાન આત્મા અનંતી શક્તિવાળો છે. તે આત્મા અને કર્મ બન્ને એક ક્ષેત્રે અવગાહના પામીને રહ્યાં છે, અને અનાદિથી જ જીવની પુદ્ગલના સંયોગથી અનેક વિકારી અવસ્થાઓ થઈ રહી છે. પરમાર્થદૃષ્ટિએ જોઇએ તો ભગવાન આત્મા પોતે ચૈતન્યત્વ-જાણવું દેખવું અને નિરૂપાધિકપણું ક્યારે પણ છોડતો નથી ને પુદ્ગલ તે તેના જડત્વને કોઇ દી છોડતું નથી. જડ પુદ્ગલો તે અજીવ છે, ધૂળ છે, માટી છે. તે પણ એક વસ્તુ છે. વસ્તુ વસ્તુપણું કોઇ દી છોડે નહિ.

> જડ ચેતનનો ભિન્ન છે, કેવળ પ્રગટ સ્વભાવ;
> એકપણું પામે નહીં, ત્રણે કાળ દ્વય ભાવ,
>
> (શ્રીમદ્ રાજચંદ્ર)

જડ અને ચેતન-ત્રણેકાળ દ્વિધા એટલે બન્ને જુદા છે. આત્મા તે આત્માપણાથી છૂટે નહિ, ને અજીવ-જડ તે અજીવપણાથી છૂટે નહિ. વસ્તુ તે જો વસ્તુપણું છોડે તો તે વસ્તુ જ ન કહેવાય. માટે વસ્તુ તે પોતાના વસ્તુપણાને ત્રણેકાળ છોડે જ નહિ. પણ પરમાર્થને નહિ જાણનારા તે પર સંયોગથી થતા ભાવોને જીવ કહે છે. અને પૂજા, ભક્તિ, દયા, દાન વગેરેના શુભભાવ અને હિંસા, જૂઠું, ચોરી વગેરેના અશુભભાવ જે થાય છે તે જ આપણો આત્મા છે તેમ માને છે. પણ શરીર, મન, વાણી, પુણ્ય-પાપના ભાવથી જુદું પરમ પવિત્ર તત્ત્વ સર્વજ્ઞ ભગવાને પૂર્ણજ્ઞાનવડે પૂરું તત્ત્વ જોયું છે.

સર્વજ્ઞની પરંપરાના આગમ દ્વારા અને સ્વાનુભવ વડે પણ તે તત્ત્વને જાણી શકાય છે.

જેના મતમાં સર્વજ્ઞ નથી તેઓ પોતાની બુદ્ધિથી અનેક કલ્પનાઓ કરી કહે છે. કેટલાક તો કહે છે કે સર્વજ્ઞ કોઈ નથી, પણ એમ કહેનાર ત્રણકાળ ત્રણલોકને જોઈ આવ્યો, માટે તે પોતે જ સર્વજ્ઞ થયો એ રીતે પણ સર્વજ્ઞપણું સાબીત થયું. ત્રણકાળ ત્રણ-લોકને એક સમયમાં હસ્તામલવત્ જાણે એવો એક એક આત્માનો સ્વભાવ છે તેવો સ્વભાવ જેને પ્રગટયો તે સર્વજ્ઞ છે. સર્વજ્ઞને જે માનતા નથી અને જેને પરંપરા સર્વજ્ઞનું કથન મળ્યું નથી તે પોતાની કલ્પનાથી અનેક ખોટી કલ્પના ઊભી કરે છે. ત્રણકાળ ત્રણલોકની પર્યાય તથા અનંતા દ્રવ્ય, એક એક દ્રવ્યના અનંતા ગુણ, એક એક ગુણની અનંતી પર્યાય, તે જ્ઞાનગુણની એક સમયની પર્યાયમાં જણાય છે. એવું આત્મામાં સામર્થ્ય છે એવું સામર્થ્ય જેને પ્રગટ થાય તે સર્વજ્ઞ છે. તેવા સર્વજ્ઞ અહીં-આ ક્ષેત્રમાં જ્યારે મહાવીર ભગવાન બિરાજતા હતા, ત્યારે તે પોતે જ સર્વજ્ઞ હતા, અને બીજા પણ ઘણા સર્વજ્ઞ હતા, અત્યારે મહાવિદેહક્ષેત્રમાં શ્રી સીમંધર ભગવાન સર્વજ્ઞપદે બિરાજી રહ્યા છે અને બીજા પણ ઘણા સર્વજ્ઞ બિરાજી રહ્યા છે. સર્વજ્ઞને જે યથાર્થપણે સ્વીકારે છે તે સર્વજ્ઞ-પણું પ્રગટ કરશે અને જે સર્વજ્ઞને સ્વીકારતા નથી તે ધણી વગરના ઢોર જેવા છે, જેમ હાંકે તેમ હાલે, અને જ્યાં ત્યાં અથડાય; તેના ભવ ભ્રમણનો અંત આવતો નથી.

'જાણવું' એ આત્માનો સ્વભાવ છે. તે જાણવાના સ્વભાવમાં 'ન જાણવું' ન આવે, તે જાણવાના સ્વભાવની મર્યાદા ન હોય. તે જાણવાના સ્વભાવમાં કઈ ચીજ ન જણાય ? બધાં દ્રવ્ય, બધું ક્ષેત્ર, બધો કાળ, અને બધા ભાવોને જાણે એવો જ્ઞાનસ્વભાવ અમર્યાદિત છે. જીવ એક અખંડ દ્રવ્ય હોવાથી તેનું જ્ઞાનસામર્થ્ય પણ સંપૂર્ણ છે. સંપૂર્ણ

વીતરાગ થાય તે સંપૂર્ણ સર્વજ્ઞ થાય એવી એવી એક એક આ-ત્મામાં તાકાત-ત્રેવડ છે.

આત્મા પરને જાણવા જતો નથી પરંતુ જગતના અનંત-દ્રવ્યો, અનંત ક્ષેત્ર, અનંત કાળ અને અનંત ભાવો આત્માના જ્ઞાનમાં સહજપણે જણાય છે એવો જ્ઞાનનો સ્વપર પ્રકાશક સ્વભાવ છે પર જ્ઞેયો આત્મામાં આવતા નથી, પર જ્ઞેયોની આત્મામાં નાસ્તિ છે, પરંતુ જ્ઞાન પરને જાણે છે, પોતાને જાણે છે, જ્ઞાન જ્ઞાનને જાણે છે જ્ઞાન આત્મામાં રહેલાં બીજા અનંતગુણોને પણ જાણે છે, અને જ્ઞાન લોકાલોકને પણ જાણે છે. એવો જ્ઞાનનો સ્વપર પ્રકાશક સ્વ-ભાવ છે.

જગત પોતાની કલ્પના વડે અનેક પ્રકારે માને તો તે તેમ માનવામાં સ્વતંત્ર છે.

આત્માનો સ્વપર પ્રકાશક સ્વભાવ છે તેથી પર જ્ઞેયો તેમાં સહજ જણાઈ જાય છે પરને જાણતાં આત્મા પર ક્ષેત્રમાં વ્યાપતો નથી, પરને જાણતાં આત્માનું જ્ઞાન બીજા પદાર્થોમાં વ્યાપતું નથી એટલે કે સર્વવ્યાપક થતું નથી, તેમ પર જ્ઞેયો પણ આત્મામાં પેસી જતા નથી. આત્મા પોતાના સ્વક્ષેત્રમાં રહીને પર જ્ઞેયોને સહજ જાણે છે.

ભાવનો વિકાશ થવામાં ક્ષેત્રની પહોળાઈની જરૂર પડતી નથી નાના શરીરમાં પણ ભાવની ઉગ્રતા કરી શકે છે. જુઓને ! વિચારો તો સમજાય એવું છે કે શરીર તો સાડા ત્રણ હાથનું હોય તો પણ સ્વરૂપની પ્રતિતી કરીને તેમાં અમુક પ્રકારે એકાગ્ર થઈ શકે છે, ક્ષેત્ર નાનું હોવા છતાં ભાવની ઉગ્રતા કરી શકે છે, માટે કેવળજ્ઞાનમાં લોકાલોક જણાય છે તે આત્મા પોતાના સ્વક્ષેત્રમાં રહીને જાણે છે. પોતાના ક્ષેત્રની પરમાં નાસ્તિ છે અને પરના ક્ષેત્રની પોતામાં નાસ્તિ છે. આત્મા જગતના સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને પોતાના ક્ષેત્રમાં

રહીને સહજ જાણે છે એવો વસ્તુનો સ્વભાવ છે. જગતના અનાદિ અનંત દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવ, અનાદિ અનંતપણે જેમ વસ્તુનો સ્વભાવ છે, તેવાજ જ્ઞાનમાં જેમ છે તેમ જણાય છે, એવું જ્ઞાનનું અનંત સામર્થ્ય છે.

૧૯૯૯ આસો વદ ૧ શુક્ર.

આત્માનો જેવો સ્વભાવ છે તેવો સ્વભાવ નહિ સમજતાં કર્મના નિમિત્તે આત્મામાં ભાવ થાય છે તેને પોતાનો માનનારા-તેનાથી આત્માને ઓળખનારા-અજ્ઞાની છે. આત્મા, આત્મા તો ઘણા કર્યા કરે છે પણ કર્મના નિમિત્તે આત્માને ઓળખે છે અને કર્મથી મને લાભ થાય તેમ માને છે તે બધા જડને જ આત્મા માને છે. અધ્યવસાનને આત્મા માનનાર, સંસરણરૂપ ક્રિયા એટલે કર્મને આત્મા માનનાર ઇત્યાદિ આઠ બોલ જે કહ્યા તેને માનનાર નપુંસક છે, એમ આચાર્ય ભગવાન કહે છે.

ત્યાગી હોય, બાવા હોય, કે ગૃહસ્થ હોય, પણ શુભાશુભની લાગણીના ભાવ થાય તેનો કર્તા થાય, હર્ષ-શોક આદિની લાગણીના ભાવોનો ભોક્તા થાય, તેનાથી આત્માને ધર્મ થાય, તેમ માનનાર નપુંસક છે. કર્મ અને આત્મા બન્ને ભેગા થઇને આત્માના સ્વભાવ ધર્મને કરે તેમ માનનાર પણ નપુંસક છે.

આજ આત્મસિદ્ધિનો દિવસ છે. સંવત ૧૯૫૨ની સાલમાં આસો વદ એકમે શ્રીમદ્ રાજચન્દ્રે આત્મસિદ્ધિ રચી છે. તેની એકસો બેતાળીસ ગાથા છે. તે બહુ સહેલી છે પણ ઊંડા ઊતરીને ન વિચારે તો સમજી શકાય તેમ નથી. તેમાં પ્રથમ ગાથા માંગલિક તરીકે છે કે:—

"જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત."

આટલા પદની અંદર કેટલું સમાડયું છે તે ધ્યાન રાખજો. શાસ્ત્રભાષામાં તો ઘણાં ઘણાં ઊંડાં રહસ્યો હોય છે, પણ આ ગુજરાતી ભાષામાં પણ શ્રીમદ્ રાજચંદ્રે કેટલું રહસ્ય ગોઠવ્યું છે! આત્મા છે, આત્મા નિત્ય છે, તે આત્મા અજ્ઞાનભાવે કર્મનો કર્તા-ભોક્તા છે, જ્ઞાનભાવે સ્વભાવનો કર્તા-ભોક્તા છે, મોક્ષ છે, અને મોક્ષનો ઉપાય પણ છે. તે વિષે આખી આત્મસિદ્ધિની રચના છે.

તેમાં પહેલા પદમાં એમ કહ્યું કે "જે સ્વરૂપ સમજ્યા વિના પામ્યો દુઃખ અનંત." ત્યાં સમજ્યા વિના અનંત દુઃખ પામ્યો તેમ કહ્યું, પણ કાંઇ ક્રિયા કર્યા વિના અનંત દુઃખ પામ્યો તેમ ન કહ્યું કારણ કે અનંતકાળમાં સાચી સમજણ જ જીવે કરી નથી, બીજું બધુંય કર્યું છે. સમવસરણમાં બિરાજતા સાક્ષાત્ તીર્થંકરદેવની, હીરાના થાળમાં કલ્પવૃક્ષનાં ફૂલે ને મણિરત્નના દીવે પૂજા અનંતવાર જીવોએ કરી. ઘીનો દીવો તો ઓલવાઇ જાય પણ મણિરત્નનો દીવો ઓલવાય નહિ તેવા દીવાથી પૂજા અનંતવાર જીવોએ કરી, પણ પરથી નિરાળા ચૈતન્યસ્વભાવની ઓળખાણ જાતે ન કરી, જાતે ન જાગ્યો તો બીજું કોણ જગાડે તેમ છે? ભગવાન કાંઇ આપે તેમ નથી કારણ કે પોતાનું સ્વરૂપ પોતાના જ આધારે છે; પરના આધારે પોતાનું સ્વરૂપ છે જ નહિ, માટે પર કોઇ આપી શકે જ નહિ, અને પરના આધારે વસ્તુસ્વભાવ હોય જ નહિ. પર-આધારે વસ્તુ હોય તે વસ્તુ કહેવાય જ નહિ. વસ્તુ એટલે પદાર્થ-જડ-ચૈતન્ય બધા-પોતે પોતાના જ આધારે સ્વતંત્ર છે. જગતમાં વસ્તુ સ્વરૂપ બે છે, એક જડસ્વરૂપ અને બીજું આત્મસ્વરૂપ, તેમાં આત્માનું સ્વરૂપ સમજ્યા વિના જીવ રખડયો તેમ કહે છે. અનાદિથી મેં મારો પોતાનો સ્વભાવ જાણ્યો નહોતો, જાણ્યા વિના બીજા ઘણા ડફાસો કર્યા. હું પોતે 'સ્વરૂપ સમજ્યા વિના' રખડયો તેમ શિષ્યના મોઢામાં શબ્દ મૂકીને આત્મસિદ્ધિની શરૂઆત કરી છે.

અનંતકાળમાં હું પોતે સમજ્યો નહિ અને સાચા સમજાવનાર

પણ મળ્યા નહિ. કદાપિ સમજાવનાર મળ્યા પણ પોતે ઓળખ્યા નહિ માટે મળ્યા જ નથી એમ કહ્યું. શિષ્ય કહે છે કે પ્રભુ! હું પોતે સત્ય સમજ્યા વિના રઝળ્યો પણ કોઈ ઇશ્વરે કે કર્મે રઝળાવ્યો એમ કહ્યું નથી.

'સમજ્યા વિના' શબ્દમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર ત્રણે લઇ લીધાં છે. કારણ કે 'सम्यक्दर्शनज्ञानचारित्राणिमोक्षमार्गः' એટલે સમ્યક્દર્શન-જ્ઞાન-ચારિત્રને સમજ્યા વિના અને મિથ્યાદર્શન, મિથ્યા-જ્ઞાન અને મિથ્યા ચારિત્ર વડે રખડયો.

'પામ્યો દુઃખ' એમ કહીને શિષ્ય કહે છે કે પ્રભુ! હું દુઃખ પામ્યો. કેટલાક કહે છે કે દુઃખ જડમાં છે પણ દુઃખ જડમાં નથી, પોતે પોતાનો સ્વભાવ ભૂલ્યો એટલે પોતાની ચૈતન્યભૂમિકામાં જ દુઃખ થાય છે. આત્મામાં જ્યાં આનંદ છે ત્યાં જ તેની ઊંધી અવ-સ્થા દુઃખની હોય, જડમાં દુઃખ ન હોય.

'અનંત' એમ કહીને અનંત દુઃખનો ખ્યાલ કરાવ્યો છે, અનંત ભવભ્રમણનો ત્રાસ બતાવ્યો છે; અનંત દુઃખને વેદનાર-ભોગવનાર હું હતો, બીજું કોઈ દ્રવ્ય ન હતું તેમ કહે છે. અનંતુ દુઃખ એટલે તે દુઃખ સારૂં નહિ અને તે આત્માના ગુણની ઉંધાઈ છે, એટલે તેમાં એમ બતાવ્યું છે કે આત્માના આનંદગુણની પર્યાય ઊંધી થઇ ત્યારે અનંત દુઃખ પામ્યો એમ કહીને મારામાં આનંદગુણ અનંતો ભર્યો છે તેમ લક્ષ કરાવ્યું છે. અનંત દુઃખ પામ્યો તેમ કહીને તેમાં બે વાત કરી છે.

૧. આનંદગુણની ઊંધાઈ કરી તે જ દુઃખ છે.

૨. સ્વરૂપ સમજ્યા વિના દુઃખ પામ્યો છું.

હું દુઃખ પામ્યો, એમાં એમ કહે છે કે બધા આત્મા એક નથી, પણ દરેકે દરેક આત્મા સ્વતંત્ર અને નિરાળું તત્ત્વ છે. હું

ભૂલ્યો અને હું સમજ્યો નહિ તેથી હું દુ:ખ પામ્યો, તેમ કહીને પોતાની જાતને સ્વતંત્ર જુદી રાખી છે.

સમજ્યા પછી કહે છે કે પામ્યો દુ:ખ અનંત. અજાણપણામાં જાણની ને અજાણની કાંઇ ખબર નહોતી ને જાણ થયા પછી જાણની અને અજાણની બન્નેની ખબર છે.

મારી પાત્રતા હતી એટલે સમજ્યો, એમ ' સમજ્યો ' શબ્દ નહિ કહેતાં ' સમજાવ્યું ' કહ્યું છે. સમજણ થવામાં સમજનાર અને સમજાવનાર અમે બે હાજર હતા તેમ કહે છે. ' સમજાવ્યું ' કહેતાં નિમિત્ત વગર સમજાય નહિ, જ્ઞાની વગર એ અનાદિનું અણસમજેલું સ્વરૂપ સમજાય નહિ તેમ બતાવે છે. પણ પાત્ર થાય તેને નિમિત્ત મળ્યા વગર રહે નહિ. સત્ ઉપાદાન અને સત્ નિમિત્તને મેળ છે. સત્ પાત્રતા તૈયાર થાય તે વખતે સમજાવનાર સત્ નિમિત્ત પણ હાજર હોય છે; એવો જ કોઈ ઉપાદાન નિમિત્તનો મેળ છે.

શિષ્ય કહે છે કે અત્યારસુધી હું સમજ્યો ન હતો પણ ગુરુના પ્રતાપે હવે હું સમજ્યો, શ્રી ગુરુએ મારા ઉપર કૃપા કરી મને સમજાવ્યો તેથી હું સમજ્યો. અંદરમાં ભાન છે કે મારી પાત્રતા હતી તો હું સમજ્યો, પણ સત્ સમજનાર એમ ન કહે કે મારાથી હું સમજ્યો. સાચી સમજણ થાય એટલે વિનય અને નરમાશ વધતી જાય; સાચી સમજણ થાય એટલે બેહદ વિનય હોય છે, એટલે આહીં ગુરુ ઉપરનો બહુ વિનય વર્ણવી 'સમજાવ્યું' કહ્યું છે.

હવે હું સમજ્યો, એટલે અત્યારસુધી મને ભ્રાંતિ હતી તેમ સાબીત કરે છે. હવે મને જાગૃતિ થઈ. પ્રભુ ! હું સમજ્યો, આપે મારા ઉપર કૃપા કરી એટલે હું સમજ્યો, પોતે સમજ્યો એટલે ગુરુ ઉપર બહુમાન આવતાં કહે છે કે સમજાવ્યું તે ' પદ નમું. ' જ્યાંસુધી પૂર્ણ વીતરાગ થયો નથી ત્યાંસુધી તેને નરમાશનો ભાવ હોય છે અને વિનય વધતો જાય છે. બહુમાન આવતાં વિનયથી ગુરુને

કહે છે કે આપને મારો નમસ્કાર છે. નમસ્કાર એટલે નમવાનો ભાવ કોનો ? ઓળખાણ કોની ? નિમિત્તની કે પોતાની ? નિમિત્તથી કહેવાય કે ગુરુને નમ્યો પણ વાસ્તવિકરીતે પોતાના સ્વભાવનું જે માહાત્મ્ય ગોઠયું છે તે તરફ ઢળે છે, વળે છે-નમે છે.

'શ્રી સદ્‌ગુરુ ભગવંત,' ગુરુ પ્રત્યે બહુમાન આવી જતાં ગુરુને ભગવાન કહી દીધા છે. સર્વજ્ઞ પૂર્ણ વીતરાગદેવને તો ભગવાન કહેવાય જ છે પણ ગુરુને પણ બહુમાન આવતાં ભગવાન કહી શકાય છે. શિષ્ય સમજ્યો એટલે સાચા દેવ-ગુરુને પણ ઓળખ્યા અને પોતાના સ્વરૂપની પણ ઓળખાણ થઇ એટલે નિમિત્ત તરફ લક્ષ જતાં-ગુરુ ઉપર બહુમાન આવી જતાં-ગુરુને નમસ્કાર કરે છે ને પોતાના ગુણ સાથે અવગુણને મેળવતાં ગુણનું બહુમાન આવતાં ગુણ તરફ નમે છે.

વિનયનું બહુ વર્ણન આવે એટલે ઊંધી દૃષ્ટિવાળા એવો અર્થ કરે છે કે શ્રીમદ્‌ રાજચંદ્રને વિનય જોઇએ છે તેથી વિનયનું બહુ વર્ણન કર્યું છે, સ્વચ્છંદી જીવોને પોતાને સમજવું નથી ને સ્વચ્છંદ પોષવો છે તેથી સમજાવનારનો દોષ કાઢે છે.

૧૪૨ દોહરામાં જ્યાં જોશો ત્યાં ગુરુનું માહાત્મ્ય અને શિષ્યની વિચારક્રિયા આવશે.

"શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહિયે કેટલું ? કર વિચાર તો પામ."

તું જાતે વિચાર કર તો જ સાચું જ્ઞાન પામ. તારી સમજણ વગર, તારી પાત્રતા વગર ગુરુ કાંઇ આપી દે તેમ નથી. કોઇની કૃપાથી કે કોઇના આશીર્વાદથી મુક્તિ મળી જાય તેમ નથી, કોઇના શ્રાપથી મુક્તિ અટકતી નથી, તું જ સ્વયંસુખરૂપ છો, સુખનું ધામ છો, તું જાતે વિચાર કર તો જ પામ, બાકી તારી પાત્રતા વિના

ત્રણકાળમાં કોઇ આપી દેશે નહિ. વિચાર કર તો પામ, તેમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર ત્રણે પામીશ એમ સમાવી દીધું છે, બીજી કોઇ શરીરની ક્રિયા કરવાથી જ્ઞાન, દર્શન, ચારિત્ર પામીશ તેમ ન કહ્યું, પણ વિચારક્રિયાથી પામીશ તેમ કહ્યું છે.

કેટલાક અજ્ઞાની એમ માને છે કે બહારની પ્રતિકૂળતા બીજા મટાડી શકે છે, કાં તો કોઇ રોગ મટાડી દે, કાં તો કોઈ મહાત્માની કૃપા થાય તો દીકરો થાય, પૈસા મળે, તેમ માને પણ તેમ ત્રણ-કાળમાં બનતું નથી પોતાના શાતાના કે પુણ્યના ઉદય વગર કોઇની કૃપાથી કે કોઇના આશીર્વાદથી કાંઇ મળી જાય તેમ માનનાર અને મનાવનાર મૂઢમાં મૂઢ મહા અજ્ઞાની છે. સૌ સૌનો પુણ્ય-પાપનો ઉદય હોય તેમ બને છે. કોઇ મંત્ર, તંત્ર, દોરા, ધાગા, છોકરા માટે કે પૈસા માટે કરાવે છે તે સંસારની પૂરી મીઠાશવાળો અજ્ઞાની છે, દોરા, ધાગા કરનાર પણ સંસારની તીવ્ર મીઠાશવાળો છે.

કોઇ કહે છે કે મહારાજના ભક્તો બધા બહુ પૈસાવાળા છે એનું કારણ એ છે કે મહારાજ બધાને ચમત્કાર આપે છે એટલે બધા પૈસા-વાળા થાય છે. અરે! અહીં તો પૈસા અને તેનું કારણ પુણ્ય તે બધા ઉપર જાુઓને ચાબખા મરાય છે ને! આથી તે કેવાક કોરડા દેવા! આહીં તો એક આત્મા સિવાય પૈસા ને પુણ્યનું માહાત્મ્ય હતું જ ક્યાં? તે બધા ઉપર તો મીંડાં મૂકાય છે. શું પર ચીજ કોઇને તાબે છે કે કોઇને આપી અપાય? સંસારની કોઈ ચીજ દેવાની વૃત્તિ-વાળો અને કોઈ ચીજ લેવાની વૃત્તિવાળો તે બન્ને સંસારની અનંતી મીઠાશવાળા છે.

આત્મસિદ્ધિમાં જે સ્વરૂપ બતાવ્યું છે તે સમજ્યો કેવું સમ-જ્યો? કે જેવું વીતરાગનું સ્વરૂપ છે, તેવું જ મારું સ્વરૂપ છે તેમ સમજ્યો. શિષ્ય કહે છે કે મેં જ મારાથી ઊંધા ભાવ કર્યા ને મારાથી જ રખડ્યો. કોઇની અવસ્થા કોઈ કરવા સમર્થ નથી. પોતાની સત્

પાત્રતા વડે સાચું સમજે ત્યારે સત્‌સમાગમનું નિમિત્ત હોય ખરું, પણ સદ્‌ગુરુ પોતાના પ્રગટેલા સ્વરૂપમાંથી એક કટકો પણ કોઈને આપી દે તેમ બને નહિ. ત્રણકાળના તીર્થંકર-કેવળીઓએ સ્વતંત્રતાની જાહેરાતનો ઢંઢેરો પીટયો છે કે કોઇ, કોઇના ગુણની એક પણ અવસ્થા કરવા ત્રણકાળમાં સમર્થ નથી.

'જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત.'

જેવા સિદ્ધ ભગવાન પરમાત્મા છે તેવો જ હું છું. મારામાં કર્મ ગરી ગયાં નથી, એવું શુદ્ધ ચૈતન્ય આત્માનું સ્વરૂપ સમજ્યા વિના અનંત દુઃખ પામ્યો. પુણ્ય-દયા આદિના ભાવનો હું કર્તા છું એમ માને ત્યાંસુધી તે અજ્ઞાની છે. આત્મા નિરાળો છે એનું જેને ભાન નથી તે અનંત સંસાર રખડવાનો છે. સ્વરૂપ સમજ્યા વિના બધું કર્યું પણ કિંચિત્ માત્ર ધર્મ થયો નહિ. શ્રીમદ્ રાજચંદ્ર કહે છે કે:—

યમ નિયમ સંયમ આપ કિયો,
પુનિ ત્યાગ વિરાગ અથાગ લિયો.

વ્રત કર્યાં, તપ કર્યાં, એક સેકન્ડે કરોડોનાં દાન દીધાં. તેમાં કષાય મંદ હોય તો પુણ્ય બાંધે પણ સ્વતંત્ર આત્મા શું વસ્તુ છે તેના ભાન વિના એકે ભવ ઘટવાનો હરામ છે.

આજે આત્મસિદ્ધિનો દિવસ છે. તે શાસ્ત્રનું નામ પણ આત્મસિદ્ધિ છે. પોતાના આત્માની સિદ્ધિ પોતે જ કરી શકે છે. પોતાની સિદ્ધિ કરવામાં કોઇનો હાથ નથી. દેવ-ગુરુનો પણ હાથ નથી. પણ સાચી સમજણ વખતે સાચા ગુરુનું નિમિત્ત હોય છે ખરું, વિચારની ક્રિયા અને ગુરુનું નિમિત્ત એ બન્ને હોય છે.

બુઝી ચહત જો પ્યાસકો, હૈ બુઝનકી રીત;
પાવે નહિ ગુરુગમ વિના, એહી અનાદિ સ્થિત.

તારી પ્યાસને જો તું બુઝાવવા ચાહતો હો તો બુઝાવવાની રીત એ છે કે તે ગુરુગમવિના પામી શકાય નહિ. પાત્ર થાય તેને સાચા ગુરુ મળી રહે; ગોટાવાળા ગુરુ મળે તેનાથી સાચું ભાન ન થાય. કોઇને રોગ મટાડી દઉં, દોરા-ધાગા કરી દઉં એવી બુદ્ધિવાળા ગુરુ તે ગુરુ જ ન કહેવાય, તેનાથી બીજાને સાચી સમજણ તો થાય જ નહિ, પણ પુણ્યે ન બંધાય. રોગ તે શું બીજાના મટાડયા મટતા હશે? સનત્‌કુમાર ચક્રવર્તી જેવા સંત મુનિ ધર્માત્માને પણ સાતસેં સાતસેં વરસ સુધી રોગ રહ્યો હતો છતાં આત્માનું ભાન હતું અને સ્વરૂપના નિર્વિકલ્પ ધ્યાનમાં વારંવાર રમતા હતા. તે ભવે મોક્ષ જવાના છે છતાં પણ ગળતકોઢ જેવા આકરા રોગનો ઉદય હતો. રોગ તો પ્રકૃતિનું ફળ છે તેમાં આત્માને શું? શરીરમાં રોગ આવે એટલે કાંઇ આત્મામાં રોગ નથી આવતો, સંત મુનિ જેને તે ભવે મોક્ષ જવું છે તેને આવું થાય તો પછી બીજાને રોગ થાય તેમાં નવાઇ શી! કોઇનું મટાડયું કાંઇ મટતું જ નથી, શરીરનું એક રજકણ ફરે તે સ્વતંત્ર ફરે છે, જડ અને ચૈતન્ય બન્નેની ક્રિયા જુદી જુદી સ્વાધીનપણે થાય છે, એક તત્ત્વ બીજા તત્ત્વને કાંઇ કરી શકે નહિ. સૌ માને તે સૌના ઘરનું છે.

એક હોય ત્રણકાળમાં, પરમારથનો પંથ,
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત.

પરમાર્થ એટલે મુક્તિનો માર્ગ એક જ હોય છે, પરમાર્થસ્વરૂપ એવો જે આત્મા તેને પામવાનો પંથ એક જ હોય છે. અભેદ આત્મા ઉપર દૃષ્ટિ તે વ્યવહાર, તે દૃષ્ટિનો વિષય તે પરમાર્થ છે અને દૃષ્ટિ પોતે અવસ્થા છે માટે વ્યવહાર છે. તે દૃષ્ટિના વિષયના જોરમાં દર્શન, જ્ઞાન, અને ચારિત્રની પર્યાય વૃદ્ધિગત સધાય છે તે વ્યવહાર સમંત છે.

નિશ્ચય સર્વે જ્ઞાનીનો, આવી અત્ર શમાય,

સર્વે જ્ઞાનીનો એક જ નિશ્ચય છે, સર્વે જ્ઞાનીનો એક જ માર્ગ છે. વળી આવે છે કે:—

આગળ જ્ઞાની થઈ ગયા, વર્તમાનમાં હોય,
થાશે કાળ ભવિષ્યમાં, માર્ગ ભેદ નહિ કોય.

ગયા કાળમાં અનંતા જ્ઞાની થઈ ગયા, વર્તમાન કાળમાં છે ને ભવિષ્ય કાળમાં અનંતા જ્ઞાની થશે તે સર્વે જ્ઞાનીનો એક જ માર્ગ છે, એક જ રીત છે, એક જ પંથ છે, જુઓ, આમાં બધામાં પણ એમ આવ્યું કે માર્ગ એક જ હોય બે ન હોય. બધા જ્ઞાનીનો એક જ મત છે.

જો ઇચ્છો પરમાર્થ તો, કરો સત્ય પુરુષાર્થ,
ભવસ્થિતિ આદિ નામ લઇ, છેદો નહિ આત્માર્થ.

કોઇ કહે છે કે અમારે હજી ઘણા ભવ કરવાના હશે તો! કર્મ હજી બાકી હશે તો! ભવસ્થિતિ હજી પાકી ન હોય તો શું થાય? તેને શ્રીમદ્ રાજચંદ્ર અને બધા જ્ઞાનીઓ કહે છે કે તેવા ભવસ્થિતિ આદિનાં બ્હાનાં લઇને પુરુષાર્થને અટકાવશો નહિ. જ્ઞાનીનું વાક્ય પુરુષાર્થ હીન ત્રણકાળમાં હોય નહિ. શ્રીમદ્ રાજચંદ્ર એક જગ્યાએ લખે છે કે હીન પુરુષાર્થનાં વાક્ય જ્ઞાનીનાં ન હોય. કરો સત્ય પુરુષાર્થ એમ કહ્યું તેમાં બધું આવ્યું કે પુરુષાર્થ કરવાથી ભવસ્થિતિ પાકે છે, એની મેળાએ ભવસ્થિતિ પાકતી નથી. આત્મસિદ્ધિના ૧૪૨ દોહરામાં સાદું સત્ય રચાયું છે. ગુજરાતી ભાષામાં ઘણી ઘણી શૈલિથી આવ્યું છે. આજ આસો વદ એકમે તે રચાયું છે.

અહીં સમયસારમાં ૪૪ મી ગાથામાં પણ આત્માનું સ્વરૂપ ઓળખાવે છે. આગળ ૩૯ થી ૪૩ ગાથામાં આઠ પ્રકારે પરને આત્મા કહેનારની વાત આવી ગઇ છે. એવું કહેનારા તે સત્યાર્થવાદી નથી. તે સત્યાર્થવાદી કેમ નથી તેનો ઉત્તર કહે છે.

एए सव्वे भावा पुग्गलदव्वपरिणामणिप्पण्णा ।
केवलिजिणेहिं भणिया कह ते जीवो त्ति वुच्चंति॥४४॥

અર્થ:—આ પૂર્વે કહેલાં અધ્યવસાન આદિ ભાવો છે તે બધાય પુદ્‌ગલદ્રવ્યનાં પરિણામથી નીપજ્યા છે એમ કેવળી સર્વજ્ઞ જિનદેવોએ કહ્યું છે તેમને જીવ એમ કેમ કહી શકાય?

જુઓ ઉત્તર! આ પૂર્વે કહેલાં અધ્યવસાન-શુભાશુભભાવના વિકલ્પો આવે તે બધા પુદ્‌ગલદ્રવ્યનાં પરિણામથી રચાયેલા છે તેમ ભગવંત સર્વજ્ઞદેવોએ કહેલું છે.

ભગવાનની પૂજા-ભક્તિ કરવાના ભાવ કે વ્રત-અવ્રતના ભાવ આવે તે બધા ભાવ જડદ્રવ્યથી નિપજેલા છે.

પ્રશ્ન:—અહીં સાંભળનારા પૂજા-ભક્તિ, વ્રત કરે છે તો ખરા તેનું કેમ?

ઉત્તર:—અશુભભાવ ટાળવા તે ભાવ કરે ખરા, વીતરાગ ન થવાય ત્યાં સુધી અશુભભાવ ટાળી શુભભાવ કરે, પણ અહીં તો વસ્તુસ્વરૂપ બતાવાય છે. તે શુભભાવને પોતાનું સ્વરૂપ માને કે તે શુભભાવથી ધર્મ થશે તેમ માને તો તે અજ્ઞાન છે. જેટલા વિકલ્પો શુભ કે અશુભના-દયાના કે હિંસાના આવે, તેમાં જ્ઞાન હલે છે, જ્ઞાન અસ્થિર થાય છે તેથી તે પુદ્‌ગલદ્રવ્યથી નીપજેલા છે પણ તે આત્માથી નીપજેલા નથી. તે ભાવો થાય છે આત્મામાં, કાંઇ કર્મમાં-જડમાં થતા નથી, પણ તે ભાવોની અવસ્થા જડને આધીન થાય છે. તે ભાવો આત્મામાંથી ઉત્પન્ન થતા નથી માટે તેને જડના કહ્યા છે. શુભભાવ તે વિકારભાવ છે. તે વિકારભાવ વડે સમ્યગ્દર્શન અને

---

પુદ્‌ગલતણા પરિણામથી નીપજેલ સર્વે ભાવ આ
સહુ કેવળીજિન ભાખિયા, તે જીવ કેમ કહો ભલા? ૪૪.

સમ્યગ્જ્ઞાન થાય નહિ, તેમ કોણ કહે છે? સર્વજ્ઞ વીતરાગદેવ કહે છે તે શુભાશુભ પરિણામ બાહ્ય નિમિત્ત તરફ ઢળતા ભાવ છે. આત્મા એકલો વીતરાગ સ્વરૂપ પ્રભુ છે તેની જેને ખબર નથી તે બધાને બાહ્ય નિમિત્ત તરફ ઢળતા ભાવ થાય છે.

આ અધ્યવસાન આદિ ભાવો છે તે બધાય, વિશ્વને (સમસ્ત પદાર્થોને) સાક્ષાત્ દેખનારા ભગવાન વીતરાગ સર્વજ્ઞ અર્હંતદેવો વડે, પુદ્ગલદ્રવ્યના પરિણામમય કહેવામાં આવ્યા છે.

જેમના જ્ઞાનમાં સમસ્ત જગતની કોઈ પણ વસ્તુ અજાણરૂપે નથી એવા, સર્વ વસ્તુને પ્રત્યક્ષપણે જાણનારા ભગવાન વીતરાગ સર્વજ્ઞ અર્હંતદેવો વડે, શુભાશુભ અધ્યવસાન આદિ ભાવો પુદ્ગલ-દ્રવ્યના પરિણામમય કહેવામાં આવ્યા છે.

જુઓ ભાઇ! આત્મા શું ચીજ છે? આત્મા જ્ઞાનમૂર્તિ છે, તેમાં દેવભક્તિ કરું, ગુરુભક્તિ કરું એવા શુભભાવ થાય ત્યારે અને વિષય-કષાય આદિના અશુભભાવ થાય ત્યારે જ્ઞાન અસ્થિર થાય છે, જ્ઞાન સંક્રમે છે; એક કાર્ય ઉપરથી બીજા કાર્ય ઉપર જ્ઞાન જાય છે ત્યારે જ્ઞાન બદલે છે-હલે છે તે જ વિકાર છે. જેટલી કરવા-મૂકવાની લાગણી થાય તે બધો વિકાર છે અને વિકાર તે આત્માનો સ્વભાવ નથી. એમ ત્રિલોકનાથ તીર્થંકર ભગવાને બધું જેમ જોયું છે તેમ કહ્યું છે.

વિકારભાવ ચૈતન્યસ્વભાવમય જીવદ્રવ્ય થવા સમર્થ નથી કે જે જીવદ્રવ્ય ચૈતન્યભાવથી શૂન્ય એવા પુદ્ગલદ્રવ્યથી અતિરિક્ત (ભિન્ન) કહેવામા આવ્યું છે; માટે જેઓ આ અધ્યવસાનાદિકને જીવ કહે છે તેઓ ખરેખર પરમાર્થવાદી નથી.

આત્મામાં જે કાંઇ શુભાશુભ ભાવ થાય તે ચૈતન્યસ્વભાવ થવા સમર્થ નથી. શરીરની ક્રિયા મારાથી થાય છે એવો કર્તાપણાનો

ભાવ વગેરે કાંઈ પણ આત્મામાં નથી. કોઈ પણ જાતનો વિકારભાવ આત્મામાં નથી, તેમ કોણે કહ્યું છે? તીર્થંકર ભગવાને કહ્યું છે. માટે આ અધ્યવસાન આદિને જીવ કહે છે તે ખરેખર આત્માને માનતા નથી.

શુભાશુભ પરિણામથી પુણ્ય-પાપનો બંધ થાય તેનાથી ધૂળના ઢગલા મળે, પણ તેનાથી આત્મા ન મળે. જે પર પદાર્થથી આત્માને લાભ થાય તેમ માને છે, તે આ આઠ મતવાળા પરને આત્મા માને છે તેના જેવો જ છે. શરીર સારું હોય તો ધર્મ કરીએ, શરીર વડે ધર્મ કરીએ તેમ માનનારા તે બધા જડને જ આત્મા માને છે, તે આત્માનું ખૂન કરનારા છે, માટે જે એમ માને છે તે ખરેખર સત્યાર્થ-વાદી નથી કેમકે આગમ, યુક્તિ અને સ્વાનુભવથી તેમનો પક્ષ બાધિત છે.

જે કાંઈ વિકારભાવ થાય તે જડથી ઉત્પન્ન થનાર છે તેમ શાસ્ત્ર પણ કહે છે, યુક્તિ-ન્યાયથી પણ તે જડ છે, અને અનુભવથી પણ તે જડ છે માટે તે ત્રણેથી તેમનો પક્ષ બાધિત છે.

જેટલા પ્રવૃત્તિના ભાવ થાય તે અમને લાભદાયક છે એમ કહેનારા તદ્દન જૂઠા છે, સુખ-દુઃખની લાગણી થાય, હર્ષ-શોકનો ભાવ થાય તે જીવ નથી તેમ સર્વજ્ઞ ભગવાનનું સમવસરણમાં નીકળેલું વાક્ય છે.

આત્મા શરીરાદિથી તો પર છે પણ પુણ્ય-પાપની લાગણીથી પણ પર છે, કારણ કે તે પુણ્ય-પાપના ભાવ જડ છે, તેમ આગમથી કહેલું છે. જુઓ, આ આગમનો ટેકો છે, " પુદ્‌ગલતણા પરિણામથી નીપજેલ સર્વે ભાવ આ " એવું આ સર્વજ્ઞનું વચન છે તે આગમ છે.

સામાવાળાએ કહ્યું કે કોલસાની કાલિમા જેમ કોલસાથી જુદી નથી તેમ અધ્યવસાનથી આત્મા જુદો નથી, તેને આચાર્યદેવ સ્વા-

નુભવગર્ભિત યુક્તિથી કહે છે કે સાંભળ, સ્વયમેવ ઉત્પન્ન થયેલા એવા રાગ-દ્વેષ વડે મલિન અધ્યવસાન છે, તે જીવ નથી.

સ્વયમેવ એટલે તને ભાન નથી માટે સહજ રાગ-દ્વેષ થાય છે તેમ લાગે છે, ચૈતન્યમૂર્તિ અખંડાનંદ છે તેની ખબર નથી એટલે જાણેકે આ રાગ-દ્વેષના ભાવ સહજ આત્માના ઘરના હોય તેમ તને થઈ પડયું છે, તેને દૃષ્ટાંત આપીને સમજાવે છે.

જુઓ, પેલા અજ્ઞાનીએ કોલસાનો દાખલો આપ્યો હતો, અને આચાર્યદેવ તો સોનાનો દાખલો આપે છે. જેમ સોનું પીળું ધમરક જેવું છે તે સોનાને અગ્નિમાં તાવે તે વખતે જે કાલિમા નીકળે તે સોનાની નથી પણ તે કાલિમા ધુમાડાની છે; તેમ અધ્યવસાન તે ચિત્સ્વરૂપ જીવના નથી. આત્મા ચિદાનંદસ્વરૂપ છે તેમાં જે લાગણીઓ થાય તે કાલિમા છે તે આત્માના ઘરની ચીજ નથી પણ પુદ્‌ગલના ઘરની ચીજ છે. જેમ ધુમાડો આવે એટલે સોનું ગોટવાઈ જાય છે એટલે કે દેખાતુ નથી તેમ મલિન પુણ્ય-પાપના ભાવ મારા એવા અભિપ્રાયના ધુમાડામાં આત્મા ગોટવાઈ જાય છે.

પુણ્ય-પાપના મલિનભાવ મારા, એવા અભિપ્રાયથી પણ ચૈતન્યમૂર્તિ આત્મા જુદો છે, તે ચિત્સ્વરૂપ આત્મા એટલે જ્ઞાનસ્વરૂપ આત્મા, ભેદજ્ઞાનીઓ વડે એટલે સમ્યગ્દર્શન પામેલા જીવો વડે અધ્યવસાનથી જુદો અનુભવાય છે. ધર્મી થયા પછી અધ્યવસાનથી જુદો આત્મા પત્યક્ષ અનુભવાય છે.

કેટલાક આંધળા અને ઊંધી દૃષ્ટિવાળા કહે છે કે ધર્મ ઊઘડે તે આપણે કેમ જાણીએ કેવળી જાણે. અહીં તો સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન થયું ત્યાં તો સ્વયં આ આત્મા જુદો પ્રત્યક્ષ અનુભવાય છે. ભેદજ્ઞાનીઓ એટલે ચોથાગુણસ્થાનવાળા ગૃહસ્થાશ્રમમાં રહેલા પુણ્ય-પાપથી જુદો આત્મા અનુભવે છે, વેદે છે. કેવળજ્ઞાન થાય

ત્યારે જુદો અનુભવે છે તે વાત નથી, પણ અહીં તો સમ્યગ્દર્શન થતાં જુદો અનુભવે છે તે વાત છે. આ રીતે આગમ, યુક્તિ અને અનુભવ ત્રણ બોલ કહ્યા.

૧૯૯૯ આસો વદ ૨ શુક્ર

દેહથી જુદો આત્મા છે. તે આત્માનો જેવો સ્વભાવ છે તેને ઓળખે, તેની શ્રદ્ધા કરે, અને તેમાં એકાગ્ર થાય તો સ્વતંત્રતારૂપ મોક્ષ મળ્યા વગર રહે નહિ.

પરવસ્તુમાં સુખ-દુઃખ છે નહિ પણ સુખ-દુઃખ માત્ર ભાસે છે, અનુકૂળતામાં સુખ છે અને પ્રતિકૂળતામાં દુઃખ છે એમ માત્ર કલ્પના કરી છે. રાજ એ સુખ નથી અને નિર્ધનતા એ દુઃખ નથી, પણ પોતાની કલ્પના વડે પરમાં સુખ-દુઃખ માનીને ચોરાશીનું ભ્રમણ ઊભું કરે છે. પરમાં સુખ છે નહિ માટે 'ભાસે છે' તે શબ્દ કહ્યો છે. સુખ છે નહિ પણ સુખ ભાસે છે.

આત્મા કાયમી-ધ્રુવ-ટકાઉ-અવિચલ જ્ઞાનાદિગુણથી ભરેલો છે, તેને ભૂલીને ઊંધો અધ્યવસાન કરે છે કે સ્ત્રી, છોકરા, પૈસા, મને સુખરૂપ છે, ઠીકરૂપ છે. લાભરૂપ છે, એમ માને છે તે ઊંધા અધ્યવસાનને આત્મા માનીને ત્યાં અટક્યો છે. તે અધ્યવસાનને કાઢવા માગતો નથી પરંતુ રાખવા માગે છે. જે ચીજને પોતાના ઘરની માને તેને રાખવા જ માગે ને? કાઢવા ક્યાંથી માગે! પણ તે અધ્યવસાનથી જુદો આત્મા ધર્માત્મા વડે સ્વયં ઉપલભ્યમાન છે, એટલે ધર્માત્મા તેને પ્રત્યક્ષ અનુભવે છે.

અનાદિ જેનો પૂર્વ અવયવ છે અને અનંત જેનો ભવિષ્યનો અવયવ છે એવી જે એક સંસરણરૂપ ક્રિયા તે-રૂપે ક્રીડા કરતું કર્મ છે તે પણ જીવ નથી કારણ કે કર્મથી જુદો અન્ય ચૈતન્યસ્વભાવરૂપ જીવ ભેદજ્ઞાનીઓ વડે સ્વયં ઉપલભ્યમાન છે અર્થાત્ તેઓ તેને પ્રત્યક્ષ અનુભવે છે. (૨)

કર્મથી સંસારમાં રખડયા અને કર્મથી સંસારમાં રખડશું એમ માને છે તે પોતાના કર્મ રહિત સ્વભાવને જાણતો નથી અને કર્મને જ આત્મા માને છે, એવી માન્યતારૂપ સંસરણ-ભ્રમણરૂપ ક્રિયા એટલે રાગ-દ્વેષની ક્રિયાને પોતાની ક્રિયા માને છે. રાગ-દ્વેષથી હું જુદો છું, એ મારી ક્રિયા નથી, મારી ક્રિયા મારામાં છે એમ ભાન નથી, વળી શાસ્ત્રમાં કર્મની વાત આવી એટલે એને પકડી બેઠા કે કર્મે મને ભૂલ કરાવી, પણ કર્મ ભૂલ કરાવતું નથી, ભૂલ કરતી વખતે કર્મ માત્ર નિમિત્તરૂપે હાજર છે. પોતાની ભૂલે પોતે રખડે છે, કર્મ કાંઇ રઝળાવતું નથી, અને કર્મ મોક્ષ પણ આપતું નથી માટે કર્મ આત્માથી જુદી ચીજ છે.

પ્રશ્ન:-પુણ્યને લઇને આ બધી અનુકૂળતા તો મળે છે ને?

ઉત્તર:-પુણ્ય કયાં એના ઘરની ચીજ છે! તે તો ક્ષણિક છે, વિનાશક છે, ધૂળ છે. ઘડીમાં પલટાઇને રાજામાંથી રાંકો થઈ જશે, સધનમાંથી નિર્ધન થઇ જશે. કોઇવાર ક્ષણિક પુણ્યના ભાવ કરે તો સારા સંયોગ મળે, વળી પાપના ભાવ કરશે તો નરકે ચાલ્યો જશે કારણ કે તે વિકારી ભાવ તો ક્ષણે ક્ષણે પલટાય છે માટે પુણ્યમાંથી પાપ કરી કીડા-મકોડાના ભવ કરી નરક-નિગોદમાં ચાલ્યો જશે. જેને પુણ્યની મીઠાશ છે તેને ધૂળની મીઠાશ છે.

કોઈ કહે:-કર્મો તો અનાદિના છે ને? તે અનાદિ કર્મો કેમ છૂટે? જેમ ચણાના બીજમાંથી પાછો ચણો થાય તેમ અનાદિથી કર્મથી કર્મ બંધાય છે તેની લાળ તૂટતી નથી માટે કર્મો કેમ તૂટે?

સમાધાન:-અભાન વડે બાંધેલાં કર્મો ભાન વડે તૂટી જાય છે. કર્મો કાંઈ અનાદિનાં હોતાં નથી, પણ અનાદિનો અર્થ એવો છે કે કર્મો પ્રવાહે અનાદિનાં છે. જેમ એક પૂણીમાંથી બીજી પૂણી સંધાય, તેમાં પૂણી તો બીજી બીજી હોય છે પણ એક પછી એક પૂણી ક્રમસર

બંધાયા કરે છે તેમ કર્મો તો નવાં નવાં-બીજાં બીજાં બંધાય, જુનાં ટળે ને નવા બંધાય, માટે તે કર્મો અનાદિનાં નથી પણ તે પ્રવાહે અનાદિનાં છે, એકનેએક કર્મો કાંઇ અનંતકાળનાં હોતાં નથી. રંકથી રાજા કે કીડીથી કુંજર, કોઈ પાસે પણ અનંતકાળનાં કર્મો હોતાં નથી, પરંતુ અસંખ્ય વર્ષોનાં કર્મો વધારેમાં વધારે વર્તમાનમાં હોય છે. અભવી પાસે પણ સીત્તેર ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિ કરતાં વધારે સ્થિતિનાં કર્મો હોતાં નથી. લાખો ગાયોને કાપનાર કસાઈ પાસે પણ અસંખ્ય અબજ વર્ષોની સ્થિતિવાળાં કર્મો હોય, ગમે તેવા પાપી પાસે પણ અસંખ્ય અબજ વરસની સ્થિતિવાળા કર્મો હોય, કોઇની પાસે અનંત અબજ વરસની સ્થિતિવાળાં કર્મો હોય નહિ, કોઇ પણ આત્મા અનંત અબજ વરસનાં કર્મો બાંધે તેમ કોઇ કાળે બન્યું નથી, બનતું નથી, ને બનશે પણ નહિ.

આત્માનું ભાન કરે અને આત્માની નિર્મળ મોક્ષપર્યાય પ્રગટાવે તો તેની અનંતકાળની સ્થિતિ હોય, અનંતકાળ સુધી તે ટકે, તે મોક્ષની સ્થિતિ અનંતકાળની હોય. આત્માની મોક્ષરૂપ નિર્મળ અવસ્થામાં તેમ બને છે પણ કર્મ અનંતકાળનાં બંધાય એમ ત્રણ-કાળ ત્રણલોકમાં બનતું નથી. તે કર્મને નાશ કરવાનો આત્માનો સ્વભાવ છે, તે કર્મથી જુદો આત્માનો સ્વભાવ સમ્યગ્દૃષ્ટિ જીવો વડે પ્રત્યક્ષ અનુભવાય છે.

કેટલાક અજ્ઞાની કહે છે કે કર્મ માર્ગ આપે ત્યારે આપણો મોક્ષ થાય તેમ માનનારા તદ્દન મૂઢ મિથ્યાદૃષ્ટિ છે. કેટલાક કહે છે કે કર્મ પજવે છે, કર્મ કરે તેમ થાય, આપણાથી શું થાય? પણ વિચાર તો કર કે કર્મ પજવતાં હશે? એ તો બિચારાં જડ ધૂળ છે. એને તો ખબર પણ નથી કે અમે કોણ છીએ, અમે કર્મપણે પરિણમ્યાં છીએ કે નહિ એવી કાંઇપણ તેને ખબર નથી, પરંતુ તે કર્મનાં બહાનાં કાઢનાર અજ્ઞાનીને કર્મથી છૂટું પડવું નથી એટલે

કહે છે કે કર્મ મને પજવે છે, કર્મ માર્ગ આપે તો મોક્ષ થાય, એમ કર્મનો વાંક કાઢે છે.

જેમ ઘીનો ઘડો બોલાય છે પણ શું ઘીનો ઘડો છે? ઘડો તો ખરેખર માટીનો જ છે પણ ઘીના નિમિત્તથી તે માટીના ઘડાને ઘીનો ઘડો કહેવાય છે. તેમાં ઘી તો ઘી જ છે અને ઘડો તે ઘડો જ છે, ઘી તે ઘડો નથી ને ઘડો તે ઘી નથી પણ ઘીના નિમિત્તથી ઘડાને ઘીનો ઘડો કહેવાય, પણ તે પ્રમાણે તેનો અર્થ ન થાય; તેમ આત્માને કર્મ વળગ્યાં છે તેમ કહેવાય પણ કર્મ તે આત્મા નથી ને આત્મા તે કર્મ નથી, કર્મ કર્મમાં છે ને આત્મા તે આત્મામાં છે. પણ કર્મના નિમિત્ત તરફથી શાસ્ત્રમાં લખાણ હોય, તેનો તેવો અર્થ સમજે, પણ આ તો નિમિત્ત તરફનું કથન છે તેમ ન સમજે, અને કર્મને પોતાનું માને, તેનાથી જુદાપણાનું ભાન ન કરે તો તેને યથાર્થ સમજાય નહિ.

કોઇ કહે છે કે ઢાંકયા કર્મની શી ખબર પડે! અરે ભાઇ! કર્મ તેં કર્યાં છે કે બીજાએ કર્યાં છે? જે ઊંધા પુરુષાર્થ વડે કર્મ કર્યાં તે સવળા પુરુષાર્થ વડે એક ક્ષણમાં છૂટી શકે છે, અલ્પકાળે મુક્તિ થાય છે. પોતે પુરુષાર્થ કરે તો થાય. કર્મ આડખીલ કરવા સમર્થ નથી. કોઇ કર્મમાં એવી શક્તિ નથી કે પુરુષાર્થ કરનારને પુરુષાર્થ કરતાં અટકાવે.

પોતાની સ્વતંત્રતાને નહિ ઓળખનાર-પોતાના વીર્યને પર-વશ કરનાર છેલ્લે સમયે-મરણ વખતે અસાધ્ય થઇ જાય તેનાં કાંઇ મરણ કહેવાય?

મરણ તો ખરા જ્ઞાનીનાં કહેવાય કે જે આત્માના આનંદમાં ઝીલતા ને ઝૂલતા દેહને છોડે છે. આત્મા પરથી નિરાળો ચિદ્‌ઘન છે તેમાં ઝીલતા ને ઝૂલતા જ્ઞાનીનાં મરણ થાય છે. 'विपसन्नं अणाघ्रातं' મરણ આવ્યા પહેલાં જ્ઞાનીને પ્રસન્નતા થાય છે, અંદર આત્મામાંથી

પ્રસન્નતા, પ્રસન્નતા આવે છે, ત્યારે તે જ્ઞાની વિચારે છે કે આટલી બધી પ્રસન્નતાની વિશેષતા કેમ સ્ફુરી આવે છે? માટે મરણ નજીક આવ્યું લાગે છે, તેમ તે સમજી જાય છે.

આત્માની ઓળખાણ સહિત આત્માનો ઉપયોગ ઘાત ન પામે એવી સ્વરૂપરમણતામાં જ્ઞાની મરણ કરે છે. જ્ઞાની કહે છે કે જગતમાં કોઈ એવું કર્મ નથી, કોઈ કર્મમાં એવો રસ નથી કે જે મારા મરણ વખતે આડું આવે, કે મારા ઉપયોગનો ઘાત કરે. ચૈતન્યનો ઉપયોગ ઘાત ન પામે એવી સ્વરૂપલીનતામાં જ્ઞાનીના દેહ છૂટે.

જગતને મરણ તણી બીક છે,
જ્ઞાનીને આનંદની લ્હેર જો-આતમ રમે રે સ્વભાવમાં.

અજ્ઞાની મરણની ભીંસમાં ભીંસાઇ જાય છે,-અજ્ઞાનીનું મરણ બાળમરણ, અજ્ઞાનમરણ, જડમરણ છે. જ્ઞાની આનંદની લ્હેરમાં ઝૂલતાં દેહ છોડે છે.

શ્રીમદ્ રાજચંદ્ર છેલ્લે વખતે કહે છે કે મને કોઇ બોલાવશો નહિ, હું મારા સ્વરૂપમાં લીન થાઉં છું. લાવો તો ખરા! આવું વાક્ય કોણ બોલી શકે છે? આનું નામ મરણ કહેવાય, ધારણાથી બોલે તેની કિંમત નથી, સહજ આવે તેની ખરી કિંમત છે.

ભલે ચોથે કે પાંચમે ગુણસ્થાને હોય છતાં પણ ચૈતન્યના ભાન સહિત સ્થિરતાપૂર્વક સમાધિમરણ થાય છે, તે મરણ કોઇ જુદી જ જાતનાં હોય છે.

જે મરણ વખતે સમાધિમરણે મર્યો છે, અણઘાત ઉપયોગે મર્યો છે, સંધિ તોડી નથી તે જ્યાં-જે ભવમાં જાય ત્યાં વચ્ચે જાગૃતિની સાંધ તેને તૂટતી નથી, મરણ વખતે અખંડ સંધિ લઇને ગયો છે તેથી સંધિ તૂટતી નથી પણ અખંડ રહે છે.

જેને ધર્મની શરૂઆતની ખબર નથી, તેને ધર્મના છેડાની પણ ખબર નથી, તેને વચ્ચે શું શું હોય તેની પણ ખબર ક્યાંથી હોય ?

જેને ધર્મની શરૂઆતની ખબર છે, તેને છેડાની એટલે કેવળજ્ઞાનની પણ ખબર છે, તેને વચ્ચે સમાધિ મરણ કઈ જાતનું હોય, તેની પણ ખબર હોય છે. પરથી જુદો ચૈતન્યસ્વભાવ સમકિતી પ્રત્યક્ષ અનુભવે છે તેમાં તેને શંકા કે સંદેહ પડતો નથી, કોઇને પૂછવા જવું પડતું નથી; આવું ચોથી ભૂમિકાએ હોય છે, આ ધર્મની શરૂઆત છે. શરૂઆતનો છેડો જે પૂર્ણતા એટલે કેવળજ્ઞાન તેની પણ સમકિતીને ખબર પડે છે, પૂર્ણતા કઇ જાતની હોય તેને જ્ઞાની બરાબર જાણે છે, અને પૂર્ણતાને સાધવાનો વચલો સાધકમાર્ગ પણ તે બરાબર જાણે છે. સાધકદશામાં વચ્ચે શું શું નિમિત્તો આવે, કઈ કઈ જાતના શુભ રાગ આવે, તેને પણ બરાબર જાણે છે. સમાધિ મરણ કઈ રીતે થાય તેને પણ જ્ઞાની બરાબર જાણે છે.

જે નાળિયેરમાં પાણીની ભીનાશને લઇને અંદરના મીઠા ટોપરાનો ગોટો કાચલી સાથે ચોંટેલો હોય છે તે નાળિયેર ઉપર ધબો મારવાથી ઉપરની કાચલીનો ભૂક્કો થતાં અંદર ટોપરાનો પણ ભૂક્કો થાય છે, પણ તે નાળિયેરમાં પાણીની ભીનાશ સુકાઇ જાય ત્યારે અંદરથી ટોપરાનો ગડગડિયો ગોટો છૂટો પડી ગયો હોય છે, તેથી કાચલી ઉપર ધબો મારવાથી કાચલી અને ટોપરાનો મીઠો ગોટો બન્ને છૂટા પડી જાય છે.

તેવી રીતે શરીરરૂપી નાળિયેરમાં ભગવાન આત્મા જ્ઞાનસ્વભાવી મીઠા ટોપરા જેવો છે પણ શરીર સાથે એકત્વબુદ્ધિ અને રાગ-દ્વેષની ભીનાશને લઇને મરણ વખતે શરીરમાં ભીંસ પડતા અજ્ઞાની ભીંસાઇ જાય છે, અને જ્ઞાનીએ ઊંધી માન્યતા અને અજ્ઞાનપૂર્વક થતા રાગ-દ્વેષને સૂકવી દીધાં છે તેથી જેમ નાળિયેરથી ગડગડિયો ગોટો છૂટો પડે છે તેમ જ્ઞાની મરણની ભીંસ વખતે

ભીંસાતા નથી પણ ચૈતન્યગોળો છૂટો પડીને દેહને છોડે છે, જ્ઞાનીનું મરણ અસાધ્ય ન હોય પણ તેમનું મરણ તો આનંદપૂર્વક હોય છે.

કર્મથી જુદો ચૈતન્યસ્વભાવરૂપ જીવ ધર્માત્મા વડે પ્રત્યક્ષ અનુભવાય છે, સમકિતીને પોતાના ચૈતન્યસ્વભાવની પોતાને જ ખબર પડે છે, નિઃસંદેહપણે ખબર પડે છે તેમાં તેને શંકા કે સંદેહ પડતો નથી, કોઇને પૂછવા જવું પડતું નથી.

તીવ્ર-મંદ અનુભવથી ભેદરૂપ થતાં, દુરંત રાગ-રસથી ભરેલાં અધ્યવસાનોની સંતતિ પણ જીવ નથી કારણ કે તે સંતતિથી અન્ય જુદો ચૈતન્યસ્વભાવરૂપ જીવ ભેદજ્ઞાનીઓ વડે સ્વયં ઉપલભ્યમાન છે અર્થાત્ તેઓ તેને પ્રત્યક્ષ અનુભવે છે.

અજ્ઞાની કહે છે કે તીવ્ર-મંદ રાગથી જુદો કોઈ જીવ નથી. દેવ-ગુરુ-શાસ્ત્ર ઉપર જે રાગ થાય તે મંદ રાગ છે, અને ઘર, સ્ત્રી, છોકરાં ઉપર જે રાગ થાય તે તીવ્ર રાગ છે. એવો તીવ્ર-મંદ રાગ તે જ જીવ છે એમ અજ્ઞાની કહે છે. દયાનો, ભક્તિનો, વ્રતનો જે રાગ છે તે મંદ રાગ છે અને હિંસાનો, ચોરીનો, વિષયનો જે રાગ છે તે પાપરાગ છે, અજ્ઞાની કહે છે કે એવો તીવ્ર-મંદ રાગ દુરંત છે એટલે તેનાથી પાર ઉતરી શકાય તે વાત અમને બેસતી નથી.

સંતતિ એટલે એક પછી એક પ્રવાહરૂપ રાગનો જે રસ છે એનાથી મારો ચૈતન્યરસ જુદો છે તે રાગ-દ્વેષના રસની સંતતિને તોડીને આત્માનો નિજરસ સમકિતીને અનુભવમાં આવે છે.

જેમ સંસારમાં પૈસો રોકડિયો છે, રળે તે નગદ દેખાય છે, તેમ ધર્મ પણ રોકડિયો છે, પૈસો તો પળોજણ છે પણ ધર્મ તો પોતાનો સ્વભાવ છે માટે સુખરૂપ છે, પુરુષાર્થ કરે તો નગદ અનુભવમાં આવે એવો છે. વીતરાગ થવા પહેલાં પણ રાગના રસની તીવ્રતા અને મંદતાથી આત્માનો રસ તદ્દન જુદો છે એમ સમ્યગ્જ્ઞાનીઓને પ્રત્યક્ષ અનુભવમાં આવે છે માટે ધર્મ રોકડિયો છે.

નવી પુરાણી અવસ્થાદિકના ભેદથી પ્રવર્તતું જે નોકર્મ તે પણ જીવ નથી કારણ કે શરીરથી અન્ય જુદો ચૈતન્યસ્વભાવરૂપ જીવ ભેદજ્ઞાનીઓ વડે સ્વયં ઉપલભ્યમાન છે અર્થાત્ તેઓ તેને પ્રત્યક્ષ અનુભવે છે.

શરીરની ક્ષણે ક્ષણે થતી જે હાલત તેને અજ્ઞાની પોતાની માને છે. શરીરની ક્ષણે ક્ષણે થતી જે હાલત તે બધી જડની છે. આત્મા તેનો ત્રણકાળ ત્રણલોકમાં કર્તા નથી; પરંતુ કર્તાપણું અનાદિથી જીવો માની રહ્યા છે. જગતને આ વાત સમજાણી નથી, સમજાણું નથી તો પછી શ્રદ્ધવાનુ તો ક્યાંથી હોય જ, અરે! સાંભળી પણ નથી, જગતના જીવોને અત્યારે આ વાત કાને પણ પડી નથી.

શરીરની જે ચાલવાની, બોલવાની, નવી, જુની અનેક પ્રકારની અવસ્થા થાય તે બધી તારાથી ભિન્ન છે. તેનો તું કર્તા નથી, ભગવાન સર્વજ્ઞદેવ કહે છે કે તેનો તું કર્તા નથી. લોકોને એમ થાય કે આપણે આંગળી ઊંચી કરીએ તો થાય, પણ ભાઇ! એક તણખલાના બે કટકા કરવાની તારી સત્તા નથી.

શરીરનું પાતળું પડવું, જાડું થવું, ખોરાકનું મળવું કે ખોરાકનું ટળવું તે બધી પુદ્‌ગલની અવસ્થા છે, તે જીવસ્વરૂપ નથી એટલે કે તેની સત્તા જીવની સત્તાથી જુદી છે. તે પુદ્‌ગલની સ્વતંત્ર સત્તા છે. આત્મા શરીરથી જુદો છે, શરીરની અવસ્થા તે શરીરમાં અને આત્માની અવસ્થા તે આત્મામાં; આત્મા તો જ્ઞાનસ્વભાવી છે તે જ્ઞાનસ્વરૂપ આત્મા શરીરની અવસ્થાને કેમ કરે? હાલવું-ચાલવું તે બધી શરીરની અવસ્થા છે. શરીરાદિની અવસ્થા તે બધી ભેદરૂપ છે તે એકરૂપ રહી શકે નહિ, તો એવા ભેદને તું કેમ કરી શકે?

પ્રશ્ન:-એમ કહેવાય છે ને કે કાયાના દોષ આત્મા કરે છે?

ઉત્તર:-કાયાના દોષ આત્મા કરી શકતો નથી; પોતાના ભાવમાં દોષ થાય એટલે ઉપચારથી કાયાના દોષ કહેવાય છે.

પ્રશ્નઃ–યોગના પંદર ભેદ આવે છે ને?

ઉત્તરઃ–શરીર, મન, વચનના ભંગ છે તે બધા નિમિત્તના ભંગ છે, તે રાગના નિમિત્તનો કર્તા પોતે નથી. રાગ ટાળવા માટે નિમિત્તથી વાત કરી છે, જે નિમિત્ત તરફ રાગનું વલણ જાય છે, તે નિમિત્તના ભંગ કહ્યા છે, તે રાગમાં મનનું નિમિત્ત હોય તો મન-યોગ કહેવાય, વચનનું નિમિત્ત હોય તો વચનયોગ કહેવાય, કાયાનું નિમિત્ત હોય તો કાયયોગ કહેવાય. યોગના જે પંદર ભંગ કહ્યા છે તેમાં રાગથી અસ્થિરતા થાય ત્યારે જે યોગનું નિમિત્ત આવે છે તે નિમિત્તના ભંગ કહ્યા છે; નહિ કે તે આત્માના ભંગ છે. આત્મા તો અરૂપી જ્ઞાનઘન છે તેમાં પંદર ભંગ પડતા હશે? આત્મામાં જે વિકારી ભાવ થાય તેમાં જે નિમિત્તને પડખે ઊભો રહીને રાગ કરે છે તે નિમિત્ત ઉપર આરોપ કરીને સત્ય–અસત્યયોગ વગેરે તે પડખાના ભંગ પાડ્યા છે, છતાં તે યોગનો કર્તા આત્મા નથી.

રાગ–દ્વેષાદિ જે ભાવ થાય તેમાં વચ્ચે જે નિમિત્ત આવે તેને રાગનું નિમિત્ત કહેવાય, અને નિર્મળ અવસ્થા પ્રગટ કરવામાં વચ્ચે જે દેવ ગુરુ શાસ્ત્રનું નિમિત્ત આવે તેને નિર્મળતાનું નિમિત્ત કહેવાય.

આત્મા તો ચિદાનંદ જ્ઞાનમૂર્તિ છે. અંદરમાં તે નિમિત્તના ભંગ તરફના વલણવાળો ભાવ ન કરવો ને હું ચિદાનંદ શુદ્ધ આત્મા છું તે તરફના વલણવાળો ભાવ કરવો તે સમજાવવા યોગના નિમિત્તની વાત કરી છે પણ નિમિત્તના કર્તાપણાની વાત કરી નથી. મન, વચન, કાયા તો જડ છે, માટે યોગના દોષ ટાળવાનું કહેતાં તે તરફનો રાગ ટાળવાનું કહ્યું છે, અને આત્માનું ભાન કરી વીતરાગી ભાવ પ્રગટ કરવાનું કહ્યું છે. બાકી તો એક પરમાણુ–રજકણની અવસ્થા કરવાને અજ્ઞાની પણ સમર્થ નથી કારણ કે એક દ્રવ્ય બીજા દ્રવ્યનું કાંઈપણ કરે તો બે દ્રવ્ય એક થઈ જાય.

જ્ઞાની–સમકિતી, પર એવાં જે શરીર આદિથી જુદા ચૈતન્ય-સ્વભાવરૂપ આત્મા પ્રત્યક્ષ અનુભવે છે. આ ચોથો બોલ થયો.

સમસ્ત જગતને પુણ્ય-પાપરૂપે વ્યાપતો કર્મનો વિપાક છે તે પણ જીવ નથી કારણ કે શુભાશુભ ભાવથી અન્ય જુદો ચૈતન્યસ્વભાવરૂપ જીવ ભેદજ્ઞાનીઓ વડે સ્વયં ઉપલભ્યમાન છે અર્થાત્ તેઓ પોતે તેને પ્રત્યક્ષ અનુભવે છે.

ચાર ગતિ તે પુણ્ય-પાપનું ફળ છે. જગતમાં તે પુણ્ય ને પાપ વ્યાપી રહ્યાં છે-પ્રસરી રહ્યાં છે તે પણ જીવ નથી કારણ કે સમ્યગ્દર્શનમાં ભાન થતાં શુભાશુભ ભાવથી જુદો આત્માનો અનુભવ થાય છે, જ્ઞાનીને શુભાશુભ ભાવ થાય છે ખરા, છતાં પણ તે શુભાશુભ ભાવ વર્તતા હોય તેનાથી જુદો પડી આત્માનો અનુભવ કરે છે, કારણ કે તે હજી વીતરાગ થયો નથી. વીતરાગને તો રાગ જુદો પાડવાનો રહ્યો નથી. આ તો ચોથા પાંચમા ગુણસ્થાને ગૃહસ્થને પણ આવો અનુભવ થાય તેની વાત છે; પરથી જુદો ચૈતન્યસ્વભાવ જાણનાર-જોનાર જેવો છે તેવો જ તેને અનુભવે છે.

જે ભાવે ભગવાનની ભક્તિ કરવી તે ભાવ પણ રાગ છે તેથી કરીને શુભ પરિણામ છોડવા ને અશુભ કરવા એમ વાત નથી પણ તે શુભભાવથી ધર્મ થાય, મોક્ષમાર્ગ ખૂલે તેમ નથી, શુભભાવ કરતાં કરતાં ક્રમે ક્રમે ધર્મ ઊઘડશે તેમ ત્રણકાળ ત્રણલોકમાં બનશે નહિ. નિરાળા સ્વભાવનું ભાન કર્યે જ નિરાળો સ્વભાવ ઊઘડે.

કેટલાક કહે છે કે પ્રથમ તો ગાડે ચાલતા હોઇએ, પછી ગાડું મૂકીને ઘોડાગાડી લેવાય, અને ઘોડાગાડી મૂકીને પછી સ્પેશિયલ લેવાય, અને પછી સ્પેશિયલ મૂકીને એરોપ્લેન લેવાય, એમ હળવે હળવે એક મૂકીને બીજું લેવાય. તેમ શુભ કરતાં કરતાં શુદ્ધતા પ્રગટે. સમાધાન:-વિકાર કરતાં અવિકાર કયાંથી થાય? પણ અવિકાર સ્વરૂપની શ્રદ્ધા કરતા અવિકાર ભાવ પ્રગટે, જાતમાંથી જાત આવે પણ કજાતમાંથી જાત કયાંથી આવે? ભાવનગર કયે રસ્તેથી જવાય એની ઓળખાણ વગર ગાડામાં બેસે કે રેલવેમાં બેસે પણ ભાવનગર કયાંથી

પહોંચાય? તેમ આત્મસ્વભાવ કઈ રીતે ઊઘડે તેની પ્રથમ ઓળખાણ કરે, શ્રદ્ધા કરે, પછી તેમાં સ્થિરતાના પ્રયત્નમાં ધીરે ચાલે કે ઉતાવળો ચાલે પણ માર્ગનું ભાન છે માટે અવશ્ય મોક્ષપર્યાય ઊઘડવાની. જે આ પુણ્ય-પાપના ભાવ થાય છે તે ભાવો મારા આત્મામાં નથી, હું તો જ્ઞાનમૂર્તિ આત્મા તે ભાવોથી તદ્દન નિરાળો છું તેમ શ્રદ્ધા કરવાથી ધર્મભાવ પ્રગટે પણ પુણ્યભાવ પોતે જ ધર્મ છે, તે જ ધર્મનો માર્ગ છે, ને તે માર્ગથી જ હળવે હળવે મોક્ષપર્યાય ઊઘડશે તેવી માન્યતા તદ્દન મિથ્યાત્વને પાખંડ છે. શુભભાવ તે અશુભભાવ ટાળવા માટે છે, ત્યાં તો શુભભાવમાં ધર્મ માનવા મંડયો, જેમ કહેવત છે ને કે બકરું કાઢતાં ઊંટડું પેઠું.

મારો સ્વભાવ જ્ઞાતા-દ્રષ્ટા છે એમ ભાન થાય ત્યારે અંશે શુદ્ધ પર્યાય પ્રગટે છે, પણ હજી અશુભ ભાવ ઊભા હોય છે, પૂર્ણપણે શુદ્ધમાં ઠરી શકતો નથી તેથી અશુભ ભાવને ટાળવા શુભમાં જાય છે, પણ પૂર્ણ શુદ્ધ પર્યાય પ્રગટે એટલે શુભ ભાવ પણ છૂટી જાય છે. સમકિતીને તેની ભૂમિકા પ્રમાણે શુભાશુભ ભાવ હોય પણ તેમાં તેને વિવેક હોય છે. અશુભ ભાવ છોડવા માટે શુભ ભાવમાં પુરુષાર્થથી જોડાય પણ તેને તે આદરણીય માનતો નથી. આ શુભભાવ આસ્રવ છે, રાગ છે, બંધન છે તેમ તે સમજે છે, તેનો કર્તા થતો નથી. જ્ઞાનીનું વલણ તો પૂર્ણપણે સ્વરૂપમાં ઠરી જવા તરફ જ રહે છે પણ પુરુષાર્થની મંદતાને લઈને શુભ ભાવમાં જોડાય છે.

છઠ્ઠો બોલ. શાતા-અશાતારૂપે વ્યાપ્ત જે સમસ્ત તીવ્રમંદપણારૂપ ગુણો તે વડે ભેદરૂપ થતો જે કર્મનો અનુભવ તે પણ જીવ નથી કારણ કે સુખદુઃખથી જુદો અન્ય ચૈતન્યસ્વભાવરૂપ જીવ ભેદજ્ઞાનીઓ વડે સ્વયં ઉપલભ્યમાન છે અર્થાત્ તેઓ પોતે તેને પ્રત્યક્ષ અનુભવે છે.

સંસારમાં શાતા ભોગવીએ, ખમા ખમા થતું હોય અનેક જાતની અનુકૂળતા હોય, તેવું શાતાનું વેદન, અને અનેક જાતની પ્રતિકૂળતા હોય તેવું અશાતાનું વેદન, તે બન્ને વેદનથી ભિન્ન

આત્માનું સ્વરૂપ અમને બેસતું નથી, શાતા ભોગવે તે અશાતા પણ ભોગવે, ગોળ ખાય તે ચોકડાં પણ ખમે, તે શાતા-અશાતાના વેદનથી જુદો આત્મા અમને બેસતો નથી તેમ અજ્ઞાની કહે છે. માત્ર શાતા-અશાતારૂપ જ જીવ માને છે.

જેને પુણ્ય-પાપના પરિણામથી જુદા આત્માની ઓળખાણ નથી, પુણ્ય-પાપના સૂક્ષ્મ રસથી પણ આત્મા જુદો છે, પુણ્યના સૂક્ષ્મ રસથી પણ આત્મા તદ્દન ભિન્ન છે, આત્માનો ચૈતન્યરસ જડરસથી તદ્દન જુદો છે, એવા પરથી ભિન્ન આત્માની જેણે યથાર્થ ઓળખાણ અને યથાર્થ પ્રતીત કરી નથી તે જીવો શાતાના રસને આત્માનો રસ માની લ્યે છે. કેટલીકવાર મનમાં શાતાના રસનું વેદન એવું આવે કે અજ્ઞાની તેને આત્માની શાંતિ માની લ્યે છે. એક સૂક્ષ્મ અંશ પણ આત્મામાં શાતાના રસનો વેદાય તે આત્માનો રસ નથી, પરનો રસ છે, જડનો રસ છે. પરનો એક અંશ પણ આત્મામાં નથી. આત્મા ચૈતન્યરસથી ભરપૂર છે, તેની જેને ખબર નથી, ને જડના રસને આત્માનો રસ માને છે, તે મોક્ષના માર્ગે નથી પણ બંધના માર્ગે છે.

કેટલાક કહે છે કે અમને ધ્યાનમાં શાંતિ શાંતિ વેદાય છે, ઉજાસ દેખાય છે, પ્રકાશ દેખાય છે, કેટલાક બાવા જોગી કહે છે કે અમને ધ્યાનમાં આત્માનો આનંદ આવે છે. તે બધા જડના પ્રકાશને આનંદને આત્માનો આનંદ અને ઉજાસ માને છે. ભાઈ! આત્માનો અરૂપી જ્ઞાનપ્રકાશ, વર્ણ, ગંધ, રસ, અને સ્પર્શવાળા રૂપી પ્રકાશથી તદ્દન ભિન્ન જુદી જાતનો છે, તેનું માહાત્મ્ય ન આવ્યું અને જડનું માહાત્મ્ય આવ્યું. પ્રકાશ દેખ્યો તેમાં શું વળ્યું? તેમા આત્માને શું લાભ થયો? આત્માના સ્વભાવનું જેને યથાર્થ ભાન નથી, પરનું જેને માહાત્મ્ય છે તે બધા બંધને માર્ગે છે, મોક્ષને માર્ગે નથી.

અંદરમાં 'મણુસુહયા' નામની પ્રકૃતિનો ઉદય થતાં મનમાં એવી શાંતિ લાગે, મનમાં એવો આનંદ લાગે કે અજ્ઞાની તેને

આત્માનો આનંદ માની લે છે. ચિદાનંદ આત્મા પરિપૂર્ણ અને સ્વતંત્ર છે તેવા પરથી અનેરા આત્માની જેને ખબર નથી તે પરથી આનંદ માને છે. કઇ જાતનો આ આનંદ છે તેનું જેને ભાન નથી, આ આનંદ તે જુદો, અને મારા ચૈતન્યનો આનંદ તે જુદો એવો ભેદ પાડતાં જેને નથી આવડતો, તે શાતાના રસમાં અટકયો છે; પછી ભલે તે ધ્યાન કરતો હોય તો પણ તે મુક્તિને પંથે નથી, પણ બંધને પંથે છે. આત્માની યથાર્થ ઓળખાણ વગર યથાર્થ ધ્યાન થઇ શકે નહિ પ્રથમ યથાર્થ જ્ઞાન કરે, પછી યથાર્થ ધ્યાન થાય. તત્ત્વના ભાન વિના ઠરશે કયાં જઇને? પરમાં ઠરશે.

અંદર એવા શુક્લ લેશ્યાના પરિણામ આવે કે તેનાથી મનમાં રતિ વેદાય, પણ તે રતિનો ભાગ છે. તેનું વેદન થતાં તેને આત્માનો રસ માને, પણ તે રસથી જુદો આત્માનો રસ તારવતાં ન આવડે તે પણ ભાન વગરના છે. સંસારની અનુકૂળતાની શાતાના વેદનમાં આત્મા માનનાર, અને આ બધા 'મણુસુહયા' નામની પ્રકૃતિની શાતામાં આત્મા માનનાર બન્ને એક જ જાતના છે.

અત્યારે ઘણા લોકો જગતમાં ધ્યાનની રવેડીએ બહુ ચડી ગયા છે ને અમે ધ્યાન કરીએ છીએ, ધ્યાન કરીએ છીએ તેમ ઘણા કહે છે પણ આત્માને જાણ્યા વિના ધ્યાન કયાંથી થાય? કષાય કાંઇક મંદ હોય, અને શાતાની પ્રકૃતિનો ઉદય હોય એટલે મનમાં શાંતિ જેવું લાગે એટલે માને કે મને આત્માનો આનંદ આવ્યો પણ તેને આત્માની વાત પૂછો તો એકે વાત સાચી ન આવે. આત્મા અનંત-ગુણનો પિંડ છે, આત્મા વસ્તુ, તેના ગુણ અને તેની અવસ્થાથી પરિપૂર્ણ છે, એક રજકણનો પણ કર્તા નથી, રજકણ તે તેના ગુણ અને અવસ્થાથી પરિપૂર્ણ છે; આત્માનું કાર્ય આત્મામાં અને રજકણનું કાર્ય રજકણમાં, બન્નેનાં કાર્યો જુદાં છે, તેવું જેને ભાન નથી અને ધ્યાન કરે તો તે ત્યાં અટકયો છે પણ માર્ગમાં નથી.

જેમ ખાંડના લાડવા અને સાકરના લાડવા કરે છે તેમાં ડાહ્યો માણસ ભેદ પાડી નાખે છે કે આ ખાંડના લાડવા છે અને આ સાકરના લાડવા છે, તેમ સમ્યગ્જ્ઞાની આ શાતાનો રસ છે અને આ આત્માનો રસ છે તેમ ભેદ પાડી નાખે છે. આચાર્યદેવ કહે છે કે પુણ્ય-પાપના રસથી જુદો આત્મા ભેદજ્ઞાનીઓ વડે સ્વયં ઉપલભ્યમાન છે એટલે સમ્યગ્જ્ઞાનીઓ તેને પ્રત્યક્ષ અનુભવે છે.

વાસ્તવિક અનેકાંત તત્ત્વને માન્યા વિના એટલે કે આત્મા પોતાપણે છે અને પરપણે નથી તેમ યથાર્થપણે માનવું તે સાચી અનેકાંતદૃષ્ટિ છે તેને માન્યા વિના સાચો અનુભવ હોઇ શકે નહિ. તેને આત્માનું વેદન નથી પણ વિકારનું વેદન છે. આત્મા પોતાપણે પણ છે અને પરપણે પણ છે એવી જે દૃષ્ટિ તે એકાંતદૃષ્ટિ છે, તેણે બે દ્રવ્યને એક માન્યા તેથી તે જ ખરી એકાંત દૃષ્ટિ છે. આત્માની પોતાપણે અસ્તિ છે અને પરની આત્મામાં નાસ્તિ છે એવી જે દૃષ્ટિ તે જ ખરી અનેકાંતદૃષ્ટિ છે. આ અનેકાંત દૃષ્ટિને માન્યા વિના સાચો અનુભવ હોઇ શકે નહિ.

૭ મો બોલ, શિખંડની જેમ ઉભયાત્મકપણે મળેલાં જે આત્મા અને કર્મ તે બન્ને મળેલાં પણ જીવ નથી કારણ કે સમસ્તપણે (સંપૂર્ણપણે) કર્મથી જુદો અન્ય ચૈતન્યસ્વભાવરૂપ જીવ ભેદજ્ઞાનીઓ વડે સ્વયં ઉપલભ્યમાન છે અર્થાત્ તેઓ પોતે તેને પ્રત્યક્ષ અનુભવે છે.

અહીં અજ્ઞાની કહે છે કે અમે આત્મા અને કર્મ બન્ને માનીએ છીએ, પણ બન્ને ભેગાં કામ કરે છે તે રીતે માનીએ છીએ.

પ્રશ્નઃ-સિદ્ધ થાય ત્યારે બે દ્રવ્ય નોખાં કામ કરે ને?

ઉત્તરઃ-અરે! ત્રણેકાળે નોખાં કામ કરે છે.

એક પરિનામકે ન કરતા દરબ દોય,
દોય પરિનામ એક દર્બ ન ધરતુ હૈ;
(સમયસાર નાટક)

એક અવસ્થાને બે પદાર્થ ભેગા થઈને ન કરે અને બે અવસ્થાને એક દ્રવ્ય ન કરે, આ ત્રિલોકનાથ તીર્થંકરદેવનો ટ્રેડમાર્ક છે.

કર્મની અવસ્થા આત્મા કરે અને કર્મ કરે એમ એક અવસ્થા બે દ્રવ્ય ભેગાં થઈને કરે નહિ, તેમ આત્મા જ્ઞાન કરે અને આત્મા શરીર આદિની અવસ્થાને પણ કરે એમ એક પદાર્થ બે અવસ્થાને કરે નહિ, આ એક ટુકડાનો અર્થ બરાબર સમજે તો તેનો મોક્ષ થયા વિના રહે નહિ.

વસ્તુની ભિન્નતાના ભાન વિના, અજ્ઞાની શિખંડની જેમ જીવ અને કર્મ બન્ને મળેલાં તે જીવ છે એમ માને છે પણ જીવ તો સંપૂર્ણપણે કર્મથી જુદો, અને કર્મની અવસ્થાથી પણ ત્રણેકાળ જુદો છે.

કર્મની અવસ્થાથી જુદો ચૈતન્યસ્વભાવમય જીવ સમ્યગ્જ્ઞાનીઓ પ્રત્યક્ષ અનુભવે છે, માટે અનુભવ વડે પણ સિદ્ધ થાય છે કે કર્મથી આત્મા જુદો છે.

૮ મો બોલ:-અર્થક્રિયામાં સમર્થ એવો જે કર્મનો સંયોગ તે પણ જીવ નથી કારણ કે, આઠ કાષ્ટના સંયોગથી ( ખાટલાથી ) જુદો જે ખાટલામાં સૂનારો પુરુષ તેની જેમ, કર્મસંયોગથી જુદો અન્ય ચૈતન્યસ્વભાવરૂપ જીવ ભેદજ્ઞાનીઓ વડે સ્વયં ઉપલભ્યમાન છે અર્થાત્ તેઓ પોતે તેને પ્રત્યક્ષ અનુભવે છે.

જુઓ, આ કર્મનો સંયોગ તે કર્મની ક્રિયા કરવામાં સમર્થ છે પણ તે આત્માની ક્રિયા કરવામાં સમર્થ નથી માટે તે જીવથી ભિન્ન છે. તે જીવસ્વરૂપ નથી, કારણ કે આઠ કાષ્ટના ખાટલામાં સૂનારો જુદો છે ને ખાટલો જુદો છે પણ અજ્ઞાની મૂઢ આઠ કર્મની ક્રિયાને જ જીવ માને છે અને કર્મના સંયોગે થતી અવસ્થા તેને તાબે થાય છે. પણ તે કર્મ ને તેના નિમિત્તે થનારી અવસ્થા તે બન્નેથી તું જુદો છે, તે તારા આત્માનું સ્વરૂપ નથી.

જ્ઞાનાવરણીય કર્મે જ્ઞાનગુણ રોક્યો, દર્શનાવરણીય કર્મે દર્શનગુણ રોક્યો, મોહનીય કર્મે પ્રતીત અને સ્થિરતાગુણ રોક્યો, અને અંતરાય કર્મે વીર્યગુણ રોક્યો, તેમ બોલાય છે પણ તેમાં સાચી વાત તો એ છે કે પોતે જ્યારે રાગ-દ્વેષમાં રોકાઇને પોતાની જ્ઞાનઅવસ્થાને હીણી કરે છે ત્યારે જ્ઞાનાવરણીયે જ્ઞાન રોક્યું એમ આરોપ અપાય છે, તેમ દર્શન, ચારિત્ર, વીર્ય બધાનું સમજી જવું; પોતે જ પોતાના સ્વભાવમાં નહિ પરિણમતાં, ઊંધો થઇને રાગ-દ્વેષને આકુળતારૂપ પરિણમે છે એટલે પોતાના ગુણની અવસ્થા પોતે જ હીણી કરી, તેમાં કર્મ તો માત્ર નિમિત્ત એટલે હાજરરૂપ છે; પોતે હીણી અવસ્થાએ પરિણમ્યો એટલે કર્મને આરોપ આપીને કહેવાય છે કે આ કર્મે આને આવરણ કર્યું. તારી પ્રભુતાને ચૂકવનાર બીજું કોઇ કર્મ છે એમ કહેતાં તને શરમ નથી આવતી ?

કેટલાક કહે છે કે કર્મે અવગુણ કરાવ્યો, પણ વિચાર તો ખરો, કે કર્મે અવગુણ કરાવ્યો કે તેં અવગુણ કર્યો ત્યારે અવગુણ થાય છે ? શું છે જો તો ખરો ! પુરુષાર્થનું બળ પોતે ફોરવ્યું નહિ તે પોતાનો વાંક છે તેમાં કર્મ શું કરે ? તે તો બિચારું જડ છે. તે જડ તારા ચૈતન્યદ્રવ્યને અવગુણ કઇ રીતે કરાવે ? તે તો તું ભૂલ કર તેમાં માત્ર નિમિત્તરૂપ છે. નિમિત્ત એટલે બારદાન, બારદાન બારદાનમાં ને માલ તે માલમાં; તે બારદાનની શી કિંમત ? બારદાન તે કાંઇ માલ નથી. તેથી કર્મથી આત્મા તદ્દન જુદો છે જેમ ખાટલો ને તેમાં સૂનારો જીવ બન્ને જુદા છે તેમ આઠ કર્મથી આત્મા તદ્દન જુદો છે તેને ભેદજ્ઞાનીઓ પ્રત્યક્ષ અનુભવે છે.

આત્મામાં અવગુણ કર્મ કરાવે અને કર્મ ટળે ત્યારે આત્મામાં ગુણ પ્રગટે એવી વાત તદ્દન અજ્ઞાનીના ઘરની છે. વીતરાગના ઘરની તે વાત નથી.

આ આઠ પ્રકાર કહ્યા તે સિવાય બીજા પણ કોઇ ઊંધી રીતે

કહેતા હોય તો તેને પણ આ જ રીતે સમજાવવું એમ ભગવાનનો ઉપદેશ છે.

૧૯૯૯ આસો વદ ૩ શની.

ચૈતન્યસ્વભાવરૂપ જીવ સર્વ પરભાવોથી જુદો છે તે ભેદજ્ઞાનીઓને અનુભવગોચર છે. તેથી અજ્ઞાની, જે આગળ આઠ પ્રકાર કહેવાયા તે પ્રમાણે જીવ માને છે તે રીતે જીવનું સ્વરૂપ છે જ નહિ.

કર્મ ને આત્માની એકત્વબુદ્ધિરૂપ જે અધ્યવસાન થાય છે તેને જ અજ્ઞાની જીવ માને છે, વળી કેટલાક કહે છે ઘડિયાળમાં જેમ લોલક ને તેના બધા સંચા છે તે બધું ભેગું થઈને આખી ઘડિયાળ ચાલે છે ને ? તેમ પુણ્ય-પાપના ભાવ અને શરીર વગેરે બધું ભેગું થઈને આત્મા છે. વગેરે વગેરે આઠ બોલ અજ્ઞાનીના કહેવાયા અને આઠ સામા તેના ઉત્તરરૂપે કહેવાયા.

પ્રશ્ન:—અત્યારે કાંઈ કર્મ ને આત્મા જુદા હોય? એ તો સિદ્ધ થાય ત્યારે જુદા પડે.

ઉત્તર:—અત્યારે જ સંપૂર્ણપણે જુદા છે એમ જ્ઞાનીઓને અનુભવ વર્તે છે. અત્યારે જ કર્મથી જુદા આત્માને જે ન માને, તેનો આત્મા કોઈ દી જુદો ન પડે અને તેને ધર્મ ને લાભ ન થાય.

તલમાં તેલ વર્તમાનમાં જ જુદું છે તે વર્તમાનમાં જુદું હોય તો જુદું પડે છે, શેરડીમાં રસ વર્તમાનમાં જુદો છે તો જુદો પડે છે; તેમ વર્તમાનમાં કર્મ ને આત્મા જુદા છે તો સિદ્ધ થાય ત્યારે જુદા પડી શકે છે. ભેદજ્ઞાનીઓને તે જુદા આત્માનું ભાન કેવળજ્ઞાન થયા પહેલાં અત્યારે જ વર્તે છે. શુભાશુભભાવ થવા છતાં આત્માનું ભિન્ન ભાન અત્યારે જ ભેદજ્ઞાનીઓને વર્તે છે.

જડથી જુદા આત્માનું ભાન અત્યારે જ ન થાય તો તે જડથી જુદો ન પડે, અને જુદો જાણ્યા વિના સમ્યક્ત્વ ન થાય, સમ્યક્ત્વ

વિના ચારિત્ર ન થાય, વીતરાગ ન થાય, કેવળ ન થાય ને મુક્તિ પણ ન થાય.

અહીં આઠ કર્મ અને પુણ્ય-પાપના પરિણામ તે બધું જડમાં નાખી દીધું. તે બધી માટી ગણી છે. બહારની માટી શરીરાદિ અને અંદરની માટી કાર્મણ શરીરથી ઉત્પન્ન થતા મલિનભાવ તે બધી માટી છે તેનાથી ભગવાન આત્મા જુદો છે,

હવે અહીં પુદ્‌ગલથી ભિન્ન આત્માની પ્રાપ્તિ પ્રત્યે વિરોધ કરનાર એટલે કે પુદ્‌ગલને જ આત્મા માનનારને તેના આત્માના હિતની વાત કહી, મીઠાશથી ઉપદેશ આપવો, સમભાવથી કહેવું કે પ્રભુ! તને જડ-ચૈતન્યના ખીચડામાં કેમ આત્મા મનાઈ ગયો છે વગેરે મીઠાશથી ઉપદેશ કરવો એમ આચાર્યદેવ કહે છે. તેને આ પ્રમાણે ઉપદેશ કરવો તેનું કળશરૂપ કાવ્ય કહેવામાં આવે છે.

( માલિની )

विरम किमपरेणाकार्यकोलाहलेन<br>
स्वयमपि निभृतः सन् पश्य षण्मासमेकम् ।<br>
हृदयसरसि पुंसः पुद्गलाद्भिन्नधाम्नो<br>
ननु किमनुपलब्धिर्भाति किंचोपलब्धिः ॥ ३४ ॥

અર્થઃ—હે ભવ્ય! તને નકામો કોલાહલ કરવાથી શું લાભ છે? એ કોલાહલથી તું વિરક્ત થા અને એક ચૈતન્યમાત્ર વસ્તુને પોતે નિશ્ચળ લીન થઈ દેખ; એવો છ મહિના અભ્યાસ કર અને જો (તપાસ) કે એમ કરવાથી પોતાના હૃદયસરોવરમાં, જેનું તેજ, પ્રતાપ, પ્રકાશ પુદ્‌ગલથી ભિન્ન છે એવા આત્માની પ્રાપ્તિ નથી થતી કે થાય છે.

આચાર્યદેવે મીઠાશથી મીઠા મહેરામણ પીરસ્યા છે, પકવાન પીરસ્યા છે.

હે ભવ્યાત્મા ! વિરમ ! વિરમ ! વિરમ ! હે ભગવાન આત્મા ! તું આ પુણ્ય-પાપના ભાવને પોતાના માનીને ત્યાં કેમ અટક્યો? એ રીતે તારો કોઇ દિવસ આરો નહિ આવે, આવાં ઉત્તમ ટાણાં મળ્યાં, સત્સમાગમ મળ્યા, આ સર્વજ્ઞની વાણી કાને પડી ને હજી તું કોલાહલ ને કલબલ કેમ કર્યા કરે છે? તારું સ્વરૂપ તને ન સમજાય ને પરનું સ્વરૂપ તને સમજાય એ વાત તે કઇ જાતની? મનુષ્યદેહ મળ્યો, ઠરવાનાં ટાણાં આવ્યાં, અને હજી તું કલબલ કર્યા કરે છે કે અમને ન સમજાય, કઠણ પડે, એવો નકામો કોલાહલ કરવો છોડી દે.

હે ભવ્ય ! નકામો કોલાહલ-કલબલથી શું લાભ છે, દેહ-દેવળમાં ચૈતન્યપ્રભુ કામ-ક્રોધાદિ વિકાર વગરનો બિરાજે છે, તેને જો, તેને તપાસ, ઠર રે ઠર ! ભાઇ ! આમ કરું તો ધર્મ થાય, પરથી ધર્મ થાય એવા નકામા કોલાહલથી હવે કાંઇક ઠર, નિવૃત્ત થા.

તેત્રીસ ગાથા પૂરી થતાં આચાર્યદેવે કહ્યું હતું કે આ સાંભળીને કોને ભેદજ્ઞાન ન થાય? થાય જ, કોઈ દીર્ઘ સંસારી હોય તેની અહીં વાત નથી. ત્યાં બે તગડા ભેગા થયા હતા અને અહીં અગિયાર ગાથા ભેળવીને બે ચોગડા ભેગા થયા એટલે ૪૪ ગાથાએ કહે છે કે અમે આટલી આટલી વાતથી માંડીને કહેતા આવીએ છીએ. તો આ સાંભળીને કોને આત્મભાન ન થાય? થાય જ.

હે ભવ્ય ! તને નકામો કોલાહલ કરવાથી શું પ્રયોજન છે? પ્રભુ ! પાંચ ઇંદ્રિયના વિષય બંધ કરીને અંદર જો તો એક ચૈતન્યધારા વહે છે, તેને શરીર, વાણી, અને પુણ્ય-પાપના પરિણામ સાથે કાંઇ પણ સંબંધ નથી.

પાંચ ઇંદ્રિયોનું લક્ષ બંધ કરી દે, આંખો બંધ કરી દે, તો પણ અંદર ઘણાં વર્ષોની સ્મૃતિ રાખી શકે એવી એક ચીજ છે, ઘણાં વર્ષોની વાતને જે સ્મરણમાં લાવી શકે છે, કાલે શું થયું હતું,

દશ વર્ષ પહેલાં શું થયું હતું, ગયા કાળમાં શું થયું હતું, તે બધું યાદ કરી શકે છે, તે યાદ કરનારો પોતે કોણ છે? શરીર અને ઇંદ્રિયોથી નિરાળો ચૈતન્યભગવાન છે, ચૈતન્યપદાર્થ છે તેને જો.

એક પરમાણુ બીજા પરમાણુનું કાંઇ કરી શકે નહિ, એક આત્મા બીજા આત્માનું કાંઇ કરી શકે નહિ એટલે હવે તું તારા જ આંગણામાં ઊભો રહે, કોઇ કોઇનું કાંઇ કરી શકે તેમ માનવું તે ત્રણકાળમાં જૂઠું છે, તો હવે કલબલાટ આવ્યો તારા ઘરમાં, તારે આંગણે. તારા આંગણામાં એટલે તારા ભાવમાં રહીને તારે તારું કેટલુંક બગાડવું છે?

છોકરો, સ્ત્રી, વગેરે તારું કાંઇ કરી શકે નહિ, દેવ-ગુરુ-શાસ્ત્ર પણ તારું કાંઇ કરી શકે નહિ. કોઇ તારું બગાડવા સમર્થ નથી, કોઇ તારું સુધારવા પણ સમર્થ નથી. તું કોઇનું બગાડવા સમર્થ નથી, તું કોઇનું સુધારવા પણ સમર્થ નથી. સર્વ દ્રવ્ય અસહાય છે. હવે તારે રહ્યું શું કરવાનું,? તારા ભાવમાંજ કરવાનું રહ્યું, ઊંધો ભાવ કરવો કે સવળો ભાવ કરવો તે તારા હાથમાં છે, કારણ કે પરનું તું કાંઇ કરી શકે તેમ નથી. જગતના દરેક પદાર્થો પરથી અસહાય છે. વિકારીભાવ થાય તેટલો હું એમ માનવામાં તું સમર્થ છો, પણ વિકારીભાવ કરીને તારે કરવું છે શું? હવે તારા આંગણામાં રહીને કોલાહલ કરીને શું કામ છે?

હવે મનમાં ભાવ થાય એટલા તારા હાથમાં છે પણ વિકારીભાવ થાય એ જ મારા છે એમ માનીને તારે લાભ શું કાઢવો છે? વસ્તુનો પરમ સ્વતંત્ર સ્વભાવ છે તો પરભાવને તારા માનીને તારે લાભ કયો કાઢવો છે?

શરીરાદિ, સ્ત્રી-કુટુંબાદિ, દેવ, ગુરુ, શાસ્ત્ર તારું કાંઇ કરી શકતા નથી, તું તેનું કાંઇ કરી શકતો નથી, તો બધેથી ઉપાડીને હવે તને એકકોર તારે ઘરે લાવ્યા, હવે કહે કે તારે આંગણામાં ઊભા રહીને તારું કેટલુંક બગાડવું છે?

તું નાતનું, સંઘનું કાંઇ કરી શકવાને સમર્થ નથી માટે હવે ઊભો રહે તારે આંગણે. હવે પુણ્ય-પાપની લાગણી છે તેનાથી જરીક તો જુદો પડ! કોલાહલ ને કલબલાટ અંદર કરી રહ્યો છે, પણ પર તે તારું કાંઇ ધોળી શકે તેમ નથી, ત્રિલોકનાથ તીર્થંકર પણ તારું કાંઇ કરી શકે તેમ નથી, વસ્તુનો આ પરમ સત્ય સ્વભાવ છે, આનાથી બીજું હોય તે જૂઠાણું છે.

હિંસા, જૂઠું, ચોરી આદિ પાપના પરિણામ અને સત્ય, દત્ત, દયા, દાન આદિ પુણ્યના પરિણામ તે બન્ને શુભાશુભ પરિણામમાં અટકીને તારે કેટલોક લાભ કાઢવો છે? કોલાહલને શાંત કર! ધીરો થા! ધીરો થા! તારી દયા હવે તું કર!

દેહડાબલીમાં ચૈતન્યભગવાન તદ્દન છૂટું તત્ત્વ છે, તે ચૈતન્યમૂર્તિમાં ઠર. પોતે-જાતે અનુભવ કર, પ્રત્યક્ષ અનુભવ કર. મન નહિ, રાગ નહિ, પરની અપેક્ષા નહિ, એમ પરના અવલંબન વગર પોતે એટલે જાતે અનુભવ કર, પરના આશ્રય વગર, જાતે એટલે પ્રત્યક્ષ અનુભવ કર. તારો ચૈતન્યમૂર્તિ સ્વભાવ જુદો છે તેની ઓળખાણ કર, તેમાં જ ઠર, ચૈતન્યમૂર્તિ આત્માને જાતે દેખ, ચળ્યા વિના નિશ્ચળ લીન થા.

અહીં તો આટલું આટલું સમજાવ્યાં પછી કહે છે કે હવે તું જુદો પડ, અનુભવ કર, એકદમ સમજ્યા વગર કરવા માગે તો ન થાય. અહીં તો આચાર્યદેવે કહ્યું છે કે છ મહિના તો અભ્યાસ કર, નિવૃત્તિ લે, બધી વાત મૂકી દે, અને માત્ર ચૈતન્યમૂર્તિને જ અંદર અભ્યાસ કરી પરથી જુદો પાડ. છ મહિના પણ વધારે કહ્યા છે તે આગળ કહેશે.

આત્મા ધ્રુવ ચૈતન્યમૂર્તિ, પરથી નિરાળો, અખંડાનંદ છે. તે ઘીના ઘી જેવો ઘન છે. જેમ શિયાળાનું ઘી જામી ગયું હોય-ઘન થઇ ગયું હોય, તે ઘીને આંગળી વડે ઉખેડ તો પણ ઉખડે નહિ એવું

કઠણુ-નકોર છે; તેમ આત્મા કઠણુ અને નકોર છે તેની અંદર કોઇ ચીજ પેસે તેમ નથી. તે ઘી જો અગ્નિના સંયોગે ઊનું થાય તો ઓગળે ને પહોળું થાય, ઢીલું થાય. તેમ આત્મા કર્મના સંયોગે રાગ-દ્વેષમાં જોડાય તો અવસ્થામાં ઉષ્ણુ થાય, ઢીલો થાય, પણ દ્રવ્ય તો નકોર જ છે, અખંડાનંદ જ છે. તે ખંડ ખંડ થતો નથી. તેવા ભગવાન આત્માનો એક છ મહિના અભ્યાસ કર.

પરદેશમાં પૈસા કમાવા ગયો ત્યાં કેટલાં વર્ષ ગુમાવ્યાં? પૈસા મારા છે તેમ તે ધૂળને પોતાની માની તેનો ધણી થયો, પણ પૈસા તો જડ છે, તો તે જડનો સ્વામી જડ હોય કે ચેતન્ય? જડનો સ્વામી-ધણી જડ જ હોય. જડ એવું જે શરીર, પૈસા વગેરેને પોતાનાં માને તે જડ જ છે કારણુ કે જડને પોતાનું માન્યું માટે પોતે જડ જ થયો, તેને આત્માનું ભાન નથી, અરે મૂરખ! તને તારણુહાર પૈસા નથી, તારા લાખ કે ક્રોડ પૈસા ઓગાળીને તને પાય તો તારી દુર્ગતિ અટકે તેમ નથી, તેમ લાખ કે ક્રોડ પૈસા કોઇને આપી દે તો ધર્મ થાય તેમ નથી.

ધર્મ તે આત્માનો સ્વભાવ છે, તે સ્વભાવને જરીક કલબલાટ મૂકીને જો. વેપારમાં કેમ એકમાં ન ફાવે તો બીજામાં ને બીજામાં ન ફાવે તો ત્રીજામાં, એમ ફાવ કરવા પ્રેર્યા કરે છે, અભ્યાસ કર્યા જ કરે છે. એમ આ ભગવાન ચૈતન્ય આત્મા જે નિજ ધનથી ભરપૂર છે, જે ધન ક્યારે પણ ખૂટે એવું નથી એવા આત્માની અમે તને વાત કરી તેને એકવાર અભ્યાસ કરીને જો તો ખરો! એમ કરવાથી પોતાના હૃદયસરોવરમાં જેનું તેજ, જેનો પ્રકાશ, જેનો પ્રતાપ પુદ્ગલથી ભિન્ન છે એવા આત્માની પ્રાપ્તિ થાય છે કે નથી થતી?

કેટલાક કહે છે કે અત્યારે અમને આવી ઝીણી વાત સમજાય નહિ, તેને આચાર્યદેવ કહે છે કે તું હૃદયસરોવરમાં જરીક તપાસ કર ને જો તો ખરો! અહીં આચાર્યદેવ શિષ્યને અંદર જોવાનું કહે છે.

આવું સમજયા વગર અનંતવાર જન્મ-મરણ કર્યાં. જેમ ગલૂડિયાં ને અણુશિયાં મરે તેમ મરણ કર્યાં. પણ તેની કાંઇ કિંમત નથી. મરનાર મરે અને ઘરનાં માણુસ બધાં ભેગા થઇને રોવે અને વળી વખાણ પણ કરે, કે ભાઇ તો જીવતા પણ પુણ્યશાળી અને મરતાં પણ કાંઇ વેદના ન ભોગવી માટે પુણ્યશાળી થયા. ગાંડા તે કાંઈ ગાંડા ! ગાંડાને કાંઇ શિંગડાં ઊગતાં હશે ? બાઇડી મારી, છોકરાં મારાં, પૈસા મારો, બધું મારુ મારું કરતો અજ્ઞાનની મૂઢતા લઇને ગયો છે, મરીને ક્યાંય ગયો હશે, તે વળી પુણ્યશાળી કેવો ? પુણ્ય-શાળી તો તે કહેવાય કે જે સ્વરૂપની ઓળખાણ કરી તેમાં લીન થઈ દેહને છોડે. સ્વરૂપની ઓળખાણવાળાને પુણ્યશાળી કહ્યો, તેમાં પુણ્યનો અર્થ આત્માની પવિત્રતા સમજવો.

તારા તત્ત્વની ઓળખાણ વગર તું જઇશ ક્યાં ? તે તત્ત્વની ઓળખાણ વગર તું માનતો હો કે મને લાભ થાય ને ધર્મ થાય પણ તે વાત હરામ છે. તારા આત્માના સ્વભાવની ખબર વગર તું ટકીશ ક્યાં ? મરવાના જોખમે દરિયામાં નીચે મોતી લેવા જાય. ત્યાં એટલી મહેનત કરે પણ આત્માનો અભ્યાસ કરવાનું આવે તો તેમાં મહેનત કરવી નથી.

મોટા પાંચ હજારના પગાર ખાય ને માને કે આ મારી મહે-નત અને ડહાપણનું ફળ છે પણ તે કાંઇ વર્તમાન ડહાપણનું ફળ નથી. મોટી એમ. એ. અને એલએલ. બી. ની ડીગ્રી મેળવે તે કાંઇ વર્તમાન પુરુષાર્થનું ફળ નથી, એ તો પૂર્વનું કારણ છે. પૂર્વે કાંઇક જ્ઞાનવરણીય કર્મ ઓછું બાંધ્યું હોય એટલે જ્ઞાનનો ઉઘાડ રહ્યો તેથી વર્તમાનમાં બુદ્ધિ ને કળા દેખાય છે, ને પૂર્વે કાંઇક કષાય મંદ કર્યો હોય તેથી વર્તમાનમાં પુણ્યનો ઉદય દેખાય તે પણ પૂર્વનું ફળ છે, છતાં ત્યાં પુરુષાર્થ પ્રેમથી કરશે; અને આ જે કહેવાય છે તેવી

આત્માની ઓળખાણ કરવી તે વર્તમાન પુરુષાર્થનું ફળ છે, ધર્મ તે પૂર્વના ઉઘાડથી કે પુણ્યથી થાય તેમ બીલકુલ નથી. ધર્મ તો વર્તમાન પુરુષાર્થથી જ થાય છે તો ત્યાં મહેનત કરવી જીવોને આકરી લાગે છે. જેમાં પુરુષાર્થથી નથી થતું ત્યાં મહેનત કરવી છે ને જ્યાં પુરુષાર્થથી થાય છે ત્યાં મહેનત કરવી નથી. મોટા વડા પ્રધાન થયા તે વર્તમાન પુરુષાર્થનું ફળ બીલકુલ નથી, કિંચિત્‌માત્ર નથી, પૈસા મેળવવાનો રાગ છે, ત્યાંસુધી જે વેપારથી, જે નોકરીથી, વગેરે જે રીતે પૈસા મળવાના હોય તે જાતનો વિકલ્પ આવ્યા વગર રહેશે નહિ. બુદ્ધિનો ઉઘાડ હોવા છતાં જો આત્માનું ભાન કરવાનો પુરુષાર્થ ન કર્યો તો ધમાય નમઃ એટલે અવતાર જવાના, માટે કહે છે કે જો પોતાના સ્વરૂપનો અભ્યાસ કરે તો પોતાના સ્વરૂપની પ્રાપ્તિ જરૂર થાય.

એકવાર કહ્યું હતું ને કે એક ગામમાં એક દશા શ્રીમાળીનો છોકરો હતો તે દશ વરસ ભણ્યો ત્યારે સો સુધી માંડ શીખ્યો, અને ભંગિયાનો છોકરો હોય તોપણ બુદ્ધિવાળો હોય, એટલે તેમાં એમ જ આવ્યું કે બુદ્ધિનો ઉઘાડ મળવો તે વર્તમાન પુરુષાર્થનું ફળ નથી. પોતાના સ્વરૂપનો અભ્યાસ કરે તો આત્માનો લાભ તુરત પુરુષાર્થથી થાય, જો પરવસ્તુ હોય તો તુરત પ્રાપ્તિ ન થાય.

પોતાનું સ્વરૂપ તો મોજૂદ છે પણ ભૂલી રહ્યો છે. જો ચેતીને દેખે તો પાસે જ છે, નજીક જ છે, નજીક એટલે તું જ છો એમ કહે છે. મરવાના જોખમે-દરિયામાં નીચે મોતી લેવા જાય પણ આત્માને પામવાનો અભ્યાસ કરવાની મહેનત કરવી નથી. ચૈતન્ય ભગવાન જ્ઞાન-આનંદથી ભરપૂર છે. શરીર, મન, વાણી તે બધું ધૂળ છે, મસાણમાં તે બધાંને ધૂળ થતાં નથી જોયાં? તે બધાં ધૂળ જ છે, કરું-મૂકું તે ભાવ, હિંસા-અહિંસાનો બધો ભાવ વિકાર છે. ને અંદર ચૈતન્યમૂર્તિ ભગવાન છે તે બધાથી નિરાળો નિર્વિકાર છે તેને તું જો તો ખરો! તેની પ્રાપ્તિ માટે એકવાર છ મહિના તેની જ

પાછળ પડીને અભ્યાસ કર, પછી જો તો ખરો ! આત્માની પ્રાપ્તિ થાય છે કે નથી થતી ! ધર્મ આત્માનો સ્વભાવ છે તે સ્વભાવને નિશ્ચલ લીન થઈ એકવાર તો જો ! જેનું તેજ, પ્રતાપ અખંડ છે તેનો એકવાર છ મહિના અભ્યાસ કરી તપાસ કર, પછી જો કે આત્માની પ્રાપ્તિ થાય છે કે નથી થતી ! જરૂર થશે જ.

ચેતીને દેખે તો રાગ-દ્વેષ, શરીર વગરનું જેવું સિદ્ધ ભગવાનનું સ્વરૂપ છે તેવો જ આત્મા અંદર બિરાજી રહ્યો છે, તેવો જ તને અનુભવાશે.

અહીં છ મહિનાનો અભ્યાસ કહ્યો તેથી એમ ન સમજવું કે એટલો જ વખત લાગે. તેનું થવું તો મુહૂર્ત માત્રમાં જ છે આત્માનું સ્વરૂપ પ્રગટાવવા માટે જો અભ્યાસ કરે તો તેની પ્રાપ્તિ મુહૂર્ત એટલે અડતાળીસ મિનિટમાં થાય તેમ છે પરંતુ શિષ્યને બહુ કઠણ લાગે તેથી અહીં છ મહિના કહ્યા છે. કોઈ કહે કે છ મહિનામાં થઈ જાય તે તો બહુ સહેલું કહ્યું, પણ સહેલું જ છે, તારો સ્વભાવ જાણ તો તારામાં જ છે, સહેલો જ છે.

કોઈ કહે કે આ અભ્યાસ તો બહુ કઠણ લાગે છે. બહુ કહેતા હો તો પચીશલાખની મૂડીમાંથી બાર લાખ છોકરાને આપું ને તેરલાખ ધર્માદામાં આપું. જો એમ પૈસાથી ધર્મ થતો હોય તો; એ રીતે ઝટ ધર્મ કરી દઈએ. પણ એ પૈસો ક્યાં તારી ચીજ છે? તે તો પરવસ્તુ છે માટે તેનાથી ધર્મ થાય ક્યાંથી ? ધર્મ તારે તારો કરવો છે ને ! તો તારો ધર્મ તારી ચીજમાંથી થાય કે પર ચીજમાંથી ? તારી ચીજ તારી પાસે છે તેનાથી ધર્મ થાય. આત્માએ પોતાનો સ્વભાવ ચૂકીને પરલક્ષ કર્યું છે, તેથી તેને દુર્લભ લાગે છે.

'અનુભવ પ્રકાશ'માં ચાંપા ભરવાડનું દૃષ્ટાંત છે. એક ચાંપા નામનો ભરવાડ હતો તે બધાની ગાયો ચારવા જાય એટલે બીજા માણસો તેને ઘેર પૂછવા આવે, એલા ચાંપા ! અમારી ગાય આવી

છે? તેમ ઘણીવાર બધા પૂછે; તેમાં ચાંપે એકવાર પીધો દારૂ, ને આવ્યો ઘેર, તેને એમ થયું કે હું ચાંપો નહિ, ઘરનું બારણું બંધ ને બાઇડી અંદર. પછી બારણે આવીને ઊભો, ને જે પેલા માણસો હરવખતે આવીને કહેતા તેમ આ પણ કહે છે કે એલા ચાંપા ! અહીં ચાંપો છે? એમ એક બે વાર કહ્યું, ત્યારે બાઇડીએ અંદરથી કહ્યું કે તમે કોણ છો? ત્યારે એને એમ થયું કે અરે ! હું જ ચાંપો. એમ આત્મા ચાંપો એટલે જ્ઞાન-આનંદરૂપ મોગરાની સુગંધવાળો છે, તે અજ્ઞાનને લઇને હું કોણ છું તેમ ભુલ્યો, તેણે શરીરાદિ અને રાગ-દ્વેષને પોતાનાં માન્યાં છે તેથી તે જ હું છું તેમ તેને થઈ પડયું છે કારણ કે અનાદિનો તે જ અભ્યાસ છે. તેમાં તેને સમજાવનાર શ્રી ગુરુ મળ્યા તેણે કહ્યું કે તારું સ્વરૂપ તો પરમ નિર્મળ સિદ્ધ જેવું છે, આ તેં માન્યું છે તે તારું સ્વરૂપ નથી. પછી તે સમજે એટલે કહે કે હા, આ મારું સ્વરૂપ નહિ, હું તો ભુલ્યો હતો.

જીવોને આ કાળે સમજવું દુર્લભ થઇ પડયું છે, પંચમ કાળ એટલે ઘણે ઠેકાણે ઊંધી પ્રરૂપણા ચાલે અને જાતે સમજી શકે નહિ તેથી લોકોને સમજવું અત્યારે મુશ્કેલ થઈ પડયું છે. તેમાં જ્યાં આત્માની વાત ચાલતી હોય તો કહે કે બન્ને ટાણાં આત્માની જ વાત, પણ એલા ! આત્મા સિવાય બીજી વાત શું કરવાની છે?

સત્‌સમાગમ વડે આત્માનું સ્વરૂપ શ્રવણ કરી સમજવાનો પ્રયત્ન કરે તો સમજાય, પણ ચૈતન્યમૂર્તિને ભૂલીને રાગ-દ્વેષ, પુણ્ય-પાપમાં સલવાઈ ગયો તેને કઠણ લાગે છે, અણઅભ્યાસે કઠણ છે, ઊંધું માને તો કઠણ ને મોંઘું છે. શાસ્ત્રમાં કહ્યું છે કે બોધિબીજ દુર્લભ છે. તે વાત સાચી છે, પરંતુ પોતાનો સ્વભાવ છે તે અપેક્ષાએ સુલભ છે. જો તેને માટે એકવાર તનતોડ અભ્યાસ કરીશ તો છ મહિનાથી વધારે કાળ નહિ લાગે

અત્યારે તો બહારનો બધો અભ્યાસ થઈ પડયો છે.

દેવચંદ્રજીએ કહ્યું છે કે:—

દ્રવ્યક્રિયા રુચિ જીવડા જી,
ભાવ ધરમ રુચિ હીન;
ઉપદેશક પણ તેહવા જી,
શું કરે જીવ નવીન રે—
ચંદ્રાનન જિન સાંભળીએ અરદાસ.

અત્યારે જીવોને ભાવધર્મની રુચિ ઘટી ગઈ છે, આત્મા શું? ધર્મ શું? મોક્ષ શું? મોક્ષમાર્ગ શું? તેના યથાર્થ સ્વરૂપને સમજવાની જીવોને રુચિ ઘટી ગઈ છે, અને બાહ્ય જડની ક્રિયામાં જ જીવો રચીપચી રહ્યા છે, શું જડની ક્રિયાથી ચૈતન્યનો ધર્મ થતો હશે? એટલું પણ વિચારવાનો અવકાશ નથી, શું કરે? ઉપદેશ આપનાર પણ માથે તેહવા મળ્યા છે, તેથી બિચારા જીવો શું નવીન કરી શકે? એમ દેવચંદ્રજી ચંદ્રાનન ભગવાનની સ્તુતિ કરતાં અરદાસ કરે છે.

જીવો જડ ક્રિયામાં જ ધર્મ માની બેઠા છે, ધર્મ શું છે તેની કાંઇ ખબર નહિ, જે બાજુનો ઉપદેશ મળે તે બાજુ હા એ હા પાડે. જેમ ધજાની પૂછડી જે બાજુનો પવન આવે તે બાજુ લટપટ થાય; તેમ પોતે કાંઈ નિર્ણય કરે નહિ અને જે બાજુનો ઉપદેશ મળે તે બાજુ ' જે મહારાજ જે ' કર્યા કરે. સત્ય–અસત્યની પરીક્ષા ન કરવી ને સહેલું હોય તે ઠીક એમ માની લેવું, જ્યાં આત્માની વાત ચાલતી હોય ત્યાં એમ કહે કે આણે તો આખો દિવસ આત્મા, આત્મા ને આત્મા જ માંડયો છે, એમ તે વાતમાં અરુચિ કરે. પણ કોઈ બહારમાં પૈસાથી, ક્રિયાથી, કે શુભ પરિણામથી ધર્મ બતાવે તો તેને રુચિકર લાગે, અને કહે કે તમે કહો છો તે ઠીક લાગે છે. ઝટ દઇને મનુષ્યપણાનો છૂટકારો! હા, ભવનો છૂટકારો નહિ પણ મનુષ્યપણાનો છૂટકારો એટલે કે મનુષ્યભવ હારીને ક્રમે ક્રમે દુર્ગતિમાં ચાલ્યો જવાનો; ફરીને મનુષ્યભવ અનંતકાળે પણ મળવો મુશ્કેલ થઇ પડે.

જે ભાવે બંધન થાય તે ભાવે મોક્ષ ન થાય, જે ભાવે મોક્ષ થાય તે ભાવે બંધન ન થાય, જે ભાવે મનુષ્યપણું મળે તે ભાવે મોક્ષ ન થાય, જે ભાવે તીર્થંકર ગોત્ર બંધાય તે ભાવે મોક્ષ ન થાય, અને જે ભાવે મોક્ષ મળે તે ભાવે તીર્થંકર પ્રકૃતિ કે મનુષ્યપણું વગેરે કાંઈ ન મળે. આચાર્યદેવ કહે છે કે જે વિધિથી અને પદ્ધતિથી કહેવાય છે તે વિધિથી અને પદ્ધતિથી જો સમજ તો જન્મ મરણ નહિ રહે, અવતાર નહિ રહે, બંધન નહિ રહે.

આચાર્યદેવ કહે છે કે અરે ભાઈ! જેમાં તારું કાંઈ પ્રયોજન સિદ્ધ થતું નથી તેમાં તું નકામો પ્રયત્ન કરી રહ્યો છે, પણ અમે કહીએ છીએ તેમાં તું એક વાર તો છ મહિના અભ્યાસ કર. ચૈતન્ય-સ્વરૂપને સમજીને તેમાં લીનતાનો એકવાર તો સતત્‌પણે તેની પાછળ પડીને છ મહિના અભ્યાસ કર, એકવાર ખરેખર છ મહિના અભ્યાસ કર, તો આત્માની પ્રાપ્તિ થયા વગર રહેશે નહિ, જરૂર થશે જ.

આચાર્યદેવે છ મહિનાનો અભ્યાસ કરવાનું કહ્યું એટલે શિષ્ય જિજ્ઞાસાથી પૂછે કે ભગવાન! આત્મામાં જે પુણ્ય-પાપના ભાવ, દયા-હિંસાના ભાવ, ભક્તિ, પૂજા કે વ્રતના ભાવ થાય છે તેને આપે જીવ ન કહ્યા પણ તેનાથી જુદો આત્માનો જે જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવ છે તેને જીવ કહ્યો, તો આ પુણ્ય-પાપ આદિના ભાવો તો કથંચિત્ ચૈતન્ય સાથે સંબંધ રાખે છે, કોઇ પ્રકારે ચૈતન્યની અવસ્થામાં થતાં પ્રતિભાસે છે, પણ ચૈતન્ય સિવાય જડમાં, લાકડામાં, થતા દેખાતા નથી, જુઓ, આ શિષ્યને જિજ્ઞાસા થઈ એટલે પરિણામ જોવા શીખ્યો શિષ્યે શું કહ્યું! હર્ષ, શોક, સુખ, દુઃખ, તેનું વેદન આત્મા સાથે સંબંધ રાખતું પ્રતિભાસે છે, પરંતુ તે ભાવો કાંઇ જડમાં દેખાતા નથી તો તેને જડના કેમ કહ્યા? શિષ્ય પોતે અંદર જે રાગ દ્વેષની આકુળતાનું વેદન થઇ રહ્યું છે તે વેદનને જોઇને પ્રશ્ન કરે છે. હવે આચાર્યદેવ ૪૫ મી ગાથામાં આકુળતા અને અનાકુળતાનું સ્વરૂપ સમજાવશે. ॥ ૪૪ ॥

૧૯૯૯ આસો વદ ૪ રવિ.

આચાર્યદેવે પુણ્ય-પાપના મલિન ભાવ થાય છે તે જડના કહ્યા, શરીર આદિના રજકણ તો જડ છે પણ અંદર જે કામ-ક્રોધના વિકારી ભાવ થાય છે તેને પણ જડ કહ્યા.

જેટલી પુણ્ય-પાપની લાગણી થાય છે તે બધી બાહ્ય લક્ષે થાય છે. તે બધી ઉપાધિ છે, તે ઉપાધિ જેટલો આત્મા માન્યો તેણે પોતાનો નિર્મળ સ્વભાવ જુદો છે તે સ્વભાવ ન માન્યો, એટલે તેનાથી છૂટું પડવું, ધર્મ કરવો, મુક્તિ કરવી, તે તો કાંઈ રહ્યું નહિ. જેને પર વિષે પોતાપણાની બુદ્ધિ છે તેને પોતાની શ્રદ્ધા નથી, પોતાના જુદા નિર્મળ સ્વભાવની પ્રતીત નથી; જેણે વિકારને પોતાનો માન્યો તે તેને ટાળવાનો અને સ્વરૂપમાં ઠરવાનો પ્રયાસ પણ કેમ કરશે? આચાર્યદેવ કહે છે કે વિકારીભાવને પોતાના ન માન અને સ્વરૂપની શ્રદ્ધા, જ્ઞાન, અને ચારિત્ર કરી ઠર તો તે વિકાર ટળી જાશે.

હિંસા આદિના અશુભ પરિણામ અને દયા, દાન, પૂજા, આદિના શુભપરિણામ તે બધા વિકારી પરિણામ છે, તેનાથી રહિત એકલા ચૈતન્યસ્વભાવની નિરાળી પ્રતીત, નિરાળું જ્ઞાન, અને નિરાળી સ્થિરતા તે જ મોક્ષનો માર્ગ છે, આ સિવાય મુક્તિનો પંથ ત્રણકાળ ત્રણલોકમાં નથી.

જીવો બંધનભાવને નાશ કરવા માગે છે એટલે એમ સિદ્ધ થાય છે કે બંધનભાવ અને બંધનથી છૂટવું બન્ને આત્મામાં છે, પરમાં ક્યાંય નથી; અને બંધનભાવથી જુદો એવો જીવસ્વભાવ પણ છે માટે જ બંધનભાવને નાશ કરવાનો ભાવ ઊઠે છે.

શિષ્ય કહે છે કે પ્રભુ! આપે તો એકલો સ્વભાવ, જાગ્રત સ્વભાવ, જાણનાર સ્વભાવને જીવ કહ્યો, જે જે ભાવો થાય તેને

જાણી લેવું, પણ તે ભાવોમાં ન ભળવું એટલે તેને ટાળવા, એવા એકલા ચેતવાના સ્વભાવને જ જીવ કહ્યો, પણ પ્રભુ ! અંદર જે ક્રોધાદિ ભાવ થાય છે, તે કાંઇ લાકડામાં થતા નથી, ચૈતન્યમાં થતા દેખાય છે, કોઈ અપેક્ષાએ ચૈતન્યમાં થતા હોય તેમ લાગે છે, ચૈતન્ય સાથે સંબંધ રાખતા દેખાય છે.

લાકડા આદિમાં કામ-ક્રોધ થાય-તેવું કોઇ દિવસ સાંભળ્યું નથી, કે ભાળ્યું નથી, એ તો પુદ્ગલ છે, જડ છે, એમાં ક્યાંય આત્મા નથી.

જડમાં ક્રોધ દેખાતો નથી, જીવ વગરનું એકલું મુડદું કાંઈ ક્રોધ કરે ? દયા, સત્ય આદિ પુણ્યના પરિણામ અને હિંસા, અસત્ય આદિ પાપના પરિણામ એ બધા આત્મા સાથે સંબંધ રાખતા હોય તેમ ભાસે છે. અને પ્રભુ ! આપે તો તેને તદ્દન જડ કહ્યા; એ બધા વિકારી પરિણામને જડ કહ્યા, અને વિકારી પરિણામને પોતાના માનું તો મને જડ કહ્યો, પણ પ્રભુ ! તે બધા વિકારીભાવ મારામાં થતા જણાય છે, જૂઠું બોલું સત્ય બોલું, વગેરે મારા પરિણામમાં થતું જણાય છે, માટે પ્રભુ ! આનું શું સમાધાન છે તે બતાવો. શિષ્ય પરિણામને જોઇને પ્રશ્ન પૂછે છે.

**अट्ठविहं पि य कम्मं सव्वं पुग्गलमयं जिणा विंति ।**
**जस्स फलं तं वुच्चइ दुक्खं ति विपच्चमाणस्स ॥ ४५ ॥**

અર્થ:—આઠે પ્રકારનું કર્મ છે તે સર્વ પુદ્ગલમય છે એમ જિનભગવાન સર્વજ્ઞદેવો કહે છે-જે પકવ થઈ ઉદયમાં આવતા કર્મનું ફળ પ્રસિદ્ધ દુઃખ છે એમ કહ્યું છે.

---

રે ! કર્મ અષ્ટ પ્રકારનું જિન સર્વ પુદ્ગલમય કહે,
પરિપાક સમયે જેહનું ફળ દુઃખ નામ પ્રસિદ્ધ છે. ૪૫.

શિષ્યના પ્રશ્નનો ઉત્તર આચાર્યદેવ આપે છે કે ભાઈ! ધીરો થા, આત્મા તો નિરાળું તત્ત્વ છે, અનંત જ્ઞાન, સુખ વગેરેથી ભરેલું છે, અને વિકાર છે તે તો દુઃખસ્વરૂપ છે, દુઃખ પોતાનો સ્વભાવ નથી માટે તે પુદ્ગલમય છે, અનાદિની ભૂલને લઈને વિકારી પરિણામને પોતાના માન્યા છે, વિકારી પરિણામમાં અટકી પડયો છે, શુભાશુભ પરિણામ થાય એટલો હું એમ માની બેઠો છે, તારી ભૂલને લઈને હિત થતું નથી, હવે છોડ તારી ભૂલ, ને ઠર આત્મામાં. આચાર્યદેવ ધર્મ ક્યાં હોય તે બતાવે છે. “वत्थु सहावो धम्मो” વસ્તુનો સ્વભાવ તે ધર્મ. આત્મા એક વસ્તુ છે માટે આત્માનો સ્વભાવ તે ધર્મ છે. ધર્મ ક્યાંય બહાર નથી પણ આત્મામાં જ છે. પુણ્ય-પાપ આદિ પોતીકાનું મૂળ સ્વરૂપ નથી, માટે તે પુદ્ગલમય છે, તે આકુળસ્વરૂપ છે, આત્મા અનાકુળ સ્વરૂપ છે, માટે વિકારી ભાવો તે પુદ્ગલ કર્મનું ફળ છે, તેથી તે પુદ્ગલમય છે

અધ્યવસાન આદિ સમસ્ત ભાવોને ઉત્પન્ન કરનારું જે આઠ પ્રકારનું જ્ઞાનાવરણ આદિ કર્મ છે, તે બધુંય પુદ્ગલમય છે એવું સર્વજ્ઞનું વચન છે.

આત્મા તો બધા સરખા છે પણ તેમાં કોઈને જ્ઞાનનો ઉઘાડ વધારે અને કોઈને જ્ઞાનનો ઉઘાડ ઓછો એવો જે ફેરફાર દેખાય છે તે અનાદિથી પોતે ભૂલ કરી છે તેનું કારણ છે, પોતાના જ્ઞાનના વિકાસમાં ન રહેતાં જ્ઞાનની હીણી અવસ્થા પોતે કરી નાખી છે. પોતે જ્ઞાનના વિકાસમાં ન રહ્યો ત્યારે જ્ઞાનાવરણીય કર્મને નિમિત્ત કહેવાય છે કે જ્ઞાનાવરણીય કર્મે જ્ઞાન ગુણ રોકયો.

પોતે પોતાની દર્શન-શક્તિના વિકાસમાં નહિ રહેતાં, પરમાં નજર કરીને પોતે અટકયો ત્યારે દર્શનાવરણીયને નિમિત્ત કહેવાય છે કે દર્શનાવરણીયે દર્શનગુણ રોકયો.

મોહનીય એટલે પોતે પોતાની આનંદશક્તિને ભૂલે અને

રાગ-દ્વેષરૂપ પોતાને માને, વિકારીભાવોમાં અટકે ત્યારે મોહનીય કર્મની હાજરી હોય છે.

અંતરાય એટલે હું અનંત વીર્યવાળો છું એમ નહિ માનતાં હું રાંકો છું એમ પોતાના બળને હીણું માને છે તેથી તેનું વીર્ય અટકી જાય છે. પોતે અટકયો ત્યારે વીર્યાંતરાયને નિમિત્ત કહેવાય છે કે વીર્યાંતરાય કર્મે વીર્ય-બળ રોકયું, પણ પરદ્રવ્ય આત્માને રોકી શકે નહિ, પણ પોતે અટકે ત્યારે જ્ઞાનાવરણીય આદિ કર્મોને નિમિત્ત કહેવાય છે.

બીજાં ચાર અઘાતિકર્મો બહારના સંયોગ સાથે સંબંધ રાખે છે, તે ચાર કર્મ બહારનાં ફળ આપે છે.

શાતા-અશાતા થવી તે વેદનીય કર્મ, શરીરમાં ઠીક રહેવું-ન રહેવું તે બધું વેદનીય કર્મને કારણે છે.

શરીર ટકવું-ન ટકવું તે આયુષ્ય કર્મને કારણે છે. કોઇ કહે કે હું શરીરને વધારે ટકાવી દઉં તો તે ટકે નહિ, જેટલું આયુષ્ય હોય તેટલું જ ટકે, તેનું કારણ આયુષ્ય કર્મ છે.

રૂપાળું શરીર, કાળું શરીર, સારો કંઠ મળવો કે ન મળવો, શરીરની સારી આકૃતિ મળવી કે ન મળવી વગેરેનું કારણ નામકર્મ છે.

ઊંચ-નીચ જાતિમાં અવતાર થાય છે તેનું કારણ ગોત્રકર્મ છે.

જેમ આ શરીર આદિની જાડી માટી છે તેમ અંદર કાર્મણ શરીરની ઝીણી માટી છે તે પુદ્‌ગલ છે. આચાર્યદેવ કહે છે કે આઠે કર્મની જે માટી છે તે પુદ્‌ગલમય છે એમ સર્વજ્ઞ ભગવાને કહ્યું છે.

સામે બીજી ચીજ ન હોય અને એકલો આત્મા ભૂલ કરે તો ભૂલ આત્માનો સ્વભાવ થઈ જાય, ભૂલ સ્વભાવ થઇ જાય તો ભૂલ કોઇ દી ટળે નહિ, જ્ઞાનસ્વરૂપ-આનંદસ્વરૂપ એકલું હોય, અને બીજી ચીજ જોડ ન હોય તો તેને ભૂલ થવાનું કારણ શું? માટે

બીજી ચીજ ભૂલમાં નિમિત્ત છે અને તે બીજી ચીજનો ઉપાધિભાવ પોતામાં કલ્પાય છે, પોતામાં છે તેમ સમજાય છે. ત્યારે તે બીજી ચીજ કર્મ તે ભૂલમાં નિમિત્ત થાય છે, બીજું નિમિત્ત સામે છે તો તેના ઉપાધિભાવને પોતાનો માને છે અને પોતે ભૂલે છે, બીજી ચીજ હોય તો ભૂલ થાય, એકલું પોતાનું શુદ્ધ સ્વરૂપ હોય તો તેને ભૂલવાનું કારણ શું? સાથે બીજી ચીજ હોય અને તે પોતાની કલ્પાય તો પોતાના આનંદસ્વરૂપને ચૂકાય, માટે બીજી ચીજ કર્મ છે અને ભૂલ થવામાં તેની હાજરી છે, ભૂલ કરે છે પોતે પણ ભૂલ થવામાં પુદ્‌ગલકર્મની હાજરી છે.

એક પવિત્ર આત્મા અને બીજો પવિત્ર આત્મા, તેમ સામસામા પવિત્ર આત્મા હોય તો પણ ભૂલ ન થાય. એક જાતિના સ્વભાવવાળા એવા ચૈતન્યઆત્મા સામસામા હોય તો પણ ભૂલ ન થાય, માટે ભૂલમાં નિમિત્ત વિલક્ષણ જાતિવાળું કર્મ છે. વિલક્ષણ જાતિવાળું જે હોય તે જ ભૂલમાં નિમિત્ત હોય, માટે એમ સિદ્ધ થાય છે કે ભૂલમાં નિમિત્ત પુદ્‌ગલકર્મ છે.

કર્મના ફળમાં જોડાય ત્યારે રાગ-દ્વેષના ભાવ થાય છે, પણ અંદર આત્માના ગુણમાં જોડાય તો રાગ-દ્વેષ થાય તેમ બને નહિ. ગુણમાં જોડાવાથી પણ જો રાગ-દ્વેષ થતા હોય તો તે ટળે ક્યારે? માટે રાગ-દ્વેષ કર્મના ફળમાં જોડાવાથી થાય છે, માટે તે આત્માનો સ્વભાવ નથી.

જેટલો વિકારીભાવ થાય તે આત્માના આનંદને રોકવાવાળો છે, માટે જે આનંદને રોકે તે આત્માની જાત ક્યાંથી હોય! કર્મનું સ્વરૂપ આત્માથી વિલક્ષણ જાતિવાળું દુઃખસ્વરૂપ છે, કર્મ કહો કે રાગ-દ્વેષરૂપ વિકારીભાવ કહો તે બન્ને એક જ છે, કારણકે પુદ્‌ગલ કર્મના નિમિત્તે થતા રાગ-દ્વેષ પુદ્‌ગલમય જ છે, માટે બન્નેને એક કહ્યા છે.

નિમિત્ત ઉપર દૃષ્ટિ કરે ત્યારે પુણ્ય-પાપના ભાવ થાય છે અને આત્મા ઉપર દૃષ્ટિ રાખે તો પુણ્ય-પાપના ભાવ ન થાય, માટે રાગ-દ્વેષ તે પર સંયોગે થાય છે માટે પરના છે. અશુદ્ધ અવસ્થા થાય છે પોતામાં, પણ પોતાના સ્વભાવમાં તે નથી તે અપેક્ષાએ પરના છે.

કેટલાક કહે છે કે આ વાત અમને ઝીણી પડે છે, પણ જો પાંચ દશ લાખ પોળિયા ( રૂપિયા ) ભેગા કરવા હોય તો ત્યાં ડહાપણ કરશે કે એ તો આમ વેપાર કરીએ તો આમ રૂપિયા મળી જાય, ને જો ખોટ જેવું લાગે તો એકદમ બંધ કરી દઇએ, એ તો ભાઇ! વેપાર કરવાની કળા આવડવી જોઇએ. એમ ત્યાં ડહાપણ કરે, તે બધું તો તારા પુણ્ય હોય તો મળે, પુણ્ય ન હોય તો ગમે તેટલી મહેનત કર તો પણ કાંઇ ન મળે, જે પુણ્યાધીન છે, પોતાના હાથની વાત નથી ત્યાં ડહાપણ કરશે, અને જે પોતાના હાથની વાત છે, પોતે કરી શકે તેમ છે એવા આત્માના હિતની વાત થતી હોય ત્યાં કહેશે કે અમને સમજાતું નથી, આમ જીવોએ અનંતકાળથી પોતાને સમજવાની દરકાર જ કરી નથી.

આ આત્મા એક વસ્તુ છે, પદાર્થ છે, ધ્રુવ-અવિનાશી ચીજ છે, તે જ્ઞાન અને આનંદની મૂર્તિ છે, તેવા આત્મામાં ઠીક-અઠીકના વિકલ્પ હોય નહિ, પરંતુ ઠીક-અઠીકના ભાવ થતા દેખાય છે તે કર્મજનિત ઉપાધિ છે. તે કર્મજનિત ઉપાધિને પોતાની માનવી તે ઊંધો અધ્યવસાન છે; ઊંધો અધ્યવસાન-ઊંધી રુચિ-ઊંધી માન્યતા, તે બધી કર્મજનિત ઉપાધિ છે માટે પુદ્ગલ છે, તેમ સર્વજ્ઞ ભગવાનનું વચન છે. આચાર્યદેવ કહે છે કે સર્વજ્ઞ ભગવાને તેને પુદ્ગલ કહેલ છે.

વિપાકની હદે પહોંચેલા તે કર્મના ફળપણે જે કહેવામાં આવે છે તે, અનાકુળતાલક્ષણ જે સુખ નામનો આત્મસ્વભાવ તેનાથી વિલક્ષણ હોવાથી, દુઃખ છે.

વિપાકની હદે પહોંચેલા કર્મફળ એટલે જેમ ચોખા કાચાના પાકા થાય છે તે પાક ચોખાનો છે, કાળીજીરીનો ચા કરે ત્યારે તેમાં કડવાશનો પાક આવે છે તે પાક કાળીજીરીનો છે; તેમ કર્મે શુભાશુભભાવરૂપ ફળ દીધું તે કર્મનો પાક છે, તે આત્માના સ્વભાવથી વિપરીત, લક્ષણવાળું હોવાથી દુઃખરૂપ છે. આત્મા તો આનંદમૂર્તિ, સુખનો સાગર છે, તેમાં જે રાગ-દ્વેષને પુણ્ય-પાપના ભાવનો સ્વાદ આવે છે તે કર્મનો સ્વાદ છે.

માણસો કહે છે ને કે, કેરી ખાતાં અમને કેરીનો રસ આવી ગયો, તો કેરી ચીજ જડ છે કે ચૈતન્ય? તે જડ રજકણો છે, તે જડ રજકણો ચૈતન્ય ખાઇ શકે ખરો? ખરી રીતે તો એમાં એમ છે કે આ કેરી મીઠી છે તેનો આત્મા જાણનાર છે પણ અનાદિથી મૂઢ જીવે કોઇ દી વિચાર કર્યો નહિ કે આ રસ શેમાંથી આવે છે, તેમ દૂધપાક, ખાસુંદી, આસડતો હોય, તેમાં પણ પરમાંથી મને રસ આવે છે તેમ માને છે.

તેમ પુણ્ય-પાપના રસનો સ્વાદ કર્મમાંથી આવે છે પણ આત્મા પોતાના નિરાકૂળ આનંદને ભૂલીને શુભાશુભભાવના રસને પોતાનો સ્વાદ માને છે.

કેરીનો રસ કેરીમાં છે પણ તે રસને મારો રસ છે એવી ઉંધી માન્યતાને લીધે અજાની રાગ કરે છે, તે કેરી અને દૂધપાક વાસણમાં પડયા પણ તેનામાં છે, અને મોઢામાં પડયા પણ તેનામાં છે, મોઢામાં પડયા પણ તારા આત્મામાં કાંઇ આવી જતા નથી, એવી રીતે કર્મનો રસ કર્મમાં પડયો પણ કર્મનો છે, અને વિપાકમાં આવ્યો પણ કર્મનો જ છે.

હું શુદ્ધ ચૈતન્ય પવિત્ર છું તેમાં દ્રષ્ટિ નહિ આપતાં આત્મામાં અનાકુળ સુખ છે તે સ્વભાવને ભૂલીને તેનાથી વિલક્ષણ

એટલે વિપરીત લક્ષણવાળા આકુળતારૂપ શુભાશુભ લાગણીના ભાવો તે કર્મનો વિપાક છે. તે દુઃખરૂપ છે, તેને પોતાના માન્યા તે દુઃખ છે.

વિકારી અવસ્થાના પાક ઉપર દૃષ્ટિ કરે છે તેથી તેને આકુળતા થાય છે. જ્યાં શરીરમાં તાવ આવ્યો ત્યાં અરર ને ઓય ઓય કરે પણ તાવ આવ્યો શેમાં? શરીરમાં, શરીરના રજકણ ઊના થાય છે એના ઉપર તારી દૃષ્ટિ પડી છે તેથી હર્ષ-શોક થાય છે, આત્મા જ્ઞાનમૂર્તિ છે તેના ઉપર નજર કરે તો હર્ષ-શોક ન થાય. ભાઈ! આ સ્પર્શ ઊનો થાય, પણ આત્મા ઊનો ન થાય, જ્યાં સ્પર્શ ઊનો થયો ત્યાં તેનો આરોપ નાખે આત્મા ઉપર કે હું ઊનો થઈ ગયો, પણ તેમાં તું એટલું તો જો, કે ટાઢું-ઊનું જડ છે કે ટાઢો-ઊનો તું છો? ટાઢું-ઊનું શરીર થાય ત્યાં આત્મા માને કે ટાઢો-ઊનો હું થયો તે કર્મના વિપાક (ફળ) ઉપર નજર કરી તેથી દુઃખ છે.

આત્મા સ્ફટિક જેવો શુદ્ધ છે તેમાં કર્મનું ફળ જણાય છે. તે જ્યાં જણાયું ત્યાં પોતાનું માન્યું તે જ દુઃખ છે. પુણ્ય-પાપના સંયોગ મળ્યા તેમાં બહારની સગવડતા મળે ત્યાં અનુકૂળતા કલ્પી સુખ માને, અને ઇચ્છાથી વિરુદ્ધ જ્યાં સંયોગ મળ્યા ત્યાં તેમાં પ્રતિકૂળતા કલ્પી દુઃખ માને છે તે મૂઢ છે.

દુઃખમાં જ આકુળતાલક્ષણ અધ્યવસાન આદિ ભાવો સમાવેશ પામે છે, તેથી જો કે તેઓ ચૈતન્ય સાથે સંબંધ હોવાનો ભ્રમ ઉપજાવે છે તો પણ, તેઓ આત્માના સ્વભાવો નથી પણ પુદ્ગલ સ્વભાવો છે.

કર્મનું ફળ તે દુઃખ છે અને દુઃખનું લક્ષણ આકુળતા છે તે આકુળતામાં બધા શુભાશુભભાવો આવી જાય છે, શુભ અને અશુભ બન્ને ભાવો આકુળતા સ્વરૂપ છે, તે આત્માનો સ્વભાવ નથી પણ કર્મનું ફળ છે. આત્મા જાણવાના પડખે ન ઊભો રહ્યો ને કર્મના પડખે ઊભો રહ્યો તે દુઃખ અને આકુળતા સ્વરૂપ જ છે. જે જેના

પડખે ઊભો રહે તે તેના જેવો થઈ જાય. જેમ કોઇ સારો બ્રહ્મચારી ને સારી સતી હોય તે કુલટા અને કુલિંગનો સંગ કરે તો સમજવું કે તેને કુલટાના ભાવની પ્રીતિ છે માટે તે ખરો બ્રહ્મચારી નથી. એમ ભગવાન સર્વજ્ઞદેવે કર્મને કુશીલસ્વભાવ કહ્યો છે, તે આત્માનો સ્વભાવ નથી, તે સ્વભાવને પોતાનો માને ને આત્માનો સ્વભાવ ચૂકે તેને ભગવાન કુશીલ કહે છે, આત્માનો સંગ મૂકી અને પરનો સંગ કરે તે કુશીલ છે, આત્માનો અંતર વિષય ચૂકીને જેટલું બાહ્ય પુણ્ય-પાપના વિષય ઉપર લક્ષ જાય તે દુઃખ જ છે, તે કુશીલ છે.

પ્રશ્નઃ—પાપ તો ખરાબ છે પણ પુણ્યને પણ ખરાબ કહેશો?

ઉત્તરઃ—પાપના ભાવ છોડવા માટે પુણ્યના ભાવ કરવા તે ઠીક છે. પરંતુ પુણ્ય-પાપને પોતાનાં માનવાં તે આત્માનું ખૂન કરવા બરાબર છે, પુણ્યથી આત્માનો ધર્મ થાય તેમ માનનાર પણ આત્માની હિંસા જ કરી રહ્યો છે. ધર્મ તો આત્માના સ્વભાવને ઓળખવાથી જ થાય છે. આત્માનો જે સ્વભાવ છે તેનું સાચું ન થયા વિના સાચું વર્તન થઇ શકે નહિ.

આત્મા સુખસ્વરૂપ છે તે તરફ દૃષ્ટિ નહિ મૂકતાં પોતાને નમાલો માની લક્ષ્મી આદિ તરફનો રાગ કરે તે દુઃખ છે, દુઃખ છે તે પોતાનો સ્વભાવ નથી, પણ પુદ્‌ગલ-કર્મનું ફળ હોવાને લીધે તે પુદ્‌ગલનો સ્વભાવ છે. તે દુઃખ ચૈતન્યની પર્યાયમાં થતું દેખાય છે માટે ચૈતન્યનો સ્વભાવ જાણે કેમ હોય, તેવો ભ્રમ ઉપજાવે છે પણ તે ચૈતન્યનો સ્વભાવ નથી.

જુનાં પુણ્ય-પાપનો ભોક્તા થયો તેથી નવાં કર્મનો કર્તા થયો, તે કર્મનું કર્તા-ભોક્તાપણું તે જ દુઃખ છે, જો સ્વભાવમાં જ કર્તા-ભોક્તા રહે તો આકુળતા થાય નહિ; અલ્પ રાગાદિ થાય પણ તેને પોતાના માને નહિ.

જુનાં પુણ્ય ફળ્યાં તે પણ દુઃખ છે અને નવાં પુણ્ય બંધાય તે પણ દુઃખ છે કારણ કે પુણ્ય આત્માનો સ્વભાવ નથી, પુણ્ય તો વિકાર છે તેને પોતાનું માનવું તે અનંત જન્મ-મરણનું કારણ છે.

આત્મા શુભાશુભ ભાવ કરી શકે, બાકી પરનું કરી શકવાની વાત ત્રણકાળ ત્રણલોકમાં ખોટી છે. શુભાશુભ ભાવ તે આત્માનો સ્વભાવ નથી, આત્માની નિર્મળ જ્યોતિથી, હર્ષ-શોકના ભાવ, શુભાશુભ ભાવ તે વિલક્ષણ છે માટે દુઃખ જ છે. રાગાદિ ભાવો તે સ્વભાવથી વિલક્ષણ છે, તેથી દુઃખરૂપ છે, તે બધાનો દુઃખમાં જ સમાવેશ થાય છે. આત્માના ગુણથી જુદા કોઇ પણ ભાવ થાય તે બધા ખેદસ્વરૂપ જ છે, તે કોઈ ભાવ સ્વભાવમાં સ્થિર થતા નથી માટે બધા દુઃખરૂપ જ છે.

આવી વાત સમજતાં આકરી પડે, પણ સંસારનાં કોઈ કામ ઉકેલવાં હોય તો ઝટ ઉકેલે, સૂતરની ગાંઠ પડી ગઇ હોય તો હળવે હળવે તે ગાંઠ કાઢવા ધીરો થાય, તેમ અનાદિની આત્મામાં જે ઊંધા ભાવની ગાંઠ પડી ગઇ છે તે ગાંઠ કાઢવા ધીરો ન થાય તો ગાંઠ ક્યાંથી ખૂલે? અનંતા જીવો આત્માની ગાંઠ ઉકેલીને મુહૂર્તમાં એટલે બે ઘડીમાં પુરુષાર્થ કરીને કેવળજ્ઞાન પામ્યા છે, આ જ રીતે પામ્યા છે. આ સિવાય બીજો ઉપાય નથી, માટે આ જ રીતે સમજ, ન સમજાય તો ધીરો થા! ધીરો થા! સાંભળ! પકડ આત્માને! આ બધા ભાવો તે સ્વભાવના નથી તેથી દુઃખરૂપ છે તે બધા દુઃખમાં જ સમાવેશ પામે છે.

દુઃખરૂપ ભાવમાં ચેતનતાનો ભ્રમ ઉપજે છે એટલે કે તેનો ઉદય થતાં-વિપાક થતાં-ફળ થતાં અજ્ઞાનીને એમ લાગે છે કે આ રાગ-દ્વેષ અને પુણ્ય-પાપ જાણે કે મારામાંથી થતાં હોય, જાણે કે મારો સ્વ-ભાવ હોય એવી ભ્રમણા થાય છે. પોતાની અશુદ્ધ અવસ્થામાં થાય છે તેથી એમ લાગે છે કે આ મારા આત્મામાં જ કેમ હોય! મારો

સ્વભાવ કેમ હોય! તેવો ભ્રમ ઉપજે છે, તો પણ તે આત્માનો સ્વભાવ નથી પણ પુદ્ગલનો સ્વભાવ છે. તત્ત્વનું મંથન કર, વિચાર કર, ગમે તેમ કરીને સમજ.

તત્ત્વ સમજ્યા વગર જન્મ-મરણની ડાંગ માથે ઊભી છે, સ્વભાવને માન તો મુક્તિ મેળવ, નહીંતર સંસારમાં રખડ, એ બે સિવાય ત્રીજું કાંઇ છે નહિ. મારો સ્વભાવ શુદ્ધ જ્ઞાયક છે તેની શ્રદ્ધા કર તો અલ્પકાળે મુક્તિ અને પુણ્ય-પાપ મારાં છે એમ માન તો સંસારમાં રખડ.

વિકારનું સ્વામિપણું-ધણીપણું છોડ. આત્માને સમજ્યા વગર સુખનો ઉપાય કોઇ છે નહિ. ચક્રવર્તીને એક રાણી એવી હોય છે કે તેની એક હજાર દેવ સેવા કરે, ખમા ખમા કરે પણ તે સગવડતા બધી દુઃખ જ છે. હું આત્મા ઠીકસ્વરૂપ છું તેનું લક્ષ ચૂકીને પરને ઠીક માને તે જાય ચોરાશીના ખાડામાં.

આત્મા સ્વતંત્ર ચૈતન્યમૂર્તિ છે, તેને દુઃખ દેવા ત્રણકાળમાં કોઇ સમર્થ નથી. દુનિયામાં કહેવાય છે કે વિધવા થાય એટલે ઓશિયાળું ને ઊણું માને, પણ એમાં ઓશિયાળું ને ઊણું થયું શું? આત્મા સ્વતંત્ર સ્વભાવી છે તેને બહારની જરીક સગવડતા ખસી તેમાં આત્માસાંથી શું ગયું? બહારની સગવડતાએ સુખ માને તેને આત્માના સ્વભાવની ખબર નથી, તે પુણ્ય-પાપના દુઃખમાં અટકી જાય છે. આત્મા જ્ઞાતાસ્વરૂપ સુખરૂપ છે, પરમાં ક્યાંય કિંચિત્ માત્ર પણ સુખ નથી.

અજ્ઞાનીને એમ લાગે છે કે આકુળતારૂપ દુઃખ તે મારી જાત હશે, પણ એલા, કજાતમાં જાત હોય? વાત એવી છે કે પાપમાં દુઃખ લાગે પણ પુણ્યમાં દુઃખ ન લાગે-પુણ્યમાં તો અજ્ઞાનીને મીઠાશ લાગે, મોટા બંગલા હોય, હીંડોળાખાટે હીંચકતો હોય, એમાં એવી મીઠાશ વેદતો હોય કે જાણે આમાં બધું સુખ આવી ગયું

પણ ભાઇ ! સુખ પરમાં નથી, સુખ આત્મામાં છે. પરમાં સુખ નથી પણ કલ્પી લીધું છે. જરા ધીરો થઇને વિચાર તો ખરો ! એકલી આકુળતા જ જણાશે.

સાચું સ્વરૂપ સમજ્યા વગર સાચાં વ્રત-તપ હોઇ શકે નહિ. પ્રથમ સાચું સ્વરૂપ શું છે તે સમજ્યા વગર અને માન્યા વગર ટકીશ શેમાં ? સ્થિર થઇશ કયાં ?

આત્મસ્વભાવના ભાન વિના એકલા અજ્ઞાનભાવે કરેલાં વ્રત-તપ અજ્ઞાનરૂપી પાડો ખાઇ ગયો. માટે સાચી ઓળખાણ કર. ॥ ૪૫ ॥

હવે શિષ્ય ફરી પૂછે છે કે જો અધ્યવસાન આદિ ભાવો છે તે પુદ્‌ગલસ્વભાવો છે તો સર્વજ્ઞના આગમમાં તેને જીવપણે કેમ કહેવામાં આવ્યા છે ? વ્યવહારશાસ્ત્રોમાં વ્યવહારની વાત હોય, વ્યવહાર એટલે જેમાં નિમિત્ત તરફની અપેક્ષાથી કહેવાય તે વાતને લક્ષમાં લઇને શિષ્ય પ્રશ્ન કરે છે.

જેમાં વ્યવહારનયનું કથન પ્રધાન હોય તે વાત સામે મૂકીને નિમિત્ત તરફથી શિષ્ય પ્રશ્ન કરે છે કે ભગવાનના આગમમાં જ્યાં પરનિમિત્તની અપેક્ષાએ વાત આવી છે ત્યાં તે અધ્યવસાન આદિ ભાવોને જીવ પણ કહ્યા છે, તો પ્રભુ ! આપ કેમ જીવ કહેતા નથી ?

૧૯૯૯ આસો વદ ૫ સોમ.

૪૪ મી ગાથામાં એમ કહ્યું કે આત્મામાં જે શુભાશુભ પરિણામ થાય તે બધા જડ છે. વ્રત-અવ્રતના, દાન-પૂજાના જે ભાવ થાય છે તે બધા જડ છે, જે ભાવ પરના આશ્રયે થાય તે ભાવ આત્માના નથી. તે થાય છે ચૈતન્યની અવસ્થામાં, પણ તે આત્માનો સ્વભાવભાવ નથી, જડના નિમિત્તે થતો તે ભાવ છે માટે તે જડ છે. માટે નિર્વિકારી સ્વભાવની ઓળખાણ કરીને પ્રતીત કરવાથી વિકારનો નાશ થાય છે.

શિષ્યે કહ્યું હતું કે દયા-દાન કરું, તૃષ્ણા ઘટાડું એવા બધા ભાવ આત્મા સાથે સંબંધ રાખતા હોય તેમ લાગે છે.

તેના ઉત્તરમાં આચાર્યદેવ કહે છે કે આત્મા સિવાય જે બધા ભાવ થાય છે તે બધા ભાવ દુઃખરૂપ છે, તે ભાવો આત્માના આનંદ-રૂપ નથી, આત્માના આનંદનું ખૂન કરનાર હોય તે આત્માનો સ્વભાવ ન હોય.

જે સુખ સ્વાશ્રયી સ્વતઃ હોય તે દુઃખરૂપ ન હોય, જે સુખ પરને આધારે હોય તે સુખ નથી પણ દુઃખ છે.

સઘળું પરવશ તે દુઃખ લક્ષણ, નિજ વશ તે સુખ લહીએ;
એ દૃષ્ટે આતમગુણ પ્રગટે, કહો સુખ તે કોણ કહીએ રે.
ભવિકા વીર વચન અવલોકો.

વીર ભગવાન-સર્વજ્ઞદેવે જેમ કહ્યું છે તેમ કહેવાય છે. દયાનો ભાવ થાય, પૂજાનો ભાવ થાય, વ્રત-અવ્રતનો ભાવ થાય, હિંસા આદિનો ભાવ થાય તે બધા શુભાશુભ ભાવ પર નિમિત્તે થતા-પરાશ્રયે થતા ભાવ છે, તે પરાધીનતા છે. પોતાના સુખને માટે એક રજકણનો પણ આશ્રય લેવો પડે તે પરવશપણું છે, સઘળું પરવશ તે દુઃખનું લક્ષણ છે, એક પણ રજકણના આધાર વિના, સ્વાધારે પોતાના ચૈતન્યની શુદ્ધતામાં રહે તે સુખ છે. તેવી દૃષ્ટિથી જ આત્માનું સુખ પ્રગટે છે, આવી દૃષ્ટિ થયા વિના સુખ કહેવું કોને?

કર્મ આઠ છે તેના આધારે જે ભાવ થાય તે બધા દુઃખરૂપ છે, તે ભાવ જોવાને અંદર ઠરતો નથી ને શુભાશુભ ભાવમાં હલ્યા કરે છે. અંદર ઠર્યા વગરના બે ભાવો છે, તેમાં એકમાં કલુષિત ભાવની તીવ્રતા છે અને એકમાં કલુષિત ભાવની મંદતા છે, પણ બન્ને કલુ-ષિતભાવ છે માટે બન્ને દુઃખરૂપ છે. મહાવ્રતના અને અણુવ્રતના જેટલા શુભભાવ છે તે બધા દુઃખમાં સમાઈ જાય છે. આત્મા જ્ઞાતાદૃષ્ટાપણે

પરથી જેટલો નિરાળો રહે તે જ સુખરૂપ છે, ચૈતન્યનું સ્વાશ્રયપણું તે જ સુખરૂપ છે. આત્માના આશ્રયે જે વાત કહેવાય તે વાત સાચી -સત્ય અને પરમાર્થ છે.

હવે પરાશ્રયે શાસ્ત્રમાં જે વાત કહેવામાં આવી છે તે વાત શિષ્યે ખડી કરી છે. સર્વજ્ઞના શાસ્ત્રમાં જે પરાશ્રયવાત કહેવામાં આવી હોય તેને વ્યવહાર કહેવાય.

આત્મામાં પરાશ્રયે જે વાત કહેવાય તે વ્યવહાર અને સ્વાશ્રયે વાત થાય તે નિશ્ચય. આત્મામાં સ્વાશ્રયે જેટલો ભાવ થાય તેટલો જ આત્મા, અને પરાશ્રિત ભાવ થાય તે આત્મા નહિ.

પ્રતિક્રમણ અને પચ્ચખાણની જે વાત આત્માશ્રિત કહેવાય તે બધી વાત પરમાર્થદૃષ્ટિની એટલે કે નિશ્ચયદૃષ્ટિની છે.

શુભાશુભ ભાવ આત્માની અવસ્થામાં થાય છે તે વાત અહીં ગૌણ કરી છે, ગૌણ એટલે વજન નહિ, વજન એક સ્વાશ્રયભાવનું જ છે. આત્મા તરફ ઢળતા જે ભાવ થાય તે ભાવનું અહીં વજન છે.

અધ્યવસાનાદિ ભાવો જીવના છે એમ આગમમાં કહ્યું છે અને અધ્યવસાનાદિ ભાવો જીવના નથી તેમ પણ આગમમાં કહ્યું છે, એમ બન્ને જગ્યાએ આચાર્યદેવે આગમ શબ્દ કહ્યા છે. પહેલાં ૪૪ મી ગાથામાં કહ્યું હતું કે અધ્યવસાનાદિ ભાવો સર્વે જીવ નથી એવું આ સર્વજ્ઞનું વચન છે તે તો આગમ છે, ને અહીં પણ શિષ્ય કહે છે કે અધ્યવસાનાદિ ભાવો છે તે પુદ્ગલસ્વભાવો છે તો સર્વજ્ઞના આગમમાં તેમને જીવપણે કેમ કહેવામાં આવ્યા છે? આ રીતે બન્ને જગ્યાએ સર્વજ્ઞના આગમની વાત કહી છે.

શાસ્ત્રમાં બે નયની વાત છે, એક આત્માશ્રિત થતા ભાવ તે નિશ્ચયની વાત, અને બીજા કર્માશ્રિત થતા ભાવ તે વ્યવહારની વાત એમ બે પ્રકારે વાત હોય છે.

આત્માશ્રિત થતા ભાવ તે મોક્ષમાર્ગ છે ને કર્માશ્રિત થતા ભાવ તે બંધમાર્ગ છે.

શિષ્યે પરમાર્થની વાત સાંભળી એટલે પૂછે છે કે સર્વજ્ઞના આગમમાં અધ્યવસાનાદિકને જીવ કેમ કહ્યા ? પ્રભુ ! તમે તો અધ્ય-વસાનાદિક જીવ નથી, જીવ નથી, એમ પોકાર કર્યો, પણ બીજા શાસ્ત્રમાં અધ્યવસાનાદિક સાથે જીવને સંબંધ છે, શરીર સાથે જીવને સંબંધ છે એમ આવે છે. આ રીતે શિષ્ય પૂછે છે તેનો ઉત્તર આ ૪૬ મી ગાથામાં આચાર્યદેવ આપે છે.

**ववहारस्स दरीसणमुवएसो वण्णिदो जिणवरेहिं ।**
**जीवा एदे सव्वे अज्झवसाणादओ भावा ॥ ४६ ॥**

અર્થ:—આ સર્વ અધ્યવસાનાદિ ભાવો છે તે જીવ છે એવો જિનવરોએ જે ઉપદેશ વર્ણવ્યો છે તે વ્યવહારનય દર્શાવ્યો છે.

પરાશ્રયની-નિમિત્ત તરફની જે વાત છે તે ‘ છે ’ એમ જાણવા માટે છે પણ આદરવા માટે નહિ.

આ સર્વ અધ્યવસાનાદિ ભાવો જીવ છે એવું જે ભગવાન સર્વજ્ઞદેવોએ કહ્યું છે તે, જોકે વ્યવહારનય અભૂતાર્થ છે તોપણ, વ્યવહારનયને પણ દર્શાવ્યો છે.

પરાશ્રયે આત્મામાં જે ભાવ થાય તે ત્રિકાળ રહેવાવાળો ભાવ નથી, અભૂતાર્થ છે, અભૂતાર્થ એટલે છતો અર્થ નથી. આત્મામાં જે રાગ-દ્વેષ આદિ ભાવો થાય છે તે વ્યવહાર છે, રાગ-દ્વેષની

---

**વ્યવહાર એ દર્શાવિયો જિનવરતણા ઉપદેશમાં,**
**આ સર્વ અધ્યવસાન આદિ ભાવ જ્યાં જીવ વર્ણવ્યા. ૪૬.**

અવસ્થા આત્મામાં એક સમય પૂરતી થાય છે, રાગ-દ્વેષ અને શુભાશુભભાવ તે આત્માનો અસલ સ્વભાવ નથી પણ તેને અને આત્માને એક ક્ષણ પૂરતો સંબંધ છે, શરીર અને આત્માને પણ નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે, સંબંધ છે એમ દર્શાવ્યું છે પણ આદરવા યોગ્ય છે એમ કહ્યું નથી.

આત્માનો સ્વભાવ જ એક રાખવા યોગ્ય છે, એક ક્ષણ પૂરતી રાગ-દ્વેષ આદિની જે અવસ્થા થાય છે તેને આત્મા સાથે એક ક્ષણ પૂરતો સંબંધ છે, પણ તેને આત્માના ભાન દ્વારા ટાળવા યોગ્ય છે. હું શુદ્ધ છું, પવિત્ર છું, નિર્મળ છું, એવું લક્ષ કરવું પડે છે તે એમ બતાવે છે કે અવસ્થામાં મલિનતા છે. જો અવસ્થામાં મલિનતા ન હોય તો આત્મા તરફ ઢળવાનું ક્યાં રહ્યું ?

જે કોઇ એમ કહે કે આત્મામાં ક્ષણ પૂરતા પણ રાગ-દ્વેષ થતા જ નથી, શરીર સાથે આત્માને નિમિત્તનૈમિત્તિક સંબંધ પણ નથી, તેને આ સંબંધની વાત કહેવાય છે કે-શરીર તે મારું, તેમ ઊંધું માનવામાં શરીર નિમિત્ત છે, તેટલો વ્યવહારસંબંધ છે, શરીર સાથે એકત્વબુદ્ધિ તે શરીર સાથે નિમિત્તનૈમિત્તિક સંબંધ છે, શરીર તરફનો જે રાગ તે પણ શરીર સાથે સંબંધ રાખે છે, તે વ્યવહાર છે.

જેમ મ્લેચ્છભાષા મ્લેચ્છોને વસ્તુસ્વરૂપ જણાવે છે, તેમ વ્યવહારનય વ્યવહારી જીવોને પરમાર્થનો કહેનાર છે તેથી, અપરમાર્થભૂત હોવા છતાં પણ, ધર્મતીર્થની પ્રવૃત્તિ કરવા માટે ( વ્યવહારનય ) દર્શાવવો ન્યાયસંગત જ છે.

મ્લેચ્છભાષા સમાન વ્યવહારનય છે, અને મ્લેચ્છ જેવા સામા સાંભળનાર ઊભા છે તે મિથ્યાદૃષ્ટિ છે. રાગ-દ્વેષાદિ અવસ્થામાં થાય છે, તે ‘ છે ’ એમ ખ્યાલ કરવો તે વ્યવહારનય, અને તે સ્વભાવમાં નથી તે પરમાર્થ છે.

મ્લેચ્છને મ્લેચ્છની ભાષામાં સમજાવાય છે, જેમ ગુજરાતી ભાષાનો કોઈ શબ્દ એવો હોય છે કે જેમકે 'મસોતું' તે શબ્દ કોઈને કહેવામાં આવે કે મસોતું લાવજે તો તે ભાષામાં યુરોપીઅન ગોરો આગળ ઉભો હોય તોપણ સમજી શકે નહિ, પણ ગુજરાતી ભાષામાં સમજનારો નાનો આઠ વરસનો છોકરો પણ તેનો અર્થ સમજી શકે છે. જેની જે ભાષા નથી, તે ભાષાથી તેને સમજાવે તો તે ન સમજી શકે, પણ જેની જે ભાષા હોય તે ભાષામાં તેને સમજાવે તો તે સમજી શકે. એમ અનાદિના વ્યવહારદૃષ્ટિવાળા જીવો પરાશ્રયમાં ઊભા છે તે અજ્ઞાનીને પરાશ્રિત વ્યવહારથી સમજાવાય છે, તે અજ્ઞાનીની દૃષ્ટિ ભંગ ઉપર અને નિમિત્ત ઉપર પડી છે તેથી તેને ભંગદ્વારા અને નિમિત્તદ્વારા સમજાવે તો તે સમજે છે.

વ્યવહારનયનો વિષય ખંડખંડવાળો છે, તે આદરણીય નથી; આદરણીય તો આત્મા અખંડ છે તે જ છે. છતાં પણ જાણવું જોઈએ કે મારા પુરુષાર્થની નબળાઈને લઈને આ રાગ-દ્વેષની અવસ્થા થાય છે, એવું જો જ્ઞાન હોય તો તે અવસ્થાને ટાળવાનો પુરુષાર્થ કરવાનો રહે છે પણ વ્યવહારદૃષ્ટિ તે ભંગદૃષ્ટિ છે, ખંડદૃષ્ટિ છે, પરાશ્રિત છે, માટે તે આદરણીય નથી રાખવા યોગ્ય નથી. મારો શુદ્ધ સ્વભાવ જે જ્ઞાતાદૃષ્ટા છે તે જ એક આદરણીય છે, ત્રિકાળ જ્ઞાતા અખંડ છું તે જ એક આદરણીય છે, એવી જે દૃષ્ટિ તે નિશ્ચયદૃષ્ટિ છે, તે સમ્યગ્દૃષ્ટિ છે. નિશ્ચયદૃષ્ટિ તે આત્મામાં શુભાશુભભાવ સ્વીકારતી નથી પણ નિષેધ કરે છે. પણ જ્યાંસુધી પોતાના પવિત્ર પૂર્ણ સ્વભાવમાં પૂર્ણપણે ઠરી ન જવાય, પૂરી પર્યાય ન થાય ત્યાંસુધી અવસ્થા જે જે થાય તેને જ્ઞાની બરાબર જાણી લે છે. અવસ્થા જે જે થાય તેને ખ્યાલ બહાર જવા ન દે પણ જાણી લે તે વ્યવહારનય છે. તે કર્મસ્વભાવો હું નહિ, રાગભાવ તે હું નહિ, એવી દૃષ્ટિ ઊભી છે, પણ જ્યાંસુધી પૂર્ણ સ્વભાવ પ્રગટ થયો નથી ત્યાંસુધી ઊણા પુરુષાર્થની અવસ્થાને જાણી લેવી તે વ્યવહારનય છે. જુઓ, આત્મા રાગવાળો

નથી, એમ કહ્યું ત્યાં પહેલાં રાગવાળો હતો એમ આવી જાય છે. એક અપેક્ષા કહેવાય ત્યાં બીજી અપેક્ષા આવી જાય છે માટે વ્યવહાર છે.

વ્યવહારી જીવોને વ્યવહારભાષાથી સમજાવે છે કે આત્મા રાગવાળો, દ્વેષવાળો છે; તે વિકાર છે. વિકાર તે અવસ્થામાં થાય છે, સ્વભાવમાં નથી એમ કહ્યું ત્યાં ભેદ પડી ગયો, ભેદ પાડયા વિના સમજાવાય શી રીતે? જો કે ભેદથી અભેદ સમજાય નહિ પણ અભેદ સમજતાં વચ્ચે ભેદ આવી જાય છે. વ્યવહારનય તે પરમાર્થનો કહેનાર છે પરંતુ પરમાર્થરૂપ નથી, પરમાર્થ સમજતાં વ્યવહાર વચ્ચે આવે એટલે આરોપથી કહેવાય કે વ્યવહારથી સમજાયું, પણ વ્યવહારથી સમજાયું નથી, સાચું સમજતાં વ્યવહાર વચ્ચે આવી જાય છે.

વ્યવહાર એટલે વિકલ્પ, વિકલ્પથી સમજાતું નથી પણ અભેદ નિર્વિકલ્પ સ્વરૂપ થતાં વચ્ચે વિકલ્પ આવી જાય છે; તે વ્યવહારનય પરાશ્રિત છે.

વ્યવહારનય પરમાર્થને કથનાર પણ છે, વ્યવહારનય અપરમાર્થભૂત હોવા છતાં પણ ધર્મ તીર્થની પ્રવૃત્તિ કરવા માટે તે દર્શાવવો ન્યાયસંગત જ છે.

વ્યવહાર પરમાર્થનો કહેનાર છે પણ તે લાભદાયક નથી. અજ્ઞાનીને કહે કે તું આત્મા છો એમ એકલો આત્મા શબ્દ કહેવાથી તે સમજે નહિ તેથી તેને સમજાવવા માટે એમ કહેવાય કે જો, આ જાણે તે આત્મા, પ્રતીત કરે તે આત્મા, ઠરે તે આત્મા, તેમ ધર્મતીર્થની પ્રવૃત્તિ માટે વ્યવહારનય કહેવાય તે વ્યવહારનય વ્યવહારી જીવોને પરમાર્થનો બતાવનાર છે પણ પરમાર્થને પ્રગટ કરનાર નથી.

આત્મા અનંત ગુણનો પિંડ છે તેમાંથી એક ગુણને ભેદ પાડીને સમજાવવો તે વ્યવહાર છે. મુનિ, અર્જિકા, શ્રાવક અને શ્રાવિકાને સમજાવવા કે જુઓ, આ આત્મા છે તે જીવ કહેવાય, આ શરીર-

આદિ છે તે અજીવ કહેવાય, જે શુભાશુભભાવ થાય છે તે આસ્રવ છે, તે વિકારી ભાવ છે અને આત્માના અખંડ સ્વભાવને લક્ષમાં લેતાં નિર્મળ પર્યાય ઊઘડે ને મલિન અવસ્થા ટળે તે સંવર છે અને આત્મસ્વભાવમાં સ્થિરતાની ગાઢપ તે નિર્જરા છે, કર્મનું ખરી જવું તે દ્રવ્ય નિર્જરા છે; સંવર ને નિર્જરા તે મોક્ષમાર્ગ છે અને સંપૂર્ણ નિર્મળ પર્યાય પ્રગટ થાય તે મોક્ષ છે. આવા નવતત્ત્વના વિકલ્પ તે રાગમિશ્રિત છે, પણ એવા ભેદ પાડીને વ્યવહારધર્મતીર્થની પ્રવૃત્તિ માટે સમજાવાય છે. સ્વરૂપને સમજતાં અને સ્વરૂપમાં ઠરતાં વચ્ચે શુભ વિકલ્પનો વ્યવહાર આવે છે, તે તો વ્યવહારધર્મતીર્થ છે, પરંતુ સમજીને સ્વરૂપમાં ઠરવું તે પણ વ્યવહારધર્મતીર્થ છે. પણ તે વ્યવહાર પરિપૂર્ણ નિર્મળ પર્યાય પ્રગટ થવા પહેલાં વચ્ચે આવે છે ખરો, માટે વ્યવહાર સમજાવવામાં આવે છે. પરિપૂર્ણ અખંડ દ્રવ્યદૃષ્ટિના વિષયમાં આવા ભેદ પડતા નથી.

વ્યવહાર છે ખરો, જો ન હોય તો ઉપદેશ આપવો પણ વ્યર્થ ઠરે છે. આત્મામાં મલિન અવસ્થા થાય છે તેને ટાળી શકાય છે. સાધકઅવસ્થા છે, બાધકઅવસ્થા છે, ઊણી અવસ્થા છે, પૂરી અવસ્થા કરી શકાય છે, અશુભ પરિણામ ટાળવા માટે શુભ પરિણામ નીચલી ભૂમિકામાં આવે છે, શુદ્ધ દૃષ્ટિના જોરથી સ્વરૂપમાં ઠરતાં શુભ પરિણામ પણ ટળી જાય છે, પુરુષાર્થ વડે મોક્ષમાર્ગમાં જ્ઞાન-દર્શન-ચારિત્રની અવસ્થા સધાય છે, વગેરે ભેદો વ્યવહારનય બતાવે છે માટે વ્યવહારનયને બતાવવો તે ન્યાયસંગત છે. ન્યાયસંગત એટલે ન્યાયને બંધબેસતી વાત છે. વ્યવહાર છે ખરો, પણ તે વ્યવહાર વર્તમાન પૂરતો છે, ત્રિકાળી નથી. અનંત ગુણથી પરિપૂર્ણ આત્મા તે ત્રિકાળી છે, ત્રિકાળ એટલે બધા સમય ભેગા કરીને ત્રિકાળ થાય, અખંડ થાય તેમ નહિ, પણ આત્મા જેવો વર્તમાને પરિપૂર્ણ અખંડ છે તેવો જ ત્રિકાળ પરિપૂર્ણ અખંડ છે માટે આત્મા ત્રિકાળી છે, આત્મા વર્તમાનમાં જ પરિપૂર્ણ અખંડ છે તેવો વિષય

કરનાર દૃષ્ટિ તે પરમાર્થદૃષ્ટિ છે. વ્યવહાર છે તે વર્તમાન પૂરતો છે, પલટી જાય છે, માટે અભૂતાર્થ છે, તેથી વ્યવહારનય આદરણીય નથી; વ્યવહારનય વ્યવહારનયથી આદરણીય છે, પણ તે આત્મામાં ત્રિકાળ ટકતો ભાવ નથી. તે વ્યવહારનય પરમાર્થદૃષ્ટિમાં આદરણીય નથી, મલિન અવસ્થા અને નિર્મળ અવસ્થાનો, ઊણી અવસ્થા અને પૂરી અવસ્થાનો, પરિપૂર્ણદૃષ્ટિમાં સ્વીકાર નથી; તે દૃષ્ટિ તેને સ્વીકારતી નથી, આદરતી નથી. વ્યવહાર છે તેમ જ્ઞાનમાં જાણવું તે વ્યવહારનય છે.

નીચલી ભુમિકામાં નિમિત્તો વચ્ચે આવ્યા વિના રહેતાં નથી, અશુભ પરિણામ ટાળવા માટે શુભ પરિણામ આવ્યા વિના રહેતા નથી, ઊણી અવસ્થા અને પૂરી અવસ્થાનો ભેદ પડયા વિના રહેતો નથી માટે વ્યવહાર છે ખરો.

અનાદિ મિથ્યાદૃષ્ટિને સમ્યક્દર્શન પામવામાં એક વાર સાક્ષાત્ ચૈતન્યમૂર્તિ દેવ-ગુરુનું અપૂર્વ વચન કાને પડવું જોઇએ. એવો નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે. સત્‌ને સમજવાની જ્યાં જિજ્ઞાસા જાગે ત્યાં એવાં નિમિત્તો મળી રહે છે. નિમિત્તો મળે તે નિમિત્તને કારણે અને સમજાય તે પોતાના કારણે, નિમિત્ત વિના સમજાય નહિ પણ નિમિત્તથી સમજાતું નથી. એકવાર સત્ વચન કાને પડવું જોઇએ.

સમ્યક્દર્શન પામ્યા પછી પણ અધૂરી અવસ્થા છે ત્યાંસુધી સાધક જીવોનાં કર્મ જુદી જુદી જાતનાં હોય છે તેથી તેના ઉદય પણ જુદી જુદી જાતના હોય છે, રાગ જુદી જુદી જાતનો હોય છે અને રાગનાં નિમિત્તો પણ જુદી જુદી જાતનાં હોય છે, રાગ પ્રમાણે નિમિત્તનો સંયોગ હોય તો રાગનાં નિમિત્તો પણ જુદી જુદી જાતનાં હોય છે જેમકે પ્રતિમાદર્શન, સ્વાધ્યાય, દાન, પૂજા, ભક્તિ, વગેરે હોય છે.

ચોથી પાંચમી ભૂમિકા અને છઠ્ઠી ભૂમિકા પ્રમાણે અમુક હદનો રાગનો ઉદય હોય છે. તેમાં ચોથી પાંચમી ભુમિકાએ વર્તતા

બધા સાધક જીવોના રાગના ઉદય સરખા ન હોય પણ અનેક પ્રકારના હોય છે અને નિમિત્તો પણ અનેક પ્રકારના હોય છે. અને છઠ્ઠી ભુમિકાએ વર્તતા બધા સાધક મુનિને રાગનો ઉદય સરખો ન હોય પણ અનેક પ્રકારનો હોય છે અને તેના નિમિત્તો પણ અનેક પ્રકારના હોય છે, જેમકે સ્વાધ્યાય, ઉપદેશ, શાસ્ત્રનું રચવું ભગવાનના દર્શન, સ્તુતિ, અભિગ્રહ વગેરે જુદી જુદી જાતના શુભભાવ આવે અને તે પ્રમાણે તેના ઉદયને અનુકૂળ બાહ્ય નિમિત્તો પણ જુદી જુદી જાતના હોય છે. ચૈતન્યની અવસ્થામાં શુભરાગનો ઉદય આવે પણ તે શુભરાગ પ્રમાણે નિમિત્તનો સંયોગ બનવો કે ન બનવો તે પુણ્યાધીન રહે છે. જેમકે સાક્ષાત્ સીમંધર ભગવાનના દર્શન કરવાની ભાવના થાય પણ સંયોગ બનવો તે પુણ્યાધીન રહે છે; જ્ઞાનીને નિમિત્ત છે, રાગ છે, તેનું જ્ઞાન છે પણ તે આદરણીય નથી.

કોઈ એમ કહે કે આત્મા એકલો જ છે અને કર્મ તદ્દન છૂટાં જ છે. કર્મને અને આત્માને કાંઇ પણ સંબંધ છે જ નહિ તો પછી બંધમોક્ષ ક્યાં રહ્યો ? વિકાર ક્યાં રહ્યો ? અને તેનો નાશ કરવાનો ક્યાં રહ્યો ? માટે આત્માને કર્મનો સંબંધ છે. આત્મા સાથે કર્મનું નિમિત્ત છે-કર્મનો વ્યવહાર છે પણ તેને આદરણીય માને અને તેને લાભદાયક માને તે મિથ્યાદૃષ્ટિ છે.

વ્યવહારનયે પણ કર્મનો સંબંધ આત્મા સાથે ન હોય તો દુઃખ ક્યાં રહ્યું ? દુઃખને ટાળવા માટે પુરુષાર્થ કરવો ક્યાં રહ્યો ? માટે જો સંબંધ ન જ માનવામાં આવે તો તે કાંઇ પણ રહેતું નથી. પરાશ્રયભાવ થવામાં નિમિત્તરૂપે કર્મનો સંબંધ છે પણ નિશ્ચયથી કર્મનો સંબંધ આત્મામાં નથી.

વળી એમ પણ નથી કે કર્મ આત્માને રાગ-દ્વેષ કરાવે છે. જો કર્મ આત્માને રાગ-દ્વેષ કરાવે તો કર્મ અને આત્મા બન્ને એક થઇ જાય પરંતુ તેમ તો બનતું નથી. પોતે ઊંધી દૃષ્ટિ વડે રાગ-દ્વેષરૂપ

વિકારભાવમાં જોડાય ત્યારે કર્મ નિમિત્તરૂપે હોય છે, તેને જાણવું તે વ્યવહારનય છે.

વ્યવહારનય જો ન દર્શાવવામાં આવે તો, પરમાર્થે શરીરથી જીવ ભિન્ન દર્શાવવામાં આવતો હોવાથી, જેમ ભસ્મને મસળી નાખવામાં હિંસાનો અભાવ છે તેમ, ત્રસસ્થાવર જીવોનું નિઃશંકપણે મર્દન-ઘાત કરવામાં પણ હિંસાનો અભાવ ઠરશે અને તેથી બંધનો જ અભાવ ઠરશે.

પરમાર્થની જેમ વ્યવહારે પણ આત્માને અને શરીરને કાંઇ પણ સંબંધ જો ન હોય તો પછી જેમ રાખને ચોળી નાખવામાં હિંસાનો અભાવ છે તેમ ત્રસસ્થાવર જીવોને ચોળી નાખવામાં હિંસાનો અભાવ ઠરશે પણ તેમ છે નહિ.

શરીરમાં રોગ થાય છે, તે રોગનું દુઃખ નથી પણ તે રોગ પ્રત્યેનો જે દ્વેષભાવ થાય છે તેનું દુઃખ છે, પરંતુ તે દ્વેષને અને રોગને નિમિત્તનૈમિત્તિક સંબંધ છે.

જેમ પરમાર્થે શરીરથી આત્મા તદ્દન જુદો છે તેમ વ્યવહારે પણ શરીરને અને આત્માને કાંઇ પણ સંબંધ ન હોય, શરીર અને આત્મા તદ્દન સંબંધ વગરનાં ભિન્ન હોય તો જે ત્રસસ્થાવર જીવ છે તેને મારી નાખવાના ભાવ અને સામું મરનાર ત્રસસ્થાવરનું નિમિત્ત તે બન્ને સિદ્ધ થતાં નથી. મરનાર જીવને શરીર ઉપર રાગ છે માટે તે રાગને કારણે શરીર જુદું થતાં દુઃખ થાય છે. જો શરીર સાથે આત્માની વૈભાવિક પર્યાયને કાંઇ પણ સંબંધ ન હોય તો શરીર જુદું થતાં દુઃખ ન થાય માટે સંબંધ ન માને તો નિમિત્ત-નૈમિત્તિક સંબંધ સિદ્ધ થતો નથી.

જેમ પરમાર્થે શરીર અને આત્મા જુદા છે, કર્મ અને આત્મા જુદા છે, તેમ વ્યવહારે પણ શરીરને અને આત્માને, કર્મને અને આત્માને, જો કાંઇ પણ સંબંધ ન જ હોય તો મારનાર જીવને, સામા

બધા સાધક જીવોના રાગના ઉદય સરખા ન હોય પણ અનેક પ્રકારના હોય છે અને નિમિત્તો પણ અનેક પ્રકારના હોય છે. અને છઠ્ઠી ભુમિકાએ વર્તતા બધા સાધક મુનિને રાગનો ઉદય સરખો ન હોય પણ અનેક પ્રકારનો હોય છે અને તેના નિમિત્તો પણ અનેક પ્રકારના હોય છે, જેમકે સ્વાધ્યાય, ઉપદેશ, શાસ્ત્રનું રચવું ભગવાનના દર્શન, સ્તુતિ, અભિગ્રહ વગેરે જુદી જુદી જાતના શુભભાવ આવે અને તે પ્રમાણે તેના ઉદયને અનુકૂળ બાહ્ય નિમિત્તો પણ જુદી જુદી જાતના હોય છે. ચૈતન્યની અવસ્થામાં શુભરાગનો ઉદય આવે પણ તે શુભરાગ પ્રમાણે નિમિત્તનો સંયોગ બનવો કે ન બનવો તે પુણ્યાધીન રહે છે. જેમકે સાક્ષાત્ સીમંધર ભગવાનના દર્શન કરવાની ભાવના થાય પણ સંયોગ બનવો તે પુણ્યાધીન રહે છે; જ્ઞાનીને નિમિત્ત છે, રાગ છે, તેનું જ્ઞાન છે પણ તે આદરણીય નથી.

કોઈ એમ કહે કે આત્મા એકલો જ છે અને કર્મ તદ્દન છૂટાં જ છે. કર્મને અને આત્માને કાંઈ પણ સંબંધ છે જ નહિ તો પછી બંધમોક્ષ ક્યાં રહ્યો ? વિકાર ક્યાં રહ્યો ? અને તેનો નાશ કરવાનો ક્યાં રહ્યો ? માટે આત્માને કર્મનો સંબંધ છે. આત્મા સાથે કર્મનું નિમિત્ત છે-કર્મનો વ્યવહાર છે પણ તેને આદરણીય માને અને તેને લાભદાયક માને તે મિથ્યાદ્રષ્ટિ છે.

વ્યવહારનયે પણ કર્મનો સંબંધ આત્મા સાથે ન હોય તો દુઃખ ક્યાં રહ્યું ? દુઃખને ટાળવા માટે પુરુષાર્થ કરવો ક્યાં રહ્યો ? માટે જો સંબંધ ન જ માનવામાં આવે તો તે કાંઇ પણ રહેતું નથી. પરાશ્રયભાવ થવામાં નિમિત્તરૂપે કર્મનો સંબંધ છે પણ નિશ્ચયથી કર્મનો સંબંધ આત્મામાં નથી.

વળી એમ પણ નથી કે કર્મ આત્માને રાગ-દ્વેષ કરાવે છે. જો કર્મ આત્માને રાગ-દ્વેષ કરાવે તો કર્મ અને આત્મા બન્ને એક થઇ જાય પરંતુ તેમ તો બનતું નથી. પોતે ઊંધી દ્રષ્ટિ વડે રાગ-દ્વેષરૂપ

વિકારભાવમાં જોડાય ત્યારે કર્મ નિમિત્તરૂપે હોય છે, તેને જાણવું તે વ્યવહારનય છે.

વ્યવહારનય જો ન દર્શાવવામાં આવે તો, પરમાર્થે શરીરથી જીવ ભિન્ન દર્શાવવામાં આવતો હોવાથી, જેમ ભસ્મને મસળી નાખવામાં હિંસાનો અભાવ છે તેમ, ત્રસસ્થાવર જીવોનું નિઃશંકપણે મર્દન-ઘાત કરવામાં પણ હિંસાનો અભાવ ઠરશે અને તેથી બંધનો જ અભાવ ઠરશે.

પરમાર્થની જેમ વ્યવહારે પણ આત્માને અને શરીરને કાંઇ પણ સંબંધ જો ન હોય તો પછી જેમ રાખને ચોળી નાખવામાં હિંસાનો અભાવ છે તેમ ત્રસસ્થાવર જીવોને ચોળી નાખવામાં હિંસાનો અભાવ ઠરશે પણ તેમ છે નહિ.

શરીરમાં રોગ થાય છે, તે રોગનું દુઃખ નથી પણ તે રોગ પ્રત્યેનો જે દ્વેષભાવ થાય છે તેનું દુઃખ છે, પરંતુ તે દ્વેષને અને રોગને નિમિત્તનૈમિત્તિક સંબંધ છે.

જેમ પરમાર્થે શરીરથી આત્મા તદ્દન જુદો છે તેમ વ્યવહારે પણ શરીરને અને આત્માને કાંઇ પણ સંબંધ ન હોય, શરીર અને આત્મા તદ્દન સંબંધ વગરનાં ભિન્ન હોય તો જે ત્રસસ્થાવર જીવ છે તેને મારી નાખવાના ભાવ અને સામું મરનાર ત્રસસ્થાવરનું નિમિત્ત તે બન્ને સિદ્ધ થતાં નથી. મરનાર જીવને શરીર ઉપર રાગ છે માટે તે રાગને કારણે શરીર જુદું થતાં દુઃખ થાય છે. જો શરીર સાથે આત્માની વૈભાવિક પર્યાયને કાંઇ પણ સંબંધ ન હોય તો શરીર જુદું થતાં દુઃખ ન થાય માટે સંબંધ ન માને તો નિમિત્ત-નૈમિત્તિક સંબંધ સિદ્ધ થતો નથી.

જેમ પરમાર્થે શરીર અને આત્મા જુદા છે, કર્મ અને આત્મા જુદા છે, તેમ વ્યવહારે પણ શરીરને અને આત્માને, કર્મને અને આત્માને, જો કાંઇ પણ સંબંધ ન જ હોય તો મારનાર જીવને, સામા

જીવને મારૂં કે દુઃખ દઉં તેવા ભાવ થાય જ નહિ. મરનાર જીવને પોતાના શરીર ઉપર રાગ છે તેથી તેને કોઇ મારે તો તેને દુઃખ થાય છે, માટે રાગમાં અને દુઃખમાં શરીરનું નિમિત્ત છે, અને રાગ થાય છે માટે કર્મનું પણ નિમિત્ત છે. જો કર્મનું નિમિત્ત ન હોય તો રાગ આત્માનો સ્વભાવ થઇ જાય માટે રાગ થવામાં કર્મની હાજરી છે.

હવે જો રાગભાવને અને શરીરને, કર્મને અને રાગને જો નિમિત્તનૈમિત્તિક સંબંધ જ ન હોય તો મરનાર જીવને દુઃખ જ ન થાય.

મારનાર જીવને પણ દ્વેષભાવને અને પોતાના શરીરને, દ્વેષ-ભાવને અને કર્મને, વ્યવહારે પણ જો સંબંધ ન જ હોય તો બીજા જીવને મારૂં એમ ભાવ જ ન થાય.

મારનાર જીવને તેના દ્વેષભાવને અને શરીરને સંબંધ છે, તેમ તેના આત્માના પ્રદેશના કંપનને અને શરીરને એક ક્ષેત્રાવગાહરૂપ સંબંધ છે, તેવી રીતે સામા મરનાર જીવને પણ રાગભાવને અને શરીરને સંબંધ છે, તેના આત્માના પ્રદેશના કંપનને અને શરીરને પણ એક ક્ષેત્રાવગાહરૂપ સંબંધ છે તેવો સંબંધ તું લક્ષમાં લે છે ત્યારે મારવાની વૃત્તિ ઊઠે છે.

મારનારને સંબંધનું ભાન નથી. તે તો શરીરને જ આત્મા માને છે પણ મારવાની વૃત્તિ થાય તેમાં સંબંધ આવી જાય છે.

ઉપર કહ્યા તે બધાને વ્યવહારસંબંધ એટલે કે નિમિત્તનૈમિત્તિક સંબંધ છે તો મારવાના ભાવ થાય છે, અને તેથી બંધન પણ થાય છે, જેમ ભસ્મને ચોળી નાખવામાં બંધનનો અભાવ છે તેમ નથી, પણ બંધન થાય છે અને તેથી સંસારમાં રખડે છે. જો આવો વ્ય-વહારસંબંધ ન માનો તો સંસાર, મોક્ષ, મોક્ષમાર્ગ, કાંઇ પણ સિદ્ધ નહિ થાય.

પરમાર્થદૃષ્ટિએ જુઓ તો શરીર અને આત્મા વસ્તુએ જુદે જુદા છે, વસ્તુસ્વભાવે રાગ-દ્વેષ ને આત્મા જુદે જુદા છે, કર્મ ને આત્મા જુદે જુદા છે પરંતુ અવસ્થામાં જો કાંઇ પણ સંબંધ ન હોય તો તેને શરીર ઉપર લક્ષ ન જાય અને રાગ-દ્વેષ ન થાય.

જો કર્મ અને આત્માની પર્યાયને વ્યવહારે પણ કાંઇ સંબંધ ન હોય તો રાગ-દ્વેષ ને કર્મનો નિમિત્તનૈમિત્તિક સંબંધ પણ ન હોય, અને તેથી મારવાના વિકારી ભાવ પણ કોઇ જીવોને ન થાય અને બંધન પણ ન થાય. મારી નાખવાનો ભાવ થયો તે કર્મના આશ્રયે થયો. સામા જીવને મારી નાખું ને તેને દુઃખ થાય છે, તેવી કલ્પના આવ્યા વિના મારવાના ભાવ થશે જ નહિ.

રાગ-દ્વેષ જો આત્મામાં બીલકુલ થતા જ ન હોય તો આત્મા તદ્દન નિર્મળ હોય, પણ મલિનતા તો દેખાય છે, માટે આત્મા રાગ-દ્વેષ કરે છે. રાગ-દ્વેષ અને આત્માને વર્તમાન પર્યાયનો સંબંધ છે, સંબંધ જ ન હોય તો બીજાને મારી નાખતાં તે જીવને દુઃખ ન થાય અને પોતાને મારી નાખવાનો ભાવ પણ ન થાય.

શાસ્ત્રમાં પરાશ્રયનાં કથન પણ છે અને સ્વાશ્રયનાં કથન પણ છે. તે બન્નેની સંધિ કરીને વિવેક ન કરે તો સમજાય નહિ, અંતરનો અભ્યાસ કરીને વિવેક ન કરે તો સમજાય નહિ. ઉપકાર ખરી રીતે પોતાની સાચી સમજણનો છે, નિમિત્તનો ઉપકાર કહેવો તે વ્યવહારથી છે.

ઊંધા ભાવમાં કર્મની હાજરી ન હોય તો દુઃખ હોઇ શકે નહિ, દુઃખ ટાણે શરીરમાં રોગની હાજરી ન હોય તો દુઃખ ને દ્વેષ હોઇ શકે નહિ. જેવી રીતે હિંસાની વાત કહી તેવી રીતે જૂઠું બોલવાના ભાવ, ચોરી કરવાના ભાવ, મૈથુનના ભાવ, પરિગ્રહના ભાવ વગેરે બધા ભાવોમાં સમજવું. શરીરને, વાણીને, કર્મને, અને આત્માની વૈભાવિક પર્યાયને નિમિત્તનૈમિત્તિક સંબંધ છે. સાચું

બોલવાના ભાવ હોય તેની વાણી સત્ય બોલવારૂપે નિમિત્ત હોય, પરંતુ સત્ય બોલવાના ભાવ હોય અને વાણી જૂઠું બોલવારૂપે નિમિત્ત હોય તેમ બને નહિ; જેવા ભાવ હોય તેવી રીતે નિમિત્ત પરિણમે. જેણે માંસનો ત્યાગ કર્યો તેની પાસે માંસ ખાવાની શરીરની ક્રિયા પણ ન હોય એવો સંબંધ છે. કોઇ જો એમ કહે કે અમારે અમુક ચીજનો ત્યાગ છે પણ તે ખાવાની ક્રિયા ઊભી છે તો તે વાત તદ્દન ખોટી છે, તે વસ્તુસ્વરૂપ સમજ્યો નથી પણ માત્ર વાતો કરી જાણે છે, તેને ધર્મ પ્રગટ્યો નથી પણ ખોટી રીતે અમને ધર્મ પ્રગટ્યો છે તેમ બતાવે છે. જેને બ્રહ્મચર્યનો ભાવ પ્રગટ્યો તેની પાસે અબ્રહ્મચર્યરૂપે શરીરનું નિમિત્ત ન જ હોય એવો સંબંધ છે. અંદર બ્રહ્મચર્યનો ભાવ પ્રગટ્યો અને બહારથી વિષય સેવતો હોય તેમ બને નહિ. કોઇ એમ કહેતા હોય કે અમને બ્રહ્મચર્યનો ભાવ પ્રગટ્યો છે પણ બહારથી વિષય સેવીએ છીએ તેમ કહેનારા તદ્દન ખોટા છે, તેને ધર્મ પ્રગટ્યો નથી પણ ખોટી રીતે ધર્મ પ્રગટ્યો છે તેમ બતાવે છે. શુભભાવ અને અશુભભાવ સાથે શરીર, વાણી અને કર્મને નિમિત્તનૈમિત્તિક સંબંધ છે.

ગૃહસ્થાશ્રમમાં રહ્યા ચક્રવર્તીને શ્રદ્ધા અને જ્ઞાનથી સર્વ વિષયોનો ત્યાગ છે, પર પદાર્થમાં ક્યાંય સુખબુદ્ધિ ભાસી નથી, સુખ હોય તો મારા આત્મામાં છે, એક રજકણ પણ મારું નથી, આ ક્ષણે વીતરાગ થવાતું હોય તો આ કાંઇ પણ જોઇતું નથી, એવી ભાવના વર્તે છે, શું કરું ? પુરુષાર્થની નબળાઇને લઇને ઊભો છું, આ ક્ષણે પુરુષાર્થ ઊપડે તો કાંઇ જોઇતું નથી. એ રાજને ઢગલે બેઠા વિષ્ટાને ઢગલે બેઠા માને છે, પણ અલ્પ અસ્થિરતા ઊભી છે તેથી રાજમાં ઊભા છે. તે વીતરાગ થઇ ગયા છે અર્થાત્ કાંઇપણ રાગ-દ્વેષ નથી છતાં સંસારમાં ઊભા છે તેમ નથી: જેટલો રાગ ઊભો છે તેટલો શરીર સાથે, રાજ સાથે, સ્ત્રીઓ સાથે સંબંધ ઊભો છે, રાગને લઇને ગૃહસ્થાશ્રમમાં ઊભા છે, રાગ છૂટી જાય તો મુનિ થઇ જાય. રાગ

અને ગૃહસ્થાશ્રમને સંબંધ છે. રાગ છૂટી જાય તો ગૃહસ્થાશ્રમ છૂટી જાય એવો નિમિત્તનૈમિત્તિક સંબંધ છે. ચારિત્રદશા પ્રગટી નથી તેથી ગૃહસ્થાશ્રમમાં ઊભા છે.

રાગ છે, નિમિત્ત છે. તેનો જ્ઞાનમાં સ્વીકાર કરવો તે વ્યવહાર-નય છે, જો સ્વીકાર કરે તો પુરુષાર્થ કરવાનો રહે છે. વ્યવહાર છે તેમ જાણવું તે વ્યવહારનય છે. આ સિવાય વ્યવહારનયનો બીજો અર્થ નથી.

જે નિમિત્તને રાખવા જેવાં માને અને લાભદાયક માને, રાગને રાખવા જેવો ને લાભદાયક માને તે મિથ્યાદૃષ્ટિ છે. નિમિત્તના અને રાગના કર્તા થાય તે મિથ્યાદૃષ્ટિ છે.

આ સમયસાર શાસ્ત્ર પરમાર્થની વાત કહેનાર છે, તેમાં વ્ય-વહાર ગૌણ છે, વ્યવહારની મુખ્યતાનાં બીજાં શાસ્ત્રો ઘણાં છે, પણ આ શાસ્ત્રમાં કહેલો પરમાર્થ સમજ્યા વગર સિદ્ધિ ત્રણકાળ ત્રણ-લોકમાં થાય તેમ નથી. પરમાર્થ પ્રગટતાં વચ્ચે વ્યવહાર આવી જાય છે. તે વ્યવહારને બતાવનારા વ્યવહાર શાસ્ત્રો છે, પણ એકલા વ્યવહારને પકડી રાખે તે મિથ્યાદૃષ્ટિ છે.

રાગ-દ્વેષ પોતે કરે ત્યારે કર્મ નિમિત્તરૂપે હોય છે, પણ કર્મે રાગ-દ્વેષ કરાવ્યા એમ જો માને તો તે વ્યવહાર જ નિશ્ચય થઇ ગયો, અને રાગ-દ્વેષને જો પોતાના માને તો વ્યવહાર જ પરમાર્થ થઈ ગયો.

ત્રિકાળદૃષ્ટિ-પરમાર્થદૃષ્ટિ ભૂલને ભાંગે છે. નિમિત્ત અને રાગનો સંબંધ છે તે વ્યવહાર વચ્ચે આવે છે, તેને જાણવું તે વ્યવહારનય છે પણ તેને આદરણીય માનવો તે વ્યવહારનય નથી.

રાગ-દ્વેષ અને આત્માને, શરીર અને આત્માને નિમિત્તનૈમિ-ત્તિક સંબંધ છે, તે ન હોય તો સમજાવવું શી રીતે? શરીર તારું

નથી તેમ તું માન, રાગ–દ્વેષ તારા નથી તેમ માન, તેવા ઉપદેશ વડે, તે અજ્ઞાની કે જે શરીરને મારું માને છે, રાગ–દ્વેષને મારા માને છે તો તેને સમજાવવાનું રહે છે.

શરીર અને આત્મા તદ્દન જુદે જુદા છે એવો પરમાર્થ સમજી ગયો હોય તો મારવાના ભાવ થાય નહિ, અસ્થિરતા થાય તેને અહીં ગણી નથી.

વળી પરમાર્થદ્વારા રાગદ્વેષમોહથી જીવ ભિન્ન દર્શાવવામાં આવતો હોવાથી, 'રાગી, દ્વેષી, મોહી જીવ કર્મથી બંધાય છે તેને છોડાવવો '–એમ મોક્ષના ઉપાયના ગ્રહણનો અભાવ થશે અને તેથી મોક્ષનો જ અભાવ થશે.

ખરેખર તો આત્મા રાગ–દ્વેષથી ભિન્ન છે, પણ ઊંધી દૃષ્ટિ વડે રાગ–દ્વેષને પોતાના માને છે. તે વિકારી અવસ્થા સાથે આત્માને વર્તમાન પર્યાય પૂરતો સંબંધ છે તેટલો વ્યવહારસંબંધ ન હોય તો તું વિકાર તોડ, અને મુક્તિ કર, તેવો ઉપદેશ હોઇ શકે નહિ.

પરમાર્થદૃષ્ટિ તો આત્માને પરથી જુદો જ બતાવે છે પણ વ્યવહારસંબંધથી કહેવાય કે ભાઇ! તું પુણ્ય–પાપથી બંધાયેલો છો. પરની અપેક્ષા ન આવે તો છોડાવવાનો ઉપાય–મોક્ષનો ઉપાય તે નિર્મળ શ્રદ્ધા, નિર્મળ જ્ઞાન, અને નિર્મળ ચારિત્ર તેનો ઉપદેશ પણ નહિ અપાય, મુક્તિના ઉપાયને પકડ તેમ નહિ કહેવાય.

એકલું ધ્રુવપણું માનશો તો રાગ–દ્વેષનો વ્યય કરવો ને મુક્તિનો ઉત્પાદ કરવો તેવો પુરુષાર્થ કરવાનું પણ રહેશે નહિ.

જો કે મોક્ષનો ઉપાય ધ્રુવ દૃષ્ટિથી જ થાય છે પણ તે ધ્રુવ દૃષ્ટિ દ્વારા મોક્ષપર્યાયનો ઉત્પાદ અને બંધપર્યાયનો વ્યય થાય છે, એટલે ઉત્પાદ અને વ્યય થાય છે, માટે જો ઉત્પાદવ્યય નહિ સ્વીકારો

તો અવસ્થામાં પણ મલિનતા નહિ સાબીત થાય અને મલિનતા ટાળવાનો ઉપદેશ પણ નહિ અપાય.

જે પ્રમાણે માપી-તોળીને કહેવાય છે તે પ્રમાણે સમજવું. સ્વભાવમાં વિકારની નાસ્તિ માને, અને સ્વભાવને નિર્મળ માને તો જ મોક્ષનો ઉપાય છે, પરંતુ મોક્ષમાર્ગની પર્યાય અને મોક્ષની પર્યાય તે બન્ને વ્યવહાર છે; તે વ્યવહારને ન માને તો મલિનતાને ટાળવાનો ઉપદેશ આપી નહિ શકાય. ધ્રુવ દૃષ્ટિના જોરથી મોક્ષમાર્ગની અવસ્થા અને મોક્ષની અવસ્થા પ્રગટે છે તેને જ્ઞાનમાં સ્વીકારવી તે વ્યવહારનય છે. બંધની અવસ્થા, મોક્ષની અવસ્થા અને મોક્ષમાર્ગની અવસ્થા છે માટે વ્યવહારને બતાવવો તે ન્યાયસંગત છે.

૧૯૯૯ આસો વદ ૬ મંગળ.

આ ૪૬ મી ગાથા ફરીથી લેવાય છે.

આ આત્મા દેહથી નિરાળું અનંતગુણસ્વરૂપ તત્ત્વ છે. આ શરીર, રૂપી રજકણનું એક પૂતળું છે, તેમાં વર્ણ, ગંધ, રસ, અને સ્પર્શ છે, રૂપી અનંતા પરમાણુનું તે પૂતળું છે. જે જગ્યાએ શરીર છે તે જગ્યાએ આત્મા છે. તે આત્મા પણ શરીરાકાર અરૂપી એક પૂતળું છે. આત્મા જે જગ્યાએ છે તે જગ્યાએ કાર્મણ શરીરનું પણ એક પૂતળું છે, વિકારીભાવ છે તે કર્મના નિમિત્તે થાય છે, પણ પરમાર્થદૃષ્ટિએ વિકારની આત્મામાં નાસ્તિ છે. આત્મા દેહથી છૂટું તત્ત્વ છે, અનંતગુણના પિંડરૂપ એક વસ્તુ છે, તે વાત અનંતકાળમાં જીવોએ સાંભળી નથી, તેની રુચિ બેઠી નથી, તો પછી એકાગ્ર થવાનું તો ક્યાંથી હોય?

પ્રથમ આત્માને સમજ્યા વિના યથાર્થ વર્તન થઇ શકે નહિ, માટે આત્માનું સ્વરૂપ સમજવા માટે સાચા દેવ-ગુરુની વાણીનું શ્રવણ અને તેમનો સંગ કરવો જોઇએ. પરપદાર્થમાંથી રુચિ ખસીને,

આત્મસ્વભાવની રુચિ જાગ્યા વિના યથાર્થ સમજાય નહિ. આત્મ-સ્વભાવની રુચિ જાગતાં તે સ્વભાવ જેને પ્રગટ્યો છે તેવા યથાર્થ દેવ, ગુરુ ઉપર બહુમાન અને ભક્તિ આવ્યા વિના રહેશે નહિ. પ્રથમ આત્માને સમજવાની સત્ જિજ્ઞાસા સહિત દેવ, ગુરુ, શાસ્ત્રનો બહુમાન પૂર્વક સત્સમાગમ, સત્ શ્રવણ, સત્ વાંચન, અને સત્ વિચાર આવશે, સત્ સમજવાની ધગશથી યથાર્થ જ્ઞાન અને યથાર્થ શ્રદ્ધા થાય, પછી યથાર્થ વર્તન આવશે. આત્માનું ચારિત્ર તે આત્મામાં હોય, જડમાં ન હોય; સમજ્યા પછી સ્વરૂપમાં ઠરવું તે અંતરની અરૂપી ક્રિયા છે, તે યથાર્થ વર્તન છે, તે સાચાં વ્રત છે. સ્વભાવદૃષ્ટિના જોરે અશુભ રાગ ટાળતાં ટાળતાં રાગ રહી જાય તેમાં વ્રત, તપના શુભભાવ સહજ હોય છે. સ્વરૂપસ્થિરતામાં ટકતાં જેટલો રાગનો નાશ થયો તેટલું ચારિત્ર છે. સમ્યગ્દર્શન વિના વ્રત-ચારિત્ર સાચાં હોઇ શકે નહિ. પ્રથમ સમ્યક્દર્શન થાય, એટલે કે ચોથી ભૂમિકા થાય, ત્યાર પછી આગળ વધતાં પાંચમી ભૂમિકા આવે, ત્યાં સ્વરૂપમાં સ્થિરતા અંશે વધીને અવ્રતના પરિણામ ટળી જાય છે, અને શુભ પરિણામરૂપ વ્રત આવે છે, તે વ્યવહારવ્રત છે; સ્વરૂપમાં સ્થિરતા વધી તે નિશ્ચયવ્રત છે. ત્યારપછી છઠ્ઠી ભૂમિકા આવે ત્યારે મુનિપણું આવે છે ત્યાં સ્વરૂપની રમણતા વિશેષ વધી જાય છે. પ્રથમ સાચી શ્રદ્ધા થાય, પછી વ્રત આવે તે મોક્ષમાર્ગનો ક્રમ છે. અત્યારે તો એવું થઇ પડ્યું છે કે સમજવાના માર્ગનો ક્રમ મૂકીને, બાહ્ય વ્રત-તપમાં ધર્મ માની લીધો છે, જેમાં માત્ર શુભ પરિણામ હોય તો પુણ્ય બંધાય પણ ભવનો અભાવ ન થાય. જીવોએ તેવાં બાહ્ય વ્રત-તપમાં સર્વસ્વ માની લીધું છે, તેનાથી ધર્મ અને મોક્ષ માની લીધો છે, પરંતુ તેવી માન્યતા તે મિથ્યાદર્શનશલ્ય છે. તેવી માન્યતાથી એક પણ ભવ ઘટવાનો નથી. પ્રથમ સાચી શ્રદ્ધા કર, પછી સાચું ચારિત્ર આવશે. સત્ શ્રવણ, મનન, અને બહુમાનના શુભ પરિણા-મની સાથે સત્ રુચિ અને સત્ સમજવાનું શોધન જો યથાર્થ હોય તો અવશ્ય સતને સમજે, અને સમ્યક્ શ્રદ્ધા થાય. તેથી વિપય-

કષાયનો અશુભ રાગ ન ટાળવો તેમ વાત નથી. વિષય-કષાયની તીવ્ર આસક્તિ ટાળવા શુભ રાગ આવશે, પરંતુ તે ધર્મ નથી, માટે પ્રથમ સાચું સમજવાનો પ્રયાસ કરવો, તે તરફ વલણ રાખવું, તે સાચો માર્ગ પામવાનો ક્રમ છે.

સમ્યગ્દર્શનના પ્રથમ નિ:શંકાદિ આઠ અંગ આવે છે. વ્રતનો પ્રકાર તો પાંચમી ભૂમિકાએ આવે છે માટે સત્સમાગમે પ્રથમ સાચી સમજણ કરવી, જીવે અનંતકાળથી ધર્મ સાંભળ્યો નથી, ઉપવાસ આદિ કરે ને તેમાં કષાય પાતળો પાડે તો પુણ્ય બાંધે પણ તેથી ભવનો અભાવ ન થાય.

શુભ-અશુભ જે ભાવ થાય છે તે વિકારીભાવ છે, કર્મના નિમિત્તે જેટલા ભાવ થાય તે બધા વિકારીભાવ છે તે આત્માનો સ્વભાવ નથી, ધર્મ નથી, હિત નથી. વિકાર તે કાયમ ટકતી ચીજ નથી, આત્મા તે કાયમ ટકતી ચીજ છે, તેને ઓળખ તો તારું હિત થાય, ધર્મ થાય.

શિષ્યે બીજી બાજુની દલીલ મૂકી હતી કે પ્રભુ! આપે તો આત્માના એકલા શુદ્ધ સ્વરૂપની જ વાત કરી અને તેને જ જાણવું, દેખવું અને ઠરવું કહ્યું પણ બીજા શાસ્ત્રોમાં તો એવું કથન છે કે આત્મા રાગવાળો છે, દ્વેષવાળો છે, દેહવાળો છે તો તેનો આ વાત સાથે મેળ કઇ રીતે છે?

તેનો ઉત્તર આચાર્યદેવ આપે છે કે આ સર્વ અધ્યવસાન આદિ ભાવો જીવ છે એવું જે ભગવાન સર્વજ્ઞદેવોએ કહ્યું છે તે, જો કે વ્યવહારનય અભૂતાર્થ છે તોપણ, વ્યવહારનયને પણ દર્શાવ્યો છે.

આત્મામાં પરાશ્રયભાવ થાય છે, તેને આત્મામાં થાય છે તેમ જાણવું તે વ્યવહારનય છે. કર્માશ્રિત ભાવ એક સમય પૂરતા થાય તે અભૂતાર્થ છે. કર્માશ્રિત-પરાશ્રિત ભાવ થાય તે સત્ય નથી કારણકે તે

ત્રિકાળ ટકનારી ચીજ નથી, સત્ય નથી એટલે જડમાં થાય છે એમ નથી, જો કે તે થાય છે તો આત્માની અવસ્થામાં, પણ તે આત્માનો અસલ સ્વભાવ નથી તેથી તેને અભૂતાર્થ કહ્યો છે.

પાણી અગ્નિના નિમિત્તે ઉષ્ણ થાય છે, પણ પાણીનો સ્વભાવ તો શીતળ છે, તેનો ત્રિકાળી સ્વભાવ ઉષ્ણ નથી પણ શીતળ છે. પાણીનો સ્વભાવ શીતળ છે તેમ જાણવું સત્યાર્થ છે, પણ અગ્નિના નિમિત્ત વર્તમાન ઉષ્ણતા છે એટલો આરોપ આવ્યો તે વ્યવહાર છે. આરોપ છે તે આરોપની દૃષ્ટિએ સત્ય છે પણ તે આરોપ પાણીના મૂળ સ્વભાવની દૃષ્ટિએ જુઓ તો સત્ય નથી.

તેમ જેને આત્માનો શીતળ સ્વભાવ પ્રગટ કરવો છે તેણે આત્માની જ્ઞાન અને શાંતિ આદિની શીતળતા, અને રાગ-દ્વેષ-અજ્ઞાનરૂપ ઉષ્ણતા તે બન્ને ભાવોનું સ્વરૂપ જાણવું પડશે. આત્માની પર્યાયમાં કર્મના નિમિત્તે રાગ-દ્વેષ ને અજ્ઞાનરૂપ ઉષ્ણતા થાય છે પરંતુ આત્માનો સ્વભાવ તદ્દન નિર્મળ અને અવિકારી છે. તેનો ત્રિકાળ સ્વભાવ રાગ-દ્વેષને અજ્ઞાનરૂપે મલિન નથી પરંતુ શુદ્ધ અને નિર્મળ છે. આત્મા સ્વભાવે શુદ્ધ અને નિર્મળ છે એમ જાણવું તે સત્યાર્થ છે પણ કર્મના નિમિત્ત આધીન પોતે થતાં, રાગ-દ્વેષ અને અજ્ઞાનરૂપ મલિન અવસ્થા વર્તમાનમાં થઈ છે એટલો આરોપ આવ્યો તે વ્યવહાર છે. આરોપને આરોપની દૃષ્ટિથી જુઓ તો સત્ય છે પણ તે આરોપ, આત્માના મૂળ સ્વભાવની દૃષ્ટિથી જુઓ તો, સત્ય નથી.

આત્મસ્વભાવરૂપ શીતળતાની દૃષ્ટિના જોરમાં રાગ-દ્વેષરૂપ અસ્થિરતા ટળી જાય છે. પર્યાય ઉપર દૃષ્ટિ થંભતી નથી કારણકે પર્યાય પલટી જાય છે. પર્યાય ટકતી નથી, માટે ટકતું જે દ્રવ્ય છે તેના ઉપર દૃષ્ટિ મૂકે તો ત્યાં દૃષ્ટિ ટકે-થંભે અને ત્યાં દૃષ્ટિ થંભવાથી સ્થિરતા થાય, રાગ-દ્વેષનો અભાવ થાય ને સ્વભાવપર્યાય પ્રગટે.

બંધમોક્ષની પર્યાય છે તો ખરી, તદ્દન અભૂતાર્થ નથી. જો

તદ્દન અભૂતાર્થ હોય તો કાંઇ પુરુષાર્થ કરવાનો રહેતો નથી, પણ તે ક્ષણ પૂરતી ટકે છે. મોક્ષની અવસ્થા ક્ષણ ક્ષણે નવી નવી થઇને અનંતકાળ ટકે છે પરંતુ તે એક એક પર્યાય વર્તમાન સમય પૂરતી ટકે છે, માટે તે અભૂતાર્થ છે. તે પર્યાય ઉપર લક્ષ રાખવાથી રાગ થાય છે, પરંતુ રાગ તૂટતો નથી; દ્રવ્ય ઉપર દૃષ્ટિ મૂકવાથી રાગ તૂટે છે. મોક્ષપર્યાય તે શુદ્ધ પર્યાય ને બંધપર્યાય તે મલિન પર્યાય છે. એકમાં નિમિત્તની હયાતીની અપેક્ષા છે અને બીજામાં નિમિત્તના અભાવની અપેક્ષા છે, બન્ને નિમિત્તના આશ્રયની અપેક્ષા રાખતાં પડખાં છે માટે બન્ને ઉપર લક્ષ જતાં રાગ આવે છે. હું જ્ઞાન છું, હું દર્શન છું, હું ચારિત્ર છું એવા વિકલ્પો સાધક-અવસ્થામાં આવે ખરા, પણ હું જ્ઞાન છું, હું દર્શન છું, હું ચારિત્ર છું એમ ગુણના ભેદ પાડીને લક્ષ કરતાં રાગ આવે છે. તે રાગને આશ્રયે સ્વભાવને શરણે જવાતું નથી, પણ આખા દ્રવ્ય ઉપર દૃષ્ટિ મૂકતાં રાગ તૂટે છે, સ્વભાવના શરણે જવાય છે અને વીતરાગતા પ્રગટે છે. સ્વરૂપને સાધવાનો જે પ્રયાસ વર્તે છે એટલે કે મોક્ષમાર્ગ વર્તે છે તે પણ અવસ્થા છે, આખા આત્માનું સ્વરૂપ નથી; તેથી તે અવસ્થા ઉપર લક્ષ કરતાં રાગ આવે છે અધૂરો છે ત્યાંસુધી મોક્ષમાર્ગ આવે ખરો, તે તરફ લક્ષ આવે ખરું, પણ ત્યાં લક્ષ આપવાથી રાગ આવે છે પણ રાગ તૂટતો નથી. પરંતુ અખંડ દ્રવ્ય ઉપર દૃષ્ટિ મૂકવાથી રાગ તૂટે છે, સ્વરૂપ પ્રગટે છે.

શ્રદ્ધાગુણ પોતે નિર્વિકલ્પ છે, માટે તેનો વિષય પણ નિર્વિકલ્પ છે. દૃષ્ટિમાં ભેદનો વિષય નથી, દૃષ્ટિ પોતે સામાન્ય છે માટે તેનો વિષય પણ સામાન્ય છે. સમ્યગ્શ્રદ્ધા પ્રગટે તે તો અવસ્થા છે, પણ તે અવસ્થાના વિષયમાં આખું દ્રવ્ય છે. દૃષ્ટિનો વિષય તે ભેદ નથી પણ અભેદ આખું દ્રવ્ય છે. જ્ઞાન ગુણ છે તે સ્વપર બન્નેને જાણે છે. દૃષ્ટિ થયા પછીનું જ્ઞાન તે જ્ઞાન સાચું છે. જ્ઞાન દ્રવ્યને જાણે અને અધૂરી-પૂરી બન્ને પર્યાયને પણ જાણે છે. દૃષ્ટિ થયા વગરનું જ્ઞાન તે જ્ઞાન સાચું નથી.

ધર્મીને અખંડ દ્રવ્ય ઉપર દૃષ્ટિ ઉભી છે. અને જ્ઞાનમાં હું સામાન્ય આખો પૂર્ણ છું તેમ જાણે છે અને વર્તમાન અવસ્થામાં મલિનતા થાય છે તેને પણ જાણે છે. તે જ્ઞાનનું પ્રમાણપણું છે.

જ્યાંસુધી પૂર્ણ વીતરાગદશા ન થાય ત્યાંસુધી સામાન્ય દૃષ્ટિ ઉભી છે તેથી સામાન્ય અને વિશેષને સળંગ કરવા પુરુષાર્થ વર્તે છે. રાગને તોડીને પર્યાય સામાન્યમાં સળંગ થઈ અખંડ થાય છે, તે જ્ઞાનનું પ્રમાણપણું છે. દ્રવ્યને પર્યાય એક થાય છે તે જ્ઞાનનું પ્રમાણપણું છે. શ્રદ્ધા જ્ઞાન તો છે પણ પુરુષાર્થ પૂર્વક રમણતા વધારતો જેટલે અંશે રાગને તોડીને, રમણતા જોડીને, સામાન્ય સાથે જ્ઞાન અખંડ થાય છે, સામાન્ય-વિશેષ બન્ને એક થાય છે તે પ્રમાણ-જ્ઞાન છે.

જ્ઞાન અખંડ પૂર્ણ સ્વભાવને પણ જાણે અને પર્યાયમાં મલિનતા છે એને પણ જાણે, વસ્તુને અને અવસ્થાને બન્નેને જાણે, સામાન્ય વિશેષ બન્નેને જાણે તે પ્રમાણજ્ઞાન છે.

શ્રદ્ધા વિકારી અને ઉણી પર્યાયને સ્વીકારતી નથી, શ્રદ્ધાના વિષયમાં દ્રવ્ય જ છે, શુદ્ધ પરિપૂર્ણ જ્ઞાનમાં બન્ને પડખાં જણાય છે. જ્ઞાન જ્યારે દ્રવ્યના શુદ્ધ સ્વભાવ તરફ મુખ્યપણે ઢળે છે ત્યારે પર્યાયનું વજન ઢીલું થઈ જાય છે, તદ્દન અભાવ નથી, પરંતુ જ્ઞાનમાં પર્યાયનુ લક્ષ ગૌણ થાય છે, અને જ્ઞાન જ્યારે પર્યાયનું મુખ્યપણે લક્ષ કરે છે ત્યારે બીજા પડખાનું લક્ષ ગૌણ થાય છે. જ્ઞાનનું પડખુ જ્યારે મુખ્યપણે એક તરફ ઢળે છે ત્યારે તેની સાથે રાગ જોડાએલો હોય છે, જ્ઞાનમાં વસ્તુનું એક પડખું મુખ્ય અને બીજું ગૌણ થાય તેને નય કહેવાય છે. દૃષ્ટિના વિષયમાં તો દ્રવ્યનો અભેદ સ્વભાવ જ રહ્યા કરે છે. જેટલે અંશે રાગને તોડીને નિર્મળ પર્યાય વધારતો સામાન્ય સાથે જ્ઞાન અખંડ થાય છે, સામાન્ય અને વિશેષ બન્ને એક થાય છે તે જ્ઞાનનું પ્રમાણપણું છે. દ્રવ્ય અને પર્યાય બન્ને પ્રમાણ-

જ્ઞાનમાં એક સાથે જણાય છે, વસ્તુદ્દષ્ટિ થાય ત્યાં જ નય, પ્રમાણ વગેરે સાચાં હોય છે.

આ સુખડનું લાકડું છે તે સુગંધવાળું છે, વજનવાળું છે, સુંવાળું છે, વગેરે બધા ગુણો તેમાં એક સાથે છે પણ તેમાંથી એક સુગંધગુણને મુખ્ય કરીને આ લાકડું સુગંધવાળું છે તેમ બીજાને સમજાવવા માટે કહેવું તે વ્યવહારનય છે. તેમ આત્મામાં અનંતગુણો એક સાથે અભેદપણે રહેલા છે, તે અભેદ પડખાને લક્ષમાં લેવું તે નિશ્ચયનય, અને ગુણપર્યાયના ભેદ પાડીને લક્ષમાં લેવું કે બીજાને સમજાવવું તે વ્યવહારનય.

જેવા સિદ્ધ ભગવાન છે એવા અનંતા ગુણનો પિંડ ભગવાન આ આત્મા છે પણ તેમાંથી એક જ્ઞાનગુણને મુખ્ય કરીને સમજાવવા માટે કહેવું કે જો આ જ્ઞાન તે આત્મા છે, આ દર્શન તે આત્મા છે, આ ચારિત્ર તે આત્મા છે તે વ્યવહારનય છે. આત્માના પૂર્ણ અખંડ સ્વભાવનુ ભાન થયા પછી પણ હું જ્ઞાન છું, દર્શન છું વગેરે વિકલ્પો આવે છે ભેદ પડે છે, પણ ગુણો તો દ્રવ્ય સાથે અભેદ છે. જેમ દ્રવ્ય ત્રિકાળ છે તેમ ગુણો પણ ત્રિકાળ છે, દ્રવ્યથી ગુણોનો ભેદ પડતો નથી તો પણ જ્ઞાન તે જ્ઞાનરૂપ ત્રિકાળ છે, દર્શન તે દર્શન-રૂપ ત્રિકાળ છે, ચારિત્ર તે ચારિત્રરૂપ ત્રિકાળ છે, વીર્ય તે વીર્યરૂપ ત્રિકાળ છે, બધા ગુણો લક્ષણથી જુદા છે પણ વસ્તુથી અભેદ છે. કોઇ ગુણ દ્રવ્યથી જુદો પડતો નથી, દ્રવ્યથી તેનો ભેદ પડતો નથી, તો પણ અધૂરી અવસ્થામાં હું જ્ઞાન છું, હું દર્શન છું, વગેરે વિકલ્પો આવ્યા વગર રહેતા નથી, ભેદ પડયા વગર રહેતા નથી, વચ્ચે વ્ય-વહાર આવે છે એટલે વીતરાગદેવે બતાવ્યો છે; વ્યવહાર વચ્ચે આવે છે તેથી સમજાવ્યો છે.

સ્વભાવ તો નિર્મળ, અવિકારી, વીતરાગસ્વરૂપ છે પણ કર્મા-શ્રયે જે ભાવ થાય તે વ્યવહારે તારામાં છે તેમ વીતરાગદેવે દર્શાવ્યું છે. વિકારીભાવ તારી અવસ્થામાં થાય છે તેમ ધ્યાન રાખજે, કાંઈ

તદ્દન જડમાં થાય છે તેમ નથી, એમ પ્રયોજનવશ કોઇ નયને મુખ્ય કરી કહેવું ને સમજવું તે નય છે. પ્રમાણજ્ઞાન દ્રવ્ય, પર્યાય બન્નેને એક સાથે જાણે છે.

કર્માશ્રિત ભાવ તારામાં થાય છે, એમ વીતરાગદેવે દર્શાવ્યું છે. અખંડ સ્વભાવ ઉપર દૃષ્ટિ હોવા છતાં અવસ્થામાં રાગ-દ્વેષ થાય છે તેને જાણવા જોઇએ. હું ચોથી ભૂમિકાએ, પાંચમી ભૂમિકાએ, કે છઠ્ઠી ભૂમિકાએ છું, વગેરે ગુણની હાલતના એટલે કે ગુણસ્થાનના ભેદ પડે તેને જાણવા જોઇએ. મારી અવસ્થા શ્રાવકની છે કે મુનિ-પણાની છે વગેરે તે તે કાળે તે અવસ્થાને જાણી લેવી તે વ્યવહાર-નય છે. પોતે વીતરાગ થયો નથી માટે અધૂરી જે જે અવસ્થા હોય તેનું જ્ઞાન બરાબર હોવું જોઇએ, જ્ઞાન બરાબર હોય તો પુરુષાર્થ ઉપાડીને પૂરો થાય.

શ્રદ્ધાના વિષયમાં પૂર્ણ હોવા છતાં, અવસ્થામાં અપૂર્ણ હોવાથી અપૂર્ણને અપૂર્ણ જાણે તો પુરુષાર્થ ઊપડે, ને પૂરી પર્યાય કરે. દૃષ્ટિ આખા દ્રવ્ય ઉપર ઊભી છે તે વખતે ઊણી-અધૂરી પર્યા-યના જે ભેદ પડે છે તેને જાણવા તે વ્યવહારનય છે.

રાગી અને વીતરાગી, શુદ્ધ અને અશુદ્ધ, વગેરે એ પ્રકારે ભગવાને વસ્તુનું સ્વરૂપ દર્શાવ્યું છે. જેમ મ્લેચ્છ ભાષાથી મ્લેચ્છને સમજાવાય છે, તેમ પરના આશ્રયે ભેદ પાડી વ્યવહારી જીવોને સમજાવાય છે. અત્યારે તો કેટલાકને એવી ટેવ પડી ગઇ છે કે અંગ્રેજી ભાષામાં સમજાવો તો સમજે, એવી અનાર્યભાષાથી સમજે, પણ ઘરગથ્થુ ગુજરાતી ભાષામાં કહેવાય તો ન સમજે, આર્ય ભાષાથી ન સમજે, જીવોની ઊંધાઇ કેટલી થઇ ગઇ છે?

ખરેખર વ્યવહારથી પરમાર્થ સમજાતો નથી પણ પોતે પોતા-વડે સમજે ત્યારે સમજાવનારને નિમિત્ત કહેવાય.

સાચી શ્રદ્ધા થાય તો, સમજવામાં વચ્ચે જે ગુણના ભેદ પાડીને સમજ્યો હતો તે ભેદને વ્યવહાર કહેવાય, નિમિત્ત કહેવાય, ન સમજે તો નિમિત્ત શું ? રાગ-દ્વેષ વિનાનું મારું વીતરાગી સ્વરૂપ છે એમ ઓળખાણ થાય તો ભેદને નિમિત્ત થયું કહેવાય.

ભેદનો વ્યવહાર, સમજવામાં અને સમજાવવામાં વચ્ચે આવે છે. વ્યવહાર છે ખરો, આત્મા પર્યાયથી પણ તદ્દન પવિત્ર જ હોય તો સમજાવવું કોને ? શરીર મારું છે એમ જેને થઇ રહ્યું છે તેને કહે છે કે શરીર અને આત્મા એક ક્ષેત્રે રહેલાં છે પણ તે શરીરથી આત્મા જુદો છે. જેણે ઘીનો ઘડો છે એમ માન્યું છે તેને સમજાવે છે કે ઘીનો ઘડો જે છે તે ઘીનો ઘડો નથી પણ માટીનો છે તેમાં ઘી ભર્યું છે, પણ તે ઘડો ઘીમય નથી પણ માટીમય છે.

જેમ કોઇ બાળકે લાકડીના ઘોડાને સાચો ઘોડો માન્યો હોય અને તે લાકડીનો ઘોડો લઇને બારણા વચ્ચે ઊભો હોય, તેને કહે કે બેટા ! તારો ઘોડો આઘો રાખ, એમ કહેવાથી તે તરત સમજી જશે. કારણકે એના મગજમાં સાચો ઘોડો ઘોળાઇ રહ્યો છે, પણ તેને જો એમ કહે કે તારી લાકડી આઘી રાખ, તો તે સમજશે નહિ પણ રાડ પાડશે કે મારો ઘોડો છે લાકડી કેમ કહો છો ? બાપને દુકાને જવાની ઉતાવળ હોય તેથી તે સમજે છે કે લાકડી કહીશ તો સમજશે નહિ, તેથી છોકરાની ભાષામાં કહે છે કે તારો ઘોડો આઘો રાખ.

એમ ત્રિલોકનાથ તીર્થંકર ભગવાન જગતપિતા ત્રણકાળ ત્રણલોકને જાણે છે, જગતના જે જીવો ઘરમાં પેસતા નથી, ઘરને આંગણે ઉભા છે તેને કહે છે કે 'જો, જ્ઞાન તે તું,' 'દર્શન તે તું,' એમ ભેદ પાડીને સમજાવે છે. આત્મા વસ્તુ અનંતગુણસ્વરૂપે અભેદ છે, પણ બાળક જેવો અજ્ઞાની અભેદમાં સમજતો નથી તેથી તેને ભેદ પાડીને સમજાવે છે.

શરીર મારું, મન મારું, વાણી મારી, કર્મ મારાં એમ જે

જીવોએ માન્યું છે તેવા જીવોને શ્રી તીર્થંકરદેવ સમજાવે છે કે આત્મા સ્વતંત્ર નિરુપાધિક જ્ઞાતા-દ્રષ્ટા, બધાનો સાક્ષી, અને આનંદનો પિંડ છે, તે સ્વભાવભાવ તારો છે, તેવા ભાવને તારો પોતાનો નહિ માનતાં, કર્મના ભાવને અને શરીરાદિના ભાવને તું તારા પોતાના માને, તે તને શોભે નહિ. અરે ભાઇ! રાગ-દ્વેષના આશ્રયે રહેવું તેમાં તારા સ્વભાવભાવની ત્રુટ પડે છે. તારા આત્મામાં અનંત-ગુણનો અનંતો માલ ભર્યો છે, એમ સમજાવતાં જો સમજનાર જીવને તેના અભેદ આત્મા ઉપર દૃષ્ટિ પહોંચી તો જે ભેદ પાડીને સમજાવ્યું તેને વ્યવહાર કહેવાય, નિમિત્ત કહેવાય.

ભગવાન શ્રી તીર્થંકરદેવે કહ્યું કે તે નિમિત્ત આશ્રિત ભાવ થાય છે તે તારા છે, તારા શું કામ કહ્યા કે તે પરાશ્રિત રાગાદિભાવ તારી અવસ્થામાં થાય છે માટે તું પુરુષાર્થ કરીને તેને ટાળ. પરા-શ્રિત ભાવો તારામાં થાય છે એમ કહેવું તે વ્યવહાર છે. જ્ઞાન તે તું, દર્શન તે તું, ચારિત્ર તે તું, એમ ગુણના ભેદ પાડીને વ્યવહાર કહેતાં તે પરમાર્થ સમજી જાય કે અરે! આ વિકારી ભાવો ત્રિકાળ મારામાં છે નહિ, મારા અભેદ આત્મામાં આ રાગાદિના ભેદ છે નહિ, જ્ઞાન, દર્શન, ચારિત્રના વિકલ્પના ભેદ મારા અભેદ આત્મામાં છે નહિ, એમ પરમાર્થ સમજી જાય તો વ્યવહાર ઉપકારરૂપ થયો કહેવાય. પોતે પરમાર્થને સમજે તો વ્યવહારને નિમિત્ત કહેવાય.

અજ્ઞાનીને શ્રી ગુરુ એમ કહે કે જો ભાઇ! તેં રાગ કર્યો, દ્વેષ કર્યો, અનંતા ભવ કર્યા પણ તે તારું સ્વરૂપ નહિ. ત્યારે તેને એમ થાય કે અરે! મેં અનંતા ભવ કર્યા તે ટળે શી રીતે? ત્યારે જ્ઞાની કહે કે જો જે સળંગ જાણનારો છે તે તું છો, સુખનો પિંડ છે તે તું છો, રાગ-સ્નેહ ને ક્રોધ-માનરૂપે તું નથી એમ ભેદ પાડીને સમજાવતાં અખંડ ગુણનો પિંડ છે તે આત્મા છે તેમ તે સમજી જાય તો ધર્મતીર્થની પ્રવૃત્તિ માટે વ્યવહાર કહેવો તે ન્યાયસંગત છે.

પરંતુ જો વ્યવહારનય ન દર્શાવવામાં આવે તો, પરમાર્થે શરીરથી જીવ ભિન્ન દર્શાવવામાં આવતો હોવાથી, જેમ ભસ્મને મસળી નાખવામાં હિંસાનો અભાવ છે તેમ, ત્રસસ્થાવર જીવોનું નિઃશંકપણે મર્દન ( ઘાત ) કરવામાં પણ હિંસાનો અભાવ ઠરશે અને તેથી બંધનો જ અભાવ ઠરશે.

પરમાર્થે તો આ આત્મા પણ પરમાત્મા જેવો છે અને સામો આત્મા પણ પરમાત્મા જેવો જ છે, પણ શરીર મારું છે, રાગ મારો છે, એમ પોતાપણાની બુદ્ધિ છે, એકત્વપણાની બુદ્ધિ છે તેને હિંસા કરવાનો ભાવ થાય છે, પરમાર્થે શરીરને આત્મા જુદા છે છતાં પણ નિઃશંકપણે મારવાનો જે ભાવ થાય છે તેમાં જ વ્યવહાર સિદ્ધ થાય છે. જેની દૃષ્ટિ શરીર ઉપર પડી છે, તેવા ત્રસસ્થાવર જીવોને મારવાનો ભાવ કે પોતાના શરીર ઉપર રાગનો ભાવ, તે કાંઇ પરમાર્થ નથી પણ વ્યવહાર જ છે, કારણ કે આત્મા વિકાર વગરનો-નિર્વિકારી છે.

મારવાનો ભાવ તને થાય અને તે મારવાનો ભાવ-હિંસાનો ભાવ જો તારા આત્માથી તદ્દન જુદો હોય તો હિંસાનો અભાવ ઠરશે, અને તેથી બંધનનો પણ અભાવ ઠરશે, પણ તેમ છે નહિ. તે હિંસાનો ભાવ તારા આત્માની અવસ્થામાં થાય છે, તેથી તે હિંસાનો ભાવ થતાં તને બંધન થાય છે. તે હિંસાનો ભાવ તારા આત્માની અવસ્થામાં થાય છે તેમ ન માન તો બંધનો પણ અભાવ ઠરશે અને બંધનો અભાવ થતાં મોક્ષનો પણ અભાવ ઠરશે.

તે હિંસાના ભાવની માફક જૂઠાના, ચોરીના, મૈથુનના ભાવ પણ આત્માની અવસ્થામાં થાય છે, જો તેમ નહિ માને તો તેને ટાળવાનો પુરુષાર્થ પણ ક્યાંથી કરશે ?

પોતાના શરીર ઉપર રાગ છે એટલે બીજા જીવોને મારવાનો દ્વેષ થાય છે, રાગમાં અને દ્વેષમાં શરીરનુ નિમિત્ત છે તે પણ વ્યવહાર છે.

પરમાર્થે શરીર અને આત્મા તદ્દન જુદા છે તેમ વ્યવહારે પણ જો જુદા હોય તો ત્રસસ્થાવર જીવોના શરીરને ચોળી નાખતાં પાપનો અભાવ ઠરે. પણ તેમ છે નહિ. રાગ-દ્વેષનો ભાવ, શરીર પ્રત્યેના મોહનો ભાવ પોતાને ઊભો છે તે બધો વ્યવહારસંબંધ છે તેમ સમજવું જોઈએ. પોતાના શરીર અને આત્માને આકાશક્ષેત્રની અપેક્ષાએ એક ક્ષેત્રાવગાહરૂપ સંબંધ છે તેમ સામાના આત્માને અને તેના શરીરને એકક્ષેત્રાવગાહરૂપ સંબંધ છે, એવો સંબંધ તું લક્ષમાં લે છે ત્યારે તને મારવાની વૃત્તિ ઊઠે છે, માટે ત્રસસ્થાવર જીવોને મારવાનો વિકલ્પ તે મલિનભાવ છે અને તે ભાવને અને તારા આત્માને સંબંધ છે તેમ સમજવું જોઈએ.

તેમ દેવ, ગુરુ, શાસ્ત્રનો વિનય કરવો તે પણ વ્યવહાર છે. જ્યાંસુધી પૂર્ણ વીતરાગ થયો નથી ત્યાંસુધી એમ ભાવ આવે કે આ દેવ, ગુરુ, શાસ્ત્ર વિનય કરવા યોગ્ય છે, અને હું વિનય કરનાર છું. એવી રીતે દેવ, ગુરુ, શાસ્ત્ર પ્રત્યે બહુમાન અને વિનય આવ્યા વગર રહે નહિ, છતાં પણ તે ભાવ વ્યવહાર છે.

શરીર ને આત્મા જુદા કહ્યો ત્યાં એટલી અપેક્ષા આવી કે શરીર અને આત્માને સંબંધ છે. આત્મા જૂદો છે એમ કહેતાં જ પરના સંબંધનો એટલો વ્યવહાર આવી જાય છે. શરીરનો સંબંધ તેં માન્યો છે, પરનો આશ્રય તેં માન્યો છે માટે વ્યવહાર કહીએ છીએ.

પુણ્ય-પાપનો ભાવ થાય તેમાં તું અટક્યો છો તો ટાળવાનું બતાવાય છે. હિંસા આદિના પરિણામ થાય છે તે બતાવ્યા વિના તેને ટાળવાનો પ્રયત્ન થશે નહિ, બંધનભાવ સમજ્યા વિના મોક્ષનો પુરુષાર્થ થશે નહિ.

બંધ માને છે તેમાં બીજી ચીજ નિમિત્ત છે તે વ્યવહાર બતાવ્યો છે તે જાણવા જેવો છે પણ અંગીકાર કરવા જેવો નથી. જાણવારૂપે અંગીકાર કરવા જેવો ખરો, પણ તે વ્યવહારને રાખવા જેવો નથી એટલે કે અંગીકાર કરવા જેવો નથી.

એક વસ્તુને નાની મોટી કહેવાય તે બીજી ચીજની અપેક્ષા વિના કેમ કહેવાય? તેમ આત્મા અનંતગુણનો પિંડ-વસ્તુ છે. અને કર્મ તે બીજી ચીજ છે, તે કર્મ વિકારમાં નિમિત્ત છે. તે વિકાર-ભાવમાં આત્મા અટક્યો ન હોય તો મોક્ષ કર તેમ શી રીતે કહેવું? આત્મા છૂટો જ છે તેમ કહેતાં બંધની અપેક્ષા સાથે આવે છે તે વ્યવહાર છે.

એકલા પોતાની અપેક્ષા આવે તે નિશ્ચય છે. ખરેખર દૃષ્ટિથી વસ્તુમાં બંધ નથી. વસ્તુ જો બંધાણી હોય તો છૂટે નહિ. વસ્તુનું સ્વરૂપ તો એક સમયમાં પરિપૂર્ણ છે, તે વસ્તુ કોઈથી પકડાય નહિ અને છૂટે પણ નહિ. ભગવાન આત્મા વર્તમાન એક સમયમાં અનંત-ગુણનો પરિપૂર્ણ પિંડ છે, તેમાં બંધઅવસ્થા તે પણ વ્યવહાર છે અને છૂટવાની અવસ્થા તે પણ વ્યવહાર છે. પરથી નિરાળું વર્તમાન સમયમાં પરિપૂર્ણ તત્ત્વ છે તેવી દૃષ્ટિના જોરે વ્યવહાર છૂટે છે. અજ્ઞા-નીને વ્યવહાર બતાવ્યો કે વ્યવહારે અવસ્થા મલિન થઈ છે તેને જાણ, પણ નિશ્ચયથી તું આખો પરિપૂર્ણ તત્ત્વ છો તેવી દૃષ્ટિ કર, એમ કહેવાથી જો તે સમજી જાય તો વ્યવહારના ઉપદેશથી સમજ્યો એમ આરોપથી કહેવાય.

આત્માનું સ્વરૂપ આવું છે તેમ ઉપદેશ આપતાં જ વ્યવહાર આવી જાય છે, નિશ્ચયથી તું અખંડ, અભેદ, પરથી નિરાળું તત્ત્વ છો તેમ સમજાવતાં જ વ્યવહાર આવી જાય છે. કારણ કે તત્ત્વનું સ્વરૂપ આવું છે તેમ કહેતાં તે તું સમજ્યો નથી તેમ આવી જાય છે તે જ વ્યવહાર છે, અથવા વસ્તુને સમજાવતાં ગુણગુણીનો ભેદ પાડીને સમજાવવું પડે છે તે જ વ્યવહાર છે.

નિશ્ચયપૂર્વક વ્યવહાર સમજાય તો તે સાચી સમજણ છે. ભેદ પાડીને સમજાવે કે જો આ બાયડીનો આત્મા, પુરુષનો આત્મા, આ દેવનો આત્મા, આ ઢોરનો આત્મા, તેમ ભેદ પાડીને કહેતાં

સામો સમજી જાય કે આ બધા આત્મા જુદા જુદા છે પણ બધા આત્માનું સ્વરૂપ જુદું જુદું ન હોય, સ્વરૂપ તો એક જ જાતનું હોય. ગુરુ સમજાવે કે જ્ઞાન તે આત્મા, દર્શન તે આત્મા, ચારિત્ર તે આત્મા એમ સમજાવે તેમાં પોતે અભેદ આત્માનું સ્વરૂપ સમજી જાય તો વ્યવહારના ભેદો કહેવાથી સમજ્યો તેમ કહેવાય. ગુરુ ઉપદેશ આપે છે તેમાં જ વ્યવહાર આવી જાય છે. ઉપદેશથી પોતે ખરા સ્વરૂપને સમજી જાય તો ગુરુના ઉપકારનું નિમિત્ત કહેવાય. સમજ્યો નિશ્ચયથી પણ વ્યવહારથી સમજ્યો એમ ઉપચારથી કહેવાય.

જો હિંસા આદિનો ભાવ ન બતાવાય તો તેને ટાળવાનો પ્રયત્ન પણ કરશે નહિ. નિશ્ચયપૂર્વક વ્યવહાર લક્ષમાં આવ્યા વિના બંધનો વ્યવહાર ટળશે નહિ. ખરેખર તો, હિંસા, ચોરી, વિષય આદિના ભાવ, નિશ્ચયદૃષ્ટિ લક્ષમાં આવ્યા વિના ટળતા જ નથી. મારા સ્વરૂપમાં તે ભાવો છે જ નહિ તેવી દૃષ્ટિ વિના તે ભાવો ટળતા જ નથી. 'અસ્તિ સ્વરૂપ હું કોણ છું' તેની શ્રદ્ધા વિના વિકારની નાસ્તિ થતી જ નથી. આવી શ્રદ્ધા થયા પછી પણ અલ્પ હિંસા, ચોરી આદિના ભાવ રહે છે પણ તે ક્રમે ક્રમે ટળી જાય છે, ભાન થયા પછી તરત જ વીતરાગ થઇ જાય તેમ બનતું નથી. સ્વરૂપ શ્રદ્ધા થયા પછી અસ્થિરતા ટળી સ્થિરતા રૂપ ચારિત્ર ક્રમે ક્રમે થાય છે એવો જ વસ્તુસ્વભાવ છે. આત્મભાન થયા પછી કોઈ જીવ અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન પામે તો તેમાં પણ અંતર્મુહૂર્તનો તો ક્રમ પડે જ છે ભાન થયા પછી એક સમયમાં તો કોઇને કેવળજ્ઞાન થાય જ નહિ. ભાન થયા પછી જે અલ્પ શુભાશુભભાવ રહે છે તેને આચાર્યદેવે બતાવ્યા છે કે તુ ઊભો રહેજે, હજુ પૂરો થઇ ગયો નથી, હજુ અસ્થિરતા બાકી છે, અવસ્થામાં અપૂર્ણતા છે, તેને જાણજે. જ્યાંસુધી વીતરાગ ન થાય ત્યાંસુધી તે તે કાળે તે અવસ્થાને જેમ છે તેમ જાણવી તે વ્યવહારનય છે.

શ્રી ગુરુદેવના મુખેથી નીકળેલા ન્યાયો.

સુવર્ણપુરી ૨૦૦૦, આસો માસ

વિકારી પર્યાય હોવા છતાં પણ નિર્વિકારી સ્વભાવનું ભાન થઈ શકે છે. ચારિત્રગુણમાં વિકાર હોવા છતાં આખા પરિપૂર્ણ તત્ત્વની શ્રદ્ધા અને જ્ઞાન થઈ શકે છે. તે એમ બતાવે છે કે ગુણોમાં કથંચિત્ ભેદ છે, બધા ગુણોનાં કાર્ય જુદાં છે, ગુણોમાં જો કથંચિત્ ભેદ ન હોય તો સમ્યક્દર્શન થતાં તરત જ વીતરાગ થઈ જવો જોઈએ, પરંતુ તેમ તો બનતું નથી. અખંડ દ્રવ્યની પ્રતીત થવા છતાં ચારિત્ર-ગુણમાં વિકાર ઊભો રહે છે, માટે ગુણોમાં કથંચિત્ ભેદ છે, અને તેથી ગુણસ્થાનનો પણ ભેદ પડે છે. ગુણોમાં કથંચિત્ ભેદ હોવાથી સ્વભાવદૃષ્ટિ થયા પછી તરત જ વીતરાગતા થતી નથી માટે ગુણ-સ્થાનના ભેદ પડે છે.

દ્રવ્ય અખંડ છે, તે અનંતગુણના પિંડરૂપ વસ્તુ છે, તે દરેક ગુણની જાત જુદી જુદી છે, લક્ષણ અપેક્ષાએ ગુણોમાં કથંચિત્ ભેદ છે. દરેક ગુણોનુ કાર્ય જુદું જુદું છે. જ્ઞાનગુણ જાણવાનું કાર્ય કરે છે, દર્શનગુણ પ્રતીતનું કાર્ય કરે છે, ચારિત્રગુણ સ્થિરતાનુ કાર્ય કરે છે, એમ જુદા જુદા ગુણો જુદું જુદું કાર્ય કરે છે, એ રીતે વસ્તુમાં ગુણભેદ છે અને ગુણભેદ છે માટે પર્યાયભેદ પણ છે.

જેમ સોનું પીળાશ, ચીકાશ, વજન આદિ ગુણોથી અખંડ છે, પરંતુ કથંચિત્ ગુણભેદ છે, પીળાશ, ચીકાશ; વજન, આદિ ગુણોનાં લક્ષણ જુદાં છે, જાત જુદી છે, કાર્યો જુદાં છે માટે કથંચિત્ ગુણભેદ છે.

સમ્યગ્દર્શન થતાં બુદ્ધિપૂર્વક વિકલ્પો છૂટી જાય છે, તો પણ અબુદ્ધિપૂર્વક વિકલ્પો રહી જાય છે, માટે ગુણભેદ પણ રહી જાય છે, તેથી સમ્યગ્દર્શન થતાં તરત જ કેવળજ્ઞાન થતુ નથી કોઈ જીવ તરત જ કેવળજ્ઞાન પામે તો પણ અંતર્મુહૂર્તનુ આંતરું તો વચ્ચે

પડે જ છે, તેનું કારણ એ છે કે ગુણોમાં કથંચિત્ ભેદ રહી જાય છે, અને તેથી વસ્તુ અને પર્યાયનો ભેદ પડે છે, સમ્યગ્દર્શન અને કેવળ-જ્ઞાન થવામાં વચ્ચે આંતરું પડે છે.

છઠ્ઠે ગુણસ્થાને મુનિને બુદ્ધિપૂર્વકના વિકલ્પ હોય અને આર્ત-ધ્યાનના પરિણામ વર્તતાં હોય તો પણ ત્યાં નિર્જરા વિશેષ છે, કારણકે ત્યાં ત્રણ કષાયનો અભાવ છે અને ચારિત્રગુણની પર્યાય વિશેષ છે. અને ચોથા ગુણસ્થાને બુદ્ધિપૂર્વકના વિકલ્પ ન હોય, નિર્વિકલ્પ સ્વરૂપમાં ઠરી ગયો હોય તો પણ ત્યાં ત્રણ કષાય પડયા છે, તેથી નિર્જરા ઓછી છે, માટે ગુણભેદ છે, ચારિત્ર આદિ ગુણોનું પરિણમન ઓછું છે, માટે વ્યવહારનય અનેક પ્રકારની છે.

સમ્યગ્દર્શન થતાં બુદ્ધિપૂર્વકના વિકલ્પો છૂટી જાય તો પણ ગુણોનું પરિણમન ઓછુંવધતું એટલે તારતમ્યરૂપે રહે છે; જો તેમ ન હોય તો એકગુણરૂપ વસ્તુ થઈ જાય પણ એકગુણરૂપ વસ્તુ હોય જ નહિ, અનંતગુણના પિંડરૂપ વસ્તુ હોય છે.

વસ્તુમાં અનંતગુણોનું પરિણમન ઓછુંવધતું-તારતમ્યરૂપે થાય છે, ગુણોના પરિણમનમાં અનેક જાતની વિચિત્રતા છે, માટે વ્યવહાર-નય પણ અનેક પ્રકારની છે. સમ્યગ્દર્શન થયા પછી તરત જ વીત-રાગ થઈ જતો નથી. એક સમયનું પરિણમન સમ્યક્દ્રષ્ટિથી પકડાતું નથી, જો પકડાય તો કેવળજ્ઞાન થઈ જાય. સમ્યક્દર્શન પામ્યા પછી ચારિત્રગુણની પર્યાય અધૂરી રહે છે માટે કેવળજ્ઞાન તરત જ થતું નથી એ રીતે ગુણોના પરિણમનમાં ભેદ રહે છે.

સમ્યગ્દર્શન પામ્યા પછી તરત જ કેવળજ્ઞાન થતું નથી, કારણકે ચારિત્રગુણની પર્યાય ઊણી છે, જ્ઞાનગુણની પર્યાય ઊણી છે અને દર્શનગુણની પર્યાય પણ ઊણી છે. દર્શનગુણની પર્યાય ઊણી છે, પરંતુ દર્શનગુણની પર્યાયનો વિષય તો પૂર્ણ છે, દ્રષ્ટિનો વિષય ઊણો નથી. ચારિત્રગુણમાં વિકાર હોવા છતાં પણ દર્શનગુણની પર્યાય વસ્તુનો

પૂરો વિષય કરી શકે છે, દૃષ્ટિની પર્યાય ઊણી છે, પરંતુ દૃષ્ટિનો વિષય પૂરો છે.

અનંતગુણના પિંડરૂપ અભેદ વસ્તુ જો ન હોય તો અભેદ દૃષ્ટિ થઇ શકે નહિ. દ્રવ્યદૃષ્ટિએ ગુણો અભેદ છે, માટે એક ગુણ ઉઘડતાં બધાં ગુણોનો અંશ ઉઘડે છે. જો વસ્તુ અભેદ ન હોય તો એક ગુણ ઉઘડતાં બધા ગુણનો અંશ ઉઘડે નહિ. અને જો કથંચિત ગુણભેદ ન હોય તો સાધક સ્વભાવ રહે નહિ તરત જ કેવળજ્ઞાન થઈ જવું જોઇએ માટે કથંચિત ગુણભેદ પણ છે અને દ્રવ્યદૃષ્ટિએ વસ્તુ અભેદ છે.

દૃષ્ટિનો વિષય ધ્રુવ છે, પોતામાં થતી મલિન અવસ્થા ઉપર દૃષ્ટિનું લક્ષ નથી, દૃષ્ટિ સાથે રહેલું જ્ઞાન, દૃષ્ટિને જાણનારું જ્ઞાન, તે લંબાય છે કે આ અવસ્થા પૂરતો હું નહિ, હું તો આખો પરિપૂર્ણ છું, એમ પોતામાં થતી મલિન અવસ્થાનું તે જ્ઞાન સ્વામી થતું નથી, પોતામાં થતી અવસ્થા ઉપર દૃષ્ટિનું લક્ષ નથી, માટે બહારમાં થતી પર પદાર્થોની અવસ્થા ઉપર પણ તેનું લક્ષ નથી. પોતાનું દ્રવ્ય જ દૃષ્ટિનો વિષય છે. પોતામાં થતી મલિન કે નિર્મળ પર્યાયને દૃષ્ટિ સ્વીકારતી નથી માટે બીજા દ્રવ્યની મલિન કે નિર્મળ પર્યાયને પણ તે સ્વીકારતી નથી. પોતામાં થતી મલિન અવસ્થા ક્ષણ પુરતી છે માટે તે પોતાના દ્રવ્યને દ્રવ્યદૃષ્ટિએ લાભ-નુકસાન કરતી નથી, જે અવસ્થા પોતાને લાભ-નુકસાન કરતી નથી તે અવસ્થા બીજા જીવોની અવસ્થાને પણ લાભ નુકશાન કરે નહિ, અને સામા જીવોની અવસ્થા પોતાની અવસ્થાને લાભ, નુકશાન કે મદદ કરે નહિ. એ રીતે દૃષ્ટિ નિમિત્ત-નૈમિત્તિક સંબંધને સ્વીકારતી નથી. દૃષ્ટિનો વિષય એકલો ધ્રુવ જ છે. બીજા દ્રવ્યનું ધ્રુવપણું પોતામાં નાસ્તિરૂપ છે અને પોતે ધ્રુવ પોતામાં અસ્તિરૂપ છે. એ રીતે દૃષ્ટિનો વિષય એકલો ધ્રુવ છે.

દર્શનનો વિષય એકલો ધ્રુવ છે, પરંતુ જ્ઞાન ધ્રુવને, મલિન,

નિર્મળ પર્યાયને અને નિમિત્ત-નૈમિત્તિક સંબંધને જાણે છે. દૃષ્ટિનો વિષય પૂરો છે. પ્રથમ દર્શનગુણની પર્યાય પ્રગટે છે અને ચારિત્ર-ગુણની પર્યાય પછી પ્રગટે છે. આ રીતે બધા ગુણો એક સાથે સરખાં કાર્યો કરતાં નથી, માટે વસ્તુમાં કથંચિત્ ગુણભેદ છે

૧૯૯૯ આસો વદ ૭ બુધ

આ શરીર અને આત્મા બન્ને જુદી ચીજ છે, તે બે ચીજ એક નથી આત્મા અને શરીર તે બન્ને એક જગ્યાએ રહ્યા છે તે પોત પોતાની હાલતની લાયકાતને કારણે રહ્યા છે. બન્ને એક જગ્યાએ રહ્યા છે તેમ કહેવું તે વ્યવહાર છે. આત્મા તે આત્માના ક્ષેત્રમાં છે ને શરીર તે શરીરના ક્ષેત્રમાં છે. જેમ દૂધ અને પાણી બન્ને એક કળશમાં ભેગા છે એટલે કે તે એક ક્ષેત્રમાં ભેગા છે તે વ્યવહાર છે પરંતુ બન્ને એક જગ્યાએ ભેગા રહેવા છતાં દૂધ તે પાણીરૂપ થયું નથી ને પાણી તે દૂધરૂપ થયું નથી. દૂધ દૂધમાં છે ને પાણી પાણીમાં છે

તેમ આત્મા અને શરીર બન્ને આકાશના ક્ષેત્રમાં ભેગા રહ્યા છતાં આત્મા તે આત્માના ક્ષેત્રમાં છે, આત્મા જ્ઞાન દર્શન ચારિત્ર આદિ અનંત ગુણનો પિંડ છે ને શરીર તે શરીરના ક્ષેત્રમાં છે. શરીર તે વર્ણ, રસ, ગંધ, સ્પર્શ આદિ ગુણોથી ભરેલો રજકણનો પિંડ છે. તે પોતપોતાની અવસ્થાની યોગ્યતાના કારણે રહ્યા છે.

આત્માની ક્ષણે ક્ષણે થતી અવસ્થામાં રજકણની અવસ્થા નથી, અને રજકણની ક્ષણે ક્ષણે થતી અવસ્થામાં આત્માની અવસ્થા નથી

આત્માના અનંતગુણોમાં રજકણના ગુણો કોઈ પણ આવી જતા નથી, અને રજકણના અનંતગુણોમાં આત્માના કોઈ પણ ગુણો આવી જતા નથી. દરેક વસ્તુ પોત પોતાના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં છે પણ પરવસ્તુના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવમાં નથી, સૌ સૌના સ્વ ચતુષ્ટય સૌ સૌમાં છે.

હવે ભાવાર્થનો અર્થ થાય છે.

પરમાર્થનય તો જીવને શરીર તથા રાગદ્વેષમોહથી ભિન્ન કહે છે. જો તેનો એકાંત કરવામાં આવે તો શરીર તથા રાગ દ્વેષમોહ પુદ્ગલમય ઠરે અને તો પછી પુદ્ગલને ઘાતવાથી હિંસા થતી નથી અને રાગ-દ્વેષમોહથી બંધ થતો નથી. આમ, પરમાર્થથી જે સંસાર-મોક્ષ બન્નેનો અભાવ કહ્યો છે તે જ એકાંતે ઠરશે પણ આવું એકાંત-રૂપ વસ્તુનું સ્વરૂપ નથી.

કામ, ક્રોધ, હિંસા, જૂઠું, દયા, દાન વગેરે ભાવ આત્મામાં સ્વભાવદૃષ્ટિથી નથી. આત્મા તો પવિત્ર જ્ઞાનમૂર્તિ શુદ્ધતાથી ભરેલું તત્ત્વ છે, તે દૃષ્ટિને પરમાર્થદૃષ્ટિ કહો, સાચી દૃષ્ટિ કહો કે 'પોતાનું' સત્ય સ્વરૂપ કહો. તે દૃષ્ટિને એકાંત લેવામાં આવે અને વ્યવહાર-સંબંધ છે તેટલો પક્ષ ન લેવામાં આવે તો તે વ્યવહારસંબંધને માન્યા વિના પરમાર્થે જુદા છે તેમ પણ બતાવી શકાશે નહિ.

શરીરમાં અનુકૂળતા વખતે રાગ થાય છે અને પ્રતિકૂળતા વખતે દ્વેષ થાય છે, તે રાગ-દ્વેષમાં શરીર નિમિત્ત છે, પોતે વિકારમાં જોડાય છે તેથી રાગ-દ્વેષ થાય છે, પણ તેમાં શરીરની હાજરી છે એટલો સંબંધ છે.

સચેત વનસ્પતિ અને અચેત વનસ્પતિ કહેવાય છે, સચેત શરીર અને અચેત શરીર કહેવાય છે. તે સ'ચેત' એટલે જીવવાળું શરીર એટલો તેનો અર્થ થાય છે પણ શરીરને એકાંત સચેતન માની લે તો ભૂલ થાય. જીવ છે ત્યાંસુધી શરીરમાં જીવનો આરોપ કરાય છે, એટલે શરીરને સચેત કહેવાય છે તે વ્યવહાર છે. પણ ખરેખર જુઓ તો શરીર સચેત નથી પણ તેમાં જીવ રહ્યો છે તેથી આરોપથી શરીરને સચેત કહેવામાં આવે છે તે વ્યવહાર છે.

પરમાર્થદૃષ્ટિમાં બીજા જીવોને મારવાનો ભાવ પણ આત્મામાં ન હોય, સામાના શરીર અને આત્માને સંબંધ છે, અને આના

(પોતાના) શરીર અને આત્માને સંબંધ છે તેમ પણ પરમાર્થદૃષ્ટિ સ્વીકારતી નથી, કારણ કે શરીર અને આત્મા તદ્દન જુદા છે.

પરંતુ વ્યવહારે પણ જો આત્મામાં બંધ ન હોય તો બંધ ટાળીને મુક્ત થવાનો ઉપદેશ નહિ અપાય. હિંસાનો ભાવ જો આત્માની પર્યાયમાં થતો જ ન હોય તો તે ભાવને ટાળવાનો ઉપદેશ નહિ અપાય. શરીર અને આત્માને કાંઇપણ સંબંધ નહિ સ્વીકારે તો સામા જીવને મારવાના ભાવ જ નહિ થાય; સામા જીવને મારવાના ભાવ થાય છે તેમાં શરીર અને આત્માને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે એમ આવી જાય છે. શરીર અને આત્માને એક જગ્યાએ રહેવાનો, પોત પોતાની પર્યાયની યોગ્યતાને કારણે સંબંધ છે. શરીર અને આત્માને સંબંધ છે એમ તું લક્ષમાં લે છે ત્યારે બીજા જીવોને મારવાનો ભાવ થાય છે.

આત્માની જોડે એક જગ્યાએ શરીરની હાજરી છે તેથી શરીર અને આત્માને સંબંધ છે એમ કહેવાય, પણ આત્માનો સ્વભાવ તો શુદ્ધ જ્ઞાયક છે, પરંતુ હિંસા, દયા, આદિ રાગ-દ્વેષ ભાવનો વર્તમાન અવસ્થા પૂરતો સંબંધ છે, તે વિકારી ભાવનો સંબંધ જાણવા જેવો છે પણ રાખવા જેવો નથી. શરીર અને આત્માને એક જગ્યાએ રહેવાનો સંબંધ, તે જાણવા જેવો છે પણ રાખવા જેવો નથી, 'સંબંધ' છે એમ જાણ પણ અંગીકાર કરવા જેવું નથી.

જેમ છાશ કરવાના રવાયાના નેતરાંને બે છેડા હોય છે તે બન્ને છેડા ખેંચી રાખે તોપણ માખણ ન નીકળે, બન્ને મૂકી દે તોપણ માખણ ન નીકળે, એક દોરડું પકડી રાખે અને એક દોરડું તદ્દન મૂકી દે તોપણ માખણ ન નીકળે, પરંતુ એક છેડો ખેંચે અને બીજો છેડો ઢીલો મૂકે તો માખણ નીકળે. તેમ વસ્તુસ્વરૂપને સમજવા માટે બે નય હોય છે, એક નિશ્ચયનય અને બીજી વ્યવહારનય, તે બન્ને નયને ન સમજે તોપણ આત્માનું હિત કરવારૂપ માખણ

ન નીકળે, તે બન્ને નયને એકાંત પકડી રાખે ( સમજ્યા વગર બન્નેને સાથે પકડી રાખે ) તોપણ આત્માનું હિત ન થાય, વ્યવહારનયને એકાંત પકડી રાખે અને નિશ્ચયનયનો નિષેધ કરે તોપણ હિત ન થાય, સુખ ન પ્રગટે, વળી નિશ્ચયનયને એકાંત પકડી રાખે અને વ્યવહારનયનું સ્વરૂપ જેમ છે તેમ ન જાણે અને કોઇ અપેક્ષાએ પણ આત્મામાં વ્યવહાર છે જ નહિ તેમ નિષેધ કરે, તોપણ આત્માનું હિત ન થાય, ધર્મ ન થાય; પરંતુ જ્યારે નિશ્ચયની વાત સમજાવાય ત્યારે વ્યવહારનયની અપેક્ષાને લક્ષમાં રાખે, અને જ્યારે વ્યવહારની વાત સમજાવાય ત્યારે નિશ્ચયનયની અપેક્ષાને સાથે લક્ષમાં રાખે, તેમ બન્ને નયો જે સ્વરૂપ બતાવે છે તે સ્વરૂપને બરાબર જેમ છે તેમ સમજે, તો આત્માનું હિત થાય, સુખ પ્રગટે અને મુક્તિ થાય, એ રીતે બન્ને નયના જ્ઞાનની એકતા થઇને પ્રમાણ થાય, નિશ્ચયનય અને વ્યવહારનયનો જે વિષય છે. તેનું બરાબર જ્ઞાન કરીને બન્નેનો મેળ થઇને પ્રમાણ થાય અને પ્રમાણજ્ઞાન થાય તો મુક્તિ થાય.

કેટલાક નિશ્ચયને એકાંત ખેંચી રાખે છે પણ એકલા નિશ્ચયની અપેક્ષા લ્યો તો તેમાં બંધમોક્ષ હોઇ શકે નહિ. એક મત એવો છે કે આત્મામાં રાગ–દ્વેષ આદિ દેખાય છે તે અને શરીરાદિ બાહ્ય વસ્તુઓ દેખાય છે તે બધો ભ્રમ છે, પણ વસ્તુસ્વરૂપ એમ છે જ નહિ. બાહ્ય વસ્તુ જગતમાં તો છે, પણ તારા આત્મામાં તે નથી. પણ તેથી જગતમાં જ તે વસ્તુ નથી એવું નથી. રાગ–દ્વેષ અને મોહ આત્માની અવસ્થામાં થાય છે ખરા, પણ આત્માના સ્વભાવમાં તે નથી, પરંતુ તેથી આત્માની અવસ્થામાં વિકાર થતો જ નથી એવું નથી. જડ કર્મરૂપ બીજી ચીજ છે તે આત્મા પોતે જ્યારે ભૂલ કરે ત્યારે વિકારમાં નિમિત્ત થાય છે. રાગ–દ્વેષ તારા સ્વરૂપમાં નથી માટે અભૂતાર્થ છે, પણ રાગ–દ્વેષ અવસ્થામાં પણ નથી તેમ માનવું તે ખોટું છે, વ્યવહારે અવસ્થાથી બંધ છે એટલી કબૂલાત ન કરે તો તે એકાંત દૃષ્ટિ છે. આત્માની પર્યાયમાં શુભાશુભ ભાવ થાય છે

તેથી તે આદરણીય છે એવું નથી; પણ 'થાય છે' એમ સ્વીકારવાની વાત છે. જો તદ્દન અવસ્થાથી પણ અબંધ માનો તો, હિંસા, વિષય વગેરેના અશુભભાવ છોડી, દયા, દાન, બ્રહ્મચર્ય વગેરેના શુભભાવ કરવાનો અને શુભભાવ ટાળીને શુદ્ધતા પ્રગટાવવાનો પણ અવકાશ રહેતો નથી.

વળી કેટલાક એકાંત વ્યવહારને પકડે છે અને માને છે કે એકલા શુભ પરિણામ કર્યા કરીએ, એમ કરતાં કરતાં ધર્મ થશે અને મોક્ષ થશે પણ એમ માનવું તે પાખંડદૃષ્ટિ છે. કારણ કે શુભમાંથી શુદ્ધ ત્રણકાળમાં ન થાય, વિકાર કરતાં કરતાં અવિકારભાવ ત્રણકાળમાં ન પ્રગટે. યથાર્થ સ્વરૂપ સમજ્યા વગર નિશ્ચયનય અને વ્યવહારનય તે નય નથી પણ નયાભાસ છે, તેને નિશ્ચયાભાસ અને વ્યવહારાભાસ કહેવાય છે.

યથાર્થપણે નિશ્ચય અને વ્યવહારનું સ્વરૂપ સમજવાથી મુક્તિ થાય છે. યથાર્થ નિશ્ચયદૃષ્ટિ તે વ્યવહારનો નાશ કરનાર છે. હું આત્મા એક સમયમાં પરિપૂર્ણ તત્ત્વ છું એવી દૃષ્ટિ તે નિશ્ચયદૃષ્ટિ; એવું ભાન થયા પછી સ્વભાવદૃષ્ટિના જોરે રાગ-દ્વેષ, હિંસા, જૂઠું વગેરે શુભાશુભભાવો ક્રમે ક્રમે ઘટતા જાય છે અને નિર્મળ અવસ્થા વધતી જાય છે; તે જે જે થાય છે તેને જાણવું તે વ્યવહારનય છે. સાધ્ય-સાધક ભાવનો જે ભેદ પડે છે તે પણ સ્વભાવદૃષ્ટિના જોરે પૂર્ણ સ્થિરતા થતાં તે ભેદનો વ્યવહાર પણ છૂટી જાય છે, નિશ્ચયદૃષ્ટિ તે વ્યવહારનો નાશ કરનાર છે. જે જે ભૂમિકાએ જે જે અવસ્થા થાય તેને જાણવી તે વ્યવહારનય છે. અમુક અંશે આત્માની શુદ્ધ ભૂમિકામાં પહોંચ્યા છતાં હજુ અધૂરો છે તેથી અશુભભાવ ટાળી વ્રત આદિના જે જે શુભ પરિણામ આવે તેને જાણવા તે વ્યવહારનય છે. જો વ્યવહાર ન માનો તો, બધો ઉપદેશ વ્યર્થ જશે. સ્યાદ્વાદ તે ફૂદડીવાદ નથી. ઘણા કહે છે કે સ્યાદ્વાદ એટલે આમ પણ હોય અને આમ પણ હોય, એવો સ્યાદ્વાદનો અર્થ ફૂદડીવાદ નથી. આત્મા

જે અપેક્ષાએ શુદ્ધ છે તે અપેક્ષાએ અશુદ્ધ નથી અને જે અપેક્ષાએ અશુદ્ધ છે તે અપેક્ષાએ શુદ્ધ નથી, બન્નેની અપેક્ષા જુદી છે તે સ્યાદ્વાદ છે. અને જે અપેક્ષાએ શુદ્ધ છે તે જ અપેક્ષાએ અશુદ્ધ માને તે ફૂદડીવાદ છે. શુદ્ધભાવથી પણ મુક્તિ થાય અને શુભભાવથી પણ મુક્તિ થાય તેમ માને તે ફૂદડીવાદ છે. શુદ્ધભાવથી મુક્તિ થાય પણ શુભથી મુક્તિ ન થાય તેનું નામ સ્યાદ્વાદ છે. બન્ને નય જાણવા યોગ્ય છે, પરંતુ બન્ને આદરવા યોગ્ય નથી. આત્માની અવસ્થામાં રાગ-દ્વેષ થાય છે, તે ટાળીને વીતરાગ થવાય છે, પણ સ્વભાવમાં પુણ્ય-પાપ કાંઇ છે નહિ, તેમ બન્નેનું જ્ઞાન કરવાથી વીતરાગ સ્વરૂપ ઊઘડે છે. જ્ઞાન તો બન્નેનું કરવું પણ આદરણીય બે ન હોય, નિશ્ચય અને વ્યવહાર બન્નેનું જ્ઞાન કરવું પણ બન્નેને આદરવાથી આત્માની નિર્મળ પર્યાય પ્રગટ થવારૂપ માખણ નીકળે નહિ.

નિશ્ચય પણ આદરણીય અને વ્યવહાર પણ આદરણીય તેમ બન્ને આદરણીય થાય નહિ, વિકાર આદરણીય માને ત્યારે નિર્વિકાર સ્વભાવ અંતરમાં ભર્યો છે તેનો તો આદર થયો નહિ. આત્મા અનંતગુણનો પિંડ પરિપૂર્ણ તત્ત્વ છે તેવી નિશ્ચયદૃષ્ટિને આદરણીય માનતાં પર્યાય નિર્મળ થયા વગર રહેતી નથી. પર્યાય નિર્મળ થાય તે વ્યવહાર છે, તેને જાણવું તે વ્યવહારનય છે.

આત્મા પરમાર્થે પરથી નિરાળો છે. નિરાળો, નિર્વિકલ્પ સ્વરૂપે છે તેનું જ્ઞાન કર અને વર્તમાનમાં અવસ્થા મલિન છે તેનુ પણ જ્ઞાન કર. 'થાય છે' તેને ના પાડ તો જ્ઞાન ખોટું, અને તેનાથી લાભ માને તો શ્રદ્ધા ખોટી.

દૃષ્ટિ નિમિત્તને સ્વીકારતી નથી, દૃષ્ટિની અપેક્ષાએ વ્યવહાર હેય છે, દૃષ્ટિ વિકારી પર્યાયને સ્વીકારતી નથી, ઊણી-પૂરી અવસ્થાને પણ સ્વીકારતી નથી, અરે ! અંદરમાં જે જે નિર્મળ અવસ્થા વધતી જાય તેને પણ સ્વીકારતી નથી. દૃષ્ટિનો વિષય એક પરિપૂર્ણ

તત્ત્વ જ છે, જ્ઞાનની અપેક્ષાએ વ્યવહાર જ્ઞેય છે, જ્ઞાનમાં તે જાણવા યોગ્ય છે, ચારિત્રની અપેક્ષાએ શુભાશુભ ભાવરૂપ વ્યવહાર તે ઝેર છે.

સાચી દૃષ્ટિ થયા પછી દેવ, ગુરુ, શાસ્ત્રની ભક્તિનો વ્યવહાર વચ્ચે આવે છે માટે જો એકલો પરમાર્થ માનો તો બધાનો અભાવ ઠરશે. દેવ, ગુરુ, શાસ્ત્રની ભક્તિના શુભભાવ થાય છે તેનું જ્ઞાન કરે, પણ તે આદરણીય માને તો શ્રદ્ધા ખોટી, અધૂરો છે ત્યાંસુધી શુભભાવ વચ્ચે આવી જાય છે પણ તેનો ખેદ છે અશુભ ભાવ ટાળી શુભ ભાવમાં જોડાય છે તે જોડાણો તેટલા પૂરતો વ્યવહાર છે, વ્યવહાર વ્યવહારે આદરણીય છે, પણ શ્રદ્ધામાં જરાય આદરણીય માનતો નથી, જો આદરણીય માને તો શ્રદ્ધા ખોટી થાય, પણ તેથી દેવ, ગુરુ, શાસ્ત્રની ભક્તિના પરિણામ વચ્ચે નથી આવતા તેમ માને તો જ્ઞાન ખોટું થાય. શુદ્ધમાં વિશેષ સ્થિર થવાતું નથી અને શુભ ભાવમાં ન જોડાય તો અશુભ પરિણામ થાય તેથી શુભ ભાવમાં જોડાય છે. ચોથી ભૂમિકાએ દેવ, ગુરુ, શાસ્ત્રની ભક્તિના શુભ પરિણામ આવે છે, ત્યારપછી પાંચમી ભૂમિકાએ અવ્રતના પરિણામ ટાળી સ્વરૂપમાં વિશેષ સ્થિરતા થાય છે તે સાચાં વ્રત છે, અને અશુભ પરિણામ ટાળીને શુભ પરિણામરૂપ વ્રત પણ વચ્ચે આવે છે, તે વ્રતના શુભ પરિણામ અને દેવ-ગુરુ-શાસ્ત્રની ભક્તિના શુભ પરિણામને જાણવા તે વ્યવહારનય છે. પરમાર્થદૃષ્ટિના જોરે પૂર્ણ સ્થિરતા થતાં શુભાશુભ વિકલ્પનો વ્યવહાર અને સાધ્ય-સાધક ભાવના વિકલ્પના ભેદનો વ્યવહાર પણ છૂટી જાય છે પણ ઊણી અવસ્થા છે ત્યાંસુધી તે વિકલ્પના ભેદ આવ્યા વગર રહેતા નથી. આવે છે તેને જાણવું તે વ્યવહારનય છે.

વિકલ્પ રહિત હું નિર્વિકલ્પ સ્વરૂપ છું તેને આદરવાથી જ લાભ છે તેમ જાણે અને વર્તમાન પર્યાયમાં મલિન અવસ્થા થાય છે તેને જાણે પણ તેનાથી લાભ ન માને. દેવ, ગુરુ, શાસ્ત્ર, વગેરે

નિમિત્તો વચ્ચે આવે છે તેને ન માને તો જ્ઞાન ખોટું અને તેનાથી લાભ થાય તેમ માને તો શ્રદ્ધા ખોટી. વિકારી પર્યાયને વર્તમાન હાલત પૂરતો પણ સંબંધ નથી તેમ માને તો વસ્તુનું વાસ્તવિક શ્રદ્ધાન જ્ઞાન અને આચરણ થયું નહિ.

અવસ્તુનું શ્રદ્ધાન, જ્ઞાન, આચરણ અવસ્તુરૂપ જ છે માટે વ્યવહારનયનો ઉપદેશ ન્યાયપ્રાપ્ત છે. આ રીતે સ્યાદ્વાદથી બન્ને નયોનો વિરોધ મટાડી શ્રદ્ધાન કરવું તે જ સમ્યક્ત્વ છે.

આત્માની પર્યાયમાં રાગ-દ્વેષ અને ભ્રાંતિ થાય છે તેને ન જાણે તો, અવસ્તુનું જ્ઞાન કર્યું, વસ્તુનું જેવું સ્વરૂપ છે તેમ ન જાણ્યું માટે અવસ્તુનું જ્ઞાન કર્યું, જેની શ્રદ્ધા યથાર્થ હોય તેનું જ્ઞાન યથાર્થપણે જ જાણવાનું કાર્ય કરે, પણ જેનું જ્ઞાન ખોટું છે તેને શ્રદ્ધા પણ અવસ્તુની જ ઠરી. અવસ્થામાં રાગ-દ્વેષ થાય છે તેમ ન માન્યું તેથી રાગ-દ્વેષને ટાળીને સ્વરૂપમાં સ્થિર થવાનું આચરણ રહ્યું નહિ, માટે આચરણ પણ અવસ્તુનું જ રહ્યું. જેવું વસ્તુનું સ્વરૂપ છે તેવું આચરણ રહ્યું નહિ તેથી અવસ્તુનું જ આચરણ રહ્યું.

આત્માની પર્યાયમાં વર્તમાન અવસ્થા પૂરતા રાગ-દ્વેષ થાય છે તે ન સ્વીકારે તો તેનાં શ્રદ્ધા, જ્ઞાન અને આચરણ ત્રણે અવસ્તુનાં થયાં, એટલે ત્રણે ખોટાં થયાં.

વળી રાગ-દ્વેષ આત્માના સ્વભાવમાં છે તેમ માને તો પણ અવસ્તુની શ્રદ્ધા, અવસ્તુનું જ્ઞાન અને અવસ્તુનું આચરણ થયું. જેની શ્રદ્ધા ખોટી તેનું જ્ઞાન ખોટું, તેનું આચરણ ખોટું એ રીતે ત્રણે ખોટાં થયાં; જેની શ્રદ્ધા સમ્યક્ તેનું જ્ઞાન સમ્યક્ તેનું આચરણ પણ સમ્યક્.

હવે તે વાત પાણીના દૃષ્ટાંતથી લઈએ.

પાણીનો ત્રિકાળ અખંડ સ્વભાવ શીતળ છે પણ અગ્નિના

કારણે ઉષ્ણતા તેની વર્તમાન અવસ્થામાં થાય છે. હવે જો તે ઉષ્ણ અવસ્થા પાણીના આખા ત્રિકાળ સ્વભાવમાં કોઇ માને તો તેણે અવસ્તુની શ્રદ્ધા કરી, અવસ્તુનું જ્ઞાન કર્યું અને અવસ્તુનું આચરણ કર્યું. પણ જેને તૃષા તોડવી છે તેણે પાણીનો સ્વભાવ તો ત્રિકાળ શીતળ છે, અને વર્તમાન ઉષ્ણતા થઇ છે તેનું જ્ઞાન કરવું જોઇશે. જો શીતળતાનું જ્ઞાન નહિ કરે તો ઊનું પાણી પીવા જેવું છે તેમ માનશે તેથી તેની તૃષા છીપશે નહિ, અને જો વર્તમાન અવસ્થામાં ઉષ્ણતા થઇ છે તેમ નહિ માને તો પાણીને ઠારવાનો પ્રયત્ન નહિ કરે, તેથી પણ તૃષા છીપશે નહિ. માટે પાણીના શીતળ સ્વભાવની અને વર્તમાન ઉષ્ણ અવસ્થાની બન્નેની કબૂલાત કરે છે ત્યારે પાણી ઠારવા મૂકે છે અને પછી પાણી પીએ તેથી તૃષા છીપે છે. માટે એમાં એમ નક્કી થયું કે તૃષા તોડવા માટે જ્ઞાન બન્નેનું કરવું પડશે પણ આદરણીય એક શીતળતા જ છે.

તેમ ભગવાન આત્મા આનંદમૂર્તિ જ્ઞાનજળથી ભરેલો સિદ્ધ પરમાત્મા જેવો છે. બધા આત્માનું સ્વરૂપ તેવું જ છે પણ વર્તમાન અવસ્થામાં રાગ,-દ્વેષ, મોહ, હર્ષ, શોક કર્મના નિમિત્તે થાય છે. હવે જો કોઇ તે વર્તમાન અવસ્થા પૂરતું જ આખા દ્રવ્યનું સ્વરૂપ માને તો તેણે અવસ્તુની શ્રદ્ધા કરી, અવસ્તુનું જ્ઞાન કર્યું, અવસ્તુનું આચરણ કર્યું. હવે જે સંસારદાવાનળની અગ્નિ બુઝાવવા ઇચ્છતો હોય તેણે આત્માનો સ્વભાવ તો શુદ્ધ, પવિત્ર ને આનંદ સ્વરૂપ ત્રિકાળ છે, તેનું અને વર્તમાન અવસ્થામાં રાગ-દ્વેષ અને ભ્રાંતિરૂપ મલિનતા થઇ છે તેનું પણ જ્ઞાન કરવું પડશે. આત્માનો સ્વભાવ તો ત્રિકાળ જ્ઞાનજળથી ભરેલો છે તેનું જ્ઞાન નહિ કરે તો મલિન અવસ્થાને જ આત્મા માનશે તેથી તેનું દુઃખ ટળી આત્માની શાંતિ મળશે નહિ, અને જો વર્તમાન અવસ્થામાં રાગ-દ્વેષ અને ભ્રાંતિ છે જ નહિ, આત્મા અવસ્થાએ પણ તદ્દન નિર્મળ જ છે તેમ માનશે તો પણ તે મલિન અવસ્થાને ટાળી નિર્મળ અવસ્થા પ્રગટાવવાનો

પ્રયત્ન નહિ કરે, તેથી તેને દુઃખ ટળી શાંતિ થશે નહિ, માટે આત્માનો ત્રિકાળ શુદ્ધ સ્વભાવ અને વર્તમાન અવસ્થાની મલિનતા તે બન્નેની કબૂલાત કરે ત્યારે નિર્મળ અવસ્થાને પ્રગટ કરવાનો પ્રયત્ન કરે છે, અને તેથી આત્માના અનુપમ સુખની પ્રાપ્તિ થાય છે. તેથી એમ નક્કી થયું કે દુઃખ ટાળવા માટે જ્ઞાન બન્નેનું કરવું પડશે પણ આદરણીય તો એક શુદ્ધ સ્વભાવ જ છે.

રાગ-દ્વેષનો આત્મા સાથે કાંઇ સંબંધ જ નથી અને આત્મા એકલો શુદ્ધ જ છે એમ જો માને તો પણ તેણે આખી વસ્તુને જાણી નથી તેથી તેનું જ્ઞાન આખું નથી, વળી જો વર્તમાન મલિન અવસ્થા પૂરતો જ આત્માને જાણે અને ત્રિકાળ અખંડ પવિત્ર સ્વભાવને ન જાણે તો પણ તેણે આખી વસ્તુને જાણી નથી તેથી તેનું જ્ઞાન આખું નથી, માટે બન્ને પડખાનું જ્ઞાન ભેગું થાય ત્યારે આખુ પ્રમાણજ્ઞાન થાય છે અને આખું પ્રમાણજ્ઞાન વીતરાગી સ્વરૂપને પ્રગટ કરે છે.

વર્તમાન અવસ્થા જેટલો નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે તે ન સ્વીકારે તો આખી વસ્તુ લક્ષમાં આવશે નહિ. આત્મામાં મલિન અવસ્થા વર્તમાન પૂરતી જ છે, ત્રિકાળ સ્વભાવમાં નથી, ત્રિકાળ સ્વભાવમાં જો તે હોય તો કોઈ દિવસ ટળે નહિ પણ બીજી જ ક્ષણે નિર્મળ અવસ્થા પ્રગટ કરવા ધારે તો તે કરી શકે છે, મલિન અવસ્થા તો વર્તમાન પૂરતી જ છે, દ્રવ્યદૃષ્ટિએ આત્મા ત્રિકાળ શુદ્ધ છે, પણ પર્યાયદૃષ્ટિએ વર્તમાન, અવસ્થામાં મલિનતા થાય છે તેથી તે બન્નેને દેખાડવુ તે ન્યાય-પ્રાપ્ત છે. પરંતુ તેમાં ભેદ આદરણીય નથી. આદરણીય તો અભેદ સ્વરૂપ જ છે. આ રીતે સ્યાદ્વાદથી બન્ને નયોનો વિરોધ મટાડી શ્રદ્ધાન કરવું તે સમ્યગ્દર્શન છે.

બન્ને નયોનો વિરોધ મટાડયો કયારે કહેવાય? કે આત્મા સ્વભાવે ત્રિકાળ શુદ્ધ-પવિત્ર છે ને અવસ્થામાં મલિનતા વર્તમાન પૂરતી છે, શરીરાદિ સાથે સંબંધ અવસ્થાથી છે તેમ જાણે તો વિરોધ મટાડયો કહેવાય.

જો આત્માના એકલા શુદ્ધ નિર્મળ સ્વભાવને માને અને વર્તમાન મલિન અવસ્થાને ન માને તો પણ વિરોધ મટાડયો ન કહેવાય, તેમજ એકલી રાગ-દ્વેષની અવસ્થાને માને તેમ શરીરના સંબંધને માને, પણ આત્માનો નિર્વિકલ્પ શુદ્ધ સ્વભાવ રાગ-દ્વેષ વગરનો ત્રિકાળ છે તેને ન માને તો પણ વિરોધ મટાડયો ન કહેવાય. કારણ કે એકલું દ્રવ્ય માને તો પણ વિરોધ આવે છે તેમ એકલી પર્યાયને માને તો પણ વિરોધ આવે છે માટે તે એકલા-એકેકને માનવાથી વિરોધ મટાડયો ન કહેવાય.

વળી નિશ્ચય પણ આદરણીય છે અને વ્યવહાર પણ આદરણીય છે તેમ બન્નેને આદરણીય માને તો પણ વિરોધ મટાડયો ન કહેવાય. પરંતુ દ્રવ્ય અને પર્યાય બન્નેનું જ્ઞાન કરે અને તેમાં આદરણીય એક શુદ્ધ સ્વભાવને માને તો બન્ને નયનો વિરોધ મટાડયો કહેવાય.

આ સમજવા જેવી વાત છે. ત્રણકાળના તીર્થંકરદેવે જેમ વસ્તુનું સ્વરૂપ છે તેમ કહ્યું છે. ૪૬.

હવે શિષ્ય પૂછે છે કે વર્તમાન પૂરતી થતી અવસ્થાને જે જાણવી તેવી વ્યવહારનય કયા દૃષ્ટાંતથી પ્રવર્તે છે? તેનો ઉત્તર કહે છે:—

**राया हु णिग्गदो त्तिय एसो बलसमुदयस्स आदेसो ।**
**ववहारेण दु उच्चदि तत्थेको णिग्गदो राया ॥ ४७ ॥**
**एमेव य ववहारो अज्झवसाणादिअण्णभावाणं ।**
**जीवो त्ति कदो सुत्ते तत्थेको णिच्छिदो जीवो ॥ ४८ ॥**

---

"નિર્ગમન આ નૃપનું થયું"—નિર્દેશ સૈન્યસમૂહને,
વ્યવહારથી કહેવાય એ, પણ ભૂપ એમાં એક છે. ૪૭.
એમ સર્વ અધ્યવસાન આદિ અન્યભાવો જીવ છે,
—સૂત્રે કર્યો વ્યવહાર, પણ ત્યાં જીવ નિશ્ચય એક છે. ૪૮.

અર્થ:—જેમ કોઇ રાજા સેનાસહિત નીકળ્યો ત્યાં 'આ રાજા નીકળ્યો' એમ આ જે સેનાના સમુદાયને કહેવામાં આવે છે તે વ્યવહારથી કહેવામાં આવે છે, તે સેનામાં (વાસ્તવિકપણે) રાજા તો એક જ નીકળ્યો છે; તેવી જ રીતે અધ્યવસાન આદિ અન્ય ભાવોને '(આ) જીવ છે' એમ પરમાગમમાં કહ્યું છે તે વ્યવહાર કર્યો છે, નિશ્ચયથી વિચારવામાં આવે તો તેમનામાં જીવ તો એક જ છે.

જુઓ, આ વ્યવહાર-નિશ્ચયરૂપ વસ્તુસ્વભાવ જીવોએ ક્યારે પણ જાણ્યો નથી, તે જાણ્યા સિવાય બીજું બધુંય કરવામાં જીવે ખામી રાખી નથી. કહેવાય છે ને કે:—

अहो कष्टं, महा कष्टं, लाभः किंचित् न विद्यते ।

ઘણી ઘણી તપસ્યા કરી કરીને શરીરને સૂકવી નાખ્યું, પણ તેથી કિંચિત્‌માત્ર પણ લાભ થયો નહિ. આત્માનો સ્વભાવ તો કાયમ ટકતો છે તેનાથી લાભ ન માન્યો, પણ શુભ પરિણામથી પુણ્ય બંધાયું અને રાજ્ય મળ્યું-ધૂળ મળી તેનાથી સુખ માન્યું, પરંતુ ભવભ્રમણ ટળ્યું નહિ.

બે નયોને અવિરોધપણે જાણી નથી ત્યાંસુધી મુક્તિ થાય નહિ. વર્તમાન અવસ્થામાં શુભ પરિણામ થાય છે તેને આદરણીય માને પણ વસ્તુનો મૂળ અસલી સ્વભાવ નિર્વિકારી છે તેને ન જાણે તો તે ક્રિયાજડ છે, અને આત્મા એકલો શુદ્ધ જ છે તેની વર્તમાન અવસ્થામાં પણ મલિનતા થતી નથી તેમ માને તો મલિન અવસ્થાને ટાળી પુરુષાર્થ કરવાનો રહ્યો નહિ તેથી શુષ્ક થઇ ગયો.

શિષ્ય પૂછે છે કે પ્રભુ! આ એક આત્મામાં આટલું બધું લાંબું લાંબું લપસિંદર શું છે? આઠ કર્મ, આઠ કર્મના નિમિત્તે થતા રાગ-દ્વેષ અને રાગ-દ્વેષનાં ફળ એવાં જે પુણ્ય અને પાપ,

રાગ-દ્વેષના નિમિત્તો જે શરીરમાં રોગ, ઘર, બાયડી વગેરે એક આત્મામાં આટલું બધું લાંબું લપસિંદર શું છે?

જેમ પાંચ ક્રોડના લશ્કર સહિત રાજા નીકળ્યો ત્યારે તે સેનાના સમુદાયને આ રાજા નીકળ્યો એમ કહેવાય છે. ત્રણ માઈલના પથારે રાજા નીકળ્યો છે, રાજા તો બેઠો હોય એક હાથી ઉપર પણ રાજા સેના સહિત નીકળ્યો તેથી રાજા નીકળ્યો તેમ કહેવાય છે. સેનાના સમુદાયને રાજા કહેવો તે વ્યવહાર છે. રાજા સેના સહિત નીકળ્યો તેમાં રસ્તામાં કોઈ ધરતીકંપ કે કાંઈ થયું તો સેના ખાઈમાં જઈને પડે અને રાજા પાછળ એકલો રહી જાય, માટે સેના ને રાજા એક નથી પણ સેનાના નિમિત્તના સંબંધે માત્ર રાજા સેના સહિત કહેવાય, પરંતુ ખરેખર સેના તે રાજા નથી.

તેવી જ રીતે ક્રોધ, માન, દયા, દાન, સત્ય અને જૂઠાના ભાવ તે સેના સમાન છે તે ભાવો બધા જીવ છે તેમ વ્યવહાર પૂરતું કહ્યું છે. વર્તમાન ક્ષણ પૂરતો તેમાં અટક્યો છે તેથી વ્યવહાર પૂરતા તે ભાવો આત્માના કહ્યા છે.

આત્મા ધ્રુવ ત્રિકાળ નિર્વિકારી અખંડ છે અને અવસ્થા ક્ષણ પૂરતી ખંડવાળી અને વિકારી છે તેમ પરમાગમમાં કહ્યું છે. અવસ્થા ક્ષણિક છે અને આત્મા ત્રિકાળ ટકતો છે માટે બન્નેના કાળ જુદા થયા. આત્મા નિર્વિકારી અને અખંડ છે અને પર્યાય વિકારી અને ખંડવાળી છે માટે બન્નેના ભાવ જુદા થયા.

ખરેખર જોવામાં આવે તો આત્મા અધ્યવસાનના ટોળાને નાશ કરવાવાળો તે અવસ્થા પૂરતો નથી પણ ધ્રુવ છે તેવા ધ્રુવ સ્વભાવની શ્રદ્ધા, જ્ઞાન અને આચરણ કરવામાં આવે તો તે આત્મા એક જ જણાય છે. પર સંયોગ અને રાગ-દ્વેષાદિનું જે મોટું ટોળું, લાંબું લપસિંદર જણાય છે તે કર્મના નિમિત્તે જણાય છે.

ભગવાન આત્મા દેહથી જુદું તત્ત્વ છે, તે શરીર, મન, વાણીથી જુદું તત્ત્વ છે, તેને ક્ષણિક અવસ્થા પૂરતો રાગ-દ્વેષ અને ભ્રાંતિ સાથે વ્યવહારે સંબંધ કહ્યો છે, પણ પરમાર્થે જીવ એક જ રૂપ છે. વ્યવહારનું લશ્કર આત્માની પર્યાયમાં ઊભું થાય છે ખરું, પણ તે ખરેખર આત્માનો સ્વભાવ નથી. ખરેખર તો આત્મા એક જ સ્વરૂપે છે તેની ટીકા હવે લેવાશે.

૧૯૯૯, આસો વદ ૮ ગુરુ.

જેને આત્માનું હિત કરવું હોય, હિત એટલે આત્માનો ધર્મ કરવો હોય, તેણે આત્મા એક જુદી ચીજ છે, અને શરીર, કુટુંબ લક્ષ્મી એ બહારસંયોગી ચીજ છે, અને અંતરસંયોગી ચીજ પુણ્ય-પાપ, હર્ષ-શોક છે એ બધુ પર છે, પોતાનું સ્વરૂપ નથી તેમ જાણવું પડશે. તેનાથી આત્માને હિત કે ધર્મ થાય નહિ. માટે બહાર-સંયોગથી અને અંતરસંયોગથી નિરાળા ચૈતન્ય સ્વભાવને જાણવો, માનવો અને તેમાં એકાગ્ર થવું તે મોક્ષનો માર્ગ છે.

શિષ્યે પૂછ્યું હતું કે પ્રભુ ! આત્મામાં રાગ-દ્વેષના ભાવ પ્રવર્તે છે તે વ્યવહારે પ્રવર્તે છે તો તે કયા દૃષ્ટાંતથી વ્યવહાર પ્રવર્ત્યો છે ?

તેનો ઉત્તરઃ—જેમ આ રાજા પાંચ યોજનના ફેલાવથી નીકળી રહ્યો છે એમ કહેવું તે, એક રાજાનું પાંચ યોજનમાં ફેલાવું અશક્ય હોવાથી, વ્યવહારી લોકોનો સેનાસમુદાયમાં રાજા કહેવારૂપ વ્યવહાર છે; પરમાર્થથી તો રાજા એક જ છે.

રાજા તો એક છે પણ લશ્કર પાંચ યોજનમાં ફેલાઈ રહ્યું છે તેમાં એમ કહેવાય કે આટલા ગાઉ રાજાએ રોકયા છે પણ એક રાજા પાંચ યોજનના વિસ્તારમાં ફેલાઇ શકે નહિ પણ કહેવાય છે કે આ ઘર અને આટલી જમીન તો રાજાએ રોકી છે, વીશ ગાઉ તો રાજાએ રોકયા છે, પણ વાસ્તવિક રીતે રાજાએ રોકયા નથી; સ્થૂળ દૃષ્ટિવંતનો અને વર્તમાન જોનારાનો એવો વ્યવહાર છે. વ્યવહારી લોકોનો સેનાસમુદાયમાં રાજા કહેવારૂપ વ્યવહાર છે પણ પરમાર્થથી જોવામાં

આવે તો રાજા એક છે, પાંચ યોજનના ફેલાવવાળો રાજા નથી, પાંચ યોજનમાં રાજાનો પથારો નથી.

તેવી રીતે આ જીવ સમગ્ર રાગગ્રામમાં ( રાગનાં સ્થાનોમાં ) વ્યાપીને પ્રવર્તી રહ્યો છે એમ કહેવું તે, એક જીવનું સમગ્ર રાગ-ગ્રામમાં વ્યાપવું અશક્ય હોવાથી, વ્યવહારી લોકોનો અધ્યવસાના-દિક ભાવોમાં જીવ કહેવારૂપ વ્યવહાર છે; પરમાર્થથી તો જીવ એક જ છે.

ભગવાન આત્મા તો એક જ છે, તેનું હિંસામાં, જૂઠામાં, દાનમાં, કંજૂસાઈમાં વગેરે વગેરે ભાવોમાં ફેલાવું અશક્ય છે, ચિદા-નંદમૂર્તિ આત્મા એક જ છે તેનું આટલા બધા વિકારના વિસ્તારમાં ફેલાવું અશક્ય છે. રાગ-દ્વેષનો વિકાર તો ક્ષણ પૂરતો છે એમાં ભગ-વાન આત્મા ફેલાઈ ગયો નથી, પસરી ગયો નથી. જો પસરી ગયો હોય તો તેનાથી જુદો પડીને ધર્મ કેમ કરી શકે !

ઘર, કુટુંબ અને લક્ષ્મીનો પથારો થાય તે પથારો તો ભગવાન આત્માનો નથી, પણ હિંસા, દયા, કંજૂસાઈ અને ઉદારતા, વિનય, અવિનય, પૂજા અને ભક્તિ, વગેરે ભાવોનો જે પથારો થાય તે પથારો પણ ભગવાન આત્માનો નથી, તે શુભાશુભ લાગણી તો એક ક્ષણ પૂરતી છે. આખો ભગવાન આત્મા તેમાં પસરી જતો નથી. આત્મા તો એક છે તે અનેકસ્વરૂપ થઈ જતો નથી.

જેમ પાંચ યોજનમાં એક રાજા ફેલાઈ શકતો નથી વ્યાપી શકતો નથી, તેમ આત્મા એક છે, વીતરાગ સ્વભાવી છે, તે એક આત્માને પુણ્ય-પાપના ભાવોના સમૂહમાં વ્યાપવું અશક્ય છે. અશક્ય એટલે બની શકતુ જ નથી. અશક્ય કહ્યું છે પણ દુર્લભ નથી કહ્યું. અશક્ય એટલે બની શકતું જ નથી, દુર્લભ એટલે તો બની શકે છે પણ દુર્લભતાએ બની શકે છે. એમ બન્નેના અર્થમાં ફેર છે.

ઘર, કુટુંબ, લક્ષ્મી, બાયડી, છોકરા, તેના ફેલાવની તો અહીં વાત જ નથી, તેનો ફેલાવ તો આત્માથી જુદો છે જ, પણ શરીર,

મન, વાણી, તેના ફેલાવની પણ અહીં વાત નથી, તે બધાનો ફેલાવ આત્માથી જુદો જ છે; પરંતુ દયા, દાન આદિની જે લાગણી આવે તેમાં પણ આત્માને ફેલાયેલો-પથરાએલો માનવો તે તદ્દન અજ્ઞાન છે.

પાણીમાં જે ઉષ્ણતા વર્તમાન દેખાય છે તે પાણીના મૂળ સ્વભાવે નથી તેમ ચૈતન્ય ભગવાન આત્મામાં દેવ, ગુરુ, શાસ્ત્રની ભક્તિની કે અવિનયની, દયા દાનની કે, કંજૂસાઈ અને નિર્દયતાની, બધી લાગણીઓ સંયોગી ચીજ છે, ક્ષણિક છે; આત્માનો તે મૂળ સ્વભાવ નથી, વિકારી ક્ષણિક અવસ્થાનો તે પથારો છે, તે પથારો આત્માનો નથી. તેવા પથારા વડે આત્માને હિત થાય, ધર્મ થાય, તેમ માને તે અજ્ઞાની છે. આત્મા ચિદાનંદ શુદ્ધ સ્વભાવી છે તેને રાગ-દ્વેષમાં ફેલાએલો-પસરાએલો માનવો તે મૂઢ જીવોનું અજ્ઞાન છે.

આત્મા ચિદાનંદ પ્રભુ છે. કર્મ સંયોગના નિમિત્તે જે લાગણી થાય એ આત્મામાં પેસી જાય એમ નથી કારણ કે તે આત્માનો સ્વભાવ નથી. ત્રણકાળના તીર્થંકરદેવ અને ત્રણકાળના અનંતજ્ઞાની સંતો એમ કહે છે કે આ વિકારીભાવો આત્મામાં પેસી ગયા નથી.

પાડા-બકરાના ભવ કરીને સત્યના શરણ વિના અનંતવાર સંસારમાં રખડયો, તેમાં મનુષ્યનો ભવ અનંતકાળે માંડ મળે તેમાં પણ જો સત્યનુ શરણ ન લીધુ તો પાછો જાય ચોરાશીના ખાડામાં, અસત્યના શરણે કોઈ ક્ષેત્રે કે કોઈ કાળે સુખ થાય નહિ.

જેમ સેના સમુદાયમાં રાજા કહેવારૂપ વ્યવહાર છે તેમ વ્યવહારી લોકોનો અધ્યવસાનાદિક ભાવોમાં જીવ કહેવારૂપ વ્યવહાર છે, વ્યવહારીલોકો એમ બોલે કે અધ્યવસાન આદિ જીવ છે એટલે એની ભાષાએ સમજાવ્યું છે કે અધ્યવસાન આદિ જીવ છે, પરંતુ આત્માના સ્વભાવમા તે અધ્યવસાન આદિ ભાવો નથી તેનાથી આત્માને લાભ નથી. તેનાથી હિત નથી. દેવ, ગુરુ, શાસ્ત્ર તરફનો રાગ અને વ્રત, દયા, દાન આદિનાં પરિણામ તે તો પુણ્યબંધનું કારણ છે જ,

પરંતુ સ્વરૂપમાં ઠરવાને માટે પ્રથમ વિકલ્પ આવે કે હું જ્ઞાન છું, હું દર્શન છું, ' હું ચારિત્ર છું' તેવા વિકલ્પ પણ પુણ્યબંધનું કારણ છે, કારણ કે તેમાં રાગ છે. માટે તે પુણ્યબંધનું કારણ છે, અને તે વ્યવહાર છે. નિર્વિકલ્પ સ્વરૂપમાં ઠરી જાય તો વચ્ચે આવેલા વિકલ્પને વ્યવહાર કહેવાય, નહિ તો તે વ્યવહાર પણ નથી, માત્ર પુણ્યબંધ છે. જો સ્વભાવપર્યાય પ્રગટે તો વચ્ચે આવેલા વિકલ્પને વ્યવહાર કહેવાય. સ્વરૂપને સમજવા ટાણે અને સ્વરૂપમાં ઠરવા ટાણે વચ્ચે વ્યવહાર આવ્યા વિના રહેતો નથી. પરિપુર્ણ સ્વરૂપની દૃષ્ટિ કરીને સ્વરૂપનો અનુભવ કરે છે તે સમ્યક્‌દર્શન છે, અને વિશેષ રમણતા વધતાં સમ્યક્‌ચારિત્ર પ્રગટે છે. સાધકઅવસ્થામાં જેટલાં જેટલાં રાગમિશ્રિત પરિણામ આવે છે તે બધાં પુણ્યબંધનું કારણ છે અને સ્વભાવદૃષ્ટિ વડે સ્વભાવમાંથી જે સ્વભાવપર્યાય પ્રગટે છે તે નિર્જરાનું કારણ છે. અનંતગુણનો પિંડ આત્મા છે તેમાંથી અનંતી પર્યાય પ્રગટે છે—સામાન્યમાંથી વિશેષ આવે છે, વિશેષમાંથી વિશેષ ન આવે. જડની અવસ્થા આત્મા કરે એવી ખોટી માન્યતા તે અજ્ઞાની જીવોએ માનેલો વ્યવહાર છે. મલિન અવસ્થા આત્મામાં પેસી ગઇ છે તેમ માનવાનો અજ્ઞાની જીવોનો વ્યવહાર છે, તે વ્યવહાર જ્ઞાનીનો નથી. જ્ઞાની તો મલિન અવસ્થાને જાણે છે. જ્ઞાનીનો વ્યવહાર તો પોતાના જ્ઞાતાદ્રષ્ટાસ્વરૂપમાં એકાગ્ર થવું અને અસ્થિરતાને ટાળવી તે છે.

આત્માની વર્તમાન અવસ્થામાં શુભાશુભ પરિણામ થાય છે તે વ્યવહાર છે, સ્વરૂપમાં ઠરવા માટે હું જ્ઞાન છું, દર્શન છું, ચારિત્ર છું તેવા વિકલ્પ આવે તે પણ વ્યવહાર છે; સ્વરૂપમાં ઠરવાનો પ્રયત્ન તે વ્યવહાર છે, સ્વરૂપમાં ઠર્યો તે પણ વ્યવહાર છે.

સ્વરૂપમાં ઠર્યો તે પણ વ્યવહાર છે કારણ કે તેમાં ઊણી અવસ્થા છે અને પૂરી અવસ્થા કરવી તેવા ભંગ પડે છે. તે વ્યવહાર જ્યાંસુધી પૂરી દશા ન થાય ત્યાંસુધી વચ્ચે આવે છે. અપૂરી અવસ્થા છે અને પૂરી અવસ્થા કરવી તેવો વ્યવહાર જો ન હોય તો ઉપદેશ

આપવાનું વ્યર્થ કરે છે. જ્ઞાતાદ્રષ્ટા રહીને સ્વરૂપમાં એકાગ્ર થવું તે ધર્મીનો વ્યવહાર છે.

ત્રિલોકનાથ તીર્થંકરદેવ જેના પરમગુરુ છે એમનો દાસ, એમનો ભક્ત, એવો ધર્માત્મા જ્ઞાની તે પરમાર્થે જીવ એક છે એમ કહે છે. અધ્યવસાન આદિ ભાવોમાં તે અનેક થઇ ગયો નથી, તે વિકારી ભાવોથી આત્માને હિત નથી, સુખ નથી, ધર્મ નથી, એમ સર્વજ્ઞનો દાસ ધર્માત્મા કહે છે. સ્વભાવદૃષ્ટિ અને પરથી જુદાપણાનું જ્ઞાન તે ધર્માત્માને વર્ત્યા જ કરે છે તેથી પરદ્રવ્યના ભાવોરૂપે તે પરિણમતો નથી, પરમાં કર્તૃત્વ માનતો નથી. એવો ભાન પૂર્વક સ્વરૂપનો અનુભવ કરે છે, એવો ભગવાનનો ભક્ત કહે છે કે અધ્ય-વસાન આદિ જીવ નથી, પરમાર્થે જીવ એક છે, અધ્યવસાન આદિ ભાવોથી તે જુદો છે.

એવી કોઈ રચના બળવાન યોગે થઇ ગઇ છે કે એકેક ગાથામાં પૂર્ણ વસ્તુનું સ્વરૂપ બતાવે છે.

ભગવાન આચાર્યદેવ નિયમસારમાં કહે છે કે માર્ગની શ્રદ્ધા તો બરાબર કરજે, માર્ગને આડો અવળો કરીશ નહિ, જો બની શકે તો શ્રદ્ધાપૂર્વક સ્થિરતા પણ કરજે, પરંતુ જો સ્થિરતાનો પ્રયત્ન ન થાય તો શ્રદ્ધા તો બરાબર કરજે. સ્થિરતા તારાથી ન બની શકે તો માર્ગને આડો અવળો કરીશ નહિ.

અરે પ્રભુ! આત્માના સ્વભાવની વાત અનંત કાળમાં શ્રવણ કરી નથી, તો પછી શ્રદ્ધાની વાત, મુનિપણાની વાત અને કેવળની વાત કઇ જાતની હોય તેની ખબર જ ક્યાંથી હોય? જ્યાં સાચી ઓળખાણ નથી, કયે રસ્તે જવું એનું ભાન નથી ત્યાં રસ્તે ચાલશે કઇ રીતે?

કોઇ કહેશે કે આ તો મેટ્રીકની અને એલએલ. બી.ની વાત કરો છો. અરે ભાઇ! આ તો પ્રથમના એકડાની વાત છે. પ્રથમ

યથાર્થ જ્ઞાનશ્રદ્ધા કરવાની વાત છે તે પ્રથમ એકડો છે. વિશેષ સ્થિરતા પ્રગટ કરી મુનિપણું પ્રગટ કરવું તે, અને કેવળજ્ઞાન પ્રગટ કરવું તે મેટ્રિક અને એલએલ. બી.ની વાત છે.

અનીતિનાં આચરણ કરતો હોય છતાં પણ દુનિયામાં મોટો થવા માટે નીતિની ઓથે નભવા માગે, અને બીજાને કહે કે શું અમે અનીતિ કરતા હશું ? લંપટપણા કરતા હશું ? શું અમે ખોટું બોલતા હશું ? એમ કહી નીતિની ઓથે નભવા માગે છે એ રીતે અનીતિ સારી નહિ, પણ નીતિ સારી, એમ તે માને છે પણ અનીતિની હદ આગળ લઇ જતાં એમાંથી એમ નીકળે છે કે શુભાશુભ બધાય વિકાર વગરનો સત્સ્વરૂપ શુદ્ધ આત્મા તે જ એક આદરણીય છે.

સંસારની વાતમાં ડહાપણ બતાવે, હોંશ બતાવે, અને અહીં ધર્મની વાતમાં હોંશ નહિ, તે શું કાંઇ આ ધર્મ તે મફતની ચીજ છે? અહીં ધર્મની વાતમાં એમ માને કે મને આ વાત ન સમજાય, આપણામાં તેવી શક્તિ નથી તેમ માને. પણ અરે ભાઇ ! તારામાં શક્તિ અનંતી છે. અડતાળીસ મિનિટમાં કેવળજ્ઞાન પ્રગટ કરે તેવા તારા સ્વભાવનું સામર્થ્ય દરેક ક્ષણે ભરપૂર ભર્યું છે તેમાં 'મને ન સમજાય' તેમ કહેવું તે કલંક છે. સંસારમાં કોઇ એને ગધેડો કહે તો તેને 'ખોટું' લાગે ને બોલે, "શું અમે ગધેડા છીએ, શું અમે ધોળા દીના ચોર છીએ ?" પણ જ્યાં અનંત સંસારમાં રખડવાનો ભાવ પડયો છે ત્યાં અનંતા ગધેડા-બોકડાના ભવ પડયા છે.

અરે ભાઇ ! આવાં ઉત્તમ ટાણાં મળ્યાં, મોંઘા મનુષ્યભવ મળ્યા, સતસમાગમ પણ મળ્યા, તેવે ટાણે નહિ સમજ તો પછી ક્યારે સમજીશ ? વિકારની અનેકતા વગરનું એક જ ચૈતન્યસ્વરૂપ છે તેની શ્રદ્ધા કરવી અને તેનું જ્ઞાન કરવું તેજ તારું હિત છે. ચૈતન્ય પ્રભુ એક છે, જ્ઞાતાદૃષ્ટા છે, વીતરાગસ્વરૂપ છે. પુણ્ય-પાપના પરિણામની અનેકતા તે આત્મા નથી: તે પરિણામમાં આત્મા ફેલાતો નથી, તેમાં અટકીને ફેલાતો નથી. ૪૮.

હવે શિષ્ય પૂછે છે કે એ અધ્યવસાનાદિ ભાવો છે તે જીવ નથી તો એક, ટંકોત્કીર્ણ, પરમાર્થસ્વરૂપ જીવ કેવો છે? તેનું લક્ષણ શું છે?

અહીં શિષ્યને પ્રશ્ન થયો, જિજ્ઞાસા થઇ. જાણવાની ધગશ થઇ, ગલગલિયાં થયાં કે પ્રભુ! આ શું? આ ભગવાન આત્મા તમે રાગ વગરનો કહ્યો તે કેવો છે? તે ટંકોત્કીર્ણ આત્મા-ટંકોત્કીર્ણ એટલે જેમ ટાંકણાવડે ડુંગરમાંથી મૂર્તિ કોતરીને કાઢે, તેમ આત્મા ટંકોત્કીર્ણ છે અને કોઇ દી નાશ ન થાય તે આત્મા કેવો છે? તેવા આત્માની શ્રદ્ધા કરવાથી મોક્ષ થાય તો તેવા આત્માનું સાચું સ્વરૂપ શું છે? પ્રભુ! તમે તો બધું કાઢી નાખ્યું કે પુણ્ય આદિના શુભ-ભાવથી પણ લાભ થાય નહિ. તો એવું સત્ય સ્વરૂપ શું છે તે સમ-જાવો. અહીં બારમા ગુણસ્થાનવાળાની વાત નથી પણ શિષ્યને જિજ્ઞાસા થઇ છે ને સ્વરૂપનો ઇચ્છક થયો થકો પૂછે છે કે ભગવન્! જે આત્માનો નાશ ન થાય તે ચીજ શું છે કે જેને જાણી, શ્રદ્ધા કરી ઠરીએ તો આ સંસારનો નિવેડો થાય?

શિષ્ય પૂછે છે કે ભગવન્! શુભાશુભભાવની લાગણી થાય તે આત્માનું સ્વરૂપ નથી, તેના આશ્રયે, આત્માને લાભ થાય નહિ તો હવે અમારે શરણ કોનું લેવું? ને કોના ઉપર મીટ માંડવી? આત્મા કેવો છે? તેનું પરમાર્થસ્વરૂપ શું છે કે જેના ઉપર દૃષ્ટિ રાખીને તેમાં ઠરવાથી ભવના દુઃખનો અંત આવે? એવો પ્રશ્ન શિષ્યે વિનયપૂર્વક પૂછયો છે તેનો ઉત્તર આ ગાથામાં કહે છે.

अरसमरूवमगंधं अव्वत्तं चेदणागुणमसद्दं ।
जाण अलिंगग्गहणं जीवमणिद्दिट्ठसंठाणं ॥४९॥

---

જીવ ચેતનાગુણ, શબ્દ-રસ-રૂપ-ગંધ-વ્યક્તિવિહીન છે,
નિર્દિષ્ટ નહિ સંસ્થાન જીવનું, ગ્રહણ લિંગથકી નહિ. ૪૯.

અર્થઃ—હે ભવ્ય ! તું જીવને રસરહિત, રૂપરહિત, ગંધરહિત, અવ્યક્ત અર્થાત્ ઇંદ્રિયોને ગોચર નથી એવો, ચેતના જેનો ગુણ છે એવો, શબ્દરહિત, કોઇ ચિન્હથી જેનું ગ્રહણ નથી એવો અને જેનો કોઇ આકાર કહેવાતો નથી એવો જાણ.

આ ગાથા ઘણી અલૌકિક છે. શ્રી કુંદકુંદાચાર્યદેવરચિત બધાં પુસ્તકમાં આ ગાથા છે. નિયમસારમાં ૪૬ મી છે, અષ્ટપાહુડના-ભાવપાહુડમાં ૬૪ મી છે, પ્રવચનસારમાં ૮૦ મી છે, પંચાસ્તિકાયમાં ૧૨૭ મી છે. અને ધવળના ત્રીજા ભાગમાં પહેલી ગાથા છે. એ રીતે આ ગાથા આ બધા શાસ્ત્રોમાં છે. આ ગાથા અપૂર્વ છે. આ ગાથામાં આત્માનું વાસ્તવિક સ્વરૂપ અચિંત્ય અને અલૌકિક રીતે વર્ણવ્યું છે.

સર્વજ્ઞ ભગવાનના આવેલા ભાવ કુંદકુંદાચાર્યદેવે પોતાના અનુભવમાં કલમ બોળીને અપૂર્વ રીતે આ શાસ્ત્રમાં વર્ણવ્યા છે.

હે ભવ્ય ! હે લાયક ! તું ભગવાન આત્માને રસ રહિત જાણ. જુઓ ! પહેલો રસ મૂક્યો છે, તેનું કારણ એમ છે કે જીવો પરમાં રસ માની રહ્યા છે. ખાવામાં, પીવામાં, હરવામાં, ફરવામાં રસ માની રહ્યા છે, તેમાં સુખ માની રહ્યા છે. અને આ ગાથામાં આત્માના અતીંદ્રિય અનુભવરસની વાત કરવી છે, આત્માનો આનંદ બતાવવો છે, તેથી અહીં રસની વાત પહેલાં કરી છે. બીજે ઘણે ઠેકાણે શાસ્ત્રોમાં વર્ણાદિ પાંચ બોલમાં પહેલાં સ્પર્શની વાત આવે છે પણ અહીં તો આત્માનો અનુભવરસ બતાવવો છે તેથી રસની વાત પહેલાં કરી છે.

અનંતકાળથી આત્મા પરવસ્તુમાં રસ માની રહ્યો છે, આબ-રૂમાં, કીર્તિમાં, લક્ષ્મીમાં, ખાવામાં, પીવામાં સૂવામાં, બેસવામાં [illegible] રસ મનાયો છે તે વિકારી રસ છે. તે વિકારી રસનો નાશ કરવા [illegible] અતીંદ્રિય આનંદરસ આત્મામાં ભરપૂર ભર્યો છે, તે રસ સમ[illegible]

થતાં પ્રગટ થાય છે. તે રસ જ આત્માનો છે, બાકી બીજા રસ તે આત્માના નથી.

ભગવાન આત્મામાં જેમ રસ નથી તેમ રૂપ પણ નથી. આત્મા ધોળો નથી, કાળો નથી, લીલો નથી, પીળો નથી, રાતો નથી. તે પાંચ વર્ણ માંહેલો કોઇ વર્ણ આત્મામાં નથી, આત્મા પોતે પોતાના અનંતગુણથી સ્વરૂપવાન છે.

ભગવાન આત્મામાં સુગંધ કે દુર્ગંધ કાંઇ નથી, ભગવાન આત્મા ઇંદ્રિયોથી પકડાય તેવો નથી, માટે તે ઇંદ્રિયગોચર નથી. સ્પર્શ, રસ, વગેરેને જાણવામાં ઇંદ્રિયો નિમિત્ત છે પણ આત્માને જાણવામાં ઇંદ્રિયો નિમિત્ત નથી. ઉપદેશ સાંભળવો તે પણ કાનનો વિષય છે. ત્યારે કોઈ કહેશે કે અમારે શું કરવું? તમે તો સાંભળવું તે પણ કાનનો વિષય બતાવ્યો.

તેનો ઉત્તર એમ છે કે પાંચ લાખ રૂપિયામાંથી આઠ લાખ રૂપિયા થાય તે વાત મીઠાશથી સાંભળવી, છોકરાં બાપુજી બાપુજી કરે તે વાત મીઠાશથી સાંભળવી સ્ત્રીના શબ્દો મીઠાશથી સાંભળવા, તે બધો પાપરાગ છે. તેની દિશા બદલાવીને દેવ, ગુરુ, શાસ્ત્રનાં વચનોનું શ્રવણ કરવું તે પુણ્યરાગ છે, અને તેમાં વિવેક કરવો કે આત્મા રાગ રહિત છે, વર્ણાદિ રહિત છે, તેવો વિવેક કરી લેવો તે આત્માથી થાય છે પણ સાંભળવાથી થતો નથી. સતને સમજવાની જિજ્ઞાસા થાય ત્યારે સતશ્રવણ વચ્ચે આવે છે ખરું, સતશ્રવણ વગર સત્સ્વરૂપ સમજાય નહિ, પરંતુ સતશ્રવણથી જ સત્સ્વરૂપ સમજાતું નથી; સત્સ્વરૂપ સમજાય છે આત્માના પુરુષાર્થથી. પોતાના સ્વરૂપનો વિવેક કરવા તરફ વીર્ય જ્યારે વળે છે ત્યારે શ્રવણના રાગનું લક્ષ છૂટી જાય છે, પરંતુ પોતે સ્વરૂપનો વિવેક કરી સમજે તો જે શ્રવણનો રાગ અને શ્રવણનું નિમિત્ત જે દેવ, ગુરુ અને શાસ્ત્ર છે તે સમજવામાં નિમિત્ત થયા તેમ કહેવાય છે. વિવેક કરવો તે આત્માનું સ્વતંત્ર કર્તવ્ય છે.

ભગવાન આત્મા શબ્દરહિત છે. આત્મામાં વાણી નથી, 'આ' જે વાણી બોલાય છે તે જડ બોલે છે, આત્મા બોલતો નથી. જડ એવી જે વાણી તે જડની ખાણમાંથી નીકળે છે. ભગવાન આત્મા જ્ઞાતાદ્રષ્ટા-સાક્ષીસ્વરૂપ છે તેની ખાણમાંથી વાણી નીકળે નહીં માટે આત્મા શબ્દરહિત છે.

વળી આત્મા કોઈ બહારના એંધાણથી પકડાય એવો નથી, કોઈ લિંગ-ચિન્હથી પકડાય તેવો નથી. ઊંધી દ્રષ્ટિને લઈને જીવોને એમ થઈ પડયું છે કે અમે પુરુષ, અમે સ્ત્રીઓ, અમે બાળક, અમે જુવાન, અમે વૃદ્ધ, અમે મનુષ્ય, અમે ઢોર, તેને સર્વજ્ઞ ભગવાન કહે છે કે અરે ભાઈ! તું આત્મા છો, તું નથી પુરુષ, તું નથી સ્ત્રી, વગેરે કોઈ પણ લિંગવાળો તું નથી. તારો આત્મા લિંગ વગરનો છે. આત્માનું સ્વરૂપ બહારના કોઈ ચિન્હદ્વારા પકડાય તેવું નથી, છતાં પણ જે બહારના ચિન્હને આ હું, હું, તેમ માને છે તે આત્માનું ખૂન કરનાર છે. આત્મા લિંગ વગરનો છે, ચિદાનંદ છે. શરીરનાં લિંગ, વાણી વગેરે પર વસ્તુ આત્માની નથી. વળી આત્માનો કોઈ ચોક્કસ આકાર નથી, એમ હે શિષ્ય! તું જાણ. શિષ્યને 'તું જાણ' તેમ કહે છે, પણ તને નહિ સમજાય તેમ નથી કહેતા. આવો જ આત્મા છે તેમ આચાર્યદેવ પોકાર કરે છે, તેવા જ આત્માની શ્રદ્ધા કર! તેને જ જાણ! અને તેમાં જ ઠર! એવા આત્મામાં ન જણાય તેવું કાંઈ છે નહિ. 'જાણ' શબ્દ કહીને જ્ઞાન, દર્શન, ચારિત્ર ત્રણેને સમાવી દીધાં છે.

તે રસ વગેરેનું હવે વિસ્તારથી વર્ણન આવે છે.

જે જીવ છે તે નિશ્ચયે પુદ્‌ગલદ્રવ્યથી અન્ય હોવાથી તેમાં રસ-ગુણ વિદ્યમાન નથી માટે અરસ છે.

આત્મા રસ રહિત છે. ખાટો, મીઠો, કડવો વગેરે પાંચ પ્રકારના રસ છે તે પુદ્‌ગલના છે, આત્માના નથી. શરીર, વાણી, મન,

તે બધું આત્માથી અન્ય હોવાથી ભગવાન આત્મામાં તે રસ વિદ્યમાન નથી. રસ તો રજકણનો ગુણ છે, આત્મામાં રજકણનો અભાવ છે તેથી રસનો પણ અભાવ છે. આત્મા વસ્તુ છે અને પુદ્ગલ પણ વસ્તુ છે. રસગુણ છે તે પુદ્ગલ દ્રવ્યનો ગુણ છે પણ આત્મદ્રવ્યનો તે ગુણ નથી.

આ શરીર તો ઘણા રજકણનો પિંડો છે, તે પિંડાના છેલ્લા ભાગને પરમાણુ કહીએ. તે પરમાણુમાં વર્ણ, ગંધ, રસ, અને સ્પર્શ ગુણ છે; એવા રજકણોનો સંયોગ ભેગો થઈને આ શરીરનું દળ દેખાય છે, તેથી આ શરીર છે તે જડની અવસ્થા છે અને જડનો રસગુણ તે જડમાં છે, આત્મા આ શરીરથી જુદો છે માટે તેમાં રસગુણ વિદ્યમાન નથી એટલે કે તે રસગુણની હયાતી જ આત્મામાં નથી. તારા આત્માનો તો શાંતરસ છે, અનાકુળ રસ છે, અતીંદ્રિય રસ છે. તે તારો રસ તારામાં છે. તે તારો રસ જડમાં ક્યાંય પણ નથી અને જડનો રસગુણ તારામાં નથી.

પહેલા બોલમાં આત્માને પુદ્ગલદ્રવ્યથી જુદો પાડયો, હવે બીજા બોલમાં પુદ્ગલના ગુણથી જુદો પાડે છે.

પુદ્ગલદ્રવ્યના ગુણોથી પણ ભિન્ન હોવાથી પોતે પણ રસગુણ નથી માટે અરસ છે.

પુદ્ગલદ્રવ્યના જેટલા ગુણો છે તે બધાથી આત્મા ભિન્ન છે. પુદ્ગલના અનંતાગુણ પુદ્ગલમાં છે. વસ્તુત્વ, પ્રમેયત્વ, અગુરુલઘુત્વ, અસ્તિત્વ, નાસ્તિત્વ, દ્રવ્યત્વ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, વગેરે અનંત ગુણો પુદ્ગલના પુદ્ગલમાં છે, તેવા પુદ્ગલ દ્રવ્યના ગુણોથી આત્મા જુદો છે. પુદ્ગલ પુદ્ગલના રસગુણે પરિણમ્યો છે, તેવા રસગુણે આત્મા પરિણમ્યો નથી માટે આત્મા અરસ છે.

શિખંડ, પૂરી ને પત્તરવેલિયાંનાં ભજીયાં ખાતો હોય તેમાં જે

રસ આવે છે તે રસ આત્માનો નથી, તે રસ જડનો છે પણ મૂઢ જીવ તેને પોતાનો રસ માને છે. ખરી રીતે તો આત્મા તે રસને જાણે છે. બસ, તે સિવાય આત્મામાં જડનું કાંઇ નથી. હું રસ નથી, પણ માત્ર જ્ઞાતા છું એમ જ્ઞાન કર્યું એટલે રસમાં જે રાગ આવતો તે રાગથી અંશે જુદો પડયો, અને રસનો સાક્ષી રહ્યો. હું રસ નથી તેમ શ્રદ્ધા અને જ્ઞાન કરીને સ્થિર થતાં આકુળતા ટળી જાય તે ચારિત્ર છે. એ રીતે પરપણે આત્મા નથી અને પરના ગુણપણે પણ આત્મા નથી.

હવે ત્રીજો બોલ કહે છે, પરમાર્થે પુદ્ગલદ્રવ્યનું સ્વામીપણું પણ તેને નહિ હોવાથી તે દ્રવ્યેન્દ્રિયના આલંબન વડે પણ રસ ચાખતો નથી માટે અરસ છે.

ભગવાન આત્મા આ જીભેંદ્રિય દ્વારા પણ રસ ચાખતો નથી કારણ કે આ જીભનો આત્મા ધણી નથી, પણ તે જીભનો સ્વામી જડ છે. તે જીભ આત્માથી હલાવી હલે નહિ. જો આત્માથી હલાવી જીભ હલતી હોય તો મરણ વખતે જીભનો લવો જ્યારે વળતો નથી ત્યારે આત્મા અંદર હોય, બોલવાની ઇચ્છા પણ હોય તો પણ જીભનો લવો કેમ વાળી શકતો નથી? માટે જીભ હલાવવી તે આત્માના હાથની વાત નથી; આત્મા તેનો માલિક નથી, તે જડના આલંબન વડે રસ ચાખતો નથી કારણ કે જીભ હલે છે તેનું માલિકીપણું જડનું છે. પરદ્રવ્ય વડે પરદ્રવ્યનો રસ લેવો તે ત્રણકાળમાં બની શકે નહિ કારણ કે બન્ને દ્રવ્યો સ્વાધીન છે. ખરેખર જડ ઇંદ્રિયરૂપ જીભ તે આત્માનું સ્વરૂપ નથી. તે જડેંદ્રિય તે આત્મા નથી, આત્માનો ગુણ નથી, આત્માની પર્યાય નથી. ભગવાન આત્મા વિજ્ઞાનઘન છે, તે જડ રસમાં પેસી જતો નથી માટે તે અરસ છે. આ અરસના ત્રણ બોલ થયા.

સંવત્સરીના દિવસથી આજે ઓગણપચાશમા દિવસે ઓગણપચાશમી ગાથાનું આ વ્યાખ્યાન છે.

૧૯૯૯ આસો વદ ૯ શુક્ર.

શિષ્યે પૂછ્યું હતું કે પ્રભુ! આમાં આત્મા કોને કહેવો? કારણ કે જે આત્માનો સ્વભાવ ન હોય, પણ અન્ય વિકારી ભાવ હોય તેને અમે આત્મા માનતા હોઇએ તો હિત કેમ થાય? માટે પ્રભુ! આત્માનો કાયમી સ્વભાવ શું છે તે બતાવો.

જેને હિત કરવું હોય તેણે આત્માનો સ્વભાવ જાણવો જોઇએ. લાખ કાચના કટકા પડયા છે તેમાં એક હીરો પડયો છે. હવે જેને હીરાની કિંમત છે તે, કાચના કટકા પડયા છે તેની વચ્ચેથી પરીક્ષા કરીને હીરો લઇ લેશે, હીરા ઉપર જ તેનો હાથ પડશે અને તે હીરો લેશે. તેમ શરીર, ઇંદ્રિયો, મન, તે બધા કાચના કટકા છે, ઇંદ્રિયોના વિષયો તે પણ કાચના કટકા છે, અને પુણ્ય-પાપની લાગણી થાય તે ઝીણા કાચના કટકા છે, અંદર ચૈતન્યમૂર્તિ અમૂલ્ય હીરો છે. હવે જેને તે આત્મહીરાની કિંમત છે તે હીરાનું પાણી, હીરાનું તેજ, તે બધાની પરીક્ષા કરશે, અને તે પરીક્ષા કરીને ચૈતન્યમૂર્તિ હીરાને પામશે. તેનો ઉપયોગરૂપ હાથ તે ચૈતન્યમૂર્તિ હીરા ઉપર જ પડશે, અને તેમાં તે લીન થઇ જશે.

જેને હીરાની કિંમત નથી, જેને કાચ અને હીરાનો વિવેક નથી, તેનો હાથ હીરા ઉપર પડશે નહિ પણ તે હીરાને બદલે કાચ ઉપાડી લેશે. તેમ જેને ચૈતન્યમૂર્તિ અમૂલ્ય હીરાની કિંમત નથી તેને, જડ અને ચૈતન્યના જુદા સ્વભાવનો વિવેક નહિ હોવાથી, તેનો હાથ ચૈતન્ય ઉપર પડશે નહિ પણ તે ચૈતન્યને બદલે શુભાશુભ પરિણામને અને શરીરની ક્રિયાને ચૈતન્ય માની લેશે. જેને ચૈતન્યરૂપી અમૂલ્ય હીરો જોઇતો હોય તેણે જડ અને ચૈતન્યના જુદા સ્વભાવનો વિવેક કરવો પડશે. તે વગર ચૈતન્યરૂપ અમૂલ્ય હીરો મળશે નહિ.

આત્માની સાથે જે શરીર, મન, વાણી છે તે બધી સંયોગી ચીજ છે, નાશવાન છે; સ્રી, કુટુંબ, છોકરાં તે બધી બહારની ચીજ

પણ નાશવાન છે, તે બધી બહારની ચીજ તો ચાલી જાય છે અને પોતાની મમતા રહી જાય છે. વળી અંદર જે પુણ્ય-પાપના ભાવ થાય તે પણ બધા બદલાઈ જાય છે, માટે તે પણ ક્ષણિક છે અને નાશવાન છે. આ બધી સંયોગી ચીજ છે તે ક્ષણિક છે. જેટલો કાળ આત્મા રહે તેટલો કાળ તે સંયોગી ચીજ રહેતી નથી. આત્મા તેનાથી જુદું તત્ત્વ શું છે, એની શ્રદ્ધા અને ઓળખાણ વગર એકાગ્રતા થાય નહિ.

કોઇ કહે કે અમે એકલા શુભ પરિણામ કર્યા કરશું, પાપભાવ નહિ કરીએ તો પછી શું વાંધો છે? પણ તેમ બની શકતું નથી, પુણ્યપરિણામ કાયમ એકરૂપ ન રહે, પુણ્ય પલટીને આત્માનો સ્વભાવ ન સમજે તો પાપપરિણામ થાય જ. અનાદિ મૂઢતાને લીધે સંસારની જરૂરિયાત જણાય છે એટલે સંસારની વેઠ કર્યા કરે છે. જેને જેની જરૂરિયાત જણાય ત્યાં તેનું વીર્ય કામ કર્યા વગર રહે નહિ. આત્માની જરૂરિયાત જણાય તો ત્યાં વીર્ય કામ કર્યા વગર રહે નહિ. જેણે આત્માનું હિત કરવું હોય તેણે દૃષ્ટિને ક્યાં થંભાવવી? ક્ષણિક ઉપરથી દૃષ્ટિ ઉપાડીને-દૃષ્ટિ છોડીને કાયમી ઉપર દૃષ્ટિ કરવી, પરિપૂર્ણ દ્રવ્ય ઉપર દૃષ્ટિ કરવી. પૂર્ણ સ્વભાવ ઉપર દૃષ્ટિ કર્યા વગર પૂર્ણતા પ્રગટશે નહિ, અને મોક્ષમાર્ગની શરૂઆત પણ થશે નહિ. સ્વઘરને જો. તારું સ્વરૂપ શું છે તે જાણ્યા વિના નિત્ય સુખ પ્રગટશે નહિ, અનિત્ય ઉપર દૃષ્ટિ કરવાથી નિત્ય સુખ પ્રગટશે નહિ.

ઘડીમાં પુણ્ય અને ઘડીમાં પાપ-એવા બદલતા ભાવના ભરોસે સુખ લેવા માગશે તો મળશે નહિ, જે સ્વભાવ નથી બદલતો એને ભરોસે સુખ મળશે, નથી બદલતું એના આધારે સુખ લેવા માગે તો મળે.

સાંજના વખતમાં સંધ્યા ખીલે છે, પ્રભા, પ્રભા થઇ જાય, જાણે કે પૃથ્વીએ ચૂંદડી ઓઢી હોય! એ પ્રભા પોતાના મકાન ઉપર પડે ત્યારે મૂઢની દૃષ્ટિ ત્યાં પડે. અને તે માને કે અહો! આ પ્રભા

જાણે કાયમ રહેશે, પણ ભેલા! એ પ્રભા હમણાં બે મિનિટમાં ચાલી જશે, એ રાતડ બે મિનિટમાં તૂટી જવાની છે-રહેવાની નથી. એ પ્રભા ક્ષણિક છે, નાશવાળી છે, એના ઉપર દૃષ્ટિ થંભાવીને સુખ લેવા માગે છે તે સુખી થતો નથી.

પુણ્યને લઇને બે ચાર સારા છોકરા હોય, રૂપાળી ચામડી હોય વગેરે સંસારની બધી સગવડતા મળી હોય, અને ભાઇસાહેબ તેમાં સુખ માનીને બેઠા હોય! પરંતુ રૂપાળી ચામડીને ઉપરથી જરા છોલ ઉતારીને જુએ તો ખબર પડે કે અંદર શું ભર્યું છે. લોહી ને માંસથી ભરેલું આ પૂતળું છે તેમાં જે સુખ માને તે મૂઢ છે. પૈસા, છોકરા વગેરે બધી અનુકૂળતામાં સુખ માની બેઠો છે પરંતુ તે બધું ક્ષણિક છે, તેના ઉપરથી દૃષ્ટિનો વિષય ઉપાડીને, આત્મા ભણી વિષયને વાળ! પર તરફની દૃષ્ટિ ઉપાડીને સ્વસન્મુખ દૃષ્ટિને વાળ!

સમ્યક્‌દૃષ્ટિનો વિષય આત્મા તરફ ઢળતો છે, ટકતો છે, એની દૃષ્ટિ ધ્રુવ-શાશ્વત ઉપર પડી છે; પુણ્ય ઉપર નહિ, પાપ ઉપર નહિ, રાગ ઉપર નહિ, દ્વેષ ઉપર નહિ, શરીર ઉપર નહિ, વાણી ઉપર નહિ, મન ઉપર નહિ, માત્ર એક શાશ્વત ટંકોત્કીર્ણ ભગવાન આત્મા ઉપર જ તેની દૃષ્ટિ પડી છે. રાગની રાતડ ક્ષણિક છે, તેના ઉપર પડેલી દૃષ્ટિ પણ ક્ષણિક છે, માટે રાગ-દ્વેષ રહિત કાયમી-ટકાઉ-અવિચળ ચીજ આત્મા છે તેના ઉપર દૃષ્ટિ કર. તે આત્મદ્રવ્યનો કદી નાશ થતો નથી. ભગવાન આત્મા ઉપર રાગ-દ્વેષની રાતડની સંધ્યાનો રંગ છે તે કાયમ ટકશે નહિ. અજ્ઞાની રાગની રાતડ ઉપર દૃષ્ટિ રાખીને સુખ લેવા માગે છે પરંતુ તે કાયમી નથી માટે સુખ નહિ મળે. અનિત્યને ભરોસે સુખ નહિ થાય, એ જશે એટલે દુઃખ થશે, પરંતુ નિત્યને ભરોસે દુઃખ નહિ થાય પણ સુખ થશે.

ઘરનું મકાન સારું લાગતું હોય અને એના ઉપર સંધ્યાના રંગની પ્રભા પડતી હોય તે જોઇ જોઇને રાજી થાય છે પણ ભાઇ! તારા સ્વઘરમાં તું જો કે આત્મા શું છે?

શિષ્યે પૂછ્યું હતું કે પ્રભુ! અમારે જ્ઞાન કરવું શું? દૃષ્ટિ મૂકવી ક્યાં? કઇ વસ્તુ ઉપર દૃષ્ટિ મૂકીને માહાત્મ્ય કરવું? તેનો ઉત્તર ગઇકાલે ત્રણ બોલમાં આવી ગયો છે.

પરમાણુમાં વર્ણ, રસ, ગંધ, અને સ્પર્શ તે ચાર ગુણ મુખ્ય છે; તે સિવાય બીજા અનંતગુણો પણ પરમાણુમાં છે. પુદ્ગલનો રસ આત્મામાં નથી, આત્મામાં શાંતરસ છે, આત્મા વિકારના કલુષિત રસ વિનાનો આનંદરસવાળો છે.

આ જીભ તે અજીવ છે, માટી છે, પરમાર્થે આ જીભ એવી જે જડ ઇંદ્રિય તેનું ધણીપણું પણ આત્માને નથી, જીભવડે આત્મા રસ ચાખતો નથી, જીભના આલંબનવડે આત્મા રસ ચાખતો નથી, જીભની ઊંચી નીચી અવસ્થા થાય છે તે જીભની છે, જીભના ટેરવાને ફેરવવું તે આત્માને હાથ નથી, જીભનું ટેરવું જીભથી ફરે છે, જીભની હાલત જીભ વડે થાય છે, આત્મા એનાથી જુદો ચિદાનંદ આનંદરસથી ભરપૂર છે. પુદ્ગલદ્રવ્યનું સ્વામીપણું આત્માને નથી તેથી તે પરમાર્થે દ્રવ્યેંદ્રિયના આલંબનવડે રસ ચાખતો નથી. પહેલા બોલમાં પુદ્ગલદ્રવ્યથી આત્માને જુદો પાડયો. બીજા બોલમાં પુદ્ગલના ગુણથી જુદો પાડયો. ત્રીજા બોલમાં પુદ્ગલની પર્યાયથી પણ આત્માને જુદો પાડયો.

જો જીભવડે આત્મા રસ ચાખી શકતો હોય તો, તાવ આવે છે ત્યારે જીભ બગડી જાય છે, અને કહે છે કે અનાજ મોઢે લાગતું નથી, રસ ચાખવાની ઇચ્છા તો ઘણી હોય પણ તે વખતે જીભના પરમાણુ એવા થઇ જાય છે કે તેને રસમાં મીઠાશ આવતી નથી. જીભ જગતના અનંતા પરમાણુનો એક પિંડ છે, તેની ક્ષણે ક્ષણે જે અવસ્થા થાય છે તે સ્વતંત્ર થાય છે, માટે આત્મા જીભેંદ્રિય દ્વારા રસ ચાખતો નથી. પરમાણુની ક્ષણે ક્ષણે જે હાલત થાય છે તે પરમાણુને આધારે થાય છે, આત્માને આધારે તે થતી નથી. અને પરમાણુની હાલતને આધારે આત્મા રસ ચાખતો નથી.

આત્માને ખાતાં આવડે, પીતાં આવડે, બોલતાં આવડે તેવી માન્યતા તે અજ્ઞાન છે, મૂઢતા છે.

જીભ પરવસ્તુ છે તે આત્મા નથી, તે આત્માની રાખી રહે તેમ નથી, હાથમાં કેરી લઇને મોઢામાં મૂકે ને ફડાક દઇને રસ ચાખે, અને જ્યાં રસનો સ્વાદ આવે ત્યાં જાણે વૈકુંઠ ઊતર્યું તેમ મહાલતો હોય ! પણ અરે પ્રભુ ! તારો રસ તારામાં છે, તારો રસ કેરીમાંથી કે જીભમાંથી ન આવે, માત્ર તારા રાગને તું વેદે છે, જડને કોઇ વેદી શકતું નથી. તે રસ તું ચાખતો નથી પરંતુ રસનું સ્વરૂપ તને જ્ઞાનથી જણાય છે, તેમાં જે એમ માને કે આ જીભથી મેં રસ ચાખ્યો તે પરાધીન દૃષ્ટિવાળો મિથ્યાત્વી મૂઢ છે. વાસ્તવિક દૃષ્ટિએ જુઓ તો આત્મા દ્રવ્યેંદ્રિયના આલંબન વડે રસ ચાખતો નથી માટે આત્મા અરસ છે. આ ત્રીજો બોલ થયો. હવે ચોથો બોલ કહે છે:—

પોતાના સ્વભાવની દૃષ્ટિથી જોવામાં આવે તો ક્ષાયોપશમિક ભાવનો પણ તેને અભાવ હોવાથી તે ભાવેંદ્રિયના આલંબન વડે પણ રસ ચાખતો નથી માટે અરસ છે.

ત્રીજાથી ચોથો બોલ ઝીણો છે. જડેંદ્રિયની આત્મામાં નાસ્તિ છે તેથી જડેંદ્રિયને કાઢી નાંખી. હવે ભાવેંદ્રિયને પણ આત્માથી જુદી કહે છે. રસને જાણવાનો વર્તમાન જ્ઞાનનો ઉઘાડ, રસને જાણવાની વર્તમાન જ્ઞાનની તાકાત, તે ટાણે રસમાં વર્તમાન અટકતું જ્ઞાન, એક જ રસ તરફ વળવાવાળું જે જ્ઞાન તે ક્ષાયોપશમિકજ્ઞાન–તેનો પણ આત્મામાં પરમાર્થદૃષ્ટિએ અભાવ છે, કારણ કે આત્માનું પરિપૂર્ણ જ્ઞાનસ્વરૂપ છે, તે સ્વભાવની દૃષ્ટિએ જુઓ તો ઓછા જ્ઞાનનો તેનામાં અભાવ છે. ચૈતન્ય–આત્મા તે પૂર્ણ જ્ઞાનની મૂર્તિ છે તેથી ઊણું જ્ઞાન તે તેનો સ્વભાવ નથી.

આત્માને કાયમી સ્વભાવની દૃષ્ટિએ જુઓ તો શું એક માત્ર રસને જ જાણવાનો તેનો સ્વભાવ છે ? નહિ, બધાને એક સાથે જાણ-

વાનો તેનો સ્વભાવ છે. પરંતુ ઊણા જ્ઞાનને લઈને, રાગમાં અટકતું જ્ઞાન રૂપને જાણવા વખતે રૂપને જ જાણે, ગંધને જાણવા વખતે ગંધને જ જાણે, તેમ પાંચે ઇંદ્રિયોમાં ખંડ ખંડ જાણે; જે વખતે જેને જાણવા તરફ વળે તેને જાણે તે જ્ઞાન ક્ષાયોપશમિક છે, ઊણું છે. સ્વભાવની દૃષ્ટિએ જોઈએ તો આત્મામાં તેનો અભાવ છે, એકલા આત્માનો સ્વભાવ લ્યો તો તેમાં ક્ષાયોપશમિક–ઊણા જ્ઞાનનો અભાવ છે, કેમકે આત્મા પરિપૂર્ણ સ્વભાવની મૂર્તિ છે, અરૂપી જ્ઞાનની પૂતળી છે, આત્મા પરિપૂર્ણ જ્ઞાનસામર્થ્યથી ભરપૂર છે. તે પરિપૂર્ણ સામર્થ્યની દૃષ્ટિથી જુઓ તો ઓછા સામર્થ્યનો તેમાં અભાવ છે.

ક્ષાયોપશમિક જ્ઞાન તે ખંડ ખંડ જ્ઞાન છે તેમાં જે વખતે જે ઇંદ્રિય તરફ જાણવા માગે તે વખતે તે માત્ર એક જ ઇંદ્રિયના વિષયને જાણી શકે છે. કાનથી શબ્દ સંભળાય, પણ કાનથી સ્વાદ ન આવે, તેમ આંખ તરફ લક્ષ કરે ત્યારે રૂપ જણાય પણ આંખથી સુગંધ ન આવે, તેમ રસ જાણવા માટે જીભ તરફ લક્ષ કરે ત્યારે સ્વાદ જણાય, પણ જીભથી સાંભળી શકાય નહિ, તેમ સુગંધ જાણવા માટે નાક તરફ લક્ષ કરે ત્યારે તેનાથી ગંધ જણાય પણ નાકથી રસનો સ્વાદ જાણી શકાય નહિ, તેમ ટાઢો–ઊનો સ્પર્શ જાણવા માટે સ્પર્શેંદ્રિય તરફ લક્ષ કરે ત્યારે તેના વડે ટાઢો–ઊનો વગેરે સ્પર્શ જણાય પરંતુ સ્પર્શેંદ્રિય દ્વારા દેખી શકાય નહિ, એક ઇંદ્રિયથી બીજી ઇંદ્રિયનું કાર્ય થતું નથી, ક્ષાયોપશમિક જ્ઞાન તે ઇંદ્રિયો વડે ક્રમે ક્રમે ખંડ ખંડ જાણે છે, માટે તે ખંડવાળું જ્ઞાન આત્માનો સ્વભાવ નથી પરંતુ અખંડ જ્ઞાન તે આત્માનો સ્વભાવ છે. બધી ઇંદ્રિયોનું જ્ઞાન આત્મામાં છે, પણ ઇંદ્રિયો તો પોત પોતાના વિષયનું જ કાર્ય કરે છે.

સોનામાં તેરવલાપણું જે આવ્યું તે સોનાનો પોતાનો સ્વભાવ નથી, તેમાં તાંબાનું ત્રણવાલપણું ભેગું ભળ્યું એટલે એવા પર સંયોગને લઈને તેમાં તેરવલાપણું આવ્યું છે તેમ આત્મામાં ઊણું જ્ઞાન જે દેખાય છે તે પોતાનો સ્વભાવ નથી, પરંતુ પર તરફ દૃષ્ટિ

કરીને પોતે અટક્યો છે, તેથી તેની વર્તમાન પર્યાય ઊણી થઈ છે. જેમ સોનામાંથી તાંબાની દૃષ્ટિ કાઢી નાખો તો સોનું સ્વભાવે સોળ-વલું જ છે તેમ આત્મામાંથી પર સંયોગની દૃષ્ટિ કાઢી નાખો તો તે સ્વભાવે તો પરિપૂર્ણ જ છે.

ચૈતન્ય આત્માનો રસને જ માત્ર જાણવા પૂરતો સ્વભાવ નથી, અખંડ જાણવાનો તેનો સ્વભાવ છે, એક સમયમાં ત્રણકાળ ત્રણલોકને જાણવાનો પૂર્ણ તેનો સ્વભાવ છે તેમાં રસને જ માત્ર જાણવામાં અટ-કવું તે રાગ છે. અખંડ જાણવાનો આત્માનો સ્વભાવ છે, તેવી અખંડ દૃષ્ટિથી જુઓ તો ખંડવાળું, ઊણું, એક વિષયમાં અટકતું જ્ઞાન, એવો ઉઘાડ અથવા તેટલો જ વિકાસ તે આત્માનો સ્વભાવ નથી.

ચૈતન્ય જ્ઞાનજ્યોત આત્મા અનંત ગુણનો પિંડ છે. તેવા સ્વ-ભાવની પ્રતીત અને ભાન વિના માત્ર એક જ વિષયને રસને જ જાણવામાં અટકે છે તે તેનું અજ્ઞાન છે. મોટા રાજા હોય, અને તેને બોલાવવો હોય તો મોટાં મોટાં પૂછડાં વળગાડે કે નેક નામદાર સાહેબ, વગેરે કહીને બોલાવે ત્યારે માંડ તેની અરજી સાંભળે, સાધારણ શબ્દોથી બોલાવે તો જવાબ પણ ન આપે, તેમ ભગવાન આત્માને ઊણા જ્ઞાનવાળો માનશો તો તે જવાબ નહિ આપે, શાંતિ નહિ પ્રગટે, ધર્મ નહિ થાય, જેવું સ્વરૂપ હોય તેવું તે જાણે તો આત્માની નિર્મળ પર્યાય પ્રગટે. આ આત્માનાં ગાણાં તો સાચાં છે, રાજાનાં ગાણાં તો ખોટાં છે. આ ચોથા બોલમાં અંદરની વાત લીધી છે. જો માત્ર એક એક ઇંદ્રિયનો વિષય જાણવા પૂરતો આત્માને માન્યો તો તે દુઃખી થવાનો ઉપાય છે.

વાત એ છે કે ખરા તત્ત્વનો અભ્યાસ જ જગતને નથી, બીજો બધો અભ્યાસ કર્યો પરંતુ તેમાં માત્ર ફોતરાં જ ખાંડ્યાં. એ અભ્યાસમાં એમ. એ. અને એલએલ. બી. ના મોટાં પૂછડાં વળગાડ્યાં પણ તે કાંઈ વર્તમાન પુરુષાર્થનું ફળ નથી. પૂર્વભવમાં આત્માના ભાન વગર કાંઈક રાગ-દ્વેષ ઓછા કરેલા એટલે જ્ઞાનાવરણીય કર્મ ઓછું

બંધાયેલું તેથી વર્તમાનમાં જ્ઞાનનો ઉઘાડ કાંઈક દેખાય છે, અને પૂર્વમાં કાંઈક પુણ્ય બંધાયેલાં તેથી વર્તમાન કાંઈક પુણ્યનો ઉદય દેખાય છે, પૈસા મળવા તે વર્તમાન પુરુષાર્થનું ફળ નથી, જે રીતે પૈસા મળવાનો ઉદય હોય તે રીતે તેને વિકલ્પ આવે છે. પૈસા મેળ-વવાનો રાગ ઊભો છે તેથી જે જાતનો ઉદય હોય તે જાતનો વિકલ્પ આવ્યા વિના રહેતો નથી. કર્મ તે વિકલ્પ કરાવી દેતું નથી પરંતુ પોતે ઘાતી કર્મના ઉદયના જોડાણમાં એટલે કે પૈસા મેળવવાના રાગમાં ઊભો છે તેથી પુણ્ય-પાપના ઉદય પ્રમાણે વિકલ્પ આવે છે, તેથી પૈસા મળવા તે કાંઇ વર્તમાન પુરુષાર્થનું ફળ નથી.

આત્માનો ધર્મ પ્રગટ કરવો તે વર્તમાન પુરુષાર્થથી થાય છે, અપૂર્વજ્ઞાન, અપૂર્વ સ્થિરતા તે વર્તમાન પુરુષાર્થથી થાય છે.

એકેંદ્રિયને એક શરીર જ છે, મોઢું નથી અને જીભ પણ નથી. તત્ત્વને સમજ્યા નહિ તેથી શક્તિ હારી ગયા છે તેથી માત્ર એક જ ઇંદ્રિય મળી છે, બીજી બધી ઇંદ્રિયો હારી ગયા છે. એને તો બિચારાને રસને ચાખવાની શક્તિ પણ રહી નથી. અને આ બધા મનુષ્ય થયા, તેને પાંચે ઇંદ્રિયોનો ઉઘાડ મળ્યો ત્યાં એક એક ઇંદ્રિયના વિષયમાં જ અટકી પડ્યા, તે તેનું અજ્ઞાન છે.

ભગવાન આત્મા અટકતા જ્ઞાનમાં અટકી જાય તેટલો નથી, તે તો વિશાળ સ્વભાવવાળો છે. વસ્તુ પરથી નિરાળી છે, જે વસ્તુ પરથી નિરાળી હોય તે વસ્તુ અખંડ હોય, તેનું જ્ઞાનસામર્થ્ય પણ પરિપૂર્ણ હોય, કેવળજ્ઞાનપર્યાય પ્રગટે ત્યારે પરિપૂર્ણ છે તેમ નહિ, પણ આત્માનું જ્ઞાનસામર્થ્ય વર્તમાનમાં જ પરિપૂર્ણ છે. પરિપૂર્ણ ઉપર દૃષ્ટિ તે સમ્યગ્દૃષ્ટિ છે. અધૂરી પર્યાયની નાસ્તિ અને પૂર્ણ સ્વભાવની અસ્તિ એવા સ્વભાવની દૃષ્ટિ તે સમ્યગ્દૃષ્ટિ છે. સ્વભાવ તો પરિપૂર્ણ ભર્યો છે. સમ્યગ્દૃષ્ટિને થોડા ઉઘાડ ઉપર દૃષ્ટિ નથી પણ પૂરા સ્વભાવ ઉપર દૃષ્ટિ છે તેથી તે રસથી જુદા અરસ આત્માને અનુભવે છે.

ઓછી પર્યાયને માનવી અને પૂર્ણ સ્વભાવને ન માનવો, તેવી દૃષ્ટિ તે ખોટી દૃષ્ટિ છે. હીરો જેટલી કિંમતવાળો હોય તેટલી કિંમત ન સ્વીકારે તો હીરો મળે નહિ. તેમ ચૈતન્ય હીરો આખો પૂર્ણ સ્વભાવથી ભર્યો છે તેને અપૂરી પર્યાયવાળો માને તો પૂરી પર્યાય પ્રગટે નહિ, મોક્ષમાર્ગ પણ ઊઘડે નહિ. પૂરા સ્વભાવની દૃષ્ટિ કરે તો તેનાથી જ મોક્ષમાર્ગ ઊઘડે અને પૂરી પર્યાય પ્રગટે.

જેને આત્માની રુચિ નથી તેને આ વાત સાંભળવામાં રસ આવે નહિ. પરંતુ જો ઘરમાં કોઇ કિંમતી ચીજ લાવ્યા હોય, દાગીના લાવ્યા હોય તો ઘરના બધાં ભેગાં થઇને-છોકરાં અને કુટુંબ-તે વાત રસપૂર્વક સાંભળે, પણ આત્માની વાત જ્યાં સાંભળવાની આવે ત્યાં કંટાળો આવે.

અહીં તો ભગવાન આચાર્યદેવ આત્માનું હિત કઇ રીતે થાય તે બતાવે છે. સ્વ-પરનો યથાર્થ વિવેક બતાવીને હિત બતાવી રહ્યા છે. તે સાંભળીને યોગ્ય-લાયક જીવ કહે છે કે અહો! આવી વાત કોઇ દિવસ સાંભળી નથી. આત્મા પરથી જુદી ચીજ છે, અખંડ વસ્તુ છે, ઉઘાડ ઓછો પણ સ્વભાવે પૂરો છે. "અહા હા! આ વાત અપૂર્વ છે."

જેમ લીંડીપીપરમાં ચોસઠપહોરી થવાથી જે તીખાશ નીકળે તે તીખાશ વર્તમાનમાં ભરી છે, તેવું જ્ઞાન પહેલાં કર્યા પછી તે લીંડીપીપરને પીસવા માંડે છે તો તેમાંથી ચોસઠપહોરી તીખાશ નીકળે છે. તેમ ભગવાન ચૈતન્યમૂર્તિ આત્મા વર્તમાન ક્ષણે જ પરિપૂર્ણ સ્વભાવે ભર્યો છે, તેવી દૃષ્ટિ અને જ્ઞાન કર્યા પછી પીસવા માંડે એટલે કે આત્મામાં એકાગ્રતા કરવા માંડે એટલે કે લઢે, ઘટ કરવા માંડે તો તેમાંથી કેવળજ્ઞાનપર્યાય નીકળે.

પરંતુ જો પરિપૂર્ણ સ્વભાવનુ ભાન ન કરે અને પૂર્વે કાંઇક રાગ-દ્વેષ મંદ કર્યા તેથી કાંઇક જ્ઞાનનો ઉઘાડ થયો, તે ઉઘાડ જેટલો

જ આત્માને માને એટલે કે તે પર્યાય પૂરતો જ આત્માને માને તો, તે પર્યાય જેટલો આત્માને માનવાથી પૂરી પર્યાય ઊઘડે નહિ; કેવળજ્ઞાન ઊઘડે નહિ.

હજાર પુટની અબરખ છે, તેમાં હજાર પુટ થવાની તાકાત વર્તમાનમાં જ છે, અબરખમાં હજાર પુટ થવાનો સ્વભાવ વૈદ્યના ખ્યાલમાં પહેલેથી જ હોય છે. તેમ આત્મામાં એક એક ઇંદ્રિયને જાણવા પૂરતો સ્વભાવ નથી પણ ત્રણકાળ ત્રણલોકને-સર્વને જાણવાનો સ્વભાવ વર્તમાનમાં ભર્યો છે, તેમાં એકાગ્ર થાઉં તો પૂરો સ્વભાવ ઊઘડે તેવું જ્ઞાન પહેલેથી કરે તો આત્મામાં સ્થિર થાય અને કેવળજ્ઞાનપર્યાય ઊઘડે. આ ચોથો બોલ થયો.

હવે પાંચમો બોલ આવે છે.

સકલ વિષયોના વિશેષોમાં સાધારણ એવા એક જ સંવેદન-પરિણામરૂપ તેનો સ્વભાવ હોવાથી તે કેવળ એક રસવેદનાપરિણામને પામીને રસ ચાખતો નથી માટે અરસ છે.

'સકલ' ઉપર વજન છે, બધા પ્રકારના વિષયોને એક સાથે જાણે તો પણ એક જ પ્રકારનો તેનો સ્વભાવ હોવાથી, એક જ પ્રકારનો તેનો આનંદ હોવાથી રસને ચાખતો નથી.

જેટલા લોકાલોકના પદાર્થ છે તે બધા ભાવોને તે બધા પ્રકારને એક સાથે જાણે તેવો તેનો સ્વભાવ છે; બધા વિષયોને જાણીને ક્યાંક રોકાય, કે ખંડ થાય તેવો તેનો સ્વભાવ નથી. તે બધાને જાણતાં, જડરસરૂપે કે રાગરસરૂપે તે થતો નથી, પણ પોતાના સ્વભાવના સામર્થ્યના આનંદને વેદે છે. તે વેદન એક જ પ્રકારનું હોવાથી, તે અતીંદ્રિય રસનો અનુભવ તેનો સ્વભાવ હોવાથી તે જડના રસને ચાખતો નથી, રાગના રસને અનુભવતો નથી.

આત્માના અનંતગુણને જાણતાં જે શાંતરસ અને આનંદરસ છે તેને વેદે છે તે આનંદ એક જ જાતનો હોય છે. એક જ પ્રકારનો

હોય છે, તેમાં બેપણું થતું નથી કે અનેકપણું થતું નથી, તેમાં રાગનું વેદન આવતું નથી.

ભગવાન આત્મા એક રસનું જ જ્ઞાન કરવાની તેવડવાળો નથી, માત્ર એકેક ઇંદ્રિયના વિષયનું જ્ઞાન કરવાની તેવડવાળો નથી, પરંતુ જેટલા લોકાલોકના પદાર્થ છે તે બધાના ભાવોને એક સાથે જાણવાની તેવડવાળો છે. આત્મા અનંતાગુણને એક સાથે જાણવાની તેવડવાળો છે, તે બધા ભાવોને જાણીને આકુળતા વગર એક જ પ્રકારના અતીંદ્રિય આનંદનો સ્વાદ લે તેવો તેનો સ્વભાવ છે, પરંતુ એકલા રસ પ્રત્યેના રાગનો જ અનુભવ કરીને રસને ચાખતો નથી, પરંતુ ભગવાન આત્મા તો પોતાના સ્વભાવનો એક જ પ્રકારનો અનુભવ કરનારો નિત્યાનંદ પ્રભુ છે.

એકલા રસનું જ જ્ઞાન કરવાવાળો આત્મા નથી, પરંતુ ત્રણે-કાળની વસ્તુને જાણનાર સ્વરૂપે છે.

બધાને જાણવાનો ભગવાન આત્માનો સ્વભાવ હોવા છતાં, બધાને જાણે તો પણ, પોતાના એક જ પ્રકારના અનુભવને વેદે છે પરંતુ ખંડરૂપે થઇને પરને વેદતો નથી.

કેરી–પૂરીના રસનો રાગ કરીને તેના વેદનમાં અટકે તેટલો આત્મા નથી, પરંતુ આત્માનો અનુભવ તો એક જ પ્રકારનો છે. તે નિત્યાનંદ પ્રભુ સ્વભાવરસમાં એક જ પ્રકારે રોકાય છે. તે બધા વિષયોમાં ક્યાંય રોકાતો નથી કે ખંડ થતો નથી.

મન, વાણી, રૂપ, અને રસનુ જ્ઞાન કરીને તેને જ વેદે તેવો આત્માનો સ્વભાવ નથી. હું એક અખંડ, પૂર્ણ, બધા પદાર્થને એક સાથે જાણનાર છું. ઊણી અવસ્થા હોવા છતાં પણ સ્વભાવથી પૂરો છું તેવું જ્ઞાન કરવું તેનું નામ સાચું જ્ઞાન છે, ઊણી અવસ્થા વખતે પૂરો છું તેવી દૃષ્ટિ કરવી તે સાચી દૃષ્ટિ છે. પૂરો થયા પછી પૂરાને માનવાનું ક્યાં રહ્યું? માટે પૂર્ણની શ્રદ્ધા તો પ્રથમથી જ થાય છે.

તદ્દન અજાણ શિષ્યે પૂછ્યું હતું તેને આ-વાત સમજાવાય છે, આ વાત સમજેલાને સમજાવાય છે એવું કાંઇ નથી. આ વાત સમજવા માટે પુરુષાર્થ જોઇએ. સમજતાં જો મહિનો, બે મહિના થાય ને ન સમજાય તો માથાકૂટ લાગે, પણ ભાઇ ! રળવામાં કેમ પચાસ પચાસ વરસ કાઢે છે ? તો ત્યાં કહેશે કે પેટમાં ભૂખ લાગે છે. તેમ ભાઇ ! બાપુ ! આ આત્માની પણ ભૂખ લાગવી જોઇએ, ખરી જિજ્ઞાસા જાગવી જોઇએ, તો સ્વરૂપ સમજાયા વિના રહે નહિ. આ તો સમજવું નથી, મહેનત કરવી નથી, તો શું ધર્મ તે ક્યાંય ઉપર લટકતો હશે ? કે મળી જશે ? સ્વરૂપને ઓળખ્યા વગર ધર્મ ત્રણ-કાળ ત્રણલોકમાં થવાનો નથી. આ પાંચમો બોલ થયો.

હવે છઠ્ઠો બોલ કહેવાય છે.

આત્માને સમસ્ત જ્ઞેયોનું જ્ઞાન થાય છે પરંતુ જ્ઞેયજ્ઞાયકના તાદાત્મ્યનો ( એકરૂપ થવાનો ) નિષેધ હોવાથી રસના જ્ઞાનરૂપે પરિ-ણમતાં છતાં પણ પોતે રસ રૂપે પરિણમતો નથી માટે અરસ છે. આમ છ પ્રકારે રસના નિષેધથી તે અરસ છે.

રસ જ્ઞેય છે, આત્મા જ્ઞાયક છે. રસ જીભે અડતાં રસનું જ્ઞાન થાય છે, તે રસના જ્ઞાનરૂપે જ્ઞાનની અવસ્થા થવા છતાં પણ પોતે રસરૂપે પરિણમતો નથી.

આત્મા જ્ઞાયક-જાણનાર છે. શરીર, મન, વાણી, રાગ-દ્વેષ તે જ્ઞાનમાં જણાવા યોગ્ય-જ્ઞેય છે. જણાવા યોગ્ય અને જાણનાર તે બન્ને જુદા છે, ત્રણેકાળે જુદા છે. શરીરને કારણે શરીર છે અને આત્માને કારણે આત્મા છે, બન્ને પોત પોતાના કારણે છે. તે બન્ને એકરૂપ ક્યારે પણ થતાં નથી, સૌની ક્રિયા સ્વતંત્ર છે, જડની ક્રિયા જડમાં, અને આત્માની ક્રિયા આત્મામાં થાય છે. એ રીતે બન્ને દ્રવ્યો જુદાં હોવા છતાં પણ એક ક્ષેત્રે ભેગાં છે એટલે કે એક જગ્યાએ બન્ને ભેગાં રહ્યાં છે; તોપણ બન્ને એકમેક થઇ જતાં નથી. બન્નેને તાદાત્મ્ય

સંબંધનો નિષેધ છે. જો બન્ને એકરૂપ થાય તો આત્મા જડ થઇ જાય. જો આત્મા ને જડ બન્ને એક થતાં હોય તો અગ્નિને જાણતાં આત્મા ઉનો થઈ જવો જોઈએ, પણ તેમ થતું નથી. જણાવાયોગ્ય વસ્તુ અને જાણનાર તે બન્ને એકરૂપ થતાં નથી. રસના જ્ઞાનરૂપે એટલે કે પોતાના જ્ઞાનની અવસ્થારૂપે આત્મા પરિણમે છે, તોપણ, તે રસરૂપે થતો નથી માટે આત્મા અરસ છે. આ રીતે આત્માને પરિપૂર્ણ રસરહિત જાણવો અને તેમાં ઠરવું તે જ હિતનો ઉપાય છે.

૧૯૯૯ આસો વદ ૧૦ શનિ

વર્ણ-રસ-ગંધ-સ્પર્શ, આકાર વગેરે શરીરનો સ્વભાવ છે, સ્વભાવ એટલે ધર્મ, જડનો સ્વભાવ તે જડનો ધર્મ છે અને આત્માનો સ્વભાવ તે આત્માનો ધર્મ છે "वत्थु सहावो धम्मो" એટલે કે વસ્તુનો સ્વભાવ તે ધર્મ. આત્મા પણ વસ્તુ છે ને જડ પણ વસ્તુ છે માટે બન્નેના પોત પોતાના સ્વભાવ તે પોત પોતાનો ધર્મ છે. જેમ ગોળનો સ્વભાવ ગળપણ છે તેમ આત્માનો સ્વભાવ જ્ઞાન, દર્શન, ચારિત્ર છે અને જડનો સ્વભાવ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ છે. આત્માનો ધર્મ આત્માની સાથે સંબંધ રાખે છે, તે મન, વાણી, દેહ સાથે સંબંધ રાખતો નથી.

જેમ પિત્તળના ડબામાં ગોળ ભર્યો હોય તે ગોળ અને ડબો બે જુદી ચીજ છે. તેમ શરીરરૂપી ડબામાં ચૈતન્યમૂર્તિ આત્મા ભર્યો છે. તે શરીર અને આત્મા બે જુદી ચીજ છે.

દુર્ગતિમાં પડતાં અથવા અધર્મમાં પડતાં આત્માને ધારી રાખે તે ધર્મ. જેટલા રાગ-દ્વેષ, અજ્ઞાનના ભાવ થાય તે દુર્ગતિ છે-અધર્મ છે તેમાં પડતાં આત્માને અટકાવે તે ધર્મ. આત્મા તો જ્ઞાનાનંદસ્વભાવી છે તેમાં નહિ રોકાતાં પુણ્ય-પાપના ભાવમાં રોકાણો અને તેમાં ઠીક માન્યું તે જ દુર્ગતિ છે-માઠી ગતિ છે, ખરી દુર્ગતિ તો તે જ છે. પછી જે ચાર ગતિ છે તે તો તેનું ફળ છે આત્માના સ્વભાવમાં

નહિ રહેતાં પરમાં રહેવું-તેના ફળમાં ચાર ગતિ છે. આત્માના સ્વભાવને ઓળખીને ચૈતન્યઘનમાં જોડાવું ને પુણ્ય-પાપના વિકારમાં ન જોડાવું તે જ આત્માનો ધર્મ છે ને તે ધર્મનું ફળ મુક્તિ છે.

ન સમજાય તો ના પાડવી, અમે આંધળી હા પાડવાનું કહેતા નથી; જો ન સમજાય તો પૂછવું તો દલીલ મળશે. સાચું સમજ્યા વગર અનંત ભવમાં રખડયો, અને હજી પણ જો સાચું નહિ સમજે તો ચોરાશી લાખની મોટી પાટ માથે પડી છે જે ભાવે અત્યાર સુધી અનંતા ભવ કર્યા તે ભાવે ભવનો નાશ ન થાય, તેનાથી વિરુદ્ધ ભાવે ભવનો નાશ થાય.

જે કોઇ પૈસા, સ્ત્રી, કુટુંબ અને શરીરના આશ્રયે જ જીવન માને છે તે રાંકામાં રાંકા ભિખારી છે. ચૈતન્યપ્રભુ જાગતી જ્યોત છે, તેને ચૂકીને જે કોઇ પરના આશ્રયે સુખ લેવા માગે છે તે રાંકામાં રાંકો છે. અરે પ્રભુ! તે પૈસા ને કુટુંબ,-તે તો તારી જ્યાં આંખો મિંચાણી અને ચાલ્યો જઇશ ગધેડે, બોકડે કે કીડી કાગડે ત્યાં તને કોઈ શરણ થશે નહિ. જો આત્માનો ધર્મ સમજીશ તો તે જ તને શરણરૂપ થશે માટે સમજ આત્માનો ધર્મ.

અરે પ્રભુ! અનંત કાળથી અનંત ભવ કરતાં બાપુ! તારા છોતા નીકળી ગયા, અનંતવાર સ્વર્ગના ભવ કર્યા, અનંતવાર નરકના ભવ કર્યા, અનંતવાર મનુષ્યના ભવ કર્યા અને અનંતવાર ઢોરના ભવ કર્યા, એવા અનંત અનંત ભવમાં તું કૂચે મરાણો. સ્વર્ગમાં દેવનું શરીર પામ્યો ત્યાં સૂર્યના તેજ કરતાં પણ અધિક તેજ પડે એવું તો શરીર મળ્યું, પણ ત્યાંથી પાછો મરીને કાગડીની કૂખે ગયો. તે રીતે આત્માના ભાન વિના પુણ્યપરિણામમાંથી ફરીને પાપપરિણામ થયા અને પાપપરિણામથી ફરીને પુણ્યપરિણામ થયા એમ કરી કરીને રખડી મર્યો. માટે હવે સમજ આત્માનો ધર્મ, જો સુખી થવું હોય તો! બાકી રખડવું હોય તો સર્વ આત્મા સ્વતંત્ર છે. આ તો જેને સુખી થવું હોય તેને ગ્રહણ કરવા જેવી વાત છે.

જેમ રસ વિનાના છ બોલ ઉતાર્યા હતા તેવી રીતે રૂપ વિનાના છ બોલ ટૂંકામાં કહેવાય છે.

આત્મા જડ-પુદ્‌ગલથી જુદો છે, કારણ કે તે પુદ્‌ગલ રૂપવાળા છે તેથી આત્મા અરૂપ છે.

બીજા બોલમાં એમ કહે છે કે તે પુદ્‌ગલના ગુણોથી પણ ભિન્ન હોવાથી આત્મા રૂપગુણરૂપે નથી માટે અરૂપ છે. રૂપ એટલે રંગ, તે રંગના પાંચ પ્રકાર છે. કાળો, ધોળો, રાતો, પીળો, લીલો, તે રંગગુણની આ પાંચ અવસ્થા છે. પુદ્‌ગલદ્રવ્ય કાયમી ચીજ છે અને તેમાં રંગ નામનો ગુણ પણ કાયમી રહે છે અને તેમાં રંગો બદલાય તે તેની અવસ્થા છે. તે પુદ્‌ગલથી આત્મા જુદો છે માટે આત્મા રૂપ વિનાનો છે.

અજ્ઞાનીઓ તે રૂપમાં મોહી પડે છે, તે રૂપમાં તેને રાગ થાય છે. જ્યાં ધોળી ચામડી શરીરની દેખે ત્યાં તેને રાગ થાય, અને કાળી ચામડી દેખે ત્યાં અણગમો થાય. જે ઠેકાણે રાગ થાય ત્યાં તે એમ માને છે કે આ મને અનુકૂળ છે. અનુકૂળ છે એમ માનવાના ઊંડાણમાં એમ આવે છે કે તે મારી સતામાં મને મદદ કરશે, મદદ કરશે એટલે કે તે મારામાં ભેગી ભળશે, એટલે કે રૂપ અને હું બન્ને એક થઇ જશું. આ રીતે અજ્ઞાનીઓ રૂપને સારું માને છે, તેના અભિપ્રાયમાં એવું આવે છે કે અમે બન્ને એક થઈ જશું.

પરંતુ રૂપ તો પુદ્‌ગલનો ગુણ છે. તે રૂપ વિનાનો મારો આત્મા છે એમ જેને વિવેક થયો છે તેને રૂપમાં રાગ ન થાય, અને કુરૂપમાં દ્વેષ ન થાય. તે વિવેકી જ્ઞાની પોતાના આત્મામાં રાગ-દ્વેષ નહિ થવા દેતાં ઉપયોગને જાળવી રાખે છે. ધોળી ચામડી સારી અને કાળી ચામડી નહિ સારી, તેમ કહ્યું કોણે? ધોળી ચામડી સારી અને કાળી ચામડી સારી નહિ તેમ ભંગ પાડવાનું કારણ શું છે? તેનું કારણ અજ્ઞાન છે. અજ્ઞાનીને પોતાના સ્વભાવની ખબર નથી તેથી તેમાં

ભંગ પાડીને રાગ-દ્વેષ કરે છે, પણ જ્ઞાની ધર્માત્મા તો સમજે છે કે મારો 'એક' પ્રકારનો સ્વભાવ છે, તે એક પ્રકારના સ્વભાવમાં રાગ-દ્વેષના સારા-નરસાના ભંગ પાડીને તેમાં રોકાવું તે મારો સ્વભાવ નથી. જેટલું જેટલું વૃત્તિનું ઉત્થાન થાય તે મારું સ્વરૂપ નથી, તે બધો વિકારીભાવ છે, તે મારું સામર્થ્ય નથી. મારું સામર્થ્ય તો તે બધાનું જ્ઞાન કરવાનું—જ્ઞાતાપણે રહેવાનું છે. રાગથી એકમેક થતાં રાગનું જેટલું જોર આવે છે તેટલું રાગથી જુદો પડી તેનો જ્ઞાતા રહેતાં રાગનું જોર આવતું નથી.

ધોળી કાળી ચામડી તે બધી ધૂળ છે. ભાઈ! બાપુ! તેમાં સારું-નરસું કરીને ક્યાં અટક્યો? તે તને શરણભૂત નહિ થાય. આવા મોહમાં જો મરણ કરીશ તો ક્યાં ઉતારા થશે? રણમાં તારી રાડ કોણ સાંભળશે? માટે ભાઈ! બાપુ! આત્માનું સ્વરૂપ સમજ, હિત કર! અને વૈરાગ્યથી ઠર આત્મામાં!

હવે રૂપનો ત્રીજો બોલ કહે છે.

પરમાર્થે પુદ્ગલદ્રવ્યનું સ્વામીપણું પણ તેને નહિ હોવાથી તે દ્રવ્યેન્દ્રિયના આલંબન વડે પણ રૂપને દેખતો નથી માટે અરૂપ છે

આંખના આલંબનથી રૂપને દેખું છું તેમ માનનાર આત્મા જડનો સ્વામી થાય છે, એટલે પુદ્ગલદ્રવ્યના રૂપને આંખથી જોવાય છે તેમ માનનાર આત્માનું ખૂન કરે છે.

આંખના આધાર વડે રૂપને કોઈ પણ જોઈ શકતું જ નથી, તે રૂપ તો જ્ઞાન વડે જ જણાય છે. કોઈ ચીજ પરતંત્ર હોઈ શકે નહિ. આત્મા આત્માથી છે અને આત્મા રજકણથી નથી. તેમ રજકણ રજકણથી છે અને રજકણ આત્માથી નથી; તે રીતે અસ્તિ-નાસ્તિ છે. તેમ અસ્તિ-નાસ્તિપણું દરેક દ્રવ્યમાં છે, એકેક દ્રવ્યના બધા ગુણમાં છે, અને એકેક ગુણની બધી અવસ્થામાં છે. માટે રૂપ જ્ઞાનથી જણાય છે પણ આંખથી નહિ.

પ્રશ્ન:—આંખો તે જોવામાં નિમિત્ત તો થાય છે ને?

સાંભળો ત્યારે તેનો જવાબ:-જોનાર જ્ઞાન તે કોની હયાતીમાં જાણે છે? જ્ઞાનની હયાતીમાં કે આંખોના કોડાની હયાતીમાં? જાણનાર તે જ્ઞાન છે કે જાણનાર તે કોડા છે? જાણનાર જ્ઞાન છે તે જ્ઞાનની હયાતીમાં રહીને જાણે છે પણ કોડા કાંઇ જાણતો નથી, આંખનો કોડા જડ છે તે કાંઇ જાણે નહિ. જેમ ચશ્મા કાંઇ જાણતા નથી તેમ આંખ કાંઇ જાણતી નથી. ઓછા ઉઘાડને લઇને વચ્ચે આંખનું નિમિત્ત આવે છે પરંતુ જણાય છે તો જ્ઞાનથી જ. આત્માનો જ્ઞાનસ્વભાવ તે રજકણના આધારે જાણે તેમ ત્રણકાળ ત્રણલોકમાં છે નહિ.

આત્મા અરૂપી તત્ત્વ છે તેમાં જ્ઞાન, દર્શન આદિ અનંત ગુણ છે. તે અનંત ગુણો પોતાપણે છે અને પરપણે નથી એટલે કે પાંચ ઇંદ્રિયોપણે નથી, માટે આંખના કોડાથી જણાય તેમ માનવું તે ભ્રાંતિ છે. પોતાનો સ્વભાવ પર સ્વભાવે ન થાય. પોતાના ગુણનો સંબંધ પોતાપણે હોય, પરપણે ન હોય.

આંખનો કોડા તે પરમાણુનો પિંડ છે, તે જગતના રજકણ છે. પરમાણુ સત્ છે, અને આત્મા પણ સત્ છે. આત્મા આત્માપણે છે અને આત્મા આ કોડાપણે નથી. જે વડે છે તે વડે નથી એમ નથી, પણ જે વડે નથી તે વડે નથી, અને જે વડે છે તે વડે છે. જે રૂપે નથી તે રૂપે પોતાને માને તો મિથ્યાદૃષ્ટિ છે. આને ( પરને ) લઇને હું તેમ માને પણ મારે લઇને હું છું તેમ માને નહિ તે પરથી જુદા-પણું કરી શકે નહિ. આ તો હજી ચાલે છે સમ્યગ્દૃષ્ટિની વાત, આ તો હજી ધર્મનો પહેલામાં પહેલો એકડો છે.

આત્મા સ્વતંત્ર પરથી નિરાળો છે તેની પ્રતીત કરવાથી મોક્ષ થાય, મોક્ષ એટલે વિકારથી જુદો પડે, શુભાશુભ પરિણામથી જુદું પડવું-શુભાશુભના વિકારથી જુદું પડવું તેનું નામ મુક્તિ છે. મુક્તિ કાંઇ 'પોતાથી જુદું પડવું' તેવી નથી. પરંતુ પોતાની સ્વદ્રવ્યની અસ્તિમાંથી નિર્મળ પર્યાયને પ્રગટ કરવી અને વિકારથી જુદું પડવું

તેનું નામ મુક્તિ છે. જે પરથી જુદો પોતાને સ્વીકારતો નથી તે પોતાની મુક્તિ કરી શકતો નથી. આ ત્રીજો બોલ થયો.

હવે ચોથો બોલ કહે છે. પોતાના સ્વભાવની દૃષ્ટિથી જોવામાં આવે તો ક્ષાયોપશમિક ભાવનો પણ તેને અભાવ હોવાથી તે ભાવેંદ્રિયના આલંબન વડે પણ રૂપને દેખતો નથી માટે અરૂપ છે.

ક્ષાયોપશમિક જ્ઞાન તે ઊણી અવસ્થા છે, તે ઊણી અવસ્થાથી જાણે તેટલો આત્માનો સ્વભાવ નથી. આત્મા પૂર્ણ સ્વભાવે છે, ત્રણકાળ ત્રણલોકને જાણવાનો આત્માનો સ્વભાવ છે, તેવો સ્વભાવ જે ન માને તેની પ્રતીતિમાં આખો સ્વભાવ આવ્યો નથી તેથી તેની પ્રતીતિ સાચી નથી, તેનું જ્ઞાન સાચું નથી, તેનો તર્ક સાચો નથી અને તેની સ્થિરતા પણ સાચી નથી. તું ઊણી અવસ્થા પૂરતો આત્માને માનીશ તો ઊણો માન્યે ઊણામાંથી પૂરાપણું ઊગશે નહિ પણ પૂરો માન્યે પૂરામાંથી પૂરાપણું ઊગશે.

ભાવેંદ્રિયના આલંબન વડે રૂપને આત્મા દેખે તેટલો આત્મા નથી. આત્માનો પરિપૂર્ણ સ્વભાવ છે એવી શ્રદ્ધા ને જ્ઞાન કર્યા વિના તેનો જવાબ આત્માથી મળે તેમ નથી. આ ચોથો બોલ થયો.

હવે પાંચમો બોલ. આત્માનો સ્વભાવ તો જેટલા જગતના પદાર્થ છે તે બધાને સાધારણ એટલે કોઈ પદાર્થ સારો કે નરસો એમ ભેદ પાડયા વિના બધાને એક સરખા ને એક સમયમાં જાણવાનો છે, એકને જાણવું ને એકને ન જાણવું તેવો સ્વભાવ નથી. રૂપને જાણવા વખતે રૂપને જ જાણવું ને તે રૂપના રાગનું વેદન કરવું તેવો આત્માનો સ્વભાવ નથી, બધાને એક સાથે અને બધાને એક સરખા જાણવાનો સ્વભાવ છે, આ ઠીક અને આ અઠીક, એમ માની અટકવાનો સ્વભાવ નથી, બધા પદાર્થને એક સરખા જાણવાનો સ્વભાવ છે. કયાંય ઠીક-અઠીક કરી અટકવાનો સ્વભાવ નથી, બધાને

જાણીને પોતાના સ્વરૂપનો અનુભવ કરવો-વેદન કરવું એવો આત્માનો સ્વભાવ છે, તે રૂપસ્વરૂપે થઇ જતો નથી.

બધાને એક સરખું જાણે, પછી ઠીક-અઠીક ક્યાં રહ્યું? જેમ કોઈ રાણી દેખીને વિચાર કરે કે આ રાણી પહેલાં સડેલી કુતરી હતી, માથામાં ચાર શેર ઇયળ પડી હતી, અને અત્યારે રાણીપણે છે તે દારૂ માંસ ખાય છે માટે મરીને પાછી નરકમાં જવાની છે તેમ ત્રણે અવસ્થા વિચારે તો રાગ રહે નહિ. ખંડ ખંડ જાણે તો રાગ આવે, પણ અખંડ જાણે તો તેના ફળમાં વીતરાગતા થાય. બધામાં ખંડ નહિ કરતાં, ભંગ નહિ પાડતાં એક જ પ્રકારનું સળંગ જ્ઞાન કરે, પછી ઠીક-અઠીકપણું તેમાં આવે નહિ.

લોકો શબ્દ, રૂપ, રસ, ગંધને વિષય કહે છે તે તો જડદ્રવ્યનાં ગુણપર્યાય છે. તે વિષય નથી. પરંતુ તે તરફ લક્ષ જાય છે તે વિષય છે. આત્મા તો જ્ઞાયક છે તેમાં લક્ષ કરે તો પોતાનો વિષય થાય, અને રાગનો-પરનો વિષય થાય છે તે અટકી જાય. વસ્તુ વિષય નથી, તે તો જ્ઞાનમાં જણાવા યોગ્ય જ્ઞેય છે; પરંતુ ત્યાં રાગ કરીને અટકે છે તેથી તેને વિષય કહેવાય છે. વિષય નથી ચૈતન્યના સ્વભાવમાં, કે વિષય નથી જડમાં; માત્ર પર તરફ રાગનું લક્ષ જાય છે તેને વિષય કહેવાય છે.

વસ્તુનો સ્વભાવ જાણે તો જડ-ચૈતન્યનો સ્વભાવ કેવો છે તે યથાર્થપણે જાણી શકાય. નાનાં છોકરાં રમત કરે ત્યારે ધૂળને ભેગી કરી તેમાં પાણી નાખી તેના લાડવા કરે; પરંતુ તે છોકરાંના લાડવા ભૂખ ન ભાંગે, તે ખાવામાં કામ ન આવે, તેમ જગતના જીવો પોતાનું સત્ત્વ-તત્ત્વ શું છે તે જાણ્યા વિના બહારનું ગમે તેટલું કરે તે બધું ધૂળમાં પાણી નાખીને લાડવા વાળવા જેવું છે. બહારની ક્રિયા અને શુભ પરિણામ તે આત્માની જે ભૂખ લાગી છે તે ભૂખ ભાંગવાના કામમાં ન આવે, માટે આત્માનું સ્વરૂપ શું છે તે સમજવાથી ભૂખ ભાંગે અને શાંતિ થાય.

હવે છઠ્ઠો બોલ. જ્ઞાયક જાણનાર અને રૂપ જે જ્ઞેય તે બન્ને એક થઈ જતાં નથી. સામે રૂપ છે તેને આત્મા જાણે ખરો, પણ તે રૂપ જાણતાં રૂપસ્વરૂપે પરિણમતો નથી.

હવે ગંધની વાત કરે છે.

૧. ગંધરૂપ પરમાણુદ્રવ્યથી આત્મા જુદો છે માટે અગંધ છે.

૨. ગંધ પરમાણુનો ગુણ છે, તે ગંધના ગુણરૂપે આત્મા નથી માટે આત્મા અગંધ છે.

૩. જડઇંદ્રિયથી આત્મા ગંધને જાણતો નથી માટે આત્મા અગંધ છે.

૪. ગંધના જ્ઞાન જેટલો-ઊણા જ્ઞાનવાળો આત્મા નથી માટે આત્મા અગંધ છે.

૫. ગંધના ભંગ નહિ પાડતાં એક જ પ્રકારે જ્ઞાન કરે છે, એક જ પ્રકારે રહે છે માટે આત્મા અગંધ છે.

૬. ગંધ જ્ઞેય છે, તેને જાણનાર જ્ઞાન તે ગંધરૂપે થતું નથી માટે આત્મા અગંધ છે.

હવે સ્પર્શની વાત કરે છે. સ્પર્શ પુદ્‌ગલદ્રવ્યમાં છે, માટે પુદ્‌ગલદ્રવ્યથી આત્મા જુદો છે, સ્પર્શ તે પુદ્‌ગલદ્રવ્યનો ગુણ છે, માટે સ્પર્શગુણથી આત્મા જુદો છે, સ્પર્શેંદ્રિય તે પુદ્‌ગલ દ્રવ્યની પર્યાય છે માટે તે સ્પર્શેંદ્રિયથી આત્મા જુદો છે, તેથી અસ્પર્શી છે. પહેલા બોલમાં દ્રવ્યથી જુદો પાડયો, બીજા બોલમાં ગુણથી જુદો પાડયો, ત્રીજા બોલમાં પર્યાયથી જુદો પાડયો.

૪. વળી સ્પર્શને જાણવા જેટલો જ આત્માનો જ્ઞાનસ્વભાવ નથી માટે આત્મા અસ્પર્શી છે.

૫. સ્પર્શમાં ઠીક-અઠીકના ભંગ નહિ પાડતાં સળંગ એક પ્રકારનું જ્ઞાન કરે છે માટે આત્મા અસ્પર્શ છે.

૬. સ્પર્શ જ્ઞેય છે તેને જાણનાર જ્ઞાન તે સ્પર્શરૂપે થતું નથી માટે આત્મા અસ્પર્શ છે.

સ્પર્શગુણ એક છે અને તેની આઠ અવસ્થા છે. ટાઢો, ઊનો, ચીકણો, લૂખો, ભારે, હળવો, ખરખરો અને સુંવાળો, તે આઠ સ્પર્શગુણની અવસ્થા છે. સ્પર્શગુણ પુદ્‌ગલમાં કાયમ રહે છે અને તેની હાલત બદલાય છે. અજ્ઞાની માને છે કે હું સ્પર્શથી જાણું છું પણ ભાઇ! જાણવાનો સ્વભાવ તારો, અજાણ એટલે જાણવાનો જેમાં સ્વભાવ નથી એવા જડ વડે હું જાણું છું એવી માન્યતા તે કેટલી ઊંધી છે? જે પોતે જાણતું નથી તે બીજાને શી રીતે જણાવે? ભગવાન ત્રિલોકનાથ કહે છે કે સ્પર્શ વડે સ્પર્શને જાણતો નથી પણ જ્ઞાન વડે સ્પર્શને જાણે છે. અજ્ઞાનીનો આત્મા પણ રજકણે રજકણથી જુદો છે, માટે તે સ્પર્શ વડે જાણી શકે જ નહિ.

લોકો કહેશે કે આ તે શું? જે અમને નજરે દેખાય તેની બધાની ના?

ભાઇ! આંખમાં કમળો હોય તો પીળું જ દેખાય તેથી કાંઇ તેનું દેખેલું સાચું નથી. આંખ આડી કરે તેથી ચંદ્ર બે દેખાય તેથી કાંઇ ચંદ્ર બે નથી. તેમ અજ્ઞાનીની દૃષ્ટિએ દેખેલું તે સાચું હોય જ નહિ. મોક્ષનો માર્ગ જગતની દૃષ્ટિથી જુદી દૃષ્ટિનો જ હોય, જુદી દૃષ્ટિનો હોય તો જ તે મોક્ષનો માર્ગ કહેવાય. જગતની દૃષ્ટિ અને મોક્ષમાર્ગની દૃષ્ટિને ત્રણકાળ ત્રણલોકમાં મેળ ખાય જ નહિ.

જો પરને લઇને હું છું તેમ માને તો સ્વને લઇને હું છું તેમ સ્વીકાર આવતો નથી, અને જો સ્વને લઇને હું છું તેમ સ્વીકાર્યું તો પરને લઇને હું છું તેમ સ્વીકાર અંદર આવે જ નહિ. સ્વમાં

અને પરમાં બે ઠેકાણે હયાતી નહિ સ્વીકારાય, પરંતુ એક જ જગ્યાએ હયાતી સ્વીકારાશે.

સ્પર્શેંદ્રિયની જેટલી ટાઢા-ઊના વગેરેની અવસ્થા થાય તે તેની સ્વતંત્ર થાય છે. આત્મા ભારે નથી, આત્મા હળવો નથી, આત્મા લૂખો નથી, આત્મા ચીકણો નથી, આત્મા ટાઢો નથી, આત્મા ઊનો નથી. આવું પરથી ભિન્ન આત્માનું જ્ઞાન નથી તે અજ્ઞાની કહે છે કે આ સ્પર્શના આલંબન વડે હું જાણું છું. પણ જ્ઞાની સમજે છે કે એક વસ્તુને બીજાનું અવલંબન નથી. સ્પર્શના જ્ઞાનની પર્યાય વખતે ઇંદ્રિયોની હાજરી હોય છે પરંતુ જ્ઞાન તો જ્ઞાન વડે જ જાણે છે, આત્માના જ્ઞાનમાં પરનું અવલંબન નથી. વળી જાણવાની ઊણી-ક્ષાયોપશમિક જ્ઞાનની અવસ્થા તે પણ આત્માનો સ્વભાવ નથી. સ્વસ્વભાવનું સામર્થ્ય ન જાણે તેને આત્માની શ્રદ્ધા નથી.

સરબતી મલમલ પહેર્યાં હોય, હીંડોળાખાટે હીંચકતો હોય તેમાં આનંદ માને તેને ત્રિકાળી સ્વભાવની પ્રતીત નથી. ત્રણકાળ ત્રણલોકમાં વસ્તુસ્વભાવનો ( આ ઉપર કહેવાયો તે ) એક જ પ્રકાર છે. જેને હિત કરવું હોય તેને આ પ્રકાર સમજ્યે જ છૂટકો છે. 'સત્ય તે અસત્ય નહિ થાય,' આ સત્ય તે ' ફરે તેવું નથી.' વસ્તુસ્વભાવનો સ્વીકાર તે જ સત્યનો સ્વીકાર છે, તે સિવાય બધું અસત્ય છે.

આત્મા નિત્ય છે, તેના જ્ઞાન આદિ ગુણો પણ નિત્ય છે. નિત્યથી સમજાય તે કાયમ ટકી રહે. ઇંદ્રિયો નાશવાન છે તેથી ઇંદ્રિયજ્ઞાનથી પકડ્યું હોય તે નાશ થઇ જાય. નાશવાન ઇંદ્રિયો અને મનથી સમજ્યો તે જ્ઞાન કાયમ નહિ ટકે. મન અને ઇંદ્રિયની વચ્ચે હાજરી હોય છતાં તેનો નકાર કરીને આત્માના અવલંબનથી આત્માને સમજ્યો તે જ્ઞાન અવિનાશી છે.

આત્મા કાયમી-ધ્રુવ વસ્તુ છે, તે કાંઇ સંયોગી ચીજ નથી. રજકણો ભેગા થયા તે આત્મા નથી, રજકણ તો ભેગા થાય છે ને

છૂટા પડી જાય છે. જે એમ માને છે કે ઇંદ્રિય અને મનથી મને જણાય છે તેને ઇંદ્રિયો ને મન છૂટી જતાં તે નિમિત્તો છૂટી જતાં જાણવું પણ બદલાઈ જાય છે. નિમિત્તના અવલંબનથી મને જણાય છે તેમ પર ઉપર દૃષ્ટિ કરીને, તેવી ઊંધી માન્યતા કરીને, નિમિત્ત ઉપર રાગ કરીને જાણ્યું તેનો અર્થ એમ થયો કે નિમિત્ત વગર હું ન જાણી શકું, તેથી નાશવાન એવાં નિમિત્તો છૂટી જતાં પોતાનું જ્ઞાન પણ બદલાઇ જાય છે.

પરના અવલંબને પ્રગટે તે પરાલંબી જ્ઞાન છે અને સ્વાલંબનથી જે પકડાય તે સ્વાલંબનરૂપ હોય. આત્મા સ્વાલંબી છે તેના આલંબને થયેલું જ્ઞાન તે પણ સ્વાલંબી છે. આત્માના આલંબને સ્વતંત્ર શ્રદ્ધાનો અંશ થાય તે પણ સ્વાલંબી છે. આત્માના આલંબને થયેલાં જ્ઞાન ને શ્રદ્ધા કાયમ ટકશે. ઇંદ્રિયો અને મનનો નકાર કરીને પોતે સ્વાલંબી ચીજ છે તેના ઉપર દૃષ્ટિ આપીને થયેલાં જ્ઞાન ને શ્રદ્ધા તે કાયમ ટકશે. પર મને જ્ઞાન અને શ્રદ્ધા કરાવી દેશે એમ પર ઇંદ્રિય અને મનથી માનેલા જ્ઞાનની શ્રદ્ધા કાયમ ટકશે નહિ. પરના અવલંબને હું જાણું છું તેમ માનવાથી પર છૂટતાં તે જાણવું પણ છૂટી જશે. અજ્ઞાની પોતાને પરતંત્ર માને છે પણ આત્મા સ્વતંત્ર વસ્તુ છે અને જડ પણ સ્વતંત્ર વસ્તુ છે, કોઇના આધારે કોઇના ગુણપર્યાય ઊઘડે નહિ.

જે શ્રદ્ધા અંદર આત્મામાંથી ઊગી તે ઊગી, તે શ્રદ્ધાથી જ્ઞાનની પર્યાય નિર્મળ થાય, તે શ્રદ્ધાથી સ્થિરતા થઇને પછી પૂરો થાય.

કોઇ કહેશે કે આ તો આકરી પરીક્ષા છે. ત્યારે શું કાંઇ ખોટા ચડાવા કરવા છે? સત્ય વસ્તુની કિંમત અને ઓળખાણ કાંઇ કરવી નથી અને પછી કહેશે કે આકરું પડે છે. પણ ભાઇ! સમજતાં વાર લાગે તેનો વાંધો નહિ પણ ઊંધું સમજીશ તો ક્યાંય આરો નહિ આવે. આ ટાણે નહિ સમજે તો પછી ક્યારે સમજશે?

૧૯૯૯ આસો વદ ૧૧ રવી.

૪૯ મી ગાથા ચાલે છે. તેમાં અરસ, અરૂપ, અગંધ, અને અસ્પર્શના છ છ બોલ કહેવાઇ ગયા. હવે આત્મા શબ્દ રહિત છે તેના છ બોલ ટુંકામાં કહેવાય છે. ટીકામાં અરસ છે તેને બદલે અહીં અશબ્દ લેવો.

આત્મા છે તે ખરેખર પુદ્દગલ દ્રવ્યથી અનેરો હોવાથી આત્મામાં શબ્દ નથી. શબ્દ તે પુદ્દગલની પર્યાય છે, શબ્દ થવાની તાકાત પુદ્દગલ દ્રવ્યમાં છે પણ આત્મામાં નથી.

પુદ્દગલ દ્રવ્યના ગુણોથી પણ આત્મા જુદો હોવાથી પોતે શબ્દ પર્યાયરૂપે નથી તેથી આત્મા અશબ્દ છે. આત્મા જ્યાંસુધી શરીરમાં હોય છે ત્યાંસુધી તેની પાસે કર્મના રજકણો હોય છે, તે કર્મ–રજકણો ભાષા બોલવામાં નિમિત્ત થાય છે. ભાષા તે સ્વતંત્ર છે ભાષા તે પરમાણુની અવસ્થા છે તે ભાષા કાને અથડાય છે માટે તે જડ છે. ભાષા–શબ્દ સંયોગે ઉત્પન્ન થાય છે અને જે સંયોગે ઉત્પન્ન થાય તે આત્મા ન જ હોય, તેથી તે શબ્દમાં આત્મા નથી અથવા આત્મા અશબ્દ છે.

પ્રશ્નઃ–મન છે તે શું છે?

ઉત્તરઃ–દ્રવ્ય મન તે જડ છે અને ભાવ મન તે જ્ઞાન છે જ્ઞાન જાણે છે પોતાવડે, પરંતુ સાથે મનનું નિમિત્ત હોય છે, જે જ્ઞાનના જાણવામાં મનનું નિમિત્ત હાજરીરૂપે હોય છે તે જ્ઞાનને ભાવ મન કહેવાય છે, અને દ્રવ્ય મન તે જડ છે પરમાણુનું બનેલું અંદર હ્રદયમાં આઠ પાંખડીના કમળ આકારે તે દ્રવ્ય મન છે, જેમ આ આંખનો ડોળો જોવામાં નિમિત્ત છે તેમ તે દ્રવ્ય મન વિચાર કરવામાં માત્ર હાજરીરૂપે હોય છે. વિચાર કરે છે આત્મા પોતે, પણ તેમાં દ્રવ્ય મન તે નિમિત્તરૂપ છે, આત્માનો સ્વભાવ જ્ઞાન છે સ્વતઃ સ્વભાવી

જ્ઞાન ક્રમે ક્રમે ન જાણે પણ બધું એક સાથે જ જાણે પરંતુ છદ્મસ્થનું જ્ઞાન ક્રમે ક્રમે જાણે છે, તેથી એમ સિદ્ધ થાય છે કે જ્ઞાનને જાણવામાં કોઈ પરનું નિમિત્ત છે, પરના અવલંબનની હાજરી છે, અને પર ચીજ તે જડ મન છે અને તે દ્રવ્ય મન આત્માથી ભિન્ન છે.

અજ્ઞાનીને ભાન નથી તેથી તે એમ કહે છે કે ભાષા અમારાથી બોલાય છે, અમે બોલીએ તો ભાષા નીકળે છે, ભાષામાં અમારૂં સ્વામીપણું છે. જુવો ને! મડદું કાંઈ બોલે છે! માટે હું, આત્મા, ભાષા બોલું છું એવું ધણીપતું તે મૂઢ જીવોને થઈ ગયું છે. ગાડા નીચે કુતરૂં ચાલે તો કુતરૂં જાણે મારાથી ગાડું ચાલે છે, હું ગાડાને ચલાવું છું. તેમ ભાષા બોલાય તે સ્વતંત્ર રજકણની રચનાના કારણે, ત્યાં અજ્ઞાની એમ માને કે હું ભાષા બોલું છું. આત્મા તો માત્ર બોલવાની ઇચ્છા કરે પણ તે ઇચ્છાને અને ભાષાના ઉદયને લગભગ નિમિત્તનૈમિત્તિક સંબંધ દેખાય એટલે તે અજ્ઞાની માની લે છે કે હું ભાષા બોલું છું, પરંતુ ભાષા પણ જુદી ચીજ છે અને ઇચ્છા પણ જુદી ચીજ છે, ભાષા તે પુદ્‌ગલ દ્રવ્યની અવસ્થા છે અને ઇચ્છા તે આત્માની વૈભાવિક અવસ્થા છે તેથી તે બન્ને તદ્દન જુદી ચીજ છે. પરંતુ હું જ્ઞાતા દ્રષ્ટા છું એવી દ્રઢતા જે ચૂકે છે તે પરનો ધણી થાય છે, ધણી થાય છે તેથી બંધન થાય છે, અને બંધન થાય છે તેથી રખડે છે.

જીવ કાં તો કરે અજ્ઞાનભાવે વાણીનું અભિમાન, અને કાં તો જ્ઞાનભાવે વાણીને જાણે, બાકી તે જડ વાણીનો કર્તા કે હર્તા જ્ઞાની તો નથી જ, પરંતુ અજ્ઞાની પણ જડ વાણીનો કર્તા હર્તા ત્રણકાળમાં નથી, અજ્ઞાની તેના અજ્ઞાનભાવનો કર્તા છે. જડનો કર્તા તો અજ્ઞાની પણ નથી. રજકણ અનાદિ અનંત સ્વતંત્ર વસ્તુ છે તે રજકણો ભાષા પર્યાપ્તિરૂપે બંધાય છે તે ભાષા પર્યાપ્તિનું નિમિત્ત પામીને નવા રજકણો શબ્દ પર્યાયરૂપે પરિણમે છે માટે ભાષા જડ છે.

કોઈ કહે કે ભાષા જડ હોય તો મડદું કેમ બોલતું નથી?

તેનો જવાબ એમ છે કે તે મડદાં પાસે કર્મ નથી, જીવ જયારે આ દેહમાંથી નીકળી જાય છે ત્યારે કર્મ તે જીવની સાથે જાય છે. કર્મનું નિમિત્ત પામીને રજકણો ભાષારૂપે પરિણમે છે તે કર્મ મડદાં પાસે નથી માટે મડદું બોલે નહિ. કર્મનું નિમિત્ત પામીને રજકણ ભાષારૂપે ગોઠવાઇને નીકળે છે માટે ભાષા–શબ્દ તે જડ છે પણ આત્માનો સ્વભાવ નથી માટે આત્મા બોલતો નથી.

આ ભેદજ્ઞાનની વાત છે, પરનું અભિમાન ટળ્યા વગર આ અંતરનું સ્વરૂપ સમજાય તેવું નથી. હું જ્ઞાતા દ્રષ્ટા ચૈતન્યમૂર્તિ જ્ઞાનઘન નિવડ છું, તેવી પોતાની હયાતિનુ ભાન ન કરે ત્યાંસુધી તેમાં ઠરી શકે નહિ, અને જ્યાંસુધી ઠરે નહિ ત્યાંસુધી પરમાનંદ દશા પ્રગટે નહિ અને પરમાનંદ દશા પ્રગટયા વિના મુક્તિ થાય નહિ.

ત્રીજો બોલ પરમાર્થે શ્રોત્રેન્દ્રિયના અવલંબન વડે આત્મા શબ્દને જાણતો નથી, ભગવાન આત્માને ખરેખર આ કાનનું અવલંબન નથી, કાન તે જડ છે કાનનું ધણીપતુ આત્માને નથી, કાનના અવલંબનથી જ્ઞાન કરવાનો સ્વભાવ આત્માનો નથી, શ્રોત્રેન્દ્રિય એટલે કાનનો અંદરનો પડદો તે પડદાના અવલંબન વડે આત્મા સાંભળતો નથી માટે આત્મા અશબ્દ છે.

આત્મા બ્હેરો નથી, મુંગો નથી, સાંભળતો નથી અને બોલતો નથી, તે તો જાણનાર છે, તે જાણનારને કાનના અવલંબન વડે જાણે છે તેમ માનનાર પોતાને પરાધીન માને છે, તેને સ્વતંત્ર આત્માના સ્વતંત્ર જ્ઞાન સ્વભાવની ખબર નથી, જેમ અગ્નિ ઉષ્ણતાનો પિંડ છે, તેમ આત્મા જ્ઞાનનો પિંડ છે તેમાં અસ્તિત્વ, વસ્તુત્વ, અગુરુલઘુત્વ, દર્શન, જ્ઞાન, ચારિત્ર, વીર્ય, આદિ અનંત ગુણો છે. તેવો અનંત સ્વભાવી આત્મા પોતાથી પોતા વડે સ્વતઃ જાણનાર છે તેને તે કાનદ્વારા સાંભળે છે તેમ માનવું એ પરાધીનપણું છે, માટે આત્મા અશબ્દ છે.

હવે અશબ્દનો ચોથો બોલ કહેવાય છે. ત્રીજા બોલમાં જડઇંદ્રિયથી આત્મા જુદો છે તેમ કહ્યું, ચોથા બોલમાં તો શબ્દ તરફ વલણવાળું જે જ્ઞાન, એટલે જાણવાનો ઓછો ઉઘાડ, તે દ્વારા જે શબ્દ જણાય તે આત્માનો વાસ્તવિક સ્વભાવ નથી, શબ્દને જાણવા પૂરતો ઉઘાડ હોય તેટલો આત્મા નથી. કેવળજ્ઞાન આત્મામાં પ્રગટે ત્યારે ઇંદ્રિયો વડે જાણવાનું હોતું નથી, કેવળજ્ઞાનીને જડ ઇંદ્રિયો જેમ હોય એમ ને એમ રહે તો પણ તે દ્વારા તેમને જાણવાનું હોતું નથી, તે કેવળ-જ્ઞાનમાં એક એક સમયમાં અનંતા પદાર્થ જણાય, તે તે પદાર્થના અનંતા અનંતા સ્વભાવ જણાય, એક એક સ્વભાવની અનંતી અનંતી પર્યાય જણાય, અનંતો ભૂતકાળ જણાય, અનંતો ભવિષ્ય-કાળ જણાય. એવા અનંતા અનંતા ભાવો સીધા આત્માથી જણાય. એવું આત્માનું અનંત સામર્થ્ય દરેક આત્મામાં સ્વભાવરૂપે વર્ત-માનમાં પણ પુરૂં છે, તેથી ઓછા જ્ઞાનના અવલંબન દ્વારા જાણે તેટલો આત્મા નથી. આત્માના પૂર્ણ સ્વભાવને જાણવો તે ધર્મ છે, આત્માના સ્વભાવને પરના અવલંબનવાળો ન માનવો ને સ્વતંત્ર પૂર્ણ સ્વભાવી માનવો તે ધર્મ છે, તે પૂર્ણ સ્વભાવમાં ઠરવું તે ધર્મ છે. ધર્મ તે મનથી, વાણીથી, શરીરથી, કે બાહ્ય વસ્તુથી થતો નથી પણ આત્માનો પૂર્ણ સ્વભાવ જેવો છે તેવો તેને જાણવાથી શ્રદ્ધવાથી, અને તેમાં ઠરવાથી પૂરી પર્યાય ખીલે છે. તે ધર્મ છે. પૂર્ણ સ્વભાવની શ્રદ્ધા વગર પૂર્ણ થવાનો પુરુષાર્થ ઉપડશે નહિ, હું નિર્મળ પવિત્ર, સ્વભાવે પૂર્ણ છું, તેવી શ્રદ્ધા થવાથી તે પૂર્ણ પર્યાયને પહોંચી વળશે. પણ જેણે પૂર્ણ સામર્થ્ય શક્તિ સ્વીકારી નથી અને ઉણી શક્તિ સ્વીકારી છે તેને સાધક પર્યાય પણ નહિ પ્રગટે અને સિદ્ધ પર્યાય પણ નહિ પ્રગટે.

સ્વભાવ તે કાંઈ ઉણો હોય? સ્વભાવ તે કાંઈ પરાવલંબી હોય? ન હોય. ત્રણકાળ ત્રણલોકમાં સ્વભાવ પરાધીન ન હોય. પરિપૂર્ણ સ્વભાવ તે સાધ્ય છે. તે સાધ્યને લક્ષમાં લીધા વિના, તેનું

સ્વભાવ આત્માનો નથી. તેથી એમ સિદ્ધ થયું કે જગતના જેટલા જ્ઞેયો છે તે બધાને જાણવું રહ્યું, પણ તેમાં ક્યાંય અટકવાનું ન રહ્યું. તેમાં ઠીક-અઠીક કરીને રાગ-દ્વેષ કરવાનું ન આવ્યું, બધા વિષયોના વિશેષોમાં એક જ પ્રકાર જાણવાનો આવ્યો, પરંતુ ઠીક-અઠીક માનીને ભંગ કરવાનું ન આવ્યું.

જ્યાં પાંચસે હજારનો પગારદાર થાય પછી બીજા મોટું બીરૂદ આપે ત્યાં ભાઈસાહેબ તે પ્રશંસા સાંભળીને, તેમાં રાગ કરીને આનંદ માને તેને આત્માના સ્વભાવની શ્રદ્ધા નથી તે મૂઢ છે, નામ તો શરીરનું છે તે નામની કોઈ નિંદા કે પ્રશંસા કરે તો તે સાંભળીને આકૂળતા થાય કે મારી નિંદા પ્રશંસા કરે છે પણ તે શરીર ક્યાં તારૂં છે? મફતનો શું કામ આકૂળતાને અશાંતિ કરે છે.

આચાર્યદેવ કહે છે કે પ્રભુ! જે છે તારો પોતાનો સ્વભાવ, તેની-તારા પોતાના સ્વભાવ સામર્થ્યની તને ખબર નહિ, આ તે વાત કેવી? જેમ ક્ષારની ગાંગડી ક્ષારરસથી ભરેલી છે તેમ તારો આત્મા આનંદરસથી ભરચક ભરેલો છે, તે ગમે તે પ્રકારના શબ્દ સાંભળે તોપણ તેમાં રાગ-દ્વેષ, ઠીક-અઠીકના ભંગ પાડીને અટકનાર નથી પણ સળંગ બધાનું એક **જ પ્રકારનું** જ્ઞાન કરી પોતાની એક જ પ્રકારની શાંતિનું વેદન કરનારો છે, ભેદના વિકલ્પ વગર એક જ પ્રકારે શાન્તિનું વેદન કરનાર ભગવાન આત્મા છે.

હવે છઠ્ઠો બોલ કહે છે. શબ્દ જ્ઞેય છે, તે શબ્દ જ્ઞાનમાં જણાય તેથી શબ્દને જાણતા જ્ઞાન શબ્દરૂપે થઈ જતું નથી, જ્ઞાન જ્ઞાનરૂપે રહીને શબ્દને જાણે છે. જ્ઞાનનો સ્વભાવ યથાર્થ છે તેથી સામી જેવી ભાષા હોય તેવું જ જ્ઞાન કરે છે, જેવું સામું નિમિત્ત હોય તેવું જ જ્ઞાન જાણે છે. યથાર્થ જણાય છે એટલે કાંઈ જ્ઞાન શબ્દમાં પેસીને જાણે છે તેમ નથી, પણ જ્ઞાન છૂટું રહીને શબ્દને જાણે છે. શબ્દને અને જ્ઞાનને એકમેક થવાનો નિષેધ છે માટે આત્મા ભાષારૂપે થતો

નથી તેથી પણ તે અશબ્દ છે આ શબ્દના છ બોલ થયા, છ પંચાલે ત્રીશ બોલ થયા.

આચાર્યદેવ કહે છે કે આ ભેદજ્ઞાન વિના કોઇના નિવેડા આવવાના નથી આ સ્વરૂપ સમજે તોજ સાચો વિવેક પ્રગટે, આ સ્વરૂપના ભાન વિના કોઇ દિવસ સત્ય સમજાય તેમ નથી. તે સત્યના રસ્તા મોંઘા પડે તો પણ તે રસ્તે જ સફળતા છે, અસત્યના રસ્તા સહેલાં લાગે પણ તે રસ્તે ચાર ગતિ ને ચોરાશીના ધોકા છે, સત્યના રસ્તા વિના ધર્મ કે મુક્તિ કોઈ બીજે રસ્તે છે નહિ.

હવે આત્માને ઓળખવાનું બીજું વિશેષણ અનિર્દિષ્ટ સંસ્થાન સમજાવે છે.

પુદ્‌ગલદ્રવ્ય વડે રચાયેલું જે શરીર તેના સંસ્થાન (આકાર) થી જીવને સંસ્થાનવાળો કહી શકાતો નથી માટે જીવ અનિર્દિષ્ટ-સંસ્થાન છે.

આત્મા આ શરીરના આકારવાળો છે તેમ કહી શકાય નહિ શરીરના રૂપી આકારવાળો નથી પણ પોતાના અરૂપી આકારવાળો છે, વસ્તુ હોય, અને તેનો આકાર ન હોય, તેમ બને નહિ. નિરંજન નિરાકાર કહેવામાં આવે છે તે શરીરની, જડની, પોતામાં નાસ્તિ છે તે નાસ્તિની અપેક્ષાએ કહેવાય છે. અસ્તિની અપેક્ષાએ પોતાના આકારવાળો છે.

આત્મા વસ્તુ છે તે શરીર પ્રમાણ છે જે વસ્તુ છે તેને આકાર ન હોય તો તે અવસ્તુ કહેવાય. વસ્તુ હોય તેને પોતાનો આકાર હોય જ, માટે આત્મા પણ એક વસ્તુ છે અને તે પોતે પોતાના અસંખ્ય-પ્રદેશી અરૂપી આકારવાળો છે, અસંખ્ય અવયવવાળો છે, અસંખ્ય કહ્યું એટલે કટકે કટકા જુદે જુદા થઇને અસંખ્ય છે તેમ નથી, પરંતુ અસંખ્યપ્રદેશનો પિંડ અખંડરૂપે છે, જેમ ગજથી તાકો મપાય એટલે તાકો ખંડરૂપે થતો નથી પણ તાકો તો અખંડ રહે છે તેમ આત્માના

જ્ઞાન કર્યા વિના, તેવું અંતર ચારિત્ર કર્યા વિના પૂર્ણ સ્વભાવનું સામર્થ્ય પ્રગટ થતું નથી.

અહીંથી પચીસ ગાઉ અમુક ગામ દૂર છે, ત્યાં જવું છે, તો તે ગામ કેટલું દૂર છે, કયે રસ્તેથી જવાય, અમુક જ ગામ જવું છે તે બધું પહેલેથી નક્કી કરે અને પછી ચાલવા માંડે તો ધારેલ ગામ પહોંચી શકે. તેમ આત્માનો સ્વભાવ પરિપૂર્ણ છે, તેની શ્રદ્ધા કરવાથી તે જાતનો પુરુષાર્થ થાય, અંતર ચારિત્ર પ્રગટે, અને પૂર્ણ પર્યાય થાય, એ રીતે ધારેલ કાર્યની સિદ્ધિ થાય. આત્મામાં પરિપૂર્ણ સ્વભાવ ભર્યો છે, તે સાધ્ય છે અને તેની શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્ર કરવું તે પૂરી પર્યાય પ્રગટાવવાનું સાધન છે.

શબ્દને અને રસને જાણવા પૂરતું જ મારૂં જ્ઞાન-સામર્થ્ય છે એમ જેણે માન્યું, તેણે પરિપૂર્ણ અખંડાનંદ સ્વભાવ ન માન્યો, અને તેને માન્યા વિના પુરુષાર્થ ઉગે નહિ. પોતાને ઉણો માન્યો તેથી પૂરી પર્યાયને પહોંચી વળવાનો પુરુષાર્થ ઉપડશે નહિ, અને તેથી પૂરી પર્યાય પણ ઉઘડશે નહિ. પરંતુ શુભાશુભ પરિણામ કરીને ચાર ગતિમાં રખડશે.

પુણ્ય તે પરાશ્રિતભાવ છે. પુણ્ય-પાપ વિનાનો આત્માનો નિરાગી-વીતરાગી સ્વભાવ છે, તેને જાણ્યા વિના કોઇનો સ્વતંત્ર સ્વભાવ પ્રગટશે નહિ. વાસ્તવિક જ્ઞાન વિના વાસ્તવિક સ્થિરતા થશે નહિ. "પૂર્ણતાના લક્ષે શરૂઆત તે જ વાસ્તવિક શરૂઆત છે" પૂર્ણ સ્વભાવને લક્ષમાં લીધો તે શરૂઆત થઈ, પછી પૂરો ન થાય ત્યાંસુધી જ્ઞાન અને ધ્યાનમાં કાળ ગાળે છે અને સ્વભાવની નિર્મળ પર્યાયને વધારતો જાય છે, અને તેને અનુક્રમે પૂરી પર્યાય થઇ જાય છે.

જેને આત્માના પરિપૂર્ણ સ્વભાવની રૂચિ નથી, જ્ઞાન નથી તેને ધર્મ ત્રણકાળમાં થતો નથી. લોકો કહે છે કે ચાલો ધર્મ કરીએ; પણ ધર્મ તે ક્યાં છે તે જાણ્યા વિના ધર્મ થાય નહિ; પૈસાથી ધર્મ થતો નથી બે પાંચ હજાર રૂપીઆ દાનમાં આપી દીએ તોપણ ધર્મ

ન થાય. તે તો શુભ પરિણામ છે. ધર્મ તે આત્મામાં છે, ધર્મ પૈસામાં ન હોય, ધર્મ શુભ પરિણામમાં ન હોય, ધર્મ તે આત્મામાં જ હોય, માટે ધર્મ તે આત્માથી જ થાય છે, પરંતુ જ્યાંસુધી પરિપૂર્ણ સ્વભાવને દૃષ્ટિમાં નહિ લ્યો ત્યાંસુધી પુરુષાર્થ ઉપડવાનો નથી. પોતાનો સ્વભાવ શું છે તે જાણ્યા વિના કોઇનો એક પણ ભવ ઘટતો નથી.

સોનું પોતે પોતા વડે જ પૂર્ણપણે સોળવલું જ છે તે તેરવલારૂપે ઊણું છે તે પોતાનો સ્વભાવ નથી, પરંતુ ત્રાંબાને કારણે છે, સોનાને કારણે ઊણપ નથી. તેમ ચૈતન્યમૂર્તિ આત્મા સ્વભાવે તો પરિપૂર્ણ જ છે તેમાં જે ઊણપ દેખાય છે તે કર્મનાં નિમિત્તને કારણે અને પોતાના વર્તમાન ઉંધા વીર્યને કારણે દેખાય છે. પરંતુ સ્વભાવને કારણે ઊણપ નથી, સ્વભાવ તો પરિપૂર્ણ જ છે, તે સ્વભાવ સામર્થ્યની ભૂમિકામાં સહજ સ્વપરને જાણવાનો છે, રાગ-દ્વેષ વિનાનો નિર્મળ તે સ્વભાવ છે. સ્વ-પરને જાણે છતાં રાગના અવલંબનથી જાણે, તેવો સ્વભાવ નથી, પરંતુ રાગના અવલંબન વિના સ્વ-પરને જાણે તેવો સ્વભાવ છે: તેવા સ્વભાવનાં શ્રદ્ધા જ્ઞાન કર્યા વિના કોઇ કાળે પણ કોઇને ધર્મની શરૂઆત થતી નથી.

હવે પાંચમો બોલ કહેવાય છે. સકલ વિષયોના વિશેષોમાં સાધારણ એવા એક જ સંવેદન પરિણામરૂપ તેનો સ્વભાવ હોવાથી તે કેવળ શબ્દવેદનના પરિણામને પામીને શબ્દ સાંભળતો નથી માટે આત્મા અશબ્દ છે.

કોઇ શબ્દને સાંભળીને એટલે કે પ્રશંસાને સાંભળીને રાગનુ વેદન કરે અને નિંદાના શબ્દો સાંભળીને દ્વેષનુ વેદન કરે તો તેટલા માત્ર રાગ-દ્વેષના વેદન પૂરતો આત્મા નથી. તેમ રંગ, ગંધ, રસ, સ્પર્શ, શબ્દ વગેરે જગતના જેટલા પદાર્થ છે તેને જાણતાં ક્યાંય પણ અટકીને જાણવા પૂરતા સ્વભાવવાળો નથી. એકેક પદાર્થને જાણતાં, એકેકમાં અટકતા તો આકૂળતાનુ વેદન થાય, માટે તેવો

સ્વભાવ આત્માનો નથી. તેથી એમ સિદ્ધ થયું કે જગતના જેટલા જ્ઞેયો છે તે બધાને જાણવું રહ્યું, પણ તેમાં ક્યાંય અટકવાનું ન રહ્યું. તેમાં ઠીક-અઠીક કરીને રાગ-દ્વેષ કરવાનું ન આવ્યું, બધા વિષયોના વિશેષોમાં એક જ પ્રકાર જાણવાનો આવ્યો, પરંતુ ઠીક-અઠીક માનીને ભંગ કરવાનું ન આવ્યું.

જ્યાં પાંચસે હજારનો પગારદાર થાય પછી બીજા મોટું બીરૂદ આપે ત્યાં ભાઇસાહેબ તે પ્રશંસા સાંભળીને, તેમાં રાગ કરીને આનંદ માને તેને આત્માના સ્વભાવની શ્રદ્ધા નથી તે મૂઢ છે, નામ તો શરીરનું છે તે નામની કોઇ નિંદા કે પ્રશંસા કરે તો તે સાંભળીને આકૂળતા થાય કે મારી નિંદા પ્રશંસા કરે છે પણ તે શરીર ક્યાં તારૂં છે? મફતનો શું કામ આકૂળતાને અશાંતિ કરે છે.

આચાર્યદેવ કહે છે કે પ્રભુ! જે છે તારો પોતાનો સ્વભાવ, તેની-તારા પોતાના સ્વભાવ સામર્થ્યની તને ખબર નહિ, આ તે વાત કેવી? જેમ ક્ષારની ગાંગડી ક્ષારરસથી ભરેલી છે તેમ તારો આત્મા આનંદરસથી ભરછક ભરેલો છે, તે ગમે તે પ્રકારના શબ્દ સાંભળે તોપણ તેમાં રાગ-દ્વેષ, ઠીક-અઠીકના ભંગ પાડીને અટકનાર નથી પણ સળંગ બધાનું એક જ પ્રકારનું જ્ઞાન કરી પોતાની એક જ પ્રકારની શાંતિનું વેદન કરનારો છે, ભેદના વિકલ્પ વગર એક જ પ્રકારે શાન્તિનું વેદન કરનાર ભગવાન આત્મા છે.

હવે છઠો બોલ કહે છે. શબ્દ જ્ઞેય છે, તે શબ્દ જ્ઞાનમાં જણાય તેથી શબ્દને જાણતા જ્ઞાન શબ્દરૂપે થઇ જતું નથી, જ્ઞાન જ્ઞાનરૂપે રહીને શબ્દને જાણે છે. જ્ઞાનનો સ્વભાવ યથાર્થ છે તેથી સામી જેવી ભાષા હોય તેવું જ જ્ઞાન કરે છે, જેવું સામું નિમિત્ત હોય તેવું જ જ્ઞાન જાણે છે. યથાર્થ જણાય છે એટલે કાંઇ જ્ઞાન શબ્દમાં પેસીને જાણે છે તેમ નથી, પણ જ્ઞાન છૂટું રહીને શબ્દને જાણે છે. શબ્દને અને જ્ઞાનને એકમેક થવાનો નિષેધ છે માટે આત્મા ભાષારૂપે થતો

નથી તેથી પણ તે અશબ્દ છે આ શબ્દના ૭ બોલ થયા, ૭ પંચાને ત્રીશ બોલ થયા.

આચાર્યદેવ કહે છે કે આ ભેદજ્ઞાન વિના કોઇના નિવેડા આવવાના નથી આ સ્વરૂપ સમજે તોજ સાચો વિવેક પ્રગટે, આ સ્વરૂપના ભાન વિના કોઇ દિવસ સત્ય સમજાય તેમ નથી. તે સત્યના રસ્તા મોંઘા પડે તો પણ તે રસ્તે જ સફળતા છે, અસત્યના રસ્તા સહેલાં લાગે પણ તે રસ્તે ચાર ગતિ ને ચોરાશીના ધોકા છે, સત્યના રસ્તા વિના ધર્મ કે મુક્તિ કોઈ બીજે રસ્તે છે નહિ.

હવે આત્માને ઓળખવાનું બીજું વિશેષણ અનિર્દિષ્ટ સંસ્થાન સમજાવે છે.

પુદ્‌ગલદ્રવ્ય વડે રચાયેલું જે શરીર તેના સંસ્થાન (આકાર) થી જીવને સંસ્થાનવાળો કહી શકાતો નથી માટે જીવ અનિર્દિષ્ટ-સંસ્થાન છે.

આત્મા આ શરીરના આકારવાળો છે તેમ કહી શકાય નહિ શરીરના રૂપી આકારવાળો નથી પણ પોતાના અરૂપી આકારવાળો છે, વસ્તુ હોય, અને તેનો આકાર ન હોય, તેમ બને નહિ. નિરંજન નિરાકાર કહેવામાં આવે છે તે શરીરની, જડની, પોતામાં નાસ્તિ છે તે નાસ્તિની અપેક્ષાએ કહેવાય છે. અસ્તિની અપેક્ષાએ પોતાના આકારવાળો છે.

આત્મા વસ્તુ છે તે શરીર પ્રમાણ છે જે વસ્તુ છે તેને આકાર ન હોય તો તે અવસ્તુ કહેવાય. વસ્તુ હોય તેને પોતાનો આકાર હોય જ, માટે આત્મા પણ એક વસ્તુ છે અને તે પોતે પોતાના અસંખ્ય-પ્રદેશી અરૂપી આકારવાળો છે, અસંખ્ય અવયવવાળો છે, અસંખ્ય કહ્યું એટલે કટકે કટકા જુદે જુદા થઇને અસંખ્ય છે તેમ નથી, પરંતુ અસંખ્યપ્રદેશનો પિંડ અખંડરૂપે છે, જેમ ગજથી તાકો મપાય એટલે તાકો ખંડરૂપે થતો નથી પણ તાકો તો અખંડ રહે છે તેમ આત્માના

પ્રદેશને માપવાનુ એક પરમાણુ-રજકણુ તે માપલુ છે તે એક પરમાણુ જેવડો આત્માનો એક એક પ્રદેશ છે તે અસંખ્ય પરમાણુ જેવડો આત્મા ક્ષેત્રથી, છે, એ રીતે પરમાણુથી આત્માના પ્રદેશનું માપ આવે છે, પરંતુ તેથી આત્મા કાંઇ ખંડરૂપે નથી, અસંખ્ય પ્રદેશનો પિંડ આત્મા અખંડ છે.

પરમાણુ એક રજકણ છે તો પણ તે આકારવાળો છે તે પોતાની લંબાઇ પહોળાઇવાળો છે નાનામાં નાની ચીજને લંબાઇ ને પહોળાઇ નથી, એમ જે કહેતા હોય તે વસ્તુને બીલકુલ જાણતા નથી. નાનામાં નાની વસ્તુ એવો જે પરમાણુ તેમાં જો લંબાઇ પહોળાઇ ન હોય તો પછી ઘણા પરમાણુ ભેગા થઇને સ્કંધ થાય છે, તે સ્કંધમાં લંબાઇ પહોળાઇ આવશે ક્યાંથી? એક પરમાણુમાં જો લંબાઈ પહોળાઇ ન જ હોય તો નાસ્તિમાંથી અસ્તિ આવશે ક્યાંથી? અસ્તિમાંથી જ અસ્તિ આવે. એક પરમાણુમાં લંબાઇ પહોળાઇ છે તો સ્કંધમાં લંબાઇ પહોળાઇ આવે છે.

પરમાણુ તે એક પ્રદેશી છે, તે કેવળજ્ઞાનીના જ્ઞાનમાં પ્રત્યક્ષ જણાય છે. પુદ્ગલના સ્થૂળ સ્કંધને ઝીણા હથીયાર વડે કાપવામાં આવે, અને તેના ઝીણા, ઝીણા કટકા કરવામાં આવે, તે ત્યાંસુધી કરવામાં આવે કે પછી તે ઝીણું હથીયાર પણ તેને કટકા કરી શકે નહિ પછી જ્ઞાનથી પરિચ્છેદ કરવો, એટલે કે જ્ઞાનથી છેદ કરીને જાણવું તે ક્યાંસુધી કે જ્ઞાનમાં પછી તેના બે ભાગ ન થઈ શકે તે પરમાણુ છે. તે લંબાઇ-પહોળાઇવાળી ચીજ છે, તે પરમાણુરૂપી ગજ તે આત્માના પ્રદેશને માપવાનું માપલુ છે. આત્મા આકાર વગરનો છે તેમ નથી, આત્મામાં પોતાનો અરૂપી આકાર છે પણ જડનો કોઇ પણ જાતનો આકાર નથી તેથી તે નિરંજન નિરાકાર કહેવાય છે.

જડના સંસ્થાનથી એટલે આકારથી જીવને આકારવાળો કહી શકાતો નથી. સ્ત્રી પુરુષના આકાર ઉપર દ્રષ્ટિ નહિ કરતા અખંડ

આત્મા ઉપર દૃષ્ટિ કર ! સ્ત્રી પુરુષના આકારરૂપે તું થઈ ગયો નથી. શરીર તો રૂપી છે, જડ છે અને આત્મા તો અરૂપી છે અને જાગતી જ્યોત ચૈતન્ય છે, તેમાં જડનો આકાર હોય નહિ. માટે આત્મા અનિર્દિષ્ટ સંસ્થાનવાળો છે. અનિર્દિષ્ટસંસ્થાનના પહેલા બોલમાં પુદ્ગલ દ્રવ્યથી રચાયેલ આકાર છે તેમ કહીને વ્યવહાર સ્થાપ્યો, અને તે શરીરાકારે આત્મા થયો નથી એમ બતાવી પરમાર્થ કહ્યો. પર્યાયદૃષ્ટિએ આત્માના પ્રદેશનો આકાર વર્તમાન પૂરતો શરીરાકારે થયો છે તે વ્યવહાર છે. પરંતુ દ્રવ્યદૃષ્ટિએ શરીરાકારે આત્મા થયો નથી.

હવે સંસ્થાનનો બીજો બોલ કહે છે. પોતાના નિયત સ્વભાવથી અનિયત સંસ્થાનવાળા અનંત શરીરોમાં રહે છે માટે અનિર્દિષ્ટ-સંસ્થાન છે.

આત્મા પોતાના નિયત અસંખ્યપ્રદેશી સ્વભાવવાળો છે, જેની સત્તા અનાદિઅનંત છે. સંસારમાં રહે ત્યારે પણ આત્માની સત્તા પરથી જુદી, અને મુક્તિમાં જાય ત્યાં પણ તેની સત્તા પરથી જુદી. એક આત્માની અને બીજા આત્માની દરેકની જુદે જુદી સત્તા છે; કોઇની સત્તા કોઇમાં ભળતી નથી. અનિયત એટલે અચોક્કસ આકાર. અસંખ્યપ્રદેશી નિયત આકારવાળો આત્મા, અનિયત સંસ્થાનવાળા એટલે અચોક્કસ આકારવાળા અનંત શરીરમાં ફર્યો, તોપણ તે શરીરના આકારરૂપે થયો નહિ માટે તે અનિર્દિષ્ટ સંસ્થાનવાળો છે.

જુઓ તો ખરા આત્માએ કેટલા શરીર કર્યાં ! કીડી, કાગડા, કંથવા વગેરે અનંત શરીર કર્યાં, તે બધા શરીરનો આકાર કાંઈ એક જાતનો હોય નહિ; એવા અચોક્કસ આકારવાળા અનંત શરીર કર્યાં, પણ તે શરીરના આકાર જેવો આત્મા થયો નથી.

આત્મા અનંત શરીરમાં રહ્યો તેથી તે શરીરનો આકાર આત્મામાં છે તેમ કહી શકાય નહિ, આત્મા તો કંથવાનું શરીર પામે તો પણ જેવડો છે તેવડો છે, અને હાથીનુ શરીર પામે તો પણ જેવડો

છે તેવડો જ છે. સ્વક્ષેત્રની અપેક્ષાએ તો જેવડો છે તેવડો જ છે. આકાશના અવગાહનની અપેક્ષાએ નાનો મોટો થયો તેમ લાગે છે. પણ તે પર ક્ષેત્રની અપેક્ષાએ લાગે છે; સ્વક્ષેત્રની અપેક્ષાએ તો આત્મા જેવડો છે તેવડો જ છે, લુંગડું સંકેલીને મુકો તો પણ સો હાથ છે અને પહોળું કરો તો પણ સો હાથ છે. તેમ આત્મા નાનું શરીર પામે કે મોટું શરીર પામે તો પણ તેનો ચોક્કસ આકાર અસંખ્ય-પ્રદેશીપણું તે મટતું નથી. જેમ સોનાની સાંકળીના સરા ઝાઝા કરો કે થોડા કરો તોપણ સાંકળી તો જેવડી છે તેવડી જ છે, સાંકળી નાની મોટી જરા પણ થઇ નથી. તેમ આત્મા તો જેવડો છે તેવડો જ છે પણ આકાશના અવગાહનથી નાનો મોટો લાગે તે વ્યવહાર છે. અનંત શરીરો ધારણ કર્યાં છતાં આત્મા તે શરીરના આકારરૂપે થયો નથી.

વર્તમાન શરીર આત્માએ જે ધારણ કર્યું છે તે આકારરૂપે આત્મા થઇ ગયો નથી, જો તે આકારરૂપે થઇ ગયો હોય તો બીજા શરીરના આકાર પ્રમાણે આત્માના પ્રદેશનો આકાર થાય નહિ. વર્તમાન શરીરના આકારે થયો છે તે વ્યવહાર છે, માટે શરીર પ્રમાણ વર્તમાનમાં આ આત્માનું ક્ષેત્ર છે. વાસ્તવિક દૃષ્ટિએ શરીરના આકારે આત્મા થયો નથી.

અનાદિથી જીવોએ પોતાનું સ્વક્ષેત્ર શું છે તે જાણ્યું નથી સ્વ-ક્ષેત્રની માન્યતામાં ભુલ થઈ છે. શરીરના ક્ષેત્રને જ આત્માનું ક્ષેત્ર માની લીધું છે તેથી તે ભૂલ ભાંગવા માટે આચાર્યદેવે અનિર્દિષ્ટ સંસ્થાનની વાત કરી છે કે તું શરીરના આકારવાળો નથી પણ તું તારા અસંખ્ય પ્રદેશના આકારવાળો છું.

હવે સંસ્થાનનો ત્રીજો બોલ કહે છે:—સંસ્થાન નામકર્મનો વિપાક ( ફળ ) પુદ્‌ગલોમાં જ કહેવામાં આવે છે ( તેથી તેના નિમિ-ત્તથી પણ આકાર નથી ) માટે અનિર્દિષ્ટ સંસ્થાન છે.

આઠ કર્મ છે તેમાં એક નામકર્મ છે તે નામકર્મની ૯૩ પ્રકૃતિ છે તેમાંથી એક પ્રકૃતિ તે શરીરના આકારને આપે છે, બધાના શરીર

સરખાં હોતાં નથી પણ બધાના શરીરમાં ભેદ દેખાય છે, તે કારણ ભેદે કાર્યમાં ભેદ પડયો છે. જેવા પૂર્વે પરિણામ થયાં હોય તે પ્રમાણે પ્રકૃતિ બંધાઇ જાય, બધાના પરિણામ સરખા તો ન જ હોય, બધાના પરિણામમાં ફેરફાર તો હોય જ, એટલે દરેકના પરિણામ પ્રમાણે પ્રકૃતિ બંધાય, અને તે પ્રમાણે ઉદયમાં આવે, તેથી બધાના શરીરના આકારમાં ફેરફાર હોય છે. બધાના કંઠમાં પણ ફેર હોય, બધાના મોઢામાં પણ ફેર હોય, તે બધો ફેરફાર હોવાનું કારણ નામકર્મની પ્રકૃતિનું છે. તેવા નામકર્મનું ફળ તે પુદ્‌ગલમાં જ આવે છે, શરીરમાં તેનું ફળ આવે છે, સંસ્થાન એટલે આકાર, તે આકારરૂપ ફળ શરીરમાં હોય છે.

છ પ્રકારના આકાર શાસ્ત્રમાં આવે છે તે છ એ પ્રકાર, પુદ્‌ગલના આકારના છે એટલે કે શરીરના છ પ્રકારના આકારની તે વાત છે, પણ ભગવાન આત્મામાં તે આકાર આવતો નથી તેથી આત્મા તે પુદ્‌ગલના આકાર વગરનો છે તેથી નિરાકાર કહેવાય છે પણ પોતાના અસંખ્ય પ્રદેશના આકારવાળો છે તેથી સાકાર પણ છે.

૧૯૯૯ આસો વદ ૧૨ સોમ.

જેને આત્માનું હિત કરવું છે તેને શેમાંથી હિત થાય અને શેમાંથી ન થાય તે બન્નેનું જ્ઞાન કરવું પડશે. આત્માનું હિત તે આત્માથી થાય, પણ આત્માનું હિત તે સંયોગી ચીજ કે સંયોગી ભાવથી ન થાય. સ્ત્રી, કુટુંબ, મકાન, લક્ષ્મી વિગેરે સંયોગી ચીજ છે, અને શુભાશુભભાવ થાય તે સંયોગી ભાવ છે. માટે સંયોગી તે બધું પર છે; તે પરથી આત્માનું હિત ન થાય. જેમ ગળપણ તે ગોળામાંથી મળે પણ અફીણમાંથી ન મળે તેમ હિત કરવું હોય તો તે પોતાથી થાય, પણ પોતાથી દૂર હોય અને પોતાથી પર હોય તેનાથી ન થાય, પોતાનો સ્વતઃ સ્વભાવ હોય તેનાથી હિત થાય. કોઇ કહેશે કે શું તે માર્ગનું રજીસ્ટર છે કે તે પોતાનું સ્વરૂપ જાણવાથી જ હિત થાય? ઉત્તરઃ-હા, તે માર્ગનું રજીસ્ટર જ છે.

ક્ષેત્ર જેટલો પોતે પહોળો થાય તો જ જણાય તેવું પણ કાંઇ છે નહિ.

જેમ માણસનો ફોટો પાડે છે ત્યારે સામા માણસના શરીરમાંથી રજકણો તેના ફોટામાં આવતા નથી, જો તે માણસમાંથી રજકણો તેના ફોટામાં આવે તો પછી તેના બસો પાંચશો ફોટા કોઇ પાડે તો તે માણસ સુકાઇ જવો જોઇએ, અથવા તો મરી જવો જોઇએ પરંતુ તેમ બનતું નથી, તે માણસમાંથી રજકણો તેના ફોટામાં આવતા નથી છતાં પણ તે માણસ હોય તેવો જ આકાર ફોટામાં આવે છે તેથી તે સામેથી આકાર અહીં ફોટામાં આવ્યો નથી પરંતુ ફોટાના પરમાણુઓ તેવા આકારરૂપે પરિણમીને તે આકારરૂપે થયા છે.

તેમ આ જ્ઞાન સામા પદાર્થને જાણતા તે સામા પદાર્થો અહીં (જ્ઞાનમાં) આવતાં નથી, સામો પદાર્થ મોટો હોય તો જ્ઞાનને મોટું થવું પડતું નથી, પરને જાણતાં જ્ઞાનને પરરૂપે થવું પડતું નથી. જ્ઞાન જ્ઞાનમાં રહીને, જ્ઞાન જ્ઞાનાકારે રહીને-બધાને જાણે છે, એ રીતે સમસ્ત લોકના મિલાપથી રહિત નિર્મળ અનુભૂતિ થઇ રહી છે.

જગતના બધા પદાર્થો છે તેમાં સારૂં નરસું કહેવું કોને! બાળક જુવાન કહેવું કોને! શરીરના અવયવો કુણાં હોય તે બાળક અવસ્થા, શરીરના અવયવો કઠણ રહે, મજબુત રહે તે યુવાન અવસ્થા, શરીરમાં લીલરી ન પડે તે યુવાન અવસ્થા, અને શરીરની મજબુતાઇ ઢીલી થાય, ચામડીમાં લીલરી પડે તે વૃદ્ધ અવસ્થા, તે બધા આકારોને જ્ઞાન જાણે, પણ જ્ઞાન તેવા આકારે થઈ જતું નથી.

આત્મા બધા પદાર્થના આકારને જાણે છે એવો હોવા છતાં પણ સમસ્ત પદાર્થના મિલાપથી રહિત છે એમ જે જાણે છે તે સમ્યક્‌જ્ઞાન છે પણ પરને જાણતા મારૂં જ્ઞાન પરરૂપે થાય છે, અને પરને લઇને હું જાણું છું એમ જે માને છે તેને સ્વતંત્ર પંથની ખબર નથી; તે લે છે પરતંત્રતાના રસ્તા, અને માને છે કે અમે સ્વતંત્ર થઇએ છીએ, તે પણ ઉંધા ભડના દીકરા છે.

શરીર તે કાયમી ચીજ નથી. પચાસ કે સાઠ વરસ થાય ને ખોખલો થઇ જાય છે માટે શરીર તે કાયમી ચીજ નથી. પરંતુ જુવાન અવસ્થા હોય, સુંદર શરીર હોય, પછી જોઇ લ્યો, ભાઇ-સાહેબના તડાકા, જાણે કે પરલોક છે જ નહિ, મરીને ક્યાંક બીજા ભવમાં જવું પડશે તેવું કાંઇ છે જ નહિ એમ માને છે. અને શરીર વૃદ્ધ થાય ત્યારે એમ માને કે "હું" વૃદ્ધ થઇ ગયો, મારે પરાધીનતા આવી. પરંતુ હું શરીરના આકારથી જુદો સ્વતંત્ર આત્મા છું તેને જાણતો નથી, તેને માથે ચોરાશીનું ભવભ્રમણ ઉભું છે.

આત્મા પોતે સ્વતંત્ર જુદી ચીજ છે, સ્ત્રીનો આત્મા જુદો, પુરુષનો આત્મા જુદો, મકાન જુદું તે સર્વ ચીજ જુદી છે, તે ચીજને જાણતાં આત્મા તે રૂપે પોતે થતો નથી જગતના જીવો મકાનની શોભામાં રાગથી લીન થઇ જાય છે અભેરાઇમાં સારા સારા વાસણ ગોઠવે, ભીંતમાં હરણિયાંનાં શીંગડાવાળાં મોરાં ગોઠવે એવી એવી અનેક જાતની શોભા કરે, અરે! જીવોએ શોભા તે ક્યાંની ક્યાં માની! તે તો બધા જડના આકારો છે. ભગવાન આત્મા તેને જાણનારો છે. સ્ત્રી કુટુંબના આકારોને જાણવા પૂરતો સંબંધ છતાં પરના આકારરૂપે આત્મા કોઇ દિવસ થતો નથી, આવી સ્વતંત્રતાની જેને ખબર નથી તે પરતંત્ર છે.

પ્રથમ અરસના છ બોલમાં પહેલામાં પુદ્‌ગલદ્રવ્ય સ્થાપ્યું બીજામાં પુદ્‌ગલનો ગુણ કહ્યો, ત્રીજા બોલમાં પુદ્‌ગલની પર્યાય કહી, ચોથા બોલમાં જીવની પર્યાય કહી, પાંચમાં બોલમાં જીવનો ગુણ કહ્યો અને છઠ્ઠા બોલમાં જીવ દ્રવ્ય કહ્યું.

પહેલા બોલમાં પુદ્‌ગલ દ્રવ્ય સ્થાપીને જડ દ્રવ્ય જગતમાં છે તેમ બતાવ્યું, વેદાંતમત એક જ વસ્તુ માને છે તેમ નથી, અંધારામાં દોરડીને સર્પ મનાય તેથી વેદાંત એમ કહે છે કે દોરડી સર્પ નથી પણ ભ્રમથી સર્પ લાગે છે. ભ્રમ કાંઇ વસ્તુ જ નથી એમ તે માને છે પણ તે વાત ખોટી છે. ભલે સર્પ નહોતો પણ કાંઇક વસ્તુ તો હતી ને?

પરભાવથી કે પરચીજથી હિત થાય તેમ ત્રણકાળ ત્રણલોકમાં બને જ નહિ. પરભાવ ને પર ચીજ તે પોતાથી જુદું પડે છે માટે જે પોતાથી જુદું પડે તેનાથી હિત ન થાય. સંયોગી ચીજ શું છે? સંયોગી ભાવ શું છે? અને અસંયોગી આત્મા શું છે? તેના જાણ્યા વિના સાચું જ્ઞાન ન થાય, અને સાચા જ્ઞાન વિના સાચી શ્રદ્ધા ન થાય, અને સાચી શ્રદ્ધા વિના ઠરવાનો પુરુષાર્થ પણ ન થાય.

અહીં સંસ્થાનની વાત ચાલે છે. સંસ્થાન એટલે આકાર, આત્મામાં જડનો આકાર નથી. આત્મામાં પોતાનો આકાર છે. વસ્તુ હોય તેને આકાર તો હોય જ. જડને જડનો આકાર અને આત્માને આત્માનો આકાર હોય જ. અનિયત એવા અનંત શરીર જુદા જુદા આત્માએ ધારણ કર્યાં છતાં આત્મા તે આકારવાળો થઈ ગયો નથી. નામકર્મનું ફળ આકાર તે શરીરમાં આવે છે પણ તેનું ફળ તે આત્મામાં આવતું નથી. ત્રણ બોલ કાલે કહેવાયા હતા, આજે ચોથો બોલ કહેવાય છે.

ચોથો બોલ. જુદાં જુદાં સંસ્થાનરૂપે પરિણમેલી સમસ્ત વસ્તુઓના સ્વરૂપ સાથે જેની સ્વભાવિક સંવેદનશક્તિ સંબંધિત (અર્થાત્ તદાકાર) છે એવો હોવા છતાં પણ જેને સમસ્ત લોકના મિલાપથી (-સંબંધથી) રહિત નિર્મળ અનુભૂતિ થઇ રહી છે એવો હોવાથી પોતે અત્યંતપણે સંસ્થાન વિનાનો છે માટે અનિર્દિષ્ટ સંસ્થાન છે.

આત્મા તો જ્ઞાનમૂર્તિ છે તેના જ્ઞાનમાં જગતની સમસ્ત વસ્તુઓનો જેવો આકાર હોય તેવો જ જણાય, સામો લીંબડો હોય અને તેના ઉપર નજર જાય તો તેવા જ આકારવાળું જ્ઞાન જાણવારૂપે થાય, સામે મકાન હોય અને તેના ઉપર દૃષ્ટિ જાય તો તેવા જ આકારવાળું જ્ઞાન જાણવારૂપે થાય.

પ્રશ્ન:—સામી વસ્તુનું જ્ઞાનમાં પ્રતિબિંબ પડે છે ને?

ઉત્તર:—ના તેમ નથી, ચૈતન્ય અરૂપી જ્ઞાનઘન છે અને પર-

માણુ દ્રવ્ય તે રૂપી છે તેનું પ્રતિબિંબ જ્ઞાનમાં પડતું નથી. માત્ર જ્ઞાનમાં પર પદાર્થ જણાય છે તેથી ઉપચારથી પ્રતિબિંબ પડે છે તેમ કહેવાય છે.

દરેક વસ્તુની વર્તમાન વર્તતી અવસ્થા, તેનો ગુણ, અને વસ્તુ, તે જ્ઞાનમાં જણાય છે, જુદા જુદા આકારરૂપે પરિણમેલી સમસ્ત વસ્તુ જ્ઞાનમાં જણાય છે. પરંતુ તે વસ્તુરૂપે જ્ઞાન થઇ જતું નથી.

સ્વભાવિક સંવેદન શક્તિ એટલે જેવી વસ્તુ સામે છે, તેવી જ તે જ્ઞાનમાં જણાઇ જાય છે. 'સંબંધિત' એટલે તદાકાર, તદાકાર એટલે જેવી વસ્તુ લાંબી ટુંકી હોય, તેવુંજ જ્ઞાન થાય, પરનો જેવો આકાર છે તેવું જ્ઞાનમાં જણાય, પરંતુ પરના આકારે જ્ઞાન થઇ જતું નથી.

એવો પોતે હોવાં છતાં સમસ્ત વસ્તુના મિલાપથી રહિત છે, એટલે કે જ્ઞાન પરને જાણે છતાં પર રૂપે થઈ જતું નથી પરવસ્તુનું જ્ઞાન કરવાનો મેળ છે પણ પરવસ્તુરૂપે થવાનો મેળ નથી, એક વીંટીમાં ઝીણા ઝીણા હાથી પચીશ પચાશ ચીતર્યા હોય તો જ્ઞાનને તે જાણવામાં ક્ષેત્રથી નાનુ થવું પડે, અને મોટા હાથી હોય તેને જાણવામાં જ્ઞાનને ક્ષેત્રથી મોટું થવું પડે એવું કાંઇ છે નહિ. ચૈતન્યના જ્ઞાનગુણમાં સામી વસ્તુનો જેટલો પહોળો આકાર હોય, તેને જાણતા આત્માને પણ તેવડું પહોળું થવું પડે એવો નિયમ છે જ નહિ, બધા નાના મોટા આકારોને જાણવાનો આત્માનો સ્વભાવ છે પણ તે આકારરૂપે નાનું મોટું થવું પડે તેવો તેનો સ્વભાવ નથી. આત્મા પોતે નાના ક્ષેત્રમાં હોય તો પણ મોટી વસ્તુને જાણી શકે.

બીજી વાત એ છે કે જાણવામાં રાગ-દ્વેષ સારૂં, નરસું કરે તો જ જણાય તેવો સ્વભાવ નથી ઉંચા ડુંગરા ઉપર એક માણુસ ઉભો હોય તો ત્યાંથી બધું જણાય, ઘણું વિશાળ ક્ષેત્ર જણાય, પરંતુ તે ત્યાં રાગ-દ્વેષ કરે તો જ જણાય તેવું કાંઈ છે નહિ, અને તે વિશાળ

ક્ષેત્ર જેટલો પોતે પહોળો થાય તો જ જણાય તેવું પણ કાંઇ છે નહિ.

જેમ માણસનો ફોટો પાડે છે ત્યારે સામા માણસના શરીરમાંથી રજકણો તેના ફોટામાં આવતા નથી, જો તે માણસમાંથી રજકણો તેના ફોટામાં આવે તો પછી તેના બસો પાંચશો ફોટા કોઇ પાડે તો તે માણસ સુકાઇ જવો જોઇએ, અથવા તો મરી જવો જોઇએ પરંતુ તેમ બનતું નથી, તે માણસમાંથી રજકણો તેના ફોટામાં આવતા નથી છતાં પણ તે માણસ હોય તેવો જ આકાર ફોટામાં આવે છે તેથી તે સામેથી આકાર અહીં ફોટામાં આવ્યો નથી પરંતુ ફોટાના પરમાણુઓ તેવા આકારરૂપે પરિણમીને તે આકારરૂપે થયાં છે.

તેમ આ જ્ઞાન સામા પદાર્થને જાણતા તે સામા પદાર્થો અહીં (જ્ઞાનમાં) આવતાં નથી, સામો પદાર્થ મોટો હોય તો જ્ઞાનને મોટું થવું પડતું નથી, પરને જાણતાં જ્ઞાનને પરરૂપે થવું પડતું નથી. જ્ઞાન જ્ઞાનમાં રહીને જ્ઞાન જ્ઞાનાકારે રહીને બધાને જાણે છે, એ રીતે સમસ્ત લોકના મિલાપથી રહિત નિર્મળ અનુભૂતિ થઇ રહી છે.

જગતના બધા પદાર્થો છે તેમાં સારૂં નરસું કહેવું કોને! બાળક જુવાન કહેવું કોને! શરીરના અવયવો કુણાં હોય તે બાળક અવસ્થા, શરીરના અવયવો કઠણ રહે, મજબુત રહે તે યુવાન અવસ્થા, શરીરમાં લીલરી ન પડે તે યુવાન અવસ્થા, અને શરીરની મજબુતાઇ ઢીલી થાય, ચામડીમાં લીલરી પડે તે વૃદ્ધ અવસ્થા, તે બધા આકારોને જ્ઞાન જાણે, પણ જ્ઞાન તેવા આકારે થઈ જતું નથી.

આત્મા બધા પદાર્થના આકારને જાણે છે એવો હોવા છતાં પણ સમસ્ત પદાર્થના મિલાપથી રહિત છે એમ જે જાણે છે તે સમ્યક્‌જ્ઞાન છે પણ પરને જાણતા મારૂં જ્ઞાન પરરૂપે થાય છે, અને પરને લઇને હું જાણું છું એમ જે માને છે તેને સ્વતંત્ર પંથની ખબર નથી; તે લે છે પરતંત્રતાના રસ્તા, અને માને છે કે અમે સ્વતંત્ર થઇએ છીએ, તે પણ ઉંધા ભડના દીકરા છે.

શરીર તે કાયમી ચીજ નથી. પચાસ કે સાઠ વરસ થાય ને ખોખલો થઇ જાય છે માટે શરીર તે કાયમી ચીજ નથી. પરંતુ જુવાન અવસ્થા હોય, સુંદર શરીર હોય, પછી જોઇ લ્યો, ભાઇ-સાહેબના તડાકા, જાણે કે પરલોક છે જ નહિ, મરીને ક્યાંક બીજા ભવમાં જવું પડશે તેવું કાંઇ છે જ નહિ એમ માને છે. અને શરીર વૃદ્ધ થાય ત્યારે એમ માને કે "હું" વૃદ્ધ થઇ ગયો, મારે પરાધીનતા આવી. પરંતુ હું શરીરના આકારથી જુદો સ્વતંત્ર આત્મા છું તેને જાણતો નથી, તેને માથે ચોરાશીનું ભવભ્રમણ ઉભું છે.

આત્મા પોતે સ્વતંત્ર જુદી ચીજ છે, સ્ત્રીનો આત્મા જુદો, પુરુષનો આત્મા જુદો, મકાન જુદું તે સર્વ ચીજ જુદી છે, તે ચીજને જાણતાં આત્મા તે રૂપે પોતે થતો નથી જગતના જીવો મકાનની શોભામાં રાગથી લીન થઇ જાય છે અભેરાઇમાં સારા સારા વાસણ ગોઠવે, ભીંતમાં હરણિયાંનાં શીંગડાવાળાં મોરાં ગોઠવે એવી એવી અનેક જાતની શોભા કરે, અરે! જીવોએ શોભા તે ક્યાંની ક્યાં માની! તે તો બધા જડના આકારો છે. ભગવાન આત્મા તેને જાણનારો છે. સ્ત્રી કુટુંબના આકારોને જાણવા પૂરતો સંબંધ છતાં પરના આકારરૂપે આત્મા કોઇ દિવસ થતો નથી, આવી સ્વતંત્રતાની જેને ખબર નથી તે પરતંત્ર છે.

પ્રથમ અરસના છ બોલમાં પહેલામાં પુદ્‌ગલદ્રવ્ય સ્થાપ્યું બીજામાં પુદ્‌ગલનો ગુણ કહ્યો, ત્રીજા બોલમાં પુદ્‌ગલની પર્યાય કહી, ચોથા બોલમાં જીવની પર્યાય કહી, પાંચમાં બોલમાં જીવનો ગુણ કહ્યો અને છઠ્ઠા બોલમાં જીવ દ્રવ્ય કહ્યું.

પહેલા બોલમાં પુદ્‌ગલ દ્રવ્ય સ્થાપીને જડ દ્રવ્ય જગતમાં છે તેમ બતાવ્યું, વેદાંતમત એક જ વસ્તુ માને છે તેમ નથી, અંધારામાં દોરડીને સર્પ મનાય તેથી વેદાંત એમ કહે છે કે દોરડી સર્પ નથી પણ ભ્રમથી સર્પ લાગે છે. ભ્રમ કાંઇ વસ્તુ જ નથી એમ તે માને છે પણ તે વાત ખોટી છે. ભલે સર્પ નહોતો પણ કાંઇક વસ્તુ તો હતી ને?

ભ્રમ તે એક અવસ્થા છે પણ કાંઇ તદ્દન અવસ્તુ નથી. ભ્રમરૂપ અવસ્થાનું અસ્તિત્વ છે અને ભ્રમમાં નિમિત્તરૂપે સામી ચીજ પણ છે, તે કર્મ છે અને બાહ્યમાં દોરડીમાં સર્પ મનાણો તે સર્પ નહોતો પણ દોરડી તો હતી ને? માટે પર ચીજ છે તેમ સાબીત થાય છે પણ તે પર ચીજ આત્મામાં નથી. જગતમાં પુદ્‌ગલ દ્રવ્ય છે તેમ કહીને આચાર્યદેવે વ્યવહાર પણ સ્થાપ્યો અને તે પુદ્‌ગલ દ્રવ્ય આત્મામાં નથી તેમ કહીને પરમાર્થ સ્થાપ્યો.

બીજા બોલમાં પુદ્‌ગલના ગુણ સ્થાપ્યા. કોઇ એમ કહે કે—પુદ્‌ગલ દ્રવ્ય ભલે હોય પણ જડમાં કાંઇ ગુણ હોય? તેને કહે છે કે પુદ્‌ગલમાં પણ ગુણ છે, પુદ્‌ગલમાં ગુણ બતાવીને આચાર્યદેવે વ્યવહાર બતાવ્યો પણ તે પુદ્‌ગલના ગુણથી ચૈતન્યના ગુણ જુદા છે એમ કહીને પરમાર્થ બતાવ્યો.

ત્રીજા બોલમાં દ્રવ્યેંદ્રિયથી રસ ચાખતો નથી એમ કહીને ઇંદ્રિયો છે, શરીર છે એવો વ્યવહાર બતાવ્યો, પણ તે શરીર અને ઇંદ્રિયો આત્મામાં નથી આત્મા તેનાથી જુદો છે એ રીતે પરમાર્થ બતાવ્યો.

ચોથા બોલમાં ભાવેંદ્રિય એટલે જ્ઞાનનો ઓછો ઉઘાડ પણ છે, ઓછો ઉઘાડ છે માટે બંધ પણ છે, અને બંધ ટાળીને મુક્તિ કરી શકાય છે એ રીતે જ્ઞાનની ઉણી અવસ્થા કહીને વ્યવહાર બતાવ્યો, ક્ષયોપશમિક જ્ઞાન કહીને ચૈતન્યની ઉણી પર્યાય બતાવી. ક્ષયોપશમિક જ્ઞાન ક્રમે ક્રમે પરિણમે છે તે રીતે વ્યવહાર કહ્યો પરંતુ સહજ સ્વભાવની દૃષ્ટિમાં તે ક્રમરૂપ ઉણી પર્યાય પૂરતો આત્મા નથી એવો દૃષ્ટિનો વિષય કહી પરમાર્થ બતાવ્યો.

પાંચમા બોલમાં સકલ વિષયોમાં પોતે ક્યાંય અટકતો નથી એમ કહીને સકલ વિષયો છે એટલે કે બધા પદાર્થો છે. ધર્માસ્તિકાય છે, અધર્માસ્તિકાય છે, આકાશાસ્તિકાય છે, કાળ છે વગેરે છ એ દ્રવ્યો સાબીત કરી કોઈ મતવાળા એકજ દ્રવ્ય માને છે તેને છ એ દ્રવ્ય

કહી વ્યવહાર પણ ભેગો બતાવ્યો છે 'કેવળ એક રસ વેદના પરિણામને પામીને રસ ચાખતો નથી' એમાં એમ કહે છે કે જ્ઞાન તે એક રસને જાણવા જેટલું જ નથી. પરમાર્થદૃષ્ટિએ કોઇ પણ જ્ઞેયમાં અટકવું તે આત્માનું ખરૂં સ્વરૂપ નથી એ રીતે પરમાર્થ બતાવ્યો.

છઠ્ઠા બોલમાં જ્ઞેય-જ્ઞાયક સંબંધ કહીને જ્ઞેયો જગતમાં છે, પર જ્ઞેય જ્ઞાનમાં જણાય છે એ રીતે વ્યવહાર પણ ભેગો બતાવ્યો, જ્ઞેય જ્ઞાનમાં જણાય છે તો પણ પોતે જ્ઞેયરૂપ થતો નથી એમ કહીને પરમાર્થ બતાવ્યો.

અનિર્દિષ્ટસંસ્થાન એટલે જીવને કોઇ આકારવાળો કહી શકાતો નથી જે આકાર થાય છે તે તો ચૈતન્યની અવસ્થાનો આકાર થાય છે અને અવસ્થાની તો આદિ છે સિદ્ધની અવસ્થામાં પણ ચૈતન્યના પ્રદેશનો આકાર તો સાદિઅનંત છે માટે દ્રવ્યદૃષ્ટિએ અનાદિઅનંત આત્માને કયા આકારવાળો કહેવો તે કાંઇ કહી શકાતું નથી. આત્માનો અસંખ્યપ્રદેશરૂપ આકાર છે પણ તે અસંખ્યપ્રદેશી આત્મા અનાદિ-અનંત કેવા આકારે છે તે કાંઇ કહી શકાતું નથી કારણ કે ચાર ગતિના શરીરરૂપ આત્માના પ્રદેશનો આકાર થાય છે તથા સિદ્ધમાં જે પ્રદેશનો આકાર થાય છે તે તો બધો પર્યાયનો આકાર છે માટે દ્રવ્યદૃષ્ટિએ આત્મા કયા આકારવાળો છે તે કહી શકાતું નથી તેથી તેને અનિર્દિષ્ટસંસ્થાનવાળો કહેવાય છે.

હવે અવ્યક્ત વિશેષણને સિદ્ધ કરે છે. છ દ્રવ્ય સ્વરૂપ લોક જે જ્ઞેય છે અને વ્યક્ત છે તેનાથી જીવ અન્ય છે માટે અવ્યક્ત છે

આ અવ્યક્ત વિશેષણ છે તે અલૌકિક છે. છ દ્રવ્ય સ્વરૂપ લોક જે જ્ઞેય છે તે વ્યક્ત છે, અને આત્મા અવ્યક્ત છે, એક કોર રામ, અને એક કોર ગામ. જાણવું, માનવું, અને ઠરવું વગેરે અનંત ગુણોનો તત્ત્વ તે આત્મા છે. એક કોર લોક અને એક કોર એકલો પોતે, બીજા અનંત આત્માઓ જાતિ અપેક્ષાએ એક છે અને સંખ્યા

અપેક્ષાએ જુદે જુદા છે. એક કોર અનંત આત્મા અને એક કોર એકલો પોતે છે. અનંત આત્મામાં પોતે આવી જાય છે, છ દ્રવ્યમાં પણ પોતે આવી જાય છે, પરંતુ આત્મા તેનાથી જુદો છે માટે અવ્યક્ત છે. છ દ્રવ્ય સ્વરૂપ લોક આત્માથી બાહ્ય છે માટે આત્મા અવ્યક્ત છે.

આત્મા કરતાં પરમાણુદ્રવ્ય અનંતગુણા છે. પાંચ દ્રવ્ય તે અસ્તિકાય છે, અસ્તિ એટલે છે ને કાય એટલે પ્રદેશનો સમૂહ જીવાસ્તિકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય એ પાંચ અસ્તિકાય છે અને છઠ્ઠું દ્રવ્ય તે કાળ છે તે કાળ દ્રવ્ય એક પ્રદેશી છે, કાળ દ્રવ્ય સ્વતઃસિદ્ધ વસ્તુ છે પણ ઉપચારિક નથી. કાલાણુ દ્રવ્ય લોકાકાશના એકેક પ્રદેશ ઉપર રહ્યા છે તે કાળદ્રવ્ય અસંખ્ય છે, તે કાલાણુદ્રવ્ય ચૌદ બ્રહ્માડમાં છે. પાંચે દ્રવ્યમાં જે સમયે સમયે પર્યાય બદલાય છે તેમાં કાળદ્રવ્ય નિમિત્ત છે. દરેક દ્રવ્યની પર્યાય બદલાય છે પોતાથી, પણ કાળદ્રવ્ય માત્ર નિમિત્ત છે. બધી વાત યુક્તિથી અને દલીલથી સિદ્ધ કરી શકાય તેમ છે પણ એક સાથે બધી ન થાય.

આકાશાસ્તિકાય દ્રવ્ય છે તે લોકમાં પણ છે અને અલોકમાં પણ છે. આ જીવાદિદ્રવ્યથી ભરેલો સંગ્રહાત્મક લોક છે તે લોક પછી શું આવે, પછી શું આવે તેમ ખ્યાલ કરતાં એકલી ખાલી જગ્યા લક્ષમાં આવશે, તે અલોકાકાશ છે, વિચાર કરતાં પછી તે ખાલી જગ્યાનો અંત ક્યાં આવે? ન આવે, તેથી તે અલોકાકાશ અનંતો છે. જે આકાશ લોકમાં છે તેને લોકાકાશ કહેવાય છે અને જે આકાશદ્રવ્ય અલોકમાં છે તેને અલોકાકાશ કહેવાય છે. તે આકાશદ્રવ્ય લોક અને અલોકમાં થઈને અખંડ એક છે. તે આકાશદ્રવ્ય સર્વવ્યાપી છે.

ચૌદ બ્રહ્માંડમાં એક ધર્માસ્તિકાય નામનું દ્રવ્ય છે. તે જીવ પુદ્‌ગલને ગતિ કરવામાં ઉદાસીન નિમિત્ત કારણ છે. જેમ માછલું પાણીમાં ચાલે ત્યારે પાણી તે માછલાને ધકેલતું નથી પરંતુ તે માછલું જ્યારે ચાલે ત્યારે પાણી હાજર હોય છે માટે તેને નિમિત્ત કહેવાય છે તેમ ધર્માસ્તિકાયનું જીવ અને પુદ્‌ગલને ગતિમાં ઉદાસીન નિમિત્ત છે.

એજ પ્રમાણે ચૌદ બ્રહ્માંડમાં એક અધર્માસ્તિકાય નામનું દ્રવ્ય છે. જડ અને ચૈતન્ય ગતિ કરતાં સ્થિર થાય ત્યારે તેમને સ્થિર થવામાં અધર્માસ્તિકાય ઉદાસીન નિમિત્ત કારણ છે. જેમ ઝાડ પંથીને પરાણે પોતાની છાયામાં બેસાડતું નથી, પરંતુ પંથી છાયા લેવા બેસે ત્યારે ઝાડ નિમિત્ત કહેવાય છે. તેમ જડ અને ચૈતન્ય ચાલતા સ્થિર થાય ત્યારે અધર્માસ્તિકાય તેને ઉદાસીન નિમિત્ત કારણ કહેવાય છે.

છ દ્રવ્ય સ્વરૂપ લોક તે યુક્તિથી, શાસ્ત્રથી, સર્વજ્ઞથી નક્કી થયેલ છે. સર્વ આવરણ ગયા પછી એકલું જ્ઞાન જે રહે તે સર્વજ્ઞ-જ્ઞાન છે. તે જ્ઞાનથી સર્વ લોકના પદાર્થ અને અલોક, દરેક પદાર્થના અનંતગુણ, દરેક ગુણની અનંતી પર્યાય તે બધું પ્રત્યક્ષ જણાય છે.

એક એક વસ્તુમાં અનંતા ગુણો અને તેની અનંતી હાલત છે, તેવા અનંતા આત્મા અને અનંતા પરમાણુ વગેરે એવો છ દ્રવ્ય સ્વરૂપ લોક, તે બધું જ્ઞાનમાં જણાવા યોગ્ય છે. એક કોર છ વસ્તુ, અને એક કોર આત્મા, એક કોર આખી દુનિયા અને એક કોર એકલો પોતે, એક કોર ગામ અને એક કોર રામ પોતે, તે રામ બધાનો જાણ-નારો છે તે છ એ દ્રવ્ય આત્માથી બહાર છે માટે તે છ દ્રવ્ય વ્યક્ત છે અને આત્મા તેનાથી અવ્યક્ત છે એટલે કે અનેરો છે.

છ દ્રવ્ય સ્વરૂપ લોક કીધો પરંતુ તેમાં અલોક પણ આવી જાય છે તે છ દ્રવ્ય સ્વરૂપ લોક જ્ઞાનમાં જણાવા યોગ્ય છે, જ્ઞાનમાં તે જણાય છે પરંતુ તે આત્માથી બહાર છે માટે આત્મા તેનાથી

અવ્યક્ત છે. છ દ્રવ્ય સ્વરૂપ લોકથી આત્મા જુદો છે માટે પણ આત્મા અવ્યક્ત છે. છ દ્રવ્ય તે જ્ઞેય છે અને આત્મા તેનો જ્ઞાયક છે માટે પણ આત્મા અવ્યક્ત છે.

અજ્ઞાનવડે જે છ દ્રવ્યમાં રાગના વિકલ્પથી ભેદ પાડીને છ દ્રવ્યને જાણતો, અને પોતાને જાણતો નહિ, તે સમ્યગ્દર્શન થતાં રાગના વિકલ્પને તોડી અંદર સ્વરૂપમાં સમાણો તે અપેક્ષાએ પણ આત્મા અવ્યક્ત છે.

હું છ દ્રવ્યમાં છું અને હું છ દ્રવ્યોમાં નથી એવો વિકલ્પ તે રાગ છે. હું બંધનવાળો છું કે મુક્ત છું, હું છ દ્રવ્યમાં છું કે છ દ્રવ્યમાં નથી એવો વિકલ્પ અભેદ દૃષ્ટિમાં નથી, એવો ભેદ નિર્વિકલ્પ અનુભવમાં નથી. આત્મા જેમ છે તેમ છે તેમાં હું આવો છું કે હું તેવો છું તેવો વિકલ્પ તે રાગ છે, એવા ભેદના વિકલ્પ નિરપેક્ષ નિર્વિકલ્પ અનુભવમાં નથી. છ દ્રવ્યના વિકલ્પના ભેદ મારામાં નથી માટે હું અવ્યક્ત છું.

છ દ્રવ્ય સ્વરૂપ લોક છે એમ કહીને છ દ્રવ્ય બતાવ્યા, છ દ્રવ્ય કહીને પાંચ દ્રવ્ય નથી ત્રણ દ્રવ્ય નથી પણ છ જ દ્રવ્ય છે તેમ બતાવ્યું છે. જે આ છ દ્રવ્યને ન માને તે તીવ્ર મિથ્યાદૃષ્ટિ છે. અને એ છ દ્રવ્યથી હું નિરપેક્ષ તત્ત્વ જુદો છું તેમ ન માને તોપણ મિથ્યા-દૃષ્ટિ છે. આચાર્યદેવે છ જ દ્રવ્ય છે એમ કહીને વ્યવહાર બતાવ્યો છે, અને છ દ્રવ્ય છે એમ સ્થાપ્યું છે, માટે એ છ દ્રવ્યને ન માને તે તીવ્ર મિથ્યાદૃષ્ટિ છે એમ કહ્યું છે. અને છ દ્રવ્ય સ્વરૂપે પોતે નથી એમ કહીને નિશ્ચય સ્વરૂપ બતાવ્યું છે, પરમાર્થ સ્વરૂપ બતાવ્યું છે.

આચાર્યદેવે છ દ્રવ્યને જ્ઞેય કહ્યા, છ દ્રવ્યના વિકલ્પને જ્ઞેય કહ્યા, બંધ-મોક્ષની પર્યાયને જ્ઞેય કહી એમ બધાને જ્ઞેયમાં નાખી દીધા છે. છ દ્રવ્ય બાહ્ય છે માટે વ્યક્ત છે અને પર્યાય પ્રગટે છે માટે

વ્યક્ત છે પણ આત્મા તો 'છે છે ને છે' માટે અવ્યક્ત છે આ રીતે અવ્યક્ત કહ્યું.

ભંગદૃષ્ટિ અને ખંડદૃષ્ટિ તોડીને અખંડદૃષ્ટિથી અખંડતત્ત્વની જાહેરાત તે જ મુક્તિનો ઉપાય છે. કોઇ કહેશે કે આ દેખાય તે ભૂલી જવું ને ન દેખાય તેને દેખવું? હા, અદૃશ્યને દૃશ્ય કરવું અને દૃશ્યને ભૂલી જવું, તો જ મુક્તિનો માર્ગ મળે તેમ છે. ભાઇ! તારા સ્વભાવ સામર્થ્યની પણ તને ખબર ન પડે તો તરવાનો ઉપાય હાથ આવે ક્યાંથી? તારા સ્વભાવ સામર્થ્યમાં છ દ્રવ્ય સ્વરૂપ લોક જણાય છે, તે જણાય છે તેમાં તારી સ્વતંત્ર સામર્થ્યની જાહેરાત છે. તે તારા સામર્થ્યની જાહેરાત તને જણાય તો તને શાંતિ ને સુખ થાય.

હમણાં તો દુનિયામાં સ્વતંત્રતાના વાયરા બહુ વાયા છે. છોકરા માને નહિ બાપનું, અને બાપ માને નહિ છોકરાનું. સારા પૈસાવાળાને છોકરા હોય તે છોકરા પૈસા વાપરવા માગે ત્યારે બાપ તેને પૈસા આપે નહિ પછી છોકરા કહે કે પટારામાં રૂપીઆની કોથળીયું મૂકવા ટાણે નોકર ચાકરને બહાર કાઢો છો ને કોથળીયું અમારી પાસે ઉપડાવીને મૂકાવો છો અને જ્યારે પૈસા વાપરવા માંગીએ ત્યારે ના પાડો છો માટે તેમ નહિ ચાલે, અમને વાપરવા પૈસા આપવા પડશે. બાપ પણ કંજુસનું પુતળું હોય, તેથી છોકરા એમ બોલે. કેટલાક છોકરા તો માબાપનું માને નહિ, સામું બોલે, અને પછી માને કે અમે સ્વતંત્ર થઇએ છીએ, પણ ભાઇ! સ્વતંત્ર થાય છે કે સ્વછંદી થાય છે તે મધ્યસ્થતાથી વિચાર તો ખબર પડશે. એક બીજાની લાયકાત જોતાં આવડે નહિ, કદર કરતાં આવડે નહિ અને કહે કે અમે બીજાનું કેમ માનીએ, પણ કદર કરવા યોગ્ય છોકરા હોય તો તે છોકરાનું કહ્યું બાપે માનવું જોઇએ, અને કદર કરવા યોગ્ય બાપ હોય તેનું કહ્યું છોકરાએ માનવું જોઇએ તે જ યોગ્ય ગણાય.

અહીં તો આત્માની સ્વતંત્રતાની વાત ચાલે છે, કે જેણે

આત્માનો સ્વતંત્ર સ્વભાવ જાણ્યો નથી તે જગતના કોઈપણ કાર્યથી સ્વતંત્ર થઈ શકતો નથી. પણ છ દ્રવ્યથી હું આત્મા જુદો છું તેમ જાણ્યું તે જ સ્વતંત્રતાની જાહેરાત છે. જેણે આત્માનો સ્વતંત્ર સ્વભાવ જાણ્યો તેને પરભાવની ઉપાધિથી જુદો કેમ પડાય તેની પણ ખબર પડી જાય છે.

જેમ અરીસામાં સામી વસ્તુનું પ્રતિબિંબ પડે છે છતાં પણ અરીસો કાંઈ સામી વસ્તુરૂપે થતો નથી એમ જ્ઞાનમૂર્તિ ચૈતન્ય અરીસો તેનો સ્વભાવ બધા પદાર્થને જાણવાનો છે. તે બધા પદાર્થને જાણે તેથી તે પરપદાર્થરૂપે આત્મા થઈ જતો નથી. આ રીતે વસ્તુ સ્વભાવને જાણી તેની શ્રદ્ધા કરી તેમાં ઠરે તો જ આત્માનું હિત થાય. તે સિવાય બીજે કોઈ પણ રસ્તે આત્માનું હિત છે જ નહિ.

હવે અવ્યક્તનો બીજો બોલ કહેવાય છે. કષાયોનો સમુહ જે ભાવકભાવ વ્યક્ત છે. તેનાથી જીવ અન્ય છે માટે અવ્યક્ત છે.

કષાયના બે બોલ થાય છે. એક કષ, અને બીજો આય,-કષ એટલે સંસાર, અને આય એટલે લાભ. જે ભાવ વડે સંસારના ચોરાશીના દુઃખની ડાંગ ખાવાનો લાભ મળે તે કષાય છે, કષ એટલે કૃષીને, અને કૃષીને એટલે ખેડ કરીને, ક્રોધ, માન, માયા, લોભની ખેડ કરીને ચોરાશીના અવતારને ઉગાડે, સંસારના દુઃખને ઉત્પન્ન કરે તેને કષાય કહેવાય છે. જેમ ખેડુત ખેડ કરીને દાણા પકાવે છે, તેમ અજ્ઞાની ખેડુત અજ્ઞાનભાવે ક્રોધ માન માયા લોભ અને શુભાશુભભાવની ખેડ કરીને ચોરાશીમાં ભવ કરવાના દાણા પકાવે છે.

રાગ-દ્વેષ, હર્ષ-શોક, રતિ-અરતિ, અને વેદ તે બધો કષાયોનો સમૂહ છે. ભાવક એટલે કર્મ અને તેનાં નિમિત્તે થતો જે ભાવ તે વ્યક્ત છે, એટલે પ્રગટ છે અને આત્મા તે કષાયોના સમુહથી જુદો છે માટે અવ્યક્ત છે.

કષાયોની લાગણી તે એક સમય પૂરતી પ્રગટ છે, અને આત્મા સમય પૂરતો નથી પણ ત્રિકાળ છે માટે તે સમય પૂરતી પર્યાયથી આત્મા અન્ય હોવાથી તે અવ્યક્ત છે. આખો આત્મા ધ્રુવ ત્રિકાળી સ્વભાવવાન અવિનાશી છે, અને ક્રોધ માન માયા લોભની પર્યાય તે વિકારી ક્ષણિક અને નાશવાન હોવાથી આત્મા તેનાથી અન્ય છે જુદો છે માટે પણ અવ્યક્ત છે.

કોઈ કહેશે કે આમાં ધર્મ શું આવ્યો? આમાં ધર્મ એ આવ્યો કે તે ક્રોધ માન આદિ જે શુભાશુભ ભાવો થાય છે તે જ્ઞેય છે અને હું આત્મા તેનો જાણનારો જ્ઞાયક છું, તેમ જાણવું, તેની પ્રતીત કરવી, અને તે જ્ઞાયક સ્વભાવમાં ઠરવું તે જ ખરો ધર્મ છે. જેને આત્માનો ધર્મ કરવો હોય તેને આ કષાયોના સમૂહથી જીવને જુદો જાણવો પડશે, શુભાશુભ વિકારી અવસ્થાથી જુદો જાણવો જ પડશે, અને તે રીતે જુદો જાણ્યે જ ધર્મની શરૂઆત છે બાકી બીજા લાખ કે ક્રોડ ઉપાયે પણ ધર્મની શરૂઆત થાય તેમ નથી.

આ વાત કોને સમજાવાય છે? તદ્દન અજ્ઞાનીને સમજાવાય છે, જેને ચોરાશીમાં રખડતાં થાક લાગ્યો હોય, કે હે આત્મા! હવે બસ કર! હવે આ રખડવું બંધ કર! એવો જેને રખડપટીનો થાક લાગ્યો હોય તેવા જીજ્ઞાસુ જીવને આચાર્યદેવ કરૂણાથી સમજાવે છે.

શ્રીમદ્ રાજચંદ્ર કહે છે કે સરલતા, મધ્યસ્થતા, જીતેંદ્રિયપણું, અને વિશાળબુદ્ધિ આ ચાર બોલ જેના અંતરમાં પ્રગટયા હોય તે જીવ તત્ત્વ પામવાનું ઉત્તમ પાત્ર છે. એવા ચાર બોલ જેના અંતરમાં પ્રગટયા હોય અને રખડવાનો જેને થાક લાગ્યો હોય તેવા જીજ્ઞાસુ જીવને આ વાત સમજાય છે. અરે! ભાઇ! આવા મોંઘા મનુષ્યપણા મળ્યા, આવા સતસમાગમ મળ્યા, આવા ઉત્તમ ટાણે જો નહિ સમજ તો પછી કયારે સમજીશ! બાપુ! આ મનુષ્યનું આયુષ્ય પુરું થયું, તો ભાઇ! કયાં ઉતારા કરશો, રણમાં

રોણાં કોણ સાંભળશે ! ચોરાશીના અવતારમાં તમારા રૂદનના અવાજ કોઇ સાંભળે તેમ નથી. માટે જો સુખી થવું હોય તો, આત્માના સ્વભાવને ઓળખી તેમાં ઠરવાથી જ સુખ અને શાંતિ મળે છે બાકી કોઇ ઉપાયે સુખ અને શાંતિ છે જ નહિ.

કષાયોના સમુહથી આત્મા જુદો છે તેને ઓળખવાથી જ મુક્તિનો પંથ મળે તેમ છે. અવ્યક્તના પહેલા બોલમાં છએ પર-દ્રવ્યોથી આત્માને જુદો બતાવ્યો, અને બીજા બોલમાં પોતામાં થતી મલિન અવસ્થાથી જુદો બતાવ્યો.

હવે અવ્યક્તનો ત્રીજો બોલ કહે છે. ચિત્સામાન્યમાં ચૈતન્યની સર્વ વ્યક્તિઓ નિમગ્ન ( અંતર્ભૂત ) છે માટે અવ્યક્ત છે.

ચિત્ સામાન્ય એટલે આત્માનો જ્ઞાન સ્વભાવ, જે ત્રિકાળ સદૃશ એકરૂપે રહેનારો છે, કાયમ સરખાપણે રહેનારો છે. તેમાં ચૈત-ન્યની સર્વ વ્યક્તિઓ નિમગ્ન છે એટલે શું, કે જાણવાની પર્યાય ક્ષણે ક્ષણે વધારે ઓછી નિર્મળ થાય તે પર્યાય સામાન્ય સ્વભાવમાં સમાય છે, પર્યાયને ગુણમાં સમાડી તેને અંતર્નિમગ્ન કહ્યું છે. પર્યાય તે ગુણમાં ગુણરૂપે અંતર્નિમગ્ન છે.

સોનામાંથી બંગડી સાંકળી વગેરેની જે જુદી જુદી અવસ્થા થાય તે બધી સોનામાં સમાય છે. તેમ ચૈતન્યના જ્ઞાનની મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ વગેરે જે ઉણી કે પૂરી નિર્મળ અવસ્થા થાય તે બધી અવસ્થા સામાન્ય જ્ઞાનમાં અંતર્ભૂત છે, નિમગ્ન છે, તે અવ-સ્થાઓ સામાન્ય સ્વભાવથી જુદી નથી, પરંતુ તે પર્યાયોના ભેદ તરફથી જુઓ તો તે જુદી જુદી અવસ્થા પુરતો આત્મા નહિ હોવાથી તે અવ્યક્ત છે સર્વ પર્યાયો સામાન્યમાં અંતર્ભૂત છે એટલે કે સામાન્યરૂપ છે તેથી જુદી જુદી પર્યાયો પૂરતો આત્મા નથી માટે તે અવ્યક્ત છે.

જેમ પાણીના નાના મોટા તરંગ તે પાણીમાં સામાન્યમાં સમાય છે, તે સામાન્યરૂપ છે તેમ આત્મામાં જાણવું, જાણવું કાયમ રહે છે તે ત્રિકાળી જાણક સ્વભાવમાં ક્ષણે ક્ષણે થતી નિર્મળ પર્યાય સમાઇ જાય છે. તે ક્ષણે ક્ષણે થતી પ્રગટ નિર્મળ અવસ્થા સામાન્ય જ્ઞાનરૂપ ભેગી છે તેથી જુદી જુદી પર્યાયો પુરતો આત્મા નથી, માટે તે અવ્યક્ત છે.

પહેલા બોલમાં કહ્યું કે તું છ એ દ્રવ્યથી જુદો તને જો, તો રાગ-દ્વેષ અને અજ્ઞાન તૂટયા વિના રહેશે નહિ.

બીજા બોલમાં કહ્યું કે કષાયોનો સમૂહ જે ક્રોધ, માન, વગેરે કષાયભાવ છે, તેનાથી તું તને જુદો જો, તો રાગ-દ્વેષ અને અજ્ઞાન તૂટયા વગર રહેશે નહિ.

ત્રીજા બોલમાં કહ્યું કે સામાન્ય જ્ઞાનને જો, અવસ્થાને ન જો, તો રાગ-દ્વેષ અજ્ઞાન તૂટયા વિના રહેશે નહિ. બીજા બોલમાં મલિન પર્યાયની વાત હતી કે મલિન પર્યાયથી તું તને જુદો જો, અને ત્રીજા બોલમાં નિર્મળ પર્યાયની વાત છે કે નિર્મળ પર્યાય જે મતિ શ્રુત અવધિની થાય છે તેટલા પૂરતો તને ન માન, અને તે પર્યાય ઉપર દૃષ્ટિ ન મૂક.

હવે અવ્યક્તનો ચોથો બોલ કહે છે. ક્ષણિક વ્યક્તિ માત્ર નથી માટે અવ્યક્ત છે.

ત્રીજા બોલમાં સર્વ વ્યક્તિઓની વાત હતી. અને અહીં ચોથા બોલમાં ક્ષણિક વ્યક્તિ લીધી છે એટલે કે એક સમયની એક પર્યાય લીધી છે, એક સમયની એક પર્યાય જેટલો આત્મા નથી માટે આત્મા અવ્યક્ત છે. એક સમયની અવસ્થા હોય તે વખતે પણ અવસ્થા ઉપર લક્ષ નહિ આપતા અખંડ ધ્રુવ સ્વભાવ ઉપર લક્ષ આપી આખા ધ્રુવ સ્વભાવને લક્ષમાં લઇ લે છે તેથી તે અવસ્થા પૂરતો આત્મા નહિ હોવાથી આત્મા અવ્યક્ત છે.

અભેદ દૃષ્ટિ આવ્યા વગર ભેદનો રાગ-દ્વેષ ટળશે નહિ. ચૈતન્ય આત્મા તે એક સમયની જે નિર્મળ પર્યાય થઈ તેટલો નથી પણ ત્રિકાળ ધ્રુવ છે, સમયની અવસ્થા તો બદલાઈ જાય છે અને પોતે આત્મા તો કાયમ રહે છે માટે તે અવસ્થા પૂરતો આત્મા નથી, તેથી તે અવ્યક્ત છે.

ક્ષણિક વ્યક્તિ એટલે એક સમયની અવસ્થા, જો તે અવસ્થા જેટલો જ આત્માને માન્યો તો જે ધ્રુવ સ્વભાવ છે તેને ન માન્યો, હવે જો એક અવસ્થા પૂરતો જ આત્મા હોય તો પછી બીજે સમયે બીજી અવસ્થા અને ત્રીજે સમયે ત્રીજી અવસ્થા એમ બધી અવસ્થાનું સામર્થ્ય તે દ્રવ્ય વિના આવશે ક્યાંથી? એક અવસ્થા બદલીને બીજી અવસ્થા ઉત્પન્ન થશે ક્યાંથી? માટે બધી અવસ્થાનું સામર્થ્ય ધરનાર ત્રિકાળ ટકતો દ્રવ્યનો સામાન્ય સ્વભાવ છે, અને તેમાંથી સમયે સમયે પર્યાય ઉત્પન્ન થાય છે પણ પર્યાય પૂરતો આત્મા નહિ હોવાથી પોતે અવ્યક્ત છે. આવું આત્માનું સ્વરૂપ છે તેને આ પ્રકારે સમજે તો સ્વતંત્રતા પ્રગટે.

કેટલાક કહે છે કે ગુરુકૃપા થાય તો આપણને સમજાવી દીયે, પણ ગુરુ કૃપા કોઈને કાંઈ આપી દે તેમ નથી, પોતાની યોગ્યતાથી પોતે સમજે ત્યારે ગુરુ કૃપાને નિમિત્ત થયું કહેવાય. તારી તૈયારીથી તું સમજ તો સમજાય તેવું છે. બાકી તારી તૈયારી વગર તીર્થંકર પણ તને સમજાવવા સમર્થ નથી. તીર્થંકરદેવે ગયા ભવમાં જ્યારે તીર્થંકર ગોત્ર બાંધ્યું ત્યારે આત્માની ઓળખાણમાં બધા જીવોને સમજાવી દઉં તેવો ઉત્કૃષ્ટ પ્રશસ્ત ભાવ આવવાથી તીર્થંકર ગોત્ર બંધાણું હતું. તે ભાવમાં તીર્થંકર પ્રકૃતિ બંધાણી છતાં પોતે જ્યારે તીર્થંકર પદે કેવળજ્ઞાનમાં હતા ત્યારે કાંઈ બધાને તારી શક્યા નહિ. જેની તૈયારી હતી તે જીવો તર્યા ત્યારે તીર્થંકર ભગવાનના નિમિત્તે તર્યા તેમ ઉપચારથી કહેવાણું. શ્રી તીર્થંકર ભગવાન તો બધાને તરવામાં નિમિત્ત હતા છતાં જે પોતાના ઉપાદાનની તૈયારીએ તર્યા તેને

નિમિત્ત થયા તેમ કહેવાણું.

નિમિત્તનો અર્થ હાજરી સમજવો પણ નિમિત્ત કોઇનું કાંઇ કરી દેતું નથી કાર્ય થવામાં જે અનુકૂળ નિમિત્ત હોય તેને તે કાર્યનું નિમિત્ત થયું કહેવાય, ઘડો થવામાં કુંભાર અનુકૂળ નિમિત્ત છે અને કોર્ટમાં વકીલ અનુકૂળ નિમિત્ત છે, કોર્ટના કાર્યમાં કુંભાર હાજર ન હોય અને ઘડો થવામાં વકીલ હાજર ન હોય. મોક્ષ પર્યાય ઉઘડવામાં દેવ, ગુરુ, શાસ્ત્ર તે અનુકૂળ નિમિત્ત છે. નિમિત્ત તરફની દૃષ્ટિએ જુઓ તો સ્ત્રી, પુત્ર, વગેરે રાગી નિમિત્ત તે રાગ થવામાં નિમિત્ત કહેવાય, અને વીતરાગી નિમિત્ત છે તે વીતરાગતા થવામાં નિમિત્ત કહેવાય પરંતુ રાગી નિમિત્તને દેખી કોઈ વીતરાગભાવ કરે અને વીતરાગી નિમિત્તને દેખી કોઈ અશુભભાવ કરે, તો તેમાં પોતાના ઉપાદાનનો ગુણદોષ છે વીતરાગી નિમિત્તને પણ પોતે રાગનું નિમિત્ત બનાવ્યું તે પોતાના ઉપાદાનનો દોષ છે. તીર્થંકર ભગવાન તો બધાને હાજર હતા પણ જે પોતાની તૈયારીએ તર્યા તેને નિમિત્ત કહેવાણું.

દેવ ગુરુ અને શાસ્ત્ર તે તરવામાં અનુકૂળ નિમિત્ત છે, એવું નિમિત્ત અને ઉપાદાન બન્નેનું જ્ઞાન સમ્યગ્જ્ઞાનમાં આવી જાય છે, રાગી નિમિત્ત છે કે વીતરાગી નિમિત્ત છે તેનો વિવેક સમ્યગ્જ્ઞાનીને હોય છે. નિમિત્ત તે તારી દેતું નથી પણ પોતે પોતાથી તરે ત્યારે નિમિત્ત હોય છે. પોતે તરે ત્યારે નિમિત્તને આરોપ અપાય છે.

૧૯૯૯ આસો વદ ધનતેરસ મંગળ.

અહીં અવ્યક્તની વાત ચાલે છે. આત્મા છ દ્રવ્ય સ્વરૂપ લોકથી જુદો છે માટે અવ્યક્ત છે. જુદા સ્વરૂપનું ભાન કરે તો જુદામાં ઠરે, અને તે જ મોક્ષમાર્ગ છે. જો પોતાનો જુદો સ્વભાવ ન જાણે તો પોતાના સ્વરૂપમાં ઠરવાનો પુરુષાર્થ કરે નહિ, અને ઠરવાના પુરુષાર્થ વગર કષાયોનો સમૂહ રાગ-દ્વેષ વગેરે ટળે નહિ. ક્રોધ માન વગેરે થાય તેટલો આત્મા નથી પણ તેના નાશ કરવાના સ્વભાવથી ભરેલો આત્મા છે. તે બે બોલ થયા.

ત્રીજા બોલમાં ચિત્ સામાન્ય એટલે આખો જ્ઞાનગુણ લીધો. તે આખા જ્ઞાનગુણમાં જે ક્ષણે ક્ષણે નિર્મળ અવસ્થા થાય તે જ્ઞાન-ગુણથી જુદી નથી, તે નિર્મળ અવસ્થા જ્ઞાનગુણમાં અંતર્નિમગ્ન છે, એટલે કે જ્ઞાનગુણમાં જ્ઞાનની નિર્મળ અવસ્થા સમાયેલી છે.

જેમ સોનામાં તાંબુ નાખવાથી તે તાંબુ સોના સાથે ગમે તેટલો ટાઈમ રહે તોપણ તે સોનું થતું નથી, તે તાંબુ સોનાથી જુદું પડી જાય એટલે સોનાના પીળપની નિર્મળ નિર્મળ અવસ્થા થતી જાય તે સોનાની જ અવસ્થા છે, સોનામય જ તે અવસ્થા છે, સોનામાં તેની નિર્મળ અવસ્થા એકરૂપ છે પણ જુદી નથી. એમ ચૈતન્યમૂર્તિ ભગવાન આત્મામાં કર્મના નિમિત્તે પોતાની ઉંધાઇથી વિકારી અવસ્થા ક્ષણે ક્ષણે થઇને ભલે અનંતકાળ થયો છે તો પણ તે વિકાર સ્વરૂપે થઇ જતો નથી. આ વિકાર તે હું નહિ, હું આત્મા આ વિકારરૂપ તાંબાથી જુદો છું, એમ જ્ઞાનમાં વિવેક થતાં પછી જે જે નિર્મળ અવસ્થા થાય તે તેમાં અંતર્નિમગ્ન છે, રાગ-દ્વેષ વિનાની જે નિર્મળ, નિર્મળ, અવસ્થા થાય તે ચૈતન્ય પ્રભુ સામાન્યથી જુદી નથી પણ સામાન્યમાં એકરૂપ છે, ભેદરૂપ નથી.

તારો ચૈતન્યમૂર્તિનો એકરૂપ સામાન્ય ખાનદાન સ્વભાવ તેના ઉપર દૃષ્ટિ મૂકવાથી નિર્મળ પર્યાય ઉઘડે છે, સામાન્ય સ્વભાવની દૃષ્ટિના જોરે નિર્મળ પર્યાય, જે સામાન્ય સ્વભાવ ભર્યો છે તેમાંથી પ્રગટે છે. પરંતુ અવસ્થા ઉપર લક્ષ મૂકવા જેવું નથી, કારણકે રાગ-દ્વેષ ટળીને જે નિર્મળ પર્યાયના ભંગ પડે છે તેના ઉપર લક્ષ મૂકતાં પર્યાય નિર્મળ નહિ થાય. નિર્મળ પર્યાય પણ ભંગરૂપ અને ભેદરૂપ છે તેથી તે ભંગરૂપ પર્યાય ઉપર લક્ષ મૂકતાં રાગ થાય છે અને રાગ થતાં નિર્મળ પર્યાય પ્રગટતી નથી. ક્ષણિક પર્યાય પૂરતો હું નથી, પણ હું તો સામાન્ય ત્રિકાળ એકરૂપ છું, એવી દૃષ્ટિના જોરમાં અસ્થિરતા ટળીને સ્થિરતા પ્રગટે છે—નિર્મળ પર્યાય પ્રગટે છે.

આ વાત ઘણું અલૌકિક છે, કુંદકુંદાચાર્યદેવના બધા ગ્રંથોમાં

આ ગાથા છે. તેમાં વળી જે આ અવ્યક્તનો બોલ ચાલે છે તે તો બહુજ સરસ છે. આજે ધનતેરશ પણ છે અને અહીં અવ્યક્તનો બોલ ચાલે છે, આજે લોકો ધનની પૂજા કરે છે, પરંતુ તે તો ધૂળની પૂજા છે, અને આ તો ચૈતન્ય લક્ષ્મીનું પૂજન ચાલે છે.

લોકો ધનની પૂજા કરે છે એટલે એમાંથી એવું નીકળે છે કે હું સદાય તારો-લક્ષ્મીનો ઓશિયાળો રહું, અને તારા વિના મારે ચાલે નહિ તેવો મને રાખજે.

માણસો બોલે છે ને કે હે પ્રભુ! અમને નાગા ભૂખ્યા ન રાખશો, તેનો અર્થ એવો થયો કે શરીર સદાય રાખજો, અને ભૂખ સદાય લાગ્યા કરે ને રોટલા સદાય મળ્યા કરે, એ રીતે પરનો ઓશિયાળો સદાય રહ્યા કરૂં, એમ તે માગે છે. પણ એમ ભાન કરે કે હું ચૈતન્યમૂર્તિ આત્મા, પરથી નિરાળો છું મારી ચીજ, મારી સ્વરૂપ-લક્ષ્મી તો મારી પાસે છે, પરવસ્તુ તે મને સુખરૂપ નથી, મારૂં સુખ તો મારામાં છે, એવો વિવેક થતાં પરની ઓશિયાળ ટળી જાય છે.

અહીં અવ્યક્તનો બોલ ચાલે છે, આ વાત અત્યારે સમાજમાં ચાલે નહિ, કાને કોઇ દિવસ સાંભળવામાં આવી નહિ, અને તેથી તેનો વિચાર પણ કોઇ દિવસ કર્યો નહિ, કોઇ દિવસ એવું સ્વપ્ન પણ આવ્યું? કે હું ચિદાનંદ આત્મા મુક્ત થઇ ગયો! જેનો જેને રંગ તેનાં તેને સ્વપ્નાં આવે, વેપારીઓને વેપારનો રંગ તેથી તેને વેપાર ધંધાના સ્વપ્નાં આવે, અને જેને આત્માની લગની લાગી હોય તેને એવા સ્વપ્નાં આવે કે હું ચિદાનંદ સ્વરૂપે રમતો મુક્ત થઇ ગયો.

એનુ સ્વપ્ને જો દર્શન પામે રે,<br>
તેનું મન ન ચડે બીજે ભામે રે;<br>
થાય કૃષ્ણનો લેશ પ્રસંગ રે,<br>
તેને ન ગમે બીજા કેરો સંગ રે.

હું આત્મા મુક્ત છું, સિદ્ધ થયો એવું સ્વપ્ન પણ જો આવ્યું,

તો પછી તેનું મન રાગ-દ્વેષ અને વિષય કષાયના ભામે ચઢતું નથી, કૃષ્ણ શબ્દે કર્મને કૃષનાર એવો જે આત્મા તેનો લેશ પ્રસંગ એટલે એક અંશ પણ જો પ્રગટયો તો તેને પરના સંગની રૂચિ કે પ્રીતિ થતી નથી. કર્મને કૃષે તે આત્મા પોતે શ્રીકૃષ્ણ ભગવાન છે, કર્મને મારીને, બાળીને, પોતે જાગે તે પોતે શ્રી કૃષ્ણ ભગવાન છે, જેમ શ્રી કૃષ્ણનો અવતાર કંસને મારવાને હતો, કાંઇ કંસથી મરવાને તેનો અવતાર ન હતો, તેમ ચૈતન્યમૂર્તિ ભગવાન આત્મા પોતે પરથી જુદો છે એવા આત્માનો અનુભવ થયો તે શ્રી કૃષ્ણ જન્મ્યા, તે કંશ શબ્દે કર્મને નાશ કરવાને માટે આત્માનો જન્મ છે.

હવે અવ્યક્તનો પાંચમો બોલ કહે છે. વ્યક્તપણું તથા અવ્યક્તપણું ભેળાં મિશ્રિતરૂપે તેને પ્રતિભાસવા છતાં પણ તે કેવળ વ્યક્તપણાને જ સ્પર્શતો નથી માટે અવ્યક્ત છે.

ક્ષણે ક્ષણે થતી પર્યાય તે વ્યક્ત, અને પોતે આત્મા કાયમ ટકનારો ધ્રુવ તે અવ્યક્ત છે, તે ક્ષણિક અવસ્થાનું પણ જ્ઞાન કરે છે ને ત્રિકાળી વસ્તુનું પણ જ્ઞાન કરે છે, બન્નેને સાથે મિશ્રિતપણ એટલે તે બન્ને સાથે જાણવામાં આવવા છતાં પણ કેવળ વ્યક્તપણાને જ સ્પર્શતો નથી માટે પોતે અવ્યક્ત છે.

જ્ઞાન ત્રણેકાળની અવસ્થાને જાણે અને વસ્તુને પણ જાણે, બન્ને જ્ઞાનમાં પ્રતિભાસવા છતાં કેવળ વ્યક્ત એટલે અવસ્થાને જ સ્પર્શે છે તેમ નથી. જેને આત્માની નિર્મળ પર્યાય પ્રગટ કરવાની રૂચિ છે અને પુરૂષાર્થનું બળ છે તે એમ કહે છે કે કાલે જ જ્ઞાન પ્રગટ કરીશ, કાલે જ વીતરાગતા પ્રગટ કરીશ, તેમાં શું આવ્યું, કાલે એટલે ભવિષ્યમાં જે પર્યાય પ્રગટ કરવી છે તે પર્યાય મારા દ્રવ્યમાં ભરી પડી છે, દ્રવ્યમાં અવસ્થા ભરી છે તે ભરેલાનું જ્ઞાન અને વર્તમાન વર્તતી અવસ્થાનું જ્ઞાન, એ રીતે બન્નેનું જ્ઞાન થયું. દ્રવ્યમાં અવસ્થા ભરી છે એટલે દ્રવ્યનું જ્ઞાન અને વર્તમાન અવસ્થાનું જ્ઞાન બન્નેનું

જ્ઞાન થયું; એકલી અવસ્થાનું જ જ્ઞાન થયું તેમ નથી, પરંતુ બન્નેનુ જ્ઞાન થયું.

એક છોકરી ગોરણું લઇને રોટલી કરવા માગે છે ત્યારે તેને ગયા કાળનું જ્ઞાન વર્તે છે કે મારી બા આવી જાતની રોટલી કરતી હતી અને ભવિષ્યમાં મારે આવી રોટલી કરવી છે એમ લક્ષમાં લઇને પછી વર્તમાનમાં તે છોકરી ગોરણું કાપે છે, તે રીતે એ છોકરીને પણ રોટલી કરતાં, ગયા કાળનું અને ભવિષ્યનું જ્ઞાન બંને સાથે વર્તે છે.

તેવી જ રીતે કુંભારને પણ ઘડો કરવા પહેલાં ઘડાનું જ્ઞાન થાય છે કે માટીમાંથી પહેલાં ગયા કાળે ઘડો કર્યો હતો તેવો ઘડો ભવિષ્યમાં કરવો છે, અથવા આ ઘડો ગયા કાળે માટીમાંથી થયો છે અને ભવિષ્યમાં આ બીજી માટીમાંથી ઘડો આમ થશે તેમ ત્રણે કાળનું જ્ઞાન સાથે વર્તે છે. કુંભારે તો ઘડાનું જ્ઞાન જ કર્યું છે પણ ઘડાનો કર્તા કુંભાર નથી. જ્યારે માટીનો પીંડો હોય છે ત્યારે કુંભાર એમ જાણે છે કે આમાંથી ઘડો થશે, અને જ્યારે ઘડો થાય છે ત્યારે તે એમ જાણે છે કે આ ઘડો થાય છે, પણ તેમાં તેણે કાંઇ કર્યું નથી. માટીના પીંડામાંથી થાસ અને કોસ થાય છે ત્યારે કુંભાર જાણે છે કે આ થાસ અને કોસ થાય છે. જેમ થાય છે તેમ તેણે જાણ્યું પણ તેમાં તેણે કર્યું શું ? પહેલાં માટીના પીંડાનું જ્ઞાન કર્યું એટલે કે તે કુંભારે પહેલાં સામાન્યનું જ્ઞાન કર્યું, પછી તેણે વર્તમાન વર્તતી અવસ્થાનું જ્ઞાન કર્યું, ધ્રુવતાની સામર્થ્યતાનું જ્ઞાન, અને અવસ્થાનું જ્ઞાન બન્ને સાથે થાય છે.

તેજ પ્રમાણે ઝવેરીને પહેલાં હીરાનો ભાવ આટલો હતો વર્તમાનમાં આટલો છે, અને ભવિષ્યમાં આટલો વધશે એમ ત્રિકાળનું જ્ઞાન સાથે આવી જાય છે એ રીતે દ્રવ્ય અને પર્યાયનું બન્નેનું જ્ઞાન સાથે આવી જાય છે.

એમ આત્મા ત્રણે કાળની પર્યાયનો પિંડ જે વસ્તુ તેને પણ જાણે છે અને વર્તમાન વર્તતી પર્યાયને પણ જાણે છે. તેવો તેનો સ્વભાવ છે તો પણ કેવળ વર્તમાન વર્તતી પર્યાયને જ માત્ર સ્પર્શે તો નથી માટે તે અવ્યક્ત છે.

જ્ઞાની જાણે છે કે જેનો સંયોગ થયો તેનો વિયોગ અવશ્ય થવાનો છે. આ શરીરનો જન્મ થયો તેનો વિયોગ અવશ્ય થવાનો છે, એમ સંયોગ વિયોગનું જ્ઞાન સાથે આવી જાય છે: સંયોગ ટાણે વિયોગનું જ્ઞાન સાથે આવી જાય છે, તેથી તેને વિયોગ ટાણે દ્વેષ થતો નથી, જેવું જાણ્યું હતું તેવું જ થયું પછી દ્વેષ ન થાય, આ રીતે સમ્યગ્જ્ઞાનીના જ્ઞાનમાં સમાધિ વર્તે છે, તે સમાધિને વધારીને દેહને છોડે છે.

જ્ઞાની સમજે છે કે આ સંયોગી ચીજ છે તે એક વાર જરૂર જશે, એટલે તે જીવનની પળમાં ઉભો છતાં સમજે છે કે આ જે શરીર જાય છે તે મારૂં નહિ, મારૂં હોય તે જાય નહિ, તેથી તેને સંયોગમાં રાગ નથી, અને જવા ટાણે દ્વેષ પણ નથી એ રીતે શાંતિની નિર્મળ પર્યાયમાં વધતાં વધતાં વધીને તે દેહને છોડે છે.

જેણે આ શરીર તે હું એમ માન્યું છે તેને વિયોગ ટાણે દ્વેષ થયા વિના રહેશે નહિ. જેને શરીરને રાખવાનો રાગ તેને મરણ ટાણે દ્વેષ થયા વિના રહેશે નહિ, તેને પોતાનું તો ભાન નથી, અને જે પરનું જ્ઞાન કર્યું છે તે બધું પર તરફ ઢળીને કર્યું છે. તેથી પરના સંયોગ ટાણે રાગ અને વિયોગ ટાણે દ્વેષ થયા વગર રહેશે નહિ.

જેણે પોતાના સામાન્ય ચૈતન્ય સ્વભાવનું જ્ઞાન, પોતાની અવસ્થાનું જ્ઞાન, અને પર પદાર્થનું પણ જ્ઞાન, સ્વતરફ ઢળીને કર્યું છે, તે એકલી અવસ્થાને સ્પર્શતો નથી. પોતાના સ્વભાવના ભાનમાં વર્તમાન અવસ્થાનું જ્ઞાન, પોતાના સામાન્યનું જ્ઞાન, અને સામા પદાર્થની વર્તમાન અવસ્થાનું જ્ઞાન, અને સામા પદાર્થના ભવિષ્યનું

જ્ઞાન એટલે કે સામાના સામાન્યનું જ્ઞાન, તેનું સળંગ જ્ઞાન કરનાર એકલી અવસ્થાને સ્પર્શતો નથી. જેને એમ પ્રતીત છે કે મારો આત્મા કાયમ ટકનારો ધ્રુવ છે, તે વસ્તુ અને વસ્તુની અવસ્થાનું બન્નેનું જ્ઞાન કરે છે પણ એકલી અવસ્થાનું જ્ઞાન કરતો નથી એકલી અવસ્થાને સ્પર્શતો નથી. માટે આત્મા અવ્યક્ત છે.

હવે અવ્યક્તનો છઠ્ઠો બોલ કહેવાય છે.

પોતે પોતાથી જ બાહ્ય-અભ્યંતર સ્પષ્ટ અનુભવાઇ રહ્યો હોવા છતાં પણ વ્યક્તપણા પ્રતિ ઉદાસીનપણે પ્રદ્યોતમાન (પ્રકાશમાન) છે માટે અવ્યક્ત છે.

અભ્યંતર એટલે પોતે દ્રવ્ય અને બાહ્ય એટલે સર્વ બાહ્ય પદાર્થો તે જ્ઞેય, તે સર્વ પોતે પોતાથી જ પ્રત્યક્ષ જણાય છે, આ બોલમાં પ્રત્યક્ષનું વજન છે. મન ઇંદ્રિયના અવલંબન વગર પોતે પોતાથી જ પ્રત્યક્ષ જાણે છે, એકલું પરિપૂર્ણ દ્રવ્ય કહ્યું છે, તેમાં સંયોગ નહિ, નિમિત્ત નહિ, વિકાર નહિ, ઉણી પર્યાય નહિ, નિર્મળ પર્યાય પૂરતું પણ દ્રવ્ય નહિ, એકલું સામાન્ય દ્રવ્ય કહ્યું છે, માત્ર પર્યાયરૂપ દ્રવ્ય નથી, માટે વ્યક્તપણા પ્રત્યે ઉદાસીન છે. સ્વ અને પરનું બન્નેનું જ્ઞાન પ્રત્યક્ષ જ છે. પરનું જ્ઞાન કરે છે એમ કહેવું તે વ્યવહાર છે, પણ પરને જાણે છે તેથી કાંઈ જ્ઞાનમાં પરોક્ષપણું આવતું નથી, અંતરનું અને બહારનું જ્ઞાન પોતે પોતાથી પ્રત્યક્ષ જ કરે છે, તેમાં પરનું નિમિત્ત કે પરોક્ષપણું આવતું નથી, કેવળજ્ઞાન પર્યાય પ્રગટે ત્યારે પ્રત્યક્ષ જણાય તેમ નહિ પણ જ્ઞાન પોતે પોતાથી જ સ્વરૂપ પ્રત્યક્ષ છે પોતે પોતાના દ્રવ્યથી ગુણથી અને પર્યાયથી સ્વરૂપ પ્રત્યક્ષ જ છે સ્વપર પ્રકાશકપણે પોતે પ્રત્યક્ષ જ છે તો પણ વ્યક્તપણા પ્રત્યે ઉદાસીન છે, બાહ્ય જ્ઞેય અને અભ્યંતરમાં પોતે સ્પષ્ટ જણાઇ રહ્યો હોવા છતાં પર્યાય પ્રત્યે ઉદાસીન વર્તે છે. અનુભવનો અર્થ અહીં જ્ઞાન થાય છે.

આત્મામાં સામી ચીજનું-જ્ઞાન થાય અને એની અવસ્થાનું

પણ જ્ઞાન થાય, તેમ પોતાના આત્માનું પણ જ્ઞાન થાય અને પોતાની પર્યાયનું પણ જ્ઞાન થાય તે સર્વનું પ્રત્યક્ષપણે સ્પષ્ટ જ્ઞાન થાય તો પણ માત્ર પર્યાયની વ્યક્તતાને આત્મા સ્પર્શતો નથી માટે આત્મા અવ્યક્ત છે. આ ગાથા મહા માંગલિક છે, અલૌકિક છે. આજની ધનતેરસ આ રીતે અપૂર્વ ઉજવાણી. આમ છ હેતુથી અવ્યક્તપણું સિદ્ધ કર્યું.

આત્મા પર્યાય પ્રત્યે ઉદાસીન પ્રકાશમાન છે જેમકે સિદ્ધ ભગવાન પણ એક સમયે ત્રણે કાળનો આનંદ ભોગવી લેતા હોય તો બીજે સમયે બીજી પર્યાયનો આનંદ ભોગવે ક્યાંથી? માટે એક સમયે આનંદગુણની એક પર્યાયનો ભોગવટો થાય છે અને આનંદની જાત એક રહીને સમયે સમયે નવી નવી પર્યાયનો ભોગવટો થાય છે, તે દરેક પર્યાય સમયે સમયે આત્મામાંથી આવે છે, દરેક પર્યાય આત્મામાંથી આવે છે એટલે કે દરેક પર્યાય આત્મામાં દ્રવ્યરૂપ છે તો તેમાંથી આવે છે માટે એક પર્યાયમાં આખો આત્મા આવી જતો નથી તેથી આત્મા પર્યાય પ્રત્યે ઉદાસીન છે.

આત્માનો મૂળ સ્વભાવ શું છે, મૂળ શક્તિ શું છે તે જાણવાથી આત્માનો સ્વભાવ પ્રગટે. આત્માનો કોઈ ગુણ બહાર ગયો નથી, તેથી બહાર દૃષ્ટિ મૂકવાથી આત્માનો ધર્મ પ્રગટે નહિ. પણ અંતર દૃષ્ટિ મૂકવાથી ધર્મ પ્રગટે. આત્મામાં જે ક્ષણે ક્ષણે નિર્મળ અવસ્થા થાય છે તેનું સામર્થ્ય દ્રવ્યમાં કાયમ પડ્યું છે. જેમ સોનાની મલિન અવસ્થા ટળીને નિર્મળ, નિર્મળ અવસ્થા થતી જાય છે તે એક પછી એક નિર્મળ અવસ્થા થવાની બધી શક્તિ એટલે સામર્થ્ય તો સોનામાં કાયમ છે, એક અવસ્થા પછી બીજી અવસ્થા થાય તે બધી તાકાત-બધું સામર્થ્ય સ્વભાવમાં ન હોય તો પ્રગટે ક્યાંથી? અવસ્થા થવાની તાકાત વસ્તુમાં ન હોય તો આવે ક્યાંથી? એક પછી બીજી અવસ્થા થવાની બધી શક્તિ સામાન્ય સ્વભાવમાં કાયમ છે

દીવાનો પ્રકાશ સ્થૂળ દૃષ્ટિવાળાને એકરૂપ લાગે છે પણ તેમાં

ક્ષણે ક્ષણે અવસ્થા બદલ્યા કરે છે. તેમ આત્મા જ્ઞાન દર્શન આદિ વીર્યની મૂર્તિ છે, તેમાં પણ ક્ષણે ક્ષણે અવસ્થા બદલ્યા કરે છે, મોક્ષ, માર્ગ પ્રગટે ત્યારે અમુક અંશે નિર્મળ પર્યાય થાય છે અને મોક્ષ થાય ત્યારે સંપૂર્ણ નિર્મળ પર્યાય પ્રગટે છે.

મલિન પર્યાયને નાશ કરવાનો સ્વભાવ ત્રિકાળ ધ્રુવપણે અંદર આત્મામાં પડયો છે, વિકારભાવને ટાળવાનો સ્વભાવ જો આત્મામાં ન હોય તો તેને ટાળવાનો વિકલ્પ જ આવે નહિ, પરંતુ તેને ટાળવાનો ભાવ આવે છે અને તે ટળી જાય છે, માટે તેને ટાળવાનો સ્વભાવ આત્મામાં છે. સુખ વગેરે અનંત સ્વભાવ આત્મામાં ભર્યા પડયા છે, પુણ્ય-પાપના ક્ષણિક વિકારમાં આખું દ્રવ્ય સમાઈ જતું નથી તેને ટાળવાનો સ્વભાવ અંદર આત્મામાં ભર્યો પડયો છે. રાગ-દ્વેષ વિકાર જોઈતો નથી છતાં પણ આવે છે તો તે આવે ક્યારે કે અંદર રાગ-દ્વેષ રહિત વીતરાગી નિર્વિકારી સ્વભાવ ભર્યો પડયો છે તે સ્વભાવ તરફ નહિ જોતાં ઊંધી ગુલાંટ ખાધી એટલે રાગ-દ્વેષની અવસ્થા થાય છે અને તેજ પરાધીનતા છે.

લોકો કહે છે કે પરાધીનતા એ સ્વપ્ને સુખ નહિ, પણ પરાધીનતાની વ્યાખ્યા શું? નોકરી કરવી તે પરાધીનતા, કે માબાપનું કહ્યું કરવું તે પરાધીનતા, એ પરાધીનતાની વ્યાખ્યા એટલી નથી; પણ આત્મા જ્ઞાન આનંદની મૂર્તિ છે, તેમાં જે રાગ-દ્વેષ પુણ્ય-પાપના ભાવ થાય તે જ ખરી પરાધીનતા છે, તે પરાધીનતામાં સુખ નથી, તેથી પરાધીનતા ટાળું ને સુખ પ્રગટાવું, સ્વાધીનતા પ્રગટાવું, એમ ભાવ થયા કરે છે એટલે એમાંથી એમ સાબીત થાય છે કે અંદર આત્મામાં સ્વાધીન સ્વભાવ ભર્યો છે તેમાંથી સ્વાધીનતા પ્રગટાવું.

કેટલાક કહે છે કે શું અમે તાબેદાર હોઈશું? એમ કહેવામાં પણ બે વાત આવે છે, એક તો તાબેદાર છે, અને બીજી વાત એ કે તે તાબેદારીની પરાધીનતા ટાળવાની તાકાત પણ અંદર ભરી છે એમ બે વાત સિદ્ધ થઈ, તાબામાં નથી રહેવું એટલે તાબામાં છે

એમ પણ નક્કી થાય છે અને તાબેદારીને ટાળવાનું પણ નક્કી થાય છે.

જેમ કે ખાનદાન માણસને અનીતિનો કોઇ વિકલ્પ આવ્યો ત્યારે એને એમ થાય કે અરર! આવો વિકલ્પ આવ્યો, અરે હું કોણ, આ મારૂં કુટુંબ કોણ? અરે! મને ખાનદાનને આ વિકલ્પ હોય નહિ, મને આ વિકલ્પ ન શોભે, ભલે પ્રાણ જાય તો પણ આ ખાનદાનની જાતને આ ન શોભે. હવે જુઓ, અનીતિનો ભાવ આવ્યો તો ખરો, પણ તેની સાથે તેને ટાળવાનો ભાવ પણ સાથે જ રહેલો છે. અનીતિનો ભાવ ટાળીને નીતિનો ભાવ કાયમ રાખવા માગે છે. અનીતિનો ભાવ થતી વખતે પણ નીતિનો ભાવ પડયો છે અને અનીતિનો ભાવ ટાળતી વખતે અને ટાળ્યા પછી પણ નીતિનો ભાવ પડયો છે.

આ તો નીતિની વાત કરી પણ તેમ જેને આત્માના ખાનદાન સ્વભાવની ખુમારી ચડી ગઇ છે તેને પણ એમ થાય કે અરે હું કોણ! હું સિદ્ધ ભગવાનની જાતનો, સિદ્ધના કુટુંબનો, મારામાં જે આ રાગ-દ્વેષ, અને પુણ્ય-પાપના પરિણામ થાય તે મને પાલવે નહિ, શોભે નહિ. હું તો અશરીરી પરમાત્મા જેવો છું, જેમ સિદ્ધ ભગવાનમાં રાગ-દ્વેષ નથી તેમ મારા આત્મામાં પણ રાગ-દ્વેષ નથી, છતાં પણ આ અવસ્થામાં આ શું! હું સિદ્ધની નાતનો ખાનદાન જાતનો, અરે! મને આ હોય! મને આ ન શોભે. હવે જુઓ, રાગ-દ્વેષ થાય તો છે, છતાં પણ કહે છે કે મને આ ન શોભે એટલે રાગ-દ્વેષ થતી વખતે જ તેને ટાળવાનો સ્વભાવ છે તે ટાળવાનો સ્વભાવ કાયમી જે ઉભો છે તેના તરફ ઢળતાં રાગ-દ્વેષ ટળે છે. રાગ-દ્વેષ થતી વખતે પણ ટાળવાનો સ્વભાવ ઉભો છે, અને રાગ-દ્વેપ ટળ્યા પછી પણ તે સ્વભાવ ઉભો છે. એટલે રાગ-દ્વેપના નાશનો સ્વભાવ ત્રિકાળ ઉભો છે. તે સ્વભાવ ત્રિકાળ ઉભો છે એટલે આ રાગ-દ્વેપ ન જોઇએ, આ મને ન શોભે, તેને ટાળું એમ ભાવ ત્રિકાળી સ્વભાવની હયાતિના કારણે આવ્યા કરે છે. તે ધ્રુવ સ્વભાવ, સામાન્ય સ્વભાવ ઉપર દૃષ્ટિ આપવાથી સ્વભાવ પર્યાય પ્રગટે, પણ પર્યાય ઉપર દૃષ્ટિ આપવાથી

સ્વભાવ પર્યાય પ્રગટે નહિ, પર્યાય ઉપર દૃષ્ટિ આપવાથી રાગ થાય પણ રાગ-દ્વેષ ઘટે નહિ, પણ સામાન્ય ત્રિકાળી એકરૂપ સ્વભાવ ઉપર દૃષ્ટિ આપવાથી રાગ-દ્વેષ ઘટે અને નિર્મળ પર્યાય પ્રગટે.

સત્ વસ્તુની અંદર જે બંધનભાવ થાય તે આત્મભાવ નથી, પરપદાર્થની જરૂર પડે તેવું તત્ત્વ ન હોય, જેમાં પર પદાર્થની જરૂર ન પડે તેનું નામ જીવન કહેવાય. ઓશિયાળું જીવન તે કાંઇ જીવન કહેવાય! સ્વતંત્ર જીવન તે જ ખરૂં જીવન છે. તો સ્વતંત્ર જીવન તે કહેવું કોને? જેમાં રાગ-દ્વેષના પરાશ્રયપણાનો અંશ પણ ન હોય, અને જે પોતાના નિજાનંદમાં ટકી રહે તેજ ખરૂં સ્વતંત્ર જીવન કહેવાય. માટે પર પદાર્થથી પોતે તદ્દન જુદો છે તેવા જુદા તત્ત્વની શ્રદ્ધા ને જ્ઞાન કરે તો તેમાં ઠરવાપણું આવે અને તોજ તે સ્વતંત્ર સુખી થાય.

દરેકે દરેક પદાર્થ સ્વતંત્ર છે કોઇ પદાર્થની ક્રિયા બીજા કોઇને તાબે નથી, પણ અજ્ઞાનીને અભિમાન થઇ જાય છે કે આ કાર્ય મેં કર્યું પણ તેમાં વિચાર કરે તો સ્પષ્ટપણે સમજાય તેવું છે કે તેં પરનું કર્યું શું? માત્ર જે થાય છે તે જાણ્યું જ છે. કલમનો લખવાનો સ્વભાવ છે તેને જાણ્યો, પછી તેની ક્રિયા થવા માંડે ત્યારે પણ જાણે કે આનો આ સ્વભાવ છે તે પ્રમાણે થાય છે. સુતારે જાણ્યું છે કે લાકડામાં ખીલી પેસે પણ પત્થરમાં ખીલી પેસે નહિ, બસ તે જાણ્યું છે તે પ્રમાણે ક્રિયા થાય તો તેના લાકડાના સ્વભાવ પ્રમાણે ક્રિયા થઇ તેમાં સુતારે કર્યું શુ! આઠ વર્ષની બાલિકાએ પણ જાણ્યું છે કે ઘઉંના લોટમાંથી રોટલી થાય તેમ પહેલાથી જાણ્યું છે પછી તે રોટલી થઇ ત્યારે પણ જાણ્યું કે આ લોટમાં રોટલી થવાનો સ્વભાવ હતો તેથી તેમાંથી થઇ. બસ એ રીતે જે પહેલા જાણ્યું હતું તે જ પછી ક્રિયા થયા પછી પણ જાણ્યું, તેમાં તેણે કર્યું શું? જરા વિચાર કરવો જોઇએ કે આ શું થઇ રહ્યું છે. જે પહેલાં જાણ્યું હતું તે જ પ્રમાણે ક્રિયા થાય છે. એમ જાણનારને જાણવાની ક્રિયા તેના જ્ઞાનમાં થાય

છે પણ સંયોગી ચીજથી હું જુદો છું મારી ક્રિયા મારામાં અને પરની ક્રિયા તે પરમાં થયા જ કરે છે, તેનું જેને ભાન નથી તે પરના કાર્ય જે થાય છે તે મેં કર્યાં, મારાથી થયા તેમ અભિમાની થઇ ફર્યા કરે છે. પણ ભાઇ ! આ સમજવા જેવી વાત છે, અનંતકાળની ભૂખ ભાંગવાની આ વાત છે, પ્રભુ ! આ વાત નહિ સમજ તો તારી પરાધીનતાના દુઃખ સહન કરતાં જોનારને રોણાં આવી ગયા તેવા દુઃખો તેં ભોગવ્યા, માટે સમજ ! સમજ ! સમજવાના ઉત્તમ ટાણાં આવ્યા છે.

૧૯૯૯ આસો વદ ૧૪ બુધ.

અવ્યક્તના છ બોલ કહેવાઇ ગયા. હવે આત્માને ઓળખવાનું કોઇ બાહ્ય લિંગ નથી તેમ કહે છે.

એ પ્રમાણે રસ, રૂપ, ગંધ, સ્પર્શ, શબ્દ, સંસ્થાન અને વ્યક્તપણાનો અભાવ હોવા છતાં પણ સ્વસંવેદનના બળથી પોતે સદા પ્રત્યક્ષ હોવાથી અનુમાનગોચરમાત્રપણાના અભાવને લીધે (જીવને) અલિંગગ્રહણ કહેવામાં આવે છે.

આત્મા રસવડે, રૂપવડે ગંધવડે કે શબ્દવડે પણ જણાય તેવો નથી કારણ કે તે ભાવો આત્મામાં નથી. આત્મામાં રસ નથી, રૂપ નથી, ગંધ નથી, સ્પર્શ નથી, અને વાણી પણ નથી તેમ કોઈ જાતનો જડનો આકાર પણ આત્મામાં છે નહિ.

ત્યારે શિષ્ય કહે છે કે પ્રભુ ! તમે આત્મામાં બધું નથી, નથી, કહો છો ત્યારે તેમાં છે શું ? કોઇથી આત્મા પકડાય નહિ, પકડાય નહિ, કહો છો ત્યારે આત્મા પકડાય શેનાથી ?

તેના ઉત્તરમાં ગુરુ કહે છે કે સાંભળ ભાઇ ! તે આત્મા સ્વસંવેદનના બળથી સદાય પ્રત્યક્ષ છે માટે તે સ્વસંવેદનના બળથી જાણી શકાય તેવો છે, પકડી શકાય તેવો છે. આત્મા જ્ઞાન આદિ

અનંત ગુણથી ભરપૂર ભરેલો છે. તે અલિંગગ્રહણ છે, એટલે કે બહારના કોઈ ચિન્હથી પકડાય તેવો નથી.

ધૂમાડાદ્વારા અગ્નિ છે એમ અનુમાન કરી શકાય છે પરંતુ આત્મા માત્ર અનુમાન વડે પકડાય તેવો નથી, આત્મા પોતે પોતાથી પોતાવડે પ્રત્યક્ષ અનુભવાય છે. આત્મા યથાર્થપણે અનુમાનથી એટલે કે સમ્યગ્જ્ઞાનથી પકડી શકાય ખરો, પણ વિકલ્પ છે, માટે પરોક્ષ છે.

આત્મામાં સંસ્થાન નથી, એટલે કે આત્મામાં જડનો કોઈ આકાર નથી, આત્માનો પોતાનો અરૂપી આકાર આત્મામાં છે. શરીરાદિ જડના આકારથી આત્મા ઓળખાવી શકાય તેમ નથી, મનથી વાણીથી કે વિકલ્પથી તે પકડાય તેવો નથી, મનથી, વાણીથી કે વિકલ્પથી તે ઓળખાય તેવો નથી.

મતિ શ્રુતજ્ઞાનના ભેદ આત્માને જાણવા માટે આવે છે ખરા, પરંતુ એવા ભેદ તે જ્ઞાનના એકલા સામાન્ય સ્વભાવમાં નથી, માટે એવા પર્યાયના ભેદો ઉપર લક્ષ મૂકવાથી પણ આત્મા પકડી શકાતો નથી તેમ કહ્યું છે, અહીં તો એકલા સામાન્ય સ્વભાવની વાત કરી છે અંતરમાં આત્માના એકલા સ્વાનુભવની વાત કરી છે.

મતિ શ્રુતજ્ઞાન દ્વારા આત્મા યથાર્થ નિઃશંકપણે જાણી શકાય ખરો, પરંતુ તે વિકલ્પ સહિત છે, પરોક્ષ છે, અને સ્વાનુભવ છે તે પ્રત્યક્ષ છે. સ્વાનુભવ વખતે મતિ શ્રુતજ્ઞાનના પર્યાય ભેદો વિકલ્પ સહિત હોતા નથી. એકલા સામાન્યજ્ઞાનમાં એવા ભેદો લાગુ પડતા નથી, સ્વાનુભવ છે તે અંશે પ્રત્યક્ષ છે, પરંતુ કેવળજ્ઞાનીના જ્ઞાનમાં તો બધું સંપૂર્ણપણે પ્રત્યક્ષ છે.

આત્મા પોતાના અનુભવના નિજરસના બળથી ત્રણેકાળ પ્રત્યક્ષ છે, તે પોતે પોતાના સ્વસંવેદનના બળથી જણાય તેવો છે આત્મા, શબ્દ વગેરે કોઈ બહારના ચિન્હથી પકડાય એવો નથી પરંતુ પોતાના અનુભવના વેદનના બળથી તે પકડાય એવો છે.

આત્માને જાણવા માટે મતિ શ્રુતજ્ઞાન વડે અનુમાન થઇ શકે છે પણ તે અનુમાન પરોક્ષ છે, ઉણું છે, અધુરૂં છે, સમ્યગ્જ્ઞાન વડે થયેલું અનુમાન તે અટકળ નથી, પણ યથાતથ્ય છે, પરંતુ તે પરોક્ષ છે, અને સ્વાનુભવ તે પ્રત્યક્ષ છે ચૈતન્ય ભગવાનની અદ્દ્ભુતનિધિ પોતે પોતાથી પોતામાં ઓળખીને ઠરવાથી પ્રત્યક્ષ જણાય છે. હર્ષ શોકના વિકારી વેદનને કાઢી નાખો તો આત્મા પોતાના વેદનથી પ્રત્યક્ષ છે. અખંડાનંદ પ્રભુ પોતે પોતાથી જાણી શકાય એવો છે, પકડી શકાય તેવો છે, અનુભવ કરી શકાય તેવો છે. બીજા કોઇથી આત્મા પકડી શકાય તેવો નથી માટે આત્મા અલિંગગ્રહણ છે.

જે જીવો હર્ષ—શોકમાં પોતાને સુખી દુઃખી માને છે અને તેમાં પોતાપણાની કલ્પના કરે છે તે પોતાને નમાલી ચીજ માને છે, પરવસ્તુને દેખીને જેને હર્ષ થાય તેણે એમ માન્યું કે મારા આત્મામાં કાંઇ માલ નથી મારામાં કાંઇ શાંતિ નથી, એટલે મારે પરને આધારે સુખ લેવાની જરૂર પડે છે, પણ તે પરાશ્રય વિકાર છે કે અવિકાર? સુખ છે કે દુઃખ? પરાશ્રયપણું તે દુઃખ છે, વિકાર છે; પરાશ્રયભાવ તે સુખ ત્રણકાળ ત્રણલોકમાં હોઇ શકે નહિ.

સઘળું પરવશ તે દુઃખ લક્ષણ,<br>
નિજવશ તે સુખ લહીએ:<br>
એ દૃષ્ટે આતમ ગુણ પ્રગટે,<br>
કહો સુખ તે કેમ કહીએ રે.<br>
ભવિકા વીર વચન અવલોકો

વીર ભગવાન સર્વજ્ઞ પ્રભુ દેવાધિદેવને ત્રણકાળનુ જ્ઞાન કરીને વાણી છૂટી છે તે કહે છે કે હે પ્રાણીઓ! સઘળું પરવશ તે દુઃખનું લક્ષણ છે, પરાધીનતાએ સુખ લેવું તે બધું દુઃખ છે, પરાધીનતા એ દુઃખનું ત્રિકાળ અબાધિત લક્ષણ છે. આત્માની શાંતિ ભૂલીને જે સુખ વેદું છું તેમ માને છે તે બધું ખરેખર દુઃખ જ છે.

પોતાને ભૂલીને બહારમાં સોનામાં, રૂપામાં, પોળીઆમાં, (પૈસામાં) બાયડીમાં, છોકરાંમાં, સુખ અને આનંદ લે છે, તેમાં હાશ! હાશ કરી આનંદ વેદી રહ્યો છે પણ તે બધું દુઃખ છે, તેમાં સુખ નથી પણ તે એકલી દુઃખની મૂર્તિ છે. પરાધીનતા છે તે બધું દુઃખ છે દુઃખનું લક્ષણ છે નિજવશ તે સુખ છે આત્માને પરથી નિરાળો જાણીને મનનું આલંબન છોડીને સ્વાધીનપણે એક અંશે જે આત્માનું વેદન થાય તે સ્વસંવેદન છે, તે જ આત્માનું સુખ છે સ્વવશે સુખ છે. શરીર-મન-વાણી શુભાશુભ પરિણામ વગેરે પરના કોઈ પણ પ્રકારના અવલંબન વડે સુખ નથી પણ પરાધીનતા છે; એવી દૃષ્ટિ વડે સ્વ-રૂપમાં ઠરવાથી સ્વભાવ સુખ પ્રગટે છે તે સુખ વચનાતીત છે, એમ શ્રી વીર ભગવાન દેવાધિદેવે કહ્યું છે.

વિકારમાં સુખ નથી, વિકાર તે પરાધીનતા છે સંસારનો શોક અને સંસારનો હર્ષ તે બન્નેની એક જાત છે તે બે ચંડાલણીના પુત્રો છે. વિભાવરૂપ-વિકારરૂપ ચંડાલણી એના પુણ્ય અને પાપ બે પુત્રો છે. શુભભાવમાં કષાય મંદ છે, અને અશુભભાવમાં કષાય તીવ્ર છે. જેમ ચંડાલણીના બે પુત્રમાંથી એક પુત્ર નાનપણથી બ્રાહ્મણના ઘરે રાખ્યો હોય, ને એક પોતાને ઘરે રાખ્યો હોય પરંતુ બન્ને ચંડા-લણીના જ પુત્રો છે તેમ શુભભાવમાં કષાય મંદ છે અને અશુભ-ભાવમાં કષાય તીવ્ર છે પણ તે બન્ને વિકાર છે ચંડાલણીના જ પુત્રો છે, તેમાં શુભ તે સુખરૂપ અને અશુભ તે દુઃખરૂપ કઇ રીતે હોઇ શકે? કોઇ પણ રીતે હોઇ શકે નહિ, કારણકે તે બન્નેમાં વિકારનું જ વેદન છે, પુણ્યનું વેદન અને પાપનું વેદન તે બન્ને વેદન પરાશ્રય વેદન છે તે વેદન ભગવાન આત્માના ઘરનું નથી, માટે તે ચંડા-લણીના પુત્રો છે.

આવો પુણ્ય-પાપ વગરનો આત્મા તેનું સ્વસંવેદન થઇ શકે છે-અનુભવ થઇ શકે છે. આવા આત્માનો અનુભવ ચોથે પાંચમે ગુણસ્થાને ગૃહસ્થાશ્રમમાં પણ થઇ શકે છે, એકલો આત્મા સ્વઅનુ-

ભવ વડે ચોથે પાંચમે ગુણસ્થાને અનુભવી શકાય છે, અનુભવ વડે જાણી શકાય છે. ચક્રવર્તી રાજાને છ ખંડનું રાજ હોય, ૯૬ હજાર સ્ત્રીઓ હોય, ૯૬ ક્રોડ પાયદળ હોય, ૩૨ હજાર મુકુટ બંધ રાજા તો જેને ચામર ઢાળે, ૧૬ હજાર દેવો તો જેની સેવામાં હોય આવો મોટો રાજા આટલી રિદ્ધિવાળો હોય તોપણ તેને આત્માનો અનુભવ થઈ શકે છે.

ભગવાન આચાર્ય પરમગુરુ કહે છે કે મન, વાણી, દેહ અને પુણ્ય-પાપના ફોતરાથી પણ જુદો એવો આત્મા પોતે પોતાના બળથી જાણી શકાય છે, અનુભવી શકાય છે, પરંતુ તે પુણ્ય-પાપના વિકલ્પો જે ક્ષણે ક્ષણે નવા નવા થાય છે તેનાથી જાણી શકાય તેવો નથી. જેમ સોળવલા સોનાની ઝળક લેવી હોય તો તેમાંથી તાંબાનો ભાગ કાઢી નાખવો જોઇએ, તેમ આત્માના શુદ્ધ સ્વભાવનો અનુભવ કરવો હોય તો તેમાંથી પુણ્ય-પાપના વિકલ્પો દૂર કરી અને આત્માનો અનુભવ કરે તો તે થઈ શકે તેવો છે. વારંવાર આત્માના સ્વભાવનું શ્રવણ કરી, એકલો આત્મસ્વભાવ લક્ષમાં લઇ, વારંવાર એકા થવાનો અભ્યાસ કરે તો આત્માનો અનુભવ થઈ શકે તેમ છે-આત્મ ભાવ પ્રગટ થઈ શકે તેમ છે.

જે જીવોની પર ઉપર દૃષ્ટિ છે તે આત્મસ્વભાવને ભલો ન માને અને પરમાં ભલા ભૂંડાની કલ્પના કરે કે કાળી ચામડી તે સારી નહિ અને રૂપાળી ચામડી તે સારી પણ તે શરીરની ચામડીની જરા છાલ ઉતારીને જો તો ખબર પડશે કે અંદર શું ભર્યું છે? એવી ચામડીથી હું શોભું એમ જે તું માની રહ્યો છે તે તારી ખરેખર મૂઢતા જ છે. કાં તો પૈસા મળે તો તેમાં ભલું માની રાજી રાજી થઇ જાય છે પણ તે પૈસા મળ્યા તેમાં તારી પૂર્વના પુણ્યની નોટ બળી ગઇ ત્યારે પૈસા મળ્યા છે, પૂર્વના પુણ્યની નોટ બળી ગઇ ત્યારે બહારમાં પૈસા મળ્યા તેમ દેખાય છે. અજ્ઞાની માને છે કે મને પૈસા મળ્યા, ત્યારે જ્ઞાની સમજે છે કે પૂર્વનું પુણ્ય બળ્યું, એક કહે મળ્યું અને

એક કહે બળ્યું. વર્તમાન પૈસાની તૃષ્ણા ઘટાડે તો પુણ્ય થાય, પૈસા ખરચવામાં શુભભાવ હોય તો પુણ્ય બંધાય. કેટલાક કહે છે કે વારંવાર પુણ્ય કર્યા કરશું અને સારા ભવ મળ્યા કરશે; પરંતુ તેમ બનતું નથી, ઉપરા ઉપર પુણ્ય થઈ શકતાં નથી. ઘંટીનું પડ જેમ ફરે છે તેમ પુણ્યનું ચક્ર ફરીને પાછું પાપ ચક્ર થઇ જાય છે. પ્રભુ ભગવાન આત્મા તે પુણ્યથી શોભતો નથી પણ પોતે પોતાના સ્વભાવથી શોભે છે. પુણ્યથી આત્મા જાણી શકાય નહિ પણ પોતાના નિરાળા સ્વભાવની શ્રદ્ધા કરે તો જાણી શકાય છે.

ભગવાન આત્મા પોતે પોતાથી શોભી રહ્યો છે પોતાની શોભા માટે પર ચીજની બીલકુલ જરૂર નથી. જગતના જીવો ઘરેણાં લુગડાં પહેરીને પોતાની શોભા માને છે પરંતુ તેનાથી ચૈતન્ય આત્માની શોભા નથી. પ્રભુ ! તારો એવો પરાવલંબી સ્વભાવ નથી. તું તારી ઓળખાણ કર ! સ્વસંવેદનના બળથી સદાય તારૂં સ્વરૂપ પ્રત્યક્ષ છે, તે કોઇ બહારના ચિન્હથી જણાતું નથી માટે આત્મા અલિંગગ્રહણ છે. મનથી જણાય તેવો નથી, રાગથી જણાય તેવો નથી, પણ પોતાના સ્વસંવેદનના બળથી તે જણાય તેવો છે.

પોતાના અનુભવમાં આવતા ચેતનાગુણ વડે સદા અંતરંગમાં પ્રકાશમાન છે તેથી જીવ ચેતના ગુણવાળો છે. પોતાના વેદનમાં જે હું હું થઈ રહ્યું છે તે અંતરંગમાં પ્રકાશમાન નિરાળી ચૈતન્ય જાગતી જ્યોત છે, તે પોતે અનાદિ અનંત સ્વતઃસિદ્ધ વસ્તુ છે તે પોતે જ છે તેથી હુંકારાનો ધ્વનિ આવે છે, પરંતુ અજ્ઞાનીની દૃષ્ટિ પર ઉપર પડી છે તેથી તેને રાગમાં હું હું થઇ પડયું છે.

અરે પ્રભુ ! ત્રણલોકનો નાથ તું પોતે ! એવા સ્વભાવને ભૂલી જઇને બહારમાં જયાં ત્યાં નજર કરી ભીખ માગવા જાય એતો ચક્રવર્તી રાજા ભિખારીને ઘરે ભીખ માગવા જાય તેના જેવું થયું.

ચૈતન્ય ભગવાન આત્મા પોતે અંતરંગમાં સદા પ્રકાશમાન છે

તેનો ભરોંસો છોડીને જ્યાં ત્યાં સુખ માગવું તે ભિખારીને ઢૂંળે રોટલા માગવા જેવું છે. પરને પોતાનું નહિ માનતાં ચૈતન્ય જાગતી જ્યોત જે છે તે જ હું છું એવા સ્વતંત્ર સ્વભાવની ઓળખાણ કરીને તેમાં સ્થિર થવું તે જ મુક્તિનો ઉપાય છે.

કેવો છે તે ચેતનાગુણ ? જે સમસ્ત વિપ્રતિપત્તિઓનો ( જીવને અન્ય પ્રકારે માનવારૂપ ઝઘડાનો ) નાશ કરનાર છે. પહેલાં સદા પ્રકાશમાન કહીને અસ્તિથી બતાવ્યું હવે નાશ કરનાર કહીને નાસ્તિથી વાત કહી.

આત્માનો ચેતનાગુણ તે સર્વ ઝઘડાનો નાશ કરનાર છે, સર્વ વિભાવોનો નાશ કરનાર છે. કેટલાક કહે છે કે મોક્ષમાર્ગમાં રાગની મદદ ખરી કે નહિ ? પુણ્યની મદદ ખરી કે નહિ ? દેહની મદદ ખરી કે નહિ ? કષાયની મંદતાથી ધર્મ થાય કે નહિ ? એવા સર્વ મોક્ષમાર્ગને અન્ય પ્રકારે માનનાર ઝઘડાઓનો ચેતનાગુણ નાશ કરવાવાળો છે. જાણવા જોવા સિવાય જે ભાવ દેખાય તેનો ચૈતન્ય સ્વભાવ નાશ કરવાવાળો છે ચેતનાગુણ પરનું અવલંબન કરવાવાળો નથી પણ પોતાનું અવલંબન કરવાવાળો છે, આ ધર્મની રીત અને પદ્ધતિ છે. આ મોક્ષમાર્ગની પદ્ધતિ છે.

ચેતના ગુણ સર્વ વિકારોનો નાશ કરવાવાળો છે, જેણે પોતાનું સર્વસ્વ ભેદજ્ઞાની જીવોને સોંપી દીધું છે. એટલે કે ધર્મી જીવને એમ ભાન છે કે આ જ્ઞાયક છે તે જ હું છું બીજા કોઈ ભાવો તે હું નથી તેમ પોતાના ભેદ વિજ્ઞાનને પોતાનું સર્વસ્વ સોંપી દીધું છે. આનંદકંદ ચૈતન્યસ્વભાવ ઉપર દૃષ્ટિ પડતાં તે સ્વરૂપ હું છું અને બીજા ભાવો તે મારામાં નથી એમ ભેદજ્ઞાન વડે પોતાનું સર્વસ્વ પોતાને સોંપ્યું છે. અંતર ભેદજ્ઞાનના વિવેક સિવાય બીજાને આ ખબર પડે તેમ નથી. એ રીતે ભેદવિજ્ઞાનીને પોતાનું સર્વસ્વ સોંપી દીધું છે, ચેતના ગુણ કેવો છે તે ભેદવિજ્ઞાની સિવાય કોઈને ખબર પડે તેમ નથી. ચૈતન્યનો નિજસ્વભાવ અનાદિ અનંત છે ચૈતન્ય પ્રકાશ અનાદિ અનંત ધ્રુવ સ્વરૂપે છે તે સ્વરૂપનો નિર્ણય કરે કે આ સ્વરૂપ તે ' હું '

અને રાગ-દ્વેષ હર્ષ-શોક વગેરે આકુળિતભાવ તે હું નહિ તેમ પોતે સ્વપરનો વિવેક કરી, પોતાનું સર્વસ્વ પોતે પોતાના સમ્યગ્જ્ઞાનને સોંપી દીધું છે. આ ગાથાનો ભાવ બહુ અપૂર્વ છે. ભગવાન ત્રિલોકનાથ તીર્થંકરદેવ પાસેથી આવેલી દિવ્યધ્વનિ છે, પરંપરાએ આવેલા આગમમાં ભગવાનની આવેલી તે દિવ્યધ્વનિ છે. કુંદકુંદાચાર્ય દેવે તેની બહુ અદ્‌ભુત રચના કરી છે અને તેના ઉપર અમૃતચંદ્રાચાર્યદેવે ભારે સરસ આળેખ કર્યો છે.

વળી કેવો છે તે ચેતનાગુણ? સમસ્ત લોકાલોકને ગ્રાસીભૂત કરી જાણે કે અત્યંત તૃપ્ત (સુખી) હોય તેમ સર્વ કાળે કિંચિત્‌માત્ર પણ ચલાયમાન થતો નથી અને એ રીતે સદાય જરા પણ નહિ ચળતું અન્ય દ્રવ્યથી અસાધારણપણું હોવાથી જે (અસાધારણ) સ્વભાવભૂત છે.

સમસ્ત લોકાલોક આત્માના સ્વભાવમાં જણાય એવો આત્માનો સ્વભાવ છે, સમસ્ત લોકાલોક આત્માના જ્ઞાનમાં સમાઈ જાય છે એટલે કે જણાઇ જાય છે, ગ્રાસીભૂત એટલે જ્ઞાનમાં તે લોકાલોક કોળીયો થઇ જાય છે.

અનંત ભવથી અનંતા ભવના ભાવ જાણતો આવે છે તેથી તેનું જ્ઞાન પણ અનંતુ છે, અનંત ભવમાં આત્મા નિત્યપણે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં દ્રવ્ય, ક્ષેત્ર, ભવ, ભાવ અનંતા જાણ્યા, છતાં પણ જ્ઞાન ખૂટયું નહિ જેમ આ ભવના નાનપણથી અત્યારસુધીના બધા ભાવો જાણતો આવે છે તોપણ ભાર થયો નહિ, તેવી રીતે અનંતા ભવના ભાવો જાણતો આવે છે તોપણ ભાર થયો નહિ અને જ્ઞાન ખૂટયું નહિ, તેવી રીતે જ્ઞાન તદ્દન નિર્મળ થતાં સમસ્ત લોકાલોકને એક સમયમાં જાણે તેવો તેનો સ્વભાવ છે, સમસ્ત લોકાલોક જ્ઞાનમાં કોળીયો થઇ જાય છે, અનંતને જાણવા છતાં જ્ઞાન ખૂટતું નથી.

મારો જ્ઞાન સ્વભાવ છે એમ ભાન કરે તો પૂર્ણ અવસ્થા

પ્રગટે; રાગ-દ્વેષમાં ન અટકે તો પૂર્ણ અવસ્થા પ્રગટે; આ ઠીક અને આ અઠીક એમ માની પરમાં અટકે તો બધા પદાર્થોને જાણી શકે નહિ, પણ હું તો માત્ર જાણનાર છું, જાણવું એજ મારો સ્વભાવ છે. હું ત્રણકાળને જાણનારો તે રાગ-દ્વેષ વગરનો છું, વર્તમાનમાં અત્યારે પણ હું એવો જ છું એવી દૃષ્ટિ કરીને સ્વભાવમાં ઠર્યો ત્યાં સ્વભાવમાં અત્યંત તૃપ્તપણે સુખનો મીણો ચડી ગયો. પરાવલંબીભાવ છૂટીને સ્વાવલંબીભાવ પ્રગટ થયો, ત્યાં અત્યંત તૃપ્ત થયો.

ભાઇ! તારા આત્મામાં આ કાળ સારો અને આ કાળ ખરાબ એવો સ્વભાવ નથી પણ માત્ર જાણનારજ તું છો. ત્રણકાળ ત્રણલોકને જાણવાનો તારો સ્વભાવ સામર્થ્યવાન છે. તે જાણવા દેખવામાં તૃપ્ત થતાં કોઇ પણ કાળે અંશ માત્ર પણ ચલાયમાન થતો નથી એવો તારો સ્વભાવ છે, ત્રણકાળને જાણનારૂં જ્ઞાન અત્યંત તૃપ્ત છે તે પોતાના સ્વભાવથી કદી પણ ચળતું નથી.

માણસો જેમ ખાઇ પી ને તૃપ્ત થઇને બેઠા હોય તેને જગતના જીવો તૃપ્ત માને છે. ચારે બાજુની સગવડતા હોય તેને લોકો તૃપ્ત માને છે, અત્યારે દિવાળીના દહાડા છે ને? એટલે તો જાણે ફાલ્યો ફૂલ્યો ફરશે, ઓઢશે. પહેરશે, ખાશે, પીશે, તલધારી લાપશી, દહીંથરા, ઘુઘરા વગેરે ઉડાવશે, અને જાણે મુખમાં તરબોળ હોય એમ તૃપ્તિ માનશે, પરંતુ તે સાચી તૃપ્તિ છે જ નહિ.

આત્માનો જાણવા દેખવાનો સ્વભાવ છે એમાં ઠરે તો એવી તૃપ્તિ થાય કે પાછો ચલાયમાન ન થાય, અને એવો સુખનો મીણો ચડી જાય કે તે મીણો પાછો ઉતરે નહિ, મોહનો મીણો તે આકુળતાવાળો છે અને આ સ્વભાવનો મીણો તે પરમ સુખમયી છે, મોહનો મીણો તે નાશવાન છે, અને ભગવાન ચૈતન્યના સ્વભાવનો મીણો તે અવિનાશી છે. જાણનાર જોનારમાં એવો તૃપ્ત થાય કે કોઇ કાળે તેમાંથી ચલાયમાન થતો નથી, એ રીતે ચલાયમાન નહિ થતો

હોવાથી બીજા પદાર્થો સાથે સાધારણપણે વહેંચાયેલો નથી પરંતુ બીજા પદાર્થથી અસાધારણ એટલે કે વિશેષ છે, અનેરા પદાર્થથી ચલાયમાન થતો નથી, અનેરા પદાર્થથી સાધારણ નથી, અનેરા પદાર્થમાં વહેંચાયેલો નથી માટે અસાધારણ છે, અને તેથી સ્વભાવ-ભૂત છે. એવા આત્માના સ્વભાવની શ્રદ્ધા ન થાય ત્યાંસુધી સત્-સમાગમ કરીને સમજવાનો પ્રયાસ કરવો. વસ્તુસ્વભાવ ચલાયમાન ન થાય તેવો છે, એટલે કે અચલાયમાન છે એવા વસ્તુસ્વભાવની શ્રદ્ધા થાય તો પછી સ્થિરતાનો પ્રયત્ન જરૂર થાય જ, અને પૂર્ણ સ્થિરતા થવાથી જરૂર મુક્તિ થાય જ.

આવો ચૈતન્યરૂપ પરમાર્થસ્વરૂપ જીવ છે. જેનો પ્રકાશ નિર્મળ છે એવો આ ભગવાન આ લોકમાં એક, ટંકોત્કીર્ણ, ભિન્ન જ્યોતિ-રૂપ વિરાજમાન છે.

આ લોકમાં આત્મા શક્તિથી તો ભગવાન છે. સમ્યગ્દર્શન થતાં અમુક અંશે ભગવાન થાય છે અને કેવળજ્ઞાન થતાં સંપૂર્ણ ભગવાન થાય છે. શુદ્ધ દ્રવ્યદૃષ્ટિમાં શક્તિ વ્યક્તિના ભેદ નથી, પોતે પ્રગટપણે ભગવાન જ છે. એવો ભગવાન આત્મા જેનો પ્રકાશ, જેનું તેજ, જેની જ્યોત સદાય નિર્મળ છે, એવો ભગવાન આત્મા આ લોકમાં, બધા જગતના જડ દ્રવ્યોથી, બીજા બધા જીવોથી અને પોતાની અવસ્થામાં થતાં રાગ-દ્વેષના વિભાવોથી જુદો, પોતે એક છે. કોઇ પર દ્રવ્યોથી ન ભૂંસાય એવો ટંકોત્કીર્ણ છે. સર્વથી જુદો એવો પોતે પોતાના સ્વભાવમાં બિરાજમાન છે, પોતાના સ્વભાવમાં શોભે છે. તેવા સ્વભાવને જાણવો રૂચવો અને અંતર સ્થિર થવું, તેમ કહ્યું છે અને તેમ થવાથી દર્શન, જ્ઞાન, ચારિત્ર, તે ત્રણે થઇને પોતામાં એક પ્રકારે બિરાજમાન થાય છે તેમ કહ્યું

હવે આ જ અર્થનું કળશરૂપ કાવ્ય કહી એવા આત્માના અનુભવની પ્રેરણા કરે છે:-

( માલિની )

सकलमपि विहायाह्नाय चिच्छक्तिरिक्तं
स्फुटतरमवगाह्य स्वं च चिच्छक्तिमात्रम् ।
इममुपरि चरंतं चारुविश्वस्य साक्षात्
कलयतु परमात्मात्मानमात्मन्यनंतम् ॥ ३५ ॥

અર્થઃ-ચિત્શક્તિથી રહિત અન્ય સકળ ભાવોને મૂળથી છોડીને અને પ્રગટપણે પોતાના ચિત્શક્તિમાત્ર ભાવનું અવગાહન કરીને, ભવ્ય આત્મા સમસ્ત પદાર્થ સમૂહરૂપ લોકના ઉપર પ્રવર્તતા એવા આ એક કેવળ અવિનાશી આત્માનો આત્મામાં જ અભ્યાસ કરો, સાક્ષાત્ અનુભવ કરો.

ભગવાન કુંદકુંદાચાર્યદેવે અદ્ભુત રચના કરી તેમાં અમૃતચંદ્રાચાર્યદેવે અલૌકિક ઘાટ ઘડયા છે. ભગવાન આત્મા જ્ઞાનસ્વરૂપે સ્વરસ લઈને અનંત વીર્યથી ભરપૂર અંદર પડયો છે. તેવા આત્માને પુણ્ય-પાપના વિકલ્પ છોડીને, અંદર સ્વભાવમાં ડૂબકી મારીને, એક વાર તો જો! તારા ચૈતન્ય સ્વભાવમાં એક વાર તો પ્રવેશ કર! બહારમાં નાના મોટા થવાના ભાવને છોડીને રાગ-દ્વેષને મૂળથી છેદીને ભગવાન આત્મામાં એક વાર તો પ્રવેશ કર! પરમાં જે રોકાણો હતો, પરનું જે અવગાહન કર્યું હતું તેને છોડીને જ્ઞાનમાત્ર આત્મામાં અવગાહન કર. ભવ્ય આત્મા એટલે લાયક આત્મા તે જગતના ઉપર પ્રવર્તતો એટલે ત્રણલોકના સમસ્ત પદાર્થોના સમૂહથી જુદો, તરતો જ્ઞાન કરનાર એવો અવિનાશી ભગવાન આત્મા છે તેનો અભ્યાસ કરો. પાણીમાં તેલ જેમ ઉપર ને ઉપર તરે, તેમ મારો આત્મસ્વભાવ, રાગ-દ્વેષ અને સમસ્ત જગતના પદાર્થો ઉપર તરતો ને તરતો છે, બધાનું જ્ઞાન કરનાર છે પણ કોઈમાં ભળનાર નથી તેવા એક અવિનાશી ચૈતન્યનો ચૈતન્યમાં જ અભ્યાસ કરો, એટલે કે સાક્ષાત્

અનુભવ કરો. તે જ સુખનો ઉપાય છે, બધા ભવ્ય પ્રાણીઓ આ સુખ સ્વભાવ આત્માનો જ અનુભવ કરો પરથી નિરાળા ભગવાન આત્માનો જ અનુભવ કરો તે અનુભવનો અભ્યાસ કરવાનો જ ઉપદેશ છે.

ભગવાન મહાવીરનો મોક્ષ જવાનો દિવસ છે, આજ ચૌદશની પાછલી રાત્રે ભગવાન મહાવીર મોક્ષ પધાર્યા છે, એટલે કે કાલે દિવાળીના પરોઢિયે ભગવાન મહાવીર મોક્ષ પધાર્યા છે, આજે વાત પણ ભગવાન મહાવીરે જેના વડે મોક્ષ કર્યો તેવો અનુભવ કરવાની આવી છે.

ચિત્શક્તિથી અન્ય જે ભાવો છે તે બધા પુદ્‌ગલદ્રવ્યસંબંધી છે તે પોતાના નથી, જીવોએ પરદ્રવ્યને પોતાનું માનીને ઉકરડા ઉથામ્યા છે. જેમ સાંઢ હોય તે ઉકરડામાં જાય ને પછી તેમાં માથું મારીને ઉકરડા ઉથામે, ભીંતમાં માથું મારે તો ભીંત તુટે નહિ તેથી ઉકરડામાં માથું મારીને ઉકરડા ઉથામે છે, અને પછી માને છે કે હું જીત્યો, એમ જગતના પ્રાણીયો અંતરમાં અનંતવીર્ય પડયું છે તેને નહિ ખોલતાં જગતના નાશવાન પદાર્થ, અનિત્ય વસ્તુ જે મોટર, રેડીયો, મકાન અને પૈસા વગેરેમાં મમત્વ કરીને હર્ષ માને કે હું જીત્યો, પણ અરે! તેમાં તું શું જીત્યો, તે તો એકલા ઉકરડા ઉથામ્યા છે, તે બધા પુણ્ય અને પાપના ઉકરડા છે, તેમાં માર્યાં માથાં, અને પછી બડકમદારપણું કર્યું. પણ ભાઇ! તે તારૂં સ્વરૂપ નથી તે બધું પુદ્‌ગલદ્રવ્યનું સ્વરૂપ છે.

હવે છ ગાથામાં ૨૯ બોલ આવે છે. તે ૨૯ બોલના ખીચડાથી આત્મા જુદો છે તેમ બતાવે છે, તે ૨૯ બોલનો ઉકરડો છે, તે ઉકરડો આત્મામાં નથી તેમ હવે કહેશે. તે ગાથાની સૂચનિકારૂપે શ્લોક કહે છે:—

( અનુષ્ટુપ્ )

चिच्छक्तिव्याप्तसर्वस्वसारो जीव इयानयम् ।
अतोऽतिरिक्ताः सर्वेऽपि भावाः पौद्गलिका अमी ॥३६॥

અર્થઃ–ચૈતન્યશક્તિથી વ્યાપ્ત જેનો સર્વસ્વ–સાર છે એવો આ જીવ એટલો જ માત્ર છે; આ ચિત્શક્તિથી શૂન્ય જે આ ભાવો છે તે બધાય પુદ્ગલજન્ય છે–પુદ્ગલનાં જ છે.

અંદર એક ચૈતન્યશક્તિ ત્રિકાળ ધ્રુવ છે તે ચૈતન્યશક્તિથી વ્યાપ્ત એટલે પ્રસરેલ જેનો સર્વસ્વ સાર છે તેમાં પુણ્ય–પાપ ઠીક–અઠીક વગેરે જે ભાવો થાય તે બધો વિકારનો ઉકરડો છે, તે આત્માનો સ્વભાવ નથી આત્મા ચૈતન્યબિંબ જ્ઞાન આનંદની મૂર્તિ છે. તે ચૈતન્યમાં અસ્તિત્વ, વસ્તુત્વ, પ્રમેયત્વ, દર્શન, જ્ઞાન, ચારિત્ર આનંદ આદિ અનંતગુણો છે તે અનંતગુણો આત્મામાં પ્રસરેલા છે, અને તેટલો જ આત્મા છે, તે જ આત્માનો સર્વસ્વ સાર છે. ચૈતન્ય-શક્તિથી શૂન્ય જેટલા ભાવો છે તે ચૈતન્યના નથી એકલા આત્માના સ્વભાવ સિવાય જેટલો પરભાવ દેખાય તે બધા પુદ્ગલના ભાવો છે તેમ આ છ ગાથામાં આવશે. આ ગાથામાં એકલો પરમ પારિણા-મીક ભાવ આવશે. આ ગાથામાં ભગવાન આત્મા એકલો કેવો છે તેને બતાવવા માટે ઓગણત્રીશ બોલ લેશે અને તે ઓગણત્રીશ બોલમાં બીજા સેંકડો બોલ સમાવી દેશે.

૧૯૯૯ આસો વદ અમાસ ગુરુ, દિવાળી

અધિકાર આત્માનો ચાલે છે આત્માનો ચેતના સ્વભાવ છે, ચેતના એટલે જાણવું અને દેખવું તેમાં સંયોગી ભાવ જેટલા થાય તે પર અપેક્ષાના છે. ચૈતન્યના શુદ્ધ સ્વભાવની દૃષ્ટિ જ્યાંસુધી ન થાય ત્યાંસુધી અંતરથી ખીલવટ થઈને સ્વતંત્રતા ન પ્રગટે એટલે કે મોક્ષદશા ન પ્રગટે.

હજાર કાચના કટકાની વચ્ચે હીરો પડયો હોય તે હીરો સંયોગમાં પડયો છે, તે હીરાની જેને કિંમત લાગે તે સંયોગમાં પડેલા હીરાની પરિક્ષા કરી હીરાને કાચથી જુદો લઇ લે છે. એમ કર્મના સંયોગ વચ્ચે અનાદિનો ચૈતન્યમૂર્તિ જ્ઞાનજ્યોત નિરાળો હીરો પડયો છે, એવા ચૈતન્યસ્વરૂપને જેને પ્રાપ્ત કરવું છે તે સત્સમાગમનું નિમિત્ત પામીને ચૈતન્યમૂર્તિ આત્માની બરાબર ઓળખાણ કરીને શ્રદ્ધા કરી તે સ્વરૂપમાં સ્થિર થઇ મોક્ષદશા પ્રગટ કરે છે. એ રીતે ચૈતન્યમૂર્તિ હીરાને શ્રદ્ધા, જ્ઞાન, અને ચારિત્ર દ્વારા જુદો કરી લે છે.

આજે માંગલિકનો દિવસ છે. વીર ભગવાનના નિર્વાણ કલ્યાણીકનો આજે દિવસ છે આજથી ચોવીસોસીત્તેર વર્ષ પહેલાં આ ભરતક્ષેત્રમાં મહાવીર ભગવાન બિરાજતા હતા, તે મહાવીર ભગવાનનો જન્મ કલ્યાણીક દિવસ ચૈત્ર સુદ તેરશનો થયો હતો. તેમને ૭૨ વર્ષ પુરા થયા અને નિર્વાણ પામ્યા, તે નિર્વાણ કલ્યાણીકનો આજે દિવસ છે. શાસ્ત્રની આજે કારતક વદ અમાસ છે અને અત્યારે અહીંની ચાલુ આસો વદ અમાસ છે મારવાડમાં અત્યારે શાસ્ત્ર પ્રમાણે કારતક વદ અમાસ ચાલે છે,

મહાવીર પરમાત્મા પણ જેવા આ બધા આત્મા છે તેવા આત્મા હતા, તે પણ પહેલાં ચાર ગતિમાં ભ્રમણ કરતા હતા, તેમાંથી તે ઉન્નતિક્રમમાં ચડતાં ચડતાં તીર્થંકર થયા. ભગવાન ચાર ગતિમાં હતા તેમાંથી સત્સમાગમે અનુક્રમે આત્માનું ભાન થયું. જેમ ચોસઠ પોરી પીપરને પીસતાં પીસતાં તીખી તીખી થતી જાય છે તેમ આત્મામાં પરમાનંદ ભર્યો છે તે પ્રયાસવડે બહાર આવે છે. તેમ મહાવીર ભગવાનના આત્મામાં પરમાનંદ ભર્યો હતો તે પોતે અનુક્રમે પ્રયાસ કરી પ્રગટ કરે છે, મન, વાણી, દેહથી છૂટું તત્ત્વ આનંદમૂર્તિ છું તેમ ભાન કરે છે.

મહાવીર ભગવાન આ ભવ પહેલાં દશમાં સ્વર્ગમાં હતા,

અને ત્યાર પહેલાં નંદ નામના રાજાના ભવમાં આત્માના ભાન સહિત ચારિત્ર પાળ્યું હતું, નગ્ન દિગંબર મુનિ થયા હતા, તે મુનિ-પણામાં સ્વરૂપની રમણતામાં રમતા હતા, ત્યાં તે ભવમાં તેમણે તીર્થંકર ગોત્ર બાંધ્યું હતું, એક પુણ્યનો રજકણ કે એક શુભરાગનો અંશ-ઊઠે તે મારું સ્વરૂપ નથી, તે મારું કર્તવ્ય નથી, એવા ભાનમાં સ્વરૂપની રમણતામાં રમતા હતા. એવી દશાની ભૂમિકામાં શુભ વિકલ્પ આવે છે કે અરેરે! જીવોને આવા સ્વરૂપનું ભાન નથી, સ્વરૂપ રમણતામાંથી બહાર આવતાં એવો વિકલ્પ ઊઠયો કે અહા! આવો ચૈતન્યસ્વભાવ! તે બધા જીવો કેમ પામે! "સર્વ જીવ કરું શાસનરસી, એસી ભાવ દયા મન ઉલસી" બધા જીવો આવો સ્વભાવ પામી જાવ તેવો વિકલ્પ આવ્યો પરંતુ વાસ્તવિક રીતે એનો અર્થ એમ છે કે અહા! આવો મારો ચૈતન્યસ્વભાવ પૂરો ક્યારે થાય! હું પૂરો ક્યારે થાઉં! તેવી ભાવનાનું જોર છે અને બહારથી એમ વિકલ્પ આવે છે કે અહા! આવો સ્વભાવ બધા જીવો કેમ પામે! તેવા ઉત્કૃષ્ટ શુભ ભાવથી તીર્થંકર ગોત્ર બંધાયું.

જે ભાવે તીર્થંકર પ્રકૃતિ બંધાણી તે ભાવ પણ આત્માને લાભ કરતો નથી એ શુભરાગ તૂટશે ત્યારે ભવિષ્યમાં કેવળજ્ઞાન થશે. એ તીર્થંકર પદ જે વાણી છૂટશે તે વાણીના રજકણો સ્વરૂપના ભાનની ભૂમિકામાં બંધાય છે. આ રાગ મારું કર્તવ્ય નથી એમ ભાન હતું અને સ્વરૂપમાં રમતા હતા, એવી ભૂમિકામાં તીર્થંકર પ્રકૃતિ બંધાઇ છે. રાગને લાભરૂપ માને તે ભૂમિકામાં તીર્થંકર પ્રકૃતિ બંધાય નહિ, પરંતુ રાગ મને લાભરૂપ નથી રાગનો હું કર્તા નથી એવા ભાનની ભૂમિકામાં તીર્થંકર પ્રકૃતિ બંધાય છે.

મહાવીર ભગવાને નંદરાજાના ભવમાં એવી વાણી બાંધી કે ભવિષ્યમાં પાત્ર જીવોને લાભ આપે, ભવ પારનું નિમિત્ત થાય, બીજા જીવોને તરવાનું સર્વોત્કૃષ્ટ નિમિત્ત થાય એવી તીર્થંકર પ્રકૃતિ બાંધી.

અને જ્યારે તીર્થંકરદેવના ભવમાં ધ્વનિ છૂટશે ત્યારે અનેક જીવોને તારવાનું તે નિમિત્ત થશે.

મહાવીર ભગવાનના જીવે નંદરાજાનાં ભવમાં ચારિત્ર પાળ્યું અને પછી અનુક્રમે આયુષ્ય પુરૂં કરી ત્યાંથી દશમાં સ્વર્ગમાં ઉપ્તન્ન થયા, ત્યાં દશમાં સ્વર્ગમાં તે દેવપણે ભગવાનનું આયુષ્ય છ મહિના બાકી રહે છે ત્યારે છ મહીના અગાઉથી બીજા દેવોને ખબર પડે છે કે આ ભરતક્ષેત્રમાં છ મહિના પછી ત્રીસલા રાણીની કૂખે, દશમાં સ્વર્ગમાંથી ભગવાન ચોવીશમાં તીર્થંકર આવશે, એટલે તે દેવો છ મહિના અગાઉથી માતા પાસે આવીને માતાની સેવા કરે છે, દેવો માતા પાસે આવીને કહે છે કે ધન્ય માતા! રત્ન કૂખ ધારિણી! તારા કૂખે છ મહીના પછી જગતના તારનાર, ઘણા જીવોનો ઉદ્ધાર કરનાર, ત્રિલોકનાથ તીર્થંકર આવવાના છે. છ મહીના પહેલાં દેવો માતા પિતાને ઘેર રત્નના વરસાદ વરસાવે છે, આંહી એ રત્નની કિંમત નથી, રત્ન તે તો ધૂળ છે જ્યાં દાણા પાકે તેની પાછળ રાડાં તો હોય છે તીર્થંકર ભગવાન દાણાનો પાક સાથે લેતાં આવે છે અને પુણ્ય તે તો રાડાં છે. જ્યાં સો કળશી દાણા પાકે ત્યાં સો ભરોટાં ખડ તો સાથે થાય જ, પરંતુ તે ખડની કિંમત નથી પણ દાણાની કિંમત છે. ખેડુત રાડાં માટે વાવતો નથી પણ દાણા માટે વાવે છે. એમ મોક્ષમાર્ગના દાણાના લોથા જ્યાં પાકે છે, ત્યાં તેની સાથે શુભ પરિણામથી તીર્થંકર પદ, ચક્રવર્તી પદ, વગેરે રાડાં તો સહેજે પાકે છે, રાડાંની ઇચ્છાથી રાડાં પાકતા નથી પણ સહેજે પાકે છે

જેને પૂર્ણ પરમાનંદ પ્રગટ થઇ ગયો છે એવા પરમાત્મા ફરીને અવતાર લેતા નથી, પરતુ જગતના જીવોમાંથી એક જીવ ઉન્નતિ ક્રમે ચડતા ચડતાં જગદ્ગુરુ તીર્થંકર થાય છે જગતના જીવોની એવી લાયકાત તૈયાર થાય છે, ત્યારે એવું ઉત્કૃષ્ટ નિમિત્ત પણ તૈયાર થાય છે.

મહાવીર ભગવાન ગર્ભમાં આવ્યા પછી અનુક્રમે તેમનો સવા નવ મહીને જન્મ થાય છે, સુધર્મ ઇંદ્ર આદિ દેવો આવીને ભગ-

વાનનો જન્મ કલ્યાણીક મહોત્સવ કરે છે સુધર્મ ઇંદ્ર સાથે તેમની સચી ઇંદ્રાણી પણ આવે છે અને માતા પાસે જઇને કહે છે હે રત્ન કૂખધારિણી માતા ત્રણલોકના નાથને જન્મ દેનારી જણેતા ! તને ધન્ય છે એમ કહી ભગવાનને લઇને સુધર્મ ઇંદ્રને આપે છે સુધર્મ ઇંદ્ર ભગવાનને હજાર નેત્રો કરીને નીરખે છે, ભગવાનને મેરૂ પર્વત પર લઇ જઇને જન્માભિષેક કરાવે છે, ત્યાં અઠાઇ મહોત્સવ કરે છે એ રીતે ઇંદ્રો પરમ ભક્તિપૂર્વક ભગવાનનો જન્મ કલ્યાણીક મહોત્સવ કરે છે. કલ્યાણીક મહોત્સવનું વર્ણન શાસ્ત્રમાં ઘણું આવે છે.

જન્મ થયા પછી મહાવીર ભગવાન ત્રીશ વરસ સુધી ગ્રહસ્થાશ્રમમાં રહ્યા, ત્યારપછી પોતે દીક્ષિત થાય છે. દેવો આવીને દીક્ષા કલ્યાણીક મહોત્સવ કરે છે, પ્રભુ પોતે દીક્ષિત થઇને બાર વરસ સુધી સ્વરૂપ રમણતા કરતાં વિચરે છે, ઇચ્છા નિરોધપણે સ્વરૂપ રમણતામાં કાળ જાય છે, ત્યારપછી વૈશાખ સુદ દશમને દિવસે શ્રી મહાવીર ભગવાનને કેવળજ્ઞાન થાય છે, કેવળજ્ઞાનમાં ત્રણકાળ ત્રણલોકને હસ્તામળની પેઠે જાણે છે સ્વપર પદાર્થના અનંતા ભાવો કેવળજ્ઞાનમાં જણાય છે, તીર્થંકરદેવને કેવળજ્ઞાન થયા પછી તુરત ધ્વનિ છૂટે જ, બીજા સામાન્ય કેવળીને માટે એવો નિયમ નહિ પણ તીર્થંકર ભગવાનને તો નિયમપણે છૂટે જ, પરંતુ મહાવીર ભગવાનને કેવળજ્ઞાન થયું, સમવસરણ રચાણું, બાર સભા ભરાણી, પણ ધ્વનિ ન છૂટી. ઇંદ્રને વિચાર આવ્યો કે ભગવાનની ધ્વનિ કેમ છૂટતી નથી ! ઇંદ્રે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકીને જોયું તો જણાયું કે સભામાં ઉત્કૃષ્ટ પાત્ર જીવ નથી, ગૌતમ તે પાત્ર છે, તેમ જણાતાં ઇંદ્ર બ્રાહ્મણનું રૂપ લઇ ગૌતમ પાસે ગયા અને ગૌતમ ચાર વેદમાં પ્રવીણ હતા તેમને ચર્ચાનો બહુ શોખ હતો તેથી શ્રી ગૌતમસ્વામી મહાવીર ભગવાન પાસે જવા નીકળ્યા, ગૌતમસ્વામી જ્યાં માનસ્થંભ પાસે આવ્યા ત્યાં તેમનું માન ગળી ગયું વીર પ્રભુના દર્શન કરી ધર્મ પામ્યા અને મુનિપણું લીધું. ભગવાનની વાણી ઝીલી શકે એવા સર્વોત્કૃષ્ટ પાત્ર ગૌતમ-

સ્વામીના આવવાથી ભગવાનની ધ્વનિ છૂટી, ગૌતમસ્વામી ચાર જ્ઞાન પામ્યા અને ગણધર પદવી મળી. મહાવીર ભગવાનને કેવળ-જ્ઞાન થયા પછી છાસઠ દિવસે દિવ્ય ધ્વનિ છૂટી, એટલે અસાડ વદ એકમને દિવસે ભગવાનની ધ્વનિ છૂટી, અસાડ વદ એકમ તે શાસન જયંતીનો દિવસ છે શાસ્ત્ર પરૂપકનો દિવસ છે, કેવળજ્ઞાનમાં અનંતા ભાવો જણાય છે તેથી તેમની દિવ્ય ધ્વનિમાં પણ અનંત રહસ્ય આવે છે, જ્ઞાનમાં ભાવ પૂરો છે માટે વાણીમાં પણ પૂરું આવે છે

કેવળજ્ઞાન થયા પછી કોઈ તીર્થંકરનુ આયુષ્ય મોટું હોય છે અને કોઈ તીર્થંકરનુ આયુષ્ય ઓછું હોય છે, મહાવીર ભગવાનનું આયુષ્ય ૭ર વર્ષનું હતુ. અત્યારે મહાવિદેહક્ષેત્રમાં શ્રી સીમંધર ભગવાન ચૈતન્યમૂર્તિ પરમાત્મા સમવસરણમાં ઇન્દ્રો અને ગણધરો આદિની બાર સભામાં બીરાજે છે તેમનું આયુષ્ય ચોરાશીલાખ પૂર્વનું છે. જીવનમુક્તપણે તેરમી ભૂમિકાએ શ્રી સીમંધર પરમાત્મા મહાવિદેહક્ષેત્રમાં વર્તમાનમાં બિરાજી રહ્યા છે. તેમનું આયુષ્ય મોટું છે.

શ્રી મહાવીર ભગવાન પરમાત્માએ કેવળજ્ઞાન પ્રગટ કર્યું એટલે ચાર ઘાતિકર્મોનો નાશ થયો. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય. એ ચાર ઘાતિ કર્મનો નાશ થયો. કેવળ-જ્ઞાનપણે, જીવનમુક્તદશાએ, તેરમી ભૂમિકાએ ત્રીશ વરસ સુધી વિચર્યા ત્યારપછી ચાર અઘાતિ કર્મ વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ ચાર કર્મ પાવાપુરીના બહાર ઉદ્યાનને વિષે નાશ કર્યા, પાવા-પુરીના બહાર ઉદ્યાનને વિષે ભગવાન આજે નિર્વાણ પામ્યા. ભગવાનને કેવળજ્ઞાન તો ત્રીશ વર્ષ પહેલાં થયું હતું અને નિર્વાણ આજે દિવાળીને દિવસે પામ્યા, શાસ્ત્રની રીતે કારતક વદ ચૌદશની પાછલી રાત્રે અને કારતક વદ અમાસની સવારે નિર્વાણ પામ્યા; અત્યારે અહીંની રીતે આસો વદી ચૌદસની પાછલી રાત્રે અને આજે આસો વદી અમાસને પરોઢિયે નિર્વાણ પામ્યા. ચૌદમી ભૂમિકાએ અ, ઇ, ઉ, ઋ, લૃ એટલા શબ્દો બોલાય તેટલીવાર રહે, ચૌદમી ભૂમિકાએ

પ્રદેશનું કંપન ટળી જાય છે અને અકંપ થાય છે. પછી શરીર છૂટે છે અને ભગવાનનો આત્મા મુક્ત થાય છે. પારિણામિક ભાવ પૂરો પ્રગટે છે. જીવનમુક્ત ભગવાન દેહમુક્ત થાય છે, જેમ સીંગમાંથી દાણો છૂટો પડે તેમ આત્મા છૂટો પડે છે અને ઉર્ધ્વ શ્રેણીએ ઉપર જાય છે, ઉર્ધ્વ ગમન ચૈતન્યનો સ્વભાવ છે તેથી ઉપર સિદ્ધક્ષેત્રે જાય છે. આનંદદશા, પૂર્ણાનંદ મુક્તદશા તો અહિંજ પ્રગટ થઇ હતી પરંતુ પ્રદેશનું કંપન ટળી જતાં, અકંપ થઇને દેહ છૂટી જતાં તે પૂર્ણાનંદ મહાવીર ભગવાન આજે દેહ મુક્ત થાય છે, જીવનમુક્ત ભગવાન આજે દેહ મુક્ત થયા. પાવાપુરીનું જે ક્ષેત્ર છે ત્યાંથી સમ-શ્રેણીએ ઉપર સિદ્ધ ક્ષેત્રે મહાવીર પરમાત્મા બિરાજે છે. એકલો આત્મા દેહથી તદ્દન છૂટો થઇ જવો તેનું નામ મુક્તિ, પોતાનો જ્ઞાન આનંદ મૂર્તિ સ્વભાવ રહી જવો અને બીજું બધું છૂટી જવું તેનું નામ મુક્તિ. ભગવાન કાર્મણ શરીરથી છૂટી મોક્ષ પધાર્યાને આજે ૨૪૭૦ મું વર્ષ બેસે છે ભગવાન મહાવીરનો વિરહ પડતાં ઇંદ્રોને પણ પ્રશસ્ત રાગને લઇને આંખમાંથી ચોધારા આંસુ ચાલ્યા જાય છે અને કહે છે કે અરે ! આજે ભરતનો સૂર્ય અસ્ત થયો, પરંતુ ભગ-વાન મહાવીરનો આત્મા મુક્ત થયો તેથી તેમનો નિર્વાણ કલ્યાણીક મહોત્સવ પણ ઉજવે છે.

ભગવાન મોક્ષ પધાર્યા ત્યારે પાવાપુરીમાં ઇંદ્રો અને દેવોએ આવી મહોત્સવ કરેલો, પાવાપુરીમાં દીવા વગેરેથી મોટો માંગલિક મહોત્સવ કરેલો તેથી આજના દિવસને દીપોત્સવી કહેવાય છે-દિવાળી કહેવાય છે.

અત્યારે લોકો ચોપડા પૂજન વગેરે કરી સંસાર અર્થે દિવાળી ઉજવે છે, પરંતુ ખરેખર તો આજનો દિવસ આત્માના પૂર્ણાનંદ સ્વભાવને પ્રગટ કરવાની ભાવનાનો છે. જેવો ભગવાનનો આત્મા છે તેવો જ મારો આત્મા છે એમ વિચારી સ્વભાવનું ભાન કરી વિભાવ પરિણામને સ્વરૂપ સ્થિરતા વડે તોડું એમ વીર્ય ઉપાડવાનો આજનો દિવસ છે.

જગતના જીવો મરે ત્યારે શોક હોય છે, અને ભગવાનની મુક્તિના મહોત્સવ હોય છે, કારણ કે તે મરણ નથી પણ જીવન છે, સહજાનંદ સ્વરૂપમાં બિરાજી રહેવાનું આત્માનું જીવન છે, માટે તેના મહોત્સવ હોય છે, પૂર્ણાનંદ, સહજાનંદ, સ્વભાવમાં રહેવું તેનું નામ મુક્તિ છે.

શ્રી મહાવીર પરમાત્માએ વાણી દ્વારા જે સ્વરૂપ કહ્યું તે ગણધરોએ ઝીલ્યું અને તે વાણી આચાર્ય પરંપરાએ અત્યાર સુધી ચાલી આવે છે, આ ભરત ક્ષેત્રમાં કુંદકુંદાચાર્ય પરમ ગુરુદેવે શાસ્ત્રની સ્થાપના કરી છે, શ્રુતની પ્રતિષ્ઠા કરી અપૂર્વ ઉપકાર કર્યો છે. તે વાત જેમ છે તેમ લોકોને બેસવી કઠણ પડે તેમ છે. શ્રી કુંદકુંદાચાર્યદેવે આ સમયસાર શાસ્ત્ર સર્વોત્કૃષ્ટ યોગથી સમજાવ્યું છે, આ શાસ્ત્રમાં કેવળજ્ઞાન ભર્યું છે.

લોકો કહેશે કે આ તો નાને મોઢે મોટી વાત છે પરંતુ બાળક અગ્નિને અડે કે મોટા અગ્નિને અડે પણ તે બન્નેને ઉનાપણાના અનુભવમાં કાંઇ ફેર નથી અગ્નિનો સ્વભાવ છ મહિનાના છોકરાએ જે જાણ્યો તે જ સ્વભાવ પંડિતે-બારિસ્ટરે-અને વિજ્ઞાનીએ જાણ્યો છે. બન્ને એમ જાણે છે કે અગ્નિને અડવાથી ઉનું લાગે, તે અગ્નિના ઉનાપણા સંબંધીના બંન્નેનાં જ્ઞાનમાં કાંઇ ફેર નથી, બાળક પણ ઉનુ લાગવાથી ફરીને અગ્નિને અડવા ન જાય તેમ મોટા પણ અગ્નિને અડવા ન જાય મોટા એમ કથન કરે કે અગ્નિ પ્રકાશવાળી છે, અગ્નિ ઉની છે, વગેરે કથન કરે, અને બાળક વિશેષ કથન ન કરી શકે, એ રીતે કથનમાં ફેર પડે, પણ બાળકના અનુભવમાં અને મોટાના અનુભવમાં કાંઇ ફેર ન પડે.

તેમ ભગવાન ત્રિલોકનાથ તીર્થંકરદેવ ત્રણકાળ ત્રણલોકના વિજ્ઞાનના પંડિત છે તેમણે જેવું વસ્તુનું સ્વરૂપ જાણ્યું છે તેવું જ અવિરતિ બાળક જાણે છે, વસ્તુનું સ્વરૂપ જેવું કેવળજ્ઞાનીએ જાણ્યું

છે તેવું જ અવિરતિ બાળકે જાણ્યું છે. કેવળી અને ચોથા ગુણસ્થાનની પ્રતીતિમાં કાંઈ ફેર નથી, સ્વભાવની પ્રતીતિ જેવી કેવળજ્ઞાનીને છે, તેવી જ સ્વભાવની પ્રતીતિ ચોથા ગુણસ્થાનવાળા ગ્રહસ્થાશ્રમમાં રાજ્ય કરતા હોય, લડાઈમાં ઉભા હોય તેવા અવ્રતી સમકીતીને પણ હોય છે. સ્વભાવની પ્રતીતિમાં બન્નેમાં કાંઇ ફેર નથી. એક પણ રાગનો અંશ તે મારૂં સ્વરૂપ નથી તેવી પ્રતીતિ ચોથા ગુણસ્થાનવાળા સમકીતીને હોવા છતાં તે, દયામાં, દાનમાં, પૂજામાં, ભક્તિમાં, જોડાય ખરો, અને શુભ ભાવમાં જોડાય છતાં તે અવ્રતી સમકીતીની, કેવળજ્ઞાનીની, અને સિદ્ધની, સ્વભાવની પ્રતીતિ એક જ સરખી છે તે પ્રતીતિમાં જરા પણ ફેર નથી, પરંતુ જ્ઞાન અને ચારિત્રમાં ફેર છે.

નીચલી દશાવાળો વીતરાગ નથી તેથી તેને રાગ આવે છે, રાગ તો નીચલી ભૂમિકામાં જ હોય ને ? વીતરાગને કાંઇ રાગ આવે ? ચોથી ભૂમિકાવાળાને પુણ્ય-પાપના ભાવ થાય છે ખરા પણ તે સમજે છે કે મારા પુરુષાર્થની નબળાઇને લઇને આ ભાવો થાય છે પણ તે મારો સ્વભાવ નથી, પોતાનો સ્વભાવ ન માન્યો તેથી તે શુભાશુભભાવને પોતાનું કર્તવ્ય ન માન્યું, કર્તવ્ય તો પોતાના સ્વરૂપમાં ઠરી જવું તે જ તેણે માન્યું છે. તેથી તેનો પુરુષાર્થ પણ તે જ જાતનો થાય છે અને જ્યારે જ્યારે તે અવ્રતી સમ્યગ્દૃષ્ટિ સ્વરૂપમાં ઠરી જાય છે ત્યારે તે સિદ્ધ જેવો અંશે અનુભવ કરે છે.

મહાવીર ભગવાન પછી ગૌતમસ્વામી, સુધર્મસ્વામી અને જંબુસ્વામી તે ત્રણ પેઢી કેવળજ્ઞાન રહ્યું. અને ત્યારપછી એકાવતારી થયા અત્યારે પણ એકાવતારી છે, અને હજુ પાંચમા આરાના છેડા સુધી એકાવતારી જીવો થવાના છે આ પાંચમો આરો એકવીશહજાર વરસનો છે તેમાંથી હજી તો અઢી હજાર વરસ ગયા અને સાડા અઢાર હજાર વરસ બાકી રહ્યા છે, તે એકવીશહજાર વરસ પુરા થશે ત્યારે એટલે કે પાંચમાંઆરાના છેડે ચાર જીવો એકાવતારી થશે સાધુ,

અર્જિકા, શ્રાવક, અને શ્રાવિકા, તે ચાર જીવો એક દેવનો ભવ કરી ત્યારપછી મનુષ્ય થઈ ત્યાંથી મુક્ત થશે.

જંબુસ્વામી પછી પણ સંત મુનિઓને ચૌદપૂર્વનું જ્ઞાન હતું તોપણ તે એકાવતારી થયા અને પાંચમાં આરાના છેડે ચૌદપૂર્વનુ જ્ઞાન નહિ હોય, પણ અલ્પજ્ઞાન રહેશે, છતાં તે પણ એકાવતારી થશે, બન્નેનાં એકાવતારીપણામાં કાંઇ ફેર નથી.

મહાવીર ભગવાન સમવસરણમાં દિવ્ય ધ્વનિદ્વારા કહી ગયા છે કે પંચમ આરાના છેડાસુધી એકાવતારી જીવો થવાના છે. કેવળ-જ્ઞાની પરમાત્માને જેવી સ્વભાવની પ્રતીતિ છે તેવી જ પ્રતીતિ ચોથા ગુણસ્થાનવાળાને હોય છે, જેવું એકાવતારીપણું પંચમ આરાના શરૂઆતના ચૌદપૂર્વધારી મુનિયોને હતું તેવું જ એકાવતારીપણું પંચમઆરાના છેડાના જીવોને પણ થશે તે જીવો પણ આત્માનું ભાન કરીને સ્થિરતાના જોરની ભાવનાથી એક ભવે મુક્તિ લેશે, એ રીતે બન્નેના મુક્તિના ફળમાં કાંઇ ફેર નથી. શરૂઆત અને છેડો બન્ને સરખા થઇ ગયા, જ્ઞાનની ન્યૂનાધિકતા છે છતાં પણ મુક્તિના ફળમાં કાંઇ ફેર નથી, શ્રદ્ધા અને મુક્તિના ફળમાં બન્નેમાં કાંઇ આંતરો નથી. ૨૧ હજાર વર્ષ સુધી લાખો કરોડોમાં કોઇ કોઇ જીવો આત્મ-ભાન કરીને આ શાસનમાં એકાવતારી થયા કરશે તેમ ભગવાન મહાવીરદેવ કહી ગયા છે. સમકીતી જીવ અને કેવળજ્ઞાની બન્ને શ્રદ્ધામાં સરખાં, અને પ્રભુ પછીના સંતમુનિ અને છેડા સુધીના સમકીતી જીવ એકાવતારીપણું પામે તે મુક્તિના ફળમાં બન્ને સરખાં પહેલી શ્રદ્ધા અને બીજો મુક્તિના ફળનો છેડો બન્ને સરખાં થઇ ગયા, શરૂઆત અને મુક્તિનું ફળ બન્ને સરખા થઇ ગયા. આ વાત આજે કુદરતી આવી ગઈ છે કાંઇ ગોઠવીને બેઠા નહોતા.

મહાવીર ભગવાન આજે મોક્ષ પધાર્યા, મહાવીર ભગવાનની વાણી પરંપરાએ હજીસુધી ચાલી આવે છે. આ જે વાણી કહેવાય છે તે વાણી પણ એજ છે જગતને બેસે કે ન બેસે પણ એમજ છે.

સાધુ, અર્જીકા, શ્રાવક અને શ્રાવિકા પંચમઆરાને છેડે પણ આત્માનું ભાન કરી એકાવતારીપણું પ્રાપ્ત કરશે, તો પછી અત્યારે કેમ ન થઇ શકે! નાની બાલિકા પણ આત્મભાન કરી શકે, બધાનો આત્મા ત્રણલોકનો નાથ છે, એમાં કાંઇ ફેર નથી શરીરમાં ફેર છે. તે બાલિકા પણ આ, જેવું પરથી નિરાળું આત્માનું સ્વરૂપ કહેવાય છે, તેવી શ્રદ્ધા કરી શકે છે. પંચમઆરાના છેડે આત્મભાન કરી શકે છે, તો અત્યારે તો જરૂર કરી શકાય એમ છે.

અત્યારે આત્મભાન કરી શકાય છે પરંતુ પૂર્ણ વીતરાગતા કરી શકાતી નથી, કારણ કે પૂર્વે પોતે વીર્ય ઉંધું નાખેલું છે, તે વીર્યને અત્યારે સવળું કરતાં ઘણો પુરુષાર્થ જોઇએ, તેટલો પુરુષાર્થ અત્યારે પોતે કરી શકતો નથી એટલે અત્યારે પૂર્ણ વીતરાગતા થઇ શકતી નથી તેમાં પોતાના પુરુષાર્થની નબળાઇનું કારણ છે, ઉંધું વીર્ય પૂર્વે પોતે જ નાખ્યું છે, તેથી સવળું કરતાં વાર લાગે છે માટે પોતાનું જ કારણ છે.

આત્મામાં અખંડાનંદ સ્વભાવ ભર્યો છે, જેમ દીવાસળીને ઘસીને ફડાક ભડકો કરે છે તેમ ચૈતન્યમૂર્તિ આત્મામાં અનંત સ્વભાવ ભર્યા છે તેવા આત્માની શ્રદ્ધા કરે કે હું અખંડ પૂર્ણાનંદ સ્વરૂપ છું તેમ શ્રદ્ધાનો ભડકો કર્યો એટલે તેમાંથી કેવળજ્ઞાનનો આખો ભડકો અવશ્ય પ્રગટ થશે. પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપનું ભાન કરી સમજે કે મારા પુરુષાર્થની ખામીએ એક બે ભવ છે. પોતાની ખામી સમજે છે તેથી પુરુષાર્થ જગાડી જરૂર કેવળજ્ઞાન પ્રગટ કરશે.

સાચું શ્રવણ કરી, સાચી પ્રતીતિ કરે, અને તેમાં જે શુભ પરિણામ થાય, એટલે કે તત્ત્વની સન્મુખતામાં જે વિકલ્પ થાય, અને તે વિકલ્પથી જે પુણ્ય બંધાય તે પુણ્યના થોક ઉલ્લસે, તેવા પુણ્યના થોક બીજે ક્યાંય ન બંધાય. તેવા પુણ્યની પણ તત્ત્વ શ્રદ્ધાવાળાને ઇચ્છા નથી તે શ્રદ્ધાના જોરે પુણ્યને તોડી કેવળજ્ઞાન અવશ્ય લેવાનો.

આ વાત ન સમજાય તેમ ન માનવું તેમ એમ પણ ન માનવું કે અમુક જીવે ગયા કાળમાં ઘણા પાપ કર્યાં હતા માટે તે ન સમજે અરે! કાલનો પાપી આજે આત્માનું ભાન કરે તો થઈ શકે છે, સત્સમાગમ કરી કુંણો થાય, ગુલાંટ ખાય, અને સવળો પડે તો ક્ષણમાં કેવળ પામે એમ સવળેથી લેને? કાલનો કઠિયારો આજે કેવળજ્ઞાન પામ્યો અને દેવોએ આવીને મહોત્સવ કર્યો એવા દાખલા અનંતાકાળમાં અનંતા બન્યા છે. કાલનો ચોર આજે ધર્મી થઇ જાય, સવળો પડે તો ક્ષણમાં કેવળ પામે માટે એમ ન સમજવું કે કાલનો પાપી આજે ધર્મી ન થઇ શકે.

લોકો પાપીને દેખી તિરસ્કાર કરે છે પણ ભાઇ તિરસ્કાર ન કર! તે પણ આત્મા છે પ્રભુ છે. તેનો અપરાધ જાણીને તું ક્ષમા કર, સમતા રાખ, એ સવળો પડશે તો કાલે અપરાધ ટાળીને આરાધક થઇ જશે. એનું આરાધકપણું એને હાથ છે. તે કરશે ત્યારે તેનાથી જ થશે. તું તારૂં આરાધકપણું કર, તારૂં આરાધકપણું તારાથી છે.

જે આ મહાવીર ભગવાનની વાત કહેવાય છે તેવા સ્વરૂપને જે પ્રગટ કરશે, તે મુક્તિને પામશે. જેવું મહાવીર ભગવાનના આત્માનું સ્વરૂપ છે તેવું જ બધા આત્માનું સ્વરૂપ છે આજે મહાવીર ભગવાનના ગાણાં ગાયા તે પોતાના સ્વરૂપને પ્રગટ કરવા માટે છે, તેવા સ્વરૂપને સમજે તો અત્યારે પણ એકાવતારીપણું પ્રગટ કરી શકાય છે.

હવે સમયસારમાં જે વાત ચાલુ છે તે વાત લેવાય છે અહીં એમ વાત ચાલે છે કે ચૈતન્યશક્તિ સિવાય જે ભાવો છે તે બધા અન્ય છે તેનું સ્વરૂપ હવેની છ ગાથાઓમાં કહે છે.

जीवस्स णत्थि वण्णो णवि गंधो णवि रसो णवि य फासो।
णवि रूवं ण सरीरं णवि संठाणं ण संहणणं ॥ ५० ॥
जीवस्स णत्थि रागो णवि दोसो णेव विज्जदे मोहो।
णो पच्चया ण कम्मं णोकम्मं चावि से णत्थि ॥ ५१ ॥
जीवस्स णत्थि वग्गो ण वग्गणा णेव फड्ढया केई ।
णो अज्झप्पट्ठाणा णेव य अणुभायठाणाणि ॥ ५२ ॥
जीवस्स णत्थि केई जोयट्ठाणा ण बंधठाणा वा ।
णेव य उदयट्ठाणा ण मग्गणट्ठाणया केई ॥ ५३ ॥
णो ठिदिबंधट्ठाणा जीवस्स ण संकिलेसठाणा वा ।
णेव विसोहिट्ठाणा णो संजमलद्धिठाणा वा ॥ ५४ ॥

---

નથી વર્ણ જીવને, ગંધ નહિ, નહિ સ્પર્શ, રસ જીવને નહિ,
નહિ રૂપ કે ન શરીર, નહિ સંસ્થાન, સંહનને નહિ; ૫૦.
નથી રાગ જીવને, દ્વેષ નહિ, વળી મોહ જીવને છે નહિ,
નહિ પ્રત્યયો, નહિ કર્મ કે નોકર્મ પણ જીવને નહિ; ૫૧.
નથી વર્ગ જીવને, વર્ગણા નહિ, સ્પર્દ્ધકો કંઈ છે નહિ,
અધ્યાત્મસ્થાન ન જીવને, અનુભાગસ્થાનો પણ નહિ; ૫૨.
જીવને નથી કંઈ યોગસ્થાનો, બંધસ્થાનો છે નહિ,
નહિ ઉદયસ્થાનો જીવને, કો માર્ગણાસ્થાનો નહિ; ૫૩.
સ્થિતિબંધસ્થાન ન જીવને, સંક્લેશસ્થાનો પણ નહિ,
સ્થાનો વિશુદ્ધિતણાં ન, સંયમલબ્ધિનાં સ્થાનો નહિ; ૫૪.

णेव य जीवट्ठाणा ण गुणट्ठाणा य अत्थि जीवस्स ।
जेण दु एदे सव्वे पुग्गलदव्वस्स परिणामा ॥ ५५ ॥

અર્થ:—જીવને વર્ણ નથી, ગંધ પણ નથી, રસ પણ નથી અને સ્પર્શ પણ નથી, રૂપ પણ નથી, શરીર પણ નથી, સંસ્થાન પણ નથી, સંહનન પણ નથી: જીવને રાગ પણ નથી, દ્વેષ પણ નથી, મોહ પણ વિદ્યમાન નથી, પ્રત્યયો ( આસ્રવો ) પણ નથી, કર્મ પણ નથી અને નોકર્મ પણ તેને નથી; જીવને વર્ગ નથી, વર્ગણા નથી, કોઇ સ્પર્દ્ધકો પણ નથી, અધ્યાત્મસ્થાનો પણ નથી અને અનુ-ભાગસ્થાનો પણ નથી; જીવને કોઇ યોગસ્થાનો પણ નથી અથવા બંધસ્થાનો પણ નથી, વળી ઉદયસ્થાનો પણ નથી, કોઈ માર્ગણા સ્થાનો પણ નથી; જીવને સ્થિતિબંધસ્થાનો પણ નથી અથવા સંકલેશ-સ્થાનો પણ નથી, વિશુદ્ધિસ્થાનો પણ નથી અથવા સંયમલબ્ધિસ્થાનો પણ નથી; વળી જીવને જીવસ્થાનો પણ નથી અથવા ગુણસ્થાનો પણ નથી, કારણ કે આ બધા પુદ્દગલદ્રવ્યના પરિણામ છે.

જે કાળો લીલો, પીળો, રાતો ધોળો વર્ણ છે તે બધોય જીવને નથી કારણ કે તે પુદ્દગલદ્રવ્યના પરિણામમય હોવાથી ( પોતાની ) અનુભૂતિથી ભિન્ન છે.

ભગવાન આત્મામાં કોઇ જાતનો કાળો લીલો પીળો કે ધોળો રંગ નથી, રંગ તે આત્માનો સ્વભાવ નથી, આત્મા કાળો નથી, લીલો નથી, પીળો નથી, ધોળો નથી તે બધી તો પુદ્દગલની અવસ્થા છે, તે રંગ સ્વરૂપે આત્મા નથી; આત્મા અગ્નિ જેવી જ્યોત નથી, અગ્નિ તો રૂપી છે, રંગવાળી છે, અને આત્મા તો અરૂપી છે, અરંગી

---

નથી જીવસ્થાનો જીવને, ગુણસ્થાન પણ જીવને નહિ,
પરિણામ પુદ્દગલદ્રવ્યનાં આ સર્વ હોવાથી નક્કી. ૫૫.

છે, લોકો જે બહારનો પ્રકાશ થાય તેને આત્માની જ્યોતિ કહે છે પણ તે આત્માની જ્યોતિ નથી. આત્માની તો જ્ઞાનજ્યોતિ છે પણ પોતે કલ્પના કરીને ભૂલ કરે છે કે હું આવો રંગવાળો છું પણ આત્મા તેવો નથી, તે પાંચે રંગ આત્માની અનુભૂતિથી ભિન્ન છે, જુદા છે. કોઇ કાળે રંગવાળો ભગવાન આત્મા નથી પાંચે રંગ પુદ્‌ગલની અવસ્થા હોવાથી તે જડ છે. તેનાથી આત્માની અનુભૂતિ જુદી છે તેથી રંગ આત્મામાં નથી.

આચાર્યદેવે આ ૨૯ બોલ જે વ્યવહારના કહ્યા છે તે બધો વ્યવહાર છે ખરો. પહેલા બોલમાં પુદ્‌ગલ દ્રવ્ય છે તેમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ બધું છે પણ તે આત્મામાં નથી પરંતુ તે બધી વસ્તુ જગતમાં છે તે બધી વસ્તુ જગતમાં જ નથી એમ જો કોઇ માને તો તે મહા મિથ્યાત્વી છે. આચાર્યદેવે અહીં પુદ્‌ગલના પરિણામ કહ્યા તેમાં પુદ્‌ગલમાં પરિણમન સ્થાપ્યું છે. પુદ્‌ગલ કૂટસ્થ નથી તેમ બતાવ્યુ છે. જીવ કહીને જીવ અને આત્મા જુદા નથી પણ એક જ છે એમ સાબીત કર્યું છે કારણ કે એક મત જીવ અને આત્મા જુદા માને છે, તેથી આચાર્યદેવે બતાવ્યું છે કે જીવ અને આત્મા એક જ છે પુદ્‌ગલ છે ખરું પણ તેનાથી જીવ જુદો છે એમ કહીને પરમાર્થ બતાવ્યો છે.

સુરભિ એટલે સુગંધ અને દુરભિ એટલે દુર્ગંધ તે પણ આત્માને નથી કારણ કે ગંધ તે પરમાણુની અવસ્થા હોવાથી આત્માની અનુભૂતિથી ભિન્ન છે. સારી ગંધ કે ખરાબ ગંધ તે પુદ્‌ગલની અવસ્થા છે પણ આત્મામાં સુગંધ કે દુર્ગંધ કાંઈ નથી. આત્મા રંગ અને ગંધથી જુદો છે તેવા આત્માની અનુભૂતિ કર! એટલે કે તેવા આત્મસ્વભાવમાં રમણતા કર. શ્રી મહાવીર ભગવાન આજે વર્ણ ગંધ રસ અને સ્પર્શવાળું જે શરીર તે શરીર વગરના થઇ ગયા. તેવો જ દરેક આત્માનો સ્વભાવ છે. તેવા સ્વભાવને ઓળખીને તેમાં `ઠરીને તું' પણ તેવો થઇ જા.

પુદ્ગલદ્રવ્યમાં પાંચ પ્રકારના રસ છે, કડવો કસાયલો તીખો ખાટો અને મીઠો તે પાંચે રસ આત્મામાં નથી-તે બધાય રસ આત્મામાં નથી. કારણ કે તે રજકણની અવસ્થા છે, ખાટું મીઠું અને તીખું વગેરે પુદ્ગલદ્રવ્યમાં દેખાય છે, તે રૂપી છે અને જડ છે. આત્મા અરૂપી છે અને ચૈતન્ય છે, જાણવું તે તેનો સ્વભાવ છે, પુદ્ગલનો કોઈ પણ જાતનો રસ આત્મામાં નથી કારણ કે તે પુદ્ગલનો રસ આત્માની અનુભૂતિથી ભિન્ન છે. અજ્ઞાની જડના રસને પોતાનો રસ માને છે પરંતુ તે રસ આત્માના રસથી તદ્દન જુદો છે, વિલક્ષણ છે, તે પુદ્ગલદ્રવ્યની અવસ્થા છે માટે તે રસ આત્માથી તદ્દન જુદો છે. આત્માનો અનુભવ તેનાથી તદ્દન જુદી જાતનો છે.

પુદ્ગલદ્રવ્યમાં આઠ પ્રકારના સ્પર્શ છે ટાઢો, ઉનો, ચીકણો, લુખો, ભારે, હળવો, કોમળ ને કઠોર તે બધી પુદ્ગલદ્રવ્યના સ્પર્શ ગુણની અવસ્થા છે, ભગવાન આત્મા તે પુદ્ગલદ્રવ્યના સ્પર્શથી જુદો છે ભગવાન આત્માનો અનુભવ તેનાથી જુદો છે તે સ્પર્શની બધી અવસ્થાથી આત્મા જુદો છે એની શ્રદ્ધા કર, અને એમાં પરથી નિરાળી સ્થિરતા કર, એ જ મુક્તિનો ઉપાય છે.

જે સ્પર્શાદિ સામાન્ય પરિણામમાત્ર રૂપ છે તે જીવને નથી. સામાન્ય પરિણામમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ બધું લઇ લેવું, સ્પર્શાદિ પાંચ ઇંદ્રિયોથી આત્મા જુદો છે, કોઈ પણ પુદ્ગલની અવસ્થા આત્મામાં નથી, પુદ્ગલની બધી અવસ્થાથી આત્માનો અનુભવ જુદો છે. માટે આત્મા તેનાથી જુદો છે એવી જ્ઞાન શ્રદ્ધા કર તો નીવેડો છે, નહિતર ક્યાંય નીવેડો નથી.

ઔદારિક આદિ પાંચ શરીર પણ આત્માને નથી, ઔદારિક એટલે ઉદાર, અને ઉદાર એટલે પ્રધાન, જેમાં કેવળજ્ઞાન થઇ શકે છે માટે ઔદારિક શરીર તે પ્રધાન શરીર છે, વૈક્રિયિક શરીરમાં કેવળજ્ઞાન થતું નથી પણ ઔદારિક શરીરમાં જ થાય છે, માટે તેને

ઔદારિક શરીર કહેવાય છે કેવળજ્ઞાનનું કારણ ઔદારિક શરીર નથી કેવળજ્ઞાનનું કારણ તો આત્મા છે, કેવળજ્ઞાન આત્મામાંથી પ્રગટે છે પણ કેવળજ્ઞાન પ્રગટ થતી વખતે જોડે નિમિત્તમાં ઔદારિક શરીર હોય છે એટલો માત્ર સંબંધ છે. તે ઔદારિક શરીર આત્માથી જુદું છે, શરીર છે તે જડ છે, અને આત્મા ચૈતન્ય છે, બન્ને દ્રવ્યો તદ્દન ભિન્ન છે.

વૈક્રિયિક શરીર આત્માને નથી, તે વૈક્રિયિક શરીર દેવોને અને નારકીને હોય છે, જે જીવોએ પૂર્વે દારૂ અને માંસ ખાઈને મહા અધર્મ કર્યાં હોય તે નરકમાં જાય છે ત્યાં નરકમાં તેના શરીરના કોઈ કટકા કરે તો પણ મરે નહિ, કારણ કે પારાની જેમ તે વૈક્રિયિક શરીર જુદું પડે અને પાછું ભેગું થઈ જાય છે. દેવોને પણ વૈક્રિયિક શરીર હોય છે, વૈક્રિયિક એટલે વિક્રિયા કરે, જુદાં જુદાં શરીર બનાવી શકે તે દેવોના વૈક્રિયિક શરીર સુંદર હોય છે, અને નારકીના વૈક્રિયિક શરીર કાળાં કુબડાં હોય છે તે દેવના વૈક્રિયિક શરીરનો પડછાયો પડે નહિ જેમ કાચની પુતળીનો પડછાયો ન પડે તેમ વૈક્રિયિક શરીરનો પડછાયો ન પડે. તે વૈક્રિયિક શરીરથી આત્મા જુદો છે, જડ અને ચૈતન્ય બન્ને દ્રવ્યો તદ્દન ભિન્ન છે. શરીરરૂપ ડાબલામાં ચૈતન્ય જ્યોત તે શરીરથી જુદી બિરાજે છે, તેવા સ્વરૂપની શ્રદ્ધા કરે તો આનંદ અને સુખ પ્રગટે તેમ છે તે વાત અહીં કહેવાય છે.

આહારક શરીરથી પણ આત્મા જુદો છે છઠ્ઠે સાતમે ગુણ-સ્થાને ઝૂલતા નગ્ન દિગંબર કોઈ કોઈ મુનિને તે આહારક શરીરની લબ્ધિ પ્રગટે છે. તે સંત મુનિને કોઈ શંકા પડે તો તે શંકાના સમાધાન માટે માથામાંથી એક હાથનું મહા સુંદર પુતળું નીકળે છે, તે પુતળું જ્યાં ભગવાન બિરાજતા હોય ત્યાં જાય, અને ત્યાં જાય ત્યાં ભગવાનના દર્શન માત્રથી તેને સમાધાન થઈ જાય, પૂછવું ન પડે, તે શરીરને આહારક શરીર કહેવાય છે, તેવું આહારક શરીર અત્યારે

આ ક્ષેત્રમાં ન હોય મહાવિદેહક્ષેત્રમાં સંત મુનિઓને તેવી લબ્ધિ હોય, પરંતુ સમવસરણમાં જે મુનિઓ બેઠા હોય તેને એવી શંકા ન થાય, પણ કોઈ બહુ દૂર મુનિઓ હોય તેને વસ્તુસ્વરૂપની શ્રદ્ધા અને જ્ઞાન તો હોય, છતાં કોઈ એવી ઝીણવટની વાત વિચારતાં વિચારતાં ઝીણવટના પડખાં પીંખતા પીંખતા એવી કોઇ શંકા પડે અને સમાધાન ન થાય, અને પ્રશ્ન પુછવાની ઇચ્છા કરે ત્યારે મસ્તકમાંથી પુતળું નીકળે અને કોઇ શ્રુતકેવળી અથવા કેવળી બિરાજતા હોય ત્યાં જાય, ત્યાં જઇને તેને પૂછવું પડતું નથી પણ તેમને દેખે ત્યાં સમાધાન થઇ જાય એવા આહારક શરીરની લબ્ધિ છઠ્ઠે સાતમે ગુણસ્થાને ઝૂલતા મુનિઓને પ્રગટે છે, બીજા કોઇને પ્રગટતી નથી તે આહારક શરીરથી આત્મા જુદો છે કારણ કે તે પુદ્‌ગલ દ્રવ્યથી રચાયેલું હોવાથી પુદ્‌ગલદ્રવ્યની અવસ્થા હોવાથી આત્માના અનુભવથી જુદું છે જડ છે, અને આત્મા જ્ઞાનસ્વરૂપ છે, માટે બન્ને પદાર્થ તદ્દન જુદા છે. શ્રી કુંદકુંદાચાર્યદેવ મહાવિદેહક્ષેત્રમાં આહારક લબ્ધિથી ગયા નહોતા પણ કોઈ બીજા પ્રકારે ગયા હતા.

તેજસ શરીરથી પણ આત્મા જુદો છે તેજસ શરીર અનંતા રજકણની માટી છે તે જડ છે તે તેજસ શરીર, શરીરમાં ગરમીનું અને કાંતિનું કારણ છે; તે આત્માથી ભિન્ન છે. શરીર ટાઢું પડી ગયું હોય અને વાટકાથી ઘસે ત્યારે જે ઉષ્ણતા દેખાય છે તે તેજસ શરીરને કારણે દેખાય છે, તે પુદ્‌ગલની અવસ્થા છે, તેનાથી આત્માનો અનુભવ જુદો છે.

કાર્મણ શરીર પણ આત્માને નથી. કાર્મણ શરીર તે આખા શરીર પ્રમાણે સૂક્ષ્મ આઠ કર્મના રજકણની રૂપી મૂર્તિ છે. તે જડ છે, કાર્મણ શરીર બધુંય જીવને નથી, કાર્મણ એટલે કર્મના રજકણનો એક જથ્થો, તે કાર્મણ શરીર નિમિત્તરૂપે આત્માની જોડે છે, આત્માના સ્વભાવમાં તે નથી, આત્મા તો આત્મામાં છે, આત્મામાં

આઠ કર્મ નથી, તો જે આત્મામાં નથી તે આત્માને નુકશાન કરે તે કેમ બને? જો કે જોડે તે હાજર છે પણ આત્મામાં નથી.

કોઈ કહે કે શરીર સારૂં હોય તો ધર્મ થાય, શરીર નિરોગી હોય તો ધર્મ થાય, પણ જે આત્માનું છે જ નહિ તે વસ્તુથી આત્માનો ધર્મ કેમ થાય? લોકો કહે છે કે:—

પહેલું સુખ તે જાતે નર્યા,
બીજું સુખ તે ઘેર ચાર દીકરા;
ત્રીજું સુખ તે કોઠીએ જાર,
ચોથું સુખ તે સુકૂળની નાર.

ભાઇ! એ ચાર પ્રકારે સુખ નથી, સુખ તે તો આત્મામાં છે તે સુખની ઓળખાણ કર! પરમાં સુખ માન્યું તે કલ્પિત સુખ છે, જડની અવસ્થા જેમ થવાની હોય તેમ થાય તે તારે આધીન નથી, પરની પંચાતમાંથી નવગો થા, શરીરની પંચાત તારાથી થાય નહિ શરીર આત્મામાં નથી, જે તારા આત્મામાં નથી તેનાથી તને સુખ નહિ મળે. તારૂં સુખ તારામાં સ્વતંત્રપણે છે તેની ઓળખાણ કર, કાર્મણ શરીર જગતની વસ્તુ છે તે કાંઇ વસ્તુ જ નથી અને અવસ્તુ છે તેમ નથી પણ તે કર્મ તારા આત્મામાં નથી, તેના આત્માની શ્રદ્ધા લાવ, અને તે શ્રદ્ધાના જોરમાં ચારિત્ર થશે અને ચારિત્રથી કેવળ થશે. મનુષ્ય અને ઢોરને ઔદારિક તેજસ અને કાર્મણ શરીર હોય છે. દેવ અને નારકીને વૈક્રિયિક તેજસ અને કાર્મણ શરીર હોય છે. ઔદારિક, વૈક્રિયિક, આહારક, તેજસ અને કાર્મણ તે પાંચ શરીરનો આત્મા કર્તા નથી. તે શરીરની ક્રિયાથી આત્મામાં ધર્મ થાય તેમ નથી, તે શરીર આત્માને ત્રણકાળમાં મદદ કરે તેમ નથી. તારા મુક્તિના રસ્તા તારામાં ભર્યા છે એને કોઇ બહારનું કે પરનું શરણ લેવાની જરૂર નથી, તેની જ શ્રદ્ધા કર. કોઇની તારે જરૂર નથી આજ મુક્તિના રસ્તા છે.

બેસતું વરસ

૨૦૦૦, કારતક સુદ ૧ શુક્ર.

આજે બેસતું વરસ છે, સમયસારનો ૨૬૮ મો સુપ્રભાત નામનો કલશ લેવાય છે.

( વસંતતિલકા )

चित्पिंडचंडिमविलासिविकासहासः
शुद्धप्रकाशभरनिर्भरसुप्रभातः ।
आनंदसुस्थितसदास्खलितैकरूप-
स्तस्यैव चायमुदयत्यचलार्चिरात्मा ॥ २६८ ॥

અર્થ:—( પૂર્વોક્ત રીતે જે પુરુષ આ ભૂમિકાનો આશ્રય કરે છે ) તેને જ, ચૈતન્યપિંડનો નિરર્ગળ વિલસતો જે વિકાસ તે રૂપ જેનું ખીલવું છે ( અર્થાત્ ચૈતન્યપુંજનો જે અત્યંત વિકાસ થવો તે જ જેનું ખીલી નીકળવું છે ), શુદ્ધ પ્રકાશની અતિશયતાને લીધે જે સુપ્રભાત સમાન છે, આનંદમાં સુસ્થિત એવું જેનું સદા અસ્ખલિત એક રૂપ છે અને અચલ જેની જ્યોત છે એવો આ આત્મા ઉદય પામે છે.

સુપ્રભાત એટલે કેવળજ્ઞાનનો પ્રકાશ, જે કેવળજ્ઞાનનો પ્રકાશ આત્મામાં ખીલ્યો તે કદી અસ્ત ન થાય, તેને સુપ્રભાત કહેવાય છે. પ્રભાત તો ઘણાં ઊગે છે, પણ જે પ્રભાત ખીલીને આત્માનો પ્રકાશ થાય, અને તે કદી અસ્ત ન થાય તે જ ખરું સુપ્રભાત છે. જગતનો સૂર્ય તો દિવસે ઊગે છે અને રાત્રે અસ્ત થાય છે પણ આ આત્માનો કેવળજ્ઞાનસૂર્ય ઊગ્યો તે ઊગ્યો, પછી અસ્ત ન થાય; તેનું નામ સુપ્રભાત. આનું નામ ખરું પ્રભાત ઊગ્યું કહેવાય.

નવા વરસનાં પ્રભાત ઘણાં આવ્યાં અને ઘણાં ગયાં, પણ પ્રભાત તો તેને કહેવાય કે જે આત્મજ્યોત પ્રગટી તેનો નાશ ન થાય.

આજે બેસતું વરસ છે, માંગલિકનો દિવસ છે. માંગલિક એટલે જે આત્માના ભાન દ્વારા પોતાના પુરુષાર્થ વડે કેવળજ્ઞાન પમાડે તે સુમંગળ છે. નિર્મળ સમ્યગ્જ્ઞાન, નિર્મળ સમ્યક્દર્શન અને નિર્મળ સમ્યક્ચારિત્ર તે ત્રણ ગુણની નિર્મળ પર્યાય પ્રગટે તે પવિત્ર પર્યાય છે, પવિત્ર ભાવ છે. તે પવિત્ર પર્યાય પ્રગટતાં રાગ-દ્વેષની અપવિત્ર પર્યાયનો નાશ થાય છે તે મંગળ છે. રાગનો એક અંશમાત્ર પણ આત્મામાં ત્રણકાળ ત્રણલોકમાં નથી એવું ભાન થાય તે કેવળજ્ઞાનને પમાડે છે. રાગ-દ્વેષને ગાળે ને કેવળજ્ઞાનને પમાડે તેવું સમ્યગ્જ્ઞાન પોતે જ માંગલિક છે.

આ કલશમાં આચાર્યદેવે સુપ્રભાતનું વર્ણન કર્યું છે. એમાં ચાર બોલ વર્ણવ્યા છે. અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતઆનંદ અને અનંતવીર્ય એ ચાર ચતુષ્ટય પ્રગટે તે જ સુપ્રભાત મંગળ છે.

ભગવાનને જ્યારે કેવળજ્ઞાનાદિ ચતુષ્ટય પ્રગટ થાય છે ત્યારે ચૌદ બ્રહ્માંડમાં પ્રકાશ થાય છે, અજવાળાં થાય છે, નારકી જીવોને પણ બે ઘડી શાંતિ થાય છે. તીર્થંકરદેવ કેવળજ્ઞાન પામે તે વખતે જગતના જીવોને શાતાનો ઉદય હોય એવો નિમિત્ત-નૈમિત્તિક સંબંધ હોય છે. પૂર્ણજ્ઞાન, પૂર્ણદર્શન, પૂર્ણઆનંદ અને પૂર્ણવીર્ય રૂપ સ્વ-ચતુષ્ટય પ્રગટ કર્યું પોતે, કલ્યાણ પદને પામ્યા પોતે પોતાના પુરુષાર્થ-વડે, તેની સાથે તીર્થંકરદેવને એવો સર્વોત્કૃષ્ટ પુણ્યનો યોગ હોય છે કે જેથી જેને આત્મસ્વરૂપની ખબર નથી એવા જીવોને પણ અશાતા મટીને બે ઘડી શાતા થાય એવો મહિમા છે, સામા જીવોના પુણ્યના ઉદયને અને તીર્થંકર ભગવાનના કેવળજ્ઞાન સાથેના સર્વોત્કૃષ્ટ પુણ્યના અતિશયને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે. ચૌદ બ્રહ્માંડમાં પ્રકાશ થવાની પરમાણુની યોગ્યતાને અને ભગવાનના કેવળજ્ઞાન વખતના પુણ્યના અતિશયને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ હોય છે.

દરેકે દરેક આત્મા પૂર્ણજ્ઞાનથી ભરપૂર છે, પોતે પણ પૂર્ણ જ્ઞાનથી ભરપૂર છે, તેવા આત્માની પોતે પ્રતીત કરે અને જ્ઞાન કરે

તો તેને અનુક્રમે સ્વરૂપની સ્થિરતા ( ચારિત્ર ) થઇ રાગ-દ્વેષનો સર્વથા અભાવ થાય. જ્ઞાન પોતે સમાધાન સ્વરૂપ છે. જ્ઞાન ગમે તેવા સંયોગોનું સમાધાન અને નિચોડ કરે છે, તેવું જ્ઞાન સ્વરૂપમાં ઠરે એટલે રાગ તૂટે તે ચારિત્ર-અંતરની ક્રિયા છે.

અનુકૂળતા કે પ્રતિકૂળતાના સંયોગો તો એવા ને એવા ઊભા હોય પણ જાણનાર એમ સમાધાન કરે કે અરે! હું તો જ્ઞાનસ્વરૂપ છું, જાણવું તે જ મારો સ્વભાવ છે, આ સયોગો મને જ્ઞાયકને કંઈ પણ સુખ-દુઃખ કરી શકે નહિ, એમ જ્યાં જ્ઞાન સમાધાન કરે ત્યાં રાગ-દ્વેષનો અભાવ થાય અને શાંતિ થાય, કારણ કે જ્ઞાન પોતે જ શાંતિસ્વરૂપે છે. જ્ઞાન જ્ઞાનમાં રહીને સમાધાન કરે ત્યાં શાંતિ સાથે આવે જ.

જો જ્ઞાન સમાધાન ન કરે તો રાગ-દ્વેષની કલ્પના કરે કે આ સંયોગો મને દુઃખ આપે છે અને આ સયોગો મને સુખ આપે છે તેમ પર ઉપર દૃષ્ટિ રાખી સુખ-દુઃખની કલ્પના કર્યા કરે. જ્ઞાન કાં તો કરે સમાધાન અને કાં તો કરે રાગ-દ્વેષની કલ્પના; બાકી જ્ઞાન બીજું કાંઇ પણ ન કરે.

જ્ઞાન સમાધાન કરીને પોતામાં ઠરે તે જ જ્ઞાનની ક્રિયા છે, બાકી પરની ક્રિયા જ્ઞાન કરી શકે જ નહિ. પોતે સમજે કે હું એક જાણનારસ્વરૂપે જ છું. જાણનાર એટલે જ્ઞાન, જ્ઞાન પોતે દુઃખસ્વરૂપે હોય નહિ. જો જ્ઞાન પોતે દુઃખરૂપે હોય તો પછી દુઃખને ટાળવાનો ઉપાય ક્યાં રહ્યો? એટલે જ્ઞાન પોતે સમાધાનપૂર્વક રાગ-દ્વેષમાં ન જોડાય તે જ ચારિત્ર છે, ને તે જ્ઞાનની ક્રિયા છે, અને તે જ જ્ઞાન અને ક્રિયાનો [1]સમન્વય થયો, તે જ સ્યાદ્વાદપણું થયું.

આ અંતર્જ્ઞાનની સ્થિરતારૂપ ક્રિયા તે જ ચારિત્ર છે, જડની ક્રિયાથી ચારિત્ર ન થાય ચારિત્ર આત્માનો ગુણ છે માટે આત્માનો

૧ સમન્વય એટલે મેળ

ગુણ ચૈતન્યની ક્રિયાથી પ્રગટે કે જડની ક્રિયાથી પ્રગટે? જડની ક્રિયાથી આત્માનું ચારિત્ર ત્રણકાળ ત્રણલોકમાં પ્રગટે નહિ.

આ ભૂમિકાનો જે પુરુષ આશ્રય કરે છે, જ્ઞાન અને ચારિત્રની મૈત્રી આ કહેવાણી તે રીતે જે સમજે છે તેને જ ચૈતન્ય પિંડનો નિરર્ગળ વિલસતો જે વિકાસ તે રૂપ ખીલવું થાય છે.

વસ્તુ, વસ્તુનો ગુણ અને વસ્તુની કારણરૂપ પર્યાય અનાદિ અનંત નિર્મળ છે. તે ત્રણે થઇને અખંડ એક વસ્તુ છે. એ રીતે દૃષ્ટિનો વિષય પહેલાં કર્યો હતો તેના ફળમાં કેવળજ્ઞાનીને અનંતું દર્શન પ્રગટયું. આ કળશમાં પહેલાં દર્શનની વાત કરી અને કેવળ-જ્ઞાની ભગવાનના ચતુષ્ટય પણ આ કળશમાંથી નીકળે છે તે ક્રમે ક્રમે આવશે.

ધર્માસ્તિકાય-વસ્તુ, તેનો ગુણ અને તેની પર્યાય ત્રિકાળ નિર્મળ છે. દરેક વસ્તુ પોતે અનાદિ અનંત દ્રવ્યથી, ગુણથી, અને પર્યાયથી ત્રિકાળ નિર્મળ છે, તેમ હું પણ દ્રવ્યે, ગુણે અને પર્યાયે પરિપૂર્ણ વસ્તુ છું. આત્મા વસ્તુ, તેના જ્ઞાન આદિ ગુણ ને તેની કારણ પર્યાય ત્રિકાળ નિર્મળ છે, આત્મા દ્રવ્યે, ગુણે અને પર્યાયે અનાદિ અનંત પરિપૂર્ણ વસ્તુ છે. આત્મા અનાદિ અનંત પરિપૂર્ણ વસ્તુ છે તેમાં વિકાર નહિ, શરીર નહિ, પુણ્ય નહિ, પાપ નહિ, અનંત ગુણનો પિંડ આત્મા પવિત્ર છે, તેની શ્રદ્ધાના જોરમાં અનંત દર્શન પ્રગટે છે.

આ બે હજારની સાલનું સુપ્રભાતમાંગળિક કહેવાય છે. શ્રીમદ્ રાજચંદ્રે પણ કહ્યું છે કે રાત્રી વ્યતિક્રમી ગઇ, પ્રભાત થયું, નિદ્રાથી જાગૃત થયા, હવે મોહનિદ્રા ટાળવાનો પ્રયત્ન કરો, નિદ્રાથી મુક્ત થવા ભાવનિદ્રા ટાળવાનો પ્રયત્ન કરજો. ભાવરાત્રી ટળીને આત્માનો પ્રકાશ થાય એવો પ્રયત્ન કરજો શ્રીમદ્ રાજચંદ્રે પણ પહેલાં પ્રભાતનું વર્ણન કર્યું છે.

આચાર્યદેવ કહે છે કે પહેલાં આત્માનો ભરોંસો બેસવો જોઇએ, જેમ પરમાં ભરોંસો બેસાડયો છે તેમ પ્રતીતિના વિષયમાં આવતો

અખંડ આત્મા તેનો વિશ્વાસ કરે-ભરોસો બેસાડે તો તેના ફળમાં અનંતદર્શનને તે પામે.

કળશમાં આચાર્યદેવે કહ્યું છે કે ચૈતન્યપિંડનો નિરર્ગળ વિલસતો જે વિકાસ તે રૂપ જેનું ખીલવું છે, એટલે કે જેણે અખંડ ચૈતન્યને પ્રતીતમાં લીધો તેને નિરર્ગળ એટલે વચ્ચે આગળિયો નથી વચ્ચે વિઘ્ન નથી, જે સ્વરૂપને પ્રતીતમાં લીધું, જ્ઞાનમાં લીધું તે સ્વરૂપ હવે નિર્વિઘ્ને પૂરું કરશે, કેવળજ્ઞાન પ્રગટ કરશે તેમાં વચ્ચે ક્યાંય પણ વિઘ્ન તેને છે જ નહિ. અનંતકાળથી જે પરાલંબી દૃષ્ટિ હતી તેને સ્વાલંબી કરી, સ્વાશ્રય કર્યો તેનાથી અનંતદર્શનનો પ્રકાશ પ્રગટશે.

જેમ કમળની કળી સૂર્યના પ્રકાશે ખીલી ઊઠે, તેમ અખંડ આત્માનો વિષય સમ્યક્ પ્રતીતિએ કર્યો તે પ્રતીતિના જોરમાં અનંતદર્શનનો વિકાસ ખીલે છે, પ્રતીતિ થયા પછી આત્માની અનંતશક્તિ ઊઘડતાં ઊઘડતાં પૂર્ણપણે ઊઘડી જાય છે તે આત્માનું સાદિઅનંત બેસતું વરસ છે.

પછી કહ્યું કે શુદ્ધ પ્રકાશની અતિશયતાને લીધે જે સુપ્રભાત સમાન છે. પહેલામાં દર્શન લીધું અને આ બીજા બોલમાં જ્ઞાન લીધું. ચૈતન્યપ્રકાશ ઝગઝગાટ કરતો પ્રકાશે છે. સૂર્યને તો પોતાના પ્રકાશની પણ ખબર નથી અને બીજાના પ્રકાશની પણ ખબર નથી. પરંતુ ચૈતન્યજ્ઞાનપ્રકાશ પોતાના પ્રકાશને પણ જાણે છે અને સૂર્યાદિના પ્રકાશને પણ જાણે છે. સર્વ પ્રકાશનો પ્રકાશક આત્મા પોતે છે.

જેણે સત્સમાગમે સમ્યક્જ્ઞાનવડે આત્માની ભૂમિકાનો આશ્રય કર્યો તેને નિર્મળ કેવળજ્ઞાનપ્રકાશનું સુપ્રભાત ખીલી નીકળે છે. આત્મ ભૂમિકાનો સમ્યક્જ્ઞાને જ્યાં આશ્રય કર્યો ત્યાં તો પરોઢિયું ખીલ્યું, અને ક્રમે કરી તેમાં પુરુષાર્થથી વધતાં વધતાં સંપૂર્ણ કેવળજ્ઞાનપ્રકાશ ખીલી નીકળ્યો તે સાદિ અનંત સુપ્રભાત છે. તે પ્રભા-

તનો ક્યારે પણ નાશ ન થાય એવું બેસતું વરસ છે. બાકી તો ઘણાં પ્રભાત ઊગ્યાં અને અસ્ત થયાં, વરસ બેઠાં ને ચાલ્યા ગયાં; પણ જે પ્રભાતનો કદી નાશ ન થાય તે જ ખરું સુપ્રભાત છે. એક હજાર વર્ષ પહેલાં અમૃતચંદ્રાચાર્યદેવે આ સુપ્રભાતનો કળશ રચ્યો છે, જે આજે વંચાય છે.

આનંદમાં સુસ્થિત એવું જેનું સદા અસ્ખલિત એકરૂપ છે. આનંદસ્વરૂપ આત્માને લક્ષમાં લીધો, તેની પ્રતીત કરી અને તેમાં ઠર્યો એટલે કેવળજ્ઞાન પ્રગટે.

આત્માના સ્વરૂપની શ્રદ્ધા કરી, જ્ઞાન કર્યું અને તેમાં ઠર્યો એટલે અનંત આનંદ પ્રગટ્યો, અનંત સ્વચતુષ્ટય પ્રગટ્યું, ι અ ( ι દર્શનમાં કોઇ વિઘ્ન કરનાર નથી, અનંત જ્ઞાનને કોઇ ઝાંખુ કરનાર નથી, અને અનંત આનંદ પ્રગટ્યો તેને કોઇ સ્ખલના કરનાર નથી અને ચોથું અનંત બળ પ્રગટ્યું. પોતાના સ્વસ્વભાવનો જ્યાં આશ્રય કર્યો ત્યાં અનંત આનંદ પ્રગટ્યો, તે આનંદ સદા અસ્ખલિત છે, એકરૂપ છે. બહારથી જે આનંદ માને છે તે આનંદ સદા એકરૂપ નથી, ક્ષણે ક્ષણે બદલાય છે, ટળી જાય છે, વિકારી છે, અને આકુળતાવાળો છે.

ચૈતન્યના અખંડ સ્વભાવનું અવલંબન કરીને જે આનંદ પ્રગટ્યો તે આનંદ અનંતકાળ રહેવાનો છે અને નહિ બદલતો સદાને માટે એકરૂપ જ છે, નિરાકુળ છે, નિર્વિકારી છે, અસ્ખલિત છે, જે અંદર સ્વભાવમાં હતો તે પ્રગટ્યો છે. તે અસ્ખલિત આનંદ પ્રગટ્યો તે જ ખરું સુપ્રભાત છે.

આત્માની જ્યોત જે પ્રગટી તે અચળ છે, તે કેવળજ્ઞાનજ્યોતનો કદી નાશ થતો નથી. મણિરત્નના દીવાની જ્યોત જેમ પવનથી હલતી નથી, તેમ આ આત્મજ્યોત જે પ્રગટી તે કદી હલતી નથી,

અચળ છે. અગ્નિના દીવાની જ્યોત તો પવન આવે ત્યાં ઓલવાઇ જાય છે, તેમ આત્માની જ્યોત-શિખા પ્રગટી તે હલતી નથી ઓલવાતી નથી, પણ અચળ છે.

મહા સંવર્તક વાયરાથી પણ મેરુ પર્વત હલે નહિ તેમ જેણે આત્માનો આશ્રય કરવાથી મેરુ જેવી અચળ કેવળજ્ઞાન જ્યોત પ્રગટ કરી તે કોઇ પણ કારણે ચળતી નથી કારણ કે તે જ્યોત અનંત બળ લઇને પ્રગટી છે. આ બોલમાં બળ લીધું છે.

આત્માનો આશ્રય કરવાથી અચળ જ્યોત પ્રગટે છે, ઉદય પામે છે. તે આત્મા ઊગ્યો તે ઊગ્યો, ફરીને અસ્ત ન થાય, આત્માનું ભાન કરીને ઊગ્યું તે સુપ્રભાત છે. આત્માની ભાનદશા ઊગી તેમાંથી કેવળજ્ઞાન અવશ્ય પ્રગટે. એવી કેવળજ્યોત પ્રગટી તે સુપ્રભાત છે.

આનંદગુણની પર્યાય સમ્યક્દર્શન થતાં અંશે પ્રગટે છે અને ચારિત્ર થતાં વિશેષ પ્રગટે છે. આનંદગુણ તો આનંદગુણરૂપે જ છે પણ તે આનંદ ગુણની પર્યાય સમ્યક્દર્શન થતાં પણ પ્રગટે છે અને ચારિત્ર થતાં પણ પ્રગટે છે. આત્માની યથાર્થ ઓળખાણ કરી, તેની પ્રતીત કરી, તેમાં ઠરવાથી અનંતાનુબંધી કષાય ટળી જતાં સ્વરૂપાચરણ ચારિત્ર અંશે પ્રગટે છે. આત્મા અનંતગુણનો દળ છે તેમાં વારંવાર લક્ષ કરી સ્થિર થવાથી વિશેષ સ્વરૂપરમણતા પ્રગટવાથી પાંચમી, છઠ્ઠી અને સાતમી ભૂમિકા પ્રગટે છે, અને અનુક્રમે આગળ વધતાં કેવળજ્ઞાનજ્યોત પ્રગટે છે ત્યારે આત્માની પર્યાયમાં સંપૂર્ણપણે આનંદ પ્રગટે છે તે જ ખરેખરું સુપ્રભાત છે

કેવળજ્ઞાનની જ્યોત લઇને આત્મા ઉદય પામે છે તે કેવળજ્ઞાનની જ્યોત આત્માના ભાન વડે પ્રગટી છે. સત્સમાગમ વિના અને આત્મવિચારણા વિના આત્મભાનનું ઊગવું બને નહિ, અને આત્મભાન ઊગ્યા વિના કેવળજ્ઞાન ઊગે નહિ, અને કેવળજ્ઞાન ઊગે

તે સુપ્રભાત છે. પદ્મનંદીપંચવિંશતિકાશાસ્ત્રમાં પણ સુપ્રભાતનો એક અધિકાર છે. તેની પહેલી ગાથા લઈએ છીએ:

( શાર્દૂલવિક્રીડિત )

निश्शेषावरणद्वयस्थिति निशाप्रान्तेन्तरायक्षयो
द्योते मोहकृते गते च सहसा निद्राभरे दूरतः ।
सम्यग्ज्ञानदृगक्षियुग्ममभितो विस्फारितं यत्र त
ल्लब्धं यैरिह सुप्रभातमचलं तेभ्यो यतिभ्यो नमः ॥ १ ॥

અર્થ:—બન્ને જે નિશેષાવરણ અર્થાત જ્ઞાનાવરણ અને દર્શનાવરણ એની જે સ્થિતિ તે થઈ રાત્રિ તેનો અંત થતાં, તથા અંતરાય કર્મનો ક્ષય થવાથી પ્રકાશ થતાં અને મોહિનીય કર્મના દ્વારા થયેલ નિદ્રાના ભારથી શીઘ્રજ દૂર થતાં જે સુપ્રભાતમાં સમ્યગ્જ્ઞાન તથા સમ્ય દર્શનરૂપ બન્ને નેત્ર ઉન્મીલિત થયાં ( ખૂલ્યાં ) તે અચલ સુપ્રભાતને જે યતિઓએ પ્રાપ્ત કરી લીધેલ છે તે યતિઓ પ્રત્યે નમસ્કાર છે.

રાત્રિનો અંત આવે, ત્યારે પ્રભાત ઊગે, તેમ ભગવાન આત્મા નિર્મળ જ્ઞાન-દર્શનમય છે તેમાં દર્શનાવરણ, જ્ઞાનાવરણરૂપ રાત્રિના અંધકારનો જેણે અંત આણ્યો છે, પોતે ચૈતન્યજ્ઞાનસ્વભાવ પ્રગટ કરી તે આવરણનો નાશ કરીને સૂર્ય ઉગાડયો છે તે સુપ્રભાત છે.

જેમ છાણાને સળગાવે ત્યારે તે એક ખૂણેથી સળગે અને તેનો નાનો ભડકો થાય તેને કોઈ ટોપલાથી ઢાંકે તો તેમાં વાસ્તવિક રીતે તો તે ભડકો ઢંકાણો નથી પણ ટોપલાને અગ્નિની ઝાળ પહોંચતી નથી તેથી તેને ઢાંકયો કહેવાય છે. વાસ્તવિક રીતે તે અગ્નિનો નાનો ભડકો ઢંકાણો નથી, તેથી ક્રમે ક્રમે તે ભડકો વધતાં વધતાં છાણાનો આખો ભડકો થાય છે ત્યારે તે વાંસના ટોપલાને બાળી મૂકે છે. તેમ આત્માનો પૂરો સ્વભાવ પ્રગટ્યો નથી પણ પૂરા સ્વભાવની પ્રતીત

થઇ તે એક ખૂણો પ્રગટ કર્યો કહેવાય. ચૈતન્યનો નાનો ભડકો પ્રગટ કર્યો તેમાં એકાગ્રતા કરીને આખો ભડકો પૂરો પ્રગટ કર્યો એટલે જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કર્મને બાળી મૂકયાં.

આત્મા જાગ્યો નથી ત્યાં સુધી નિમિત્ત તરીકે આવરણ કહેવાય છે. ખરીરીતે કર્મે તેને હીણો કર્યો નથી પણ પોતે પોતાની શક્તિને કબૂલી નહિ તેથી પોતે પોતાનું પરિણમન ઘટાડયું છે, પણ ચૈતન્યનો લસલસતો પ્રકાશ પ્રગટ થયો એટલે જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીયની રાત્રીનો નાશ કરીને કેવળજ્ઞાન અને કેવળદર્શનસૂર્ય પ્રગટ પ્રકાશે છે. જ્ઞાનાવરણીયઆદિ રાત્રિનો નાશ થતાં કેવળજ્ઞાનનો પ્રકાશ થાય છે, કેવળજ્ઞાન પ્રભાત પ્રગટ થાય છે.

અનંત બળ પ્રગટતાં અંતરાય કર્મનો નાશ થયો, અને મોહનીય કર્મનો નાશ થતાં બન્ને નેત્રો ખૂલ્યાં; જેમ રાત્રિનો નાશ થતાં સૂતેલાં જાગે છે અને તેમની બન્ને આંખો ખૂલી જાય છે, તેમ મોહરૂપ નિદ્રાનો નાશ કર્યો એટલે જેમનાં સમ્યગ્જ્ઞાન અને સમ્યક્દર્શનરૂપ બન્ને નેત્રો ખૂલી ગયાં એવા મુનિઓને અમારો નમસ્કાર છે.

જેમ દીકરી કે દીકરો ગામ જતાં હોય અને તેને વળાવતાં વાર કવાર આવતો હોય તો માવતર પ્રસ્થાનું મૂકે છે તેમ પદ્મનંદીઆચાર્યે કેવળજ્ઞાનને નમસ્કાર કરીને તે કેવળજ્ઞાન મારે જોઇએ છે તેમ ભાવનાનું પ્રસ્થાનું મૂકયું છે.

મહાવીર પરમાત્મા મોક્ષ પધાર્યા અને સતના નાયક ગૌતમ ગણધરને કેવળજ્ઞાન થયું, જ્ઞાનાવરણીય આદિ રાત્રિનો નાશ કરી કેવળજ્ઞાન પ્રભાત પ્રગટ કર્યું, તેવા કેવળજ્ઞાનીઓને અમારો નમસ્કાર છે.

यत्सच्चक्रसुखप्रदं यदमलं ज्ञानप्रभाभासुरं
लोकालोकपदप्रकाशनविधिप्रौढं प्रकृष्टं सकृत् ।
उद्भूते सति यत्र जीवितमिव प्राप्तं परं प्राणिभिः
त्रैलोक्याधिपतेर्जिनस्य सततं तत्सुप्रभातं स्तुवे ॥ २ ॥

અર્થ:—ત્રણલોકના સ્વામી શ્રી જિનેંદ્ર ભગવાનના આ સુપ્રભાત સ્તોત્રને હું નમસ્કાર કરું છું કે જે જિનેંદ્ર ભગવાનનું સુપ્રભાત સમસ્ત જીવોને સુખનું દેવાવાળું છે અને સમસ્ત પ્રકારે મળોથી રહિત હોવાને કારણે અમળ છે અને જ્ઞાનની જે પ્રભા તેનાથી દેદીપ્યમાન છે તથા સમસ્ત લોકાલોકનો પ્રકાશ કરવાવાળું છે અને જે અત્યંત મહાન છે અને જે એકવાર ઉદિત થતાં સમસ્ત પ્રાણીઓને એવું માલુમ પડે છે કે તેઓને ઉત્કૃષ્ટ જીવનની પ્રાપ્તિ થઇ જાય છે અર્થાત તેઓ પોતાનાં જીવનને ધન્ય સમજે છે.

ત્રણલોકના નાથ શ્રી જિનેંદ્ર ભગવાન છે. ત્રણલોકના નાથ એટલે રક્ષક નહિ પણ ત્રણલોકને જાણનાર છે, તેઓ બધા પ્રાણીઓને સુખ દેવાવાળા છે. શ્રી જિનેંદ્ર ભગવાને સુપ્રભાતરૂપ આત્મદશા પ્રગટ કરી તેમને મારો નમસ્કાર છે. શ્રી જિનેંદ્ર ભગવાને સર્વ વિકારથી રહિત વીતરાગદશા પ્રગટ કરી, એવા ભગવાનનું સ્મરણ કરવું તે આત્મસ્વભાવનું સ્મરણ છે, સ્વભાવની સંપદાનું સ્મરણ તે સમસ્ત આપદાને ટાળનાર છે. સમસ્તલોકનું પ્રકાશ કરનાર કેવળજ્ઞાન જ્યાં પ્રગટયું ત્યાં સમસ્ત લોકના જીવો પોતાને ધન્ય ધન્ય સમજે છે તે સુપ્રભાત છે. સમ્યગ્જ્ઞાની જીવને આત્માનું ભાન થાય ત્યારે ધન્ય હો, ધન્ય હો, એમ પોતાને ધન્ય ધન્ય સમજે છે.

આનંદઘનજી કહે છે કે:—

અહો ! અહો ! હું મુજને કહું, નમો મુજ નમો મુજ રે;
અમિત ફળ દાન દાતારની જેહની ભેટ થઇ તુજ રે.

પોતે પોતાના જ આત્માને વંદન કરે છે. અહો ! ધન્ય કાળ ! અહો ! ધન્ય ભાવ ! મને કેવળજ્ઞાન પ્રગટ થશે, તેવાં પરોઢિયાં થઈ ગયાં છે, શું કહું ! મારા આત્માને નમસ્કાર હો ! નમસ્કાર હો ! નમો મુજ, નમો મુજ એટલે મારા આત્માને નમસ્કાર હો ! નમસ્કાર હો ! વંદન હો ! વિનય હો ! ગૃહસ્થાશ્રમમાં રહેલા આત્મભાન

પામેલા જીવો તથા સંત આચાર્યો પણ આવી ભાવના ભાવે છે, પોતે પોતાને નમસ્કાર કરે છે.

કોઇ કહેશે કે પોતે પોતાને નમસ્કાર કરતો હશે! પરંતુ દેવ-ગુરુ-શાસ્ત્રને નમસ્કાર કરે તેમાં પણ ખરીરીતે બીજાને કોઈ નમસ્કાર કરતું નથી, સૌ કોઇ પોતાને ગોઠયાને જ નમે છે તેમાં દેવ-ગુરુ-શાસ્ત્ર વચ્ચે આવે છે. જ્યાં પરિપૂર્ણ આત્માનું ભાન થયું ત્યાં પોતાના આત્માનું અપૂર્વ માહાત્મ્ય થાય છે.

જ્યાં આત્માનું ભાન થાય છે ત્યાં તો અમિત ફળ દાન દાતાર એટલે અમાપ ફળનાં દાનની પોતાને ભેટ થાય છે. લક્ષ્મી, આબરૂ તે બધું મર્યાદાવાળું છે અને આ તો મર્યાદા રહિત સ્વરૂપ પ્રગટ થયું. આત્માનું ભાન થતાં અમિત ફળ દાન દાતારની ભેટ થઈ. પોતે પોતાને મોતીએ વધાવે છે. પૈસાવાળાઓ બીજાને આપે તો શું આપે! પાંચ પચીસ વરસ ટકે એટલું ધન આપે પણ આ તો અનાદિ ત્રિકાળ અમર્યાદિત એવા સ્વરૂપની તને ભેટ થઈ તે સાદિ અનંતકાળ રહેવાની. જે ભાવે આત્માની ઓળખાણ થઇ તે ભાવે કેવળજ્ઞાનદશા પ્રગટશે એમ પોતાના ભાવને નમસ્કાર કરે છે અને પોતાને ધન્ય ધન્ય માને છે. એમાં અભિમાન નથી પણ પોતાના આત્માના સ્વભાવનું અપૂર્વ માહાત્મ્ય છે અને પૂર્ણદશા પ્રગટ કરવાની ભાવના છે તેથી નમસ્કાર થઈ જાય છે. પોતાના સ્વભાવની પર્યાય પ્રગટી તેને ધન્ય ધન્ય કહે છે. આનંદઘનજી કહે છે કે:—

"ધન્ય તે નગરી ને ધન્ય વેળા ઘડી"

ધન્ય ઘડી! ધન્ય પળ! ધન્ય સમય! જે ભાવે કેવળજ્ઞાન થશે તે ભાવ પ્રગટ થયો, એમ કહી પોતે પોતાને ધન્ય કહે છે. જગતના જીવો પોતે પોતાને ધન્ય ન કહે પણ બીજાને ધન્ય કહે, રાજાને ધન્ય, ધૂળને ધન્ય, પૈસાને ધન્ય, બાયડીને ધન્ય, છોકરાને ધન્ય, એમ પરને ધન્ય કહે, પણ આ તો જાગ્યો એટલે કહે છે કે અરે! તે છોકરા, લક્ષ્મી, આબરૂ તે ધન્ય નહિ પણ હું મારા આત્માને ધન્ય કહું છું,

જે ભાવે કેવળજ્ઞાન પ્રગટશે તે ભાવને નમસ્કાર છે, હું પોતે જ નિર્દોષ સમાધાનસ્વરૂપ છું, હું પોતે આત્મા અપૂર્વ માહાત્મ્યથી ભરેલો છું એમ પોતાનું માહાત્મ્ય આવતાં પરને મોટપ આપતો નથી પણ પોતાને ધન્ય કહે છે.

આનંદઘનજી કહે છે કેઃ—

> ધર્મ જિનેશ્વર ગાઉં રંગશું,
> ભંગ મ પડશો હો પ્રીત; જિનેશ્વર,
> બીજો મનમંદિર આણું નહિ,
> એ અમ કુળવટ રીત. જિનેશ્વર. ધર્મ.

આનંદઘનજી મહારાજ ધર્મ જિનેશ્વર ભગવાનનાં ગુણ ગાન કરતાં પોતાના આત્માના જ ગુણ ગાઈ રહ્યા છે, પોતાના આત્મસ્વભાવનું જ સ્તવન કરે છે. બહારથી પંદરમા ધર્મનાથ ભગવાનની સ્તુતિ કરે છે અને અંદરમાં ધર્મમૂર્તિ પોતે આત્મા તેની સ્તુતિ કરે છે.

હે ધર્મની ખાણ! હે ધર્મની મૂર્તિ! જેમાં મર્યાદા વિનાના ગુણો ભર્યા છે તેવા આત્માનાં ગાણાંને રંગથી ગાવાને હું ઊભો થયો છું, હે વીતરાગ! હે આત્મા! તારી પ્રીત, તારી રુચિ અને તારા ભાનમાં જે હું આત્માનું ગાન કરવા નીકળ્યો તેમાં ભંગ પડશો નહિ, તેમાં વિઘ્ન હશો નહિ, ત્રણકાળમાં કોઇ આડખીલ હશો નહિ. હે જિનેંદ્ર! હે આત્મા ચિદાનંદ! તારી પ્રીતિ થઇ તેમાં ભંગ ન પડશો.

કાંઇ જવાબદારી ખરી! કે ભંગ ન પડશો તેમ એકલી ભાવના! જવાબદારી તેની આ છે કે—'બીજો મનમંદિર આણું નહિ,' કોઈ કુદેવ, કુગુરુ, અને કુધર્મનો આદર સ્વભાવના ભાનમાં ન આવવા દઉં ગુણની પ્રીતિમાં જાગૃત થઇને ઊઠયો, હવે એક ચૈતન્ય સિવાય પુણ્ય-પાપ ભાવ મારા, સ્ત્રી કુટુંબાદિ મારાં વગેરે પરભાવ અને પર પદાર્થનો આદર આવવા દઉં નહિ, તેની જવાબદારી લઇને કહું છું કે હે જિનેંદ્ર! આપની પ્રીતિમાં અને મારા આત્મસ્વભાવમાં ભંગ

ન પડશે તેમ કોલકરાર કરીએ છીએ. હે ભગવાન ! આરંભમાં અનુમોદનમાં બીજાનો આદર હોય નહિ, ત્રણકાળમાં બીજાનો આદર આવે નહિ, હે નાથ ! જે પ્રીત અંતરની જાગી તેમાં સાદિ-અનંત કાળમાં ભંગ ન પડશે, તેવા કોલકરારમાં આ જવાબદારી આપું છું કે મારા આત્મા સિવાય બીજા પુણ્ય-પાપના ભાવનો આદર આપવા નહિ દઉં.

સારી સતી કે સારા બ્રહ્મચારીના હૃદયમાં બીજો પુરુષ કે બીજી સ્ત્રી આવે નહિ, તેમ ધર્માત્મા કહે છે કે હે ચૈતન્ય ! તારા સ્વભાવની પ્રીત થઈ, હું જાગૃત થયો તેમાં બીજાનો આદર આવવા દઉં નહિ, બીજાનો આદર આવવા ન દેવો તે અમારા કુળવટની રીત છે. હે નાથ ! તીર્થંકરની જાતના અને કુળના અમે છીએ. તીર્થંકર ભગવાન જે ભાવે ઊપડયા તે ઊપડયા, કદી પાછા પડતા નથી. સમ્યગ્દર્શન પ્રગટયું તે કેવળ લીધે જ છૂટકો. ' એ અમ કુળ-વટ રીત,' અમારાં કુળ તો તીર્થંકરોની નાતનાં અને જાતનાં છે, અમારા કુળના વટની રીત એ છે કે વચ્ચે બીજો ભાવ આવવા દઉં નહિ, જે ભાવે ઊપડયા તે ભાવે કેવળ લીધે જ છૂટકો, હે નાથ ! અમારા કુળના વટની રીત એ છે કે અમે ઊપડયા તે પાછા ફરીએ નહીં, તે તીર્થંકરો અમારા કુળના છે, તે તીર્થંકરો જે રસ્તે ગયા તે રસ્તો અમારો છે માટે તેમાં ભંગ પડે નહિ, શુભાશુભભાવનો આદર ન આવવા દઉં તે જવાબદારીથી કહું છું કે ભંગ પડશે નહિ, કેમ ન આવવા દઉં ? કે વીતરાગે બીજા ભાવને આવવા દીધો નથી માટે હું પણ પરભાવને આવવા ન દઉં, એ અમારા કુળના વટની રીત છે.

માણસો કુળના વટ માટે મરે છે તો હે આત્મન ! તારું કુળ તો તીર્થંકરોના વટની રીતનું છે, માટે હવે જાગ્યો તે જાગ્યો-પાછો ફરે નહિ. વાસુદેવ વગેરે ઉત્તમ પુરુષો દંતવાક્ય હોય છે. તેમના દાંતમાંથી જે વાક્ય નીકળ્યું તે પાછું ફરે નહિ. એકવાર પાંડવોએ

શ્રીકૃષ્ણની મશ્કરી કરી હતી ત્યારે વાસુદેવથી બોલાઈ ગયું કે પાંડવો દેશ બહાર જાય, પછી પાંડવોની માતા કુંતા તે વાસુદેવની ફોઈબા થતાં હતાં તે કુંતા વાસુદેવ પાસે ગયાં અને કહે છે કે બેટા! પાંડવોનું શું કરવું? વાસુદેવ કહે છે કે માતા! અમે દંતવાક્ય પુરુષ, અમારાં વચન નીકળ્યાં તે પાછાં ફરે નહિ, માતા! અમને સિફારસ ન હોય, દેશ બહાર પાંડવો તે દેશ બહાર જ રહે, તેમ ધર્માત્મા કહે છે કે તીર્થંકરદેવના વારસ અમે છીએ, અમે જાગ્યા તે જાગ્યા, પાછા ફરવાના નહિ. આજે સુપ્રભાત માંગળિક બેસતું વરસ અલૌકિક રીતે થાય છે.

( વસંતતિલકા )

स्याद्वाददीपितलसन्महसि प्रकाशे
शुद्धस्वभावमहिमन्युदिते मयीति ।
किं बंधमोक्षपथपातिभिरन्यभावै-
र्नित्योदयः परमयं स्फुरतु स्वभावः ॥२६९॥

અર્થ:—સ્યાદ્વાદ વડે પ્રદીપ્ત કરવામાં આવેલું લસલસતું ( ઝગઝગાટ કરતું ) જેનું તેજ છે અને જેમાં શુદ્ધ સ્વભાવરૂપ મહિમા છે એવો આ પ્રકાશ ( જ્ઞાનપ્રકાશ ) જ્યાં મારામાં ઉદય પામ્યો છે, ત્યાં બંધ-મોક્ષના માર્ગમાં પડનારા અન્ય ભાવોથી મારે શું પ્રયોજન છે? નિત્ય જેનો ઉદય રહે છે એવો કેવળ આ ( અનંત ચતુષ્ટયરૂપ) સ્વભાવ જ મને સ્ફુરાયમાન હો.

સ્યાદ્વાદ વડે એટલે આત્મા પોતાપણે છે અને પરપણે એટલે શરીર, વાણી, મન, અને પુણ્ય-પાપના ભાવપણે નથી એમ પ્રતીત કરીને પોતાના સ્વરૂપમાં ઠરવાથી પ્રકાશમાન કરવામાં આવેલું લસલસતું ( ઝગઝગાટ કરતું ) તેજ છે જેનું એવો જ્ઞાનપ્રકાશ ઉદય પામે છે.

ઊનો લસલસતો શીરો હોય તેમાં રાગી જીવોને રાગ થઇ આવે છે, તેમાં વળી બૈરાંઓ ઊનો ઊનો લસલસતો શીરો બહુ રાગથી બોલે છે, પણ તે તો ધૂળ છે. જડ રજકણો છે, તેમાં સુખ નથી પણ સુખ આત્મામાં છે.

ચૈતન્યપ્રકાશ લસલસતો પ્રગટ થાય છે, લસલસતો-ઝગઝગાટ કરતો આત્મપ્રકાશ પ્રગટ થાય છે, શું આત્મામાં આ જડ રૂપી દ્રવ્યોનું તેજ છે તેવું તેજ હશે? જડ રૂપી દ્રવ્યોનું તેજ આત્મામાં નથી, પરંતુ જ્ઞાનપ્રકાશનું તેજ છે. જ્યાં આત્મસ્વભાવનું ભાન કરી ઠર્યો ત્યાં જ્ઞાનપ્રકાશ પ્રગટ થયો તે શુદ્ધ સ્વભાવની મહિમા અપૂર્વ છે. શુભાશુભ આદિ અન્યભાવોની મહિમા નથી, પણ મહિમા તો શુદ્ધસ્વભાવની જ છે. શુદ્ધ પ્રકાશ પ્રગટ થયો તે ઝગઝગાટ કરતો સૂર્ય ઊગ્યો, સોનાનું સુપ્રભાત ઊગ્યું.

લગ્ન વખતે ગાય છે ને કે વેણલાં ભલે વાયાં રે! એ જગતનાં ઊગેલાં વેણલાં પાછા ફરી જાય છે, પણ આ આત્મામાં સુપ્રભાતનું વેણલું ઊગ્યું તે ફરે નહિ, જગતનાં લગ્નનું વેણલું તે તો જળોજથ્થા છે, ધૂળધાણી છે, ચૈતન્યમૂર્તિ સિવાયનું બહારનું સુખ તે તો આપદારૂપ છે, તે સુખ જ નથી, દુઃખ છે, માત્ર કલ્પના છે, ચૈતન્યમૂર્તિનું અવલંબન લીધું અને જે સુખ પ્રગટ્યું, જે આનંદ પ્રગટ્યો, તે આનંદ જ અમને હો, બીજું કાંઇ જોઇતું નથી. જેના શુદ્ધ સ્વભાવની અપૂર્વ મહિમા છે એવો જ જ્ઞાનપ્રકાશ મારામાં પ્રગટ થયો છે, ત્યાં વળી બંધ અને મોક્ષના વિકલ્પોનું મારે શું કામ છે? બંધ આમ હતો અને મોક્ષ આમ થશે તેવા વિકલ્પોનું મારે શું પ્રયોજન છે? પુણ્યના પરિણામ આવા, અને મોક્ષના પરિણામ આવા, તેવા રાગમાં અટકવાનું મારે શું પ્રયોજન છે? તેવા વિકલ્પોમાં અટકવાથી વિકલ્પ તૂટીને નિર્મળ પર્યાય ઊઘડતી નથી માટે તેવા વિકલ્પોથી મારે શું પ્રયોજન છે? નિત્ય જેનો ઉદય રહે છે તેવો સ્વભાવ જ અમને સ્ફુરાયમાન રહો! મારા સ્વભાવના ભાનમાં અપ્રતિહત

ભાવના ફુવારા છૂટ્યા; તે સ્ફુરાયમાન રહો! કેવળજ્ઞાનાદિ અનંત સ્વચતુષ્ટય મારા સ્વરૂપમાં સાદિ અનંત સ્ફુરાયમાન રહો! સ્ફુરાયમાન રહો! મારા સ્વભાવમાં સ્વચતુષ્ટય પ્રગટો તેમ આચાર્યદેવે ભાવના ભાવી છે. આ સુપ્રભાત માંગળિક થયું.

૨૦૦૦ કારતક સુદ બીજ શનિ

આત્માના વાસ્તવિક સ્વભાવમાં પરના સંયોગે જે ભાવ દેખાય તે આત્માનો મૂળ સ્વભાવ નથી. જે સ્વભાવ આત્મામાં ત્રિકાળ રહે તે આત્માનો સ્વભાવ કહેવાય, પરનો સંયોગી ભાવ તે કાયમનો નથી માટે તે આત્માનો સ્વભાવ નથી.

જેને કલ્યાણ કરવું હોય તેણે કલ્યાણસ્વરૂપ આત્મા કેવો છે તે બરાબર સમજવું પડશે, સમજતાં વાર લાગે તો વાંધો નથી, પણ પોતાની દૃષ્ટિએ ખતવશે તો નહિ સમજાય. સમજવાની જિજ્ઞાસાથી અવશ્ય સમજાય, પણ આકુળતા અને ખેદ કરવો તે તો કષાય છે, નિરાકુળપણે ઉત્સાહપૂર્વક પુરુષાર્થ કરી સમજવા ધારે તો અવશ્ય સમજાય. સમજતાં વાર લાગે તો વાંધો નથી, પણ આકુળતા કરવાથી નહિ સમજાય અને પોતાની દૃષ્ટિએ ખતવશે તો ઊંધું સમજાશે.

જેને આત્માનું કલ્યાણ કરવું હોય તેણે વસ્તુનું સ્વરૂપ જેમ છે તેમ બરાબર જાણવું જોઈએ. શરીર, વાણી, અને મન મારાં છે એમ જે માને તે તેનું મમત્વ ટાળવાનો પ્રયાસ કેમ કરે? અને આત્મામાં જે વિકારી ભાવ થાય છે તે ભાવને પોતાનો ભાવ માને તે તેને છોડવાનો પ્રયત્ન કેમ કરે?

આ મારો છોકરો છે, આ મારો વારસો રાખશે એમ જાણી તેનું રક્ષણ કરશે, પણ કોઈ દુશ્મનનો છોકરો કે બહારવટિયો ઘરમાં પેસી જાય તો તેને દૂર કરવા માગશે, બહારવટિયાને પોતે એકલાથી દૂર કરતાં ભય લાગે તો બીજાને બોલાવીને પણ તેને દૂર કરશે, દૂર કરતાં જરા વાર લાગે તો પણ તેને રાખવાની રુચિ નથી, તેમ હું

કોણ છું? મારો વારસો મારામાં રહે તે કયા ઉપાય વડે રહે? હું આત્મા શું ચીજ છું? અને આ ક્ષણિક ચીજ શું છે? તેના વિવેક વિના પોતાની ચીજનું રક્ષણ ન કરે અને પરભાવને છોડવાનો પ્રયાસ ન કરે.

વિકાર કોને કહેવાય? નિર્વિકાર કોને કહેવાય? તેનો વિચાર કર. જગતમાં જે શબ્દ હોય તે કાં દ્રવ્ય હોય, કાં ગુણ હોય, અને કાં પર્યાય હોય, એવો વાચ્યવાચક સંબંધ છે. વાચક તે શબ્દ છે, અને વાચ્ય તે પદાર્થ છે.

આવો મનુષ્યભવ પામીને આત્માનો નિર્ણય ન કર્યો તો આયુષ્ય પૂરું થયે કયાં ઉતારા! પરથી નિરાળા આત્માનો નિર્ણય કર્યા વિના ચોરાશીનું ભ્રમણ નહિ ટળે. મરણ વખતે કોનું શરણ? ગમે તેવી પ્રતિકૂળતામાં પણ આત્માનો નિર્ણય થઇ શકે છે, બહારની પ્રતિકૂળતા કે અનુકૂળતાના ઉદયના સંયોગને આત્મા ટાળી શકે નહિ, પણ મોહનીય આદિ ઘાતી કર્મના ઉદયમાં પોતે જોડાય છે તેને આત્મા પુરુષાર્થવડે ટાળી શકે છે. અંદર આત્માની પર્યાયમાં જે રાગ-દ્વેષ અને ભ્રાંતિરૂપ ઊંધી માન્યતા થાય છે તેને આત્મા પુરુષાર્થવડે ટાળી શકે છે. બહારનો અનુકૂળ-પ્રતિકૂળ સંયોગ આત્માને લાભ-નુકસાન કરતો નથી પણ આત્માની પર્યાયમાં ઊંધા પુરુષાર્થવડે થતી જે ઊંધી માન્યતા અને રાગ-દ્વેષ તે જ નુકસાન કરે છે. માટે વસ્તુનું સ્વરૂપ જેમ છે તેમ સમજવાનો પ્રયત્ન કર, ચારે પડખાં વિચારીને સ્વતરફ ઢળીને સ્વતરફના જોરથી નિર્ણય કર, મનનું અવલંબન વચ્ચે હાજરરૂપે આવે છે, પણ સ્વતરફ અવલંબનનું વીર્યનું જોર છે, માટે તેણે આત્માથી જ નિર્ણય કર્યો છે. મનથી-પરથી નિર્ણય નથી કર્યો પણ પોતા વડે કર્યો છે, મનનું અવલંબન હાજર હોય તો પણ મનનો નકાર કરીને સ્વતરફ ઢળીને સ્વતરફના જોરથી નિર્ણય કર્યો છે. આત્માને ઓળખીને પ્રતીત કર્યા વિના ઠરશે શેમાં? તત્ત્વને ઓળખ્યા વિના તત્ત્વમાં ઠરશે શી રીતે? આત્માને

ઓળખીને, તેની પ્રતીત કરીને, તેમાં ઠરવાથી બુદ્ધિપૂર્વકનું મનનું અવલંબન પણ છૂટી જાય છે,-બુદ્ધિપૂર્વકના વિકલ્પો છૂટી જાય છે, રાગથી છૂટો પડીને પોતાના સ્વરૂપનો અનુભવ કરે છે, અને પછી સ્થિરતા વધતાં ચારિત્ર પ્રગટે છે, અને ચારિત્ર વધતાં કેવળજ્ઞાન પ્રગટે છે.

પરમ દિવસે વાત આવી હતી કે પાંચ શરીર આત્માને નથી, ઔદારિક, વૈક્રિયિક, આહારક આદિ શરીર આત્માને નથી; આહારક શરીર મુનિઓને હોય છે, નગ્ન દિગંબર સંત મુનિ હોય તેમને કાંઇક શંકા પડી જાય, સમાધાન ન થાય અને પ્રશ્ન પૂછવાની ઇચ્છા થાય ત્યારે આહારક શરીરનું સુંદર પૂતળું મસ્તકમાંથી નીકળે છે અને પ્રભુ પાસે પૂછવા જાય છે, ત્યાં પ્રભુના દર્શનમાત્રથી સમાધાન થઇ જાય છે. તે આહારક શરીર પણ આત્માને નથી. તે આહારક શરીર આત્માથી જુદું છે. જે શરીરમાં કાંતિ આપે છે અને ગરમી આપે છે તે તૈજસ શરીર છે તે શરીર પણ આત્માનો સ્વભાવ નથી એટલે કે તે આત્માને નથી. આઠ કર્મના રજકણની ઝીણી ધૂળ તે કાર્મણ શરીર છે, તે શરીર પણ આત્માને નથી, આત્માથી તે જુદું છે. એ બધાંય શરીર આત્માને નથી કારણ કે તે પુદ્ગલદ્રવ્યના પરિણામથી નીપજેલાં છે માટે આત્માના અનુભવથી તે જુદાં છે. શરીર છે તે જડનું દળ છે. શરીરની કોઇ પણ ક્રિયા આત્માને હિતરૂપ નથી.

પરથી મને લાભ થાય છે એમ જે માને છે તેણે પોતામાં માલ નથી એમ માન્યું, બીજાએ મને મદદ આપી એટલે અમે બે થઇને એક થયા તેમ માન્યું. એક વસ્તુ બીજી વસ્તુને મદદ કરે તેમ ત્રણ-કાળ ત્રણલોકમાં બનતું નથી. પર પદાર્થની આત્મામાં નાસ્તિ છે, તેથી પર પદાર્થ આત્માને લાભ કે નુકસાન કરે તેમ ત્રણકાળમાં બને નહિ. આખી દુનિયાથી આ રસ્તા નિરાળા છે.

પોતાની વસ્તુ પરથી જુદી ટકે છે માટે જુદી છે, જે પરપણે ન હોય તે પોતાપણે હોય, જે પરપણે ન હોય તે પોતાપણે પણ ન હોય એમ બને નહિ, પોતાપણે છે અને પરપણે પણ પોતે છે એમ

પણ ન બને, માટે જે પોતાપણે હોય તે પરપણે ન હોય એવો અબાધિત સિદ્ધાંત છે.

જેમ આ સુખડનું લાકડું 'આ હાથથી' જુદું છે તેમ તે જ્ઞાન કરનારને બતાવે છે, હું લાકડાપણે છું પણ આ હાથપણે નથી, આ પુસ્તકપણે નથી એમ લાકડું પોતે જ બીજાથી જુદું રહ્યું થકું બતાવી રહ્યું છે. તેમ આત્મા પોતાપણે છે એમ જુદું અસ્તિત્વ સ્વીકારતાં પરપણે નથી એમ તેમાં ભેગું આવી જ જાય છે. અસ્તિ સ્વીકારતાં નાસ્તિ ભેગી આવી જ જાય છે હું સ્વતઃ સ્વભાવે પરિપૂર્ણ વસ્તુ છું મારાં દ્રવ્ય ગુણ-પર્યાય બીજામાં પેસતાં નથી અને કોઇનાં દ્રવ્ય-ગુણ-પર્યાય મારામાં પેસતાં નથી.

શરીર આત્માપણે નથી, શરીરના રજકણો શરીરમાં છે પણ આત્મામાં નથી, આત્મા આત્મામાં છે પણ આત્મા શરીરપણે નથી. જે પોતાપણે નથી તે પોતાને મદદ કેમ કરે? આ ઝીણી વાત નથી પણ પહેલામાં પહેલો એકડો છે. મનુષ્યભવ પામીને જો આ ન સમજ્યો તો ફૂ થઇને ચોરાશીમાં ઊડી જવાનો; મનુષ્યભવમાં જે પુણ્ય કર્યાં તે બધાં છાજાના છોડ સુકાઈ જવાનાં-તે કાયમનાં નથી. પરની ક્રિયાથી મને લાભ થાય, પરની મદદે મને ધર્મ થાય તેમ માનનાર આત્માની ત્રણકાળની સ્વતંત્રતાનું ખૂન કરનાર અને સ્વતંત્ર ન્યાયને અન્યાય આપનાર છે.

પ્રશ્નઃ—પૂરો વીતરાગ થાય ત્યારે પરની મદદ ન હોય પણ તે પહેલાં તો મદદ હોય ને?

ઉત્તરઃ—પૂર્ણતામાં પણ મદદ નથી અને અપૂર્ણતામાં પણ મદદ નથી, જે પૂર્ણતામાં હોય તે જ શરૂઆતમાં હોય, પૂર્ણતામાં સ્વાધીન ધર્મ અને અપૂર્ણતામાં પરાધીન ધર્મ એવું સ્વરૂપ ન હોય, જે પૂર્ણતામાં હોય તે જ જાતનો અંશ શરૂઆતમાં હોય તો જ તે શરૂઆત કહેવાય, નહીંતર શરૂઆત જ નથી. પ્રથમ સ્વાધીન સ્વભાવની શ્રદ્ધા થાય પછી સ્થિરતા થાય.

બધી વસ્તુ પોતાપણે છે અને પરપણે નથી. બે વસ્તુ જુદે જુદી છે તો પછી મદદ રહી ક્યાં? શરીરમાં શરીર છે, શરીર આત્મામાં નથી. શરીરમાં આત્મા નથી, આત્મા આત્મામાં છે. શરીર અને આત્મા જો ભેગાં થઈ ગયાં હોય તો જુદાં પડે નહિ, શરીર ને આત્મા એક જગ્યાએ રહ્યાં છે પણ પરમાર્થે જુદે જુદાં છે.

પરથી પોતાનું ચૈતન્યદળ આખું જુદું છે એવા ભાનવાળો મોટી લડાઈમાં ઊભો હોય, કે રાજમાં ઊભો હોય તોપણ તેને અલ્પ બંધ છે. પરથી પોતાનું સ્વરૂપ જુદું માનવું ને પરનું સ્વામિત્વ અંતરથી છૂટી જવું, આવા ભાનમાં ભરત ચક્રવર્તીએ છ ખંડનાં રાજ કર્યાં પણ અંતરમાં પોતાનું આખું ચૈતન્યદળ જુદું છે એનો વિવેક વર્તે છે, જુદું ભાન વર્તે છે, મારી મદદ પરને ન હોય, પરની મદદ મને ન હોય, જ્ઞાયકના ભાનમાં જ્ઞાતાપણે રહીને સમ્યક્દર્શન-પણે ક્રોડો વરસ રાજમાં ગાળ્યા છતાં એક ભવ પણ વધ્યો નહિ તે માહાત્મ્ય અંતરના ભાનનું છે.

ગૃહસ્થાશ્રમમાં રહ્યા થકા જ્ઞાની વેપાર ધંધા, રાજપાટ વગેરે ક્રિયામાં જોડાય તોપણ તેના કર્તા થતા નથી. તે સમજે છે કે એક રજકણ ફરે તે તેનાથી (રજકણથી) ફરે છે, હું તેનો કર્તા નથી, પુરુષાર્થની નબળાઇને લઈને શુભભાવ કે અશુભભાવમાં જોડાઇ જાય છે. દાન દેવાના કાર્યમાં પણ જોડાય, અને શરીરમાં રોગ આવે તો દવા પણ પીએ, છતાં પણ પરની ક્રિયાનો કર્તા નથી, વિકલ્પનો પણ કર્તા નથી, પુરુષાર્થની નબળાઇથી તે ભાવ આવી જાય છે.

અજ્ઞાની જડની ક્રિયાનો કર્તા થાય છે, વિકલ્પનો પણ કર્તા થાય છે. પૈસા મળવા, પ્રતિકૂળતાનું ટળવું, નિરોગતાનું થવું તે બધું પુણ્યનો ઉદય હોય તો થાય છે, તેવી અનુકૂળતા થવામાં પુણ્યનો ઉદય હોય તો તે ઉદયને અનુકૂળ નિમિત્તો સ્વતંત્રપણે પોતપોતાને કારણે હાજર હોય છે, પોતે તેનો કર્તા નથી.

બીજાને દાનાદિ આપવાના ભાવ થવા તે સ્વતંત્ર-જુદા કારણે છે અને બીજાને દાન વગેરે મળવું તે પણ સ્વતંત્ર-જુદા કારણે છે. બીજાને દાન આપવાના ભાવ, તૃષ્ણા ઘટાડી શુભભાવમાં પુરુષાર્થ-વડે પોતે જોડાય છે ત્યારે થાય છે, અને સામા જીવને તે પ્રમાણે અનુકૂળતા થવી તે તેના અઘાતી કર્મનો ઉદય હોય તે પ્રમાણે થાય છે. બન્ને કાર્યો સ્વતંત્ર થાય છે, તો પણ બન્નેને કોઇવાર મેળ થઈ જાય છે તેથી અજ્ઞાની પરનો કર્તા થાય છે કે આને મે દાન આપ્યું, આને મેં સુખી કર્યો શરીરની હાલવાની, બોલવાની, વગેરે ક્રિયા સ્વતંત્ર થાય છે તો પણ તે ઇચ્છાને અનુકૂળ ઉદયને કારણે ઇચ્છા પ્રમાણે થતું દેખીને આ ક્રિયા મારાથી થાય છે, એમ અજ્ઞાની માને છે પરંતુ ઇચ્છા થાય છે તે આત્મા પોતે જોડાય છે તેથી પોતાની પર્યાયમાં વિકાર થાય છે અને શરીરની અનુકૂળ ક્રિયા થવી તે જુદા કારણે થાય છે. અનુકૂળ ઉદયને કારણે ઇચ્છાને અને શરીરની હાલવાની વગેરે ક્રિયાને, બન્નેને લગભગ સંબંધ થાય છે તેથી અજ્ઞાની માને છે કે જડની ક્રિયા મારાથી થાય છે, પણ પોતે કરી શકતો હોય તો પક્ષઘાત થાય ત્યારે કેમ કરી શકતો નથી? જો કરી શકતો હોય તો બધી વખતે કરી શકે, માટે કોઈની ક્રિયા કોઈ કરી શકતું જ નથી. જડ અને ચૈતન્ય બન્ને જુદા પદાર્થ છે, બન્ને સ્વતંત્ર ત્રિકાળ જુદા પદાર્થ છે માટે બન્નેની ક્રિયા પણ સ્વતંત્ર જુદે જુદી છે. જડની ક્રિયા તો જ્ઞાની કે અજ્ઞાની કોઇ કરી શકતું જ નથી પણ શુભાશુભ પરિણામનો કર્તા અજ્ઞાની જીવ અજ્ઞાનાવસ્થાએ થાય છે.

જ્ઞાની તો શુભાશુભ પરિણામના પણ કર્તા થતા નથી તો પણ અશુભભાવ ટાળવા દાન, પૂજા આદિના શુભભાવમાં જોડાય ખરા, પણ તેના તે કર્તા થતા નથી વીર્યની મંદતાને લઇને જ્ઞાનીનું વીર્ય અસ્થિરતામાં જોડાય છે તેથી તે બહારથી કર્તા દેખાય છે, પણ ખરે-ખર તો તે જ્ઞાતા છે કર્તા નથી. જ્ઞાનીને વેપાર ધંધાના કે રાજ આદિ કાર્યોના વિકલ્પો આવે તો પણ તે વિકલ્પોના તે તો જ્ઞાતા છે.

જે ક્ષણે રાગ-દ્વેષ વગેરે ભાવ થાય છે તે જ ક્ષણે જ્ઞાની તેને જાણે છે. તે જ ક્ષણે તેના જ્ઞાતા છે પણ કર્તા નથી. વીર્યની મંદતાને લઇને જોડાઈ જવાય છે, રાગ દ્વેષ થઇ જાય છે, પણ તેને સ્વામિત્વબુદ્ધિ નથી. બહારની શરીરાદિની ક્રિયા અને અંદરના વિકલ્પો જ્ઞાનીને થાય છે, પણ સ્વામિત્વબુદ્ધિ નથી. રાગ-દ્વેષ થાય છે થઈ જાય છે, પણ કર્તાબુદ્ધિ નથી. પરથી જુદું નિરાળું આત્મભાન સહજ વર્ત્યા કરે છે. તે સમજે છે કે પુરુષાર્થની નબળાઇને લઇને આ રાગ ઊભો છે, એ રાજને ઢગલે બેઠા પોતાને વિષ્ટાને ઢગલે બેઠા માને છે. આ ક્ષણે પુરુષાર્થ ઉપાડીને જો વીતરાગ થવાતું હોય તો આ કાંઇ જોઇતું નથી એવી ભાવના ભાવે છે. આવા અંતરના ભાન સહિત ધર્માત્મા સંસારમાં હતા તો પણ એકાવતારી થઈ ગયા.

અજ્ઞાની આવા ભાન વિના ત્યાગી થયો, નગ્ન દિગંબર મુનિ થયો, રાજ છોડયાં, રાણીઓ છોડી, ત્યાગી થઇને બબ્બે વરસ જંગલમાં રહ્યો, કોણ વંદન કરે છે તેનો ખ્યાલ પણ ન રહ્યો, બાર બાર માસના ઉપવાસ કર્યા, એવા પુણ્યપરિણામ કર્યા પણ પરમાંથી મારો ગુણ પ્રગટે છે તેમ માને છે પરંતુ મારામાં અનંતગુણ ભર્યા છે તેમાંથી ગુણની પર્યાય આવે છે તેમ નહિ માનતાં પરથી મને ગુણ થાય છે એવા શલ્યમાં ત્યાગી થયો તોપણ એકડા વિનાનાં મીંડાં, સ્વરૂપના ભાન વગર એક પણ ભવ ન ઘટયો.

ધર્માત્મા પહેલાં અજ્ઞાની હતો ત્યારે નિર્ધન હતો અને જ્ઞાની થયા પછી રાજમાં બેઠો હોય, બહારના સંયોગમાં વધી ગયો હોય છતાં પણ મારા આત્મામાં દૃષ્ટિ મૂકવાથી વધું છું તેમ ભાન છે, બહારના સંયોગ વધવાથી હું વધતો નથી અને તે બહારના સંયોગ વધવાથી મારા આત્માને હાનિ પણ નથી, બહારના સંયોગ વધી ગયા હોય તોપણ ભાન છે કે એક રજકણ પણ મારી ચીજ નથી, પરથી મને મદદ નથી, હું પરથી નિરાળો ચિદાનંદ આત્મા છું એવા પરથી નિરાળા આત્માના ભાનમાં બેઠો છે તો તે મુક્તિના માર્ગે છે

અને અલ્પકાળમાં મુક્તિ લેવાનો છે. જ્ઞાનીને બહારના સંયોગ વધી ગયા હોય અને અજ્ઞાની બધું છોડીને નગ્ન દિગંબર મુનિ થઇ ત્યાગી થઇને બેઠો હોય પણ આ છોડયું માટે મને ગુણ થશે એવું ઊંડું શલ્ય પડયું છે, મારામાં અનંતગુણ છે તે ગુણમાં દૃષ્ટિ મૂકવાથી ગુણની પર્યાય આવશે તેનું ભાન નથી માટે એક પણ ભવ ઘટતો નથી.

શ્રેણીકરાજાને એકલું આત્માનું ભાન હતું, હજુ સ્થિરતા પ્રગટી નહોતી પણ એકાવતારી થયા તે સમ્યક્‌દર્શનનું માહાત્મ્ય છે. ભવિષ્યમાં આવતી ચોવીસીમાં તે શ્રેણીકરાજા પહેલા તીર્થંકર થશે. સમ્યક્‌દર્શન થયા પછી સમ્યક્‌દર્શનની ભૂમિકામાં, અધૂરી દશા છે માટે જે શુભ રાગ વર્તતો હોય તેનાથી તીર્થંકર ગોત્ર બંધાય. પરવસ્તુ મારી નથી એમ ભાન થાય એટલે બધી પરવસ્તુ તરત છૂટી જાય એવો નિયમ નથી. ક્રમે ક્રમે રાગ છૂટતાં વસ્તુ પણ છૂટે. રાગ છૂટતાં પરવસ્તુ છૂટી જાય એવો રાગને અને પરવસ્તુને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે.

ચોથી ભૂમિકાએ રહેલા સમ્યક્‌દૃષ્ટિને પરથી નિરાળા આત્મ સ્વરૂપનું ભાન વર્તે છે. જેવો અનુભવ સિદ્ધ ભગવાનને હોય તેવો સિદ્ધ જેવો અંશે અનુભવ ચોથી ભૂમિકાએ રહેલા સમ્યગ્દૃષ્ટિને હોય છે અને ચોથી ભૂમિકાથી પાંચમી ભૂમિકાએ જ્યારે આવે ત્યારે સ્વરૂપરમણતા વિશેષ વધે છે. ત્યાં જેટલા અંશે સ્વરૂપસ્થિરતા વધે તેટલા અંશે રાગ છૂટે છે અને તેટલા પ્રમાણમાં પરવસ્તુનો સંબંધ પણ છૂટે છે અને વ્રતના શુભ પરિણામ પણ આવે છે એવો સંબંધ છે. વ્રતના પરિણામ તે પુણ્યબંધનું કારણ છે, અને અંદર જે પુરુ-ષાર્થવડે સહજ દશા વધી અને આસક્તિ છૂટી તે નિર્જરાનું કારણ છે. તે પાંચમી ભૂમિકા પછી પુરુષાર્થવડે સહજ દશા વધતાં છઠ્ઠી ભૂમિકા આવે છે, તે ભૂમિકાએ પુરુષાર્થવડે સહજ દશા ઘણી વધી જાય છે અને રાગ ઘણો ઘટી જાય છે, રાગ ઘટવાથી ત્યાં લુગડાં પણ છૂટી જાય છે, નગ્ન દિગંબર મુનિ થાય છે, તેવો નિમિત્ત-નૈમિત્તિક

સંબંધ જ છે. તે મુનિપણાની ભૂમિકામાં સ્વરૂપરમણતા ઘણી ઘણી વધી જાય છે, અંતર્મુહૂર્ત છઠ્ઠે રહે અને અંતર્મુહૂર્ત સાતમે રહે તેવી દશામાં ઝૂલ્યા કરે છે. છઠ્ઠી ભૂમિકાએ મુનિ હોય ત્યારે ઉપદેશનો, સ્વાધ્યાયનો, શાસ્ત્ર રચવાનો, ભગવાનના દર્શનનો, સ્તુતિનો, આહારનો વગેરેનો વિકલ્પ આવે છે તોપણ છઠ્ઠી ભૂમિકાએ અંતર્મુહૂર્તથી વધારે તો રહે જ નહિ, ક્ષણમાં ચૈતન્યગોળો રાગથી છૂટો પડીને સ્વરૂપમાં લીન થાય છે. મુનિ આહાર કરતા હોય, વિહાર કરતા હોય, ઉપદેશ દેતા હોય તે વખતે પણ ક્ષણે ક્ષણે ચૈતન્યગોળો પરથી છૂટો પડીને સ્વરૂપમાં લીન થાય છે. આ રીતે છઠ્ઠી ને સાતમી ભૂમિકાએ મુનિ ઝૂલ્યા કરે છે. મુનિઓને પૂરી વીતરાગદશા પ્રગટી નથી તેથી ઉપદેશ વગેરેના અને પંચમહાવ્રતના જે શુભ પરિણામ આવે છે તે પુણ્યબંધનું કારણ છે અને અંતરદશા પ્રગટી તે મોક્ષનું કારણ છે.

આત્માના ભાન વગરના જીવોનાં વ્રત–તપ તે બાળવ્રત અને બાળતપ કહ્યાં છે.

પ્રશ્નઃ—તપના શું બે પ્રકાર છે?

ઉત્તરઃ—હા, તપના બે પ્રકાર છે; એક પંડિતતપ અને બીજો બાળતપ. જે તપ આત્માના ભાન વિના કરે તે બધું અજ્ઞાનતપ છે, બાળતપ છે, અને આત્માનું ભાન થયા પછી અંતર એકાગ્રતા થવાથી વૃત્તિનું તૂટવું તે પંડિતતપ છે. આનંદમૂર્તિ આત્મામાં ઠરવાથી ઇચ્છા તૂટી જવી, અતીંદ્રિય આનંદરસનો સડકો લેતાં ઇચ્છા તૂટી જવી તે જ્ઞાનીનું તપ, અને આત્માના ભાન વિનાનું તપ તે અજ્ઞાનીનું તપ.

હવે સાતમો બોલ કહે છે.

સમચતુરસ્ર સંસ્થાન આત્મામાં નથી. છ પ્રકારનો શરીરનો આકાર તે આત્મામાં નથી. સમચતુરસ્ર સંસ્થાન એટલે બેઠેલા માણસના શરીરને ચારે કોરથી દોરીથી માપે તો ચારે કોરથી સરખું આવે તે, તેવો જડનો આકાર તે આત્મામાં નથી, આત્મા તેનાથી

જુદો છે. આત્મામાં પોતાના અસંખ્યાત પ્રદેશનો અરૂપી આકાર છે પણ જડનો આકાર આત્મામાં નથી.

બીજું ન્યગ્રોધપરિમંડલ સંસ્થાન એટલે પેટથી ઉપરનો ભાગ લાંબો વડ જેવો અને નીચેનો ભાગ નાનો હોય, તે બધો શરીરનો આકાર છે, અરૂપી આત્માનો તે આકાર નથી.

ત્રીજું સ્વાતિક સંસ્થાન એટલે શરીરનો નીચેનો ભાગ સ્થૂલ અથવા મોટો હોય અને ઉપરનો ભાગ પાતળો અથવા નાનો હોય તે. આ બધો જડનો આકાર છે, તે બધી જડના આકારની કૃતિ આત્મામાં નથી.

ચોથું કુબ્જક સંસ્થાન એટલે શરીર કૂબડું હોય, કોંઠ નીકળેલું હોય તે. તેવો આકાર પણ આત્મામાં નથી.

પાંચમું વામન સંસ્થાન એટલે શરીર ઘણું જ ઠીંગણું હોય તે. એવો આકાર પણ શરીરનો છે, આત્મામાં તેવો આકાર નથી.

છઠ્ઠું હુંડક સંસ્થાન એટલે શરીર લોલહુ હોય તે. તેવાં બધાં સંસ્થાન આત્મામાં નથી, છએ પ્રકારની આકૃતિ જડની છે પણ આત્માની નથી. જે તારામાં નથી તેના આશ્રયે રહીશ નહિ, તેનું અવલંબન લઇશ નહિ પણ આત્મા અખંડ પૂર્ણ સ્વાધીન તત્ત્વ છે તેના ઉપર મીટ માંડ તો આત્મસ્વભાવ ઉઘડશે તે છ સંસ્થાનની વાત કહી. હવે આઠમા બોલમાં સંઘયણની વાત કરે છે.

સંઘયણ એટલે હાડકાંની મજબૂતાઇ, તે છ પ્રકારે છે. તેમાં પહેલું વજ્રર્ષભનારાચ સંહનન તે ઘણું મજબૂત હોય છે, કેવળજ્ઞાન થાય ત્યારે તે સંહનન હોય છે, કોઈ કહે છે કે ધર્મ કરવા માટે વજ્રર્ષભનારાચ સંહનન જોઇએને! તેના વિના ધર્મ ન થાયને! કેવળજ્ઞાન પણ ન થાયને! તેનો ઉત્તર એમ છે કે આ શરીર તો મલોખાંની લાકડી છે. તે મલોખું આત્મામાં પેસી જતું નથી કે જેથી

આત્માને મદદ કરે! ભગવાને કહ્યું છે કે જ્યારે કેવળજ્ઞાન થાય ત્યારે શરીરનાં હાડકાંની મજબૂતાઇ આવી હોય છે. તેવી મજબૂતાઇની તે વખતે માત્ર હાજરી હોય છે પરંતુ તે હાડકાંની મજબૂતાઇ આત્માને ધર્મ કરાવી દેતી નથી, કેવળજ્ઞાન પ્રગટાવી દેતી નથી. એક તત્ત્વની અંદર બીજું તત્ત્વ પેસી શકતું જ નથી, તો પછી તે આત્માને લાભ કે મદદ કરે ક્યાંથી! કેવળજ્ઞાન વખતે આવી હાડકાંની મજબૂતાઇ હોય છે તેમ કહ્યું ત્યાં વળગી પડયો હાડકાંને! પણ હું પરના આશ્રય કે આધાર વગરનો છું, મને કોઇની મદદ જ નથી, મારાં લાભ-નુકસાન મારાંથી જ છે તેવા સ્વતંત્ર તત્ત્વની જેને ખબર નથી તે ચોરાશીના અવતારમાં ખોવાઈ જવાનો, જ્યાં મરણનું ટાણું આવશે ત્યાં ફૂં, ફૂં થઇ જવાનું, ક્રોડો રૂપિયા હોય કે શરીર સારું, સુંદર અને મજબૂત હોય તો પણ મરણ ટાણે આત્માના ભાન વિના કોઇ શરણ થાય તેમ નથી. આ પહેલા સંહનનવાળા પણ મરીને અનંતા નરકમાં ગયા છે. આવું સંહનન અનંતવાર મળ્યું છતાં આત્માનું કલ્યાણ થયું નહિ. આત્માનું કલ્યાણ તો આત્માનું ભાન કરવાથી જ થાય છે. અનંતવાર આવું સંહનન મળ્યું પણ ભાન ન કર્યું તો કાંઇ લાભ ન થયો. સંહનન જો લાભ કરી દેતું હોય તો એવા સંહનનવાળા નરકે જવા ન જોઇએ, બધા મોક્ષે જ જવા જોઇએ. પણ આવા સંહનનવાળા અનંતા નરકે ગયા એવા શાસ્ત્રોમાં ઘણા દાખલા છે. માટે એમ સિદ્ધ થાય છે કે સંહનન આત્માને લાભકર્તા નથી પણ પોતાના પુરુષાર્થ વડે આત્માનું ભાન અને સ્થિરતા કરે તે પોતાને લાભકર્તા છે.

એક રાજા હતો, તેને એક રસોયો હતો. તે રસોયો રાજાને હંમેશાં માંસ ખવરાવે, અને રાજા માંસ ખાય. તે રસોયો મરીને સ્વયંભૂરમણ સમુદ્રમાં એક હજાર જોજનનો મોટો મચ્છ થયો, અને રાજા હતો તે મરીને તે મોટા મચ્છના કાનમાં એક અંગુલના અસંખ્યાતમા ભાગનો નાનો મચ્છ થયો. તે મોટા મચ્છનું મોઢું મોટું

એટલે તેના મોઢામાંથી કેટલાંક માછલાં જીવતાં નીકળી જાય, ત્યારે નાનો મચ્છ મનમાં ભાવ કરે છે કે આ મોટો મચ્છ તો કેટલાંય માછલાંને મોઢામાં આવે છે છતાં જીવતાં નીકળવા દે છે પણ જો મને એના જેવડું શરીર મળ્યું હોત તો એક પણ માછલાંને જીવતું નીકળવા દેત નહિ. તે નાના મચ્છને વજ્રર્ષભનારાચ સંહનન હતું. તેણે આવા ભાવ કર્યા એટલે મરીને સાતમી નરકે ગયો માટે સંહનન આત્માને લાભ કરતું નથી. સંહનન તે જડ છે અને આત્મા તે ચૈતન્ય છે માટે સંહનન આત્માનું સ્વરૂપ નથી. છએ સંહનન અનુક્રમે એક બીજાથી ઊતરતાં છે. કેવળજ્ઞાની ભગવાને છ પ્રકારની સંઘયણની રચના કહી છે, તે સંઘયણથી આત્મા ભિન્ન છે. આત્મા જ્ઞાનજ્યોત છે તેની શ્રદ્ધા કરીને સ્થિરતા કરે તો કેવળજ્ઞાન પામે છે. સંહનન જડ પુદ્‌ગલદ્રવ્યની રચનાથી રચાએલ છે માટે આત્માના અનુભવથી તે ભિન્ન છે.

હવે નવમો બોલ કહે છે. રાગ-પ્રીતિ તે આત્માનો સ્વભાવ નથી. જગતના જીવો કહે છે કે આ માણસ બહુ સ્નેહાળ છે, પણ રાગ આત્માનો સ્વભાવ નથી. આત્મા તો વીતરાગસ્વરૂપ છે. જેટલા રાગના પ્રકાર છે તે બધાય જીવના સ્વભાવ નથી. અશુભરાગ ટાળવા માટે દેવ-ગુરુ-ધર્મનો શુભરાગ આવ્યા વગર રહે નહિ, પણ ધર્મી તે રાગને પોતાનું સ્વરૂપ માને નહિ. પુણ્ય રાગ અને પાપ રાગ તે બન્ને રાગ આત્માનો સ્વભાવ નથી. જે પ્રીતિરૂપરાગ છે તે ચૈતન્યનું સ્વરૂપ નથી. અશુભરાગથી પાપ બંધાય અને શુભરાગથી પુણ્ય બંધાય પણ તેનાથી ધર્મ ત્રણકાળમાં ન થાય. પ્રીતિરૂપ રાગથી છૂટો ન પડે તો વીતરાગ થાય નહિ અને વીતરાગ થાય નહિ તો સ્વતંત્ર પણ થાય નહિ. રાગ તરફનું વલણ તે ક્ષણિક તરફનું વલણ છે અને ચૈતન્ય તરફનું વલણ તે અવિનાશી તરફનું વલણ છે. રાગને તોડવાની ત્રેવડ સત્‌ના સામર્થ્યના ભાનમાં આવી જાય છે. રાગ આત્માનો સ્વભાવ નથી. આત્માની પર્યાયમાં રાગ થાય છે તોપણ તે જડ છે કારણ કે ચૈતન્યના અનુભવથી રાગનો અનુભવ જુદો છે.

જીવોને એમ થાય છે કે રાગ તે હું છું, રાગ વિનાનો હું કઇ રીતે હોઉં ? પણ અરે બાપુ ! વિકારી રાગ તે તારું સ્વરૂપ હોય ? તારું સ્વરૂપ હોય તો તારી સાથે કાયમ રહેવું જોઇએ. રાગ તો ક્ષણિક છે-ક્ષણમાં બદલાઇ જાય છે, કોઇ દુશ્મન આવે તેના ઉપર દ્વેષ આવે અને તે જ વખતે પોતાનો છોકરો જમવા બોલાવવા આવે કે બાપા ! ચાલો જમવા; તો તે જ વખતે દ્વેષ ફરીને રાગ થઈ જાય અને શાંતિથી કહે કે ચાલો બેટા ! આવું છું; એમ દ્વેષ ફરીને રાગ થઇ જાય છે અને રાગ ફરીને દ્વેષ થઈ જાય છે, જો રાગ કે દ્વેષ પોતાનું સ્વરૂપ હોય તો ગમે તેવા પ્રસંગોમાં રાગરૂપ કે દ્વેષરૂપ જ પોતે રહેવો જોઇએ પણ ક્ષણમાં રાગ અને ક્ષણમાં દ્વેષ એમ બદલ્યા જ કરે છે; કાયમ એકરૂપ રહેતા નથી માટે તે પોતાનો સ્વભાવ નથી. પોતાનો સ્વભાવ હોય તે કાયમ એકરૂપ જ રહે.

પંદર વરસની છોકરી પંદર વરસ સુધી તો માબાપને ત્યાં રહી, ત્યાંજ ઊછરી અને ત્યાંજ પોષણ માનતી પણ જ્યાં સગપણ કર્યું ત્યાં માન્યતા ફટ ફરી કે આ ઘર મારું નહિ પણ બોલું ઘર મારું, એ રીતે જે ફેરવવાનો સ્વભાવ છે તેને ફડાક ફેરવી નાખે. જુઓ, આમાં શું બદલ્યું ! રાગ બદલાવ્યો, ક્ષણમાં બદલી નાખ્યો. પહેલાં માબાપને ત્યાં પોતાનું પોષણ માનતી ને હવે સામાવાળા તે મારું પોષણ કરનાર છે તેમ માન્યું એમ રાગને ફેરવી નાખ્યો તે રાગ પાપનો હો કે પુણ્યનો હો, પણ તે બન્ને રાગ આત્માનુ સ્વરૂપ નથી. રાગ ત્રિકાળ આત્માના સ્વભાવમાં છે જ નહિ, કારણ કે રાગ એક-રૂપ રહેતો નથી, પલટી જાય છે. આવા સ્વરૂપની જેને ખબર નથી તે રસ્તા લેશે કોના ? કયે રસ્તે જશે ? સાચો રસ્તો જાણ્યા વગર ઊંધે રસ્તે જશે તો સત્ય માર્ગ મળવો દૂર થઇ પડશે. રાગ થાય છે આત્માની પર્યાયમાં, પણ તે રાગ દુઃખરૂપ છે માટે આત્માનું સ્વરૂપ નથી તેથી તે જડ છે.

હવે દશમો બોલ દ્વેષનો કહે છે, દ્વેષ પણ આત્માનો સ્વભાવ

નથી. દ્વેષ છે તે ક્ષણિક છે. દ્વેષ પલટીને પાછો રાગ થઈ જાય છે. જો દ્વેષ આત્માનો સ્વભાવ હોય તો એક જ પ્રકારે રહેવો જોઇએ, પણ તે એકરૂપ રહેતો નથી, ફરી જાય છે, દુઃખરૂપ છે, માટે તે આત્માનો સ્વભાવ નથી. કોઈની સાથે દ્વેષ થયો હોય, એમાં એટલો બધો અણબનાવ થયો હોય કે એના ગોળાના પાણી હરામ કરે, તેમાં સામેવાળો જો નમવા આવે તો પોતે ફરી જાય કે આપણે હવે તેની સાથે દ્વેષ નથી રાખવો, એટલે તેમાંથી એમ સાબીત થાય છે કે દ્વેષભાવ પણ ક્ષણિક છે, માટે તે આત્માનો સ્વભાવ નથી. આત્માની સ્વભાવપર્યાય પણ સમયે સમયે બદલે તો ખરી, પણ તેની જાત એકરૂપ રહીને બદલે છે. પણ વિકારી પર્યાય તે આત્માના સ્વભાવની જાત નથી અને ક્ષણે ક્ષણે જુદી જુદી જાતની બદલ્યા કરે છે, તે એકરૂપ નથી માટે આત્માનો સ્વભાવ નથી. દ્વેષ થાય છે આત્માની પર્યાયમાં, પણ તે આત્માનો સ્વભાવ નથી, અને તેમાં જડનું નિમિત્ત છે માટે તે જડ છે. ધર્મી જીવ સમજે છે કે રાગ-દ્વેષની વિકારી પર્યાય મારું સ્વરૂપ નથી. મારા પુરુષાર્થની નબળાઈથી તે મારી અવસ્થામાં થાય છે પણ તે મારો સ્વભાવ નથી માટે જડ છે.

અગિયારમો બોલ કહે છે. જે યથાર્થ તત્ત્વની અપ્રતિપત્તિરૂપ એટલે કે અપ્રાપ્તિરૂપ મોહ છે તે બધોય જીવને નથી. યથાર્થ તત્ત્વનો અનાદર એવો જે મોહ, તે પણ આત્માનો સ્વભાવ નથી. આત્મતત્ત્વ મને મદદ કરશે નહિ પણ પર તત્ત્વ મને મદદ કરશે તેવી માન્યતા તે મોહ છે. આત્મા ઉપર દૃષ્ટિ ન જવી અને પર ઉપર દૃષ્ટિ જવી એનું નામ મોહ છે. આત્મા પરથી નિરાળો જ્ઞાયકસ્વરૂપે છે. તે સ્વરૂપ લક્ષમાં ન લેવું અને પર સ્વરૂપ લક્ષમાં લેવું તેનું નામ મોહ છે. પાંચ ઇંદ્રિયોના વિષયમાં સુખ માને છે તેને યથાર્થ તત્ત્વની અપ્રાપ્તિ છે. યથાર્થ તત્ત્વ આત્મા આનંદસ્વરૂપે છે, તે દૃષ્ટિમાં ન લેવો તે મોહભાવ છે. તે મોહભાવ ક્ષણિક છે, તેનું ફળ સંસાર છે. આચાર્યદેવ કહે છે કે તને યથાર્થ તત્ત્વ સમજાતું નથી તેથી તું

મૂંઝાય છે પણ મૂંઝવણ છે તે મિથ્યાભાવ છે, માટે તે મિથ્યા-ભાવરૂપ મોહ આત્માનું સ્વરૂપ નથી. તે થાય છે ચૈતન્યની અવસ્થામાં પણ તેમાં પરનું નિમિત્ત છે, તે આત્માનો સ્વભાવ નથી માટે તે જડ છે.

બીજા ધંધામાં-વકીલાતમાં, ડૉકટરપણામાં યુક્તિ ચલાવે, તેમાં સમજે પણ જ્યાં તત્ત્વની વાત ચાલતી હોય ત્યાં એમ કહે કે આ તે શું કહે છે? અમને તો આમાં સમજાતું નથી, અને અમે જે સમજીએ છીએ તેનાં મીંડાં વાળે છે તો કરવું શું? એવી જે મૂંઝવણ તે મોહ છે. ભાઈ! ન સમજાય તેવી મૂંઝવણ તારા સ્વરૂપમાં છે જ નહિ યથાર્થ તત્ત્વની ઓળખાણે તત્ત્વની અપ્રાપ્તિરૂપ મોહ-મૂંઝવણ ટળી શકે છે. મૂંઝાઇશ નહિ ભાઇ! ભગવાન આત્મા મૂંઝ-વણનો મારનાર છે, મૂંઝવણનો રક્ષક નથી. સમજાતું નથી, બડ બેસતી નથી તે બધી મોહની મૂંઝવણ છે, માટે આત્મતત્ત્વની જિજ્ઞાસા કરી યથાર્થ તત્ત્વને ઓળખ પછી એ બધા મોહનાં મડદાં મરેલાં જ પડયાં છે. મોહ તારા સ્વરૂપમાં નથી માટે મૂંઝઈશ નહિ. નિરાકુળપણે પુરુષાર્થ કર તો સમજાય તેવું છે અને સત્ય સમજણથી તે મોહ ટળી શકે એવો છે, મોહ તારા સ્વરૂપમાં છે નહિ. તું તો મૂંઝવણ વગરનો અવિનાશી ચિદાનંદસ્વરૂપે છો. તારા ચૈતન્યની અવસ્થામાં તે થાય છે તો પણ તારું સ્વરૂપ નથી માટે તે જડ છે.

૨૦૦૦ કારતક શુદ ૩ રવિ

આ છ ગાથામાં ૨૯ બોલ આત્મામાં પરના નિમિત્તે દેખાય છે તેમ કહ્યું છે. તે બધો આત્માનો અખંડ સ્વભાવ નથી. આત્માનો સ્વભાવ તો નિર્મળ અખંડ જ્ઞાનસ્વભાવ છે તેમ જાણવું, માનવું, અને ઠરવું તે જ મુક્તિનો ઉપાય છે, હિતનો રસ્તો છે.

હવે બારમો બોલ કહે છે.

મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ જેમનાં લક્ષણ છે એવા

જે પ્રત્યયો તે બધાય જીવને નથી કારણ કે તે પુદ્‌ગલદ્રવ્યના પરિ-ણામમય હોવાથી પોતાની અનુભૂતિથી ભિન્ન છે.

આત્મા જ્ઞાન-સુખાદિ અનંતગુણનો પિંડ છે એમ ચૂકીને પાંચ ઇંદ્રિયોના વિષયોથી મને સુખ થાય છે, અથવા પુણ્ય-પાપના પરિ-ણામથી મને સહાય મળે છે એવી જે માન્યતા તે મિથ્યાત્વ છે. ઊંધી દૃષ્ટિવાળો જીવ વિષયોથી સુખ માને છે. તે એમ માને છે કે આ વિષયો ટકી ટકીને ટકો, એ રીતે એની દૃષ્ટિ ત્રિકાળપણે વિષયો ઉપર પડી છે. જ્ઞાનીને અસ્થિરતાને લઈને રાગ થઈ જાય છે પણ તે વિષયોને ત્રિકાળપણે ઇચ્છતો નથી. વર્તમાન વિષયો પ્રત્યે રાગ ક્ષણિક આવીને છૂટી જાય છે, તેની દૃષ્ટિ ત્રિકાળ આત્મા ઉપર પડી છે. જ્ઞાનીને અલ્પ રાગ છે પરંતુ રાગનો રાગ નથી. જ્ઞાનીને વિષયોની પ્રધાનતા નથી પણ આત્મા ઉપર દૃષ્ટિ પડી છે તેથી આત્માની જ પ્રધાનતા છે. અજ્ઞાનીની દૃષ્ટિ પર ઉપર છે માટે તેને વિષયોની પ્રધાનતા છે-વિષયો ઉપર બહુમાન છે, પણ આત્માનું બહુમાન નથી. મિથ્યાત્વભાવ એટલે ભ્રાંતિનો ભાવ, આત્માનો સ્વભાવ ચૂકીને સંયોગી ભાવને પોતાનો માનવો તે મિથ્યાત્વ તે બધા પુદ્‌ગલના પરિણામ છે, તે આત્માનો સ્વભાવ નથી, થાય છે ચૈતન્યની પર્યાયમાં પણ ચૈતન્યના અવિકારી અનુભવથી તેનો અનુભવ જુદો છે માટે તે આત્માનો સ્વભાવ નથી તેથી તે જડ છે.

મિથ્યાત્વ, અવ્રત, કષાય અને યોગ તે ચાર પ્રત્યયો એટલે ચાર આસ્રવો તે બધાય જીવને નથી. આત્મામાં જે મલિનપર્યાય થાય તે અને મલિનતાનું કારણ પામીને જે નવાં કર્મો આવે તે આસ્રવ છે.

શરીર, ઇંદ્રિય, મન, ઇંદ્રપદ, દેવપદ વગેરેમાં સુખ છે એમ પરમાં સુખ માનવું અને પોતામાં સુખ છે તેને ચૂકી જવું તે મિથ્યાત્વ છે. મિથ્યાત્વ તે જડની અવસ્થા છે. મિથ્યાત્વ થાય છે પોતાના ચૈતન્યની અવસ્થામાં, જડમાં તે ભાવો થતા નથી પણ તે મિથ્યાભાવ આત્માનો

સ્વભાવ નથી માટે જે સંયોગી ભાવ થાય તે સંયોગના ઘરનો છે માટે જડનો છે. પોતાનો ચૈતન્યનો તે સ્વભાવ નથી એમ જાણવું, માનવું, અને ઠરવું તે સ્વતંત્ર સુખનો ઉપાય છે.

" सुखं इच्छंति ते नरा, नेच्छन्ति सुखकारणं "

સર્વ જીવો સુખને ઈચ્છે છે પણ સુખનું કારણ શું છે તે ઈચ્છતા નથી એટલે શોધતા નથી. બેસતા વરસે મને સુખ થાય એમ માની બેસતા વરસને દિવસે કેટલી ધમાલ કરે છે? આ વરસ મને સુખારક હો એમ માની પરમ દિવસે-બેસતા વરસે કેટલી ધમાલ કરી ? પણ સુખ તો આત્માના પવિત્ર સ્વભાવમાં છે, પરમાં પોતે સુખની કલ્પના કરે છે. આત્મા શું વસ્તુ છે તેની ઓળખાણ તો કર! આત્મા દ્રવ્ય શું છે? તેનો ગુણ શું છે? અને તેની પર્યાય શું છે? તેની ઓળખાણ કરી તેની પ્રતીત કર. જે દ્રવ્ય હોય તેમાં ગુણ પણ હોય અને પર્યાય પણ હોય, જે ગુણ હોય તે પોતાનું પ્રયોજનભૂત કાર્ય કર્યા કરે, જેમકે જ્ઞાનગુણ જાણવાનું કાર્ય કરે, ચારિત્રગુણ રમણતાનું કાર્ય કરે વગેરે અનંતગુણો પોત પોતાનું કાર્ય કર્યા કરે છે, તે પર્યાય છે. સિદ્ધમાં પણ અનંતગુણની અનંતપર્યાય દરેક સમયે થયા જ કરે છે, દરેક ગુણ પોત પોતાનું કાર્ય કર્યા જ કરે છે. આત્મા જ્ઞાન-આનંદ આદિ અનંતગુણનો પિંડ છે તેની ઓળખાણ કર! સુખ તારા આત્મામાં છે, પરમાં નથી. આત્મા સચ્ચિદાનંદમૂર્તિ, ટંકોત્કીર્ણ, ન ભૂંસાય તેવો છે. એનો ભરોંસો નહિ અને પરનો ભરોંસો તે મિથ્યાત્વ છે. દેહમાં બિરાજતો ચૈતન્ય મૂર્તિ પ્રભુ એનો અનાદર કરી પરનો આદર કરે છે. બાપના દુશ્મન સાથે વાત કરે, અને દુશ્મનને ઘરમાં રાખવા માગે, તે બાપનો અનાદર કરે છે, તેમ ચૈતન્યમૂર્તિ પરમાત્મસ્વભાવનો અનાદર કરી વિરોધી તત્ત્વ સાથે મેળ રાખવો-તેને પોતાનો કરવો તે દુશ્મનને ઘરમાં રાખવા જેવું છે. સંયોગીભાવને પોતાનો કરવો તે બાપનો અનાદર કરવા બરાબર છે.

અવિરતિ એટલે અત્યાગભાવ, જ્ઞાનીને વિષયોની રુચિ રહેતી નથી પણ રુચિ છૂટવા છતાં જરા આસક્તિ રહી જાય તે અવિરતિપણું છે. અજ્ઞાનીને ત્રિકાળ પરવસ્તુ પ્રત્યે રુચિ રહે છે, જ્ઞાનીને પરવસ્તુ પ્રત્યે રુચિ નથી પણ અસ્થિરતાને કારણે વર્તમાન ક્ષણિક આસક્તિ રહે છે.

જ્ઞાની થયા પછી પૂર્ણ વીતરાગ ન થાય ત્યાંસુધી વચ્ચે સાધકસ્વભાવ હોય છે. આત્માનો સ્વભાવ સમજાય એટલે તરત જ કેવળજ્ઞાન થઈ જાય તેમ નથી, વચ્ચે પુરુષાર્થ કરવાનો રહે છે, રાગ-દ્વેષ, હર્ષ-શોક ટાળતાં ટાળતાં અસ્થિરતાને કારણે જરા સચક ખાઇ જાય છે, જરા આસક્તિ રહી જાય છે. જ્ઞાની સમજે છે કે સંયોગ જનિત પુણ્ય-પાપ આદિ મને શરણ નથી, મારો ચૈતન્યમૂર્તિ સ્વભાવ જ મને શરણરૂપ છે; એવું ભાન હોવા છતાં અલ્પ આસક્તિ રહી જાય છે. અલ્પ આસક્તિ કહેવાનું કારણ અનંતાનુબંધી કષાય ટળી ગયો એટલે કે અનંતો કષાય ટળી ગયો તેથી અલ્પ આસક્તિ રહી છે. તે અલ્પ આસક્તિ ક્રમે ક્રમે સ્થિરતા દ્વારા ટાળીને કેવળજ્ઞાન લેવાનો છે. અત્યાગભાવ થાય છે આત્માની પર્યાયમાં પણ તે આત્માનો સ્વભાવ નથી, આત્માનો અનુભવ અત્યાગભાવથી જુદો છે માટે તે આત્માનું સ્વરૂપ નથી તેથી તે જડ છે. આસક્તિ મારો ત્રિકાળ સ્વભાવ નથી, એવી દૃષ્ટિના જોરમાં આસક્તિ છૂટી જાય છે, તેથી તે જડ છે.

આત્માની સમજણ ન કરી તો મરણ ટાણે કોઇ શરણ નથી, બાયડી, છોકરાં, બધાં આગળ ઊભાં હોય, બાયડી ઊભી ઊભી ધ્રુસકે રોવે કે તમે સંબંધ કરીને ક્યાં ચાલ્યા? પણ અરે બાપુ! સંબંધ હતા જ કે દી! પર સાથે સંબંધ હતો જ નહિ તો છૂટે ક્યાંથી! દરેક આત્મા તદ્દન છૂટા છે. આત્માની સમજણ વગર કોઇ શરણ નથી. મરણ વખતે આંખની પાંપણ પણ હલાવી નહિ શકે, તે આંખ પણ શરણ નહિ થાય, શરીર પણ શરણ નહિ થાય, મોટા હજાર હજારના પગારદાર ડૉકટર પણ શરણ નહિ

થાય. કોઈ કહે કે દવા કરવી તે તો શરણ ખરું કે નહિ? હવે દવા આવવાની હશે તો આવશે તેનો કર્તા તું નથી. કોડ લીવર જેવી દવા પીને કાળાકેર કરીને દુર્ગતિમાં ચાલ્યો જઈશ, દવા બધા કાંઈ તને સાલ નાખી દે તેમ નથી, કોઈ પરચીજ તને શરણ થાય તેમ નથી ત્યારે એ વખતે કોનું શરણ! એક ભગવાન આત્મા જ તને શરણરૂપ છે. પરને ઘરે પર, પરમાણુને ઘરે પરમાણુ, અને ચૈતન્યને ઘરે ચૈતન્ય એમ વહેંચણી કરીને ઠર્યો તે જ શરણ છે. મારો આત્મા જ મને જવાબ આપશે, તે સિવાય શરીર, વાણી, શ્વાસ તે કાંઈ પણ મને શરણરૂપ નથી.

માંદો પડયો હોય અને બે કલાક અસાધ્ય થઈ ગયો હોય તેમાંથી સાધ્યમાં આવ્યો હોય ત્યારે કહે કે જો આમાંથી સાજો થાઉં તો ધર્મ જ કરું, બીજું કાંઈ ન કરું, પણ જ્યાં સાજો થયો ત્યાં એનો એ ઘાંચી ને એનો એ મોચી. ભગવાન આત્મા સિવાય બીજું કોઈ શરણ નથી એમ માનવું, જાણવું ને ઠરવું તે જ આત્માને શરણ છે.

હવે કષાયનો બોલ કહે છે. ક્રોધ અને માન બન્ને દ્વેષમાં સમાય છે અને માયા ને લોભ બન્ને રાગમાં સમાય છે. કષ્ એટલે સંસાર ને આય એટલે લાભ, જેનાથી સંસારનો લાભ થાય તે કષાય. કષ્ એટલે કૃષવું, ખેતી કરવી, જેમ ખેડુ કણબી ખેતરમાં ખેડ કરીને લાભ મેળવે છે, દાણા પકવે છે તેમ અજ્ઞાની ખેડુ ક્રોધ, માન, માયા અને લોભને પોતાનાં કરતો થકો-મારાં કરતો થકો ખેડ કરે છે, ક્રોધ, માન, માયા, લોભ મારાં છે એમ ખેડ કરીને ચોરાશીના અવતાર પકવે છે, ખેડ કરીને ચોરાશીના ફૂડાં પકવે છે તેને કષાય કહેવાય છે. ક્રોધ, માન, માયા, લોભ એ બધા આત્માને નથી, તે પુદ્ગલના પરિણામ છે. ચૈતન્યના અનુભવથી તેનો જુદો અનુભવ છે. તે થાય છે ચૈતન્યની અવસ્થામાં પણ તે ચૈતન્યનો સ્વભાવ નથી માટે તે પુદ્ગલના પરિણામ છે.

બાપ દીકરાને ભેગું રહેવું હોય તો બાપ કહે કે મારો દીકરો, મારો દીકરો અને નોખું થવું હોય તો ભાવ જુદા થઈ જાય, કેમ જાણે તે દીકરો પોતાનો જ ન હોય ? તેમ આત્મા અજ્ઞાનઅવસ્થામાં ક્રોધ તે હું, માન તે હું, માયા તે હું, લોભ તે હું તેમ કષાયોને પોતાના કરતો, પણ જ્યાં જ્ઞાન થયું ત્યાં ક્રોધમાનાદિ તે મારાં નથી એમ ભાવમાં ભેદ પાડી નાખ્યો.

અજ્ઞાનથી અમારાં ગામ, અમારો મહેલ, અમારી શેરી એમ માને છે પણ અરે ભાઈ ! શેરી અને ગામ કોઈનાં થયાં છે ? ઘીનો ઘડો તે બોલવાની રીત છે, પાણીનો કળશો તે પણ બોલવાની રીત છે. કોઈએ પાણીના કળશા કે ઘીના ઘડા ઘડયા છે ? કળશા તો પિત્તળના જ હોય અને ઘડા તો માટીના જ હોય, પરંતુ ઘીના ઘડા, પાણીના કળશા, અને લોટની માટલી એવી બોલવાની રીત છે. તેમ આત્મા શરીરવાળો છે તે બોલવાની રીત છે પણ તેવો કદી થયો નથી. ક્રોધ, માન, માયા, લોભ, લોહવાટ વગેરે બધાંય તે આત્માનાં નથી કારણ કે તે પુદ્‌ગલના પરિણામ છે, અહીં દ્રવ્યદૃષ્ટિની વાત છે આત્માની પર્યાયમાં તે થાય છે પણ દ્રવ્યના સ્વભાવમાં નથી માટે જડના કહ્યા છે. ક્રોધાદિનો વિકાર તે ત્રિકાળ મારા સ્વભાવમાં નથી એવી દૃષ્ટિના જોરમાં તે છૂટી જાય છે માટે તેને જડના કહ્યા છે.

હવે યોગની વાત કરે છે. યોગ એટલે પ્રદેશનું કંપન, જ્યાં પ્રદેશનું કંપન થાય ત્યાં કર્મના રજકણો આત્મામાં પ્રવેશ કરે છે. જેમ લોઢાના ગોળામાં અગ્નિ હોય ત્યારે પાણી અંદર પ્રવેશી જાય છે, તેમ આત્મામાં પ્રદેશનું કંપન થાય છે, પ્રદેશ જરા અસ્થિર થાય છે ત્યારે કર્મના રજકણો આત્માના પ્રદેશો ગ્રહાય છે કેવળજ્ઞાનીને પણ પ્રદેશનું કંપન રહ્યું છે તેથી એક સમયનો બંધ ત્યાં પણ છે.

ઘીમાં કીટાડા હોય ત્યારે ઘી મલિન દેખાય છે અને કીટાડા

વગરનું ઘી નિર્મળ દેખાય છે, તેમ આત્મામાં આસ્રવોના કીટાડા છે તેથી મલિનતા છે, તે ટાળવાથી નિર્મળતા પ્રગટ થાય છે. તે બધા મિથ્યાત્વ, અવ્રત, કષાય અને યોગરૂપ આસ્રવો પુદ્‌ગલના પરિણામ છે. તે આત્માની અનુભૂતિથી ભિન્ન છે.

આત્માના વેદનથી તે બધી ચીજ જુદી છે, આત્માના અનુભવ વખતે તે આસ્રવો બધા છૂટી જાય છે. અનુભવ વખતે તે આસ્રવોની બધી ચીજ ભેગી આવતી નથી માટે આત્માના વેદનથી તે બધી ચીજ જુદી છે.

જ્યારે જન્મ્યો ત્યારે શરીરનુ નામ કાંઇ હતું નહિ, પણ જ્યાં માબાપે શરીરનું નામ પાડયું ત્યાં તેને એમ થઇ ગયું કે આ નામ મારૂં પછી તે નામના અભ્યાસમાં એવો ટેવાઇ ગયો કે તેને કોઇ બોલાવે કે એલા પાનાચંદ! તો તાણીને કહે "હેં" એમ પ્રેમથી જવાબ આપે. પણ આત્માને બોલાવે કે એલા આત્મા! તો તેનો જવાબ આપે નહિ કારણ કે પોતે કોણ છે તેની પોતાને ખબર નથી. પોતે પોતાને ભૂલી ગયો અને પર એવું શરીર તેના નામમાં ઘટ્ટ થઈ ગયો: પણ આચાર્યદેવ કહે છે કે ભાઇ! આ તું તને ભૂલી ગયો તે તારૂં લક્ષણ છે? જેમ છોકરો ઊંધા લક્ષણે ચડી ગયો હોય તો તેનો બાપ તેને કહે કે દીકરા! આવા ઊંધા લક્ષણે ચડવું તે આપણને ન શોભે, ભાઇ! આપણે ખાનદાન છીએ, આપણને આવા ઊંધાં લક્ષણ ન હોય. તેમ ભગવાન આત્મા શરીર મારૂં, આબરૂ મારી, રાગ મારો વગેરે પરને મારું માની ઊંધી માન્યતા, અવ્રત, કષાય વગેરેના ઊંધાં લક્ષણે ચડી ગયો છે તેને આચાર્યપિતા કહે છે કે ભાઇ! તે તારા આત્માનું લક્ષણ નથી, ભગવાન આત્મા તો જ્ઞાનલક્ષણવાળો જાગતી જ્યોત ચૈતન્ય છે, અને મિથ્યાત્વ, અવ્રત, કષાય અને યોગ તે ચાર આસ્રવો પુદ્‌ગલના પરિણામ હોવાથી જડ છે. તે આસ્રવો ચૈતન્યના અનુભવથી જુદા છે, ચૈતન્યના અનુભવમાં તે આસ્રવો હોતા નથી. ચૈતન્યનો અનુભવ ચેતનયસ્વરૂપે શુદ્ધ છે.

હવે તેરમો બોલ કહે છે. તેરમાં બોલમાં આઠ કર્મની વાત છે. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર અને અંતરાયરૂપ જે આઠ કર્મ છે તે પણ જીવને નથી. આઠ કર્મ છે તે આત્માની બહાર છે, આત્માની અંદર પેસી જતાં નથી; પરંતુ બહાર નિમિત્તરૂપ છે ખરા, જો નિમિત્તરૂપ ન હોય ને જ્ઞાનની હીણી કે વધારે અવસ્થા ન થતી હોય તો આ બધા જીવોમાં જ્ઞાનના ઉઘાડનો ફેરફાર દેખાય છે તે ન દેખાવો જોઇએ.

એક માણસ હતો તેની બુદ્ધિ એટલી તીવ્ર હતી કે તે એક-વાર વાંચે તો બધું યાદ રહી જાય, અને એક દશાશ્રીમાળીનો છોકરો હતો તે દશ વરસે સો એકડા શીખ્યો. તેણે પૂર્વે કષાય વધારે કરેલો તેથી જ્ઞાનાવરણીય કર્મ વધારે બંધાણું એટલે ઓછો ઉઘાડ દેખાય છે, અને પહેલા માણસે પૂર્વે કષાય ઓછો કરેલો તેથી જ્ઞાનાવરણીય કર્મ ઓછુ બંધાણું તેથી વર્તમાનમાં જ્ઞાનનો ઉઘાડ વધારે દેખાય છે. શ્રીમદ્ રાજચંદ્ર જેવા એક વાર પુસ્તક વાંચે તો ફરી વાંચવુ ન પડે. સોળ વર્ષે મોક્ષમાળા વગેરેના એવા પાઠ બનાવ્યા કે પચાશ વરસનો સાધુ પણ ન બનાવી શકે, એવો ઘણો ઉઘાડ તેમને હતો. એવો વધારે ઉઘાડ કે ઓછો ઉઘાડ જ્ઞાનનો થવો તે પૂર્વે જેવું જ્ઞાનાવરણીયનું ઓછું કે વધારે બંધન હોય તે પ્રમાણે હોય. સમ્યગ્જ્ઞાન કરવું તે વર્તમાન પોતાના પુરુષાર્થ આધીન છે, તે સમ્યગ્જ્ઞાન કાંઇ પૂર્વના ઉઘાડ પ્રમાણે થતું નથી પણ વર્તમાન પોતાના પુરુષાર્થથી જ થાય છે.

બધાને એક સરખો ઉઘાડ દેખાતો નથી પણ ઓછો કે વધારે જ્ઞાનનો ઉઘાડ દેખાય છે તેથી જ્ઞાનાવરણીય કર્મ છે તેમ સાબીત થાય છે. પણ પોતાના જ્ઞાનની અવસ્થા હીણી પરિણમી ત્યારે જ્ઞાના-વરણીય કર્મને નિમિત્ત કહેવાય છે, પરંતુ તે જ્ઞાનાવરણીય કર્મ આત્માના સ્વભાવમાં નથી.

હવે દર્શનાવરણીય કર્મની વાત કરે છે. દર્શન સામાન્ય એક-રૂપ દેખે છે, આ ચૈતન્ય જુદા અને જડ જુદા તેવા જુદા જુદા ભેદ

પાડીને એટલે કે વિશેષ કરીને ન દેખે પરંતુ સામાન્ય એકરૂપ અભેદ દેખે તે દર્શન. આ પ્રતીતરૂપ દર્શનની વાત નથી પણ અવલોકનરૂપ દર્શનની વાત છે, આવો દર્શનનો વેપાર તો જ્ઞાની અજ્ઞાની બધાને હોય છે.

જેમ એક બાળકને નાનપણથી અંધારા ભોંયરામાં રાખ્યો હોય અને તેને બહારની ચીજનો કાંઇ ખ્યાલ ન હોય, પછી એને બહાર કાઢે તો એને ખબર ન પડે કે આ બધું શું કહેવાય. પહેલી ક્ષણે તો બધું એકરૂપ સામાન્ય લાગે, પછી તેને કોઇ કહે ત્યારે ખબર પડે કે આ બધી જુદા જુદા પ્રકારની ચીજ છે તેમ ભેદ પાડીને જ્ઞાન પછી થાય છે.

બીજું દૃષ્ટાંત:—જેમ બાળક જન્મ્યો કે તરત જ તો તેને બધું સરખું લાગે, સામાન્ય-ભેદ પાડ્યા વિના એક સરખું જાણે, પણ પછી તે બાળકને જ્યારે ગોદડીમાં નાખ્યો ત્યારે ગોદડીમાં કાંઇક કઠણ ગાંઠો હોય તે તેને ખૂંચે ત્યારે અણગમો થાય અને રોવા માંડે, તે ભેદ પાડીને જ્ઞાન થયું.

ત્રીજું દૃષ્ટાંત:—કોઇએ પોતાને સાદ પાડયો તે કોણે પાડયો તે જાણવા પહેલાં તે તરફ વલણ થયું તે સામાન્ય (દર્શન) થયું અને પછી કોણ સાદ પાડે છે એ જાણ્યું તે વિશેષ એટલે જ્ઞાન થયું.

આ તો બધાં દૃષ્ટાંત છે. બાકી ખરી વાત તો એ છે કે એક ચીજને જાણવા તરફથી બીજી ચીજને જાણવા તરફ ઉપયોગ વળે તેમાં તે બીજી ચીજને જાણ્યા પહેલાં ઉપયોગનો થતો જે વેપાર તે દર્શનઉપયોગ છે, એક વિચારમાંથી બીજા વિચાર તરફ ઉપયોગ જતાં બીજા વિચારે ઉપયોગ પહોંચ્યો નથી તેવો વચલો વેપાર તે દર્શનઉપયોગ છે, પર વિષયથી ખાલી એકલો આત્માનો વેપાર તે દર્શનઉપયોગ. આવો સામાન્ય ઉપયોગનો વેપાર જ્ઞાની કે અજ્ઞાની બન્નેને હોય છે. સામાન્ય એકરૂપ ચૈતન્ય વ્યાપાર તે દર્શન અને વિશેષ ભેદ પાડીને જાણે તે જ્ઞાન. દર્શનગુણને આવરણ કરવામાં દર્શનાવરણીય કર્મ છે તે આત્માનો સ્વભાવ નથી.

હવે વેદનીય કર્મની વાત આવે છે. પૂર્વે જૂઠાના, હિંસાના, ચોરીના એવા કોઇ અશુભ પરિણામ થયા હોય તેના નિમિત્તે અશાતા વેદનીય કર્મ બંધાય અને પછી તે અશાતા વેદનીયકર્મ ઉદયમાં આવે ત્યારે દ્વેષમાં ભળવું કે ન ભળવું તે આત્માના હાથની વાત છે, અશાતાવેદનીયકર્મ પ્રતિકૂળ સંયોગ આપે, પણ તે પ્રતિકૂળતાનો સ્વીકાર કરવો કે ન કરવો તે આત્માના હાથની વાત છે. તે પ્રતિકૂળતાના સંયોગને ઇંદ્ર, નરેંદ્ર કે ધરણેંદ્ર કોઇ પણ ફેરવવા સમર્થ નથી.

શાતાવેદનીયકર્મ તે પૂર્વે કોઇ દયા, દાન કે સત્ય વગેરેના શુભભાવ કર્યા હોય તેના નિમિત્તે તે બંધાય છે. શાતાવેદનીયકર્મ શાતાનો સંયોગ આપે છે પણ તેમાં અનુકૂળતા માનવી કે ન માનવી તે આત્માના હાથની વાત છે. પાયો ખોદતાં ચરુ નીકળે તે પુણ્યનો સંયોગ છે તેમાં હર્ષ માનવો તે આત્માના ગુણનો અનાદર છે. શાતા-અશાતારૂપ વેદનીયકર્મ તે આત્માનો સ્વભાવ નથી, તે તો પુદ્‌ગલના પરિણામ છે. કોઇવાર ધર્મીને બહારથી દુ:ખનો સંયોગ હોય અને કોઇવાર બહારથી શાતાનો સંયોગ હોય પણ તે બધા પૂર્વના કર્મ અનુસારે હોય છે. મહાપાપી હોય છતાં તેને રોગ ન થાય અને ધર્મીને રોગ થાય તે બધો પ્રકૃતિનો સંયોગ છે. સનત્‌કુમાર ચક્રવર્તી જેવા મુનિ થયા તોપણ ગળતકોઢનો રોગ સાતસો વરસ સુધી રહ્યો પણ રોગ તે મારું સ્વરૂપ નથી, શરીર તે હું નથી, પરથી નિરાળો ચિદાનંદ આત્મા તે હું છું, એવા ભાનપૂર્વક આત્માની સમાધિમાં આત્માના આનંદમાં લીન રહ્યા. રોગ આત્માની લીનતાને રોકી શકે નહિ, રોગ તો પ્રકૃતિનો સંયોગ છે. ધર્માત્મા ચક્રવર્તી જેવાના શરીરમાં રોગ હતો અને બોકડાનો કાપનાર એક કસાઈ હોય ને શરીર નિરોગ હોય પણ તે પાપાનુબંધીપુણ્યનું ફળ છે, પૂર્વે કાંઇ કષાય મંદ કર્યા પણ તેનાં અભિમાન કર્યા, કષાય મંદ કર્યા તેથી અહીં મનુષ્ય થયો, નિરોગતા મળી, પણ તે પાપ કરીને નરકમાં ચાલ્યો જવાનો તે પાપાનુબંધી પુણ્ય છે. શાતા-અશાતા વેદનીયકર્મ

આત્મામાં છે જ નહિ, તે સંયોગી ચીજ છે, આત્માનો સ્વભાવ તે નથી.

ચોથું મોહનીય કર્મ. તે મોહનીયકર્મની ૨૮ પ્રકૃતિ છે. આત્મા જ્યારે ભ્રાંતિની અવસ્થામાં જોડાય ત્યારે તે કર્મ નિમિત્ત થાય છે, કામ ક્રોધાદિના ભાવ પોતે કરે ત્યારે તે કર્મ નિમિત્તરૂપે હોય છે, પણ ખરેખર તો તે મોહનીયકર્મ આત્મામાં છે નહિ. તો જે આત્મામાં નથી તે આત્માને નુકસાન ક્યાંથી કરે ? આત્મામાં મોહકર્મ છે નહિ છતાં માને કે મને મોહકર્મ નુકસાન કરે છે તો તેમ ઊંધું માનવાને પણ પોતે સ્વતંત્ર છે. પરંતુ મોહનીયકર્મ આત્મામાં છે જ નહિ, તેમ મોહનીયનો ભરોંસો ન રાખવો અને આત્માનો ભરોંસો રાખવો તે જ આત્માનું સ્વરૂપ છે.

હવે પાંચમું આયુષ્યકર્મ. આયુષ્ય આ દેહની સ્થિતિનું છે. તે આયુષ્યકર્મ પણ આત્માને નથી. આત્મા તો અક્ષય સ્થિતિસ્વરૂપ છે. શરીરની સ્થિતિ પૂરી થયે દેહનો ગાડવો રડી પડે અને આત્મા તેનાથી જુદો થઇ જ જાય, એક સમય પણ રોકાઇ શકે નહિ. દેહની સ્થિતિ જેટલી પૂર્વથી લઇને આવ્યો તેમાં એક ક્ષણ પણ કોઈ વધારી શકે નહિ, ગમે તેટલા ઉપાય કરે પણ દેહની સ્થિતિ જે બંધાયેલ હોય તે પ્રમાણે જ રહે, તેમાં જરા પણ ફેરફેર થાય નહિ.

માણસો ગપગોળા ચલાવે છે કે જુનાગઢની ગુફામાં ૭૦૦ વરસના યોગી છે, તે વાત તદ્દન જૂઠી છે. અત્યારે તેટલા વરસનું આયુષ્ય છે જ નહિ. કેટલાક કહે છે કે શ્વાસને રૂંધીને બેસીએ તો મરીએ નહિ પણ લાખ શ્વાસને રૂંધને ! આયુષ્યસ્થિતિ પૂરી થવાની હશે ત્યારે તે પૂરી થયા વગર રહેશે જ નહિ. એ રીતે આયુષ્ય-સ્થિતિ કોઇ ઘટાડી પણ શકે નહિ અને વધારી પણ શકે નહિ. સર્પ કરડે ને માણસ મરી જાય ત્યારે કેટલાક એમ માને છે કે આયુષ્ય તૂટી ગયું, પરંતુ આયુષ્ય તૂટે નહિ. જો આયુષ્ય પૂરું થઇ રહ્યું હોય તો ઝેર ચડી જાય ને મરી જ જાય અને આયુષ્ય બાકી હોય તો ઝેર ઊતરી જાય માટે આયુષ્યની સ્થિતિ પ્રમાણે જ બધું બને છે.

એક છોડી હતી, તેની બા મરી ગઇ, પછી તેના બાપને તે છોડી કહેતી હતી કે બાપુજી! તમે સારો ડૉક્ટર ન લાવ્યા ને સારી દવા ન કરી તેથી મારી બા મરી ગઇ. પણ લાખ ડૉક્ટરને ઉતારે તોપણ આયુષ્યની સ્થિતિ ન હોય તો બીજું શું થાય! એ તો દેહને આત્મા જુદા જ થાય, જે આયુષ્ય લઇને આવ્યો તેમાં એક પળ પણ ફેર પડે નહિ. તે આયુષ્યકર્મ પણ આત્માનો સ્વભાવ નથી પરંતુ પુદ્ગલના પરિણામ છે, એવા જુદા આત્માની શ્રદ્ધા કર, તે જ તારું સ્વરૂપ છે.

નામકર્મ એટલે બાહ્ય સંયોગ મળવા, શરીરાદિની રચના મળવી, કંઠ સારો મળવો, શરીરનાં હાડકાંની મજબૂતાઇ મળવી, જસ થવો, અપજસ થવો, શરીરના જુદા જુદા આકાર મળવા, તે બધું નામકર્મનું ફળ છે. નામકર્મની ૯૩ પ્રકૃતિ છે. તે બધા પુદ્ગલના પરિણામ છે. આત્માનું સ્વરૂપ તેનાથી જુદું છે.

ગોત્રકર્મ એટલે ઊંચ નીચ ગોત્રમાં અવતરે છે તે, એક ભંગિયાને ત્યાં જન્મે અને બીજો રાજાને ત્યાં જન્મે, રાજાને ત્યાં જન્મે તે ખમા ખમા થાય ને પહેલાના કોઇ ભાવ પણ ન પૂછે. તે રીતે ઊંચ નીચ કૂળમાં જન્મ થવો તે ગોત્રકર્મના કારણે છે. તે ગોત્રકર્મ આત્માનું સ્વરૂપ નથી. આત્મા બ્રાહ્મણ કે ભંગિયો નથી, આત્મામાં નાગર-બ્રાહ્મણપણું કે દશાશ્રીમાળી વાણિયાપણું નથી, તે બધા ગોત્રકર્મના કારણે આવેલાં બહારનાં ફળ છે. તે પુદ્ગલના પરિણામ છે. હું આત્મા તો જ્ઞાનાનંદ છું એવો ભરોંસો કર. ગોત્ર તો અનંતવાર આવ્યાં ને ગયાં, આત્માના ભાન વિના તે ગોત્રને મારું માન્યું તેથી ચોરાશીમાં રખડયો. માટે તે સંયોગ ઉપરની દૃષ્ટિ છોડ! અને ભગવાન આત્મા ચિદાનંદ ઉપર જ દૃષ્ટિ કર! તેની જ શ્રદ્ધા કર!

અંતરાયકર્મ તે પણ તારામાં નથી. આનંદઘન અનંત વીર્યથી ભરપૂર તારું સ્વરૂપ છે તેમ વિચારી પુરુષાર્થ કરી ક્રમે ક્રમે વીતરાગપણું પ્રગટ કર. અંતરાયકર્મ જડ છે તે તારામાં નથી.

કેટલાકને એમ થાય છે કે અમારી પાસે મૂડી તો છે પણ દાનાંતરાય તૂટે ત્યારે દાન દેવાય ને! ભારે ઓથ તેં કાઢી! ભાઇ! તું તૃષ્ણા ઓછી કર તો દાનાંતરાય તને નડતું નથી.

કેટલાક માણસો કહે છે કે દાનમાં બોલવા ટાણે બોલી જવાય છે કે આટલા પૈસા આપી દઈશ, પણ પૈસા દેવા ટાણે દઇ શકાતા નથી, માટે મને દાનાંતરાયકર્મનો ઉદય છે; એમ કહી પોતાનો બચાવ કરે છે. પોતે પુરુષાર્થ કરી તૃષ્ણા ન ઘટાડી તેમ પોતાનો દોષ જોતો નથી. પોતે તૃષ્ણા ન ઘટાડે એટલે દાનાંતરાય નિમિત્ત છે તેમ કહેવાય પણ દાનાંતરાય શું કરે?

પોતે પુરુષાર્થ કરી આત્માની યથાર્થ પ્રતીત કરી તે પોતે પોતાને દાન આપ્યું તે આભ્યંતર દાન થયું.

લાભાંતરાય કર્મનો ઉદય આત્મામાં નથી. લાભાંતરાય કર્મનો ઉદય હોય તો બહારની ચીજ ન મળે, પણ અંતર આત્મામાં લાભ લેવામાં લાભાંતરાય કર્મ નડતું નથી પણ બહારમાં પૈસા ન મળે બહારની અનુકૂળતા ન મળે વગેરે, તે બધો લાભાંતરાય કર્મનો ઉદય છે પણ આત્માની ઓળખાણ કરીને નિજાનંદસ્વરૂપ પ્રગટ કરવામાં લાભાંતરાયકર્મ રોકતું નથી. લાભાંતરાયકર્મ જડ છે, આત્મામાં તે છે જ નહિ.

ભોગ એટલે જે એકવાર ભોગવાય તે, આત્માના ગુણની એક પર્યાય એકવાર ભોગવાય છે તે. ભોગાંતરાયકર્મ આત્માનો પુરુષાર્થ કરવામાં નડતું નથી, આત્માનો આનંદ લેવામાં તે નડતું નથી; પણ બહારના સંયોગમાં તે નડે છે. પાંચ પચીસ લાખની મૂડી હોય પણ પોતે બે પૂરી ને થોડું દૂધ ખાઇ શકે કારણ કે શરીરમાં રોગ હોય તેથી વધારે ન ખાઈ શકે તે ભોગાંતરાયકર્મનો ઉદય છે, તે ઉદય વખતે શાંતિ રાખવામાં ભોગાંતરાય કર્મ રોકતું નથી.

ઉપભોગ એટલે જે વારંવાર ભોગવાય તે, આત્માના એક

ગુણની અનંત પર્યાય થાય છે તે અપેક્ષાએ ગુણ વારંવાર ભોગવાય છે. ઉપભોગાંતરાય કર્મ તે આત્માના આનંદને વારંવાર ભોગવવામાં રોકતું નથી, આત્માનો આનંદ વારંવાર ભોગવવો તે ઉપભોગ છે. બહારની ચીજ વારંવાર ન ભોગવી શકાય તે ઉપભોગાંતરાય કર્મનો ઉદય છે પણ તે ઉપભોગાંતરાય કર્મ આત્માના સ્વરૂપને વારંવાર ભોગવવામાં રોકતું નથી. પોતે પુરુષાર્થ ન કરે તો ઉપભોગાંતરાય કર્મને નિમિત્ત કહેવાય.

વીર્યાંતરાય કર્મ તે જડ છે. પોતે પુરુષાર્થ કરે તો તે નડતું નથી, પણ પોતે પુરુષાર્થ ન કરે તો વીર્યાંતરાય કર્મને નિમિત્ત કહેવાય. અંતરાય કર્મ તારું સ્વરૂપ નથી.

આત્મા ઉપર આઠ કર્મ છે, તેની એકસો અડતાળીસ પ્રકૃતિ છે એકેક પ્રકૃતિ અનંતા પરમાણુનો પિંડ છે. આત્માને આવરણ થવામાં આત્માથી વિરુદ્ધ જાતના રજકણો જ નિમિત્ત હોય, કારણ કે આવરણમાં નિમિત્ત થવું છે માટે વિરુદ્ધ જાત જ હોય.

આચાર્યદેવે જ્ઞાનાવરણીયઆદિ આઠ કર્મ કહીને આઠે કર્મો છે એમ વ્યવહાર કહ્યો છે. તે બધાં કર્મો છે ખરાં પણ તે કર્મો આત્મામાં નથી; વળી તે કર્મોના નિમિત્તે આત્મામાં થતી જ્ઞાનાદિગુણની ઊણી અવસ્થા તે પણ છે ખરી, પરંતુ તે આત્માનું અખંડસ્વરૂપ નથી એમ કહીને પરમાર્થ બતાવ્યો છે

હવે ચૌદમો બોલ કહે છે. જે છ પર્યાપ્તિયોગ્ય અને ત્રણ શરીર-યોગ્ય વસ્તુ (પુદ્‌ગલસ્કંધ) રૂપ નોકર્મ છે તે બધુંય જીવને નથી, કારણ કે તે પુદ્‌ગલદ્રવ્યના પરિણામમય હોવાથી આત્માની અનુ-ભૂતિથી ભિન્ન છે.

આહાર, શરીર, ઇંદ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન તે છ પર્યાપ્તિ છે. જીવ જ્યારે માતાના ઉદરમાં આવે ત્યારે પર્યાપ્તિ બંધાય છે તેથી તે પુદ્‌ગલનું સ્વરૂપ છે પણ આત્માનું સ્વરૂપ નથી. એ રીતે

શરીર, આહાર લેવો, ભાષા બોલવી, તે બધું આત્માનું સ્વરૂપ નથી. છાતીમાં આઠ પાંખડીના કમળના આકારે મન છે તે પણ પુદ્ગલની રચના છે, આત્માની રચના નથી. આત્મા સિવાય બહારનો જે જે સંયોગ મળેલો તે બધું પુદ્ગલનું સ્વરૂપ છે, આત્માનું સ્વરૂપ નથી; તેમ જ્ઞાન કરી, શ્રદ્ધા કરી, સ્થિરતા કરે તો મુક્તિ થયા વિના રહે નહિ.

૨૦૦૦, કારતક સુદ ૪ સોમ.

અહીં ઓગણત્રીશ બોલમાંથી ચૌદમો પર્યાપ્તિનો બોલ ચાલે છે. જીવ એક ભવમાંથી બીજા ભવમાં આવે ત્યારે માતાના ઉદરમાં તે પર્યાપ્તિ રચાય છે.

આહાર લેવાય, શ્વાસોશ્વાસ લેવાય, ભાષા બોલાય, વગેરે છ પર્યાપ્તિ દરેક સંજ્ઞી પંચેંદ્રિયને બંધાય છે તે બધી પુદ્ગલની રચના છે, આત્મામાં તે છ પર્યાપ્તિ છે નહિ, આત્મા આહાર લેતો નથી, શ્વાસોશ્વાસને હલાવતો નથી, આત્મા ભાષા બોલતો નથી, આત્માને મનની મદદ નથી, આત્માને શરીર નથી, આત્માને ઇંદ્રિય નથી, આત્માનું સ્વરૂપ તો આવું નિરાળું છે પરંતુ જે અભિમાન કરે કે આ બધું મારું છે, એનો હું કર્તા છું, એવી માન્યતા તે મિથ્યાત્વ છે. માત્ર જે વસ્તુ સંબંધપણે વર્તે તેને પોતાપણે માને ત્યાંસુધી હિત થાય નહિ, સંયોગી વસ્તુ સાથે આત્માને વાસ્તવિકપણે સંબંધ છે જ નહિ, પરવસ્તુ સ્વતંત્ર પરિણામી દ્રવ્ય છે તેને બીજું કેમ પરિણમાવી શકે? માટે પોતાના સ્વાધીન તત્ત્વનું શ્રદ્ધાનજ્ઞાન કરી તેમાં રમણતા કરવી તે જ મોક્ષનું કારણ છે અને હિતનો ઉપાય છે.

પહેલાં જે પાંચ શરીરની વાત આવી હતી તેમાં શરીરની વાત હતી અને આ પર્યાપ્તિના બોલમાં ઔદારિક, વૈક્રિયિક અને આહારક એ ત્રણ શરીરયોગ્ય પુદ્ગલો લીધાં છે. છ પર્યાપ્તિયોગ્ય અને ત્રણ શરીરયોગ્ય વસ્તુરૂપ નોકર્મ છે તેમ કહ્યું છે. પહેલાં માતાના ઉદરમાં શરીર, ઇંદ્રિય વગેરેનાં સૂક્ષ્મ પુદ્ગલો બંધાય છે. છ પર્યાપ્તિ

અને ત્રણ શરીર બંધાય છે એમ કહીને આચાર્યદેવે વ્યવહાર કહ્યો છે, અને છ પર્યાપ્તિયોગ્ય થવાની ચેતન્યની અવસ્થા તે પણ છે ખરી, એ રીતે ચૈતન્યની અશુદ્ધ અવસ્થાનો વ્યવહાર છે તેમ બતાવ્યું, પરંતુ તે બધુંય આત્માને નથી એમ કહીને પરમાર્થ બતાવ્યો છે.

હવે પંદરમો બોલ કહે છે. જે કર્મના રસની શક્તિઓના (અર્થાત્ અવિભાગપ્રતિચ્છેદોના) સમૂહરૂપ વર્ગ છે તે બધોય જીવને નથી કારણ કે તે પુદ્ગલદ્રવ્યના પરિણામમય હોવાથી આત્માની અનુભૂતિથી ભિન્ન છે.

આત્મા શુભાશુભભાવ કરે ત્યારે કર્મ બંધાય છે. તે કર્મ-પરમાણુમાં રસ દેવાની (ફળ દેવાની) શક્તિ બંધાય છે તેને અનુભાગ(રસ) કહેવાય છે. દરેક કર્મના રજકણમાં ફળ દેવાની શક્તિ છે. જે જે રજકણોમાં સરખી ફળ દેવાની શક્તિ હોય તેને અવિભાગ-પ્રતિચ્છેદ કહેવાય છે. તે અવિભાગપ્રતિચ્છેદોના સમૂહને વર્ગ કહેવાય છે. અનુકૂળતા મળવી અને પ્રતિકૂળતા ટળવી તે બધું કર્મના રસનુ ફળ છે. આ વાત ઝીણી છે તે ગોમ્મટસારમાં આવે છે. કર્મના રસની શક્તિઓ તે બધી પરમાણુની અવસ્થા છે. જડની અવસ્થા છે, એનાથી આત્મા જુદો છે એવું ભાન તે હિત અને સુખનો રસ્તો છે.

કર્મરસના અવિભાગ પ્રતિચ્છેદોમાં એમ કહ્યું છે કે કર્મનો રસ આત્માનો અનુભવરસ લેતાં અટકાવતુ નથી પણ તારી પુરુ-ષાર્થની મંદતાએ તું અટકે છે. કર્મરસના અવિભાગપ્રતિચ્છેદ તે બધું છે ખરું, પણ તે તને પુરુષાર્થ કરવામાં અટકાવતુ નથી. કર્મરસ કહીને આચાર્યદેવે સર્વજ્ઞ-ભગવાનના મુખમાંથી નીકળેલો વ્યવહાર બતાવ્યો છે. આ બધા બોલ કહીને આચાર્યદેવે જૈનદર્શનનો આખો વ્યવહાર ઊભો રાખ્યો છે. સર્વજ્ઞ ભગવાનના મુખમાંથી નીકળેલો આવો વ્યવહાર જૈનદર્શન સિવાય બીજે ક્યાંય નથી

હવે સોળમાં બોલમાં કહે છે કે તે વર્ગોના સમૂહરૂપ વર્ગણા તે બધીયે જીવને નથી.

સરખી શક્તિવાળા વર્ગોના સમૂહને વર્ગણા કહેવાય છે. ભગવાન આત્મા તે વર્ગણાના સમૂહરૂપ નથી, તે વર્ગણા પુદ્ગલદ્રવ્યની રચના છે એવી શ્રદ્ધા, જ્ઞાન કરીને ઠરવું તે મોક્ષનો ઉપાય છે.

સત્તરમા બોલમાં સ્પર્દ્ધકની વાત કરે છે. જે મંદતીવ્ર રસવાળાં કર્મદળોના વિશિષ્ટ ન્યાસ ( જમાવ ) રૂપ ( અર્થાત્ વર્ગણાઓના સમૂહરૂપ ) સ્પર્દ્ધકો છે તે બધાય જીવને નથી. ન્યાસ (જમાવ) કહીને એમ કહ્યું છે કે કોઈ તીવ્ર રસે, કોઇ મંદ રસે એમ ઘણા ઘણા પ્રકારે, જુદા જુદા કાળે બંધાયેલાં કર્મો બધાં એક સાથે ઉદયમાં આવે તેને ન્યાસ-જમાવ કહેવાય છે. એ પરમાણુના સ્પર્દ્ધકો રૂપી છે, ભગવાન આત્મા અરૂપી છે. તે સ્પર્દ્ધકો પુદ્ગલદ્રવ્યની રચના છે. ભગવાન આત્મામાં તે સ્પર્દ્ધકો નથી તે બધા પુદ્ગલના સમૂહ આત્મામાં નથી. આત્માનો અનુભવ તેનાથી જુદો છે. આ વર્ગ, વર્ગણા અને સ્પર્દ્ધકની વાત શાસ્ત્રનું જ્ઞાન હોય તેને સમજાય તેવી છે.

હવે અઢારમા બોલમાં અધ્યાત્મસ્થાન કહે છે. સ્વપરના એકપણાનો અધ્યાસ હોય ત્યારે ( વર્તતાં ), વિશુદ્ધ ચૈતન્યપરિણામથી જુદાપણું જેમનું લક્ષણ છે એવાં જે અધ્યાત્મસ્થાનો તે બધાંય જીવને નથી.

અધ્યાત્મસ્થાન એટલે અધ્યવસાય, અધ્યવસાય એટલે વિકારીભાવ. અહીં પાઠમાં જે વિશુદ્ધ શબ્દ છે તેનો અર્થ શુભપરિણામ ન કરવો પણ ત્યાં શુદ્ધસ્વભાવની વાત છે, તે વિશુદ્ધ પરિણામથી જુદાં. જે પુણ્ય-પાપ, શરીર, વાણી ને મનની ક્રિયા-તેને અને પોતાના આત્માને એકપણે માનવાનો અધ્યવસાય તે ઊંધો અધ્યવસાય છે.

શરીર, વાણી, અને બહારનાં નિમિત્તો મને મદદ કરશે એવો જે ભાવ તે અધ્યવસાય છે. તે ભાવ હોય ત્યાંસુધી કર્મ બાંધે અને

સંસારમાં રઝળે. સ્વપરના એકપણાનો ભાવ તે અધ્યવસાય છે નિર્મળ પવિત્ર સ્વભાવને ભૂલીને પરને પોતાનું માને તે પુરુષાર્થની ઊંધાઇ છે, કૃત્રિમ ભાવો છે, આત્મા આનંદઘન ટંકોત્કીર્ણ ન ભૂંસાય તેવો અકૃત્રિમ સ્વરૂપ છે. એની શ્રદ્ધા, જ્ઞાન, અને રમણતા ચૂકીને પરમાં એકપણાની બુદ્ધિ તે અધ્યવસાય છે, તે અધ્યવસાય આત્માના સ્વભાવમાં નથી, કારણ કે તે પુદ્‌ગલદ્રવ્યના પરિણામ છે. અધ્યવસાય થાય છે પોતાની ચૈતન્યની અવસ્થામાં, પણ તે ચૈતન્યનો સ્વભાવ નથી.

સ્વ-પરના એકત્વપણાના અધ્યાસવાળા વિકારી પરિણામ વર્તતા હોય તેનાથી ચૈતન્યના નિર્મળ પરિણામ જુદા છે, વિકારી પરિણામ લક્ષ્ય છે અને નિર્મળ પરિણામથી જુદું તેનું લક્ષણ છે; આત્મા લક્ષ્ય છે અને નિર્મળ પરિણામ તેનું લક્ષણ છે. ચૈતન્યના નિર્મળ પરિણામથી અધ્યવસાયનું જુદું લક્ષણ છે. તે બધાંય અધ્યવસાયસ્થાનો જીવને નથી. સ્વ-પરના એકત્વપણાની બુદ્ધિને જ મુખ્યપણે અધ્યવસાય કહેવાય છે, અસ્થિરતાના અધ્યવસાયને મુખ્યપણે અધ્યવસાય કહેવાતા નથી. આચાર્યદેવે જુદાપણું જેમનું લક્ષણ છે એમ લક્ષણ બતાવીને અધ્યવસાનસ્થાનો છે ખરાં, તેમ વ્યવહાર બતાવ્યો છે, પણ તે પરિણામ આત્માના નિર્મળ પરિણામથી જુદા છે એમ કહીને પરમાર્થ બતાવ્યો છે. અધ્યવસાય થાય છે ચૈતન્યની અવસ્થામાં, કાંઇ પુદ્‌ગલના પરિણામમાં થતા નથી પણ તે અધ્યવસાનનું પુદ્‌ગલ તરફ વલણ છે માટે તેને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે.

પરને મારાપણે માને અને પરથી મને લાભ થશે તેમ માને તે વીતરાગનો માર્ગ નથી. આત્મા અખંડ જ્ઞાનમૂર્તિ સ્વતંત્ર સ્વભાવે છે તેને પરનો કાંઈ પણ સંબંધ માનવો તે ભગવાન સર્વજ્ઞનો પરમાર્થ માર્ગ નથી, પણ તે પોતાના સ્વચ્છંદથી માનેલો માર્ગ છે. અંદર એક પણ પુણ્ય-પાપની વૃત્તિ ઊઠે તે મારી અને હું એનો એમ એકમેકપણે માને તે મિથ્યા અધ્યવસાય છે, તે ઊંધું શલ્ય છે, ભગવાન આત્માનો તે સ્વભાવ નથી, વીતરાગનો તે માર્ગ નથી.

સમ્યક્દર્શન અને સમ્યગ્જ્ઞાન થતાં પોતાના સ્વભાવને જ પોતાનો મનાય, અને પરના સ્વભાવને પરનો જ મનાય. પોતાના સ્વભાવને પરરૂપ ન માને, અને પરના સ્વભાવને પોતારૂપ ન માને. એવું જે નિર્મળ શ્રદ્ધા-જ્ઞાન થાય તે જ મોક્ષનો પહેલામાં પહેલો ઉપાય છે.

ઓગણીશમો બોલ કહે છે. જુદી જુદી પ્રકૃતિઓના રસનાં પરિણામ જેમનું લક્ષણ છે એવાં જે અનુભાગસ્થાનો તે બધાય જીવને નથી.

અનુભાગ એટલે ફળ દેવાની શક્તિ. જુદી જુદી પ્રકૃતિઓમાં જુદા જુદા રસ હોય છે; જેમકે કોઇ કર્મ એવું હોય કે જેની સ્થિતિ થોડી અને રસ ઘણો, કોઇ પ્રકૃતિનો રસ થોડો અને સ્થિતિ ઘણી, જેમકે શરીરમાં નાની એવી કોઇ ફોડકી થઇ હોય, એની પીડા ઘણી હોય, અને સ્થિતિ થોડી હોય, અને કેટલાક રોગ એવા હોય છે કે જેની સ્થિતિ લાંબી હોય અને રસ થોડો હોય; તે બધી પ્રકૃતિઓ ઊંધી માન્યતાએ કષાયભાવે બંધાયેલી હોય છે. તે બધી રજકણની અવસ્થા છે. તે બધી પીડા શરીરમાં આવે છે, આત્મામાં આવતી નથી. ફળ દેવાની શક્તિ કર્મમાં હોય છે, આત્મામાં હોતી નથી. પ્રકૃતિબંધ, પ્રદેશબંધ, સ્થિતિબંધ, અનુભાગબંધ તે બધી પુદ્ગલની રચના છે, આત્માના સ્વભાવની તે રચના નથી; આત્માના સ્વભાવની રચના તો જ્ઞાન અને આનંદ છે. પુદ્ગલમાં જેમ અનુભાગ છે તેમ આત્મામાં પણ અનુભાગ છે, આત્માનો અનુભાગ એટલે આત્મામાં આનંદરસ છે તે રસ પરથી નિરાળો અલૌકિક છે, તે પુદ્ગલના જડ અનુભાગથી તદ્દન ભિન્ન છે, પુદ્ગલનો અનુભાગ જડ છે.

વીશમો બોલ કહે છે. કાયવર્ગણા, વચનવર્ગણા, અને મનોવર્ગણાનું કંપન જેમનું લક્ષણ છે એવાં જે યોગસ્થાનો તે બધાંય જીવને નથી કારણ કે તે પુદ્ગલદ્રવ્યના પરિણામમય હોવાથી, આત્માની અનુભૂતિથી ભિન્ન છે.

આત્મામાં યોગના નિમિત્તે કંપન થાય છે, મનોવર્ગણા વચન-વર્ગણા, કાયવર્ગણાનું કંપન કહ્યું છે તે નિમિત્ત તરફથી કહ્યું છે, પણ ખરીરીતે તો તે ત્રણે યોગના નિમિત્તે આત્માના પ્રદેશનું કંપન થાય છે. પ્રદેશનું કંપન થાય તે પણ આત્માનો સ્વભાવ નથી પણ વિકારી-ભાવ છે.

ઘંટીનાં બે પડ ફરે તેના ઉપર માખી બેઠી છે એટલે પડ ફરે તેની સાથે માખી ફરતી હોય તેમ લાગે છે, ઘંટીના પડ સાથે માખી ક્ષેત્ર ફેરવતી હોય તેમ લાગે છે પણ માખી પોતાનું ક્ષેત્ર ફેરવતી નથી પણ પડ ફરે એટલે માખી ફરતી દેખાય છે. તેમ ભગવાન આત્મા હલતો નથી. મન-વચન-કાયાના યોગના પડ ફરે-કંપે, એટલે ભેગો આત્મા હલતો દેખાય છે, તેનું ક્ષેત્રાંતર થતું દેખાય છે. કંપન તે આત્માનું સ્વરૂપ નથી, મન, વચન, કાયાનું કંપન પર છે, તેના નિમિત્તે આત્માના પ્રદેશનું કંપન થાય છે, તે આત્માનું મૂળ સ્વરૂપ નથી, પણ પર નિમિત્તે થતો વિકાર છે, પ્રદેશનું કંપન તે આત્માનો સ્વભાવ નથી, જડના નિમિત્તે થતો વિકાર છે માટે તે જડ છે, આ-ત્માના ઘરનો તે નથી. નિરાળો આત્મ સ્વભાવ જાણવો હોય તેણે આ ભિન્નતા જાણ્યા વિના સતને રસ્તે જઇ શકાશે નહિ.

એકવીશમો બોલ. જુદી જુદી પ્રકૃતિઓનાં પરિણામ જેમનુ લક્ષણ છે એવાં જે બંધસ્થાનો તે બધાંય જીવને નથી. જુદી જુદી પ્રકૃતિના પરિણામ થવાનું કારણ જીવમાં પણ જુદી જુદી જાતના વિકારી પરિણામ થાય છે, જેવા જીવમાં જુદી જુદી જાતના પરિ-ણામ થાય એવા જડમાં પણ જુદી જુદી જાતના પ્રકૃતિના પરિણામ થાય એવો નિમિત્તનૈમિત્તિક સંબંધ છે, કોઇ કોઇનો કર્તા નથી, સૌ સૌને કારણે સ્વતંત્ર પરિણમે છે. જુદી જુદી જાતની પ્રકૃતિઓ બધી પુદ્‌ગલમય છે અને જીવના વિકારી પરિણામ પણ પુદ્‌ગલ તરફના વલણવાળા છે માટે તેને પણ પુદ્‌ગલના પરિણામ કહ્યા છે.

પ્રકૃતિનો બંધ પુદ્‌ગલમાં થાય છે, બંધ આત્મામાં થતો નથી. બંધ થવો તે પુદ્‌ગલનો સ્વભાવ છે, આત્માનો સ્વભાવ નથી. બંધને અને આત્માની વિકારી પર્યાયને નિમિત્તનૈમિત્તિક સંબંધ છે. તે સંબંધ પણ આત્માની સ્વભાવદૃષ્ટિએ નથી, તે બંધ પુદ્‌ગલનો સ્વભાવ છે. આત્માનો અનુભવ તે બંધથી જુદો છે.

બાવીસમો બોલ. પોતાનું ફળ ઉત્પન્ન કરવામાં સમર્થ કર્મ-અવસ્થા જેમનું લક્ષણ છે એવાં જે ઉદયસ્થાનો તે બધાંય જીવને નથી.

કર્મની અવસ્થા જેમનું લક્ષણ છે એવાં ઉદયસ્થાનો રજકણોમાં ફળે છે પણ આત્મામાં ફળતાં નથી. તે કર્મ પોતામાં ફળ ઉત્પન્ન કરવામાં સમર્થ છે પણ પરમાં ફળ ઉત્પન્ન કરવા સમર્થ નથી, આત્મામાં તેનું ફળ ઉત્પન્ન કરવાની તેનામાં તાકાત નથી. કર્મ પોતે પોતાની હાલત ઉત્પન્ન કરે છે પણ આત્માની હાલત તે ઉત્પન્ન કરી શકે નહિ, તે કર્મના ફળની આત્મામાં કાંઈ અસર આવતી નથી. એક તત્ત્વનું ફળ બીજા તત્ત્વને ત્રણ કાળમાં આવે નહિ, કર્મની અવસ્થા આત્મામાં આવતી નથી અને આત્માની કર્મમાં આવતી નથી. વસ્તુદૃષ્ટિથી જુઓ તો બન્નેની અવસ્થા ભિન્ન ભિન્ન છે. ૧૪૮ પ્રકૃતિના ઉદયની અવસ્થા બધી જડની જ છે. અજ્ઞાની માની બેઠો છે કે કર્મ ફળ દે ત્યારે રાગ-દ્વેષ થાય, પણ કર્મનું ફળ તો જડમાં આવે છે અને રાગ-દ્વેષ તો તારા આત્માની અવસ્થામાં થાય છે માટે કર્મફળ તને રાગ-દ્વેષ કરાવતું નથી પણ તું ઊંધી માન્યતાએ ઊંધો જોડાઈ જાય છે ત્યારે રાગ-દ્વેષ થાય છે. રાગ-દ્વેષ આત્માની અવસ્થામાં થાય ત્યારે કર્મફળ માત્ર નિમિત્તરૂપે એટલે કે હાજરીરૂપે હોય છે, માટે વસ્તુદૃષ્ટિથી જુઓ તો કર્મનું ફળ આત્મામાં આવતું નથી. કર્મનું ફળ આત્માનું લક્ષણ નથી પણ આવા જુદા તત્ત્વનું શ્રદ્ધાન જ્ઞાન કરવું તે આત્માનું લક્ષણ છે. આત્માનું જ્ઞાન, આનંદ, રમણતા વગેરે સ્વરૂપ આત્મામાં છે એવું ભેદજ્ઞાન કરવું તે જ મુક્તિનો ઉપાય છે.

ત્રેત્રીસમો બોલ. ગતિ, ઇંદ્રિય, કાય, યોગ, વેદ, કષાય, જ્ઞાન, સંયમ, દર્શન, લેશ્યા, ભવ્ય, સમ્યક્ત્વ, સંજ્ઞા અને આહાર જેમનાં લક્ષણ છે એવાં જે માર્ગણાસ્થાનો તે બધાંય જીવને નથી કારણ કે તે પુદ્‌ગલદ્રવ્યનાં પરિણામમય હોવાથી આત્માની અનુભૂતિથી ભિન્ન છે.

ગતિનું ફળ જડમાં આવે છે તોપણ અજ્ઞાની માને છે કે હું ગતિવાળો છું, હું મનુષ્ય છું, હું દેવ છું એવી તેની માન્યતા તે ભ્રાંતિ છે. ચારગતિ તે આત્માનો સ્વભાવ નથી. ગતિના નિમિત્તે જે વિકલ્પ આવે કે હું મનુષ્ય છું, દેવ છું, તે પણ આત્માનો સ્વભાવ નથી, કારણ કે તે વિકારી પર્યાય છે. ગતિના નિમિત્તે આવતો વિકલ્પ અને ચારગતિ તે કાંઇ પણ આત્માનો સ્વભાવ નથી.

જે ગતિને પોતાની માને તે ચારે ગતિમાં રહેવા માગે છે, કાગડો, કૂતરો, બિલાડો, નરક, દેવ અને મનુષ્ય તે બધી ગતિમાં રહેવા માગે છે. તે ચારે ગતિનુ માત્ર જ્ઞાન કરવાયોગ્ય છે કારણ કે તે આત્માનો સ્વભાવ નથી. એકવાર ઢોર, એકવાર મનુષ્ય, એકવાર નરક, એકવાર દેવ થાય તે પણ મારો સ્વભાવ નથી એમ જ્ઞાન કરવું તે આત્માનું લક્ષણ છે, ગતિ તે આત્માનું લક્ષણ નથી કોઇ એમ કહે કે મનુષ્યગતિ વગર ચારિત્ર થાય નહિ. કેવળ થાય નહિ. માટે મનુષ્યગતિથી જ મોક્ષ થાય છે પરંતુ તે વાત એમ નથી. ગતિમાંથી જ્ઞાન ન થાય પણ જ્ઞાન સ્વભાવમાંથી થાય. મનુષ્યગતિ અનંતવાર મળી છતાં પણ મોક્ષ થયો નહિ માટે મનુષ્યગતિ મોક્ષ આપતી નથી પણ પોતે જાગે ત્યારે મોક્ષ થાય છે. મોક્ષ થાય ત્યારે મનુષ્યગતિની હાજરી હોય છે એટલો સંબંધ છે, પરંતુ ગતિ મોક્ષ આપતી નથી માટે ચારગતિ તે આત્માનો સ્વભાવ નથી. જો આત્મા ગતિવાળો હોય તો તે ગતિ વગરનો થઇ શકે નહિ માટે ગતિ જડ છે, આત્માથી ભિન્ન છે

પાંચ ઇંદ્રિયો તે બધી જડ છે, જડનો સ્વભાવ છે. નજરે દેખાય

છે કે આ ઇંદ્રિયો જડ છે છતાં પણ તેને પોતાની માનવી તે ચોખ્ખી ભૂલ છે. ઇંદ્રિયો આ જે દેખાય છે તે પરમાણુનો જથ્થો છે, તે ચૈતન્યનો સ્વભાવ નથી. જે ચીજ પોતાની હોય તે જાય નહિ માટે ઇંદ્રિયો પોતાની નથી, પણ પર છે, જડ છે, ચૈતન્યનો અનુભવ તેનાથી ભિન્ન છે.

અનંતકાળથી અસત્‌ને રસ્તે ગૂંચવાઇ રહ્યો છે અને તેથી ચોરાસીમાં ગોંધાઇ રહ્યો છે. આ ઔદારિક, વૈક્રિયિક, આહારક, તૈજસ અને કાર્મણ એ શરીરના પાંચ પ્રકાર છે તે જડ છે. તે શરીરને પોતાનું માને તે ઊંધી દૃષ્ટિ છે. આત્મા જ્ઞાનમૂર્તિ છે તેને માન્યા સિવાય બીજાને પોતાનું માની ખીચડો કરવો તે રખડવાનો માર્ગ છે.

યોગ પણ આત્માનો સ્વભાવ નથી. તે યોગના પંદર પ્રકાર છે. તે યોગ આત્મામાં નથી. પંદર પ્રકારના યોગનો વેપાર તે આત્માનો ધર્મ નથી કારણ કે તેનો વેપાર થવામાં પરનું નિમિત્ત છે માટે યોગ જડ છે, તે આત્માનો સ્વભાવ નથી, આત્માના અનુભવથી તે ભિન્ન છે.

વેદ આત્મામાં નથી, તે આત્માનો સ્વભાવ નથી. વેદ ત્રણ પ્રકારના છે. સ્ત્રીવેદ, પુરુષવેદ અને નપુંસકવેદ તે ત્રણે વેદ આત્મામાં નથી. ભગવાન આત્મા તો જ્ઞાયકમૂર્તિ છે તેની શ્રદ્ધા ન કરતાં સ્ત્રીવેદ, પુરુષવેદ અને નપુંસકવેદને પોતાના માને તે મિથ્યાદૃષ્ટિ છે. આત્મા તો વેદ વગરનો-વિકાર વગરનો છે, તેમ ન માને તો સ્વતંત્ર થવાનો ઉપાય મળશે નહિ. નિર્મળ દૃષ્ટિ થયા વિના નિર્મળને પથે ચડી શકતો નથી, અને તેથી સ્વરૂપમાં લીનતા કરીને નિર્વિકાર સ્વરૂપને પ્રગટ કરી શકતો નથી. વેદ તે આત્માનો સ્વભાવ નથી, આત્માના નિર્મળ અનુભવથી તે ભિન્ન છે માટે તે જડ છે.

કષાય તે આત્માનો સ્વભાવ નથી. કષાયના ચાર ભેદ છે, ક્રોધ, માન, માયા અને લોભ, એ ચાર બોલ રાગ અને દ્વેષમાં સમાય છે.

ક્રોધ અને માન તે બે દ્વેષમાં સમાય છે, માયા અને લોભ તે બે રાગમાં સમાય છે, તે બધોય આત્માનો સ્વભાવ નથી. ભગવાન આત્મા અવિનાશી જ્ઞાન અને આનંદની મૂર્તિ છે, અને ક્રોધ-માન આદિ ક્ષણિક વિકારી ભાવો છે, તે પર સંયોગજનિત થતા ભાવો છે માટે તે પરના છે, પોતાના નથી. હું તો કષાયનો નાશ કરવાવાળો છું માટે હું કષાય રહિત અકષાય સ્વભાવી છું. પોતાને કષાયવાળો માને તે કષાય ટાળવાનો પ્રયત્ન કરે કયારે? પોતે અકષાય સ્વભાવે છે તેને લક્ષમાં લ્યે તો કષાયને ટાળવાનો પ્રયત્ન ઊપડે. કષાય થાય છે આત્માની પર્યાયમાં, પણ કષાય ટાળ્યો ટળી શકે છે માટે તે પરનો છે, આત્માના નિરાકુળ અનુભવથી તે ભિન્ન છે, માટે તે જડ છે.

આ ઓગણત્રીશ બોલનું કથન દ્રવ્યદૃષ્ટિએ છે, પાંચ જ્ઞાનના ભેદ પણ આત્મામાં નથી. મતિ, શ્રુત, અવધિ, મન:પર્યય અને કેવળ તે પાંચ ભેદ પણ આત્માનો સ્વભાવ નથી, અહીં સમ્યક્દૃષ્ટિ જીવ આત્માને કેવો માને તેની વાત છે, એકલો અખંડ આત્માને લક્ષમાં લેવો તે સમ્યક્દર્શનનો વિષય છે. જ્ઞાનના પાંચ પ્રકાર લક્ષમાં લેવા તે પણ સમ્યક્દર્શનનો વિષય નથી, જ્ઞાનના પાંચ પ્રકાર આત્મામાં નથી. સાધક દશામાં એક અવસ્થા કરતાં બીજી અવસ્થા નિર્મળપણે વધતી વધતી જે થાય છે તે કર્મની અપેક્ષા રાખે છે, કર્મની અપેક્ષા આવ્યા વિના જ્ઞાનનાં પણ ભંગ પડતા નથી. તે પાંચ ભંગ થાય છે ચૈતન્યની અવસ્થામાં, પણ કર્મની અપેક્ષા વિના તે ભંગ પડતા નથી માટે તે જડના છે. અખંડ આત્મામાં તે પાંચ ભંગ નથી માટે તે પુદ્ગલના છે તેમ અહીં કહ્યું છે.

કેવળજ્ઞાન પામવામાં મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન કાર્ય કરે છે, અવધિ અને મન:પર્યય તો વચ્ચે કોઇને થાય છે અને કોઇને તે બે જ્ઞાન થયા વિના સીધું કેવળજ્ઞાન થાય છે.

મતિજ્ઞાન પાંચ ઇંદ્રિય ને મનદ્વારા જાણે, શ્રુતજ્ઞાનમાં મનનું નિમિત્ત છે, અવધિ અને મન:પર્યય તે બન્ને જ્ઞાન મન અને ઇંદ્રિય

વગર સીધું આત્માથી મર્યાદિતપણે પર પદાર્થને જાણે છે, અને કેવળજ્ઞાન તે સીધું આત્માથી પ્રત્યક્ષપણે આખા લોકાલોકને જાણે છે. એવા પાંચ પ્રકારના જ્ઞાનના ભેદ તે પણ અખંડ આત્માનું સ્વરૂપ નથી. આવો સમ્યક્દર્શનનો વિષય છે. અખંડ આત્મા લક્ષમાં લેવો તેજ સમ્યક્દર્શન છે. પાંચ જ્ઞાન તો જ્ઞાનગુણની પાંચ અવસ્થા છે. મોક્ષમાર્ગ સાધવામાં મતિજ્ઞાન, અને શ્રુતજ્ઞાનની પર્યાય વચ્ચે આવે છે, પરંતુ તેવા ભંગ ઉપર લક્ષ મૂકતાં રાગ આવે છે, ભંગ તે દૃષ્ટિનો વિષય નથી, દૃષ્ટિનો વિષય અભેદ છે.

એક અવસ્થાથી બીજી અવસ્થા વધારે ઊઘડી તેમાં કર્મની અપેક્ષા પડે છે. એકલો જ્ઞાયકનો પ્રકાર લ્યો તો તેમાં ભંગ પડે નહિ, એકલા નિરપેક્ષ આત્માને લક્ષમાં લેવાની આ વાત છે. પાંચ જ્ઞાનની પર્યાયમાં નિમિત્તના સદ્‌ભાવની અને અભાવની અપેક્ષા પડે છે. તે પાંચ જ્ઞાનની પર્યાયના ભેદ રહિત નિરપેક્ષ આત્માને લક્ષમાં લેવો તે સમ્યક્દર્શનનો વિષય છે, પાંચ જ્ઞાનની પર્યાય ભગવાન આત્મામાં નથી એવું નથી, પાંચ પ્રકારની પર્યાય તો આત્મામાં થાય છે પરંતુ તેના ઉપર લક્ષ મૂકતાં રાગ આવે છે, અખંડ આત્મા ઉપર દૃષ્ટિ મૂકવાથી રાગ તૂટે છે. પાંચ જ્ઞાનની પર્યાયને સમ્યક્જ્ઞાન જાણે છે પરંતુ દૃષ્ટિનો વિષય તો અખંડ આત્મા જ છે, દૃષ્ટિ તે પાંચ પ્રકારના પર્યાયના ભેદને સ્વીકારતી નથી. પાંચ પર્યાયના ભેદ ઉપર લક્ષ મૂકતાં રાગ આવે છે અને અખંડ આત્મા ઉપરની દૃષ્ટિના જોરે નિર્મળ પર્યાય ઊઘડે છે. પાંચ પ્રકારના ભેદ તે દૃષ્ટિનો વિષય નથી અને તે પાંચ પ્રકારના ભેદોમાં પરની અપેક્ષા આવે છે માટે તે આત્માનું સ્વરૂપ નથી પણ પુદ્‌ગલના પરિણામ છે.

ભગવાન ત્રિલોકનાથ તીર્થંકરદેવ આત્માના સ્વભાવની જાહેરાત કરે છે કે આત્મા એક પ્રકારે છે તેમાં પાંચ જ્ઞાનગુણની અવસ્થા ઉપર લક્ષ આપવું તે પરમાં લક્ષ આપવા જેવું છે. અભેદ એક પ્રકારે આત્માને લક્ષમાં લેવાથી નિર્મળ પર્યાય ઊઘડે છે, ભેદ ઉપર લક્ષ

આપવાથી નિર્મળ પર્યાય ઊઘડતી નથી.

અખંડ એક આત્મામાં શરીરના રજકણ તો નથી, આઠકર્મના પ્રકાર તો નથી, રાગ-દ્વેષની વિકારી અવસ્થા તો નથી, પણ જ્ઞાનગુણના પાંચ ભેદ પણ નથી. પાંચ પ્રકારની પર્યાય થાય છે આત્મામાં, પણ દૃષ્ટિનો તે વિષય નથી, તેમાં પરની અપેક્ષા આવે છે માટે પાંચ પ્રકારના ભેદ તે આત્મામાં નથી. અભેદ—અખંડ આત્મા ઉપર દૃષ્ટિ મૂકતાં પાંચે જ્ઞાનની નિર્મળ અવસ્થા ઊઘડે છે પરંતુ પાંચ પ્રકારના ભેદ ઉપર લક્ષ મૂકે તો તે પાંચ પ્રકારની અવસ્થા ઊઘડે નહિ.

આત્મામાં જ્ઞાનગુણ આખો અનાદિઅનંત છે તેમાં અવધિ-જ્ઞાન વગેરે પાંચ પ્રકારની દૃષ્ટિ કરવી તે ભેદદૃષ્ટિ, ખંડદૃષ્ટિ, પુદ્ગલના આશ્રયની દૃષ્ટિ છે, અભેદ દૃષ્ટિ છે તે સ્વાશ્રયવાળી દૃષ્ટિ છે.

મતિજ્ઞાનવડે પાંચ ઇંદ્રિય અને મનના નિમિત્તે વિચાર થાય છે; વિચાર કરે છે પોતાવડે, પણ એમાં ઇંદ્રિય અને મનનું નિમિત્ત આવે છે, હું શાંત છું, સમાધિસ્વરૂપવાળો છું. આનંદસ્વરૂપ છું વગેરે જાણે તે શ્રુતજ્ઞાન, અને અવધિજ્ઞાન અમુક પ્રકારે મર્યાદિતપણે ઇંદ્રિય અને મન વગર પ્રત્યક્ષપણે પદાર્થોને જાણે પરંતુ તે ઉપયોગ મૂકે ત્યારે જાણે, એક સાથે બધું ન જાણે. અને મનઃપર્યયજ્ઞાન તે પણ ઇંદ્રિય અને મનની સહાય વગર સામાના મનની પર્યાયને જાણે, તે જ્ઞાન પણ ઉપયોગ મૂકે ત્યારે જાણે, પરંતુ એક સાથે બધું ન જણાય, ક્રમે ક્રમે જણાય માટે તે જ્ઞાન પણ અધૂરું છે, પરાધીન છે, તેમાં કર્મનું નિમિત્ત છે આ મનઃપર્યયજ્ઞાન છઠ્ઠે-સાતમે ગુણસ્થાને ઝૂલતા નગ્ન દિગંબર મુનિઓને જ થાય છે. કેવળજ્ઞાન તો સંપૂર્ણજ્ઞાન છે. તે જ્ઞાનમાં સ્વ-પર પદાર્થો, ઉપયોગ મૂકયા વિના, સહજપણે પ્રત્યક્ષ જણાય છે, તે પાંચ પ્રકારના ભેદ ઉપર લક્ષ આપવાથી કેવળજ્ઞાન-પર્યાય પ્રગટ થતી નથી પણ અખંડ આત્મા ઉપર લક્ષ આપવાથી કેવળજ્ઞાનપર્યાય પ્રગટ થાય છે

માર્ગણા એટલે આત્માને ગોતવાના પ્રકાર, તે બધાય જીવને

નથી. જ્ઞાનની પાંચ હાલતપણે આત્માને ગોતવો કે શોધવો તે આત્માનું વાસ્તવિક સ્વરૂપ નથી. અખંડ એક જ્ઞાયક આત્મા છે તેને જો ખંડમાં શોધવા જાઈશ તો અખંડ જ્ઞાયક નહિ મળે, અખંડ આત્માનું વાસ્તવિક સ્વરૂપ હાથમાં નહિ આવે અને તેથી પૂર્ણ કેવળજ્ઞાનપર્યાય નહિ પ્રગટે; જો આત્માને ગોતવો હોય તો મતિ, શ્રુતજ્ઞાન આદિની પર્યાયપણે માત્ર ગોતવાથી અખંડ આત્માનું મૂળ સ્વરૂપ નહિ મળે, માટે ભેદની દૃષ્ટિથી આત્માને ગોતવો છોડીને અભેદ-સામાન્ય દૃષ્ટિથી આત્માને પ્રતિત કર ભેદ ઉપર નજર નહિ મૂકતાં સામાન્ય જ્ઞાન ઉપર નજર મૂક તો પૂર્ણ પર્યાય પ્રગટ થશે.

આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ છે એવી રીતે કેવળજ્ઞાનપર્યાયથી આત્માને ગોતવાના જે પરિણામ છે તે રાગ છે અને રાગ છે તે પોતાનો સ્વભાવ નથી માટે તે પુદ્ગલના પરિણામ છે. કેવળજ્ઞાન છે તે પર્યાય છે પણ અખંડ સામાન્યગુણ નથી, તે પર્યાય ઉપર લક્ષ મૂકતાં રાગ આવે છે તેથી કેવળજ્ઞાન પ્રગટતું નથી પણ અખંડ આત્મા ઉપર લક્ષ આપતાં કેવળજ્ઞાનપર્યાય પ્રગટે છે. આત્માને પાંચ પ્રકારના ભેદમાં ગોતવાના પરિણામ તે રાગ છે અને રાગ છે તે આત્માનો સ્વભાવ નથી માટે તે પુદ્ગલના પરિણામ છે તેથી જ્ઞાનમાર્ગણા તે પણ પુદ્ગલના પરિણામ છે. માર્ગણા એટલે ગોતવું કે શોધવું, જ્ઞાનના ભેદમાં આત્માને ગોતવો તેમાં રાગના પરિણામ આવે છે અને તે પર નિમિત્તે થતાં પરિણામ છે માટે તે પરનાં છે.

જેમ સૂર્યની આડાં વાદળાં આવી જાય અને પછી વાદળાં જેમ જેમ ખસતાં જાય તેમ તેમ સૂર્યનો પ્રકાશ પ્રગટ થતો જાય; તે ઓછા વધતા પ્રકાશમાં જેમ વાદળાંની અપેક્ષા આવે છે તેમ આ ચૈતન્યજ્યોતમાં પુરુષાર્થવડે નિર્મળ, નિર્મળ પર્યાય વધતી જાય અને કર્મનાં વાદળાં ઓછાં થતાં જાય તે પરના અભાવની અપેક્ષા છે. એટલો અખંડ ચૈતન્યપ્રકાશ આત્મા નિરપેક્ષ તત્ત્વ છે. તેમાં જે ઓછી

વર્તતી પર્યાય થાય છે તેમાં પરની અપેક્ષા આવે છે. પાંચ પ્રકારના ભેદ ઉપર લક્ષ જવાથી જે રાગ આવે છે તે રાગ પરમાર્થ દૃષ્ટિના વિષયમાં પાલવતો નથી, રાગ છે ત્યાંસુધી નિર્વિકલ્પ પર્યાય નહિ પ્રગટે. ચૈતન્ય ભગવાન પોતે સામાન્યજ્ઞાનપ્રકાશબિંબ છે તેમાં પાંચ પ્રકારના ભેદ પરમાર્થ દૃષ્ટિના વિષયમાં પાલવતા નથી. સાતમી ગાથામાં જેવી એકલા જ્ઞાયકની વાત લીધી હતી તેવી જ જ્ઞાયકની અહીં વાત છે. સાતમી ગાથામાં ગુણના ભેદ આત્મામાં નથી તેમ કહ્યું હતું અને અહીં ગુણની અવસ્થા આત્મામાં નથી તેમ કહ્યું છે.

અનાદિથી તેં તારા સ્વરૂપનો અભ્યાસ જ કર્યો નથી, જેટલો અભ્યાસ કર્યો છે તેટલો બધો બહારનો જ કર્યો છે, યથાર્થ તત્ત્વની પ્રાપ્તિની પ્રીતિ કરી નથી, યથાર્થ તત્ત્વ શું કહેવાય તે વાત સાંભળી પણ નથી. સાંભળ્યા વિના વિચાર પણ ક્યાંથી આવે! અને વિચાર કર્યા વિના જ્ઞાન ક્યાંથી થાય અને જ્ઞાન વિના તેમાં લીનતારૂપ ચારિત્ર ક્યાંથી થાય? અને ચારિત્ર વિના મુક્તિ પણ ક્યાંથી થાય? મારા સ્વરૂપમાં વેદ-વિકાર કે કષાય નથી તેમ જાણે અને માને, પછી સ્વ-રૂપલીનતાનો પ્રયત્ન થાય. તે પ્રયત્નને વ્યવહાર કહેવાય પણ તે વ્યવહાર આ જે અખંડ સ્વરૂપ-નિશ્ચયસ્વરૂપ કહેવાય છે તે દૃષ્ટિમાં આવ્યા પછી આવે, સમ્યગ્દર્શનની અને સમ્યગ્જ્ઞાનની પર્યાય પોતે પણ વ્યવહાર છે પરંતુ દૃષ્ટિના વિષયમાં અખંડ સ્વરૂપ આવ્યા પછી સ્વરૂપ લીનતારૂપ ચારિત્રના પ્રયત્નનો વ્યવહાર આવે છે.

માન્યતા ફર્યા પછી રાગ-દ્વેષ છોડવાનો કામી થયો થકો તે એમ માને છે કે મારા સ્વરૂપમાં રાગ-દ્વેષ કે શુભાશુભભાવ નથી. તેમ સમજ્યા પછી તે રાગ-દ્વેષને વળગતો નથી પણ રાગ-દ્વેષથી છૂટતો જાય છે, જેણે પોતાનો સ્વભાવ જાણ્યો-માન્યો નથી તે રાગ-પને વળગ્યા જ કરે છે, શુભાશુભભાવ મારા માન્યા તે તેનાથી છૂટે ક્યાંથી? મારા સ્વભાવનું સામર્થ્ય જ જુદું છે એમ ત્રિકાળી પોતાના અખંડ સ્વભાવની કબૂલાત વિના વિકારીની કબૂલાત જાય

નહિ. હું આનંદનો કંદ છું તેવા સ્વભાવનું સામર્થ્ય જેણે કબૂલ્યું તે કહે છે કે મારા સ્વભાવમાં પુણ્ય-પાપ છે નહિ, અવસ્થામાં થાય છે તેનો નાશ કરવા હું ઊભો થયો છું. નાશ કરવા ઊભો થયો ક્યારે કહેવાય કે તે આત્માના સ્વરૂપને કબૂલે ત્યારે, તે કેવી રીતે કબૂલ કરે! મનથી નહીં, શ્રવણથી નહીં, શાસ્ત્રથી નહિ, રાગથી નહિ, પણ આત્માથી આત્માને કબૂલે, ત્યારે તે રાગ-દ્વેષને-શુભાશુભભાવને નાશ કરવા ઊભો થયો ને ગુણને પ્રગટ કરવા ઊભો થયો કહેવાય. પોતાના ધ્રુવ અને અવિનાશીસ્વભાવનું સામર્થ્ય જોઈને તેના જોરે કહે કે મારામાં રાગ-દ્વેષ નથી, તે રાગ-દ્વેષને ટાળવાનો કામી છે. પરંતુ પહેલાં જેવા રાગ-દ્વેષના ભાવ કરતો હોય તેવાને તેવા કરે, કાંઈ પણ મંદતા ન હોય ને કહે કે મારા સ્વભાવમાં રાગ-દ્વેષ નથી તેમ બોલનારો તદ્દન ખોટો છે, તે સ્વભાવને સમજ્યો જ નથી. એમ બોલી બોલીને શું કાંઈ કોઈને બતાવવું છે? જેને પોતાના સ્વભાવની શ્રદ્ધા બેઠી તેને રાગ-દ્વેષ ઘટ્યા વગર રહે જ નહિ, મારા સ્વભાવમાં રાગ-દ્વેષ નથી તેમ શ્રદ્ધા થઈ તેના જોરે તે રાગ-દ્વેષનો નાશ કરવાનો જ છે. જ્ઞાની સમજે છે કે પર તરફનું વલણ જ મને હિતકારી નથી, પરવલણમાં શુભાશુભભાવ થાય છે માટે પરવલણ મને હિતકારી નથી, સ્વસન્મુખ વલણ તે જ મને હિતકારી છે, કારણ કે તેમાંથી એકલી સમાધિ જ પ્રવહે છે. સમ્યક્દર્શનનું ઉત્કૃષ્ટ પરિણમન તે મુક્તિ છે.

એકલા પર તરફના વલણવાળા જીવોને પરમાં જ રુચિ થઈ પડી છે તેમાં કોઈ દી એવું સ્વપ્ન પણ આવ્યું કે આત્મા છૂટો પડી ગયો! ક્યાંથી આવે? કારણ કે જેટલાં ગાણાં ગાયા તેટલાં પરનાં જ ગાયાં છે, આત્માના પ્રેમનાં ગાણાં ગાયાં નહિ, તેની રુચિ કરી નહિ, તેની શ્રદ્ધા કરી નહિ, હું નિર્વિકલ્પ વીતરાગ સ્વરૂપે છું તેમ જાણ્યું-માન્યું નહિ અને પછી કહે કે મને સ્વપ્નમાં વિમાન આવ્યું હતું ને હું તેમાં પેઠો માટે હવે મને કોઈ ગણતરીમાં ગણો, પણ

ભાઇ! અનંતવાર તું સ્વર્ગમાં જઇ આવ્યો તોપણ કલ્યાણ થયું નહિ તો સ્વપ્નમા શું થયું! આત્માના સ્વભાવમાહાત્મ્યની વાત તેં સાંભળવાભાવે સાંભળી નથી તેથી આવી બીજી ત્રીજી વાતમાં તને માહાત્મ્ય આવી જાય છે માટે આત્માના સ્વભાવની વાત અંતરથી રુચિ પ્રગટાવીને સમજ.

પોતે આત્મા જ્ઞાયક સ્વભાવે અખંડ છે તેવો લક્ષમાં લઇ લેવો, શ્રદ્ધામાં લઇ લેવો તે જ સમ્યક્દર્શનનો વિષય છે, આત્મા જ્ઞાનમૂર્તિ, અખંડાનંદ, સામાન્ય છે તેની શ્રદ્ધા કરવી તે જ સમ્યક્દર્શન છે, તે જ મોક્ષનો ઉપાય છે, તે જ હિતનો ઉપાય છે; તે સિવાય બીજો કોઇ ઉપાય નથી.

૨૦૦૦, કારતક સુદ જ્ઞાનપંચમી મંગળ.

આત્માનો સ્વભાવ એકરૂપે ટકે છે તેનો ભરોંસો કરવો તે મોક્ષદશા ઉત્પન્ન કરવાનું પ્રગટ કારણ છે, શરીર, વાણી, મન અને કર્મના નિમિત્તે જે ભાવ થાય, તેનો ભરોંસો કર્યે આત્મસ્વભાવ પ્રગટે નહિ. દેવ, ગુરુ, શાસ્ત્રે જે આત્મ સ્વભાવ કહ્યો છે તે સ્વભાવનો ભરોંસો-શ્રદ્ધા કરવાથી આત્મ સ્વભાવ પ્રગટે; આત્મ સ્વભાવની શ્રદ્ધા થાય તેની સાથે સાચા દેવ, ગુરુ, શાસ્ત્રની શ્રદ્ધા હોય છે, પણ આત્મ સ્વભાવની શ્રદ્ધા વિના માત્ર એકલી દેવ, ગુરુ, શાસ્ત્રની શ્રદ્ધાથી આત્મ સ્વભાવ પ્રગટે નહિ. દેવ, ગુરુ, શાસ્ત્રમાંથી કાંઈ મોક્ષદશા પ્રગટતી નથી પણ દેવ, ગુરુ, શાસ્ત્રે જે મોક્ષનો માર્ગ કહ્યો છે, તે માર્ગનો ભરોંસો અને તે પ્રમાણે આચરણ કરવાથી આત્મામાંથી મોક્ષ પર્યાય પ્રગટે છે, મોક્ષ પર્યાય પ્રગટવામાં દેવ, ગુરુ, શાસ્ત્રનું નિમિત્ત હોય છે. પણ દેવ, ગુરુ, શાસ્ત્ર તે મોક્ષ પર્યાય પ્રગટાવી દેતા નથી.

અંદર જે આકુળતા થઇ રહી છે તે દુઃખ છે તે આકુળતાનો નાશ કરવાનો ઉપાય, નથી શરીરમાં, નથી વાણીમાં, નથી પુણ્ય-પાપનાં પરિણામમાં, કે નથી દેવ, ગુરુ, શાસ્ત્રમાં, પણ અંદર જે નિર્વિકારી અનાકુળ સ્વભાવ ભર્યો પડયો છે તેનો ભરોંસો-શ્રદ્ધા કરવાથી

આકુળતા ટળે છે. વિકારી પર્યાય ટળીને નિર્મળ પર્યાય પ્રગટે, તે નિર્મળ પર્યાય ઉપર દૃષ્ટિ મુકવાથી પણ મોક્ષ પર્યાય નથી પ્રગટતી તે બધી નિર્મળ અવસ્થા, અવસ્થામાંથી નથી આવતી પણ અંદર જે ધ્રુવ સ્વભાવ ભર્યો પડયો છે તેમાંથી આવે છે, માટે હાલત ઉપર દૃષ્ટિ આપવાથી શુદ્ધ હાલત-અવસ્થા ન પ્રગટે પણ પૂર્ણ ઐશ્વર્ય-વાળું દ્રવ્ય છે તેના ઉપર દૃષ્ટિ આપવાથી શુદ્ધ હાલત પ્રગટે.

જ્ઞાનમાર્ગણાની વાત ચાલે છે. માર્ગણા એટલે ગોતવું કે હું મતિ-શ્રુતજ્ઞાની છું, અવધિજ્ઞાની છું, મનઃપર્યયજ્ઞાની છું કે કેવળ-જ્ઞાની છું તેમ શોધવું તે જ્ઞાનમાર્ગણા પણ જીવનું સ્વરૂપ નથી, આ યથાર્થ વસ્તુદૃષ્ટિની વાત છે. દૃષ્ટિનો વિષય શું છે તે વાત છે, દૃષ્ટિ તે જ્ઞાનના ભેદ સ્વીકારતી નથી પણ જ્ઞાનમાં તે ભેદ જણાય છે ખરા, છતાં દૃષ્ટિનો વિષય ભેદ નથી.

મોક્ષપર્યાય પ્રગટ કરવામાં વર્ણ ગંધ રસ અને સ્પર્શ તે આધાર નથી, પાંચ શરીર તે આધાર નથી, સંસ્થાન આધાર નથી, સંઘયણ આધાર નથી, આઠકર્મ તે આધાર નથી, પર્યાપ્તિ તે આધાર નથી, તત્ત્વની અપ્રાપ્તિરૂપ મોહ તે આધાર નથી, યોગનું કંપન તે આધાર નથી, ગતિ તે આધાર નથી, ઇંદ્રિય આધાર નથી, કષાય આધાર નથી, શુભરાગ પણ આધાર નથી, દેવ-ગુરુ-શાસ્ત્ર પણ આધાર નથી, પૂજા ભક્તિનો શુભ વિકલ્પ પણ ધર્મનો આધાર નથી, અરે ! જ્ઞાનના પાંચ ભેદ પણ ધર્મનો આધાર નથી, સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ રમણતાની નિર્મળ અવસ્થા પણ ધર્મનો આધાર નથી, દૃષ્ટિનો તે વિષય નથી. તે નિર્મળ અવસ્થા આવી ક્યાંથી ? શેમાંથી પ્રવહીને તે આવી ? જે એકરૂપ કાયમ ટકનારું પૂર્ણ સામર્થ્યવાળું દ્રવ્ય છે તેમાંથી તે આવે છે, પ્રવહે છે, બધી અવ-સ્થાના પૂર્ણ સામર્થ્યવાળો એવો જે 'હું' તેની શ્રદ્ધા કરવાથી ધર્મ પ્રગટે છે. સમ્યક્દર્શન તે પોતે પર્યાય છે તે પર્યાય ધર્મનો આધાર નથી, પણ તે દૃષ્ટિએ કરેલો આખા દ્રવ્યનો વિષય તે ધર્મનો આધાર

છે. આત્મામાં જે નિર્મળ અવસ્થા–શ્રદ્ધા જ્ઞાન અને ચારિત્રની પ્રગટે તે અવસ્થાની દૃષ્ટિ કરવાથી પણ નિર્મળ અવસ્થા નથી પ્રગટતી કારણ કે એક ક્ષણે એક જ અવસ્થા હોય, નિર્મળ અવસ્થા પણ નિર્મળતારૂપે ક્ષણે ક્ષણે પલટાયા કરે છે, દ્રવ્ય તો એકરૂપે ધ્રુવ સ્વભાવે છે, બધી અવસ્થાનું સામર્થ્ય દ્રવ્યમાં ભર્યું પડ્યું છે, માટે દ્રવ્ય ઉપર દૃષ્ટિ મુકતાં નિર્મળ પર્યાય ઉઘડે છે. જે પલટાયા કરે તેના ઉપર દૃષ્ટિ મુકવાથી નિર્મળ પર્યાય ન પ્રગટે, આવી રીતે પરિપૂર્ણ વસ્તુનો વિષય કરવાથી–તે વિષયના જોરથી, પ્રથમ મોક્ષમાર્ગ અને છેલ્લું કેવળજ્ઞાન બન્ને પ્રગટે છે. ધર્મની શરૂઆતમાં પણ દૃષ્ટિનો વિષય છે અને છેલ્લામાં કેવળજ્ઞાનને લાવનાર પણ તે છે.

શ્રદ્ધાનો વિષય કાયમ રહે છે પરંતુ શ્રદ્ધાની અને રમણતાની પર્યાય ફરી જાય છે તે શ્રદ્ધા, રમણતાની જાત ભલે એક હોય પણ તે બીજે ક્ષણે બદલાઈ જાય છે. જે બદલે છે એટલે કે જેનો ઉત્પાદ-વ્યય થાય છે, તે ઉત્પાદનો આધાર પર્યાય નથી. પર્યાયનો આધાર પર્યાય ન હોય પણ વસ્તુ પર્યાયનો આધાર હોય. જે ક્ષણે ક્ષણે બદલી જાય છે તેમાં તાકાત નથી કે તે પૂર્ણ પર્યાયને પ્રગટ કરે, સાધક અવસ્થાની ઉણી–અધૂરી પર્યાયમાંથી પૂરી પર્યાય ન પ્રગટે પરંતુ તે તો વસ્તુમાંથી પ્રગટે છે. હું એક શુદ્ધ જ્ઞાયક છું એવી દૃષ્ટિના જોરમાં પૂરી પર્યાય પ્રગટે છે.

વિકારી અવસ્થાનો નાશ કરી પૂરી નિર્વિકારી અવસ્થા પ્રગટ કરવી હોય તો તેનું કારણ ગોત! પૂરી અવસ્થા પ્રગટ થાય તેનું કારણ કોણ? શરીરાદિ તેનું કારણ થાય? પુણ્ય–પાપના ભાવ તેનું કારણ થાય? કે ઉણી જ્ઞાન–દર્શન–ચારિત્રની અવસ્થા તેનું કારણ થાય? વિચાર તો ખરો! ઉણી અવસ્થા તે પૂરી અવસ્થાને પ્રગટવાનું કારણ ત્રણકાળમાં થાય નહિ, અવસ્થામાંથી અવસ્થા ત્રણકાળમાં પ્રગટે નહિ પરંતુ અંદર જે પૂર્ણ સ્વભાવ ભર્યો છે તેના ઉપર દૃષ્ટિનું જોર આપવાથી પૂરી પર્યાય પ્રગટે. સમ્યક્દર્શન–જ્ઞાન ચારિત્રની ઉણી

અવસ્થા છે તે કેવળજ્ઞાનની પૂરી અવસ્થા કરતાં અનંતમે ભાગે છે. તે અનંતમાં ભાગની અવસ્થામાં તાકાત નથી કે અનંતગુણી અવસ્થા પ્રગટ કરી શકે. મોક્ષમાર્ગની અવસ્થા અનંતમે ભાગે છે અને કેવળજ્ઞાનની પૂરી અવસ્થા તેનાથી અનંતગુણી છે, અનંતમા ભાગની અવસ્થામાંથી અનંતગુણી અવસ્થા ન પ્રગટે. પૂરી અવસ્થા પ્રગટ થાય ત્યારે શરીરાદિ તો ન રહે વિકાર તો ન રહે અરે! ઊણી અવસ્થા પણ ન રહે પરંતુ પુરી અવસ્થા રહે તેનું નામ મોક્ષ. ઊણી અવસ્થા બદલે ત્યારે પૂરી અવસ્થા ઉપજે છે માટે ઊણી અવસ્થા તે પૂરી અવસ્થાનું કારણ નથી પરંતુ પૂરી અવસ્થા પ્રગટ થવા પહેલાં ઊણી અવસ્થા વચ્ચે આવે છે ઊણી અવસ્થા આવ્યા પહેલાં પૂરી અવસ્થા પ્રગટે નહિ તેટલો ઊણી અવસ્થાને પૂરી અવસ્થા સાથે સંબંધ છે પણ ઊણી પર્યાય તે પૂરી પર્યાયને સાધી દેતી નથી, પણ વચ્ચે આવે છે તેથી તે ઊણી પર્યાયને પૂર્ણતાની સાધક પર્યાય કહેવાય છે, તે વ્યવહાર છે. પરંતુ વાસ્તવિક રીતે તો અંદરમાં જે પરિપૂર્ણ સ્વભાવ ભર્યો છે તેના ઉપર દૃષ્ટિનું જોર આપવાથી પૂરી પર્યાય પ્રગટે છે.

જે પ્રગટે છે તે પર્યાય પ્રગટે છે વસ્તુ પ્રગટતી નથી વસ્તુ તો અનાદિઅનંત પ્રગટ જ છે. તેને કોઇ પ્રગટાવવા માગતું નથી પણ પર્યાયને પ્રગટાવવા માગે છે. વિકાર જોઇતો નથી એમ લોકો કહે છે એનો અર્થ એમ થાય છે કે નિર્વિકારી અવસ્થા જોઇએ છીએ. વસ્તુ તો અનાદિઅનંત પ્રગટ છે, જે હોય તે જાય નહિ અને ન હોય તે નવું થાય નહિ. જે વસ્તુ ન હોય તે થાય નહિ અને જે વસ્તુ હોય તે જાય નહિ, રૂપાંતર થાય, પર્યાય બદલાય પણ વસ્તુ જાય નહિ અને વસ્તુ નવી થાય નહિ.

જે અવસ્થા પ્રગટે છે તે વસ્તુમાંથી પ્રગટે છે. કારણ કે હાલતમાંથી હાલત ન પ્રગટે, ચોથી ભૂમિકાની દશામાં તેરમી ભૂમિકાની દશા પ્રગટાવવાની તાકાત નથી, સમ્યક્‌શ્રદ્ધાની પર્યાયમાં તેરમાં ગુણસ્થાનની દશા પ્રગટાવવાની તાકાત નથી, પણ સમ્યક્‌શ્રદ્ધાની પર્યાયે કરેલા

વિષયમાં તે તાકાત છે, સમ્યક્‌શ્રદ્ધા તે તો પર્યાય છે, સમ્યક્‌શ્રદ્ધાએ ભરોંસો કોનો કર્યો છે? જે અખંડ વસ્તુ છે એનો કર્યો છે, માટે અખંડ વસ્તુ તે સમ્યક્‌શ્રદ્ધાનો વિષય છે તે વસ્તુના વિષયમાં તેરમી ભૂમિકાની પર્યાય પ્રગટાવવાની તાકાત છે, કારણ કે વસ્તુમાંથી પર્યાય પ્રગટે છે, માટે વસ્તુનો વિષય કરવાથી તેમાંથી પર્યાય પ્રગટી જાય છે, પર્યાયમાંથી પર્યાય ન પ્રગટે પણ વસ્તુમાંથી પર્યાય પ્રગટે છે, સમ્યક્‌-શ્રદ્ધા તે દ્રવ્ય નથી, ગુણ નથી, પણ પર્યાય છે, દ્રવ્ય તો અનંત-ગુણનો પિંડ છે, માટે સમ્યક્‌શ્રદ્ધા તે દ્રવ્ય નથી સમ્યક્‌શ્રદ્ધા તે ગુણ નથી, કારણ કે શ્રદ્ધા ગુણ તો અનાદિ અનંત છે અને તે ગુણની સમ્યક્‌શ્રદ્ધા અને મિથ્યાશ્રદ્ધા બે અવસ્થા છે માટે સમ્યગ્દર્શન તે પર્યાય છે, અને પર્યાય છે તે વ્યવહાર છે, ઊંધી માન્યતાનો નાશ થવાથી સમ્યક્‌દર્શન પ્રગટતું નથી, કારણ કે નાશમાંથી ઉત્પાદ ન આવે, નાશ તે ઉત્પાદનું કારણ કહેવું તે વ્યવહાર છે, પણ ખરી રીતે તો અસ્તિ સ્વભાવ જે ભર્યો પડયો છે તેમાંથી સમ્યક્‌દર્શન પ્રગટે છે. સામાન્ય એકરૂપ સ્વભાવ ઉપર દૃષ્ટિ આપવાથી સમ્યક્‌દર્શન પ્રગટે છે.

ચોથે ગુણસ્થાને સમ્યક્‌દર્શન, પાંચમે શ્રાવકપણું અને છઠ્ઠે-સાતમે મુનિપણું થાય તે પણ ગુણ નથી, પર્યાય છે, સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, અને સમ્યક્‌ચારિત્ર તે ગુણ નથી પણ અવસ્થા છે, કારણ કે તે પ્રગટે છે, માટે તે પર્યાય છે, પર્યાય તે પર્યાયનું કારણ ન થાય, નાશ તે ઉત્પાદનું કારણ ન થાય, ચોથું ગુણસ્થાન બદલીને પાંચમું ગુણસ્થાન આવે છે માટે ચોથું ગુણસ્થાન પાંચમાં ગુણસ્થાનનું કારણ નથી કારણ કે નાશ થાય તે ઉત્પત્તિનુ કારણ ન હોય, નાશ તે ઉત્પત્તિનું કારણ વ્યવહારે કહેવાય, પરંતુ નાશ તે ઉત્પત્તિનું કારણ ત્રણકાળમાં ન હોય, પણ ઉત્પાદનું મૂળ કારણ તો સામાન્ય સ્વભાવ છે, કેવળ-જ્ઞાનનું મૂળ કારણ પણ સામાન્યરૂપ વસ્તુ છે, સમ્યક્‌દર્શનની પર્યાયના જોરે પણ કેવળજ્ઞાન ન પ્રગટે પણ સામાન્યરૂપ વસ્તુના વિષયના

જોરથી કેવળજ્ઞાન પ્રગટે છે, સમ્યક્દર્શનની પર્યાય પણ હું એક આખો પૂર્ણ વર્તમાનમાં પદાર્થ છું તેનો વિષય કરવાથી પ્રગટે છે.

સમ્યગ્દર્શનનો વિષય સમ્યગ્દર્શનની પર્યાય પણ નથી પરંતુ સમ્યગ્દર્શનનો વિષય અખંડ દ્રવ્ય છે, સમ્યગ્દર્શનનો આશ્રય તે ભૂતાર્થ છે. દેવ, ગુરુ, શાસ્ત્ર તો સમ્યગ્દર્શનનો આશ્રય નથી પણ સમ્યગ્દર્શન, જ્ઞાન વગેરેની નિર્મળ પર્યાય તે પણ સમ્યગ્દર્શનનો આશ્રય નથી નિર્મળ પર્યાય ઉપર પણ લક્ષ આપતાં રાગ આવે છે અને અખંડ દ્રવ્ય ઉપર લક્ષ આપતા રાગ તૂટે છે માટે સમ્યગ્દર્શનનો આશ્રય તે અખંડ દ્રવ્ય છે, એક ગુણનું લક્ષ કરવું તે પણ સમ્યગ્દર્શનનો વિષય નથી, પણ અનંતગુણના પિંડરૂપ વસ્તુ તે સમ્યગ્દર્શનનો વિષય છે.

જુઓ ક્ષાયિક પર્યાયમાં પણ શું છે? ક્ષાયિક પર્યાય પ્રગટ્યા પછી ક્ષાયિક પર્યાય ઉપર લક્ષ આપવાનું રહેતું નથી ને ક્ષાયિક પર્યાય પ્રગટ્યા પહેલા લક્ષ આપવું ક્યાં? જેની હયાતિ પ્રગટ નથી તેના ઉપર લક્ષ શું આપવું? માટે લક્ષ આપવાનું દ્રવ્ય ઉપર જ રહ્યું. અભેદ સ્વભાવની અપેક્ષાએ ભેદ તે અભૂતાર્થ છે, અભૂતાર્થ એટલે પર્યાયના ભેદ તદ્દન નથી એમ નહિ, પર્યાય છે તો ખરી પણ તેના ઉપર લક્ષ આપતાં રાગ આવે છે, માટે તે ભેદ ઉપર લક્ષ આપવું તે હેય છે, આદરણીય તો એક સમ્યગ્દર્શનનો વિષય દ્રવ્ય છે તે જ છે.

દૃષ્ટિનો વિષય તે સામાન્ય છે, તે દૃષ્ટિ પ્રગટ અપ્રગટના ભેદને સ્વીકારતી નથી, તે દૃષ્ટિના વિષયમાં વસ્તુ પ્રગટ જ છે, પર્યાય દૃષ્ટિના વિષયમાં વસ્તુની પર્યાય પ્રગટ છે કે અપ્રગટ છે તેવા ભેદ આવે છે પરંતુ વસ્તુ દૃષ્ટિનો વિષય તો પારિણામિકભાવ છે અપેક્ષીત પર્યાય તે પર્યાયાર્થિકનયનો વિષય છે.

વસ્તુ દૃષ્ટિ તે પર્યાયના ભેદને સ્વીકારતી નથી, તેથી મતિ, શ્રુત, કેવળજ્ઞાન આદિની પર્યાય નથી એમ નથી તે પર્યાય છે અને

જ્ઞાન તેને જાણે પણ છે, જ્ઞાન, દૃષ્ટિના વિષયને જાણે છે અને જ્ઞાન પર્યાયને પણ જાણે છે તે પ્રમાણજ્ઞાન છે, દ્રવ્ય પોતે વર્તમાનમાં જ પરિપૂર્ણ છે, તેવો વ્યક્ત અવ્યક્તના ભેદ વગરનો દ્રવ્યનો પરિપૂર્ણ અભેદ વિષય ન કરે તો શ્રદ્ધા ખોટી, અને પર્યાય જે પ્રગટે છે તેમજ અપ્રગટ છે તેને ન જાણે તો જ્ઞાન ખોટું. જે જ્ઞાન શ્રદ્ધાના અખંડ વિષયને જાણે છે તે જ્ઞાન અધૂરી પર્યાયને પણ જાણે છે, તેથી પુરુષાર્થ ચાલુ રહે છે, જ્ઞાન પૂર્ણ અને અપૂર્ણ બન્નેને જાણે છે. જાણવાના વિષયમાં બધુંય છે, પણ આદરણીયમાં એક છે.

મતિ, શ્રુતજ્ઞાનની પર્યાય કે કેવળપર્યાય તે બધી પર્યાય, દૃષ્ટિના વિષયમાં આદરણીય નથી પણ જ્ઞાન તેને જાણે છે. મતિ-શ્રુત-જ્ઞાનની ખંડરૂપ પર્યાયને પોતા તરફ વાળ્યા વગર તત્ત્વને સમજી શકાય નહિ. વસ્તુ સમજવામાં તે વચ્ચે આવે ખરી, પરંતુ વસ્તુ-દૃષ્ટિનો તે વિષય નથી. મતિ-શ્રુતજ્ઞાનની ઊણી પર્યાય છે ખરી, ઊણી પર્યાય તદ્દન છે જ નહિ એમ નથી પરંતુ તેના ઉપર લક્ષ મૂકતાં રાગ આવે છે. મતિ શ્રુત અવધિ આદિ ઊણી-અધૂરી પર્યાય ઉપર દૃષ્ટિ આપવાથી, તે અધૂરી પર્યાયને શોધવાનો વિકલ્પ ઉઠાડ-વાથી મોક્ષ ન પ્રગટે; મોક્ષમાર્ગ પણ વ્યવહાર છે માટે મોક્ષમાર્ગ પણ મોક્ષનું કારણ પરમાર્થે નથી, મોક્ષનું કારણ તો દૃષ્ટિનો વિષય દ્રવ્ય છે તે જ છે.

મતિ-શ્રુત-અવધિ-મનઃપર્યવ અને કેવળ તે બધી પર્યાય છે તેના ઉપર દૃષ્ટિ આપવાથી કેવળજ્ઞાન ન પ્રગટે પણ અખંડ પિંડ વસ્તુ ઉપર દૃષ્ટિ મૂકવાથી કેવળ પ્રગટે કેવળજ્ઞાન પણ એક પર્યાય છે અને સામાન્ય અખંડ પિંડરૂપ વસ્તુ તો ત્રણેકાળની પર્યાયનો પિંડ છે માટે કેવળજ્ઞાન તે પણ એક અવસ્થા છે તેથી તે વ્યવહાર છે. સિદ્ધમાં પણ સમયે-સમયે પર્યાય થયા કરે છે, અને પર્યાય છે તે વ્યવહાર છે તે રીતે સિદ્ધમાં વ્યવહાર છે. તે સિદ્ધની પર્યાય પણ સાધક જીવોને અખંડ વસ્તુ ઉપર લક્ષ આપવાથી પ્રગટે છે પણ પર્યાય ઉપર લક્ષ આપવાથી પ્રગટતી નથી

સમ્યગ્દર્શન પોતે પર્યાય છે કારણ કે દર્શનગુણ તો એકરૂપ અનાદિઅનંત છે તેની સમ્યક્ અને મિથ્યાત્વ બે પર્યાય થાય છે. સ્થિરતા પ્રગટે તે પણ એક પર્યાય છે કારણ કે ચારિત્રગુણ તો અનાદિ અનંત એકરૂપ છે તેની સ્થિર અને અસ્થિર બે પર્યાય થાય છે માટે સામાન્ય સ્વભાવમાંથી નિર્મળ પર્યાય પ્રગટે છે, અનંતગુણના પિંડ-રૂપ અભેદ વસ્તુ ઉપર દૃષ્ટિ મૂકતાં નિર્મળ પર્યાય પ્રગટે છે. પણ પર્યાયમાંથી પર્યાય પ્રગટતી નથી.

જ્ઞાયકસ્વભાવની સામર્થ્યતા અને ઐશ્વર્યતા એક સમયમાં પૂરી ભરી છે તે સામર્થ્યતા ઉપર દૃષ્ટિનું જોર દેવાથી ચોથું-પાંચમું-છઠ્ઠું ગુણસ્થાન વગેરે તથા કેવળજ્ઞાન પ્રગટે છે. માર્ગ તો આજ છે. આજ સમજે, કાલે સમજે, આ ભવે સમજે, બીજે ભવે સમજે કે પાંચ પચીસ ભવે સમજે પણ માર્ગ બીજો નથી. 'એક હોય ત્રણ-કાળમાં પરમાર્થનો પંથ' પરમાર્થનો પંથ ત્રણેકાળે એક જ હોય-બે ન હોય.

મતિ, શ્રુત ને વિભંગ તે ત્રણ અજ્ઞાન અને પાંચ જ્ઞાન તે આઠ પ્રકારની જ્ઞાનમાર્ગણા છે તે માર્ગણામાં આત્માને શોધવાનો પ્રકાર તે બધોય જીવને નથી. હું કઈ અવસ્થાએ છું એમ મતિ-શ્રુત વગેરે અવસ્થા ગોતવાની વૃત્તિ ઉઠે તે મોક્ષનું કારણ નથી, કારણ કે તેમાં કર્મના આશ્રયની અપેક્ષા આવે છે આત્મા તો નિરપેક્ષ છે. દ્રવ્યથી ગુણથી અને પર્યાયથી ત્રણે રીતે નિરપેક્ષ છે.

દ્રવ્ય પોતે નિરપેક્ષ છે, તો તેની પર્યાય પણ નિરપેક્ષ હોવી જોઈએ, ત્રિકાળી શુદ્ધ દ્રવ્ય સામાન્ય છે તે સામાન્યનું વિશેષ પણ હોવું જોઈએ, ત્રિકાળી દ્રવ્યનું વિશેષ તે દ્રવ્યનું વર્તમાન છે, અને વર્તમાન છે તે પર્યાય છે. એ રીતે સામાન્ય વિશેષ થઈને આખું દ્રવ્ય છે, દ્રવ્ય અનાદિઅનંત છે, તેમ દ્રવ્યનું વર્તમાન પણ અનાદિ અનંત એકરૂપ દ્રવ્યાકારે છે દ્રવ્ય વર્તમાન વગર હોય નહિ, અને દ્રવ્યનું વર્તમાન અધૂરું હોય નહિ. જો પર્યાય અધૂરી હોય તો

વસ્તુની પૂર્ણતા થતી નથી, માટે દ્રવ્ય પૂરું છે, તેમ તેની પર્યાય પણ પૂરી છે, એ રીતે દ્રવ્યમાં નિરપેક્ષ પર્યાય અનાદિઅનંત છે, જો નિરપેક્ષ પર્યાય ન માનો તો વસ્તુ પરિપૂર્ણ સિદ્ધ થતી નથી, અને અપેક્ષિત પર્યાય ન માનો તો સંસાર મોક્ષ સિદ્ધ થતાં નથી, રાગ-દ્વેષાદિ વિકારી પર્યાય થાય છે તે અપેક્ષિત છે, અને કેવળજ્ઞાન વગેરે નિર્મળ પર્યાયનો જે ઉત્પાદ થાય છે તે પણ અપેક્ષિત છે, માટે દ્રવ્યમાં નિરપેક્ષ પર્યાય અનાદિઅનંત છે, દ્રવ્ય, ગુણ અને કારણ પર્યાય ત્રણે નિર્મળપણે અનાદિ અનંત એકરૂપ છે. અહીં દૃષ્ટિનો વિષય છે, દૃષ્ટિ તે આખા નિરપેક્ષ દ્રવ્યને લક્ષમાં લે છે.

અખંડ દ્રવ્ય ઉપર દૃષ્ટિનું જોર આપતાં અવસ્થા ઉઘડે છે, ખરેખર દૃષ્ટિથી જુઓ તો એક અવસ્થા પ્રગટ થવાનું કારણ બીજી અવસ્થા નથી પરંતુ અવસ્થા પ્રગટવાનું ખરું સાધન તો અખંડ દ્રવ્ય છે, હાલત ઉપર દૃષ્ટિ કરવી તે સાધન નથી આત્મા ઉપર દૃષ્ટિ કરવી તે સાધન છે—કારણ છે.

આ બધું કહીને એમ કહેવું છે કે પહેલામાં પહેલું કરવા જેવું શું છે તે એ કે વિકારી અવસ્થાનો ભરોંસો રાખીશ નહિ એટલે કે તેને પોતાની માનીશ નહિ, તેમ નિર્મળ પર્યાય જેટલો જ હું છું તેમ પણ ભરોંસો રાખીશ નહિ-માનીશ નહિ પરંતુ અખંડ દ્રવ્યનો ભરોંસો રાખજે. જેણે કેવળજ્ઞાન પ્રગટ કર્યું છે તેણે અખંડ દ્રવ્ય ઉપર મીટ માંડીને પ્રગટ કર્યું છે.

જ્ઞાનગુણ તો ત્રિકાળ એકરૂપ છે, અને અવસ્થા એક સમયે એક હોય, બીજે સમયે બીજી થાય, ત્રીજે સમયે ત્રીજી થાય, એમ ક્રમે ક્રમે અનંત અવસ્થા થાય તે બધી અવસ્થા એક અવસ્થામાં હોતી નથી પણ કાયમી ગુણમાં તે બધી અવસ્થા છે, તેથી કાયમી ટકતા દ્રવ્ય ઉપર લક્ષ આપવાથી પૂરું સ્વરૂપ ઉઘડે છે. પૂરાની શ્રદ્ધા વગર પૂર્ણ પર્યાય પ્રગટે નહિ,

માણસો કહે છે કે આ તો આખો દિવસ આત્મા આત્મા ને

આત્માની જ વાત માંડે છે. પણ તેમ કહેનારને કહીએ છીએ કે તમે આખો દિવસ શું માંડો છો ? ખાવું, પીવું, વેપાર ને વકીલાત, તે જ આખો દિવસ કર્યા કરો છો ને ? એમાં પચાશ પચાશ વરસ ગાળે તો પણ કંટાળો નહિ, જેની શરૂઆતમાં દુઃખ, જેની મધ્યમાં દુઃખ, જેના છેડામાં દુઃખ, છતાં પણ ત્યાં પ્રીતિ, પરંતુ કંટાળો નહિ. આ આત્માની વાત કોઈ વાર પ્રીતિથી સાંભળી નથી, આ વાત એક વાર પણ જો પ્રીતિથી સાંભળે તો તે મુક્તિનું ભાજન છે તેમ પદ્મનંદીઆચાર્યદેવે કહ્યું છે.

જે જીવે પ્રસન્ન ચિત્તથી આ ચૈતન્ય સ્વરૂપ આત્માની વાત પણ સાંભળી છે તે ભવ્ય પુરુષ ભવિષ્યમાં થનારી મુક્તિનું અવશ્ય ભાજન થાય છે.

એકવાર પણ આ તત્ત્વની વાત અંતરની પ્રીતિથી અને રુચિથી જો સાંભળે તો તેની મુક્તિ થયા વગર રહે જ નહિ. સત્‌ના શ્રવણની ભાવનાના જોરમાં સત્‌ના જ નિમિત્ત હાજર હોય છે પદ્મ-નંદીઆચાર્યદેવે તત્ત્વની વાત સાંભળી નથી તેમ કહ્યું છે પણ વાંચી નથી તેમ કહ્યું નથી, સત્સમાગમ વગર જાતે વાંચે તો શું સમજે ? માટે સત્સમાગમ વડે પ્રથમ સત્ સ્વરૂપની વાત પ્રીતિથી સાંભળવી જોઈએ. જે જીવ પ્રસન્ન ચિત્તથી સાંભળે કે અહાહા ! ! મારા ગુણ, પરના આશ્રય વિનાના ! આવો હું નિરપેક્ષ આત્મા ! આવી વાત ! એમ પ્રસન્ન ચિત્તે સાંભળે તો ભવિષ્યમાં નજીક મોક્ષનો ભાજન છે. સાંભળનારની અમુક પાત્રતા તો હોય જ, અને તોજ આ વાતની અંતરમાં ઘડ બેસે, અમુક પાત્રતા હોય તોજ આ વાતની અંતરથી પ્રીતિ જાગે, બ્રહ્મચર્યનો રંગ, અમુક પ્રકારે કષાયની મંદતા, નીતિ ન્યાય વગેરે તે પ્રકારની પાત્રતા હોવી જ જોઈએ. એવી પાત્રતા ન હોય તો આ વાત સાંભળવાને પણ લાયક નથી.

આ અપૂર્વ વિષય છે, ભાઈ ! વર્તમાન થતી અવસ્થા છે તે પણ શરણ નથી પણ શરણ તો આત્મા અખંડ અનંતગુણથી ભર્યો

છે. તે જ છે "આ ચૈતન્યમાં કોતરી લેવા જેવી વાત છે" જેના હૃદયમાં તે 'કોતરાઈ જાય' તેને કેવળજ્ઞાન પ્રગટ્યા વિના રહે નહિ કેવળજ્ઞાન તે પણ ગુણ નથી પર્યાય છે કારણ તે સાદિ અનંત અવસ્થા છે અને ગુણ તો અનાદિ અનંત એકરૂપ હોય છે માટે સમળ નિર્મળ પર્યાય ઉપર લક્ષ આપવાથી કેવળજ્ઞાન પર્યાય પ્રગટે નહિ પણ અખંડ દ્રવ્ય ઉપર લક્ષ આપવાથી જ કેવળજ્ઞાન પર્યાય પ્રગટે. આ સમ્યક્‌દર્શનનું ધ્યેય છે, આ સમ્યગ્દર્શનનો વિષય છે. આજે જ્ઞાન પંચમી છે. મોક્ષ કઈ રીતે થાય તેના ઉપાયની આજે છેલ્લામાં છેલ્લા હદની વાત આવી છે. જે જીવ પ્રસન્ન ચિત્તથી સાંભળે કે અહાહા! આવો મારો સ્વભાવ! આવું તત્ત્વનું સ્વરૂપ! તેમ અંતરની પ્રીતિથી સાંભળે તેનો મોક્ષ થયા વગર રહે નહિ.

સમ્યક્ મતિજ્ઞાન થાય, સમ્યક્ શ્રુતજ્ઞાન થાય, અવધિજ્ઞાન થાય, તે બધી અવસ્થા થાય ખરી. મતિ-શ્રુત વગેરે જ્ઞાનની અવસ્થા ન થાય તેમ વાત છે જ નહિ, પણ તે મતિ-શ્રુત વગેરે અવસ્થા ઉપર દૃષ્ટિ મૂકવાથી તે મતિ-શ્રુત કે કેવળ કોઇ અવસ્થા પ્રગટે નહિ, પણ આખી વસ્તુ પૂર્ણ ઐશ્વર્યતાવાળી ધ્રુવ નિશ્ચળ પડી છે તે પૂર્ણ ઐશ્વર્યતાની દૃષ્ટિના જોરે મતિ-શ્રુત અને પૂર્ણ કેવળજ્ઞાન અવસ્થા પ્રગટે છે તેમ વાત છે.

ઉના પાણીનું દૃષ્ટાંત:-જેમ કોઈ મનુષ્ય પાણી ઉનું ઠારવા બેઠો છે તે પાણીમાં સામાન્ય સ્વભાવ શીતળ આખો ભર્યો છે તે તેના ખ્યાલમાં છે તેથી તેના જોરે તે ઉનું પાણી ઠારવા બેઠો છે પણ થોડી થોડી ઉષ્ણતા ગઈ અને થોડું થોડું પાણી ઠર્યું તેવા લક્ષના જોરે તે પાણી ઠારવા બેઠો નથી પરંતુ પાણીમાં પૂરી શીતળતા ભરી છે તેવા લક્ષથી તે પાણીને ઠારે છે. શું, પાણી ઉનું થવામાં અગ્નિનું નિમિત્ત હતું તો તેના ઉપર ભરોંસો રાખીને પાણી ઠારે છે? અથવા તો થોડું થોડું પાણી ઠરતું જાય છે તેના ઉપર ભરોંસો રાખીને પાણીને ઠારે છે? કે પાણીમાં આખો શીતળ સ્વભાવ ભર્યો છે તે લક્ષના

જોરે તે પાણીને ઠારે છે? પાણીમાં અખંડ શીતળ સ્વભાવ ભર્યો છે તેના લક્ષના જોરે તે પાણીને ઠારે છે. પાણીમાં જે વર્તમાન શીતળ અવસ્થા છે તે વર્તમાન અવસ્થામાં આખો શીતળગુણ ભર્યો નથી તેમ વર્તમાન સમયની અવસ્થામાં ત્રિકાળી અવસ્થાનું સામર્થ્ય નથી, કાંઇક ઠંડી અવસ્થામાં પૂર્ણ ઠંડી નથી, તેવી ઉણી અવસ્થામાં આખી પૂરી શીતળ અવસ્થા નથી.

તેવી રીતે સમ્યગ્દૃષ્ટિનું લક્ષ અભેદપણે આત્માના સામાન્ય સ્વભાવ ઉપર છે, તે સામાન્યરૂપ વસ્તુની દૃષ્ટિના જોરે મતિ, શ્રુત વગેરે કેવળની પર્યાય પ્રગટે છે, પરંતુ અમુક અંશે નિર્મળ પર્યાય પ્રગટી, તે પર્યાય ઉપર લક્ષ મૂકવાથી પર્યાય પ્રગટતી નથી, પણ બધી અવસ્થાનું સામર્થ્ય દ્રવ્યમાં એક સમયમાં પૂરું ભર્યું છે, તેના ઉપર દૃષ્ટિના જોરે પૂર્ણતા પ્રગટે છે, તેના જોરે મોક્ષમાર્ગ પ્રગટે છે, તેના જોરે મુક્તિ પ્રગટે છે, પ્રગટે છે અવસ્થા, દ્રવ્ય નથી પ્રગટતું, દ્રવ્ય તો સદા પ્રગટ જ છે, પરંતુ અવસ્થા પ્રગટે છે તે શું કર્મના નિમિત્ત ઉપર દૃષ્ટિ મૂકવાથી પ્રગટે? અમુક અંશે નિર્મળ પર્યાય પ્રગટી છે તેના ઉપર દૃષ્ટિ મૂકવાથી પ્રગટે? કે અખંડ સ્વભાવ ભર્યો છે તેના ઉપર દૃષ્ટિ મૂકવાથી પ્રગટે? જેને નિર્મળ અવસ્થા પ્રગટ કરવી છે તેણે પૂર્ણ અખંડ સ્વભાવ ત્રિકાળી અનંત સામર્થ્યથી ભરપૂર છે તેના ઉપર દૃષ્ટિની મીટ માંડવાથી નિર્મળ અવસ્થા પ્રગટે છે. સમ્યક્‌શ્રદ્ધાનો આ વિષય છે. માટે અવસ્થામાંથી શોધવું ગોતવું મૂકી દે ને વસ્તુમાં દૃષ્ટિ મૂક. તોજ અવસ્થા પ્રગટશે. અવસ્થામાં ગોતવાથી રાગ આવે છે, અને રાગ છે તે વિકાર છે માટે જ્ઞાનમાર્ગણા પુદ્‌ગલના પરિણામ છે.

આચાર્યદેવે 'જેમના લક્ષણ છે' કહીને જ્ઞાનમાર્ગણા છે ખરી, જ્ઞાનની પાંચ પર્યાય છે ખરી, તેમ વ્યવહાર બતાવ્યો છે પરંતુ તે અખંડ આત્માનું સ્વરૂપ નથી તેમ કહી પરમાર્થ બતાવ્યો છે, એ રીતે બધાં ઓગણત્રીશ બોલમાં લઇ લેવું. જ્ઞાનમાર્ગણા

લક્ષ છે, અને ભેદ તેના લક્ષણ છે, તે બન્નેય આત્માને નથી કારણ કે અભેદ આત્માનું તે લક્ષ અને લક્ષણ નથી, માટે જ્ઞાનમાર્ગણા તે જીવને નથી.

હવે સંયમમાર્ગણા કહે છે, સંયમના સાત પ્રકાર છે, સામાયિક, છેદોપસ્થાનીય, પરિહારવિશુદ્ધ. સૂક્ષ્મસંપરાય, યથાખ્યાત, તે પાંચ સંયમ, સંયમાસંયમ, ને અસંયમ, એ રીતે સંયમના બોલમાં સાત પ્રકાર આવે છે.

અવિરતિભાવને અસંયમ કહેવાય છે, આત્માનું ભાન ન હોય, અને આસક્તિ છે તે હું છું, તે મારો ભાવ છે એવી માન્યતા મિથ્યાદૃષ્ટિને હોય છે, આસક્તિ તો બધી પડી જ છે, અને માન્યતા ઊંધી છે માટે તે મિથ્યાત્વનું અસંયમ. અને જેને આત્માનું ભાન છે તે આસક્તિના પરિણામ મારૂં સ્વરૂપ નથી, એમ માને છે, આસક્તિની રુચિ નથી, છતાં પણ આસક્તિના પરિણામ છૂટયા નથી તે ચોથી ભૂમિકાનું અસંયમ છે.

પાંચમે ગુણસ્થાને કંઇક અંશે આસક્તિનો ત્યાગ હોય છે, અને કંઇક અંશે આસક્તિ રહી જાય છે તેને સંયમાસંયમ કહેવાય છે.

સામાયિક ચારિત્ર તે છઠ્ઠે સાતમે ગુણસ્થાને ઝુલતા નગ્ન દિગંબર મુનિને હોય છે. તે સંત મુનિ જ્ઞાન દર્શન ચારિત્રની રમણતામાં રમતા હોય છે તે સામાયિક ચારિત્ર છે.

છેદોપસ્થાનીય ચારિત્ર એટલે નગ્ન દિગંબર મુનિ સ્વરૂપ રમણતામાં ઘણા જ લીન હોય છે પણ કોઇવાર કંઇક અલ્પવૃત્તિમાં મચક ખાઇ જાય તે ગુરુ પાસેથી છેદ એટલે પ્રાયશ્ચિત લે અને પોતે સ્થિર થાય તે છેદોપસ્થાપનીય ચારિત્ર છે.

જે સંત મુનિઓને સંયમની લબ્ધિ પ્રગટી હોય છે કે તે લબ્ધિને લઇને તે વનસ્પતિ ઉપર ચાલે, પાણી ઉપર ચાલે, તો પણ

તેના શરીરથી હિંસા ન થાય તે પરિહારવિશુદ્ધ ચારિત્ર છે, પરિહાર-વિશુદ્ધ ચારિત્રમાં આવી લબ્ધિ હોય છે.

દશમે ગુણસ્થાને વર્તતાં સંત મુનિને સૂક્ષ્મ સંપરાય ચારિત્ર હોય છે. ચારિત્રની વિશેષ વિશેષ નિર્મળ પર્યાય થઈ ગઈ હોય, લોભનો છેલ્લામાં છેલ્લો તદ્દન અલ્પ અંશ રહ્યો હોય, એવી વિશેષ ચારિત્રની દશાને સૂક્ષ્મ સંપરાય ચારિત્ર કહેવાય છે આ ચારિત્ર દશમા ગુણસ્થાને હોય છે.

જેવું ચારિત્રનું સ્વરૂપ છે, તેવું પૂરું પ્રગટી જાય તે યથાખ્યાત ચારિત્ર છે, આ ચારિત્રમાં કષાયનો સર્વથા અભાવ હોય છે. અગી-આરમે ગુણસ્થાને ઉપશમ યથાખ્યાત હોય છે, અને બારમે, તેરમે, અને ચૌદમે ક્ષાયિક યથાખ્યાત છે.

આત્મામાં કાયમ ચારિત્ર ગુણ ત્રિકાળ ભર્યો છે, તેમાંથી તે અવસ્થા પ્રગટે છે પરંતુ સંયમની અવસ્થાને ગોતવાથી કે તેના ઉપર દૃષ્ટિ મૂકવાથી રાગ રહે છે માટે સંયમના ભેદમાં સંયમને ગોતવાથી સંયમની અવસ્થા પ્રગટે નહિ. પણ હું આત્મા તો અભેદપણે વીત-રાગ સ્વરૂપ છું અનંતગુણનોપિંડ અભેદ આત્મા છે એવી અભેદ-દૃષ્ટિના જોરે વીતરાગી પર્યાય પ્રગટે છે. અસંયમનો ત્યાગ કરું તો સંયમ પ્રગટે તેવા વિકલ્પથી સંયમ પ્રગટે નહિ પણ મારો સ્વભાવ તો કાયમ સમસ્વરૂપ છે, વીતરાગ સ્વરૂપ છે એમ તેના ઉપર દૃષ્ટિ મૂકવાથી સંયમ પ્રગટે છે. ગુણગુણીનો ભેદ પણ વસ્તુદૃષ્ટિનો વિષય નથી વાસ્તવિક રીતે તો અનંતગુણના પિંડરૂપ વસ્તુ તે જ દૃષ્ટિનો વિષય છે.

હું પરિપૂર્ણ છું એવી આત્માની ઓળખાણ થાય કે તરત જ સંયમ થઈ ન જાય ચોથી ભૂમિકા હોય અને ગ્રહસ્થાશ્રમમાં રાજપાટ કરતો હોય ત્યારપછી પુરૂષાર્થ વધતાં પાંચમી ભુમિકા અને મુનિપણું આવે છે, પુરૂષાર્થ વધતાં રાગ ઘટાડતાં ઘટાડતાં સંયમમાં વધતાં

વધતાં આગળ આગળની પર્યાય પ્રગટતી જાય છે. હું અખંડ છું તેવી દૃષ્ટિના જોરથી રાગ ઘટતો જાય છે અને નિર્મળ ચારિત્રની અવસ્થા પ્રગટે છે.

આ દૃષ્ટિના વિષયની વાત ચાલે છે. સંયમના ભેદ તે આત્મામાં નથી, સંયમના ભેદમાં આત્માને ગોતવાથી રાગ આવે છે અને રાગ છે તે વિકાર છે અને વિકાર તે પોતાનો સ્વભાવ નથી માટે તે જડ છે તે અપેક્ષાએ સંયમ માર્ગણા પણ પુદ્ગલના પરિણામ છે. સંયમની પર્યાય થાય છે ચૈતન્યની અવસ્થામાં, કાંઈ જડમાં થતી નથી પણ તે ઓછી વધારે પર્યાયમાં પરની અપેક્ષા આવે છે, માટે તેને પુદ્ગલના પરિણામ કહ્યા છે. દૃષ્ટિ તે સંયમના ભેદને સ્વીકારતી નથી. દૃષ્ટિનો વિષય અભેદ છે જ્ઞાનનો સ્વભાવ સ્વપર પ્રકાશક છે તે ચૈતન્યના અભેદ સ્વરૂપને અને ચૈતન્યમાં થતાં સંયમના ભેદોને બરાબર જાણે છે પણ દૃષ્ટિ તે ભેદને સ્વીકારતી નથી અને તેમાં પરની અપેક્ષા આવે છે માટે તે સંયમ માર્ગણા પુદ્ગલના પરિણામ છે.

સંયમને પરનો આધાર નથી; શું સંયમ તે શરીરના આધારે છે? કર્મના આધારે છે? વિકારી પર્યાયને આધારે છે? કે સંયમ નિર્મળ પર્યાયના આધારે છે? કોઈના આધારે સંયમ નથી, પણ સંયમ એટલે અંતર સ્થિરતા ચારિત્રગુણ આખો ભર્યો છે અને ચારિત્રાદિ અનંતગુણનો પિંડ આત્મા છે તેના આધારે તે પ્રગટે છે. પાંચ મહાવ્રતના શુભ પરિણામને આધારે પણ સંયમ નથી, સંયમ પ્રગટે ત્યારે શુભ પરિણામ વચ્ચે આવે ખરા, પણ તેને આધારે સંયમ નથી, સંયમની સ્થિર પર્યાય જે પ્રગટે છે, તેના આધારે પણ સંયમ પ્રગટતો નથી પણ ત્રિકાળ સ્થિરતાનો બિંબ જે આત્મા છે, તેના ઉપર દૃષ્ટિના જોરે સ્થિરતા પ્રગટે છે; સંયમના પ્રકાર છે, તે ગુણ નથી, પણ પર્યાય છે કારણ કે તે ભેદ છે અને પ્રગટે છે, માટે ત્રિકાળી દ્રવ્ય જે પડ્યું છે

તેના ઉપર દૃષ્ટિના જોરે સંયમ પ્રગટે છે. માટે સંયમ માર્ગણા બધી આત્માને નથી.

ચંદ્ર તો પોતે સોળ કળાએ પૂર્ણ છે, તેમાં નિત્ય રાહુ આડો હોય છે, તે ખસતો જાય છે અને ચંદ્રની એક એક કળા ઉઘડતી જાય છે, ચંદ્રમામાં બીજ, ત્રીજ, ચોથની કળાના ભેદ પોતાથી નથી, ચંદ્રમા તો આખો છે પણ તેની આડો નિત્ય રાહુ છે તે ખસતો જાય છે, એટલે બીજ, ત્રીજ, ચોથની કળા ઉઘડવામાં પર નિમિત્તની અપેક્ષા આવી, પણ ચંદ્રમામાં બીજ ત્રીજ ચોથની કળાના ભેદ પોતાથી નથી, પણ પર નિમિત્તની અપેક્ષાથી છે બસ, એ રીતે જ્ઞાનસ્વરૂપ આત્મા આખો ચંદ્રમા સમાન છે, તેમાં પાંચમા છઠ્ઠા સાતમાં ગુણસ્થાનના ભેદની કળાઓ છે તે અખંડ આત્માની અપેક્ષાએ નથી, પણ કર્મરૂપ રાહુ આડો છે તે પુરુષાર્થ વડે ખસતો જાય છે, એટલે તે સંયમની કળાના ભેદ પડે છે, પણ અભેદ આત્માની અપેક્ષાએ તે ભેદ પડતા નથી, પાંચમાં છઠ્ઠા ને સાતમાં ગુણસ્થાનના સંયમની જે કળા પ્રગટે, તે કળા ઉપર દૃષ્ટિ નહિ રાખતાં આખા દ્રવ્ય ઉપર દૃષ્ટિ રાખવી તે જ કળા ઉઘડવાનું કારણ છે, માટે સંયમના ભેદમાં આત્માને ગોતવો તે વિકલ્પનું કારણ છે તેથી મને સામાયિક ચારિત્ર છે, છેદોપસ્થાપનીય ચારિત્ર છે, પરિહારવિશુદ્ધ કે સૂક્ષ્મ સંપરાય ચારિત્ર છે તેમ સંયમના ભેદમાં ગોતવાથી સંયમ પર્યાય પ્રગટે નહિ પણ આખા દ્રવ્યમાં દૃષ્ટિ મૂકવાથી સંયમ પર્યાય પ્રગટે છે, માટે દૃષ્ટિના વિષયની અપેક્ષાએ સંયમ માર્ગણા બધીયે આત્માને નથી. આચાર્યદેવે સંયમ માર્ગણા છે તેમ કહીને સર્વજ્ઞ ભગવાનનો કહેલો જૈનદર્શનનો વ્યવહાર ઉભો રાખ્યો છે, પરંતુ અખંડ આત્માનું તે સ્વરૂપ નથી તેમ કહીને પરમાર્થ બતાવ્યો છે. જ્ઞાનના ભેદ અને સંયમના ભેદ ઉપર લક્ષ કરવું તે આત્માની એકતાને તોડનાર છે, માટે ભેદ ઉપર લક્ષની એકતા તે પુદ્ગલ તરફ જાય છે, માટે પુદ્ગલમય છે.

૨૦૦૦, કારતક સુદ ૬ બુધ

આ ઓગણત્રીશ બોલના જે ભેદ છે તે અભેદસ્વરૂપ આત્મામાં નથી, આત્મા સામાન્ય સ્વરૂપે એકરૂપ છે તેમાં જેટલા ભેદ દેખાય તેટલો આત્માનો સ્વભાવ નથી તેવી શ્રદ્ધા કરવી તે પૂર્ણદશા પ્રગટાવવાનો ઉપાય છે.

ગતિમાર્ગણાના બોલથી ફરીને વાત લેવાય છે, પહેલાં ચાર ગતિ કહી હતી હવે પાંચમી ગતિ ભેળવીએ છીએ આત્માને નરકગતિ, તિર્યંચગતિ, મનુષ્યગતિ, દેવગતિ અને સિદ્ધગતિ એ પાંચ પ્રકારમાંથી શોધવો તે રાગમિશ્રિત વિચાર છે, અરાગીની, અભેદની, શ્રદ્ધા વિના રાગ ટળતો નથી, સિદ્ધગતિ તે પણ એક પર્યાય છે તે પર્યાયમાં આત્માને ગોતવાથી સિદ્ધ પર્યાય પ્રગટે નહિ, પણ પરિપૂર્ણ અભેદ આત્મા ઉપર દૃષ્ટિ મૂકવાથી સિદ્ધ પર્યાય પ્રગટે.

દારૂ માંસ ખાય તે નરકે જાય, ઓછું દેવું અને વધારે લેવું, એવા કૂડ કપટના પરિણામ કરે તે તિર્યંચગતિમાં જાય, જેનાં સરળ અને ભદ્રિક મધ્યમ પરિણામ હોય તે મરીને મનુષ્ય થાય, દયા દાન વગેરેના શુભ પરિણામ મુખ્ય હોય તે જીવ મરીને દેવગતિમાં જાય, અને આત્માની પૂર્ણ નિર્મળદશા પ્રગટાવે તે સિદ્ધગતિને પામે.

પાંચ ગતિના પ્રકારથી આત્માને પાંચ ગતિવાળો માનવો તે સાચી દૃષ્ટિ નથી, આત્માનું ખરૂં સ્વરૂપ નથી. સંસાર અવસ્થા અનાદિસાંત છે ને સિદ્ધદશા પ્રગટ થાય તે સાદિઅનંત છે. અને આત્મા વસ્તુ તે તો અનાદિઅનંત છે. અનાદિઅનંત વસ્તુસ્વભાવ ઉપર દૃષ્ટિ તે સાચી દૃષ્ટિ છે તે આત્માનું મૂળ સ્વરૂપ છે, અવસ્થાના ભાગલા પાડવા તે આત્માનું ખરૂં સ્વરૂપ નથી, અખંડ સ્વરૂપ નથી. આત્મા અનાદિઅનંત વસ્તુ છે તેના ઉપર દૃષ્ટિ મૂકવાથી પૂર્ણ મુક્તદશા પ્રગટે છે.

એક આત્માને પાંચ પ્રકારે શોધવો ને ગોતવો તે રાગમિશ્રિત-

કષાયમિશ્રિત ભાવ છે. તે રાગમાં રોકાવાથી રાગભાવ ટળતો નથી પણ પૂર્ણ ઐશ્વર્યથી ભરપૂર આત્મા ઉપર દૃષ્ટિ મૂકવાથી રાગ તૂટે છે.

આત્મા અનાદિઅનંત એકરૂપ–અભેદરૂપ વસ્તુ છે તે આત્માનો પાંચ ગતિવડે પાંચ પ્રકારે વિચાર કરવો તેવા ભેદ ખરેખર એકસ્વરૂપ આત્મામાં નથી, પાંચ પ્રકારે વિચાર કરતાં રાગ મિશ્રિત વિચાર છૂટતો નથી. નિર્વિકારી મોક્ષ પર્યાય ઉપર લક્ષ જાય તો પણ રાગ-મિશ્રિત વિચારના ભેદ પડે છે માટે અનાદિઅનંત એકરૂપ પારિણામિકભાવે વર્તમાન સમયમાં આત્મા છે તેના ઉપર દૃષ્ટિ મૂકવાથી વીતરાગદશા પ્રગટે છે. આત્મામાં સિદ્ધપર્યાય તથા ચારે પ્રકારની ગતિની પર્યાય થાય છે ખરી, પરંતુ તે અવસ્થા ઉપર લક્ષ જવાથી રાગ મિશ્રિત ભેદ પડે છે અને રાગ તે આત્માનું સ્વરૂપ નથી માટે ગતિ માર્ગણા બધી આત્માને નથી.

આત્મા સર્વથી ઘણો કાળ નિગોદમાં એટલે બટાટા સકરકંદમાં રહે છે, એનાથી થોડો કાળ દેવમાં, એનાથી થોડો કાળ નરકમાં, એનાથી થોડો કાળ મનુષ્યમાં અને સૌથી વધારે અનંતકાળ સિદ્ધ ગતિમાં રહે છે. જીવે અત્યારસુધી સર્વથી ઓછા ભવ મનુષ્યના કર્યા, મનુષ્યના ભવ કર્યા અનંતા પણ સૌથી થોડા અનંતા. તેથી અસંખ્યગુણો કાળ નરકમાં ગયો, તેથી અસંખ્યગુણો કાળ દેવમાં ગયો અને તેથી અનંતગુણો કાળ નિગોદતિર્યંચમાં ગયો અને સૌથી અનંતગુણો વધારે કાળ સિદ્ધમાં છે. સૌથી અનંતગુણો ઓછો કાળ મનુષ્યમાં છે.

પાંચ પ્રકારની ગતિના વિચારમાં રોકાવું તે કષાય મિશ્રિત વિચાર છે માટે પાંચ પ્રકાર રહિત આત્માની શ્રદ્ધા કરવી તે સમ્યગ્દર્શન છે જેમ સોનામાં જુદા જુદા દાગીનાના ભેદ પડે છે તે ભેદનું વજન જરી મોળું પાડી, ઢીલું પાડી એક સોનાના અભેદ લઠ્ઠ ઉપર નજર કરવાથી એક અભેદ શુદ્ધ સોનું જ દેખાય છે અને ભેદ ઉપર નજર

કરવાથી દાગીનાના જુદા જુદા ભેદ દેખાય છે તેમ આત્માને નરકગતિ, ઢોરગતિ, મનુષ્યગતિ, દેવગતિ અને પાંચમી પરમાત્મ ગતિ-મોક્ષગતિ તે પાંચ પ્રકારના ભેદ ઉપર નજર કરવાથી ભેદ દેખાય છે પણ અનંત-ગુણના લઠ્ઠ અભેદ આત્મા ઉપર નજર કરવાથી અભેદ આત્મા જ દેખાય છે. પાંચ પ્રકારના ગતિના આકારના વિચારમાં રોકાવાથી એક પ્રકારની શ્રદ્ધા થતી નથી, પાંચ પ્રકારવાળો આત્મા છે તેવી જુઠી દૃષ્ટિવડે અખંડ સામાન્ય ઉપર દૃષ્ટિ જતી નથી. પાંચ પ્રકારની ગતિ-માર્ગણા તે બધી આત્માને નથી. પાંચ પ્રકારના ગતિના પરિણામ છે તે પુદ્‌ગલના પરિણામ છે તે કઇ રીતે, કે તે રાગના પરિણામ છે તે રાગના પરિણામ ચેતન્યની અવસ્થામાં થાય છે પણ તે પોતાનો સ્વભાવ નથી તે પર વલણવાળો ભાવ છે માટે તે પુદ્‌ગલના પરિણામ છે તેથી ગતિ માર્ગણા બધી આત્માને નથી.

ભગવાન આત્મા તો સામાન્ય એકરૂપ છે તેમ શ્રદ્ધા કરવી તે પહેલામાં પહેલો ધર્મનો એકડો છે ગતિ વગેરેના વિચાર સાધકદશામાં વચ્ચે આવે ખરા, પણ તે ભેદરૂપે આત્માનું સ્વરૂપ માનવાથી નિર્મળ પર્યાય પ્રગટતી નથી પરંતુ પરમ પારિણામિકભાવ ઉપર દૃષ્ટિ મૂકવાથી નિર્મળ પર્યાય પગટે છે. દૃષ્ટિ તે ભેદને સ્વીકારતી નથી માટે ગતિ-માર્ગણા આત્માને નથી. આ ૨૯ બોલમાં અખંડ આત્માની શ્રદ્ધા કરવાની વાત છે.

એકેંદ્રિયપણું, બેઇંદ્રિયપણું, તેઇંદ્રિયપણું, ચતુરિંદ્રિયપણું, પંચે-ન્દ્રિયપણું, તે બધું તો આત્મામાં નથી પણ કેવળજ્ઞાન થાય ત્યારે અણીન્દ્રિયપણું આત્મામાં પ્રગટે તે પણ એક અવસ્થા છે, ભેદ છે, અભેદ આત્મામાં એવા ભેદ ઉપર દૃષ્ટિ મુકવાથી રાગ આવે છે, તે રાગ આત્માનો સ્વભાવ નથી માટે ઇંદ્રિય માર્ગણા આત્માને નથી ઇંદ્રિયમાં અણીંદ્રિયનો ભેદ પણ આવી જાય છે. અણીંદ્રિય અવસ્થા આત્મામાં કેવળ થતાં પ્રગટે છે ખરી, પણ તે ભેદ ઉપર લક્ષ મૂકતાં રાગ આવે છે, અને માત્ર એક અવસ્થા પૂરતો આત્મા નથી, તેથી

તે આત્મામાં નથી તેમ કહ્યું છે. પ્રગટે છે તે અવસ્થા છે તે પર્યાય-દૃષ્ટિનો વિષય છે દ્રવ્યદૃષ્ટિમાં પ્રગટ અપ્રગટના ભેદ નથી. અનાદિ અનંત અભેદ વસ્તુ તે દ્રવ્યદૃષ્ટિનો વિષય છે.

આત્માનું ભાન થયું ત્યારપછી સ્વભાવમાં ઠર્યો એટલે કેવળ-જ્ઞાન થયું, ત્યારે અણીંદ્રિય થયો, ત્યાં પછી ઇંદ્રિયોથી જાણવાનું હોતું નથી કેવળજ્ઞાનમાં અને સિદ્ધમાં ઇંદ્રિયોથી જાણવાનું હોતું નથી, એટલે ત્યાં અણીંદ્રિય અવસ્થા પ્રગટી છે.

પાંચ ઇંદ્રિય અને એક અણીંદ્રિય તે છ પ્રકારના ભેદનો આશ્રય કરતાં એક પ્રકારનો આશ્રય રહેતો નથી, અને એક પ્રકારના અભેદના આશ્રય વગર સાચી શ્રદ્ધા થતી નથી, અને સાચી શ્રદ્ધા તે જ ધર્મનો પહેલામાં પહેલો એકડો છે, અધૂરી દશામાં ભેદના વિચાર આવે ખરા, પરંતુ સાચી દૃષ્ટિ ન કરે અને ભેદમાં જ માત્ર રોકાયા કરે તો ધર્મ પ્રગટતો નથી, સાચી દૃષ્ટિના જોર વગર અણીંદ્રિય અવસ્થા પ્રગટતી નથી.

આચાર્યદેવે પાંચ ઇંદ્રિયોની વાત કરીને વ્યવહાર બતાવ્યો છે કોઈ એમ કહેતું હોય કે એકેંદ્રિયપણું અને પાંચ ઇંદ્રિયપણું નથી તેને કહ્યું છે કે વ્યવહાર આવો જ હોય, પરંતુ તે બધા ભેદ તારા આત્માનું સ્વરૂપ નથી તેમ કહીને પરમાર્થ બતાવ્યો છે. ઇંદ્રિયો તે લક્ષ્ય છે અને તેના છ ભેદ તે એનું લક્ષણ છે અભેદ આત્માનું લક્ષ્ય અને લક્ષણ તે નથી માટે ઇંદ્રિય માર્ગણા આત્માને નથી.

પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાય, અકાય, આ સાત પ્રકારના ભેદના રાગમાં રોકાવું તે દૃષ્ટિનો વિષય નથી, પરંતુ જ્ઞાનમાં તે ભેદો જણાય છે, અધૂરીદશામાં તેના વિચાર પણ આવે છે, પરંતુ વસ્તુ દૃષ્ટિ તે ભેદને સ્વીકારતી નથી, તે ભેદ ઉપર લક્ષ જતાં રાગ આવે છે, રાગ થાય છે ચૈતન્યની અવસ્થામાં પણ તે પોતાનો સ્વભાવ નથી, રાગ તે પર વલણવાળો ભાવ છે માટે તે પરનો છે તેથી કાય માર્ગણા આત્માને નથી.

ખાણમાંથી તરત કાઢેલી એક પત્થરની કણીમાં અસંખ્ય જીવો છે તે પૃથ્વીકાય, તળાવ નદી વગેરે પાણીના એક બિંદવામાં અસંખ્ય જીવો છે તે અપકાય છે. આ અગ્નિ જે થાય છે તેના એક તણખામાં અસંખ્ય જીવો છે, તે તેઉકાય છે. અગ્નિ છે તે અગ્નિના જીવોનું શરીર છે. વાયરામાં પણ જીવો છે, વનસ્પતિમાં પણ જીવો છે, અને ત્રસકાયમાં પણ જીવ છે. બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચતુરિંદ્રિય, પંચેન્દ્રિય તે બધી ત્રસકાય છે, અને છ કાય રહિત અકાય તે મોક્ષ છે, મોક્ષમાં છકાયમાંથી એક પણ કાય ન હોય, પણ અકાય અવસ્થા પ્રગટી છે, તે સાત પ્રકારનાં કાયના ભેદનો વિષય છોડીને, એક અભેદ આત્મા ઉપર વિષય કરીને રોકાવું તે સમ્યગ્દર્શન છે, પરની છ કાયથી મારે શું પ્રયોજન છે? આત્મામાં પ્રગટતી અકાય અવસ્થા તે ભેદ ઉપર લક્ષ કરીને રોકાવાથી મારે શું પ્રયોજન છે? અકાય અવસ્થા જે ચૈતન્યમાં થાય છે, તેટલા પૂરતું આખા ચૈતન્યનું સ્વરૂપ નથી, સાત પ્રકારના કાયના વિચાર તે રાગ મિશ્રિત પરિણામ છે, અને કાય માર્ગ-ણામાં આત્માને ગોતવો તે આત્માનું ખરું સ્વરૂપ નથી.

પંદર પ્રકારના યોગ અને સોળમો બોલ અયોગ, તે સોળ પ્રકારના ભેદનો રાગ તે આત્માના એક પ્રકારનો વિષય કરવામાં મદદ કરતું નથી, તે સોળ પ્રકારના ભેદમાં રોકાવાથી આત્માનો નિર્વિકલ્પ અનુભવ થતો નથી. યોગ તે આત્માની વૈભાવિક અવસ્થા છે અયોગ અવસ્થા આત્માની સ્વાભાવિક અવસ્થા છે તે યોગના ભેદમાં રોકા-વાથી નિર્વિકલ્પ અનુભવ થતો નથી, યોગના ભેદમાં રોકવાથી રાગ આવે છે, અને રાગ તે પર વલણવાળો ભાવ છે તેથી તે પુદ્ગલના પરિણામ છે, માટે તે સોળ પ્રકારની માર્ગણાના વિચાર તે બધા આત્માને નથી.

સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુંસકવેદ અને અવેદ એવા ભેદ તે આત્માને નથી સ્ત્રીવેદ અને પુરુષવેદની વાસના થવી તે વેદ છે. ત્રણ વેદનો

નાશ કરે ત્યારે અવેદી થાય છે. નવમે ગુણસ્થાને અવેદી થાય છે. ત્રણ પ્રકારે વેદ અને ચોથો અવેદ એ ચાર પ્રકારના ભેદમાં આત્માને ગોતવો તે રાગમિશ્રિત વિચાર છે ચૈતન્ય ભગવાન સામાન્ય સ્વરૂપે જ્ઞાયકજ્યોત છે એને ચાર પ્રકારના ભેદમાં રોકવાથી અભેદ અવસ્થા પ્રગટતી નથી. અવેદ અવસ્થા ઉપર લક્ષ રાખવાથી પણ અવેદ અવસ્થા પ્રગટતી નથી પણ તેમાં રાગમિશ્રિત પરિણામ થાય છે. અખંડ જ્ઞાયકબિંબ ઉપર દૃષ્ટિ મૂકવાથી અવેદ અવસ્થા પ્રગટે છે, માટે વેદ માર્ગણા આત્માને નથી.

ચાર પ્રકારના કષાય અને અકષાય એ પાંચ પ્રકારના ભેદ આત્માને નથી. એકરૂપ સ્વભાવમાં કષાય અને અકષાયના પાંચ પ્રકારના ભેદના વિષયનું વજન નથી પણ ગૌણ છે, અવસ્થા ઉપર નજર કરવાથી અવસ્થાની અશુદ્ધતા ટળતી નથી પણ ચૈતન્ય અખંડ જ્ઞાયકબિંબ છે તેના ઉપર દૃષ્ટિ કરવાથી અનંતી નિર્મળ પર્યાય ઉઘડે છે.

સોનાના એક લઢુ ઉપર નજર કરતાં સોનાના બધા દાગીનાના ભેદ તેમાં સમાઇ જાય છે; તેમ એક જ્ઞાયક ઉપર લક્ષ કરતાં ચૈતન્યની બધી પર્યાયના ભેદો તેમાં સમાઈ જાય છે.

કષાય ને અકષાયના ભેદો તે અખંડ આત્માનું સ્વરૂપ નથી, તે બધી પર્યાયો થાય છે ચૈતન્યની અવસ્થામાં, પણ એક વખતે એક પર્યાય હોય, ક્રોધ વખતે ક્રોધ હોય અને માન વખતે માન હો[illegible] માયા વખતે માયા હોય અને લોભ વખતે લોભ હોય અને પાંચમી અકષાયની અવસ્થા હોય ત્યારે કષાયની અવસ્થા ન હોય તે બધા ક્રમના પ્રકારમાં રોકાવું તે આત્માનો ધર્મ નથી. અક્રમ સ્વભાવની દૃષ્ટિ કરી તેમાં સ્થિર થવું તે ધર્મ છે. આ સમયસારમાં આચાર્યદેવે અલૌકિક રચના કરી છે. પ્રથમ સમ્યગ્દર્શન કરવાની વાત છે. સમ્યગ્દર્શન થયા વિના સમ્યક્‌જ્ઞાન નહિ થાય, સમ્યક્‌જ્ઞાન થયા વિના સમ્યક્‌ચારિત્ર નહિ થાય, સમ્યક્‌ચારિત્ર વગર કેવળજ્ઞાન નહિ થાય અને કેવળજ્ઞાન વિના મોક્ષ નહિ થાય.

આત્માનું ભાન થયા પછી, અનાદિઅનંત અભેદ આત્માની શ્રદ્ધા થયા પછી ક્રમે ક્રમે સ્થિરતા વધતી જાય છે અને કષાય ટળતો જાય છે તે બધી સંયમની પર્યાય પૂર્ણતા પામ્યા પહેલાં વચ્ચે થાય છે ખરી, પણ તે ક્રમ અવસ્થા ઉપર લક્ષ રાખવાથી સંયમરૂપ સ્થિર પર્યાય પ્રગટતી નથી.

જ્ઞાનના પાંચ ભંગમાં રોકાવું તે પણ રાગ છે. રાગમાં રોકાવાથી નિર્મળ પર્યાય પ્રગટતી નથી. તે જ્ઞાનની વાત આગળ ઘણી આવી ગઇ છે.

સંયમ અસંયમના સાત પ્રકાર આગળ આવી ગયા છે, અસંયમના ભેદ સિવાય છ પ્રકારના સંયમ તે આત્માનું ભાન થયા પછી પ્રગટે છે, અખંડ એક આત્માને લક્ષમાં લેવામાં તે સાત પ્રકારના ભેદ મદદગાર નથી, ભેદ વચ્ચે આવે ખરા, પણ તે મદદગાર નથી. એક અસંયમનો ભેદ સમ્યગ્દર્શન થયા પહેલાં મિથ્યાત્વીને પણ હોય છે, તે રાગ-દ્વેષ અને વિષય કષાયને પોતાના માને છે, અને વિષય કષાયની આસક્તિ પણ ટળી નથી તેથી તેને અસંયમપણું અને મિથ્યાત્વીપણું બન્ને હોય છે.

સમ્યગ્દૃષ્ટિને આત્માનું ભાન હોય છે, હું ચૈતન્યમૂર્તિ આત્મા અખંડ છું તેવી શ્રદ્ધા છે, સિદ્ધ ભગવાનને જેવો આત્માનો અનુભવ છે, તેવો અંશે અનુભવ સમ્યગ્દૃષ્ટિને થાય છે, છતાં પણ રાગ-દ્વેષ અને વિષય કષાય અસ્થિરતામાંથી ટળ્યા ન હોય, રાગ-દ્વેષ અને વિષયોમાં તેને રુચિ નથી, પણ અસ્થિરતાને લઇને અલ્પ આસક્તિ છે તે ચોથા ગુણસ્થાનનું અસંયમપણું.

પાંચમે ગુણસ્થાને અમુક અંશે આસક્તિનો ત્યાગ હોય છે, પાંચ ઇંદ્રિયના વિષયોની આસક્તિનો અમુક અંશે ત્યાગ હોય, અને છ કાયની હિંસાની આસક્તિનો અમુક અંશે ત્યાગ હોય, જેટલો ત્યાગ હોય તેટલો અંતરથી હોય.

છઠ્ઠે ગુણસ્થાને પાંચ ઇંદ્રિયના વિષયની આસક્તિનો સર્વથા ત્યાગ હોય છે, અને છ કાય જીવોની હિંસાની આસક્તિનો પણ સર્વથા ત્યાગ હોય છે, અંદરથી આસક્તિ છૂટતાં બહારથી પણ બધું છૂટી જાય છે અને અંદર સ્વરૂપરમણતા વધી જાય છે. સંયમના ભેદ ઉપર નજર મૂકતા રાગ થાય છે, ચૈતન્ય અખંડ સામાન્ય અનંતગુણના પિંડરૂપ ચારિત્રમુર્તિ છે, તેવો એક પ્રકાર શ્રદ્ધામાં લેવો તે પ્રથમમાં પ્રથમ મોક્ષનો ઉપાય છે, ભેદના વિચાર અધૂરી દશામાં આવે ખરા, પણ અખંડ શ્રદ્ધાના વિષયમાં તે નથી, માટે સંયમ માર્ગણા તે આત્માને નથી.

હવે દર્શનનો બોલ કહે છે. દર્શનમાં સામાન્ય વેપાર છે, દર્શન ઉપયોગના વેપારમાં પર વિષયનું ગ્રહણ નથી. જ્ઞાન ઉપયોગ એક વિષયથી બીજા વિષય ઉપર ફરે તેમાં એક વિષયથી જ્ઞાન ઉપયોગ છૂટ્યો અને બીજા વિષયને પહોંચ્યો નથી એવો જે વચલો વેપાર તે દર્શનનો વેપાર છે. જ્ઞાન ઉપયોગ વસ્તુને ભેદ પાડીને જાણે છે; અને દર્શન ઉપયોગ તે ભેદ પાડ્યા વિના સામાન્યપણે દેખે છે.

તે દર્શનના ચાર ભેદ છે. ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિ-દર્શન અને કેવળદર્શન. ચક્ષુદર્શન એટલે આંખથી દેખવા તરફ વળતો સામાન્ય વેપાર તે. અચક્ષુદર્શન એટલે આંખ સિવાય બીજી ચાર ઇંદ્રિયથી દેખવા તરફ વળતો સામાન્ય વેપાર તે. અવધિદર્શન એટલે મન અને ઇંદ્રિય વિના મર્યાદિતપણે પદાર્થોને દેખવા તરફ વળતો સામાન્ય વેપાર તે. કેવળદર્શન એટલે આત્મા || સંપૂર્ણપણે-પ્રત્યક્ષ-પણે પદાર્થોને દેખવાનો સામાન્ય વેપાર તે ચાર દર્શનના પ્રકાર પડ્યા તે બધું અખંડ આત્મામાં નથી તે ભેદદૃષ્ટિ એક પ્રકારની શ્રદ્ધા કરવામાં વિઘ્નરૂપ છે. તે દર્શનની ચાર અવસ્થા આત્મામાં થતીજ નથી એવું નથી, તે અવસ્થા ચૈતન્યમાં થાય છે ખરી, પણ તે અવસ્થાના ભંગ-ભેદવાળો જ આત્માને માનવાથી એક અખંડ સ્વ-ભાવની શ્રદ્ધા થતી નથી અને એક અખંડ સ્વભાવની શ્રદ્ધા કરતાં ભંગ-ભેદની શ્રદ્ધા છૂટી જાય છે. અવસ્થા તે જ્ઞાનમાં જણાય ખરી પણ તે શ્રદ્ધાનો વિષય નથી. દૃષ્ટાગુણ આત્મામાં કાયમ ત્રિકાળ શુદ્ધ

છે તેની ચાર અવસ્થા છે, તે અવસ્થા ઉપર દૃષ્ટિ નહિ રાખતાં સામાન્ય એકરૂપ આત્મા ઉપર દૃષ્ટિ રાખવી તે સમ્યગ્દર્શન છે. સમ્યગ્દર્શનનો વિષય અભેદ એકરૂપ આત્મા છે.

અહો! ધર્મનાં પહેલાં પગથિયા કઈ જાતના છે તે જાણ્યા વગર ઉપલે પગથિયે ચડી ગયો તેમ માને તેથી કાંઈ વાસ્તવિક ઉપલું પગથિયું આવતું નથી.

એકલો સ્વભાવ ભાવ તે હું છું, અનાદિ અનંત એક પ્રકારે હું છું, દર્શનગુણ મારો એક અખંડ પૂરો છે તેવા પૂરા ગુણોની પ્રતીતિ વગર ગુણની પૂરી અવસ્થા પ્રગટતી નથી, પૂરા આત્માની પ્રતીતિ વિના પૂરાને પહોંચી વળવાનો પુરુષાર્થ થતો નથી ને તેવો પુરુષાર્થ થયા વિના ચારિત્ર કે કેવળજ્ઞાન પ્રગટ થતું નથી. આ ગાથામાં એકલા સ્વભાવભાવની અલૌકિક વાત છે.

આ વાત સાંભળતાં એક કલાક જો બરાબર ધ્યાન રાખે તો એવો ઉંચો શુભભાવ થાય કે જે ભાવ સામાયિક પ્રતિક્રમણ આદિની ક્રિયામાં પણ ન થાય, અનુપૂર્વીગણે તો પણ તેમાં કેટલાય વિચાર ફરે, પરંતુ આ યથાર્થ વિષયની વાત ચાલતી હોય તેમાં બરાબર ધ્યાન રાખે, અને જે શુભભાવ થાય તેનાથી પુણ્ય પણ ઉંચું બંધાય. અને તેમાં જો અંતરથી સમજીને હા આવે તો નિર્જરા થાય. સાંભળીને યથાર્થ નિર્ણય કરે કે અહાહા! આ વાત તો કોઈ અપૂર્વ છે, ચૈતન્ય સ્વરૂપ જુદું કોઇ અપૂર્વ છે. બસ! આવું જ મારૂં સ્વરૂપ છે, અહા! તે સ્વરૂપમાં સ્થિર થવાથી મુક્તિ પામી જ જવાનો છું. તેવો સ્વ વિષય લક્ષમાં આવીને હા આવે તો તેનું ખરૂં ફળ પ્રાપ્ત થાય.

સાંભળતાં આડું અવળું લક્ષ જાય તેથી આત્માનો સ્વભાવ અજાણ્યો લાગે, પણ વિષય તારા આત્માનો જ ચાલે છે, કેટલાક તો એમ કહે કે આ તે શું એલ, એલ, બી. ની વાત ચાલે છે, ના રે ના ભાઇ! આ તો સમ્યગ્દર્શનની વાત ચાલે છે મુક્તિ લેવાના પહેલા પગથિયાની વાત ચાલે છે, આ વાત અક્ષરના બોધવાળાને જ સમજાય

તેમ નથી આ તો અનક્ષરી જ્ઞાન છે, માટે અભણને પણ સમજી શકાય તેવી વાત છે, જંગલના વાઘ ભગવાનના સમવસરણમાં બેઠા હોય, વાઘ જોડે હરણિયા બેઠા હોય, વાઘને હરણિયાનો ખ્યાલ ન હોય, હરણિયાને વાઘનો ખ્યાલ ન હોય, બધા ભગવાનની દિવ્ય ધ્વનિ એકાગ્ર થઇને સાંભળતા હોય, સાંભળતા સાંભળતા ત્યાં સ્વ-રૂપમાં એકાગ્ર થાય ત્યાં કોઇને સમ્યગ્દર્શન થઈ જાય, આ કહેવાય છે તેવા અખંડ સ્વરૂપની શ્રદ્ધા થઈ જાય, આત્માનો અનુભવ થઇ જાય. કેટલાકને જાતિસ્મરણ થઇ જાય, જાતિસ્મરણ એટલે પૂર્વ ભવનું જ્ઞાન થાય, તેને વિચાર આવે કે મેં પૂર્વ ભવમાં સત્સમાગમ કર્યો હતો પણ આત્માનું ભાન ન કર્યું, અને માયાના પરિણામ કર્યા તેથી હું ઢોર થયો. આવું જાતિસ્મરણ પણ ભગવાનની ધ્વનિ સાંભળતાં સાંભળતાં કેટલાક ઢોરને થઇ જાય છે, કેટલાકને અવધિજ્ઞાન પણ થાય છે, આવી દશા ઢોરને પણ થાય છે ઢોરને જે નિર્મળ અવસ્થા પ્રગટે તે મનુષ્યોને તો પ્રગટે જ, પરંતુ મનુષ્યોને વિશેષ પણ પ્રગટે છે મનુષ્યોમાં તો કેટલાકને મુનિપણું પ્રગટે, કેવળજ્ઞાન પ્રગટે, અનેક જાતની લબ્ધિઓ પ્રગટે મનઃપર્યવ જ્ઞાન થાય, ચૌદપુર્વનાં જ્ઞાન ઉઘડી જાય. ભગવાનના સમવસરણમાં કેટલાક જંઘાચારણ અને વિદ્યાચારણ મુનિયો આકાશમાં ઉડતા ભગવાનની ધ્વનિ સાંભળવા આવે છે, વિદ્યાધરો, ઉપરથી દેવલોકના દેવો, ભગવાનની દિવ્ય ધ્વનિ સાંભળવા આવે છે. મોરલીના નાદે જેમ સર્પ ડોલી ઉઠે તેમ ભગવાનની દિવ્ય ધ્વનિ સાંભળતા બાર જાતની સભા ડોલી ઉઠે છે. અત્યારે પણ મહાવિદેહક્ષેત્રમાં સીમંધર ભગવાનના સમવસરણમાં બાર જાતની સભા કાયમ દિવ્ય ધ્વનિ સાંભળે છે.

શાસ્ત્રકારે આ પંચમકાળમાં શાસ્ત્રમાં જે વાત લખી છે તે આ કાળના જીવોને સમજાશે માટે લખી છે, નહિ સમજાય એમ ધારીને લખી નથી, સમજાશે માટે શાસ્ત્રમાં સમજાવ્યું છે. આ ઓગણત્રીશ બોલના ઉકરડામાંથી આચાર્યદેવ રતન કાઢીને બતાવે છે, મહા

મતિજ્ઞાન આદિને છે. સામાન્ય પારિણામિકભાવની વાત કરે છે. એકલો સ્વભાવભાવ કહે છે.

હવે લેશ્યા માર્ગણા આત્માને નથી તે કહે છે. લેશ્યાના છ પ્રકાર છે. કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા, તેજુલેશ્યા, પદ્મલેશ્યા અને શુક્લલેશ્યા. તે છ પ્રકારની લેશ્યામાં છ જણાનું દૃષ્ટાંત છે. કે છ જણાને કેરી ખાવાનો વિચાર આવ્યો, તેમાં એક જણ કહે કે કેરી ખાવી છે માટે આખી ઝાડ મૂળમાંથી જ કાપો તેવા પરિણામ કૃષ્ણલેશ્યાના પરિણામ છે. બીજો કહે કે આખું આંબો કાપીને શું કામ છે? એક ડાળી કાપો તેમાં ઘણી કેરી છે તેવા પરિણામ તે નીલલેશ્યાના પરિણામ છે. ત્રીજો કહે કે આવડી મોટી ડાળ કાપીને શું કામ છે નાની ડાળ કાપો આવા પરિણામવાળો તે પહેલા બે કરતા કાંઈક ઠીક છે, આવા ભાવ તે કાપોતલેશ્યાના પરિણામ છે. ચોથો કહે કે ડાળ કાપીને શું કામ છે? લુમખા કાપી લ્યો, એમાં ઘણી કેરી આવશે અને આપણને ખાવાને થઈ રહેશે, આ ભાવ તે તેજુલેશ્યાના પરિણામ છે. પાંચમો કહે કે લુમખા કાપવા કરતાં કેરી કેરી તોડી લ્યો આવા ભાવ તે પદ્મલેશ્યાના પરિણામ છે. છઠ્ઠાએ કહ્યું કે કેરી શું કામ કાપવી જોઈએ જુઓ આ પવન નીકળ્યો છે હમણાં ઢગલે ઢગલા કેરી નીચે પડશે તેમાંથી આપણે ખાઈશું, આવા ભાવ શુક્લલેશ્યાના પરિણામ છે. આ છ પ્રકારના પરિણામ તો બધા જીવોને લાગુ પડે છે. કેટલાક લોહવાટીયા જીવો હોય છે. કેટલાક શાંત પરિણામવાળા હોય છે, જેવી પરિણામની તીવ્રતા મંદતા હોય તે પ્રમાણે તેને લેશ્યા હોય છે. સંસારની અનુકૂળતા અને પ્રતિકૂળતાના પ્રસંગમાં જેવા જેવા ભાવ રહે તેમાં તે પ્રમાણે લેશ્યા હોય છે. એ છ લેશ્યા અને સાતમું અલેશી પણું તે સાતે પ્રકારના ભેદ આત્મામાં નથી, અલેશીપણું ચૌદમે ગુણસ્થાને અને સિદ્ધમાં હોય છે, તેરમે ગુણસ્થાને શુક્લલેશ્યા કહેવાય છે તે ઉપચારથી કહેવાય છે. તે સાત પ્રકારના ભેદ ઉપર લક્ષ કરતાં રાગનો વિકલ્પ આવે છે તે વિકલ્પથી

નિર્વિકલ્પ શ્રદ્ધા થતી નથી. પહેલાં શ્રદ્ધામાં સાત પ્રકારના ભેદનો રાગ ટાળે તો નિર્વિકલ્પ અનુભવ થાય, પણ અસ્થિરતાનો રાગ ઉભો રહે છે તે રાગને પછી સ્થિરતા દ્વારા ટાળે, સ્વરૂપની વિશેષ રમણતા દ્વારા ટાળે અને વીતરાગ થાય.

પ્રથમ અભેદ અખંડ આત્માની યથાર્થ પ્રતીત કરવી તે મુક્તિનું પહેલું સોપાન છે, પહેલાં પ્રતીતમાં જો આત્માને આખો લક્ષમાં લે તો પછી અસ્થિરતાનો રાગ ટાળીને વીતરાગ થાય: પ્રથમ પ્રતીતમાંથી જ ભેદનું લક્ષ ન કાઢી શકે તો પછી અસ્થિરતા ટાળીને વીતરાગ ક્યાંથી થઈ શકે? માટે પ્રથમ યથાર્થ પ્રતીત કરવાની અહીં વાત છે. અખંડસ્વભાવની પ્રતીતમાં સાત પ્રકારના ભેદ તે મદદગાર નથી, સાત પ્રકારના ભેદ હોય ખરા, પણ તે ભેદ મદદગાર નથી. માટે લેશ્યા માર્ગણા આત્માને નથી.

દશાશ્રીમાળી વાણીયા, વીસાશ્રીમાળી વાણીયા, પાંચાવાણીયા, તેમાંથી સામાન્ય વાણીયાની જાત લ્યો તો એક જ પ્રકારની છે; તેમ આત્મામાં અવસ્થાના ભેદ ઉપર નજર નહિ મૂકતા એક સામાન્ય ચૈતન્ય સ્વભાવ ઉપર નજર મૂકો તો તે અખંડ સ્વરૂપે છે.

હવે ભવ્ય માર્ગણા કહે છે. ભવ્ય એટલે લાયક અને અભવ્ય એટલે અલાયક એવા બે ભેદ તે દૃષ્ટિનો વિષય સ્વીકારતી નથી માટે એવા ભેદ આત્માને નથી.

અભવ્ય એટલે મોક્ષને અલાયક જીવ, જેમ કોરડુ અડદ ને મગ લાખ મણ પાણીએ પલાળે અથવા ચોડવે છતાં પણ તે પલળે નહિ અને બફાય પણ નહિ, ભરડે તો ભુકો થાય, એમ એક અભવ્ય જાતના જીવો જગતમાં અનાદિ અનંત છે, તે છે તો બહુ થોડા, ભવી કરતાં અનંતમે ભાગે છે તો પણ અનંતા છે, ભવી તે અભવી કરતાં અનંત અનંત ગુણા છે, મગ પલાળે તેમાં કોરડુ મગ બહુ

ઓછા નીકળે છે, તેમ અભવી જીવો પણ બહુ ઓછા હોય છે તે કોરડુ મગ જેમ પાણીથી પલળે નહિ પણ ભરડવાથી ભુકો થાય તેમ અભવી જીવ ચાર ગતિના દુઃખોમાં ભીંસાઈ જાય પણ સાચા ઉપદેશથી પલળે નહિ, મગશેળીઓ પત્થર હોય તેને માથે પાણી ગમે તેટલું પડે તો પણ પાણી તે પત્થર ઉપર ટકે નહિ અને તરત જ સૂકાઈ જાય તેમ અભવીના હૃદયમાં સત્ ઉપદેશ અડે જ નહિ તે અભવી જીવ આત્માનું સ્વરૂપ સમજવાને અલાયક છે અને ભવ્ય જીવ સ્વરૂપ સમજવાને લાયક છે. અભવી જીવ ઉંધા વીર્યવાળો છે તેનું પરિણમન ચક્ર કદી પણ પલટાતું નથી.

અહીં તો આચાર્યદેવ એમ કહે છે કે ભવ્ય અભવ્યના ભેદના વિચારને છોડ, રાગના વિકલ્પને છોડ, અને અભેદ આત્માની શ્રદ્ધા કર, અભેદ આત્માની જયાં શ્રદ્ધા થઈ એટલે તું લાયક જ છો. ભવ્ય જ છો તેમ આવી ગયું માટે તું ભેદમાં અને ભંગમાં રોકાઈશ નહિ.

આચાર્યદેવ કહે છે કે તું અંતરથી જીજ્ઞાસુ થઈને અમારો માર્ગ સમજવા આવ્યો, માટે તું અભવી છો જ નહિ, અમારી પાસે તું આવ્યો અને ચૈતન્યમૂર્તિ આત્માને સમજવાની તારી અંતરથી જીજ્ઞાસા છે માટે તું ભવી જ છો, હવે તું બે પ્રકારના રાગના ભેદમાં રોકાઈશ નહિ, બે પ્રકારના ભેદનો રાગ છોડી એક પ્રકારે જ્ઞાયક જ છું તેમ ભાન કર, તે જ મોક્ષનો માર્ગ છે, ભવી અભવીની માર્ગણાના ભેદમાં તને ગોતવો મૂકી દે કારણ કે તેમાં રાગ આવે છે, અને રાગ તે તારૂં સ્વરૂપ નથી, માટે ભવી અભવીની માર્ગણા તે આત્માને નથી, એક અભેદ આત્માની શ્રદ્ધા કરીને તેમાં લીનતા કર, તે જ મોક્ષનો ઉપાય છે.

૨૦૦૦, કારતક સુદ ૭ ગુરુ.

આ દેહમાં આત્મા જુદો છે તે આત્માનું જેને કલ્યાણ કરવું હોય, તેણે કલ્યાણનો મુખ્ય ઉપાય શું છે તે જાણવું પડશે, શરીર-વાણી વગેરે પર ચીજ છે તે પર ચીજ આત્માને મદદ કરે કે લાભ

કારણ પરમાર્થે ન થાય પરંતુ હું કાયમ ટકનાર ગુણમૂર્તિ આત્મા છું એવી દૃષ્ટિ કરવાથી મોક્ષમાર્ગ પ્રગટે અને પછી મોક્ષ પ્રગટે. જ્ઞાનીને ક્ષણે ક્ષણે નિર્મળ પર્યાય થાય તે મોક્ષમાર્ગ છે. અને પૂર્ણ નિર્મળ અવસ્થા થાય તે મોક્ષ છે.

સમ્યગ્દર્શન આદિ ગુણની પર્યાય છે તે મારે આધારે પ્રગટે છે હું શરીરરૂપ પણ નથી શુભાશુભ વિકારરૂપ પણ નથી અરે! ક્રમે ક્રમે જે નિર્મળ અવસ્થા થાય તેટલો પણ હું નથી, પરંતુ હું તો અનંતગુણથી ભરપૂર ભર્યો છું તેની શ્રદ્ધા કરવાથી પર્યાય પ્રગટે છે, ગુણ પ્રગટતો નથી પણ પર્યાય પ્રગટે છે. ગુણ નવો આવતો નથી પણ પર્યાય નવી આવે છે.

મિથ્યાત્વ, સાસાદન, ઉપશમ, ક્ષયોપશમ, અને ક્ષાયિક સમ્યક્ત્વ તે બધી પર્યાય કર્મના સદ્ભાવ અને અભાવની અપેક્ષા રાખે છે.

વસ્તુનું જેવું સ્વરૂપ છે તેવું નહિ માનતાં વીપરીત માનવું તે મિથ્યાત્વ છે.

શરીર-વાણી-મન અને શુભાશુભ વિકલ્પ જેટલો હું છું તેમ માનવું તે મોટું જુઠાણું છે, તે મિથ્યાત્વ અવસ્થા છે.

મિથ્યાત્વમોહ છે તે અપરિમિતમોહ છે, કારણ કે અપરિમિત એવો જે આત્માનો સ્વભાવ તેનું લક્ષ ચૂક્યો છે તેથી પર વિષયમાં અપરિમિતતા થઇ ગઇ છે, શરીર મારૂં, પર મારૂં, વર્તમાનમાં જેટલા જેટલા પરદ્રવ્યો છે તે બધા મારાં, ભૂત-ભવિષ્યના જેટલા પરદ્રવ્યો છે તે બધા મારાં એમ ત્રણકાળ અને ત્રણલોકના બધા પદાર્થો મારા એમ મિથ્યાત્વમોહથી પરદ્રવ્યોમાં અને પરભાવોમાં અપરિમિતતા-અમર્યાદિતતા કરી એ રીતે મિથ્યાત્વમોહ તે અપરિમિતમોહ છે અને સમ્યગ્દર્શન થયા પછી અલ્પ અસ્થિરતા રહે છે-ચારિત્રમોહ રહે છે તે પરિમિતમોહ છે. વર્તમાન અસ્થિરતા પૂરતો

મર્યાદાએ જોડાય છે માટે તે પરિમિતમોહ છે. સમ્યગ્દર્શન થયા પછી પદાર્થો પ્રત્યે ઇષ્ટ-અનિષ્ટ બુદ્ધિ રહેતી નથી પણ પુરુષાર્થની મંદતાએ રાગ-દ્વેષ થઈ જાય છે, આત્મા બેહદ સામર્થ્યથી ભરપૂર અનંત-ગુણનો પિંડ છે તે સમ્યગ્દર્શનનો વિષય છે, સમ્યગ્દર્શનનો વિષય પણ અપરિમિત છે, સમ્યગ્દર્શની જીવ વર્તમાન અસ્થિરતા પૂરતો મર્યાદાએ જોડાય છે માટે તેને પરિમિતમોહ છે, મિથ્યાદૃષ્ટિ જીવ પોતાના અનંતગુણના સામર્થ્યની અનંતતાને ચૂકીને પરમાં અનંતતા માને છે માટે મિથ્યાત્વ મોહ છે તે અપરિમિત મોહ છે.

જેમ કોઇએ શિખંડ ખાધો હોય ને પછી ઉલટી થઇ જાય તો પણ જરા સ્વાદ ગળામાં રહી જાય. તેમ સમ્યગ્દર્શન પામ્યા પછી કોઇ જીવ પડી જાય, પડતા પડતા હજુ મિથ્યાત્વ અવસ્થા સુધી પહોંચ્યો નથી પણ વચમાં છે તેને સાસાદન કહેવાય છે, સાસાદન એટલે સમકીતથી પડી ગયો ને હજી મિથ્યાત્વ પામ્યો નથી એવા વચલા બહુ અલ્પ સમય જે અવસ્થા રહે છે તેને સાસાદન કહેવાય છે.

અનંતાનુબંધી કષાયની ચોકડી અને મિથ્યાત્વમોહ તે પ્રકૃતિઓ જ્યારે જીવ ઉપશમ સમ્યગ્દર્શન પામે છે ત્યારે ઉપશમી જાય છે, ઠરી જાય છે, દબાઇ જાય છે. જેમ પાણીમાં ડાળ હોય અને તે ડાળ જ્યારે બેસી જાય ત્યારે પાણીની નિર્મળ અવસ્થા થાય છે તેમ આત્મામાં ઉપશમ સમ્યગ્દર્શન થાય ત્યારે કર્મના ડાળ નીચે બેસી જાય છે. તે ઉપશમ સમ્યગ્દર્શન થતાં મિથ્યાત્વ મોહ પ્રકૃતિના ત્રણ કટકા થાય છે, તેમાં એક મિથ્યાત્વમોહનીય, મિશ્ર-મોહનીય, અને સમકીત મોહનીય એવા ત્રણ ભંગ થાય છે, મિથ્યા-ત્વમોહનીયનો પહેલે ગુણસ્થાને ઉદય હોય છે, મીશ્રમોહનીયનો ત્રીજે ગુણસ્થાને ઉદય હોય છે, અને સમકીત મોહનીયનો ચોથે ગુણસ્થાનથી ક્ષયોપશમ સમકીત વખતે ઉદય હોય છે.

ક્ષયોપશમ સમકીત વર્તતું હોય ત્યારે એક સમકીત મોહનીય પ્રકૃતિનો જરા ઉદય રહે છે તેને ક્ષયોપશમ સમ્યગ્દર્શન કહેવાય છે.

કરે તેમ ત્રણકાળમાં બને નહિ, આત્મા આત્માપણે છે અને આત્મા પરપણે નથી, તેમ જે પણે પોતે નથી તે પોતાને મદદ કેમ કરે? આત્માની પર્યાયમાં ક્રોધ-માન-માયા-લોભ વગેરે જે વિકારી ભાવો થાય તે આત્માના કલ્યાણને મદદ ન કરે કારણ કે જે અસ્તિમાં મદદ કરે તે અભાવમાં કેમ મદદ કરે? ન જ કરે. મુક્તસ્વરૂપ દ્રવ્ય છે તેના ઉપર દૃષ્ટિ મૂકે તો મુક્ત અવસ્થા પ્રગટે.

દૂધના રજકણ મીઠાં હોય તેમાંથી ખાટાં થાય તે તેની એક અવસ્થા છે, કેરી ખાટી હતી તેમાંથી મીઠી થઈ તે પણ એની એક અવસ્થા છે ખાટી અને મીઠી બન્ને અવસ્થા વખતે રસગુણ કાયમ છે. એક પરમાણુમાં પણ વર્ણ રસ ગંધ સ્પર્શ આદિ અનંતગુણો છે તેની વર્તમાન સમયે એક પર્યાય હોય છે બીજી બધી અનંત-પર્યાય દ્રવ્યમાં સામર્થ્યપણે ભરી પડી છે, ગયાકાળે અનંતપર્યાય થઈ અને ભવિષ્યમાં અનંતપર્યાય થશે તે બધી પર્યાયો દ્રવ્યમાં ભરી પડી છે, ચોખાના રજકણ પહેલાં ધૂળપણે હતા ત્યાર પહેલાં બીજી કોઈ અવસ્થાપણે હતા અને ત્યારપછી ચોખાપણે થયા, તે ચોખા-માંથી લોહીપણે થયા તે બધી પુદ્‌ગલની ક્ષણે ક્ષણે થતી અવસ્થા છે ગુણ તો બધી અવસ્થામાં કાયમ છે.

જેમ પરમાણુ અનંતગુણથી ભરપૂર છે તેમ આત્મા પણ અનંતગુણથી ભરપૂર છે તે ગુણમાંથી વર્તમાન એક ગુણની એક અવસ્થા હોય છે, વર્તમાન સમયે અનંતગુણની થઈને અનંત અવસ્થા હોય છે. આત્માની નિર્મળ અવસ્થા પ્રગટે છે તે વર્તમાન સમયની થતી પર્યાય ઉપર દૃષ્ટિ મૂકતાં પ્રગટતી નથી પણ અનંતગુણનો પિંડ આત્મા છે તેના ઉપર દૃષ્ટિ મૂકતાં પ્રગટે છે.

કેરીમાં મીઠાશની પર્યાયનો નાશ થઈને ખટાશની ઉત્પત્તિ થાય છે તે નાશમાંથી ઉત્પત્તિ થતી નથી પણ અંદર રસગુણ છે તે ખટાશની ઉત્પત્તિ કરેલ છે, જે ટાણે ખટાશની પર્યાય છે તે ટાણે

મીઠાશની પર્યાય નથી તો જે નથી તે ઉત્પત્તિનું કારણ કેમ હોય? માટે રસગુણ છે તે જ ઉત્પત્તિનું કારણ છે.

શરીરમાં આ લોહીની અવસ્થા છે તે પહેલાં તેની બીજી પાણી વગેરેની અવસ્થા હતી તે બદલાઇને આ લોહીની અવસ્થા થઇ, એમ દરેક પદાર્થમાં સમયે સમયે પર્યાય થયા કરે છે. વસ્તુમાં સમયે સમયે પર્યાય થયા કરે એવો વસ્તુનો સ્વભાવ છે, તે પર્યાય પ્રગટવાનું કારણ દ્રવ્ય છે પણ પર્યાયમાંથી પર્યાય આવતી નથી.

આત્મામાં પણ સમયે સમયે અવસ્થા થયા કરે છે જો અવસ્થા ન બદલાય તો સંસાર અવસ્થાનો નાશ થઇને મોક્ષપર્યાય ન થાય માટે આત્મામાં અવસ્થા બદલાય છે. જો અવસ્થા ન બદલતી હોય તો ઊંધી માન્યતાનો નાશ થઇને સવળી માન્યતા ન થાય માટે આત્મામાં અવસ્થા બદલે છે પરંતુ જે અવસ્થા નાશ થઇ તે અવસ્થા ઉત્પત્તિનું કારણ ન થાય પણ સળંગ ગુણ છે તે ઉત્પત્તિનું કારણ થાય છે. પર્યાય ઉત્પત્તિનું કારણ થતી નથી.

હવે સમ્યક્ત્વ માર્ગણા કહે છે. તેમાં મિથ્યાત્વ, સાસાદન, ઉપશમ, ક્ષયોપશમ, ક્ષાયિક તે બધી પર્યાય છે, ભેદ છે. દૃષ્ટિનો વિષય તે ભેદને સ્વીકારતું નથી, કેમકે દ્રવ્ય ઉપર દૃષ્ટિ મૂકતાં નિર્મળ પર્યાય પ્રગટે છે.

હું અવિકારી છું આ વિકાર મારે ન જોઇએ એમ અવિકારીના જોરે વિકાર નાશ થાય છે, અંદર વીતરાગ સુખરૂપ સ્વભાવ જો કાયમ ન હોય તો વિકારનો નાશ કોના આશ્રયે થાય? અવિકારી સ્વભાવની અસ્તિ ઉપર દૃષ્ટિ હોય તો જ વિકારનો નાશ થાય.

શરીરાદિ કોઇની મદદ સ્વભાવની પર્યાય પ્રગટાવવામાં કામ આવે નહિ. જે શુભાશુભ વિકલ્પ થાય છે, વિકાર થાય છે તે અવિકારનું કારણ ક્યાંથી થાય? હવે રહી નિર્મળ અવસ્થા, તે પણ મોક્ષનું

કારણ પરમાર્થે ન થાય પરંતુ હું કાયમ ટકનાર ગુણમૂર્તિ આત્મા છું એવી દૃષ્ટિ કરવાથી મોક્ષમાર્ગ પ્રગટે અને પછી મોક્ષ પ્રગટે. જ્ઞાનીને ક્ષણે ક્ષણે નિર્મળ પર્યાય થાય તે મોક્ષમાર્ગ છે. અને પૂર્ણ નિર્મળ અવસ્થા થાય તે મોક્ષ છે.

સમ્યગ્દર્શન આદિ ગુણની પર્યાય છે તે મારે આધારે પ્રગટે છે હું શરીરરૂપ પણ નથી શુભાશુભ વિકારરૂપ પણ નથી અરે! ક્રમે ક્રમે જે નિર્મળ અવસ્થા થાય તેટલો પણ હું નથી, પરંતુ હું તો અનંતગુણથી ભરપૂર ભર્યો છું તેની શ્રદ્ધા કરવાથી પર્યાય પ્રગટે છે, ગુણ પ્રગટતો નથી પણ પર્યાય પ્રગટે છે. ગુણ નવો આવતો નથી પણ પર્યાય નવી આવે છે.

મિથ્યાત્વ, સાસાદન, ઉપશમ, ક્ષયોપશમ, અને ક્ષાયિક સમ્યક્ત્વ તે બધી પર્યાય કર્મના સદ્ભાવ અને અભાવની અપેક્ષા રાખે છે.

વસ્તુનું જેવું સ્વરૂપ છે તેવું નહિ માનતાં વીપરીત માનવું તે મિથ્યાત્વ છે.

શરીર-વાણી-મન અને શુભાશુભ વિકલ્પ જેટલો હું છું તેમ માનવું તે મોટું જુઠાણું છે, તે મિથ્યાત્વ અવસ્થા છે.

મિથ્યાત્વમોહ છે તે અપરિમિતમોહ છે, કારણ કે અપરિમિત એવો જે આત્માનો સ્વભાવ તેનું લક્ષ ચૂકયો છે તેથી પર વિષયમાં અપરિમિતતા થઇ ગઇ છે, શરીર મારૂં, પર મારૂં, વર્તમાનમાં જેટલા જેટલા પરદ્રવ્યો છે તે બધા મારાં, ભૂત-ભવિષ્યના જેટલા પરદ્રવ્યો છે તે બધા મારાં એમ ત્રણકાળ અને ત્રણલોકના બધા પદાર્થો મારા એમ મિથ્યાત્વમોહથી પરદ્રવ્યોમાં અને પરભાવોમાં અપરિમિતતા-અમર્યાદિતતા કરી એ રીતે મિથ્યાત્વમોહ તે અપરિમિતમોહ છે અને સમ્યગ્દર્શન થયા પછી અલ્પ અસ્થિરતા રહે છે-ચારિત્રમોહ રહે છે તે પરિમિતમોહ છે, વર્તમાન અસ્થિરતા પૂરતો

મર્યાદાએ જોડાય છે માટે તે પરિમિતમોહ છે. સમ્યગ્દર્શન થયા પછી પદાર્થો પ્રત્યે ઇષ્ટ-અનિષ્ટ બુદ્ધિ રહેતી નથી પણ પુરુષાર્થની મંદતાએ રાગ-દ્વેષ થઈ જાય છે, આત્મા બેહદ સામર્થ્યથી ભરપૂર અનંત-ગુણનો પિંડ છે તે સમ્યગ્દર્શનનો વિષય છે, સમ્યગ્દર્શનનો વિષય પણ અપરિમિત છે, સમ્યગ્દર્શની જીવ વર્તમાન અસ્થિરતા પૂરતો મર્યાદાએ જોડાય છે માટે તેને પરિમિતમોહ છે, મિથ્યાદૃષ્ટિ જીવ પોતાના અનંતગુણના સામર્થ્યની અનંતતાને ચૂકીને પરમાં અનંતતા માને છે માટે મિથ્યાત્વ મોહ છે તે અપરિમિત મોહ છે.

જેમ કોઇએ શિખંડ ખાધો હોય ને પછી ઉલટી થઇ જાય તો પણ જરા સ્વાદ ગળામાં રહી જાય. તેમ સમ્યગ્દર્શન પામ્યા પછી કોઇ જીવ પડી જાય, પડતા પડતા હજુ મિથ્યાત્વ અવસ્થા સુધી પહોંચ્યો નથી પણ વચમાં છે તેને સાસાદન કહેવાય છે, સાસાદન એટલે સમકીતથી પડી ગયો ને હજી મિથ્યાત્વ પામ્યો નથી એવા વચલા બહુ અલ્પ સમય જે અવસ્થા રહે છે તેને સાસાદન કહેવાય છે.

અનંતાનુબંધી કષાયની ચોકડી અને મિથ્યાત્વમોહ તે પ્રકૃતિઓ જ્યારે જીવ ઉપશમ સમ્યગ્દર્શન પામે છે ત્યારે ઉપશમી જાય છે, ઠરી જાય છે, દબાઇ જાય છે. જેમ પાણીમાં ડાળ હોય અને તે ડાળ જ્યારે બેસી જાય ત્યારે પાણીની નિર્મળ અવસ્થા થાય છે તેમ આત્મામાં ઉપશમ સમ્યગ્દર્શન થાય ત્યારે કર્મનો ડાળ નીચે બેસી જાય છે. તે ઉપશમ સમ્યગ્દર્શન થતાં મિથ્યાત્વ મોહ પ્રકૃતિના ત્રણ કટકા થાય છે, તેમાં એક મિથ્યાત્વમોહનીય, મિશ્રમોહનીય, અને સમકીત મોહનીય એવા ત્રણ ભંગ થાય છે, મિથ્યાત્વમોહનીયનો પહેલે ગુણસ્થાને ઉદય હોય છે, મીશ્રમોહનીયનો ત્રીજે ગુણસ્થાને ઉદય હોય છે, અને સમકીત મોહનીયનો ચોથે ગુણસ્થાનથી ક્ષયોપશમ સમકીત વખતે ઉદય હોય છે.

ક્ષયોપશમ સમકીત વર્તતું હોય ત્યારે એક સમકીત મોહનીય પ્રકૃતિનો જરા ઉદય રહે છે તેને ક્ષયોપશમ સમ્યગ્દર્શન કહેવાય છે.

ક્ષાયિક સમ્યગ્દર્શનવાળો પાછો પડે નહિ ચાર અનંતાનુબંધી, અને ત્રણ દર્શનમોહનીયની તે સાત પ્રકૃતિનો ક્ષય થાય તેને ક્ષાયિક સમ્યગ્દર્શન કહેવાય છે. તે ક્ષાયિક સમ્યગ્દર્શન પણ એક અવસ્થા છે.

આત્મા ધ્રુવસ્વરૂપ એકરૂપ છે તેમાં અવસ્થાના ભેદમાં પોતાને ગોતવા જાય કે હું ઉપશમ સમકીતી છું કે ક્ષયોપશમ સમકીતી છું કે ક્ષાયિક સમકીતી છું તે બધા રાગ મિશ્રિત પરિણામ છે, અરાગી આત્માની પર્યાય ઉઘાડવામાં રાગમિશ્રિત પરિણામ મદદ કરતા નથી. પૂરો થયા પહેલા વચ્ચે એવા વિચાર આવે ખરા, પણ તે રાગ મિશ્રિત પરિણામ છે તે આત્માની નિર્મળ પર્યાય ઉઘાડવામાં મદદ કરે નહિ પણ અભેદ આત્મા ઉપર દૃષ્ટિ મૂકવાથી જ નિર્મળ પર્યાય ઉઘડે છે

ક્ષાયિક સમકીત તે પણ એક અવસ્થા છે તે અવસ્થા સાદિ અનંત છે અને આત્મા તો અનાદિ અનંત છે. માટે તે પર્યાય પૂરતું પણ આત્માનું અખંડ સ્વરૂપ નથી.

ઉપશમ, ક્ષયોપશમ, ક્ષાયિક સમ્યક્ત્વ તે બધી પર્યાય છે તે પર્યાય વર્તમાન એક સમયની છે. સમય સમય થઈને લાંબો કાળ થાય તે જુદી વાત છે પણ વર્તમાન પર્યાય તો એક સમય પૂરતી જ છે. તેથી તે અખંડ આત્માનું સ્વરૂપ નથી. તે પર્યાય ઉપર દૃષ્ટિ આપતાં નિર્મળપર્યાય પ્રગટતી નથી. ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિક પર્યાયથી દ્રવ્ય પકડાય ખરૂં, પણ તે પર્યાય ઉપર લક્ષ આપતાં રાગ થાય છે તે રાગથી આત્માનું સ્વરૂપ પકડાતું નથી રાગને તે સ્વરૂપ ગોચર નથી માટે તે અપેક્ષાએ ક્ષાયિક ક્ષાયોપશમ ને ઉપશમ ભાવોથી આત્માનું સ્વરૂપ અગોચર છે. તે પર્યાયથી આત્માનું સ્વરૂપ પકડાય છે પણ તે પર્યાયનો વિષય આખું દ્રવ્ય છે. પર્યાયના ભેદને સમ્યગ્દર્શનની પર્યાય સ્વીકારતી નથી અને દ્રવ્ય ઉપર દૃષ્ટિ મૂકતાં રાગ તૂટે છે પર્યાય તો સમયે સમયે બદલાય છે પણ દ્રવ્ય તો સત્ છે વર્તમાનમાં અને બધી ક્ષણે

હયાત છે એટલે તેના ઉપર દૃષ્ટિ આપતાં નિર્વિકલ્પ ધ્યાન થાય છે.

વસ્તુ અભેદ છે અને દૃષ્ટિનો વિષય પણ અભેદ છે, આત્મા અભેદ છે તેમાં આ છ પ્રકારના રાગની મદદ નથી, આત્મામાં છ પ્રકારની ગોતણી કરે કે હું ક્ષાયિક સમકીતી છું, કે ઉપશમસમકીતી છું વગેરે તેવા છ પ્રકારના ભેદના વિચાર કરે તો તે વિચાર અરાગી-સ્વભાવ ખીલવામાં મદદ કરે નહિ ઉલટો રાગમાં રોકાઇ જાય છે અને સ્વભાવ ઉપર દૃષ્ટિ મૂકે તો સ્વભાવપર્યાય ઉઘડે છે તે છ પ્રકારની અવસ્થા એક પછી એક ક્રમસર થાય છે તે અવસ્થા તો અનાદિસાંત છે, સાદિસાંત છે અને સાદિઅનંત છે અને હું અખંડ જ્ઞાયકમૂર્તિ આત્મા તો અનાદિઅનંત છું એના વિષયના જોરમાં શ્રદ્ધા-જ્ઞાન અને રમણતા થાય છે. તે છ પ્રકારના રાગમાં રોકાવું તે આત્માનો સ્વભાવ નથી માટે તે પુદ્‌ગલના પરિણામ છે એ રીતે છએ પર્યાયને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે. તે પર્યાય થાય છે આત્માની અવસ્થામાં, કાંઇ જડમાં થતી નથી પણ ઉપર કહ્યું તે રીતે તેને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે.

આત્મામાં શ્રદ્ધા-જ્ઞાન-ચારિત્રનો મોક્ષમાર્ગ અને મોક્ષપર્યાય પ્રગટે છે તે અખંડ સ્વભાવનો આશ્રય લેતાં પ્રગટે છે. વિકારનો આશ્રય લેતાં કે નિર્મળપર્યાયનો આશ્રય લેતાં મોક્ષપર્યાય પ્રગટતી નથી.

સમ્યગ્દર્શનની પર્યાય પણ સમ્યગ્દર્શનનો વિષય નથી, ગુણના ભેદ તે પણ સમ્યગ્દર્શનનો વિષય નથી પરંતુ આખો આત્મા સમ્યગ્દર્શનનો વિષય છે. હું ક્ષાયિક સમકીતી છું કે ઉપશમ સમકીતી છું એવું ગોતવું તે પણ સમ્યગ્દર્શનનો વિષય નથી, ક્ષાયિક સમ્યગ્દર્શન પ્રગટ કરૂં, કેવળજ્ઞાન પ્રગટ કરૂં કે સિદ્ધપર્યાય પ્રગટ કરૂં એવી પર્યાય પ્રગટ કરવાનું લક્ષ પણ સમ્યગ્દર્શનનો વિષય નથી. જ્ઞાન બધા ભેદોને જાણે ખરૂં પણ સમ્યગ્દર્શનનું તો સમ્યગ્દર્શનની પર્યાય ઉપર પણ લક્ષ નથી, અનંતગુણની અનંતપર્યાય અને અનંતગુણનો પિંડ આત્મા

તેનું વર્તમાનમાં અસ્તિત્વ છે તેના ઉપર અભેદદ્રષ્ટિ કરવી તે સમ્યગ્દર્શન છે. સિદ્ધની પર્યાયની સાધક દશામાં પ્રગટ હયાતિ જ નથી તો જેની હયાતિ જ નથી તેનો આશ્રય કઇ રીતે લેવાય? તેવી રીતે કેવળજ્ઞાન પર્યાય વર્તમાનમાં પ્રગટી નથી તો તેનો પણ આશ્રય કઈ રીતે લેવાય? જે નથી તેના ઉપર લક્ષ અપાય નહિ માટે એકાગ્રતા થાય નહિ, જે પર્યાય નથી એટલે કે જે પર્યાયની વર્તમાનમાં નાસ્તિ છે તે નાસ્તિ ઉપર લક્ષ અપાય ક્યાંથી? અને લક્ષ આપ્યા વગર એકાગ્રતા થાય ક્યાંથી? માટે પરિપૂર્ણ દ્રવ્યની દરેક સમયે અસ્તિ છે તે દ્રવ્ય ઉપર લક્ષ આપી શકાય છે, એકાગ્રતા થઈ શકે છે અને નિર્મળ પર્યાય ઉઘડે છે.

જેમ આંબામાં કેરી પચાસ મણ પાકે તે કેરીની ડાળે ડાળે ને લુમખે લુમખે જો પાણી પાય તો કેરી ન પાકે, અને પ્રવૃત્તિનો પાર ન રહે. પણ બધી કેરી ફાલવાનું જે આંબાનું મૂળીયું છે ત્યાં પાણી પાય તો એકદમ બધી કેરીને તે પાણી પહોંચી જાય છે, અને વરસે વરસે કેરીનો ફાલ આવ્યા કરે છે, તેનું કારણ મૂળમાં પાણી પાયું તે છે એવી રીતે આત્મામાં જે જે નિર્મળ નિર્મળ પર્યાયો પ્રગટે તે પર્યાયે પર્યાયે નજર મૂકતાં આત્મામાં કેવળજ્ઞાન વગેરે નિર્મળ પર્યાયનો ફાલ ન આવે તેવા ભેદ ઉપર લક્ષ મૂકતાં તો પ્રવૃત્તિનો પાર ન રહે, એવો પ્રવૃત્તિમય માર્ગ હોય નહિ પણ બધી પર્યાયનું મૂળીયું બધી પર્યાયનું બીજ અનંતગુણનો પિંડ આત્મા તેના ઉપર લક્ષ મૂકતાં નિર્મળ અવસ્થા પ્રગટે છે. એવું મુક્તિના માર્ગનું સ્વરૂપ છે.

આચાર્યદેવે સમ્યગ્દર્શન માર્ગણા કહીને સમ્યગ્દર્શનના છયે પ્રકારો છે એમ બતાવી વ્યવહાર કહ્યો છે. આ છ પ્રકારો જે ન માને તેને ગૃહીતમિથ્યાત્વ પણ છૂટ્યું નથી પણ જો છ પ્રકારના ભેદોમાં જ અટકી જાય તેને અગૃહીતમિથ્યાત્વ છૂટતું નથી, આચાર્યદેવે સમ્યગ્દર્શનના પ્રકારો કહીને ગૃહીતમિથ્યાત્વ છોડાવવાની વાત કરી છે એ

રીતે વ્યવહાર બતાવ્યો છે પણ તે છ પ્રકાર અખંડ આત્માનું સ્વરૂપ નથી તેમ કહી પરમાર્થ બતાવ્યો છે અને અગૃહીતમિથ્યાત્વ છોડાવવાની વાત કરી છે.

માર્ગણા તે લક્ષ્ય છે અને માર્ગણાના ભેદ તેનું લક્ષણ છે તે ભેદરૂપ લક્ષ્ય લક્ષણો આત્માથી જુદા છે, આત્માના લક્ષ્ય-લક્ષણો અભેદ છે; ભેદ ઉપર લક્ષ કરવું તે આત્માની એકતાને તોડનાર છે. ભેદ ઉપરના લક્ષની એકતા પુદ્ગલ તરફ જાય છે માટે માર્ગણાના ભેદ તે પુદ્ગલના પરિણામ છે. સમ્યગ્દર્શન અને કેવળજ્ઞાન વગેરેની જે નિર્મળ પર્યાય પ્રગટે તે તો ચૈતન્ય દ્રવ્યમાં ભળે છે, ચૈતન્ય દ્રવ્યમાં અભેદ થાય છે માટે તેને તો ચૈતન્યના પરિણામ કહ્યા છે તેને કાંઈ પુદ્ગલના પરિણામ નથી કહ્યા પણ તે ભેદો ઉપર લક્ષ જતાં રાગ થાય છે તે રાગને પુદ્ગલના પરિણામ કહ્યા છે.

હવે સંજ્ઞી અસંજ્ઞીના બોલ કહે છે. સંજ્ઞી એટલે મનવાળા જીવ અને અસંજ્ઞી એટલે મન વગરના જીવ. તે બે પ્રકાર આત્મામાં ગોતવા નહિ, આત્મા સંજ્ઞી અસંજ્ઞીના ભેદ વગરનો છે. એકેંદ્રિય એટલે પૃથ્વી પાણી, અગ્નિ, વાયરો અને વનસ્પતિ તે જીવોને એક સ્પર્શેંદ્રિય હોય છે, અને જે જીવને શરીર અને જીભ એ બે ઇંદ્રિય હોય તે બેઇંદ્રિય જીવ છે. ઈયળ વગેરે બેઇંદ્રિય જીવો છે. કીડી મકોડા ચાંચડ, માંકડ વગેરે તેઇંદ્રિય જીવો છે તેને બેઇંદ્રિય કરતાં એક નાસિકા વધારે હોય છે અને માંખી મસલા ડાંસ મચ્છર વગેરે ચૌરિંદ્રિય જીવો હોય છે તેને તેઇંદ્રિય કરતા એક આંખ વધારે હોય છે અને પંચેંદ્રિય એટલે પાંચઇંદ્રિયવાળા જીવો તેને ચૌરિંદ્રિય કરતાં કાન વધારે હોય છે, તે પંચેંદ્રિય જીવો મન વગરના પણ હોય છે તેને અસંજ્ઞી કહેવાય છે, અને મનવાળા હોય છે તેને સંજ્ઞી કહેવાય છે.

આચાર્યદેવ કહે છે કે આત્મા મનવાળો છે કે મન વગરનો છે તેવા ભેદમાં પોતાને ગોતવાથી રાગ થાય છે, તે રાગ વડે નિર્મળ

પર્યાય ઉઘડતી નથી પણ અખંડ આત્મા ઉપર દૃષ્ટિ મૂકવાથી નિર્મળ પર્યાય ઉઘડે છે.

હવે આહાર માર્ગણા કહે છે, આહારક અને અણાહારક એ બે અવસ્થા છે, એ બે અવસ્થામાં કર્મના નિમિત્તની અપેક્ષા આવે છે, માટે તે પણ આત્માનું અખંડ સ્વરૂપ નથી. આહારના ભાવ અને અણઆહારક અવસ્થા તે આત્માનું અખંડ સ્વરૂપ નથી તે બન્ને પર્યાય થાય છે આત્મામાં, પરંતુ તે પર્યાય ઉપર લક્ષ મૂકતાં રાગ આવે છે, અને રાગ તે આત્માનું સ્વરૂપ નથી, માટે આહારક અને અણઆહારકની અવસ્થાના ભેદ આત્મામાં નથી.

આ અપૂર્વ વાત છે, આવી વાત જીવોએ અનંત કાળમાં અંતરથી સાંભળી નથી. અંતરથી સાંભળ્યા વગર અંતર વિચાર જાગે નહિ, અંતર વિચાર જાગ્યા વિના અપૂર્વ માહાત્મ્ય આવે નહિ, અપૂર્વ માહાત્મ્ય વગર યથાર્થ શ્રદ્ધાજ્ઞાન થાય નહિ, યથાર્થ શ્રદ્ધા જ્ઞાન વિના સાચું ચારિત્ર થાય નહિ, ચારિત્ર વગર કેવળ અને મોક્ષ થાય નહિ, આ માર્ગણા કહીને પરમ પારિણામિકભાવ વર્ણવ્યો છે, અને પરમપારિણામિકભાવ ઉપર દૃષ્ટિ મૂકવાનું આચાર્યદેવે બતાવ્યું છે.

હવે ચોવીશમો બોલ કહે છે. જુદી જુદી પ્રકૃતિઓનું અમુક મુદ્દત સુધી સાથે રહેવું તે જેમનું લક્ષણ છે એવાં જે સ્થિતિબંધસ્થાનો તે બધાય જીવને નથી કારણ કે તે પુદ્‌ગલદ્રવ્યના પરિણામમય હોવાથી આત્માની અનુભૂતિથી ભિન્ન છે.

આત્માના પ્રદેશોની સાથે કર્મની પ્રકૃતિ હોય છે, તે પ્રકૃતિના ફળરૂપે આ શરીરમાં એકદમ રોગ આવે છે, એકદમ મરણ થાય છે, એકદમ પૈસા ભેગા થઈ જાય છે, એકદમ પૈસા ચાલ્યા જાય છે, વગેરે અનુકૂળતા અને પ્રતિકૂળતા થયા કરે છે. તે બધું થવાનું કારણ કર્મ પ્રકૃતિનો ઉદય છે, તે બધા ઉદયની સ્થિતિ જેટલી હોય તે પ્રમાણે તે રહે ને પછી તે ચાલ્યું જાય છે તે કર્મ પ્રકૃતિઓનું અમુક મુદ્દત

સુધી આત્માની સાથે રહેવું તેને સ્થિતિબંધ કહેવાય છે. તે સ્થિતિબંધ આત્માનો સ્વભાવ નથી તે કર્મ પ્રકૃતિઓની સ્થિતિ ઓછામાં ઓછી અંતર્મુહુર્તની, અને વધારેમાં વધારે સિત્તેર કોડાકોડી સાગરોપમની હોય છે સિત્તેર કોડાકોડી સાગરોપમનો સાત ચોવીશી જેટલો કાળ થાય, તે બધા સ્થિતિબંધના પ્રકારો પુદ્ગલના પરિણામ છે આત્માનો તે સ્વભાવ નથી.

હવે પચીશમો બોલ કહે છે. કષાયના વિપાકનું અતિશયપણું જેમનું લક્ષણ છે એવાં જે સંકલેશસ્થાનો તે બધાંય જીવને નથી કારણ કે તે પુદ્ગલદ્રવ્યના પરિણામમય હોવાથી આત્માની અનુભૂતિથી ભિન્ન છે.

સંકલેશભાવ એટલે અશુભભાવ તે આત્માનો સ્વભાવ નથી હિંસાના, ક્રોધના, માનના, વિષયના, વગેરે જે અશુભપરિણામ, તે બધાય આત્મામાં નથી તેવા નિરાળા આત્માની શ્રદ્ધા કરવાથી અશુભ પર્યાય છૂટીને નિર્મળ પર્યાય થાય છે અશુભ પરિણામ આત્માની પર્યાયમાં થાય છે કાંઈ જડમાં નથી થતાં, પણ તે આત્માનો સ્વભાવ નથી માટે તે અપેક્ષાએ તેને જડના કહ્યા છે. તે અશુભ પરિણામ ઉપર લક્ષ રાખવાથી તે અશુભ પરિણામ છૂટતાં નથી પણ અખંડ આત્માના સ્વભાવની શ્રદ્ધા કરવાથી તે છૂટે છે. તે અશુભપરિણામનું શરણ લેવાથી હિત નથી પણ અખંડ આત્માના શુદ્ધસ્વભાવનું શરણ લેવાથી હિત છે.

હવે ૨૬ મો બોલ કહે છે. કષાયના વિપાકનું મંદપણું જેમનું લક્ષણ છે એવા જે વિશુદ્ધિસ્થાનો તે બધાંય જીવને નથી કારણ કે તે પુદ્ગલદ્રવ્યના પરિણામમય હોવાથી આત્માની અનુભૂતિથી ભિન્ન છે.

વિશુદ્ધિસ્થાન એટલે કષાયની મંદતા, કષાયની મંદતા એટલે શુભપરિણામ, દયા, દાન, પૂજા, ભક્તિ વગેરે તે બધા શુભપરિણામ છે તે બધાય આત્માને નથી કારણ કે તે વિકાર છે અને વિકાર છે તે આત્માનો સ્વભાવ નથી માટે શુભપરિણામ તે બધાય આત્માને નથી.

અશુભપરિણામ ટાળવા માટે શુભ પરિણામ આવે ખરાં પણ તે વિકાર છે તેનાથી આત્માને લાભ નથી. શુભપરિણામનો આશ્રય તે વિકારનો આશ્રય છે તેનાથી આત્માને હિત નથી આત્માના સ્વરૂપનો આશ્રય કરવાથી આત્માને લાભ છે. શુભભાવની પર્યાય થાય છે આત્મામાં, પણ તે આત્માનો સ્વભાવ નથી માટે તે પુદ્‌ગલના પરિણામ છે.

હવે ૨૭ મો બોલ કહે છે. ચારિત્રમોહના વિપાકની ક્રમશ: નિવૃત્તિ જેમનું લક્ષણ છે એવાં જે સંયમ લબ્ધિસ્થાનો તે બધાંય જીવને નથી.

આત્માનું ભાન થયા પછી અસ્થિરતાની ક્રમે ક્રમે નિવૃત્તિ થઈ સ્થિરતા વધે તેવા બધા પ્રકારો પણ આત્માનો સ્વભાવ નથી. ક્રમે ક્રમે સ્થિરતાની જે નિર્મળપર્યાય વધે છે એવા ક્રમના પ્રકારો આત્માના અખંડ સ્વભાવમાં નથી. સંયમની નિર્મળપર્યાય થોડી થોડી વધે તેમાં કર્મની અપેક્ષા આવે છે માટે તે આત્માનો સ્વભાવ નથી. અસ્થિરતા ટાળું અને સ્થિરતા કરૂં એવા રાગના વિકલ્પમાં અટકી જવું તે આત્માનો સ્વભાવ નથી. આત્માના અખંડ સ્વભાવ ઉપર દૃષ્ટિનું જોર આપવાથી સંયમની નિર્મળ પર્યાય ઉઘડે છે, આત્માની નિર્મળ અવસ્થા ઉઘાડવામાં આત્માના કાયમીપણાનો આશ્રય છે સંયમની પર્યાય સ્થિરતા આદિ અનંતગુણનો પિંડ આખો આત્મા પડયો છે તેના આશ્રયે પ્રગટે છે પરંતુ સ્થિરતાની પર્યાયના આશ્રયે પણ સ્થિરતાની પર્યાય પ્રગટતી નથી.

હું અખંડ સ્વભાવે પરિપૂર્ણ છું તેવી શ્રદ્ધા કરવાથી ગુણની નિર્મળ પર્યાય આવશે પણ અવસ્થા ઉપર લક્ષ રાખી વિકલ્પ કર્યા કરશે તો અવસ્થા નિર્મળ થશે નહિ. નિર્મળ અવસ્થા પ્રગટાવવાનો આશ્રય દ્રવ્ય છે. અસ્થિરતાને ક્રમે ક્રમે ટાળીને સ્થિરતા થાય તે પણ આત્માનો અખંડ સ્વભાવ નથી અંદર થોડી થોડી સંયમ પર્યાય વધતી જાય તેના ઉપર લક્ષ કરવાથી સંયમ ન પ્રગટે પણ અખંડ

દ્રવ્યના આશ્રયે સંયમ પ્રગટે છે, સંયમની ક્રમે ક્રમે પર્યાય વધતી જાય તેમાં કર્મની નિવૃત્તિની અપેક્ષા આવે છે માટે તે સંયમલબ્ધિ-સ્થાનો આત્માને નથી. માર્ગણાના બોલમાં સંયમનો બોલ આવ્યો હતો તેમાં તો સંયમના છ ભેદની વાત હતી અને આ સંયમલબ્ધિ-સ્થાનમાં તો સંયમના ક્રમે ક્રમે વધતા પરિણામ લીધા છે, સંયમના સ્થાન તો અસંખ્યાતા પણ છે અને અનંત પણ છે. તે બધા સંયમના પ્રકાર થાય છે ચૈતન્યની પર્યાયમાં, જડમાં થતા નથી પણ તે પર્યાય ઉપર લક્ષ મૂકતાં રાગ આવે છે અને રાગ છે તે વિકાર છે વિકાર છે તે આત્માનો સ્વભાવ નથી માટે સંયમલબ્ધિસ્થાનો આત્માને નથી.

આ વિષય અપૂર્વ છે સૌ પોતે પોતાની કલ્પનાથી માનેલો ધર્મ માને પણ તેથી કાંઇ સાચો ધર્મ થાય નહિ. નાના બાળકો લીંબોળીમાં ખરો આંબો માને તેથી કાંઇ લીંબોળીમાંથી આંબો ન ઉગે. વસ્તુનો સ્વભાવ જેવો છે તેવો જાણ્યા વિના માને તેથી કાંઇ તેનું ફળ સાચું ન આવે. વસ્તુનો સ્વભાવ જેવો છે તેવો માને તો તેનું સાચું ફળ આવે.

હવે ૨૮ મો બોલ કહે છે. પર્યાપ્ત, અપર્યાપ્ત, બાદર, સૂક્ષ્મ, એકેંદ્રિય, દ્વીંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય, અને સંજ્ઞી તથા અસંજ્ઞી પંચેંદ્રિય જેમનાં લક્ષણ છે એવાં જે જીવસ્થાનો તે બધાંય જીવને નથી.

પર્યાપ્તિના છ પ્રકાર હોય છે તેને લઇને આહાર લેવાય છે, બોલાય છે વગેરે છ પ્રકારો છે તે બધામાં પૂર્ણપણે બંધાય તે પર્યાપ્તિ અને અપૂર્ણપણે બંધાય તે અપર્યાપ્તિ.

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરો અને વનસ્પતિ તે બાદર પણ હોય અને સૂક્ષ્મ પણ હોય છે તેમાં સૂક્ષ્મ પૃથ્વી પાણી અગ્નિ વાયરાના અને વનસ્પતિના જીવો તે લોકમાં બધે ઠેકાણે ભર્યા છે, એવા સૂક્ષ્મ શરીરમાં તું અનંતવાર જઇ આવ્યો છે તે રખડપટ્ટી

બધી તારી ભૂલને લઈને થઈ છે. એકેંદ્રિય, દ્વીંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય, અને સંજ્ઞી અસંજ્ઞી પંચેંદ્રિય જીવોમાં તું અનંતવાર જઈ આવ્યો છે, આત્મા જ્ઞાયકમૂર્તિ નિર્મળ જ્ઞાનનો ઘન છે તેને આ ચૌદ પ્રકારના જીવસ્થાનો નથી તે જીવસ્થાનો કર્મના સંયોગને લઈને છે. માટે તે પુદ્દગલના પરિણામ છે આત્મામાં તે નથી.

હવે ઓગણત્રીશમો બોલ કહે છે. તેમાં ગુણસ્થાનનું સ્વરૂપ કહે છે. આત્માની પૂર્ણ નિર્મળ પર્યાય પ્રગટ થયા પહેલાં તેને ચૌદ અવસ્થા હોય છે તેને ચૌદ ગુણસ્થાન કહેવાય છે, તેમાં મેડીએ ચડવાનું ખરૂં પગથીયું ચોથેથી શરૂ થાય છે.

હવે મિથ્યાત્વ ગુણસ્થાનનું સ્વરૂપ કહે છે, શરીર. મન, વાણી, શુભાશુભભાવ તેને પોતાના માને છે, અને પોતાના સ્વભાવને પોતાનું માનતો નથી પણ પરને પોતાનું માને છે તે મિથ્યાત્વ ગુણસ્થાન છે. તે મિથ્યાત્વ ગુણસ્થાન પણ આત્માનું સ્વરૂપ નથી.

સમ્યગ્દર્શન પામ્યા પછી પાછા પડતાં હજી મિથ્યાત્વ ગુણસ્થાને પહોંચ્યો નથી વચમાં છે, તે અવસ્થાને સાસાદન ગુણસ્થાન કહેવાય છે, તે સાસાદન ગુણસ્થાને બહુ અલ્પ વખત અવસ્થા રહે છે જેમ કેરી ડાળ ઉપરથી પડતાં નીચે જમીનને અડતાં જરા વાર લાગે, અને વચમાં જરા અલ્પકાળ રહે છે, તેમ સમ્યગ્દર્શનથી પડતાં મિથ્યાત્વ ગુણસ્થાને પહોંચતા વચ્ચે કેરીની માફક જરાં વાર લાગે તેટલો કાળ સાસાદન સમકીતનો છે તે કાળ બહુ જ અલ્પ છે તે સાસાદન ગુણસ્થાન પણ આત્માનો સ્વભાવ નથી.

ત્રીજા મિશ્ર ગુણસ્થાનના પણ બહુ સૂક્ષ્મ પરિણામ હોય છે તેની સ્થિતિ પણ અન્તર્મુહૂર્તની છે તે મિશ્ર ગુણસ્થાનના પરિણામ સમ્યગ્મિથ્યાત્વરૂપ હોય છે તે ગુણસ્થાન પણ આત્માનું સ્વરૂપ નથી.

આત્મા પરિપૂર્ણ જ્ઞાયક સ્વરૂપે એકરૂપે છે, આ રાગ-દ્વેષ આદિ વિકારો તે મારૂં સ્વરૂપ નથી, મારૂં તો પૂર્ણ ચિદાનંદસ્વરૂપ છે આવું

ભાન ચોથે ગુણસ્થાને સમ્યગ્દૃષ્ટિને હોય છે, પરંતુ આવું જુદું ભાન હોવા છતાં પાંચ ઇંદ્રિયના વિષયની, હિંસાની, કે આબરૂ કીર્તિ વગેરેની આસક્તિ ટળી ન હોય કારણ કે એટલી સ્વરૂપ સ્થિરતા પ્રગટી નથી તેથી હજુ આસક્તિ ઉભી છે, તેથી ત્યાં અવિરતિપણું છે, માટે આ ગુણસ્થાનને ચોથું અવિરત સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન કહેવાય છે. તે સમ્યગ્દર્શન પણ એક અવસ્થા છે તેથી તે અવસ્થાના આશ્રયે પાંચમું ગુણસ્થાન પ્રગટે તેમ બને નહિ. પર્યાયના આશ્રયે આગળ જવાય નહિ પણ વસ્તુના આશ્રયે આગળ જવાય છે. પર્યાય પૂરતો આખો આત્મા નથી માટે ચોથું ગુણસ્થાન તે આત્માનું સ્વરૂપ નથી.

હવે પાંચમું ગુણસ્થાન કહે છે. આત્મા ચિદાનંદસ્વરૂપ છે તેમ ભાન થાય ત્યારે અનંતાનુબંધી કષાય ચોથે ગુણસ્થાને ટળી જાય છે અને અહીં પાંચમે ગુણસ્થાને અપ્રત્યાખ્યાન કષાયની ચોકડી ટળી જાય છે. આત્મા પરથી નિરાળો એવું ભાન થયા પછી હિંસાનો અને પાંચ ઇંદ્રિયના વિષયનો અમુક અંશે સહજ ત્યાગ થાય છે, આત્માના સ્વભાવનો સહજ સ્વાદ લેતાં અમુક અંશે વિષય-કષાય અને હિંસાની આસક્તિ ઘટી જાય છે તેને પાંચમું ગુણસ્થાન કહેવાય છે, તે પાંચમું ગુણસ્થાન પણ એક અવસ્થા છે તે અવસ્થા દ્રવ્યના આશ્રયે પ્રગટે છે. અવસ્થા ઉપર લક્ષ આપતાં તો રાગ આવે છે અને રાગ તે આત્માનું સ્વરૂપ નથી, માટે ગુણસ્થાન પણ આત્માનું સ્વરૂપ નથી, ગુણસ્થાનની પર્યાય થાય છે આત્મામાં, કાંઇ જડમાં થતી નથી પણ તે અવસ્થા પૂરતો આત્મા નથી અને તે અવસ્થા ઉપર લક્ષ આપતાં રાગ આવે છે અને રાગ તે પરલક્ષણવાળો ભાવ છે માટે પરનો છે તે અપેક્ષાએ પાંચમું ગુણસ્થાન તે આત્માને નથી તેમ કહ્યું છે.

હવે છઠ્ઠા સાતમા ગુણસ્થાનનું સ્વરૂપ કહે છે. પ્રમત્તસંયત અને અપ્રમત્તસંયત એમ બે પ્રકારની મુનિની દશા હોય છે. મુનિપણામાં

બાહ્યલિંગમાં તદ્દન નગ્નપણું હોય છે, માતાએ જેવા જનમ્યા તેવા હોય છે, એક પણ લુગડાનો તાણોવાણો મુનિપણામાં હોતો નથી. છઠ્ઠી ભૂમિકાએ મુનિ વર્તતા હોય ત્યારે શાસ્ત્ર સ્વાધ્યાયનો, ઉપદેશનો, આહાર લેવાનો વગેરે વિકલ્પ હોય છે, અને સાતમે અપ્રમત્ત ગુણસ્થાને મુનિ વર્તતા હોય ત્યારે આત્માના નિર્વિકલ્પ અનુભવનો સ્વાદ લે છે, ચૈતન્ય ગોળો છૂટો પડીને પોતાના સ્વભાવનો અનુભવ કરે છે; આત્માના આનંદમાં બહારનો કોઇ પણ જાતનો ખ્યાલ હોતો નથી, તે રીતે સ્વરૂપધ્યાનમાં લીન હોય ત્યારે મુનિને સાતમું ગુણસ્થાન હોય છે, તેવી રીતે મુનિ ક્ષણમાં અપ્રમત્ત અને ક્ષણમાં પ્રમત્ત એમ હજારોવાર આવ જા કરે છે આ મુનિપણાની અંતર દશા છે, ઘડીમાં પ્રમત્તમાં આવે ત્યારે ઉપદેશ આપવાનો વિકલ્પ આવે, મહાવ્રત ચોખા પાળું તેમ વિકલ્પ આવે, આહાર-પાણી શુદ્ધ લઉં તેમ પણ વિકલ્પ આવે તેમ ક્ષણવાર બહાર રહી વળી પાછા અપ્રમત્ત ધ્યાનમાં નિર્વિકલ્પ આનંદમાં ઝૂલે છે. આ રીતે મુનિદશામાં સ્વરૂપ ધ્યાન વિશેષ હોય છે, કેવળજ્ઞાન લેવાની નજીકતા વર્તે છે. મુનિપણું તે કેવળજ્ઞાન લેવાનું સાક્ષાત્ કારણ છે. છઠ્ઠે ગુણસ્થાને પ્રત્યાખ્યાનાવરણીય ચોકડીનો અભાવ થાય છે. છઠ્ઠું અને સાતમું ગુણસ્થાન તે બન્ને અવસ્થા છે પણ અવસ્થા તે આત્માનું અખંડસ્વરૂપ નથી. અવસ્થા ઉપર દૃષ્ટિ મૂકવાથી અવસ્થા પ્રગટતી નથી પણ અખંડ દ્રવ્યસ્વભાવ ઉપર દૃષ્ટિ મૂકવાથી પ્રમત્ત અને અપ્રમત્ત મુનિપણાની અવસ્થા પ્રગટે છે. પ્રમત્ત અપ્રમત્તની અવસ્થા પ્રગટી તેમાં કર્મના અભાવની અપેક્ષા આવે છે માટે તે નિરપેક્ષ આત્માનું સ્વરૂપ નથી. એકલી નિરપેક્ષ દૃષ્ટિના વિષયમાં એવા પર અપેક્ષાના ભેદ લાગુ પડતા નથી માટે ગુણસ્થાન તે આત્માનું સ્વરૂપ નથી. કેવળજ્ઞાનની પૂરી પર્યાય પ્રગટાવવામાં આવે તે પહેલાં મુનિપણાની સાધકદશા વચ્ચે આવે ખરી, ગુણસ્થાનની બધી પર્યાય આત્મામાં થાય ખરી, અને ગુણસ્થાન તે ચૈતન્યની અવસ્થામાં થાય છે જડમાં થતા નથી તો પણ તે અવસ્થાના ભેદ ઉપર લક્ષ

આપતાં રાગ આવે છે અને રાગ તે વિકાર છે, વિકાર છે તે પર-નિમિત્તે ચૈતન્યની પર્યાયમાં થાય છે, પર નિમિત્તે થાય છે માટે તેને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે. ચૌદ ગુણસ્થાન છે એમ કહીને આચાર્ય-દેવે જૈનશાસનનો આખો વ્યવહાર ઉભો રાખ્યો છે, સર્વજ્ઞ ભગવાનનો કહેલો આવો અપૂર્વ વ્યવહાર બીજે ક્યાંય નથી એમ બતાવ્યું છે. ગુણસ્થાન કહીને ગુણસ્થાનની પર્યાય વચ્ચે આવે છે તેમ કહી વ્યવહાર બતાવ્યો છે અને તે પર્યાય આત્માના અખંડ સ્વરૂપની દ્રષ્ટિના વિષયમાં નથી એમ કહીને પરમાર્થ બતાવ્યો છે. દ્રષ્ટિ તે ગુણસ્થાનના ભેદને સ્વીકારતી નથી માટે ગુણસ્થાનને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે.

આઠમા અપૂર્વકરણ ગુણસ્થાનમાં ધ્યાન ઘણું જ વિશેષ હોય છે, બહારનું લક્ષ ત્યાં પણ હોતું નથી, પરિણામની નિર્મળધારા હોય છે તે ગુણસ્થાને નિર્મળ પરિણામની બે જાતની ધારા હોય છે, એક ધારા કષાયનો મૂળમાંથી ક્ષય કરે છે તેને ક્ષપકશ્રેણી કહેવાય છે, અને બીજી ધારા કષાયને ઠારે છે એટલે કે ઉપશમ કરે છે તેને ઉપશમ-શ્રેણી કહેવાય છે, તે આઠમા ગુણસ્થાનની ક્ષપક શ્રેણી અને ઉપશમ-શ્રેણીની અવસ્થા પૂરતો અખંડ આત્મા નથી તે ગુણસ્થાન છે તે ભેદનું લક્ષણ છે અભેદ આત્માનું લક્ષણ તે નથી. ગુણસ્થાનના ભેદ ઉપર લક્ષ મૂકતાં રાગ આવે છે માટે ગુણસ્થાન તે આત્માનું સ્વરૂપ નથી.

નવમું અનિવૃત્તિકરણગુણસ્થાન છે. અનિવૃત્તિ એટલે નિર્મળ પરિણામનીધારાએ ચડતાં ચડતાં પાછો ન પડે. ત્યાં પણ નિર્મળ-પરિણામની બે ધારા હોય છે, એક ધારા કષાયને મૂળમાંથી ટાળે તે ક્ષપકધારા કહેવાય છે અને એક કષાયને ઠારે તે ધારાને ઉપશમધારા-કહેવાય છે. નવમું ગુણસ્થાન તે પણ એક અવસ્થા છે માટે તે આત્માનું અખંડ સ્વરૂપ નથી.

દશમું સૂક્ષ્મસંપરાય ગુણસ્થાન છે. ત્યાં સૂક્ષ્મ લોભનો જરીક

ઉદય હોય છે. આ ગુણસ્થાને વીતરાગતાની નિર્મળતા ઘણી હોય છે, ધ્યાનની સ્થિરતા ઘણી હોય છે પણ સૂક્ષ્મ એટલે ઝીણો અને સંપરાય એટલે કષાયનો અબુદ્ધિપૂર્વક ઉદય હોય છે. દશમું ગુણસ્થાન તે પણ એક અવસ્થા છે તે અવસ્થા અખંડ વસ્તુ ઉપર દૃષ્ટિ મૂકવાથી પ્રગટે છે. પણ અવસ્થા ઉપર લક્ષ મૂકવાથી તો રાગ આવે છે, રાગ તે આત્માનું સ્વરૂપ નથી. ગુણસ્થાન તે ભેદનું લક્ષણ છે. અભેદ આત્માનું તે સ્વરૂપ નથી, માટે ગુણસ્થાન તે આત્માનું સ્વરૂપ નથી.

અગીયારમું ઉપશાંતમોહ ગુણસ્થાન છે તે ગુણસ્થાને પરિણામમાં વીતરાગતા હોય છે અને કષાયો તદ્દન ઉપશમેલા હોય છે તે ઉપશાંતમોહ ગુણસ્થાન પણ એક અવસ્થા છે, અવસ્થા છે તે ભેદનું લક્ષણ છે અભેદ આત્માનું લક્ષણ તે નથી માટે ગુણસ્થાન આત્માનું સ્વરૂપ નથી. તે બધી ગુણસ્થાનની પર્યાય થાય છે ચૈતન્યની અવસ્થામાં જડમાં કાંઈ ગુણસ્થાનની અવસ્થા થતી નથી પણ તે ગુણસ્થાનમાં ભંગમાં પર નિમિત્તની અપેક્ષા આવે છે તેથી તેને પરના કહ્યા છે.

બારમું ક્ષીણમોહ ગુણસ્થાન છે. તે ગુણસ્થાને જેવી છે તેવી નિર્મળ વીતરાગદશા પ્રગટે છે અને મોહનો સર્વથા મૂળમાંથી ક્ષય થાય છે. આ ગુણસ્થાને આવેલો પાછો પડે જ નહિ, અંતર્મુહૂર્તમાં કેવળજ્ઞાન લીધે જ છૂટકો કરે. આ ગુણસ્થાન પણ એક અવસ્થા છે માટે તે અભેદ આત્માનું લક્ષણ નથી.

તેરમું સયોગીકેવળી ગુણસ્થાન છે. આ ગુણસ્થાને કેવળજ્ઞાન પ્રગટે, સમસ્ત ત્રણકાળ ત્રણલોકને હસ્તામળની પેઠે જાણે. કેવળજ્ઞાન અવસ્થા સહિત જે દેહધારીપણે હોય તેને સયોગીકેવળી કહેવાય છે. મહાવીરભગવાન પણ કેવળજ્ઞાન અવસ્થાએ દેહધારીપણે વિચરતા હતા ત્યારે તે પણ સયોગીકેવળી અવસ્થાએ હતા. અત્યારે મહાવિદેહક્ષેત્રમાં ત્રિલોકનાથ તીર્થંકર શ્રી સીમંધર ભગવાન દેહધારીપણે

સાક્ષાત્‌ બિરાજી રહ્યા છે તે સયોગીકેવળી અવસ્થાએ છે તે કેવળજ્ઞાન પણ એક અવસ્થા છે તે કેવળપર્યાય પૂરતો આત્મા નથી, કેવળ પર્યાય તો સાદિઅનંત છે આત્મા તો અનાદિઅનંત છે માટે કેવળ પર્યાય પણ ભેદનું લક્ષણ છે અભેદ આત્માનું તે લક્ષણ નથી માટે ગુણસ્થાન તે આત્માનું સ્વરૂપ નથી. આ તેરમું ગુણસ્થાન જોગના કંપનને લઈને છે અને કંપન તે વિકાર છે અને વિકાર તે પુદ્‌ગલના પરિણામ છે તે અપેક્ષાએ તેરમા ગુણસ્થાનને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે.

ચૌદમું અયોગી કેવળી ગુણસ્થાન છે ત્યાં મન વચન કાયાના યોગનું કંપન થંભી જાય છે તે ગુણસ્થાને અ, ઈ, ઉ, ઋ લૃ તે પાંચ અક્ષર બોલાય તેટલો કાળ દેહની સ્થિતિ રહે છે, તે ગુણસ્થાન પણ એક વિકારી અવસ્થા છે. ચૌદમે ગુણસ્થાને જોગના સંસ્કાર રહે છે અને જોગના સંસ્કાર તે વિકાર છે અને વિકાર તે પુદ્‌ગલના પરિણામ છે માટે તે અપેક્ષાએ ચૌદમાં ગુણસ્થાનને પણ આચાર્યદેવે પુદ્‌ગલના પરિણામ કહ્યા છે. ચૌદ ગુણસ્થાનની અવસ્થા તે ભેદનું લક્ષણ છે, અભેદ આત્માનું તે લક્ષણ નથી, ગુણસ્થાન તે ચૈતન્યની પર્યાયમાં થાય છે જડની પર્યાયમાં થતાં નથી, પરંતુ તેના ભેદ ઉપર લક્ષ મૂકતાં રાગ આવે છે, રાગ તે આત્માની પર્યાયમાં થાય છે પણ આત્માનું સ્વરૂપ નથી, રાગ તે પર નિમિત્તે થતો વિકાર છે. પર વલણવાળો ભાવ છે માટે તે પર છે માટે ગુણસ્થાનની પર્યાયના ભેદ પણ પુદ્‌ગલના પરિણામ છે તેમ કહ્યું છે અખંડ વસ્તુદ્રષ્ટિ તે ગુણસ્થાનના ભેદને સ્વીકારતી નથી માટે તેને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે. આચાર્યદેવે 'ગુણસ્થાન જેમના લક્ષણ છે' એમ કહીને ગુણસ્થાન છે એમ સિદ્ધ કર્યું છે, કોઈ કહેતું હોય કે ગુણસ્થાન વગેરે કાંઈ છે જ નહિ તો તેને કહે છે કે સર્વજ્ઞ ભગવાને કહેલો જૈનશાસનનો ગુણસ્થાન વગેરેનો વ્યવહાર છે, આવો અપૂર્વ વ્યવહાર બીજે ક્યાંઈ નથી એમ સિદ્ધ કરી વ્યવહાર બતાવ્યો છે, પરંતુ તે ભેદ ઉપર લક્ષ આપતાં રાગ આવે છે, અને અભેદ આત્માનું તે લક્ષણ નથી માટે

ગુણસ્થાન તે આત્માનું સ્વરૂપ નથી એમ કહીને પરમાર્થ બતાવ્યો છે ભેદ ઉપરથી દૃષ્ટિ ઉપાડીને અભેદ ઉપર દૃષ્ટિ મૂકવાનું કહ્યું છે.

આ બધા બોલમાં 'લક્ષણ છે' એવા શબ્દો આચાર્યદેવે કહીને જૈનશાસનનો આખો વ્યવહાર ઉભો રાખ્યો છે તે વ્યવહાર ન માને તે મહા મિથ્યાત્વી છે. ગુણસ્થાન વગેરે લક્ષ્ય છે અને તેના ભેદ તે લક્ષણ છે તે ભેદ છે ખરા, પરંતુ અખંડ વસ્તુની દૃષ્ટિ તે ભેદને સ્વીકારતી નથી. તે ભેદ ઉપર દૃષ્ટિ મૂકતાં નિર્મળ પર્યાય ઉઘડતી નથી, તે ભેદ પૂરતું અખંડ આત્માનું સ્વરૂપ નથી તેમ કહીને આચાર્યદેવે પરમાર્થ બતાવ્યો છે.

ચૌદ ગુણસ્થાન મોહ અને જોગના કારણે ઉત્પન્ન થયા છે માટે તે પુદ્ગલના પરિણામ છે એમ આ અધ્યાત્મશાસ્ત્ર તો કહે છે, પણ ગોમ્મટસાર જેવા વ્યવહારનયના શાસ્ત્રોમાં પણ ચૌદ ગુણસ્થાન તે મોહ અને જોગના કારણે ઉત્પન્ન થયા છે, તેમ કહ્યું છે, મોહ અને જોગ વિકાર છે અને વિકાર તે આત્માનો સ્વભાવ નથી માટે ગુણ-સ્થાન પુદ્ગલના પરિણામ છે.

ગુણસ્થાનમાં જે નિર્મળ પર્યાય થાય છે તે તો ચૈતન્યમાં પોતામાં ભળે છે ચૈતન્યમાં અભેદ થાય છે, તે નિર્મળ પર્યાયને પુદ્ગલના પરિણામ કહ્યા નથી, પણ ગુણસ્થાન તે મોહ અને જોગના કારણે ઉત્પન્ન થાય છે, તે અપેક્ષાએ ગુણસ્થાનને પુદ્ગલના પરિણામ કહ્યા છે.

કોઈ કહેશે કે આવી વાત કેમ સમજાય? પણ ધીરા થઈને જોવું નથી, વિચારવું નથી, અને માત્ર ન સમજાય ન સમજાય તેમ કહેવું છે, પણ અરે બાપુ! આ તત્ત્વ નહિ સમજ તો જાઈશ ક્યાં? તંબુ તણાશે ક્યાં? ચોરાશીના રણમાં રોઈશ તો પણ તારી રાડ કોણ સાંભળશે? અરે બાપલા! આવા મોંઘા મનુષ્યપણા પામ્યો અને સત્‌ના શરણાં જો ન લીધાં તો અનંતકાળે આવા ટાણાં મળવા

મુશ્કેલ છે આ મનુષ્યપણું પામ્યો અને પચરંગી દુનિયા દેખી ત્યાં રાજી રાજી થઇ ગયો, ઉપર બેસે બલુનમાં અને નીચે બેસે સલુનમાં, અમુક જાતના કોટ પહેરે અને બેસે મોટરમાં, મોટરનું ચકરડું હાથે ફેરવતો હોય ત્યારે જોઇ લ્યો ભાઇ સાહેબનો રંગ! પણ ભાઇ બાપુ! જો સત્‌ના શરણાં ન લીધાં તો કોઇ તને શરણ થાય તેમ નથી, તે સલુન તો શરણરૂપ નથી પણ કુટુંબી જનો પણ શરણરૂપ નથી અરે! આ નજીકમાં રહેલું શરીર કે જેને માટે તું ચોવીશે કલાકનો ટાઇમ આપે છે તે પણ તને શરણરૂપ નથી પુણ્યના પરિણામ પણ તને શરણ-રૂપ નથી અરે! નિર્મળ અવસ્થા ઉપર લક્ષ આપવું તે પણ શરણ નહિ થાય પરંતુ અખંડ પૂર્ણ સ્વભાવનું શરણ લે તો પૂરામાંથી શરણ આવશે. કેવળ પર્યાય ઉપર લક્ષ આપવાથી પણ કેવળ પર્યાય પ્રગટતી નથી પણ આખા દ્રવ્ય ઉપર મીટ માંડવાથી કેવળ પર્યાય ઉઘડી જાય છે, સિદ્ધ પર્યાય પ્રગટી જાય છે આચાર્યદેવે ઓગણત્રીશ બોલ કહીને અપૂર્વ વાત કરી છે. દ્રવ્ય ઉપર મીટ માંડવાની અપૂર્વ વાત કરી છે. અનંતકાળના પરિભ્રમણના ભૂક્કા કરી અનંત આનંદ પ્રગટાવવાની અચિંત્ય વાત કરી છે. આચાર્યદેવ કહે છે કે આખા દ્રવ્ય ઉપર મીટ માંડવાથી સાચા રસ્તા નીકળવાના, બાકી કોઈ પ્રકારે રસ્તા નીકળવાના નથી.

૨૦૦૦, કારતક સુદ ૮ શુક્ર.

૫૫ ગાથા પુરી થઈ. હવે તે જ અર્થનું કળશરૂપ કાવ્ય કહે છેઃ-

( શાલિની )

वर्णाद्या वा रागमोहादयो वा<br>
भिन्ना भावाः सर्व एवास्य पुंसः ।<br>
तेनैवांतस्तत्त्वतः पश्यतोऽमी<br>
नो दृष्टाः स्युर्दृष्टमेकं परं स्यात् ॥ ३७ ॥

અર્થઃ—જે વર્ણાદિક અથવા રાગમોહાદિક ભાવો કહ્યા તે બધાય

આ પુરુષથી ( આત્માથી ) ભિન્ન છે તેથી અંતર્દૃષ્ટિ વડે જોનારને એ બધા દેખાતા નથી, માત્ર એક સર્વોપરી તત્ત્વ જ દેખાય છે-કેવળ એક ચૈતન્ય ભાવસ્વરૂપ અભેદરૂપ આત્મા જ દેખાય છે.

ધર્મ, તે ધર્મી એવો જે આત્મા તેની સાથે સંબંધ રાખે છે, બાહ્ય જડ પદાર્થો સાથે સંબંધ રાખતો નથી અને વિકારીભાવ સાથે પણ સંબંધ રાખતો નથી. વર્ણ-ગંધ-રસ-સ્પર્શ વગેરે ભગવાન આત્માને નથી. વિકારીભાવ બધોય ભગવાન આત્માને નથી. કોઇ એમ કહે છે કે ધર્મ આત્મામાં નથી માટે જ બહારમાં ધર્મ કરવાનું મન થાય છે. પણ ભાઇ! ધર્મ તો આત્મામાં જ છે એટલે ધર્મ કરવાનું મન થાય છે, પણ તું અંતર્દૃષ્ટિ ભૂલ્યો છું એટલે શરીરમાં, વાણીમાં વગેરે જડ પદાર્થોમાં ધર્મને ઢૂંઢવા અને ગોતવા મંડી પડ્યો છો પણ ભાઈ! અંતર્દૃષ્ટિ કર તો ધર્મ અંતરમાં જ ભર્યો છે

વિકારીભાવ બધોય આત્માને નથી. હિંસાની-દયાની પૂજા-વ્રતની વગેરે લાગણી થાય ત્યારે જ્ઞાન હલે છે-સંક્રમે છે, રાગ તરફ વળે છે ત્યારે જ્ઞાન અસ્થિર થાય છે માટે રાગ તે આત્માનો મૂળ સ્વભાવ નથી પણ વિકારી ભાવ છે, નવો થતો ક્ષણિકભાવ છે, ક્ષણમાં બદલાઈ જાય છે, હિંસાના ભાવમાંથી દયાનો અને કંજુસાઈના ભાવ-માંથી દાનનો એમ અશુભભાવમાંથી શુભભાવ કરે છે માટે તે ભાવ ક્ષણિક છે. અશુભભાવમાંથી શુભભાવ થાય છે તે પુરુષાર્થ વડે થાય છે પણ તે તીવ્રરાગ અને મંદરાગ આત્માની ખાણમાં ભર્યો નથી, તેમાંથી તે આવતો નથી પણ તે પરનિમિત્તે થતો વિકારીભાવ છે. તે ભાવ થાય છે ચૈતન્યની અવસ્થામાં પણ તે પોતાનું સ્વરૂપ નથી. તે પરવલણવાળો ભાવ છે માટે તે પરનો છે. વિકારીભાવ બધોય ભગવાન આત્મા પુરુષને નથી, સ્ત્રીવેદ, પુરુષવેદ કે નપુંસકવેદની અહીં વાત નથી પણ ભગવાન આત્માને જ અહીં પુરુષ કહ્યો છે. વર્ણાદિક વગેરે ૨૯ બોલ પરમાર્થે ભગવાનને નથી; ૨૯ બોલમાં બીજા સેંકડો બોલ આવી જાય છે.

વર્ણાદિક અને મોહાદિક ભાવો ચોથાગુણસ્થાનમાં અંતર્દષ્ટિથી જોનારને તે બધા ભાવો દેખાતા નથી, માત્ર એક સર્વોપરી તત્ત્વ જ દેખાય છે, આત્મા આનંદમૂર્તિ અનંતગુણનો રસકંદ છે, તેવી અંતર્દષ્ટિથી જોનારને પુણ્ય-પાપના ભાવ સ્વભાવમાં દેખાતા નથી પણ માત્ર એક સર્વોપરી ચૈતન્ય તત્ત્વ જ દેખાય છે, વિકારીભાવો સ્વભાવમાં નથી એટલે દેખાતા નથી એમ આચાર્યદેવે કહ્યું છે અવસ્થામાં ક્ષણ પૂરતા થાય છે તેને ગણતો નથી. અનંતગુણનોપિંડ અખંડ અભેદ આત્મા વર્તમાનમાં જ પૂર્ણ છે એવી અંતર્દષ્ટિથી જોનારને એક ચૈતન્ય તત્ત્વ જ ઉપરને ઉપર દેખાય છે. બીજા વિકારીભાવો સ્વભાવમાં નથી એટલે દેખાતા નથી એમ કહ્યું છે.

બહિર્દષ્ટિવાળાને માત્ર શુભાશુભભાવ અને શરીરાદિ જ ભળાય છે, આત્મા ભળાતો નથી, અંતર્દષ્ટિથી જોનારને માત્ર આત્મા જ મુખ્ય ભળાય છે સમ્યગ્દ્રષ્ટિને અસ્થિરતાને કારણે અલ્પ રાગ-દ્વેષ થાય છે, પણ તેનો તે કર્તા થતો નથી, સ્વામી થતો નથી, પોતાના માનતો નથી. વિકારીભાવો ગૌણ છે, પોતાના સ્વભાવમાં નથી, માટે દેખાતા નથી એમ કહ્યું છે. આ ધર્મનો પહેલામાં પહેલો એકડો છે, અશુભભાવ ટાળીને શુભભાવ કરે તેનાથી પુણ્ય બંધાય, સ્વર્ગ વગેરે શુભગતિ મળે પણ અંતર્સ્વભાવની પ્રતીતિ વગર જન્મ મરણ ટળે નહિ.

અંતર્દષ્ટિથી જોનાર સમ્યગ્દ્રષ્ટિને હજુ કેવળજ્ઞાન થયું નથી તેથી શુભાશુભભાવો આવે ખરા, પણ તે શુભાશુભભાવો અંતરસ્વભાવમાં ભળી જતાં દેખાતા જ નથી, તે વિકારીભાવો પર નિમિત્તે પોતાની અવસ્થામાં પોતાના પુરુષાર્થની મંદતાએ ક્ષણ પૂરતા થતાં દેખાય છે, તે શુભાશુભ વિકારીભાવો ચૈતન્યના નિર્વિકારી સ્વભાવમાંથી પ્રગટ થતાં નથી, ચૈતન્યના સ્વભાવમાં તે છેજ નહિ. હું કેવળજ્ઞાન અવસ્થાને પામીશ, સિદ્ધ અવસ્થાને પામીશ એવા રાગ મિશ્રિત વિચાર પણ ચૈતન્ય સ્વભાવમાં છે નહિ, એમ એક સર્વોપરી

તત્ત્વ જ સમ્યગ્દૃષ્ટિને દેખાય છે, અખંડ પરિપૂર્ણ તત્ત્વ ઉપર દૃષ્ટિ મૂકતાં કેવળજ્ઞાન પર્યાય અને સિદ્ધ પર્યાય પ્રગટે, પણ તે અવસ્થા ઉપર લક્ષ મૂકતાં અવસ્થા પ્રગટે નહિ.

જ્ઞાની એટલે ભગવાનનો ભક્ત, ભગવાનનો દાસ, તેને એક સર્વોપરી તત્ત્વ જ દેખાય છે, અંતર એકાકાર સ્વરૂપ એજ મારૂં જ્ઞાન, એજ મારૂં દર્શન, એજ મારૂં ચારિત્ર, એજ મારૂં સુખ, એમ ભગવાનના ભક્તને એક સર્વોપરી તત્ત્વ જ દેખાય છે, સમ્યગ્દૃષ્ટિને અંતર્દૃષ્ટિથી જોતાં જ્ઞાનબિંબ ચૈતન્ય જ એક સર્વોપરી તત્ત્વ દેખાય છે. સાધક સ્વભાવ-અંતર લીનતા જેને થાય તે જ ભગવાનની ભક્તિ છે તે જ ભગવાનનો દાસ છે. અંતરમાં જ્યારે ન ઠરી શકાય ત્યારે અશુભભાવ ટાળવા શુભભાવ આવતાં ગુણનું બહુમાન આવતા દેવ, ગુરુ, શાસ્ત્રની ભક્તિ વગેરેમાં જોડાય છે, પૂજા, વ્રત, દયા વગેરે શુભ ભાવોમાં જ્ઞાની જોડાય ખરા, પણ અંદર અકૃત્રિમ ચૈતન્ય સ્વરૂપ શાશ્વત છે તેમાં કૃત્રિમ ભાવો નવા નવા થાય છે તે ચૈતન્યનુ સ્વરૂપ નથી એવી અંતર્દૃષ્ટિ રાખીને જોડાય છે.

અંતર્દૃષ્ટિવડે આત્માની ઓળખાણ કર્યા વગર કોકને દાન આપી દે તો પણ ધર્મ થાય નહિ, માનાદિનો કાંઇ ભાવ ન હોય અને શુભભાવ હોય તો પુણ્ય બંધાય પરંતુ આત્માના ભાન વગર યથાર્થ તૃષ્ણા તૂટે જ નહિ. પરને મેં ચીજ આપી છે એવું ધણીપણું રાખીને એટલે કે એ ચીજ મારા તાબાની છે હું એનો ધણી છું એટલે હું અને એ બન્ને એક છીએ એવી દૃષ્ટિ વડે યથાર્થ તૃષ્ણા તૂટતી નથી, યથાર્થ તૃષ્ણા તૂટી ક્યારે કહેવાય? પર ચીજ તે મારા તાબાની નથી, હું એનો ધણી નથી એક રાગનો અંશ પણ મારો સ્વભાવ નથી, અનંત સંતોષ મારૂં સ્વરૂપ છે, પર તે હું નથી, રાગ તે હું નથી વીતરાગ સ્વરૂપ હું છું એવું ભાન થયા પછી યથાર્થ તૃષ્ણા તૂટે છે.

પરમાર્થનય અભેદ જ છે તેથી તે દૃષ્ટિથી જોતાં ભેદ નથી

દેખાતો, તે નયની દૃષ્ટિમાં પુરુષ ચૈતન્યમાત્ર જ દેખાય છે માટે તે બધાય વર્ણાદિક તથા રાગાદિક ભાવો પુરુષથી ભિન્ન જ છે.

આત્માને રાગવાળો જાણવો તે વ્યવહારનય છે, એકલો ચૈતન્યસ્વભાવ શુદ્ધ છે તેમ જાણવું તે પરમાર્થનય છે. આત્મામાં શરીર વાણી મન તો નથી પણ ક્ષણે ક્ષણે રાગ-દ્વેષની અવસ્થા થાય તેને પણ પરમાર્થદૃષ્ટિ સ્વીકારતી નથી. ચૈતન્ય અભેદ ધાતુ તેમાં રાગ-દ્વેષ તો નથી પણ શ્રાવકપણાની અવસ્થા, મુનિપણાની અવસ્થા, કેવળની અવસ્થા ને સિદ્ધ અવસ્થા તે બધી અવસ્થાના ભેદો પરમાર્થદૃષ્ટિ સ્વીકારતી નથી, 'ચૈતન્ય ધાતુ તો ચૈતન્ય જ છે' 'તે છે તે છે' તેમાં અવસ્થાના ભેદો પરમાર્થદૃષ્ટિ સ્વીકારતી નથી.

જેમ સોનું તે સોનું છે તેમ લક્ષમાં લેતાં તેના આકાર તેમાં આવી જાય છે, તેમ એક અભેદ ચૈતન્ય ધાતુ તો ચૈતન્ય જ છે, પોતાના અસ્તિત્વપણે સ્વતઃસિદ્ધ જેમ છે તેમ છે એમ સ્વીકારતાં બધી પર્યાયના આકાર તેમાં અભેદપણે સમાઈ જાય છે. આ પરમાર્થ-દૃષ્ટિનો વિષય છે ત્રિલોકનાથ તીર્થંકરદેવે ભેદ અભેદનું સ્વરૂપ જેમ છે તેમ વર્ણવ્યું છે.

આ વર્ણથી માંડીને ગુણસ્થાન પર્યંત જે ભાવો છે તેનું સ્વરૂપ વિશેષતાથી જાણવું હોય તો ગોમ્મટસાર આદિ ગ્રંથોમાંથી જાણી લેવું, તે વ્યવહાર શાસ્ત્રોમાં વ્યવહારની વાત ઘણી હોય છે. ૫૦ થી ૫૫.

હવે શિષ્ય પૂછે છે કે જો આ વર્ણાદિ ભાવો જીવના નથી તો અન્ય સિદ્ધાંત ગ્રંથોમાં 'તે જીવના છે' એમ કેમ કહ્યું છે?

જે શાસ્ત્રોમાં કર્મના નિમિત્તની અપેક્ષાવાળી વાત મુખ્યતાએ હોય તે વ્યવહારનયના શાસ્ત્રો કહેવાય અને આત્માના પરમાર્થ-સ્વરૂપની વાત જે શાસ્ત્રમાં મુખ્યપણે હોય તેને નિશ્ચયનયના શાસ્ત્રો કહેવાય. આત્માની અવસ્થા જણાવનારા, પુણ્ય-પાપ, સ્વર્ગ, નર્ક

એ બધું જણાવનારા વ્યવહારનયના શાસ્ત્રો છે. અશુદ્ધઅવસ્થા આત્મામાં થાય છે ખરી પણ તે અભૂતાર્થ છે, આત્માનો સ્વભાવ નથી માટે અભૂતાર્થ છે. પર્યાય થાય છે તેને જણાવનારી નય તે વ્યવહારનય છે અને તેને જણાવનારા શાસ્ત્રો તે વ્યવહારનયના શાસ્ત્રો છે. પર નિમિત્તની અપેક્ષાના જે ભેદ પડે તેને ગૌણ કરી એકલું અભેદ આત્માનું સ્વરૂપ જણાવનારી નય તે પરમાર્થનય છે. તેને બતાવનારા શાસ્ત્રો તે પરમાર્થનયના શાસ્ત્રો છે. પરમાર્થદૃષ્ટિથી નિર્મળ અવસ્થા પ્રગટે અને મુક્તિ થાય.

શિષ્યના પ્રશ્નની ઉત્તરરૂપ ગાથા કહે છે.

**ववहारेण दु एदे जीवस्स हवंति वण्णमादीया ।**
**गुणठाणंता भावा ण दु केई णिच्छयणयस्स ॥५६॥**

અર્થ:—આ વર્ણથી માંડીને ગુણસ્થાન પર્યંત ભાવો કહેવામાં આવ્યા તે વ્યવહારનયથી તો જીવના છે ( માટે સૂત્રમાં કહ્યા છે ), પરંતુ નિશ્ચયનયના મતમાં તેમનામાંના કોઇ પણ જીવના નથી.

આ રંગ, ગંધ, રસ ને સ્પર્શથી માંડીને ગુણસ્થાનપર્યંતનાભાવો વ્યવહારનયથી આત્માના છે, જેમ પાણીનો કલશો કહેવાય છે તે વ્યવહાર છે પિત્તળના કળશા સાથે પાણીનો સંબંધ છે તેટલો વ્યવહાર છે પણ કળશો તો પીત્તળનો જ હોય, પાણીનો કળશો હોય જ નહિ માટે નિશ્ચયદૃષ્ટિથી જુઓ તો કળશો પિત્તળનો જ છે; એવી રીતે વર્ણાદિક ભાવો અને મોહાદિક ભાવોને આત્મા સાથે પર્યાય પૂરતો સંબંધ છે, તે અપેક્ષાએ તે ભાવો આત્માના છે એમ વ્યવહારનયથી કહેવાય, પરંતુ આત્માના સ્વભાવની દૃષ્ટિથી જુઓ તો

---

વર્ણાદિ ગુણસ્થાનાંત ભાવો જીવના વ્યવહારથી,
પણ કોઇ એ ભાવો નથી આત્માતણા નિશ્ચયથકી. ૫૬.

તે કોઇ ભાવો આત્માના નથી માટે નિશ્ચયનયથી તે ભાવો આત્માના નથી.

અહીં વ્યવહારનય પર્યાયાશ્રિત હોવાથી સફેદ રૂનું બનેલું વસ્ત્ર જે કસુંબા વડે રંગાયેલું છે એવા વસ્ત્રના ઔપાધિક ભાવ (લાલ રંગ) ની જેમ, પુદ્‌ગલના સંયોગવશે અનાદિ કાળથી જેનો બંધ પર્યાય પ્રસિદ્ધ છે એવા જીવના ઔપાધિક ભાવ ( વર્ણાદિક ) ને અવલંબીને પ્રવર્તતો થકો, ( તે વ્યવહારનય ) બીજાના ભાવને બીજાનો કહે છે.

લુગડું ધોળું છે તે ધોળા લુગડાને ધોળું જ જાણવું તે સાચી દૃષ્ટિ છે પણ તે લુગડાને રંગાયેલું જાણવું કે આ લુગડું કસુંબાના રંગવાળું છે એમ જાણવું તે વ્યવહારનય છે, કારણ કે ધોળા લુગડાંને રંગની ઉપાધિવાળું જાણ્યું માટે તે વ્યવહારનય છે કારણ કે ખરેખર તે લુગડાનું સ્વરૂપ નથી માટે તે પર્યાયાશ્રિત વ્યવહાર છે, લુગડામાં કસુંબાનો રંગ છે તે ઔપાધિક ભાવ છે લુગડાનો સહજ સ્વભાવ નથી. માણસોને વ્યવહાર નિશ્ચયમાં મુંઝવણ થાય છે પણ તેનું યથાર્થ જ્ઞાન કરે, જેમ છે તેમ અપેક્ષા સમજે તો મુંઝવણ ટળી જાય એવું છે.

આત્માનો સ્વભાવ તો પરમાત્મા જેવો છે, ધોળા વસ્ત્ર જેવો ચોકખો નિર્મળ શુદ્ધ છે. કસુંબાની ઉપાધિથી ધોળા લુગડામાં જેમ રંગ ચડી ગયો છે, તેમ આત્મામાં કર્મની ઉપાધિનો રંગ ચડી ગયો છે પણ એ રંગ ક્ષણિક છે, કાયમનો રંગ નથી કૃત્રિમ રંગ છે, વર્તમાન પૂરતો રંગ છે, આત્માનો તે સ્વભાવ નથી. અનાદિ સંયોગવશે એ બંધ પર્યાય પ્રસિદ્ધ છે, બંધ પર્યાય પ્રસિદ્ધ છે તેનું કારણ એ છે કે અજ્ઞાનીની દૃષ્ટિ બંધ ઉપર જ છે માટે પ્રસિદ્ધ કહ્યો છે, પણ તે બંધપર્યાય સંયોગવશે છે, આત્મામાં ગરી ગયો નથી. સંબંધને લઇને પ્રસિદ્ધ છે આત્માનો સ્વભાવ નથી. હું ઢોર છું, હું મનુષ્ય છું, હું સ્ત્રી છું, હું પુરુષ છું, હું નપુંસક છું તેવો તે સંયોગ વશે થતો ઔપાધિકભાવ છે, ઔપાધિકભાવને અવલંબીને પ્રવર્તતો વ્યવહારનય બીજાના ભાવને બીજાનો કહે છે.

હું રાગી છું. હું દ્વેષી છું એમ જડના સંયોગે થતા ઔપાધિક-ભાવ પ્રસિદ્ધ છે એ શાને અનાદિકાળથી બંધ પર્યાય પ્રસિદ્ધ છે. લુગડાના રંગમાં ને આત્માના કર્મના સંયોગમાં એટલો ફેર છે કે લુગડાને કસુંબાનો નવો રંગ ચડાવવો પડે છે અને કર્મનો સંયોગ તો અનાદિ કાળથી છે, આત્મા લુગડાની જેમ પહેલા નિર્મળ હતો ને પછી કર્મનો રંગ લાગ્યો તેમ નથી, પણ આ શરીર તે હું, રાગ તે હું, બોલું છું હું, ચાલું છું હું, તે સિવાય જુદો આત્મા વળી કયો હશે? આવી ભ્રાંતિ અનાદિકાળથી છે, સંયોગવશે છે એટલે સંયોગને પોતે વશ થઈ ગયો છે, પણ કર્મના સંયોગે પરાણે આત્માની પર્યાયને અશુદ્ધ કરી નથી; રાગ-દ્વેષ, હર્ષ-શોક કરીને અનાદિકાળથી સંયોગને તાબે પોતે થયો છે. પરવસ્તુએ પોતાને તાબે કર્યો નથી. વડ અને બીજમાં પહેલું વડ કે પહેલું બીજ એવું કાંઇ છે નહિ અનાદિકાળથી બન્ને સાથે જ છે, ખાણમાંથી સોનું ને પત્થર બન્ને ભેગા નીકળે છે એમ આત્મા અનાદિકાળથી સંયોગ વશે અવસ્થામાં બંધથી પ્રસિદ્ધ છે.

રાગ-દ્વેષ, શરીર, મન, વાણીવાળો આત્માને કહેવાય છે તે પરની ઉપાધિને-લઇને વ્યવહાર કહેવાય છે, જેમ લુગડું રંગવાળું કહેવું તે પરનો ઉપાધિભાવ છે, વસ્ત્રનો ખરો સ્વભાવ નથી તેમ રાગ-દ્વેષ, પુણ્ય-પાપ ભાવ આત્માના કહેવા તે પરની ઉપાધિ રાખીને પ્રવર્તે છે પણ પોતાના સ્વભાવને અવલંબીને પ્રવર્તતા નથી, માટે વ્યવહાર છે તે બીજાના ભાવને બીજાનો કહે છે, એટલે કે રાગ-દ્વેષ તે સંયોગીભાવ છે કર્મના નિમિત્તે થતા ભાવ છે તે ભાવને બીજાના એટલે આત્માના કહેવા તે વ્યવહારનય છે, વ્યવહારનય કહે તે રીતે વસ્તુનું ખરું સ્વરૂપ નથી.

શાસ્ત્રમાં વ્યવહારનું એવું વર્ણન આવે છે કે તેં એવા પાપ કર્યા કે તું નરકમાં ગયો, ચારગતિમાં પરિભ્રમણ કર્યું ત્યાં તું એવી પ્રતિકૂળતા પામ્યો કે તારા દુઃખ દેખીને બીજાને પણ રોણાં આવ્યા,

અને કોઈવાર પુણ્યથી મોટો રાજા થયો, અબજો રૂપીયા કમાણો, કોઈવાર દેવમાં ગયો ત્યાં અનુકૂળ સામગ્રી પામ્યો, વગેરે એવું વ્યવહારનું વર્ણન શાસ્ત્રમાં ઘણું આવે છે પણ તે નિમિત્ત તરફની વાત છે. આત્માના મૂળ અસલ સ્વભાવ તરફની તે વાત નથી. જેમ રંગને લુગડાનો રંગ કહેવો તે ખરી દૃષ્ટિ નથી, ખરી રીતે તે રંગ લુગડાનો છે નહિ, વ્યવહારથી અવસ્થામાં રંગ લાગ્યો છે ખરો, વ્યવહાર તદ્દન ખોટો છે એમ નથી, વિકાર જો વ્યવહારથી પણ આત્મામાં ન થયો હોય તો વિકારનો નિષેધ કરીને આત્માને જુદો બતાવવાનું પણ રહે નહિ માટે વ્યવહાર છે ખરો. જેમ લુગડાનો રંગ લુગડામાંથી ઉગ્યો નથી પણ ક્યાંકથી ચોંટ્યો છે, તેમ આત્મામાંથી વિકાર ઉગ્યો નથી પણ પર નિમિત્તે થયો છે માટે તે આત્માનો મૂળ સ્વભાવ નથી પણ પરની ઉપાધિ છે. પુણ્ય-પાપના ભાવ જો આત્મામાં ન થયા હોય તો આ ભાવ તારા નથી એમ કહેવાનું પણ ક્યાંથી રહે? માટે વ્યવહારે તે ભાવો આત્મામાં થયા છે પણ તેનો તે સ્વભાવ નથી માટે પરના કહ્યા છે. જો ભાઈ! આ રાગ-દ્વેષ થાય છે ખરા પણ તે તારૂં સ્વરૂપ નથી.

સંસાર તો આત્માની અવસ્થામાં છે બાયડી છોકરાં તે સંસાર નથી પણ તે પર પદાર્થને પોતાના માનવા તેવી અરૂપી વિકારી અવસ્થા તે સંસાર છે. અવસ્થા દૃષ્ટિએ આત્માની પર્યાયમાં સંસાર છે આત્માના મૂળ અસલ સ્વભાવમાં વસ્તુ દૃષ્ટિએ સંસાર નથી.

ધ્યાન રાખે તો બાળક પણ સમજી શકે તેવી વાત છે, પોતાના ઘરની વાત છે પણ ધર્મને બ્હાને ઘણો ગૂંચવાઈ ગયો છે છતાં પણ સમજે તો પોતાના ઘરની વાત છે.

હાથીને બે પ્રકારના દાંત હોય છે, એક દાંત મોટા લાંબા હોય છે અને બીજા દાંત અંદરના ચાવવાના ઝીણા હોય છે. બહારના દાંત, ઉપરનો શણગાર કરવાના કામમાં આવે, ખોળા ચડાવવાના કામમાં આવે, પણ તે ચાવવાના કામમાં ન આવે, ચાવવા માટે

તો અંદરના ઝીણા દાંત છે તે કામમાં આવે, એમ ચૈતન્ય ભગવાન આત્મામાં કર્મના નિમિત્તે પુણ્ય-પાપના ભાવ જે મોટા મોટા બહારથી દેખાય તે આત્માની શાંતિમાં કામમાં ન આવે, પણ બહારમાં વાતો કરવામાં અને ભવ કરવાના કામમાં આવે, અને અનુકૂળતા-પ્રતિકૂળતા મળવાના તથા શરીર વાણી મનના ખોળા ચડાવવાના કામમાં આવે, પણ ચૈતન્યતત્ત્વનું મૂળ સ્વરૂપ તેવું નથી તે બધી પરની ઉપાધિ છે તેના આશ્રયે સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર થાય તેમ નથી; જેમ હાથીના ઝીણાં દાંત ચાવવાના કામમાં આવે તેમ આત્માનો જે સંપૂર્ણ અખંડ સ્વભાવ છે તેની પ્રતીત કરવાથી આત્માની શાંતિ પ્રગટ કરવાના કામમાં આવે.

નિશ્ચય એટલે સાચું અને વ્યવહાર એટલે આરોપ, ખરેખર પરાશ્રયભાવને તારા કહેવા તે વ્યવહાર છે, તારી ચીજ હોય તે તારાથી જુદી પડે ? અરે ! જે ભાવે સ્વર્ગ મળે, જે ભાવે તીર્થંકર નામકર્મ બંધાય તે ભાવ પણ વિકાર છે, તારો સ્વભાવ નથી માટે ઓળખ ચૈતન્ય ભગવાન આત્માને !

જે બાળકે ઘી વગરનો ખાલી ઘડો ભાળ્યો ન હોય તેને સમજાવવા માટે કહે કે ઘીનો ઘડો છે તે લાવ, પણ પછી સમજાવે કે ઘડો ઘીનો નથી પણ માટીનો છે. છોકરાએ ખાલી બરણી ભાળી નથી તેથી પહેલાં ઘીની બરણી છે તેમ બતાવાય, પણ પછી બરણી છે તે ઘીની નથી પણ માટીની છે તેમ બતાવવી છે, એમ જેણે આત્મા પહેલા જાણ્યો નથી તેને કહે છે કે આ જે રાગ દ્વેષ અને હર્ષ શોકના ભાવ થાય છે તે તારી અવસ્થામાં થાય છે પછી તરત જ આત્માનું સ્વરૂપ ઓળખાવીને કહે કે તે તારા સ્વભાવમાં નથી તે પરના છે જડના છે. દૃષ્ટાંત એક દેશી હોય છે જેમ અભેરાઈ અને તેના ઉપર ચડવાનો ટેકો એ સરખા ન હોય, અભેરાઈ જેટલી ઉંચી હોય તેટલો ટેકો ન હોય. ટેકો તો ત્રણ હાથનો હોય. તેમ દૃષ્ટાંત તે ટેકા પૂરતો હોય છે દૃષ્ટાંત તે સિદ્ધાંત જેવડો ન હોય તે દૃષ્ટાંતમાંથી જો સિદ્ધાંત સમજી જાય તો તે દૃષ્ટાંત દૃષ્ટાંતરૂપે થયું કહેવાય.

રાગ-દ્વેષ. હર્ષ-શોકના ભાવ તારી અવસ્થામાં થાય છે એમ કહીને આંગણે ઉભો રાખ્યો છે ને પછી તરત સમજાવ્યું કે તે ભાવો તારામાં ખરી રીતે છે જ નહિ.

હવે નિશ્ચયનયની વાત કરે છે. નિશ્ચયદૃષ્ટિ, યથાર્થદૃષ્ટિ, નિત્યદૃષ્ટિ, સાચીદૃષ્ટિ, પરમાર્થદૃષ્ટિ તે બધી દૃષ્ટિ એક અર્થવાળી છે, તે નિશ્ચયનય દ્રવ્યના આશ્રયે હોવાથી કેવળ એક જીવના સ્વાભાવિક ભાવને અવલંબીને પ્રવર્તતો થકો, બીજાના ભાવને જરાપણ બીજાના નથી કહેતો, નિષેધ કરે છે.

નિશ્ચયનય પોતાના અખંડ પૂર્ણ ત્રિકાળ સ્વરૂપને જાણે છે પોતાના ભાવને જ પોતાનો ભાવ જાણે છે, પરના ભાવને જરાપણ પોતાનો જાણતો નથી આ દૃષ્ટિ એકલા આત્માના આશ્રયે છે તેમાં પરનો આશ્રય જરાપણ નથી, આ દૃષ્ટિ તે જ સમ્યગ્દૃષ્ટિ છે તેનાથી આત્માને હિત અને લાભ છે.

દુનિયામાં એવું ચાલે છે કે લગ્ન વખતે ઘરેણું બીજાનું માગીને લાવે પણ તે ઘરેણું ડાહ્યો માણસ પોતાની મુડીમાં ખતવે નહિ, વરઘોડે ચડે ત્યારે ડોકમાં નાખે છતાં સમજે અત્યારે તો શોભાવાળો લાગું છું પણ તે દાગીનો પરનો છે, મારી મુડી તે છે નહિ. તેમ આત્મા પુણ્ય-પાપ શરીર વગેરેને પોતાના માનીને વરઘોડે ચડ્યો છે, પણ તેમાં જે જડ ચૈતન્યની વહેંચણીવાળો વિવેકી જીવ છે તે સમજે છે કે આ પુણ્ય-પાપના ભાવો અને શરીર વગેરે તે મારી મુડી નથી પરંતુ પરની મુડી છે.

કાં તો ઘરની મુડી હોય અને કાં તો વ્યવહારમાં આબરૂ હોય તો સંસાર ચાલે, એમ બે પ્રકારે સંસાર ચાલે છે. આબરૂને લઇને લગ્ન વખતે દાગીના માગીને લાવે ત્યારે લોકો એમ કહે કે આબરૂ એની છે માટે દાગીના એના જ છે એમ ઘડીભર કહે, અને કાં તો ઘરની મુડી હોય તો તેનાથી લગ્નનું કામ પતાવે. બીજાના દાગીના માગવા ન પડે આમ બે પ્રકારે સંસાર ચાલે છે, તેમ આત્મામાં ઘરની મુડી તો ભરી પડી છે, પણ પોતાની મુડીનું ભાન નહિ હોવાથી પરદ્રવ્યને

પોતાની મુડી માને છે પોતાની યોગ્યતાને લઇને પરમાં જોડાય છે, યોગ્યતા તે એની આબરૂ છે લૌકિક વ્યવહારમાં આબરૂને લઇને દાગીના પોતાના કહેવાતા, તેમ પર તરફ જોડાવાની યોગ્યતાની આબરૂને લઇને રાગ-દ્વેષ શુભાશુભ વિકલ્પો તે આત્માના છે તેમ વ્યવહારથી કહેવાય છે પણ નિશ્ચયદૃષ્ટિથી તે આત્માના નથી.

આત્મામાં ચૌદ ગુણસ્થાન કહ્યા તે પણ વ્યવહાર છે કારણ કે તેમાં પર નિમિત્તના સદ્ભાવ અભાવની અપેક્ષા આવે છે માટે તે ગુણસ્થાન અખંડ આત્માનું સ્વરૂપ નથી, આવી સાચી પરમાર્થદૃષ્ટિ જો જીવ કરે તો તેને આત્માના સુખની પ્રાપ્તિ થાય, તે પરમાર્થ-દૃષ્ટિ કેવળ એક જીવના જ ભાવને અવલંબતો થકો બીજાના ભાવને બીજાનો જરા પણ કહેતો નથી, પરંતુ વિશેષમાં નિશ્ચયનય વ્યવહાર-નયનો નિષેધ કરે છે પણ વ્યવહારનય નિશ્ચયનયનો નિષેધ કરતો નથી, કારણ કે વ્યવહાર ક્ષણ પૂરતો છે, ક્ષણ પૂરતો હોય તે કોનો નિષેધ કરે ? અને નિશ્ચયનયનો વિષય તો ત્રિકાળી છે માટે તે વ્યવહારનયનો નિષેધ કરે છે. વ્યવહારનય તો 'વર્તમાન પર્યાય છે' એટલું બતાવે છે. કોઇ કહે કે અનાદિનો એકલો વ્યવહારનય છે માટે તે વ્યવહારે નિશ્ચયનયનો અનાદિથી નિષેધ કર્યો કહેવાય ને ? ઉત્તરઃ-એ વ્યવહાર-નય જ ખરો કયાં છે ! નિશ્ચયનય પ્રગટયા પછી જ ખરો વ્યવહારનય કહેવાય છે નિશ્ચયનય વ્યવહારનયની અપેક્ષા નથ કરતો પરંતુ ઉપેક્ષા કરે છે.

આ ગાથામાં વ્યવહાર અને નિશ્ચયની સરખામણી કરી છે કે વ્યવહારનય પર્યાયાશ્રિત છે તો નિશ્ચયનય દ્રવ્યઆશ્રિત છે. વ્યવહાર-નય ઔપાધિકભાવને અવલંબીને પ્રવર્ત્તે છે તો નિશ્ચયનય કેવળ એક જીવના સ્વભાવભાવને અવલંબીને પ્રવર્તે છે. વ્યવહારનય બીજાના ભાવને બીજાનો કહે છે તો નિશ્ચયનય બીજાના ભાવને જરા પણ બીજાનો કહેતો નથી પણ ઉલટાનો નિષેધ કરે છે. પરમાર્થદૃષ્ટિ

આત્માના અખંડ સ્વરૂપને વર્તમાનમાં બતાવે છે તેનો ભરોંસો કર તો વહાણ તરે, જેમ લૌકિકમાં કહેવાય છે ને કે વિશ્વાસે વહાણ તરે તેમ ચૈતન્ય અખંડ સ્વભાવનો વિશ્વાસ કર-ભરોંસો કર-પ્રતીત લાવ તો તારા આત્માનું વહાણ તરશે.

વર્ણથી માંડીને ગુણસ્થાન પર્યંત જે ઓગણત્રીશ બોલ કહેવાયા તે વ્યવહારથી જીવના છે પણ નિશ્ચયથી જીવના નથી; ઓગણત્રીશ બોલમાં પર નિમિત્તના સદ્‌ભાવ અભાવની અપેક્ષા આવે છે માટે વ્યવહારનય બીજાના ભાવને બીજાનો કહે છે એમ કહ્યું છે, ગુણસ્થાનની પર્યાય, થાય છે આત્માની અવસ્થામાં, જડમાં થતી નથી પણ પરમાર્થદૃષ્ટિથી તે આત્માનું અખંડ સ્વરૂપ નથી, પરમાર્થદૃષ્ટિ તે ભેદને સ્વીકારતી નથી, વર્ણાદિ ભાવો જીવના કહ્યા છે તે પર નિમિત્તની ઉપાધિથી કહ્યા છે પણ નિશ્ચયથી તે જીવના નથી એવું ભગવાનનું સ્યાદ્‌વાદ કથન યોગ્ય છે.

પરની અપેક્ષાએ પ્રવર્તે તે વ્યવહાર અને સ્વ અપેક્ષાએ પ્રવર્તે તે નિશ્ચય, નિશ્ચયનય વ્યવહારનો નિષેધ કરે છે આ ઓગણત્રીશ બોલ પરના કહ્યા તે પર નિમિત્તની અપેક્ષાએ પુદ્‌ગલના પરિણામ કહ્યા છે, વળી તે ભંગ ઉપર લક્ષ મૂકતાં રાગ આવે છે માટે પણ પુદ્‌ગલના પરિણામ કહ્યા છે તે બધાને પુદ્‌ગલના પરિણામ કહીને આચાર્યદેવે પરમ પારિણામિક ભાવ બતાવ્યો છે. પરમાર્થદૃષ્ટિથી જોતાં આત્મા એકલો ચૈતન્ય નિર્મળ સહજ પરમ પારિણામિક ભાવથી પરિપૂર્ણ પર અપેક્ષા વગરનો પ્રગટ અપ્રગટની અપેક્ષા વગરનો સામાન્ય નિરપેક્ષ તત્ત્વ જણાય છે, પર્યાય થાય છે તેને જ્ઞાન જાણે છે જ્ઞાન સામાન્ય વિશેષ બન્નેને જાણે છે.

સોનાના દાગીનામાં લાખને મીણ હોય તેમાંથી જો સોનાનો એકનો તોલ કરવો હોય તો ત્રાજવાંનું દાગીનાવાળું છાબડું પાણીમાં રાખીને જો તોળે તો લાખને મીણનો તોલ આવતો નથી પણ એકલા લગભગ સોનાનો

જ તોલ આવે છે, તેમ જ્ઞાનમૂર્તિ ચૈતન્ય આત્માને બાહ્યદૃષ્ટિથી તોળે તો, એટલે કે વ્યવહારથી તોળે તો હિંસા, દયા વગેરે શુભાશુભ લાગણીઓ જે થાય તે આત્મામાં થાય છે તેમ જણાય. એટલે કે તેવો તોલ આવે, પણ પરમાર્થદૃષ્ટિથી તોળો તો એકલા નિરપેક્ષ ચૈતન્યસ્વભાવનો જ તોલ આવે, રાગ-દ્વેષ આદિ ભંગ-ભેદનો તોલ તેમાં આવતો નથી. આત્માનો અખંડ તોલ જે પ્રતીતમાં આવ્યો તો નિર્મળ અવસ્થા થયા વગર રહેશે નહિ. આત્મા અખંડ ત્રિકાળ જ્ઞાનસ્વરૂપ છે તેનું મનન કર, અભ્યાસ કર, ઓળખાણ કર તો ભવ ભ્રમણનો છૂટકારો થશે અને આત્માના સુખની પ્રાપ્તિ થશે.

૨૦૦૦, કારતક સુદ ૯ શનિ.

આત્મા નિર્મળ સ્વભાવી છે, તેમાં રાગ-દ્વેષનો ઓપાધિક ભાવ છે, તેમ કહેવું તે વ્યવહારનય છે, વ્યવહારનય પર્યાય 'જ' તેમ બતાવે છે, પરંતુ નિશ્ચયનય વ્યવહારનો નિષેધ કરે છે, સમ્યગ્જ્ઞાન તે વ્યવહારનયના વિષયને અને નિશ્ચયનયના વિષયને બન્નેને જાણે છે, જે જ્ઞાન શ્રદ્ધાના વિષયને અને પર્યાયને બરાબર જાણે તે જ્ઞાન યથાર્થ કહેવાય, તે પ્રમાણજ્ઞાન કહેવાય.

આત્માનો પરિપૂર્ણ સ્વભાવ છે તે જ સમ્યગ્દર્શનનો વિષય છે, તે સિવાય ઉણી-અધૂરી કે વિકારી પર્યાય તે સમ્યગ્દર્શનનો વિષય નથી. શ્રદ્ધામાં વિકારી પર્યાયનો તો આદર નથી પણ નિર્મળ પર્યાયનો પણ આદર નથી, છતો પદાર્થ અખંડ પરિપૂર્ણ છે તે જ સમ્યગ્દર્શનનો વિષય છે.

આવા પરિપૂર્ણ સ્વભાવની શ્રદ્ધા અને જ્ઞાન થયા પછી પણ હજુ જ્યાંસુધી નીચલી ભૂમિકા સાધક અવસ્થાની છે ત્યાંસુધી વ્યવહારના ભંગ હોય છે, પણ તેને તે હેય જાણે છે તેને આદરણીય ન જાણે, તેનાથી મને લાભ થશે તેમ ન જાણે, અવસ્થા હજુ ઉણ છે તેમ જાણે. વ્યવહારને પણ જો આદરણીય માને તો વ્યવહા

નિશ્ચય બન્ને એક થઇ જાય, કારણ કે નિશ્ચય પણ આદરણીય ને વ્યવહાર પણ આદરણીય મનાય તો બન્નેનું સ્વરૂપ એક થઇ ગયું બન્ને જુદા ન રહ્યા, માટે નિશ્ચય તે વ્યવહારનો નિષેધ કરે છે. વ્યવહારનું સ્વરૂપ, જ્ઞાન જેમ છે તેમ જાણે છે. અધૂરી અવસ્થા છે, પૂરું થવું બાકી છે તે રીતે જ્ઞાન બધું જાણે છે. જ્ઞાન જેમ છે તેમ ન જાણે તો જ્ઞાન ખોટું થાય, અધૂરી અવસ્થા છે એમ જ્ઞાન જાણે તો તેને ટાળવાનું વીર્ય ઉપડે એવો સંબંધ છે તો પણ ખરેખર વીર્ય ઉપાડનાર તો દૃષ્ટિ છે. તે નિશ્ચયદૃષ્ટિના જોરે અધૂરી અવસ્થા ટળી અને પૂરી અવસ્થા પગટે છે.

હું અખંડ પરિપૂર્ણ છું એવી દૃષ્ટિનો વિષય તે સાધ્ય છે અને સાધ્યના જોરે સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્ર પ્રગટે છે, શ્રદ્ધા તે સાધન છે અને શ્રદ્ધાનું લક્ષબિંદુ તે સાધ્ય છે. સાધ્યને લક્ષમાં લેવાથી સાધન પ્રગટે છે પણ સાધનથી સાધ્ય પ્રગટે એમ કહેવું તે વ્યવહાર છે. પૂર્ણ અવસ્થા પ્રગટ કરવામાં લક્ષબિંદુરૂપ જે સાધ્ય છે તે નિશ્ચય સાધન છે અને સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રની પર્યાય તે વ્યવહાર સાધન છે કારણ કે ઉણી અવસ્થા પૂરી અવસ્થાને મદદ ન કરે માટે નિશ્ચય સાધન દૃષ્ટિનો વિષય છે.

વર્ણ-ગંધથી માંડીને ગુણસ્થાનપર્યંતના જે ભેદ કહેવાયા તે ભેદના વિચાર નીચલી દશામાં-મોક્ષમાર્ગમાં-સાધકદશામાં આવે ખરા, પણ તે વિચાર રાગમિશ્રિત છે માટે તેને પુદ્ગલના પરિણામ કહ્યા કારણ કે આત્મામાં તેવા ભંગ છે નહિ. આવું સ્વરૂપ સમજે તે જ ખરો જૈન છે, જૈન એ કોઇ વાડો નથી, જેને અજ્ઞાન અને રાગ-દ્વેષ જીતવા છે તેને આવા અખંડ સ્વરૂપની શ્રદ્ધા કર્યે જ રાગ-દ્વેષ જીતાશે અને તે જ ખરો જૈન છે તે જ ખરો ભગવાનનો ભક્ત છે.

હવે વળી શિષ્ય પ્રશ્ન પૂછે છે કે પ્રભુ! આ વર્ણથી માંડીને ગુણસ્થાન સુધીના ભેદ કહ્યા તે નિશ્ચયથી જીવના કેમ નથી? તેનું

કારણ શું છે ? પ્રભુ કૃપા કરી કહો ? તે પ્રશ્નના ઉત્તરરૂપ આચાર્યદેવ ગાથા કહે છે.

एएहि य संबंधो जहेव खीरोदयं मुणेदव्वो ।
ण य हुंति तस्स ताणि दु उवओगगुणाधिगो जम्हा ।।५७।।

અર્થઃ—આ વર્ણાદિક ભાવો સાથે જીવનો સંબંધ જળને અને દૂધને એકક્ષેત્રાવગાહરૂપ સંયોગ સંબંધ છે તેવો જાણવો અને તેઓ તે જીવના નથી કારણ કે જીવ તેમનાથી ઉપયોગગુણે અધિક છે (-ઉપયોગગુણ વડે જુદો જણાય છે ).

આ વર્ણથી માંડીને ગુણસ્થાન પર્યંતના જે ભાવો છે તે બધા ભાવોનો આત્માની સાથે દૂધને જળના જેવો એક જગ્યાએ રહેવાનો સંબંધ છે; જળથી મળેલા દૂધનો જળની સાથે પરસ્પર એક જગ્યાએ રહેવારૂપ સંબંધ છે, તો પણ દૂધ તે પોતાના સ્વલક્ષણભૂત ગુણ વડે વ્યાપ્ત હોવાને લીધે જળથી અધિકપણે પ્રતીત થાય છે; દૂધ અને પાણી એક જગ્યાએ ભેગા હોવા છતાં પણ મૂળ સ્વભાવે બન્ને જુદા છે, તે પાણીથી મળેલાં દૂધને ઉકાળતા પાણીનો ભાગ બળી જાય છે અને દૂધનો માવો થાય છે, દૂધને પાણી એક જગ્યાએ રહેવા છતાં દૂધનું લક્ષણ દૂધને જણાવે છે, દૂધનું લક્ષણ દૂધમાં પ્રસરાએલ છે ફેલાએલ છે, તેથી દૂધ તે દૂધના ગુણથી ટકેલ છે અને જેવો અગ્નિનો ઉષ્ણતા સાથે તાદાત્મ્યસ્વરૂપ સંબંધ છે તેવો પાણી સાથે દૂધનો સંબંધ નહિ હોવાથી, નિશ્ચયથી પાણી અને દૂધ એક નથી.

તેવી રીતે વર્ણાદિક સાથે જીવને એક જગ્યાએ રહેવારૂપ સંબંધ છે તો પણ ઉપયોગગુણ વડે વ્યાપ્ત હોવાને લીધે આત્મા સર્વ

---

આ ભાવ સહ સંબંધ જીવનો ક્ષીરનીરવત્ જાણવો;
ઉપયોગગુણથી અધિક તેથી જીવના નહિ ભાવ કો. ૫૭.

દ્રવ્યોથી અધિકપણે પ્રતીત થાય છે. વર્ણાદિક ૨૯ બોલને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, કેવળજ્ઞાન, ક્ષાયકસમ્યકત્વ, યથાખ્યાતચારિત્ર અને ગુણસ્થાનના ભેદો વગેરે તે બધી અવસ્થાના ભેદ કર્મના નિમિત્તે પડે છે માટે તેને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે, પરંતુ તે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, કેવળજ્ઞાન સમ્યકત્વઅવસ્થા ચારિત્ર અવસ્થા વગેરે તે બધી નિર્મળ અવસ્થાઓ ચૈતન્યમાં થાય છે, તેથી તેને તો ચૈતન્યના પરિણામ કહ્યા છે તે પુદ્‌ગલના પરિણામ નથી પણ તે ભેદ ઉપર લક્ષ જતા રાગ થાય છે માટે તે રાગને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે. કારણ કે આત્માના અખંડ સ્વભાવમાં તે અવસ્થાના ભેદ પડતા નથી માટે ભેદ તે કર્મના નિમિત્તે થાય છે તેથી તેને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે.

આચાર્યદેવે ટીકાના પાઠમાં એમ લીધું છે કે સ્વલક્ષણભૂત ઉપયોગગુણ વડે વ્યાપ્ત હોવાને લીધે આત્મા સર્વ દ્રવ્યોથી અધિકપણે પ્રતીત થાય છે; એમાં સ્વલક્ષણભૂત ઉપયોગગુણ કહીને ત્રિકાળી ઉપયોગ કહેવા માગે છે, આત્મા અખંડ, તેનો ગુણ અખંડ અને તેની પર્યાય પણ અખંડ છે; સ્વભાવભૂત ઉપયોગ કહીને ભૂત એટલે ત્રણે કાળે છતો છે, દ્રવ્ય તેનો ગુણ અને તેનું વર્તમાન તે ત્રણે છતા છે, પરિપૂર્ણ છે, દ્રવ્યની ઉપયોગરૂપ પર્યાય તે પણ પરિપૂર્ણ છે, દ્રવ્યની દ્રવ્યરૂપ વર્તમાન પર્યાય જો પરિપૂર્ણ ન હોય તો દ્રવ્યનું અખંડપણું સિદ્ધ થતું નથી માટે દ્રવ્યની પર્યાય તે અનાદિઅનંત પરિપૂર્ણ છે, નિરપેક્ષ છે, દ્રવ્ય નિરપેક્ષ તેનો ગુણ નિરપેક્ષ અને તેની પર્યાય પણ નિરપેક્ષ છે તે ત્રણે નિરપેક્ષ થઈને દ્રવ્ય અખંડ સિદ્ધ થાય છે. અધિકપણે એટલે બધા દ્રવ્યથી જુદો કહે છે બધા પર દ્રવ્યની અવસ્થાથી પણ જુદો છે, બીજા દ્રવ્યથી અધિક કહો ત્યારે અધિક તે પૂરો હોય કે અધિક તે અધૂરો હોય? માટે અધિક કહ્યું તેમાં પરિપૂર્ણતા આવે છે, દ્રવ્યે ગુણે અને પર્યાયે બધી રીતે પરિપૂર્ણ છે એ રીતે ઉપયોગ ગુણ વડે વ્યાપ્ત હોવાને લીધે આત્મા સર્વ દ્રવ્યોથી અધિકપણે પ્રતીત

થાય છે. કુંદકુંદાચાર્યદેવે મૂળ પાઠમાં પણ ઉવઓગગુણાધિગો એમ કહ્યું છે. ભારે અદ્‌ભુત વાત કરી છે, ભારે રહસ્ય મૂક્યું છે.

ઉપયોગ લક્ષણ વડે આત્મા વ્યાપ્ત હોવાને લીધે, ક્યારે પણ પર અવસ્થા વડે વ્યાપ્ત થયો જ નથી; જેવો અગ્નિનો ઉષ્ણતા સાથે તાદાત્મ્યસ્વરૂપ સંબંધ છે તેવો વર્ણાદિક સાથે આત્માનો સંબંધ નહિ હોવાથી નિશ્ચયથી વર્ણાદિક પુદ્‌ગલ પરિણામો આત્માના નથી. ગુણસ્થાન અને માર્ગણા સ્થાન વગેરે બધાય જીવને નથી. સિદ્ધપર્યાય કે કેવળપર્યાય પ્રગટે તે તો આત્મામાં અભેદ થાય છે પણ તે પર્યાયના ભેદો ઉપર લક્ષ કરવાથી રાગ આવે છે અને રાગ છે તે પુદ્‌ગલના પરિણામ છે, સિદ્ધના જીવને તો સિદ્ધ પર્યાય પ્રગટી ગઈ છે તેને કાંઇ પર્યાય ઉપર લક્ષ કરવાનું રહ્યું નથી, નીચલી ભૂમિકાવાળાને પર્યાય ઉપર લક્ષ આવે છે તેથી તેને રાગ થાય છે માટે તેને સમજાવે છે કે પર્યાય ઉપર લક્ષ કરતા રાગ આવે છે અને રાગ પુદ્‌ગલના પરિણામ છે માટે પર્યાય ઉપરનું લક્ષ છોડ! સિદ્ધના જીવોને તો સિદ્ધપર્યાય દ્રવ્યમાં ભળેલી છે માટે તે ચૈતન્યના પરિણામ છે અને નીચે સાધકદશાવાળાને પણ પોતાના દ્રવ્ય તરફ ઢળતા જે જ્ઞાનદર્શનચારિત્રના પરિણામ છે તે ચૈતન્યરૂપ જ છે તેને પુદ્‌ગલના પરિણામ કહ્યા નથી પણ ભેદ તરફ લક્ષ જતા રાગ થાય છે ને રાગ તે પુદ્‌ગલના વલણવાળો ભાવ છે માટે તે ગુણસ્થાન વગેરેને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે. અને તે રીતે તે આત્માની અનુભૂતિથી ભિન્ન છે તેમ કહ્યું છે.

સમ્યગ્દર્શન પર્યાયના ભેદોને સ્વીકારતું નથી, આ ચૌદમા ગુણસ્થાનની કે બારમા ગુણસ્થાનની વાત નથી પણ ચોથા ગુણસ્થાનની વાત છે. સમ્યગ્દર્શનનું સ્વરૂપ કેવું હોય તે બતાવ્યું છે. સમ્યગ્દર્શનને કોનો આધાર અને કોની ઓથ છે તે બતાવ્યું છે; સમ્યગ્દર્શનને પરિપૂર્ણ ચૈતન્ય ભગવાનની ઓથ અને આશરો છે. સમ્યગ્દર્શન થયું એટલે આત્મા સર્વ દ્રવ્યોથી અધિકપણે પ્રતીત થાય છે, હજુ તો આ પ્રતીતની વાત છે. સ્થિરતા તો પુરુષાર્થ વડે પછી

થાય છે. સમ્યગ્દર્શન થયું એટલે અંશે પરમાત્મા થઇ ગયો, સમ્યક્દર્શન થયું એટલે ભગવાનનો લઘુનંદન થયો. પોતાના સ્વરૂપને જાણ્યું-માન્યું અને તેમાં અંશે ઠર્યો એટલે અંશે કૃતકૃત્ય થઇ ગયો. સમ્યગ્દર્શનમાં બધી નિર્મળ પર્યાયોથી પણ દ્રવ્ય અધિકપણે પ્રતીત થાય છે. આ પ્રતીત તે આનંદનો માર્ગ છે, આ શ્રદ્ધા મોક્ષનો ઉપાય છે, આ ત્રિલોકનાથ તીર્થંકરને આરાધવાનો માર્ગ છે.' આ પ્રતીતના બીજડાં ઉંડા છે લોકો કહે છે કે ધર્મના બીજડાં ઊંડા છે તેમ આ પ્રતીતરૂપ ધર્મના બીજડાં એવા ઊંડા છે કે જેમાંથી મોક્ષ પાંગરશે. અને પુણ્ય-પાપના ભાવમાં ધર્મ માનવો તે સર્વે છાજાના છોડ છે તે પાંગરશે નહિ પણ સુકાઇ જશે. આ ત્રિલોકનાથ દેવાધિદેવનો માર્ગ છે. આ સ્વરૂપની પ્રતીતિના શરણ વિના નિવેડા નથી.

સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાણી આરાધ્ય આરાધ્ય પ્રભાવ આણી<br>
અનાથ એકાંત સનાથ થાશે એના વિના કોઇ ન બાંહ્ય સ્હાશે.

સર્વજ્ઞ ભગવાને કહેલો ધર્મ તે જ શરણરૂપ છે, તેની આરાધના કર! આરાધના કર! તે ધર્મના શરણ સિવાય તારો હાથ ઝાલવા કોઇ સમર્થ નથી, તારા બહારના ડહાપણ અને બહારની કળા તે કાંઇ કામ આવે તેમ નથી. આ વસ્તુની પ્રતીતિ કર્યા વગર શુભાશુભભાવ કરી તેમાં ધર્મ માનીને અનંતકાળ કાઢયો પણ એકે ભવ ન ઘટયો. આત્માનું જેવું સ્વરૂપ છે તેવી પ્રતીતિ કરતાં અનંતા ભવ ઘટી જાય છે. આત્મા રજકણે રજકણથી જુદો છે વિકારી પર્યાયથી પણ જુદો છે નિર્મળ પર્યાય જેટલું પણ અખંડ આત્માનું સ્વરૂપ નથી. પરિપૂર્ણ અખંડ દ્રવ્ય છે તેવી પ્રતીતિ કરતાં અનંતા ભવ તૂટી જાય છે.

દૂધ ને જળ તદ્દન જુદા છે જો દૂધ ને જળ એક હોત તો દૂધ ને ઉકાળતા પાણીની વરાળ થઇને ઉડી જાય છે તેમાં ભેગું દૂધ પણ ઉડી જવું જોઇએ પણ તેમ નહિ થતાં પાણીની વરાળ થઇને ઉડી

જાય છે અને દૂધનો માવો થાય છે; તેમ આત્મા રાગ-દ્વેષના ભાવોથી તદ્દન જુદા છે જો તે ભાવોથી આત્મા એકમેક હોત તો તે રાગ-દ્વેષના ભાવોનો નાશ થતા આત્માનો પણ નાશ થાત પણ તેમ નહિ થતાં આત્માનું ભાન કરી પુરુષાર્થથી સ્થિર થયો એટલે સ્વરૂપ પ્રાપ્તિનો માવો થયો અને રાગ-દ્વેષની મલિન પર્યાયનો નાશ થયો, વર્ણાદિકથી માંડીને ગુણસ્થાન પર્યંતના ભંગ-ભેદના રાગનો નાશ થાય છે અને નિર્મળ પર્યાયો પ્રગટે છે માટે આત્મા અને રાગ-દ્વેષરૂપ વિકારી પર્યાયો દૂધ ને જળની જેમ એક ક્ષેત્રે રહ્યા છતાં તદ્દન જુદે જુદા છે જો જુદા ન હોય તો જુદા પડે જ નહિ.

હવે શિષ્ય પૂછે છે કે પ્રભુ! આ રીતે તો વ્યવહારનય અને અને નિશ્ચયનયને વિરોધ આવે છે તો અવિરોધ કઇ રીતે છે? શિષ્ય કહે છે કે પ્રભુ! વ્યવહારનય પણ ભગવાનના શાસ્ત્રોમાં આવે છે અને નિશ્ચયનય પણ ભગવાનના કહેલા શાસ્ત્રોમાં આવે છે તો તે બન્ને નય અવિરોધ કઇ રીતે છે? તેનો ઉત્તર દૃષ્ટાંતદ્વારા ત્રણ ગાથાઓમાં કહે છે.

पंथे मुस्संतं पस्सिदूण लोगा भणंति ववहारी।
मुस्सदि एसो पंथो ण य पंथो मुस्सदे कोई ॥५८॥
तह जीवे कम्माणं णोकम्माणं च पस्सिदुं वण्णं।
जीवस्स एस वण्णो जिणेहि ववहारदो उत्तो ॥५९॥

---

દેખી લૂંટાતું પંથમાં કો, 'પંથ આ લૂંટાય છે'—
બોલે જનો વ્યવહારી, પણ નહિ પંથ કો લૂંટાય છે; ૫૮
એમ વર્ણ દેખી જીવમાં કર્મો અને નોકર્મનો,
ભાખે જિનો વ્યવહારથી 'આ વર્ણ છે આ જીવનો.' ૫૯.

**एवं गंधरसफासरूवा देहो संठाणमाइया जे य।
सव्वे ववहारस्स य णिच्छयदण्हू ववदिसंति ॥६०॥**

અર્થ:—જેમ માર્ગમાં ચાલનારને લૂંટાતો દેખીને 'આ માર્ગ લૂંટાય છે' એમ વ્યવહારી લોકો કહે છે; ત્યાં પરમાર્થથી વિચારવામાં આવે તો કોઇ માર્ગ તો નથી લૂંટાતો, માર્ગમાં ચાલનાર માણસ જ લૂંટાય છે; તેવી રીતે જીવમાં કર્મોનો અને નોકર્મોનો વર્ણ દેખીને 'જીવનો આ વર્ણ છે' એમ જિનદેવોએ વ્યવહારથી કહ્યું છે. એ પ્રમાણે ગંધ, રસ, સ્પર્શ, રૂપ, દેહ, સંસ્થાન આદિ જે સર્વ છે, તે સર્વ વ્યવહારથી નિશ્ચયના દેખનારા કહે છે.

આચાર્યદેવે દૃષ્ટાંત આપીને સમજાવ્યું છે કે માર્ગમાં ચાલ-નાર માણસને લૂંટાતા દેખીને વ્યવહારી લોકો કહે છે કે આ માર્ગ લૂંટાય છે, જે માર્ગે માણસો લૂંટાતા હોય તે માર્ગને એમ કહેવાય છે કે આ માર્ગ સારો નથી 'આ માર્ગ લૂંટાય છે' પણ ખરેખર માર્ગ લૂંટાતો નથી પણ માણસો લૂંટાય છે. માર્ગે નીકળેલો સંઘ ઘડી બે ઘડી રસ્તામાં ઉભો તેને લૂંટાતો દેખીને કહેવાય છે કે 'આ માર્ગ લૂંટાય છે' ઘડી બે ઘડી રસ્તામાં ઉભો એટલે આરોપ આવ્યો કે 'આ માર્ગ લૂંટાય છે,' સંઘને લૂંટાતો દેખીને વ્યવહારી લોકો કહે છે કે આ માર્ગ લૂંટાય છે પણ માર્ગ તો જેમ છે તેમ છે, માર્ગ લૂંટાતો નથી પણ માણસો લૂંટાય છે માર્ગ તો આકાશનો ભાગ છે તે તો કાંઇ લૂંટાતો નથી પણ સંઘની સ્થિતિ થોડીવાર તે માર્ગમાં થઇ એટલે સંઘના આરોપથી કહેવાયું કે આ માર્ગ લૂંટાય છે આ મોટું નહેરું લૂંટાય છે તે બધો વ્યવહારી લોકોનો વ્યવહાર છે.

---

એમ ગંધ, રસ, રૂપ, સ્પર્શ ને સંસ્થાન, દેહાદિક જે,
નિશ્ચયતણા દ્રષ્ટા બધું વ્યવહારથી તે વર્ણવે. ૬૦.

તેવી રીતે જીવોમાં અલ્પકાળ સ્થિતિ પામેલા કર્મ નોકર્મ, પુણ્ય-પાપના ભાવ વગેરે દેખીને ભગવાન અર્હંતદેવોએ કહ્યું કે 'આ વર્ણ આ જીવનો છે' ભગવાન આત્મા અનાદિઅનંત પડયો પાથર્યો છે તેમાં અલ્પકાળ શરીર વાણી મન અને રાગ-દ્વેષ રહે તેથી શું તેના થઇ જાય ? પુણ્ય-પાપના ભાવ પણ ક્ષણિક છે તેને આત્માના કહેવા તે વ્યવહાર છે તે ઉપાધિભાવવાળી દૃષ્ટિવડે કહ્યું છે પણ પરમાર્થદૃષ્ટિએ તો આત્મા જેમ છે તેમ છે, જેમ માર્ગ જેવો છે તેવો જ છે તેમ આત્મા પણ જેવો છે તેવો જ છે.

શિષ્યે પૂછ્યું હતું કે નિશ્ચયનય અને વ્યવહારનય અવિરોધ કઇ રીતે છે ? તેનો ઉત્તર આચાર્યદેવે આપ્યો છે કે શરીર, મન વાણી અલ્પકાળ એક ક્ષેત્રાવગાહપણે રહે છે, વિકારની ક્ષણિક પૂરતી પર્યાય થાય છે માટે તે વ્યવહાર છે તેમ જણાવ્યો છે પણ પરમાર્થદૃષ્ટિ ચૈતન્યના એક અવિચળ સ્વભાવમાં પર્યાયના ભંગ ભેદ પડે તે સ્વીકારતી નથી. વ્યવહારનયની અપેક્ષા જુદી છે અને નિશ્ચયનયની અપેક્ષા જુદી છે માટે બન્ને નય અવિરોધ છે. પ્રમાણ જ્ઞાન બન્ને નયનું સ્વરૂપ જેમ છે તેમ જાણે છે. વસ્તુ સ્વભાવ જેમ છે તેમ લક્ષમાં લેવો તે જ હિત અને મોક્ષનો માર્ગ છે.

૨૦૦૦, કારતક સુદ ૧૦ ર.વિ.

અહીં વ્યવહારનય અને નિશ્ચયનયનું સ્વરૂપ કહેવાય છે આત્મા અનાદિ અનંત કાયમી-નિત્ય શુદ્ધ સ્વરૂપ છે તેમાં જે પુણ્ય-પાપના સંયોગી ભાવ દેખાય તે વ્યવહારનયથી કહેવાય છે વ્યવહારનય છે ખરો, વ્યવહારનય જો ન હોય તો આત્મામાં જે પુણ્ય-પાપના ભાવ થાય છે તેનો નિષેધ કરવો પણ બનતો નથી.

કોઈ કહેશે કે નિશ્ચયનય વ્યવહારનયનો નિષેધ કરે છે તો વ્યવહારનયને કહ્યો કેમ ?

આત્માની પર્યાયમાં પુણ્ય-પાપના ભાવો થાય છે. પાપના ભાવ કરી જીવ નરકમાં જાય છે વળી ત્યાંથી પુણ્યના ભાવ કરી મનુષ્ય થાય છે, મનુષ્યમાંથી સ્વર્ગમાં જાય છે. અલ્પકાળ પૂરતા વિકારી ભાવો ચૈતન્યની પર્યાયમાં થાય છે તેથી ભગવાને વ્યવહાર કહ્યો છે, પણ તે વ્યવહારના આશ્રયે આત્માની નિર્મળ પર્યાય ઉઘડતી નથી માટે નિશ્ચયનય તેનો નિષેધ કરે છે. અનંતગુણનાપિંડરૂપ વસ્તુ વર્તમાનમાં જ પરિપૂર્ણ છે, તે પરમાર્થ દૃષ્ટિનો વિષય છે, તેના આશ્રયે મોક્ષમાર્ગ અને સંપૂર્ણમોક્ષ પર્યાય બન્ને પ્રગટે છે. નિશ્ચયનય અને વ્યવહારનયને સમ્યગ્જ્ઞાન જેમ છે તેમ અવિરોધપણે જાણે છે. જે અપેક્ષાએ વ્યવહારનય છે તે અપેક્ષાએ નિશ્ચયનય નથી અને જે અપેક્ષાએ નિશ્ચયનય છે તે અપેક્ષાએ વ્યવહારનય નથી બન્ને નયોની અપેક્ષા જુદી છે, માટે બન્ને નય અવિરોધ છે બન્ને નયોને અવિરોધપણે જાણનાર પ્રમાણજ્ઞાન છે, વ્યવહારનયે આત્માની પર્યાયમાં અશુદ્ધતા થાય છે, ગુણસ્થાન વગેરે ભેદો છે તેમ તે કહે છે, તે વ્યવહારનયને જેમ છે તેમ જાણવામાં ન આવે તો પણ સાધકદશાનો પુરુષાર્થ ઉપડતો નથી, સમ્યગ્જ્ઞાન-પ્રમાણજ્ઞાન બન્ને નયોનું સ્વરૂપ જેમ છે તેમ જાણે છે તેથી સાધકપણું યથાર્થપણે સધાય છે.

માર્ગમાં સંઘ લૂંટાતો હોવા છતાં પણ માર્ગ લૂંટાય છે એમ કહેવું તે વ્યવહાર છે. કોઇ જાન લઇને રસ્તે નીકળ્યા અને તે જાનના માણસોને ચોરે લૂંટ્યા, તે લૂંટ તેટલીવાર તે સંઘ ત્યાં તે રસ્તામાં ઘડી બે ઘડી ઉભો રહે એટલે રસ્તો લૂંટાય છે એમ આરોપથી કહેવાય.

તેવી રીતે ભગવાન અર્હંતદેવો, જીવમાં બંધપર્યાયથી સ્થિતિ પામેલાં (રહેલાં) કર્મ અને નોકર્મનો વર્ણ દેખીને, કર્મ-નોકર્મની જીવમાં સ્થિતિ હોવાથી તેનો ઉપચાર કરીને, 'જીવનો આ વર્ણ છે' એમ વ્યવહારથી જણાવે છે, તોપણ નિશ્ચયથી, સદાય જેનો અમૂર્ત સ્વભાવ છે અને જે ઉપયોગગુણવડે અન્યદ્રવ્યોથી અધિક છે એવા જીવનો કોઇપણ વર્ણ નથી.

આત્મા એકરૂપ કાયમી નિત્ય ટકનાર છે એમાં પરનો સંયોગ ક્ષણમાત્ર રહેનાર છે, નિત્ય ટકનાર આત્મામાં વિકારી પર્યાયની વર્તમાન એક સમયની સ્થિતિ છે, તેથી આ વિકારી પર્યાય જીવની છે, આ પર સંયોગે થતાં ભાવો જીવના છે એમ ઉપચારથી-આરોપથી કહેવાય છે, આત્માના સ્વભાવમાંથી તેની ઉત્પત્તિ થતી નથી. જેમ માર્ગમાંથી માણસોની ઉત્પત્તિ થતી નથી પણ માણસોની માર્ગમાં એક સમય પૂરતી સ્થિતિ હોવાથી તેટલા સંબંધથી માણસો લૂંટાય છે તોપણ માર્ગ લૂંટાય છે એમ ઉપચારથી કહેવાય છે, તેમ આત્માની પર્યાયમાં પર સંયોગે થતા ભાવોની એક સમયની સ્થિતિ હોવાથી તેટલા સંબંધથી તે ભાવો ઉપચારથી જીવના છે એમ કહેવાય છે પણ તે ભાવોની ઉત્પત્તિ જીવના સ્વભાવમાંથી થતી નથી. જેમ માર્ગ ઉપર માણસો આવે છે અને જાય છે તેમ આત્મામાં રાગ-દ્વેષનો ઉત્પાદ-વ્યય થાય છે તેની એક સમય પૂરતી સ્થિતિ છે માટે તે આત્માના છે એમ વ્યવહારથી કહેવાય છે પણ આત્માના ત્રિકાળ-ધ્રુવ અવિચળ સ્વભાવમાં તે નથી. આત્માનો સદાય અમૂર્ત સ્વભાવ છે અને જે ઉપયોગગુણ વડે અન્ય દ્રવ્યોથી અધિક છે. અમૂર્ત કહીને વર્ણ-ગંધ વગેરેથી જુદો પાડયો અને સદા ઉપયોગગુણે અધિક છે તેમ કહીને ઉણો નથી વિકારી નથી પણ પરિપૂર્ણ છે તેમ બતાવ્યું, આચાર્યદેવે ઉપયોગગુણે અધિક કહીને આત્માને પરથી જુદો બતાવ્યો, પરથી જુદો હોય તે પરિપૂર્ણ જ હોય, અધૂરો ન હોય. પોતાના દ્રવ્યથી, ગુણથી અને પર્યાયથી આત્મા પરિપૂર્ણ છે. આત્માનું સ્વરૂપ પરિપૂર્ણ છે માટે ગુણસ્થાન અને માર્ગણાસ્થાનની પર્યાય પૂરતો આત્મા નથી. એક સમય પૂરતી વર્તમાનમાં વર્તતી સમળ-નિર્મળ સાપેક્ષ પર્યાયથી આત્મા જુદો છે, વર્તમાન વર્તતી સાપેક્ષ પર્યાયને પણ જુદી પાડે છે આત્માની વર્તમાનમાં નિરપેક્ષ પર્યાય પરિપૂર્ણ છે તેથી પર નિમિત્તના સદ્‌ભાવ-અભાવની અપેક્ષાએ થતી વર્તમાન પર્યાયોને પણ જુદી પાડે છે આ દ્રવ્ય દૃષ્ટિનો વિષય છે

આચાર્યદેવે કહ્યું છે કે ‘એવા જીવનો કોઇ પણ વર્ણ નથી’

તે કોઈ પણ શબ્દમાં સર્વાર્થસિદ્ધિનો કે તીર્થંકર પ્રકૃતિ બાંધવાનો રાગ તે કોઈ પણ આત્મામાં નથી, અને તે 'કોઇ પણ ' શબ્દ બધામાં લેવો, ગુણસ્થાન-માર્ગણાસ્થાન વગેરે કોઇ પણ આત્મામાં નથી તેમ લઈ લેવું.

આચાર્યદેવે ઉપયોગગુણે અધિક કહીને તું આ સ્વરૂપે છો એમ બતાવ્યું એટલે કે અસ્તિની વાત કહી, અને માર્ગણાસ્થાન વગેરે તારામાં નથી તેમ કહી નાસ્તિની વાત કહી, એક સમય પૂરતો ભાવ તારામાં આવે ને જાય તેટલું તારૂં સ્વરૂપ નથી, તું તો દ્રવ્યથી-ગુણથી અને પર્યાયથી પરિપૂર્ણ જ્ઞાયક સ્વરૂપ છો. આ દ્રવ્યદૃષ્ટિનો વિષય છે, આ સત્‌નું શરણ છે, આ સ્વરૂપ રાગ તરફ વલણવાળા જ્ઞાનના ઉઘાડથી ન સમજાય. પણ સ્વસન્મુખ વલણથી સમજાય.

જીવોને જે જ્ઞાનનો ઉઘાડ દેખાય છે તે ઉઘાડ પૂર્વ ભવમાંથી લઇને આવ્યો છે. તે ઉઘાડને અનુકૂળ નિમિત્ત જ્યાં જ્યાં મળે ત્યાં ત્યાં તે નિમિત્તોથી જ્ઞાન ઉઘડ્યું તેમ અજ્ઞાની જીવોને જણાય છે, અજ્ઞાની જીવોને તે ઉઘાડનું વલણ રાગ તરફ છે. જેમકે માસ્તર ભણાવે ત્યારે લક્ષ રાગ તરફ છે, ચોપડી વાંચીને પાસ થાવું છે, તેવા લક્ષથી ચોપડી વાંચે છે ત્યારે પણ જ્ઞાનનું વલણ રાગ તરફ છે તે વખતે જ્ઞાનની કળા જે ઉઘડતી દેખાય છે, તે પૂર્વનો ઉઘાડ પડ્યો છે તેમાંથી ઉપયોગરૂપ થાય છે પણ અજ્ઞાની જીવોને એમ લાગે છે કે આ ચોપડી વાંચી તેમાંથી જ્ઞાનની કળા ઉઘડી પણ તેમ નથી તે જ્ઞાનની કળા પૂર્વનો ઉઘાડ લઇને આવ્યો છે તેમાંથી ઉઘડી છે, પણ તે જ્ઞાનની કળા વર્તમાન ડહાપણથી ઉઘડી નથી સંસારમાં કોઈ કાંઇ નવી વાત સંભળાવનાર મળ્યો તે ટાણે જે જ્ઞાન થાય છે તેનો ઉઘાડ હતો તે બહાર ઉપયોગરૂપે અથવા વ્યાપારરૂપે દેખાણો એટલે તેને ભ્રમ થયો કે મારૂં જ્ઞાન નવું ઉઘડ્યું, પણ જ્ઞાનનું લક્ષ અશુભ રાગ તરફ છે માટે તે જ્ઞાન પરાશ્રય છે પરાશ્રયથી જ્ઞાન ઉઘડતું નથી અને નિત્ય ટકતું પણ નથી, પરાશ્રય તરફ વળેલું જ્ઞાન પણ નાશવાન,

રાગ પણ નાશવાન, અને નિમિત્તો પણ નાશવાન. રાગ અનિત્ય છે માટે અનિત્ય તરફ વળતું જ્ઞાન પણ અનિત્ય છે. અનિત્ય તરફ વળેલા જ્ઞાનનો ઉઘાડ નિત્ય ન રહી શકે માટે તે ઉઘડેલું જ્ઞાન પાછું અવરાઇ જશે. સંસારના જ્ઞાનનો પ્રકાર આ રીતે છે હવે ધર્મ તરફનું લઇએ.

ધર્મનું જ્ઞાન પૂર્વમાંથી લઈને આવતો નથી પણ નવું પ્રગટે છે, દેવ, ગુરુ, શાસ્ત્રનો જોગ થયો તે પૂર્વના પૂણ્યનું કારણ છે, દેવ, ગુરુ, શાસ્ત્ર સંભળાવે છે પણ પોતે નિમિત્તના આશ્રયની દૃષ્ટિવડે સાભળે છે. રાગના આશ્રયથી સાંભળે છે અને તેનું લક્ષ રાગમાં છે તેથી નિત્ય જ્ઞાનની પર્યાય ઉઘડતી નથી, પણ વિચાર અંદર પોતા તરફ જરા વળ્યો કે અરે ! આ પરાશ્રયપણું તે તો રાગ છે, અહો ! હું તો ધ્રુવસ્વરૂપ વસ્તુ છું. જ્ઞાયક છું હું પોતે પોતાથી જ છું ત્યાં રાગનું અવલંબન દૃષ્ટિમાંથી છૂટયું, રાગ સાથેના અનિત્ય ઉઘાડનું અવલંબન છૂટયું, દેવ-ગુરુ-શાસ્ત્રના નિમિત્તનું અવલંબન છૂટયું, તે જ્ઞાન નવું પ્રગટયું, તે જ્ઞાન ટકે છે. તે જ ખરો ધર્મ છે ધર્મની જે રીત છે તે રીત અનંતકાળથી જીવોએ પકડી નથી જેટલી રીત પકડી છે તેટલી બધી પરની પકડી છે.

પર ઉપર દૃષ્ટિ રાખી સાંભળે છે, માટે તે જ્ઞાન અવિનાશીના લક્ષપૂર્વક નથી તેથી તે ધ્રુવમાંથી ઉઘડેલું જ્ઞાન નથી, પછી ભલે ત્રિલોકનાથ તીર્થંકરદેવ સંભળાવવા બેઠા હોય પણ અવિનાશી આત્માના લક્ષ વગર જ્ઞાનમાં રાગનો આશ્રય રાખીને સાંભળે તો તે અનિત્ય તરફના વલણથી નિત્ય જ્ઞાન પર્યાય ઉઘડે નહિ, પણ સ્વાશ્રય તરફ ઢળીને પુરુષાર્થથી જે જ્ઞાનપર્યાય ઉઘડી તે નિત્યના લક્ષે ઉઘડેલી છે અને તે ઉઘડેલું જ્ઞાન તે નિત્ય છે.

પાંચ હજારનો પગારદાર મોટો કલેકટર હોય તેને જે જ્ઞાનનો ઉઘાડ છે તે વર્તમાન પુરુષાર્થનું ફળ નથી કારણ કે સંસારના રાગભાવે, ઈચ્છાભાવે મોહભાવે-મૂર્છાભાવે પુરુષાર્થ કરે છે તો શું મોહભાવે-

મૂર્છાભાવે જ્ઞાનકળા ઉઘડે? માટે તે વિચાર કરે ને તરત જ્ઞાનની કળા દેખાય છે તે ઉઘાડ પૂર્વનો છે.

ધર્મ કળા તે વર્તમાન પુરુષાર્થનું ફળ છે હું ધ્રુવ છું અખંડ છું મારા સ્વરૂપને કોઇનું અવલંબન નથી એમ સ્વાશ્રય તરફ વળતો પુરુષાર્થ તે અપૂર્વ છે અને ધ્રુવના લક્ષે ધ્રુવમાંથી આવતું જ્ઞાન પણ અપૂર્વ છે, ધર્મ તે સ્વઉપયોગપણે કામ કરે છે. અહાહા! પ્રભુ! તારા જ્ઞાનની વાત શું કહેવી! સ્વાશ્રયથી પ્રગટેલા થોડા ઉઘાડનો મહિમા કોઈ જુદી જાતનો લાગે છે તો પછી તારા અખંડ સ્વભાવની અને તેમાંથી પ્રગટતી પૂર્ણ જ્ઞાનપર્યાયની તો વાત શું કહેવી! શ્રવણ સુધીનો ભાવ પરાશ્રયવાળો છે, અનિત્ય છે પણ જ્યાં ઉપયોગને પોતા તરફ વાળ્યો કે અહો! 'હું આવો ત્રિકાળપણે અખંડ છું,' 'હું મારાથી જ પૂર્ણ છું' એવી શ્રદ્ધા થઇ તે જ ધર્મની શરૂઆત થઈ, અને ધર્મની શરૂઆત થયા પછી હજુ અધૂરો છે તેથી રાગ રહે છે અને તે રાગમાં દેવ-ગુરુ-શાસ્ત્રનું નિમિત્ત આવે છે એટલે શ્રદ્ધા થયા પછી દેવ-ગુરુ-શાસ્ત્રને નિમિત્ત કહેવાય છે કારણ કે દેવ-ગુરુ-શાસ્ત્રને જે કહેવું છે તે પોતે સમજ્યો ત્યારે દેવ-ગુરુ-શાસ્ત્રને નિમિત્ત કહેવાય છે.

વર્ણથી માંડીને ગુણસ્થાન પર્યંતના ભેદો છે તેના ઉપર લક્ષ આપતા રાગ થાય છે માટે તે બધા ભેદોથી આત્મા અધિક છે તેમ પ્રતીત થઇ ત્યાં સ્વાવલંબનપણું અંશે પ્રગટ કર્યું તે જ મુક્તિનો માર્ગ શરૂ કર્યો, પ્રતીતમાં પોતાના સ્વાવલંબન સ્વભાવની શ્રદ્ધા થઇ એટલે પર વલણનો ઉઘાડ, રાગ અને રાગના નિમિત્ત તે બધાને પર કહ્યાં. આ વાત અપૂર્વ છે આ સાંભળવા તરફનો શુભ વિકલ્પ રહેશે તો પણ પુણ્ય ઉંચું બંધાશે.

ભગવાન અર્હંતદેવોએ વર્ણથી માંડીને ગુણસ્થાન પર્યંતના ભાવો ભલે જીવના વ્યવહારથી કહ્યા-તોપણ ઉપયોગ ગુણવડે પોતે-

અધિક છે એવા સ્વભાવમાં ઊભો કે અધૂરાનો આશ્રય નથી પૂરાના આશ્રયમાંથી તે નિર્મળ પર્યાય પ્રગટે છે પણ તે ભંગ-ભેદના લક્ષથી નિર્મળ પર્યાય પ્રગટે નહિ.

શાસ્ત્રો વ્યવહારના ને નિશ્ચયના એમ બે પ્રકારના હોય છે તેમાં વ્યવહારનયના શાસ્ત્રોમાં મુખ્યપણે વ્યવહારનું કથન હોય અને નિશ્ચયનયના શાસ્ત્રોમાં મુખ્યપણે નિશ્ચયનું કથન હોય, નિશ્ચયના કથનમાં વ્યવહારનું કથન ગૌણપણે હોય. અને વ્યવહારના કથનમાં નિશ્ચયનું કથન ગૌણપણે હોય જ, જુઓ, ગૌણ કહ્યું છે પણ અભાવ નથી કહ્યો. તેમાં જ્યાં નિશ્ચયની એટલે કે પરમાર્થની અપેક્ષાની વાત ચાલતી હોય ત્યારે સામાવાળો વ્યવહારની વાત સામી મૂકે પણ શાસ્ત્રમાં જે સ્વાશ્રય અપેક્ષાની વાત ચાલતી હોય તે વાત લક્ષમાં ન લે તો તે પરમાર્થનું સ્વરૂપ સમજ્યા વગર વ્યવહાર કાંઇ પણ સમજ્યો જ નથી, પરમાર્થ સ્વરૂપ સમજ્યા પછી જ વ્યવહાર સાચો સમજી શકાય છે. પરમાર્થ વગરનો સમજેલો વ્યવહાર તે વ્યવહાર નથી પણ વ્યવહારાભાસ છે.

ભાવાર્થકારે સંધિ કરી છે કે પહેલાં વ્યવહારનયને અસત્યાર્થ કહ્યો હતો ત્યાં એમ ન સમજવું કે તે સર્વથા અસત્યાર્થ છે, કથંચિત્ અસત્યાર્થ જાણવો. આત્મામાં રાગ-દ્વેષ છે જ નહિ, ગુણસ્થાન છે જ નહિ તેમ નથી એક સમય પૂરતા છે પણ ત્રણકાળના અખંડ સામર્થ્યથી ભરપૂર ભરેલા દ્રવ્યમાં તે નથી માટે ગુણસ્થાન વગેરે આત્મામાં નથી તેમ કહ્યું હતું. અભેદ સ્વરૂપને મુખ્ય કરીને કહેવામાં આવે ત્યારે અવસ્થાના ભેદ ગૌણ થઇ જાય છે. દ્રવ્યમાં જે નિર્મળ પર્યાય થાય તે નિર્મળ પર્યાયોથી દ્રવ્ય અભેદરૂપ છે પણ તે પર્યાયના ભેદો ઉપર લક્ષ મૂકતા રાગ આવે છે માટે તે પર્યાયના ભેદો આત્મામાં નથી તેમ કહ્યું છે, અને આત્મા પોતાના અનંતગુણો અને પોતાની અનંતપર્યાયોથી અભેદ એક પિંડરૂપ છે તેવી અભેદ દ્રવ્યદૃષ્ટિમાં કોઇ પણ ભેદો પ્રતિભાસતા નથી, માટે કોઇ પણ જાતના ભેદો દ્રવ્યમાં

નથી એમ નિષેધ કરવામાં આવે છે પણ તેથી વ્યવહારના કોઇ પણ ભેદો છે જ નહિ એમ નથી, છે ખરા, પણ દ્રવ્યદ્રષ્ટિમાં તે પ્રતિભાસતા નથી.

સોનીની દૃષ્ટિ તો સોના ઉપર જ છે સોનું સોળવલું છે કે નહિ તેમ સોની પહેલા જ જુવે છે, સોનામાં કારીગરી તો પછી કરે છે; તેમ સમ્યગ્દ્રષ્ટિ સોનીનું લક્ષ આખી વસ્તુ ઉપર છે તે વસ્તુ ઉપર દૃષ્ટિ મૂકતા પર્યાયની કારીગરીનો પુરુષાર્થ તો થયા જ કરે છે અવસ્થા કેટલી ઉઘડે છે તેને સ્વ-પર પ્રકાશક જ્ઞાન જાણે છે. દેવ-ગુરુ-શાસ્ત્રના નિમિત્ત તરફનું લક્ષ, રાગનું લક્ષ છૂટે ત્યારે યથાર્થ સ્વરૂપને આધીન પ્રતીત થાય છે પણ યથાર્થ પ્રતીત પૂર્વકનું સ્વપર પ્રકાશક જ્ઞાન નિમિત્તને અને રાગને બધાને જાણે છે.

નિશ્ચયદૃષ્ટિનો વિષય સામાન્ય છે, સ્વપર પ્રકાશક સ્વભાવવાળું જ્ઞાન સામાન્ય વિશેષ બન્નેનો વિષય કરે છે, જ્ઞાન સામાન્ય પૂર્વક એટલે સમ્યગ્દર્શનના વિષય પૂર્વક અવસ્થાના ભેદને નકાર કરતું અવસ્થાના ભેદને જાણે છે જ્ઞાન અવસ્થાદૃષ્ટિથી ઉણી પર્યાય છે, પુરુષાર્થ કરવો બાકી છે તેમ જાણે છે, નિશ્ચયદૃષ્ટિમાં પર્યાય આદરણીય નથી પણ વ્યવહારદૃષ્ટિમાં પર્યાય આદરણીય છે તેમ જ્ઞાન જાણે છે, સામાન્ય-વિશેષ બન્નેનું જ્ઞાન લક્ષ કરે છે. વસ્તુદૃષ્ટિમાં પર્યાય પ્રગટ છે કે અપ્રગટ છે તેવા ભેદો આવતા નથી પણ અવસ્થાદૃષ્ટિમાં પર્યાય પ્રગટી કે નથી પ્રગટી તેવા ભેદો આવે છે.

સંસાર હતો ને મોક્ષની ઉત્પત્તિ થઇ એવા અવસ્થાના ભેદો દ્રવ્યદૃષ્ટિમાં પ્રતિભાસતા નથી પણ તેથી વિકારી અવસ્થા, ઉણી અવસ્થા અને નિર્મળ અવસ્થાની અસ્તિ જ નથી એવું નથી, જો તદ્દન અવસ્થા ન જ હોય તો અભેદદૃષ્ટિની પર્યાય પ્રગટ કરવાનું પણ રહેશે નહિ, અલ્પકાળ પૂરતો વિકાર છે, કેવળજ્ઞાનની અવસ્થા પણ છે ખરી, કાંઇ તદ્દન નાસ્તિરૂપે નથી. વસ્તુદૃષ્ટિનો વિષય તે અવસ્થા નથી તેથી જો તું એમ જાણ કે અવસ્થા છે જ નહિ, વિકાર

છે જ નહિ, કેવળજ્ઞાન વગેરે અવસ્થા છે જ નહિ તો તારૂં એવું માનવું તદ્દન ખોટું છે, જો તદ્દન કાંઇ ન જ હોય તો સંસાર અવસ્થા ટાળવી અને મોક્ષ અવસ્થા પ્રગટ કરવી તે કાંઇ પણ રહેશે જ નહિ; વળી તું એમ જાણ કે વિકાર અવસ્થા છે, નિર્મળ અવસ્થા છે તેથી જો અવસ્થાના રાગમાં અટકયો તો પણ મોક્ષ પર્યાય પ્રગટશે નહિ. યથાર્થ વસ્તુદૃષ્ટિ તે મોક્ષનું બીજ છે. વ્યવહારના કથન ઘણા હોય છે, નિશ્ચય કથનના શાસ્ત્રો બહુ થોડા હોય છે કારણ કે સ્વરૂપ બહુ સૂક્ષ્મ અને ગુઢ છે.

ઉણી અવસ્થા, વિકારી અવસ્થા અને બહારનો સંગ તે ત્રણ રહીત આત્માના સ્વભાવની શ્રદ્ધા કરે તો નિર્મળ પર્યાય ઉઘડે. ઉણી અવસ્થામાં જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, અને અંતરાય કર્મ તે ત્રણે નિમિત્તરૂપે આવી જાય છે. વિકારી અવસ્થામાં મોહનીય કર્મ નિમિત્તરૂપે આવી જાય છે અને બહારના સંગમાં ચાર અઘાતિ કર્મ આવી જાય છે. ઉણી અવસ્થા રહીત પૂરો પોતાનો સ્વભાવ છે તેની શ્રદ્ધા કરે, વિકાર રહીત અવિકારી સ્વભાવની શ્રદ્ધા કરે અને સંગ રહીત અસંગી પદાર્થની શ્રદ્ધા કરે તો ધર્મ થાય.

જો વ્યવહાર તદ્દન ન જ હોય તો દેવ-ગુરુ-શાસ્ત્રને માનવા તે કાંઇપણ રહેતું નથી, દેવ-ગુરુ-શાસ્ત્રને માનવા તેમનો વિશ્વાસ કરવો તે વ્યવહાર છે તેમના પ્રત્યે શુભભાવ કરવો અને સ્ત્રી કુટુંબાદિનો અશુભભાવ ટાળવો તે પણ વ્યવહાર છે જો વ્યવહાર ન હોય તો તે કાંઇ રહેતું નથી.

વ્યવહાર ન હોય તો પરમાર્થે તો બધા આત્મા ભગવાન છે તો પછી કસાઇ-ગાયોનો કાપનાર, અને વીતરાગ ભગવાન કષાય ટાળીને અનંત સામર્થ્ય પ્રગટ કરીને બેઠા છે, તે બન્નેને વંદન કરવું જોઇએ, પણ એમ ન હોય! વંદન તો પર્યાય પ્રગટી તેને જ હોય! દ્રવ્ય તો નિગોદના જીવથી માંડીને સિદ્ધ સુધીના બધા અનાદિ-અનંત શુદ્ધ છે પરંતુ દ્રવ્યને વંદનનો વ્યવહાર નથી હોતો, પણ

પર્યાય પ્રગટી તેને વંદન હોય છે, મુનિયોને વંદન હોય છે, ભગવાન વીતરાગને વંદન હોય છે તે બધો વ્યવહાર છે ખરો, વાણી તો બધાને હોય છે પણ તેમાં સર્વજ્ઞ ભગવાનની વાણી પૂજ્ય છે, તે પણ વ્યવહાર છે. આ સમયસારના પાના પણ પુદ્‌ગલ છે અને લાકડું પણ પુદ્‌ગલ છે, બન્ને પુદ્‌ગલ છે, તેમાં આ સમયસારના પાનાને જ પગે લાગવું અને લાકડાને પગે ન લાગવું તેનું શું કારણ ? તેનું એ કારણ છે કે તેમાં આત્માના ભાવો લખાએલા છે અને આત્માનું સ્વરૂપ ઓળખવામાં તે નિમિત્ત છે માટે તે નિમિત્ત પૂજ્ય છે જો વ્યવહાર ન હોય તો આવો વ્યવહારનો વિવેક પણ ક્યાંથી હોય ? ભગવાનની વાણીમાં આવો અનેક જાતનો વ્યવહાર આવે છે, માટે વ્યવહાર છે. મરચાંને લીલું કહેવું, લીમડાને લીલો કહેવો, કેરીને પીળી કહેવી, તે બધો વ્યવહાર છે, જો વ્યવહાર ન હોય તો આ બધું જુદું જુદું કાંઇ પણ બોલી શકાય નહિ, માટે વ્યવહાર નથી એમ નથી જ, વ્યવહાર વ્યવહારથી છે, વ્યવહાર હેય બુદ્ધિએ ઉપાદેય છે.

દેવ, ગુરુ, શાસ્ત્રની ભક્તિ બહુમાન પૂજ્યપણું તે બધો વ્યવહાર વ્યવહારે આદરણીય છે, વ્યવહાર હેય બુદ્ધિએ આદરણીય છે. પુદ્‌ગલ તો બધા સરખા છે છતાં ભગવાનના પ્રતિમાને વંદન કરવું અને એક અમથો પત્થર પડ્યો હોય તેને વંદન ન કરવું તેનું શું કારણ છે ? તેનું કારણ એ છે કે ભગવાનના પ્રતિમામાં તીર્થંકર ભગવાનના શરીરની આકૃતિ થઈ છે અને તેની ભગવાન તરીકે સ્થાપના કરી છે માટે તે પુજ્ય છે, વીતરાગી મુદ્રા વીતરાગ ભાવ સ્મરણ થવાનું નિમિત્ત છે માટે તે પૂજ્ય છે. એ રીતે વ્યવહાર છે.

અરે ! સમ્યગ્દર્શનની પર્યાય પણ વ્યવહાર છે, સમ્યગ્દર્શનનો વિષય પરિપૂર્ણ અખંડ દ્રવ્ય છે તે નિશ્ચય છે. સમ્યગ્દૃષ્ટિ કહે છે કે અવસ્થાદૃષ્ટિએ કેવળજ્ઞાન કરતાં મારી પર્યાય અનંતમે ભાગે છે એટલે કે અનંતગુણી ઉણી છે. અરે ! બારમે ગુણસ્થાને પણ કેવળજ્ઞાન નથી પ્રગટ્યું માટે તેરમા ગુણસ્થાન કરતાં બારમા ગુણસ્થાનની પર્યાય અનંતગુણી ઉણી છે, તે બધો વ્યવહાર છે.

વસ્તુ કથંચિત્ વચન ગોચર છે. જો બીલકુલ વચન ગોચર ન હોય તો સર્વજ્ઞ ભગવાનનો અને આચાર્યોનો ઉપદેશ વ્યર્થ ઠરે છે તેથી વસ્તુ કથંચિત્ વચન ગોચર પણ છે, વસ્તુ સ્વરૂપ, વચનમાં કાંઇક કહી શકાય છે તેથી ઉપદેશ અપાય છે, સર્વથા વચન અગોચર હોય તો કાંઇપણ કહેવાનું રહેતું નથી માટે વ્યવહાર છે.

સર્વજ્ઞ ભગવાનની વાણીમાં અનેક અનેક જાતનો વ્યવહાર આવે છે. આ વ્યવહાર ન માને તો જ્ઞાન ખોટું અને નિશ્ચય સ્વરૂપ ન માને તો શ્રદ્ધા ખોટી. વસ્તુનું જેવું સ્વરૂપ છે તેવી શ્રદ્ધા, તેવું જ્ઞાન અને તેવું જ આચરણ કરવાથી મોક્ષ પર્યાય પ્રગટે છે.

૨૦૦૦, કારતક સુદ ૧૧ સોમ

૨૯ બોલ પુદ્ગલના કહ્યા છે તે શુદ્ધનયની દ્રષ્ટિથી કહ્યા છે અને વ્યવહાર શાસ્ત્રોમાં તેને જીવના પણ કહ્યા છે. નિમિત્તનૈમિત્તિક ભાવની દ્રષ્ટિથી જોવામાં આવે તો, તે વ્યવહાર કથંચિત્ સત્યાર્થ પણ કહી શકાય છે જો સર્વથા અસત્યાર્થ જ કહેવામાં આવે તો સર્વ વ્યવહારનો લોપ થાય, અને સર્વ વ્યવહારનો લોપ થતાં પરમાર્થનો પણ લોપ થાય. માટે જિનદેવનો ઉપદેશ સ્યાદ્વાદરૂપ સમજ્યે જ સમ્યગ્જ્ઞાન છે સર્વથા એકાંત મિથ્યાત્વ છે.

વ્યવહાર ન હોય તો નિષેધ કોનો કરવો, અને ક્ષણિક અવસ્થા પૂરતું જ જો આત્માનું સ્વરૂપ હોય, નિત્ય ન હોય તો ધર્મ શેમાં કરવો. આત્મા તદ્દન નિર્વિકારી, નિરપેક્ષ છે એમ જે કહ્યું છે તે શ્રદ્ધાનું સ્વરૂપ બતાવવા કહ્યું છે પરંતુ નિમિત્ત, વિકાર અને પ્રકાર જો વ્યવહાર દ્રષ્ટિએ પણ ન હોય તો વીતરાગતા હોવી જોઇએ. ચૈતન્યની પર્યાયમાં રાગ થાય છે તેને ભૂલી જાય તે રાગને તદ્દન ન માને તો જ્ઞાન ખોટું. જો વિકારી પર્યાય ન માને તો અશુભ પરિણામ ટાળીને શુભ પરિણામ, દયા, પૂજા, ભક્તિ વગેરેમાં રહેવું તે કાંઈ બની શકે નહિ. મુનિયો જેવા પણ અપ્રમત્ત ધ્યાનમાંથી બહાર

આવે ત્યારે વાંચન-વિચાર ઉપદેશ વગેરે શુભ પરિણામમાં જોડાય છે. ચાર જ્ઞાનના ધણી ગણધરદેવ જેવા પણ ભગવાનનો ઉપદેશ વારંવાર સાંભળે છે જો પર્યાયદૃષ્ટિએ પણ શુભાશુભ પરિણામ ન થતા હોય તો કોઇપણ જાતનો વ્યવહાર સિદ્ધ થતો નથી.

અશુભ પરિણામથી બચવા માટે શુભ પરિણામ સાધકદશામાં વચ્ચે હોય છે પરંતુ તે શુભભાવ સાધકને આદરણીય નથી. ભગવાનના દર્શન વગેરેમાં જ્ઞાનીનું પ્રયોજન વીતરાગભાવ વધારવાનું છે, રાગ ભાવ વચ્ચે આવે છે તે રાગ ભાવનું પ્રયોજન નથી પણ ધર્મીનું પ્રયોજન તો શુદ્ધ સ્વરૂપમાં ઠરવાનું છે. શુભરાગ વીતરાગભાવ વધારી દેતો નથી પણ ધર્મીનું પ્રયોજન વીતરાગભાવ વધારવાનું છે માટે ભગવાનના નિમિત્તને શુદ્ધનું નિમિત્ત પણ કહેવાય છે. જ્ઞાનીને વ્રતાદિનો શુભ વિકલ્પ ઉઠે તો પણ તે રાગનું પ્રયોજન તેને નથી પણ સ્વરૂપમાં ઠરવાનું પ્રયોજન છે. વ્રતાદિનો શુભ વિકલ્પ ઉઠે તેની સાથે જ્ઞાનીને સ્વરૂપમાં ઠરવાનું વીર્ય પણ ભેગું ઉપડે છે, છઠા ગુણસ્થાનની સ્થિરતા સાથે મુનિપણાના શુભ પરિણામ હોય છે એ રીતે સ્થિરતા સાથે શુભ પરિણામને સંબંધ છે અશુભ પરિણામથી બચવા માટે પણ શુભ પરિણામ આવે છે શાસ્ત્ર-સ્વાધ્યાય, શ્રવણ, મનન, દેવ, ગુરુ, શાસ્ત્રની ભક્તિ, અણુવ્રત મહાવ્રતના પરિણામ સાધકદશામાં હોય છે એ રીતે વ્યવહાર છે.

આત્માની પર્યાયમાં જો તદ્દન વિકાર ન હોય તો વીતરાગતા લાવ, વીતરાગતા નથી દેખાતી માટે રાગ છે એમ સાબિત થાય છે. વળી વીતરાગી સ્વભાવ છે, તેની શ્રદ્ધા જો નહિ કર તો પણ વીતરાગી પર્યાય પ્રગટશે નહિ. વસ્તુ સ્વભાવમાં વિકાર નથી, પરંતુ જો અવસ્થામાં પણ તદ્દન વિકાર ન હોય તો સાંભળવું, સમજવું, મનન કરવું, સમજાવવું વગેરે કાંઇ પણ રહેતું નથી.

આત્માની પર્યાયમાં ઠીક-અઠીકના ભાવ સ્વર્ગ-નર્કના ભવ વગેરે બધું છે ખરૂં, એ અવસ્થાઓ છે ખરી એમ વ્યવહારના કથન

ટાણે જાણવું પણ તેથી આત્મા તદ્દન વિકારમય અને અવસ્થા પૂરતો જ છે એમ ન જાણવું. અને નિર્વિકારી નિરપેક્ષ શુદ્ધ વસ્તુના કથન ટાણે પર્યાયનું વજન ન અપાય તેથી પર્યાય નથી એમ ન જાણવું. વિકાર માત્ર અવસ્થામાં થાય છે તેને ન જાણે તો પરમાર્થ ક્યાં રહ્યો? વિકાર પર્યાય મારામાં નથી એમ કહેવાની અપેક્ષા જ ક્યાં રહી વિકારપણે હોય તો નિશ્ચયદૃષ્ટિએ વિકારપણે નથી એમ અપેક્ષા રહે ને? અવસ્થામાં વિકાર હોય તો નિશ્ચયદૃષ્ટિમાં નથી એમ અપેક્ષા આવે ને?

આત્મામાં દર્શન-જ્ઞાન-ચારિત્રની અવસ્થા મોક્ષમાર્ગ પ્રગટતાં થાય છે, જો અવસ્થા ન થતી હોય તો તદ્દન કુટસ્થ થઈ જાય માટે અવસ્થા આત્મામાં થાય છે; ક્ષણિક અવસ્થા થાય તેને જાણવું તે વ્યવહાર અને ત્રિકાળી પૂર્ણ દ્રવ્યને જાણવું તે નિશ્ચય, તે બન્ને નયનું એક સાથે જ્ઞાન થાય તે પ્રમાણ છે.

દર્શન સાથે રહેલું જ્ઞાન, તે જ્ઞાનના બે પડખાં પડે છે, એક બાજુ સામાન્ય તરફ ઢળતો જ્ઞાનનો અંશ છે ને બીજી તરફ ઉણી, પૂરી, નિર્મળ અને વિકારી પર્યાયને જાણનો જ્ઞાનનો અંશ છે. सम्यक्दर्शनज्ञानचारित्राणिमोक्षमार्गः દર્શન જ્ઞાન ચારિત્ર તે ત્રણે થઈને મોક્ષમાર્ગ થાય છે.

ક્રોધ-માન-માયા ને લોભ તે જો આત્માની અવસ્થામાં ન હોય તો સંસાર જ ન હોય, જો વિકાર તદ્દન ન જ હોય તો પ્રગટ પૂર્ણાનંદ દશા હોય પણ પૂર્ણાનંદ દશા નથી માટે વિકાર અવસ્થા છે, તે વાત લક્ષમાંથી જવી ન જોઈએ. વ્યવહારદૃષ્ટિથી વિકારનો અંશ છે એમ જ્ઞાનમાં જાણવું જોઈએ, 'છે' એને ન માને તો એકાંત થઈ જાય. 'છે' એને જાણી લેવું, જાણવાનું અંગીકાર કરવું પણ વિકાર અંગીકાર કરવા યોગ્ય નથી, અંગીકાર કરવા યોગ્ય હોય તો એક સ્વભાવ જ છે, આદરણીય યોગ્ય હોય તો નિશ્ચયદૃષ્ટિનો વિષય છે, વ્યવહાર તો જાણવા યોગ્ય છે, જે જાણવા યોગ્ય છે તેને જાણવા યોગ્ય

કરતા વધારે વજન આપે તો તે મિથ્યાદૃષ્ટિ છે, અને 'છે' એને નથી કહે તોપણ મિથ્યાદૃષ્ટિ છે. જો અવસ્થામાં વિકાર ન હોય તો પરમાર્થનો પણ નાશ થાય, વિકાર છે એને ન માને તો વિકારને ટાળવો અને મોક્ષમાર્ગની સાધક અવસ્થા પ્રગટાવવી તે કાંઇ રહેતું નથી, માટે એક નય જાણવા જેવી છે અને એક નય આદરવા જેવી છે એમ બે પડખાંથી વસ્તુને જોવાય છે. નિશ્ચયદૃષ્ટિ વ્યવહારના અંગને સ્વીકારતી નથી પણ ઉલટાની નિષેધ કરે છે. પ્રમાણ જ્ઞાન બન્ને પડખાંને જાણે છે. વ્યવહારનય તે વ્યવહારનયથી આદરણીય છે પણ નિશ્ચયદૃષ્ટિએ તે આદરણીય નથી. નિશ્ચયદૃષ્ટિ તે અંગીકાર કરવા જેવી છે અને વ્યવહાર તે જાણવા જેવો છે. વ્યવહારનયથી લાભ થાય અને મદદ થાય એમ માને તોપણ ખોટું છે અને નિશ્ચયદૃષ્ટિ આદરણીય ન માને તો પણ ખોટું છે.

પ્રશ્નઃ-રાગ-દ્વેષ થાય તે સ્વભાવમાં કાંઇ નુકશાન કરે ખરા ?

ઉત્તરઃ-રાગ-દ્વેષને પોતાના માને તો સ્વભાવને નુકશાન કરે, વર્તમાન પર્યાયમાં નુકશાન કરે છે, નિર્મળ આત્માને માન્યો નહિ અને રાગ-દ્વેષરૂપ આત્માને તેં માન્યો તેથી અવસ્થામાં નુકશાન થયું અવસ્થામાં નુકશાન છે તે આત્માને જ નુકશાન છે કારણ કે દ્રવ્ય અને પર્યાય બે એક જ છે, અવસ્થામાં રાગ-દ્વેષ થાય છે તેથી આનંદગુણની પર્યાયનો ઘાત થાય છે માટે રાગ-દ્વેષરૂપ મલિન પર્યાય થાય છે તેને ન માને તો પરમાર્થનો લોપ થાય છે.

આત્મા છે તે પોતાપણે છે ને વિકારપણે નથી એવો દૃષ્ટિનો વિષય છે શ્રદ્ધામાં આત્માને પરિપૂર્ણ માન્યો અને જ્ઞાનમાં પરિપૂર્ણતા અને ઉણપ બન્ને જણાણું, પરિપૂર્ણને જાણવું તે નિશ્ચય ને ઉણપને જાણવું તે વ્યવહાર. વસ્તુએ પરિપૂર્ણ છે પણ વર્તમાન અવસ્થામાં જો ઉણો ન હોય તો રાગ-દ્વેષરૂપ અવસ્થા આવી ક્યાંથી? માટે વિકાર અવસ્થા છે. જો વિકાર અવસ્થાને ન માને તો આ વિકાર તે

હું નહિ અને સ્વભાવ તે હું એવી પરમાર્થ દૃષ્ટિનો લોપ થઇ જાય; પુણ્ય-પાપની વૃત્તિ જો પર્યાયમાં ન જ થતી હોય તો પરમાર્થ સમજવો શું કામ? આત્મા જ્ઞાયક છે, સત્ છે, તે અસ્તિ થઇ; અને અવસ્થામાં રાગ-દ્વેષ ન હોય તો આ રાગ-દ્વેષ મારામાં નથી એવો નાસ્તિભાવ આવશે ક્યાંથી? જો અવસ્થામાં રાગ-દ્વેષ ન હોય તો પરમાર્થ પ્રગટ કરવાનું રહ્યું ક્યાં? માટે ભગવાનનો ઉપદેશ સ્યાદ્વાદ સમજ્યે જ સમ્યગ્જ્ઞાન છે.

સર્વથા એકાંત માનવું તે મિથ્યાત્વ છે જેમકે આત્મા દ્રવ્યે પણ પવિત્ર છે અને તેની અવસ્થા પણ પવિત્ર છે અથવા આત્મા દ્રવ્યે પણ મલિન છે અને તેની અવસ્થા પણ મલિન છે તેમ માનતા એકાંત થઇ જાય છે જો મલિનતા ન હોય તો અત્યારસુધી ભવભ્રમણ થયું કેમ? અને આત્મા મલિન સ્વરૂપ જ હોય તો શુદ્ધ અવસ્થા પ્રગટે ક્યાંથી? માટે આત્મા સ્વભાવે શુદ્ધ છે અને પર્યાયમાં મલિનતા છે તે મલિનતા ટાળીને શુદ્ધ અવસ્થા પ્રગટ કરી શકાય છે

પોતાના આત્માની વાત ચાલતી હોય તે ગ્રાહ્ય ન થાય તે કેમ બને? સમજનાર કહે છે કે અમને સમજાવો, અને સમજાવનાર જ્યારે સમજાવે છે ત્યારે સમજનાર સમજી પણ શકે છે. કેવળજ્ઞાનીની દિવ્ય ધ્વનિ છૂટે ત્યારે સમજનાર સમજી શકે છે અને તેથી જ ધ્વનિ છૂટે છે, ભગવાનની વાણીમાં વસ્તુનું સ્વતંત્ર સ્વરૂપ આવ્યું ત્યારે સામો જીવ સમજ્યો કે અહો! મારૂં શાંતિ સ્થળ મારામાં જ છે મારો તરવાનો ઉપાય જે તીર્થ તે મારામાં જ ભર્યો છે.

હવે એકાંત અનેકાંતની વ્યાખ્યા લઇએ.

ચૈતન્યમાં એક વર્તમાન અવસ્થા પ્રગટ છે બાકી બધું સામર્થ્ય આખું ધ્રુવરૂપે પડ્યું છે અખંડ પરિપૂર્ણ ધ્રુવને દૃષ્ટિમાં લેવું તે સમ્યગ્દર્શન છે અને અવસ્થાને પૂરી, ઊણી કે મલિન જાણવી તે વ્યવહાર છે દ્રવ્ય અને પર્યાય બન્નેનું યથાર્થજ્ઞાન તે પ્રમાણજ્ઞાન છે. દ્રવ્ય અને પર્યાયમાંથી એકને ન જાણે તો એકાંત થઇ જાય.

પહેલી વાત તો એ છે કે મારા સ્વભાવમાં રાગ-દ્વેષ નથી પરંતુ મારી પુરુષાર્થની નબળાઇથી અવસ્થામાં રાગ-દ્વેષ થાય છે જે અવસ્થામાં પણ રાગ-દ્વેષ ન હોય તો વીતરાગતા પ્રગટ દેખાવી જોઇએ. જો કોઈ એમ કહે કે રાગ-દ્વેષના વિકારી ભાવોથી મને લાભ થાય તો તે એકાંત છે, કારણ કે સ્વભાવ અને રાગ-દ્વેષ બન્ને એક થઇ ગયા, સ્વભાવ પવિત્ર નથી અને વિકારી અવસ્થા જેવો આત્મા થઇ ગયો એમ માન્યું માટે તે એકાંત દૃષ્ટિ થઇ.

અનેકાંત દૃષ્ટિ થયા પછી, સ્વભાવની શ્રદ્ધા થયા પછી હજી અધૂરો છે માટે વિકલ્પ આવ્યા વગર રહેશે નહિ, દેવ, ગુરુ, શાસ્ત્રની પ્રભાવના વગેરેનો વિકલ્પ આવ્યા વિના રહેશે નહિ, વિકલ્પ આવે છતાં પણ તે વિકલ્પથી-તે શુભભાવથી મને લાભ છે તેમ ધર્માત્મા માનતો નથી, વિકલ્પ આવે તે જુદી વાત છે પરંતુ તેની શ્રદ્ધા કઇ બાજુ છે, તેની રુચિ કઇ બાજુ છે, તેનું વજન કઇ બાજુ છે તે જોવાનું છે.

આત્મા પોતે જ્ઞાયક પવિત્ર શુદ્ધ સ્વરૂપે ત્રિકાળ છે એવા નિર્દોષ સ્વભાવની શ્રદ્ધા કરતાં આત્મા સદોષપણે નથી તેમ માને તેનું નામ અનેકાંત છે. બે વિરોધી શક્તિનો પ્રકાશ કરે તેનું નામ અનેકાંત છે. નિર્દોષપણે હું છું ને વિકારપણે નથી એમ બે સ્વભાવની પ્રતીતિ કરવી તેનું નામ અનેકાંત છે. સમયસારમાં ૪૮૮ પાને અનેકાંતની ઘણી સરસ વ્યાખ્યા છે તે આ પ્રમાણે છેઃ-એક વસ્તુમાં વસ્તુપણાની નિપજાવનારી પરસ્પર વિરુદ્ધ બે શક્તિઓનું પ્રકાશવું તે અનેકાંત છે.

વસ્તુ તે વસ્તુની અપેક્ષાએ નિત્ય છે અને પર્યાયની અપેક્ષાએ અનિત્ય છે. વસ્તુ તે વસ્તુથી નિત્ય અને વસ્તુથી અનિત્ય એમ અનેકાંત ન હોઇ શકે. વસ્તુ પોતાની અપેક્ષાએ સત્ અને પરની અપેક્ષાએ અસત્ છે તે અનેકાંત પણ પોતાની અપેક્ષાએ સત્ અને પોતાની અપેક્ષાએ અસત્ એવું અનેકાંત ન હોય, સ્વભાવે શુદ્ધ

હોય અને સ્વભાવે અશુદ્ધ હોય તેમ હોઈ શકે નહિ અવસ્થાથી અશુદ્ધ અને સ્વભાવથી શુદ્ધ તે અનેકાંત છે સ્વભાવપણે હું છું અને સદ્દોષપણે હું નથી તે અસ્તિ નાસ્તિ છે, તે અનેકાંત છે, આત્માને પોતાના સ્વભાવનું અવલંબન છે અને પરનું અવલંબન નથી તે અનેકાંત છે, એક સમય પૂરતી વિકારી અવસ્થા છે અને ત્રિકાળ દ્રવ્ય વિકારી થયું નથી તે અનેકાંત છે, આ એકાંત અનેકાંતના પડખાં ઝીણા છે. કોઇ અપેક્ષાએ સમ્યક્ એકાંત પણ કહેવાય છે સમયસારની ચૌદમી ગાથાની ટીકામાં એમ કહ્યું છે કે એકાંત બોધબીજરૂપ સ્વભાવ છે તેની સમીપ જઇને અનુભવ કરતાં સંયુક્તપણું અભૂતાર્થ છે–અસત્યાર્થ છે. સ્વરૂપમાં ઢળવા માટે વિકારી પર્યાયનો નિષેધ કરવામાં આવે છે તે સમ્યક્ એકાંત પોતે પોતામાં ઢળવા માટે છે પોતામાં ઢળવા માટે પણ જો સમ્યક્ એકાંત ન હોય તો પછી ઢળવું શેમાં? દ્રવ્યદૃષ્ટિ પર્યાયનો નિષેધ કરે છે, દ્રવ્યદૃષ્ટિ સ્વરૂપમાં વળવા માટે છે તે સમ્યક્ એકાંત છે પણ પર્યાય છે જ નહિ એવું નથી. અવસ્થાને લક્ષમાં ન રાખે 'ને અધૂરામાં પૂરાપણું' માની બેસે, તે પણ યથાર્થ નથી, વસ્તુ સ્વરૂપ જેમ છે તેમ સમજવું તે યથાર્થ અનેકાંત છે. પરમાર્થનો વિષય જ અત્યારે પ્રાય: ઓછો ચાલે છે બહારનો કુટારો ઘણો વધી ગયો છે તેથી આત્માની વાત સમજતા જીવોને મુશ્કેલ પડે છે.

હવે શિષ્ય પ્રશ્ન પૂછે છે કે વર્ણાદિ સાથે જીવનો તાદાત્મ્ય લક્ષણ સંબંધ કેમ નથી? તેનો ઉત્તર કહે છે:-

**तत्थ भवे जीवाणं संसारत्थाण होंति वण्णादी ।**
**संसारपमुक्काणं णत्थि हु वण्णादओ केई ॥ ६१ ॥**

---

સંસારી જીવને વર્ણ આદિ ભાવ છે સંસારમાં,
સંસારથી પરિમુક્તને નહિ ભાવ કો વર્ણાદિના. ૬૧.

અર્થ:—વર્ણાદિ છે તે સંસારમાં સ્થિત જીવોને તે સંસારમાં હોય છે અને સંસારથી મુક્ત થયેલા જીવોને નિશ્ચયથી વર્ણાદિક કોઈ પણ ( ભાવો ) નથી; ( માટે તાદાત્મ્યસંબંધ નથી ).

પરમાણુનો રંગ, ગંધ સાથે સંબંધ છે પણ આત્મા સાથે પરમાણુનો સંબંધ નથી. સંસાર દશામાં વર્ણાદિ ભાવ જીવને હોય છે પરંતુ મોક્ષ દશામાં તો કિંચિત્ માત્ર હોતા નથી, તો જે તેનું હોય તે કેમ ટળે? જો વર્ણાદિ જીવના હોય તો કોઈ દિવસ જુદા ન પડે, પણ મોક્ષ થતા તે જુદા પડી જાય છે માટે તેનો જીવ સાથે તાદાત્મ્ય સંબંધ નથી.

જે નિશ્ચયથી બધીયે અવસ્થાઓમાં યદ્-આત્મપણાથી અર્થાત્ જે-સ્વરૂપપણાથી વ્યાપ્ત હોય અને તદ્-આત્મપણાની અર્થાત્ તે-સ્વરૂપપણાની વ્યાપ્તિથી રહિત ન હોય, તેનો તેમની સાથે તાદાત્મ્યલક્ષણ સંબંધ હોય છે. ( જે વસ્તુ સર્વ અવસ્થાઓમાં જે ભાવોસ્વરૂપ હોય અને કોઇ અવસ્થામાં તે ભાવોસ્વરૂપપણું છોડે નહિ, તે વસ્તુનો તે ભાવોની સાથે તાદાત્મ્યસંબંધ હોય છે.)

વસ્તુ પોતાની બધી અવસ્થાઓમાં વ્યાપ્ત હોય કોઈ અવસ્થામાં વ્યાપ્ત ન હોય તેમ ન બને તેને તાદાત્મ્યસંબંધ કહેવાય છે. જીવ જો કે સંસાર અવસ્થામાં કોઈ અપેક્ષાએ વર્ણાદિ સ્વરૂપથી વ્યાપ્ત હોય છે તોપણ મોક્ષ અવસ્થામાં તે સર્વથા વર્ણાદિ સ્વરૂપપણાથી વ્યાપ્ત હોતો નથી, એવા જીવનો વર્ણાદિની સાથે કોઇ પણ પ્રકારે તાદાત્મ્યલક્ષણ સંબંધ નથી. વર્ણથી માંડીને ગુણસ્થાન પર્યંતના ભાવોને પુદ્ગલની સાથે તાદાત્મ્યસંબંધ કહ્યો છે.

પ્રશ્ન:—કેવળજ્ઞાન પણ તેમાં આવી ગયું? તો શું કેવળજ્ઞાનને પણ પુદ્ગલ સાથે તાદાત્મ્યલક્ષણ સંબંધ લેશો? તે તો જીવની સ્વાભાવિક પર્યાય છે.

ઉત્તર:—કેવળજ્ઞાન તેરમે ગુણસ્થાને પ્રગટે છે તે ગુણસ્થાનને

સયોગી કેવળી ગુણસ્થાન કહેવાય છે કારણ કે ત્યાં જોગનું કંપન હોય છે, તે જોગનું કંપન પર તરફનો ભાવ છે માટે તેને પુદ્‌ગલના પરિ-ણામ કહ્યા છે, કેવળજ્ઞાનની પર્યાય તો દ્રવ્યની નીર્મળ પર્યાયરૂપ થઈ ગઈ છે તેને પુદ્‌ગલના પરિણામ કહ્યા નથી; એ રીતે ચૌદમે ગુણસ્થાને પણ અકંપનપણું પ્રગટ્યું તે તો દ્રવ્યરૂપ અવસ્થા થઇ છે પરંતુ ત્યાં જે જોગના સંસ્કાર રહી ગયા છે તેને લઇને ચૌદમે ગુણસ્થાને ચાર કર્મ અને શરીર વગેરે બધું ઉભું છે, જોગના સંસ્કાર તે પર તરફનો ભાવ છે તેથી ચૌદમા ગુણસ્થાનને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે. ચૌદમે શરીર અને કર્મ છે તેથી રોકાણો નથી તે તો પર દ્રવ્ય છે, પર દ્રવ્યને કારણે પોતે રોકાય નહિ, પરને કારણે રોકાય તો પોતે પરાધીન થયો, પણ તેમ છે નહિ. પોતાને જોગના સંસ્કાર રહી ગયા છે તેને કારણે ચૌદમે ગુણસ્થાને ટકયો છે. જોગ અને મોહને કારણે ચૌદ ગુણસ્થાન કહ્યા છે, જોગ અને મોહ તે પર તરફના વલણવાળો ભાવ છે તેથી ગુણસ્થાનને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે. કેવળજ્ઞાન પર્યાય પ્રગટી તે તો પોતાના દ્રવ્યની સાથે તાદાત્મ્યસંબંધવાળી છે પણ કંપન છે તે પરનો ભાવ છે માટે તેને પુદ્‌ગલ સાથે તાદાત્મ્ય-સંબંધ છે.

ક્ષાયિક સમકીત, કેવળજ્ઞાન પર્યાય, સિદ્ધની પર્યાય તે બધી પર્યાયને ચૈતન્ય સાથે તાદાત્મ્યસંબંધ છે પણ તે પર્યાય ઉપર લક્ષ મૂકતા રાગ આવે છે અને રાગ તે પર તરફનો ભાવ છે તે અપેક્ષાએ તે બધી પર્યાયને પણ પુદ્‌ગલના પરિણામ કહ્યા છે. સમ્યગ્દર્શનના ભેદ, કેવળજ્ઞાનની પર્યાય અને સિદ્ધની પર્યાય વગેરે ભેદો સિદ્ધને કે કેવળીને કાંઇ પાડવા નથી પણ નીચલી અવસ્થાવાળો સાધક જીવ છે તે ભેદ પાડે છે અને તે ભેદ ઉપર દૃષ્ટિ મૂકતા તેને રાગ આવે છે. સાધક જીવ ૨૯ બોલ ઉપર લક્ષ મૂકે છે ત્યારે તેને રાગ આવે છે અને રાગ તે તો પર તરફના વલણવાળો ભાવ છે માટે તે અપેક્ષાએ ૨૯ બોલને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે, અને એ રીતે તે બધા બોલનો

પુદ્‌ગલ સાથે તાદાત્મ્યલક્ષણ સંબંધ કહ્યો છે. સાધક જીવને રાગ આવે છે અને મુક્ત થયેલા જીવને રાગ નથી આવતો માટે સંસારી જીવોને વર્ણાદિ ભાવો છે અને મુક્ત થયેલા જીવને નથી તેમ કહ્યું છે, અને મુક્ત અવસ્થા થયા પછી કાંઈ ભંગભેદ-ઉપર દૃષ્ટિ મૂકવાનું નથી માટે ત્યાં વર્ણાદિભાવો નથી, સંસારમાં પણ જીવને વર્ણાદિ ભાવો સાથે તાદાત્મ્યસંબંધ નથી, સંસારમાં વર્ણાદિ ભાવો નથી તેથી સિદ્ધ થતાં જુદા પડી જાય છે. સાધક જીવને ભંગ-ભેદ ઉપર દૃષ્ટિ મૂકતા રાગ આવે છે અને રાગ તે પર તરફના વલણવાળો ભાવ છે માટે ક્ષાયિક સમકીત કેવળજ્ઞાન વગેરેને ભેદની દૃષ્ટિએ પુદ્‌ગલના પરિણામ કહ્યા છે બાકી કેવળજ્ઞાની કે સિદ્ધને તો સિદ્ધની પર્યાય અને કેવળની પર્યાય પોતાના દ્રવ્યમાં અભેદરૂપ થઇ ગઇ છે તેને ભંગ અને ભેદ ઉપર લક્ષ મૂકવાનું રહ્યું નથી ત્યાં ક્ષાયિક સમકીત અને કેવળજ્ઞાન વગેરે જે પર્યાયો પ્રગટી છે તેનો આત્માની સાથે તાદાત્મ્યસંબંધ છે. તારો જે અવિનાશી સ્વભાવ છે તેના ઉપર જો, તેના વિના કોઇનું શરણ નથી. દ્રવ્ય ઉપર દૃષ્ટિ મૂકતા રાગ તૂટે છે અને નિર્મળ પર્યાય પ્રગટે છે તે નિર્મળ પર્યાયનો ચૈતન્ય સાથે તાદાત્મ્યલક્ષણ સંબંધ છે.

૨૦૦૦ કારતક શુદ ૧૨ મંગળ

અજીવનો કોઇ પણ ગુણ કે અવસ્થા આત્મામાં નથી, જેણે હિત કરવું હોય તેણે હિત કઇ રીતે થાય તે બરાબર જાણવું પડશે. શરીરાદિ પરથી આત્માને લાભ નુકશાન થતું નથી શરીરના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, હાડકાની મજબુતાઇ, શરીરનો આકાર તે ક્ષણે ક્ષણે જડની અવસ્થામાં બદલે છે મને ન આવડયું માટે શરીર, વાણી વગેરે સરખા ન રહ્યા શરીરનું સરખું રહેવું તે મારી આવડતને આધીન છે તેમ માનવું તે મિથ્યાદૃષ્ટિ છે. સંસારમાં વર્ણાદિ ભાવો આત્માના છે તેમ કહ્યું છે તે ઉપચારથી કહ્યું છે પણ સિદ્ધમાં વર્ણાદિ ભાવો કોઇ પણ પ્રકારે નથી.

પ્રશ્ન—સિદ્ધ વર્ણાદિ ભાવોથી જુદા પડી ગયા છે પણ અહીં

તો તે ભાવો ભેગા છે ને ?

ઉત્તર:—અહીં સંસાર અવસ્થામાં તે ભાવો જુદા છે તો સિદ્ધમાં જુદા પડી શકે છે, જે ભાવો પોતાના હોય તે ત્રણે કાળે પોતાની સાથે જ રહે ક્યારે પણ જુદા પડે જ નહિ, માટે જે જુદા પડે છે તે જુદા છે તો જુદા પડે છે. ખાવું, પીવું, હાલવું, ચાલવું, વગેરે બધું પ્રવર્તન સંસારમાં પણ આત્માને આધીન નથી પુદ્‌ગલને આધીન છે, આત્મા ભાવ કરે તે પોતાને આધીન છે પણ શરીરની ક્રિયા થાય તે પુદ્‌ગલને આધીન છે. સંસાર અવસ્થામાં શરીર આદિ જીવ સાથે એક જગ્યાએ રહે છે તેથી વ્યવહારથી એમ કહેવાય છે કે આ વર્ણ આ જીવનો છે, આ શરીર આ જીવનું છે, આવી હાડકાની મજબુતાઈ આ જીવની છે વગેરે તે બધું નિમિત્તથી-ઉપચારથી કહેવાય છે પરંતુ શરીરથી મને લાભ થાય છે એમ જેણે માન્યું તેણે શરીર અને આત્મા એકજ માન્યો જે જેનાથી લાભ નુકશાન માને તેને તે પોતારૂપ માને છે.

પ્રશ્ન:—ખાય છે, પીએ છે તેમાં આત્માને સ્વાદ આવે છે ને ?

ઉત્તર:—તે સ્વાદ જડનો છે આત્માનો નથી આત્મા તે સ્વાદને જાણે છે, દૂધપાકનો કે કેરીનો જે સ્વાદ આવે છે તેને તે જાણે છે કે આ વસ્તુનો આ જાતનો સ્વાદ છે, બહુ તો અજ્ઞાની અજ્ઞાનભાવે દૂધપાકના રાગનો સ્વાદ લે છે બાકી જડનો સ્વાદ તો કોઈ લઇ શકતું જ નથી. એક દ્રવ્યનો સ્વાદ બીજું દ્રવ્ય લઈ શકે જ નહિ. આત્મા પોતાની પર્યાયનો સ્વાદ લે છે. જ્ઞાની જ્ઞાનભાવે સ્વભાવ પર્યાયનો સ્વાદ લે છે, અજ્ઞાની અજ્ઞાનભાવે રાગ પર્યાયનો સ્વાદ લે છે.

પ્રશ્ન:—જડ ખાતું નથી આત્મા ખાતો નથી ત્યારે ખાય છે કોણ ?

ઉત્તર:—આત્મા રાગમાં જોડાય ત્યારે તેને ખાવાની ઇચ્છા થાય છે તે વખતે શરીરનો, ઇચ્છાને અનુકૂળ ઉદય હોય તો શરીરની ક્રિયા

ખાવાની થાય, અને આહાર વગેરે વસ્તુ મળવાનો અનુકૂળ ઉદય હોય એટલે તે વસ્તુનો સંયોગ થાય છે એ પ્રમાણે નિમિત્તનૈમિત્તિક સંબંધ થતાં આહારની ક્રિયા થાય છે. પરંતુ જડની ક્રિયાનો કર્તા આત્મા નથી, આત્માની પર્યાયમાં રાગ થાય છે પણ તે જડની ક્રિયા આત્મા ત્રણકાળમાં કરી શકતો નથી.

પ્રશ્ન:—ખાઈએ તો શરીર ટકે ને?

ઉત્તર:—શરીરની અવસ્થા શરીરને કારણે ટકે છે રોટલા ખાતા હોય તો પણ ઘણા મરી જાય છે ને? રોટલા ખાવાથી જો શરીર ટકતું હોય તો મરી કેમ જાય? હાથમાં રોટલો રહી ગયો હોય અને હાર્ટફેલ થઈ જાય છે માટે રોટલા શરીરને ટકાવી દેતા નથી. કોઈને અલ્પ ખોરાક હોય તો પણ દેહ ટકે છે, દેવોને અલ્પ ખોરાક હોય છે હજારો વર્ષે આહાર લેવાની ઈચ્છા ઉપજે છે, જ્યારે ઈચ્છા ઉત્પન્ન થાય ત્યારે કંઠમાંથી અમૃતનો ઓડકાર આવે છે. કંઠમાંથી જરા અમૃત ઝરે એટલે તેને તૃપ્તિ થઈ જાય છે એ રીતે અસંખ્યાતા વર્ષો સુધી તેનું શરીર નભે છે. માટે શરીર, શરીરના કારણે નભે છે. નરકમાં નારકી જીવોને એક ચોખાનો કણ પણ મળતો નથી અને પાણીનો એક બિંદવો પણ મળતો નથી છતાં પણ અસંખ્યાતા વર્ષો સુધી તેનો દેહ ટકી રહે છે, જુગલીઆ મનુષ્યને ત્રણ દિવસે આહારની ઈચ્છા ઉત્પન્ન થાય છે અને ત્રણ દિવસે એક નાના બોર જેટલો આહાર લે છે છતાં પણ તેનું શરીર અસંખ્યાતા વર્ષો સુધી ટકી રહે છે, માટે ખોરાકથી શરીર ટકે છે એમ નથી પરંતુ શરીર શરીરના કારણે ટકે છે.

કેટલાક કહે છે કે શરીર રાખીએ તો ધર્મ થાય શરીર માદ્યં ખલુ ધર્મસાધનં શરીર હોય તો ધર્મ થાય એમ કેટલાક માને છે પણ તે વાત તદ્દન જુઠી છે, આત્માનો ધર્મ તે આત્મામાં અને શરીરનો ધર્મ તે શરીરમાં તે બન્નેને રોઢે કે સીમાડે ક્યાંય પણ મેળ ખાય તેમ નથી. તો પણ શરીરનું આપણે કરી શકીએ છીએ એવો ભ્રમ અજ્ઞાનીને થઈ ગયો છે તેથી તેને દેવ, ગુરુ, શાસ્ત્રની વાત બેસતી

નથી, આપણે ચાલીએ તો ચલાય, બોલવું હોય તો બોલાય, એવો તેને ભ્રમ થઇ ગયો છે, ચાલવાના ભાવને અને શરીરની ચાલવાની ક્રિયાને લગભગ નિમિત્તનૈમિત્તિક સંબંધથી મેળ થઈ જાય છે, તેથી અજ્ઞાનીને એવો ભ્રમ થાય છે કે મારાથી ચલાય છે, બોલાય છે વગેરે જડની ક્રિયા હું કરી શકું છું પણ તે ચાલવાની ઇચ્છા વખતે જો શરીરમાં વા આવ્યો હોય, કોઈ હાડકામાં દુઃખાવો થઇ ગયો હોય, રોગને લઇને શરીરમાં અશક્તિ થઈ ગઇ હોય, શરીરમાં પક્ષઘાત થઇ ગયો હોય વગેરે અનેક પ્રકારના કારણો બનવાથી શરીર અટકી જાય ત્યારે ઘણી ચાલવાની ઇચ્છા હોય તો પણ ચાલી શકાતું નથી, પગમાં ખાલી ચડી જાય ત્યારે એકદમ ઉતાવળું જવું હોય તો પણ થોડીવાર રોકાઈ જાવું પડે છે અને ઇચ્છા પ્રમાણે ચાલી શકાતું નથી, એ રીતે આંખની પાંપણ ફેરવવી તે પણ આત્માના હાથની વાત નથી, મરણ વખતે આંખની પાંપણ ઉપર માખી બેઠી હોય, તે વખતે માખી ઉડાડવી હોય તો પણ પાંપણ ફેરવી શકતો નથી, ઘણી બોલવાની ઇચ્છા હોય તો પણ જીભનો લવો વાળી શકતો નથી, એક આંગળીનું ટેરવું ફેરવવું તે પણ આત્માના હાથની વાત નથી માટે શરીરની કોઇ પણ અવસ્થા આત્માને હાથ નથી, શરીરને હું નભાવી દઉં શરીર સારૂં હોય તો ધર્મ કરી શકું એમ માનવું તે પાખંડ છે, મૂઢતા છે.

દયા, પુજા, વગેરે શુભભાવથી પુણ્ય બંધાય હિંસા જુઠું વગેરે અશુભ ભાવથી પાપ બંધાય, તે શુભાશુભ બન્ને ભાવો મારૂં સ્વરૂપ નથી હું તો નિર્મળ જ્ઞાનમૂર્તિ આત્મા છું એવી શ્રદ્ધાના આશ્રયે ધર્મ પ્રગટે.

આત્મા શરીરનું કાંઇ કરી શકે નહિ તો પછી દૂર રહેલા એવા સ્ત્રી કુટુંબનું તો ક્યાંથી કરી શકે? માટે આત્મા પર દ્રવ્યનું કાંઇ કરી શકતો નથી.

સિદ્ધમાં વર્ણ ગંધ-રસ-સ્પર્શ વગેરે કાંઇ નથી માટે અહીં

પણ તે જુદા છે તો છૂટી શકે છે. શરીર અને આત્માને અગ્નિ અને ઉષ્ણતા જેવો સંબંધ હોય તો કદી પણ જુદા પડે નહિ માટે શરીર અને આત્માને કોઈ પણ પ્રકારે એકરૂપ સંબંધ ત્રણકાળ ત્રણલોકમાં નથી.

હવે, જીવનું વર્ણાદિક સાથે તાદાત્મ્ય છે એવો મિથ્યાઅભિપ્રાય કોઇ કરે તો તેમાં આ દોષ આવે છે એમ ગાથામાં બતાવે છેઃ—

जीवो चेव हि एदे सव्वे भावत्ति मण्णसे जदि हि।
जीवस्साजीवस्स य णत्थि विसेसो दु दे कोई ॥ ६२ ॥

અર્થઃ—વર્ણાદિકની સાથે જીવનું તાદાત્મ્ય માનનારને કહે છે કેઃ હે મિથ્યા અભિપ્રાયવાળા! જો તું એમ માને કે આ વર્ણાદિક સર્વ ભાવો જીવ જ છે, તો તારા મતમાં જીવ અને અજીવનો કાંઇ ભેદ રહેતો નથી.

આચાર્યદેવ કહે છે કે વર્ણાદિક ભાવોને જીવ માનનારા તે બધા મિથ્યા અભિપ્રાયવાળા છે, વર્ણ ગંધાદિ અને શરીરાદિને જીવ માને તો બે દ્રવ્ય એક માન્યા, બે દ્રવ્યનો કાંઇ ભેદ તેણે ન માન્યો, જેઓ એમ માને છે કે શરીરને જેમ રાખવું હોય તેમ રાખી શકાય છે, પુષ્ટ કરવું હોય તો પુષ્ટ કરી શકાય છે પાતળું કરવું હોય તો પાતળું કરી શકાય છે તે બધા મિથ્યા અભિપ્રાયવાળા છે. શરીર તો પર દ્રવ્ય છે તેનું રક્ષણ તું કરી શકે નહિ તારૂં પોતાનું રક્ષણ તું કરી શકે છે માટે તારૂં રક્ષણ તું કર.

વર્ણાદિ ઓગણત્રીશબોલનો જડ સાથે તાદાત્મ્ય સંબંધ લીધો છે તે ઓગણત્રીશ બોલમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર ગુણસ્થાન વગેરે બધું

---

આ ભાવ સર્વે જીવ છે જો એમ તું માને કદી,
તો જીવ તેમ અજીવમાં કંઈ ભેદ તુજ રહેતો નથી!-૬૨.

આવે છે, તે ભેદ ઉપર લક્ષ મૂકતાં રાગ આવે છે તે રાગ પર તરફના વલણવાળો ભાવ છે માટે તે રાગને પુદ્ગલ સાથે તાદાત્મ્ય સંબંધ છે પણ જે જ્ઞાન દર્શનની નિર્મળ પર્યાય થાય છે તે ચૈતન્યમાં ભળી જાય છે તે વાત આગળ ઘણી આવી ગઈ છે તે જ્ઞાન, દર્શન માર્ગ-ણામાં કર્મના નિમિત્તની અપેક્ષા આવે છે માટે પરના કહ્યા છે. તે નિમિત્તને રાગને પોતાના માને તે મિથ્યા અભિપ્રાયવાળા છે.

જીવવર્ણાદિ ભાવો, અનુક્રમે આવિર્ભાવ અને તિરોભાવ પામતી એવી તે તે વ્યક્તિઓ વડે પુદ્ગલ દ્રવ્યની સાથે સાથે રહેતા થકા, પુદ્ગલનું વર્ણાદિ સાથે તાદાત્મ્ય જાહેર કરે છે-વિસ્તારે છે.

કર્મની અવસ્થા અને શરીરની અવસ્થાનું આવિર્ભાવ એટલે પ્રગટ થવું-અવસ્થારૂપે ઉપજવું, અને તિરોભાવ એટલે અવસ્થાનું અપ્રગટ રહેવું, અવસ્થાનો વ્યય થઇ જવો તે બધી પુદ્ગલની અવસ્થા હોવાથી પુદ્ગલ સાથે તાદાત્મ્ય છે પુદ્ગલને જાહેર કરે છે, પુદ્ગલને વિસ્તારે છે, કર્મની અને શરીરની એક અવસ્થા પ્રગટ થવી અને બીજી અવસ્થા અપ્રગટ રહેવી તે બધું પુદ્ગલના કારણે છે, પુદ્ગલ સાથે તેનું એકપણું છે આત્મા સાથે તેનો સંબંધ નથી. આત્મા જ્ઞાન અને સ્થિરતામાં આગળ વધે અને કર્મની શક્તિ ઘટતી જાય છે માટે આત્માને અને કર્મને તાદાત્મ્ય સંબંધ નથી. આત્માની નિર્મળ અવસ્થા વધતી હોય એટલે કે આવિર્ભાવ થતી હોય અને શરીરની અવસ્થા હીણી થતી હોય-પાતળી થતી હોય-તિરોભાવ થતી હોય, અને ચૈતન્યની અવસ્થા અજ્ઞાન રાગ-દ્વેષમાં જોડાવાથી હીણી થતી હોય તિરોભાવરૂપ થતી હોય અને શરીરની અવસ્થા પુષ્ટ થતી હોય, કર્મની અવસ્થા પુષ્ટ થતી હોય; તેથી આત્માને શરીર તેમજ કર્મ સાથે તાદાત્મ્ય સંબંધ નથી. આ વર્ણાદિ ૨૯ બોલ કર્મના કારણે છે માટે તે પુદ્ગલ દ્રવ્યની અનુક્રમે થતી આવિર્ભાવ અને તિરોભાવરૂપ અવસ્થા તે પુદ્ગલના જ તાદાત્મ્ય સંબંધને જાહેર કરે છે, વિસ્તારે છે.

આંખની પાંપણનું ઉંચું થવું કે નીચું થવું, જીભનું ચાલવું કે ન ચાલવું, કંઠમાંથી શબ્દનું નીકળવું કે ન નીકળવું તે બધું પુદ્ગલની અવસ્થા પુદ્ગલને કારણે આવિર્ભાવ, તિરોભાવપણે થયા કરે છે. શરીરની બાળ અવસ્થાનો વ્યય થવો ને જુવાન અવસ્થાનું પ્રગટ થવું, અને જુવાન અવસ્થાનો વ્યય થવો અને વૃદ્ધાવસ્થાનું પ્રગટ થવું તે બધું પુદ્ગલ સાથે સંબંધ રાખે છે, પુદ્ગલને જ વિસ્તારે છે.

જ્ઞાનનું વધવું-આવિર્ભાવ થવું તે આત્મા સાથે સંબંધ રાખે છે આત્માને વિસ્તારે છે, જ્ઞાનનું ઢંકાવું અને અજ્ઞાન પર્યાયનું આવિર્ભાવ થવું-પ્રગટ થવું તે વિકારી પર્યાય સાથે સંબંધ રાખે છે.

વર્ણાદિક ભાવો અનુક્રમે આવિર્ભાવ અને તિરોભાવ પામતી એવી તે તે વ્યક્તિઓ વડે જીવની સાથે સાથે રહેતા થકા, જીવનું વર્ણાદિ સાથે તાદાત્મ્ય જાહેર કરે છે, વિસ્તારે છે, એમ જેનો અભિપ્રાય છે તેના મતમા બાકીના દ્રવ્યમાં અસાધારણ એવું વર્ણાદિ સ્વરૂપપણું-કે જે પુદ્ગલ દ્રવ્યનું લક્ષણ છે, તેનો જીવ વડે અંગીકાર કરવામાં આવતો હોવાથી, જીવ પુદ્ગલના અવિશેષનો પ્રસંગ આવે છે.

શરીરની કોઈ પણ અવસ્થાનું હાલવું-ચાલવું તેનો સંબંધ શરીર સાથે દેખાય છે તથા તેની સાથે આત્મા એક જગ્યાએ રહે છે તેથી આત્મા સાથે વર્ણાદિનું તાદાત્મ્યપણું જાહેર કરે છે, વિસ્તારે છે એમ જે માને છે તે મિથ્યાત્વી છે કારણ કે આત્મા સાથે વર્ણાદિનુ તાદત્મ્યપણું હોય તો તે આત્માનું લક્ષણ કહેવાય, અને તેથી જીવ અને પુદ્ગલ બન્ને જુદા તો રહેતા નથી શરીરની અવસ્થા દ્વારા જીવને અંગીકાર કર્યો તેથી જીવ અને પુદ્ગલ બન્ને જુદા રહેતા નથી અને એમ થતા જીવનો જરૂર અભાવ થાય છે.

શરીરમાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ તેનો સંબંધ પરમાણુ સાથે છે અને જો તું પરમાણુનો સંબંધ આત્મા સાથે માનીશ તો

જીવ અને જડ બન્ને એક થવાથી બન્નેના જુદા લક્ષણ નહિ રહેવાથી બન્નેનો અભાવ થશે. શરીર અનંતા પરમાણુનો પિંડ છે અને વાણી પણ અનંતા પરમાણુનો પિંડ છે, આત્મામાંથી તે વાણીની અવસ્થા આવતી નથી પણ જડમાંથી આવે છે, જો આત્મામાંથી ભાષાની અવસ્થા આવતી હોય તો આત્મા ને જડ બન્ને એક દ્રવ્ય થઇ જાય કારણ કે ભાષા તો રૂપી છે અને ચૈતન્ય તો અરૂપી છે માટે બન્ને દ્રવ્ય જુદા છે, તે બન્નેને એક માનતા બન્ને દ્રવ્યનો અભાવ થાય છે.

કોઇ કહે કે શરીરનો આત્મા સાથે સંબંધ છે, જીભનો આત્મા સાથે સંબંધ છે પણ તે વાત તદ્દન જુઠી છે જો આત્મા સાથે વાણીનો સંબંધ હોય તો જીભમાં કાંઇ થઇ જાય છે ત્યારે કેમ બોલી શકતો નથી, વાણીનું પ્રગટ થવું કે ઢંકાઇ જવું તેનો સંબંધ આત્મા સાથે છે નહિ, ભાષાની પર્યાયનો આવિર્ભાવ પરમાણુમાંથી થાય છે તેનો આવિર્ભાવ આત્મામાંથી થતો નથી; શરીર અને વાણીની અવસ્થાનું થવું જડના આધારે છે અને જ્ઞાન, દર્શન, ચારિત્રનું થવું તે આત્માને આધારે છે, જો શરીરની અવસ્થા આત્માને આધારે અને આત્માની અવસ્થા શરીરને આધારે હોય તો બન્ને એક થઇ જાય, અને આત્મા જડ થઇ જાય પણ તેમ નથી. બન્ને દ્રવ્ય જુદા છે. આત્મા સાથે વાણીની અવસ્થાને અને શરીરની અવસ્થાને ફક્ત નિમિત્તનૈમિત્તિક સંબંધ છે પણ બન્ને દ્રવ્યો એક નથી, બન્ને દ્રવ્યો જુદા છે કોઇની અવસ્થાનો કોઇ કર્તા નથી, ભાષાની પર્યાયનો આવિર્ભાવ થાય છે તે જડમાંથી થાય છે આત્મામાંથી થતો નથી. અજ્ઞાની અહંકાર કરે છે કે વાણી મારામાંથી થાય છે વાણી મારામાંથી આવે છે, અજ્ઞાની પોતાને ભૂલીને પરને જોવે છે તેથી પોતાને જોવાની તાકાત ન રહી; જ્ઞાની જે જે અવસ્થા થાય તેને જોવે છે જાણે છે. જ્ઞાની જાણે છે કે કોઇ દ્રવ્યની કોઇ અવસ્થાનો કોઇ સંચાલક નથી, પ્રેરક નથી, સૌની અવસ્થા પોતાને આધીન થાય છે. જ્ઞાનીને વાણીની અવસ્થા, રાગની અવસ્થા અને તેને જાણવારૂપ જ્ઞાનની અવસ્થા,

તે બધી અવસ્થા એક ક્ષણે થાય છે, છતાં જ્ઞાની સમજે છે કે તે અવસ્થા 'થાય છે' તેને હું જોનાર છું પણ તેનો હું કર્તા નથી જ્ઞાતા જ છું.

શરીર મન વાણી તે મારૂં સ્વરૂપ નથી પણ અંદર જે શુભાશુભ વિકલ્પ ઊઠે તે પણ મારૂં સ્વરૂપ નથી તે બધી પર પર્યાયને જ્ઞાતાપણે જાણવી અને સ્વરૂપમાં સ્થિર રહેવું તે નિશ્ચય આલોચના છે, પહેલાં સમ્યક્દર્શનની સામાયિક આવે છે પછી સ્થિરતાની સામાયિક આવે છે, પરભાવથી પાછું વળી સ્વરૂપમાં સ્થિર થવું તે નિશ્ચય પ્રતિક્રમણ છે.

મારૂં સુખ તે મારામાં છે તેને ભૂલ્યો તેથી પરમાંથી સુખ આવે છે તેમ માન્યું, શરીરને જ પોતાનું માન્યું તેથી શરીરને અનુકૂળ સ્ત્રી પુત્ર હોય તેના ઉપર રાગ થયા વિના રહે નહિ અને પ્રતિકૂળ હોય તેના ઉપર દ્વેષ થયા વિના રહે નહિ, શરીરના રાગી ઉપર રાગ અને શરીરના દ્વેષી ઉપર દ્વેષ થયા વગર રહે નહિ કારણ કે શરીરને પોતાનું માન્યું અને શરીરમાંથી સુખ આવે છે તેમ માન્યું તેથી રાગ-દ્વેષ થયા વિના રહે નહિ. ત્રણકાળ ત્રણલોકમાં સુખ પરમાં નથી. કેટલાક કહે છે કે પહેલું સુખ તે જાતે નર્યા, બીજું સુખ ઘેર ચાર દીકરા, એક બે નહિ ને વળી ચાર દીકરા માગે અને કહે કે અરે! દીકરા આપણું કહ્યું ન કરે તેમ કેમ બને? કહ્યું ન કરે તે તો બીજાના દીકરા, મારા દીકરા તો ધાર્યા પ્રમાણે રહેશે એનો અર્થ એવો થાય છે કે પોતાની ધારણા અને પરવસ્તુ બન્નેને એક માને છે પણ બન્નેના આધાર જુદા છે, દીકરામાં સુખ કયે ઠેકાણે છે તે ક્યાંય ભાળ્યું છે? કે ભાળ્યા વિના કલ્પી લીધું છે? દશ લાખ રૂપીયા જ્યાં મળે ત્યાં તો હાથ પહોળા પહોળા થઇ જાય છે પણ પૈસામાં સુખ કયે ઠેકાણે છે તે કાંઇ ભાળ્યું છે? કે માત્ર કલ્પી જ લીધું છે અને જો કલ્પી લીધું છે તો તે કલ્પના કયે ઠેકાણે છે તે ભાળ્યું છે? તે માન્યતા કેવા પ્રકારની છે? ક્યાં છે? આંખમાં છે?

હાથમાં છે? પગમાં છે? એ માન્યતારૂપ ભાવ ટકયો છે કયાં? તે અરૂપી છે કે રૂપી છે? તે કાંઇ ભાળ્યું છે? કે માત્ર માની જ લીધું છે? સુખ પરમાં નહિ ભાળ્યા છતાં સુખની માન્યતા કયાં રહી છે તેની ખબર નહિ છતાં અનાદિથી નિ:શંક થઈ ગયો છે કે પરમાં સુખ છે. જેમાં જેની રૂચિ છે તેમાં તે "મને નજરે દેખાય તો માનું" તેમ તર્ક ઉઠાવતો નથી, જેમાં જેની રૂચિ છે તેમાં તે તપાસ કરવા રોકાતો નથી. આત્મામાં એક નિ:સંદેહ સ્વભાવ એવો છે કે તેની ઉંધી પર્યાયમાં પણ વસ્તુમાં સુખ જોયું નહિ, કલ્પનાને જોઇ નહિ છતાં પણ એવો નિ:શંક થઇ જાય છે કે કોઇ જાતના વિચારનો અવકાશ રાખતો નથી, ઉંધી પર્યાયમાં પણ આવો નિ:શંક થાય છે તો પછી જે આત્માની ઓળખાણ કરીને સમ્યક્ પ્રતીત કરે તેમાં તો નિ:શંક હોય જ. પરથી મને સુખ આવતું નથી મારૂં સુખ તે મારામાં છે એમ યથાર્થ માને પછી પરનો આશ્રય રહે નહિ, મારી શાંતિ, મારી સમ્યક્ શ્રદ્ધા, મારૂં સમ્યગ્જ્ઞાન તે બધું મારામાં છે પણ પરમાં નથી એમ સાચી ઓળખાણ કરવાથી નિ:શંક થાય છે.

આ બધું જે કહેવાય છે તે ભાષામાં તો "હા, જી હા." કહે છે પણ અંતરમાંથી "હા, જી" આવવું જોઇએ આત્મામાં અંતરથી વાત બેઠા વિના "હા, જી" સાચું આવે નહિ.

પ્રશ્ન:—શરીર વાણીનો સંબંધ પુદ્‌ગલ સાથે છે એમ કહો છો તો પ્રભુ! આપ જ વાણી બોલો છો તેનું શું સમજવું?

ઉત્તર:—વાણી આત્મા બોલી શકે નહિ, આત્મા તો જ્ઞાન કરનાર જ્ઞાયક છે, વાણીનું કર્તવ્ય વાણીમાં છે મારા ચૈતન્યનું તે કર્તવ્ય નથી, ચૈતન્યનું કર્તવ્ય ચૈતન્યમાં છે, વાણી છે તે પુદ્‌ગલની અવસ્થા છે.

પ્રશ્ન:—જ્ઞાન અને વાણી જો જુદા હોય તો જેમ બોલવું હોય તેમ જ બોલાય છે બીજી રીતે બોલાતું નથી તેનું શું કારણ છે?

ઉત્તર:—જ્ઞાન અને વાણીને નિમિત્તનૈમિત્તિક સંબંધ છે તેથી જેમ જ્ઞાન પરિણમે તેમ વાણી પરિણમે છે સર્વજ્ઞ ભગવાનને સંપૂર્ણ જ્ઞાન છે તો વાણી પણ સંપૂર્ણ રહસ્ય લેતી નીકળે છે.

જડ કાંઈ જાણતું નથી, અને આત્મા જાણનાર છે.

તનતા મનતા વચનતા જડતા જડ સંમેલ
લઘુતા ગુરુતા ગમનતા એ અજીવકે ખેલ.

( સમયસાર નાટક ).

શરીર મન અને વચન, હુળવાપણું ભારેપણું, ગમનપણું એ બધા અજીવના ખેલ છે. તે અજીવને પોતાપણાની બુદ્ધિએ માનીને જો રાગ-દ્વેષ કરે તો પરનો કર્તા થાય છે માટે તે મિથ્યાત્વી છે. રાગ-દ્વેષના પરિણામ થાય તેનો જ્ઞાતા રહે તો તે જાણનાર છે, કર્તા નથી. સમ્યગ્દૃષ્ટિ છે તે પરથી જુદો પડીને પોતામાં સમાય છે તે જ ધર્મ છે. ધર્મ તે શરીર મન વાણીમાં નથી.

અજીવની જેટલી અવસ્થા થાય તે બધી મારી ચૈતન્યની અવસ્થા છે શરીરની અવસ્થા બદલાય તો હું બદલાઇ જાઉં છું તેમ પરને પોતાપણે અંગીકાર કરનાર મિથ્યાત્વી છે. શરીરની અવસ્થા વધે તો હું વધવા મંડ્યો, શ્વાસનું દબાણ થાય તો જાણે કે હું દબાઇ ગયો! શ્વાસ ઊંડા ઉતર્યો એટલે જાણે હું ઊંડો ઉતરી ગયો, શરીરની સ્થિતિ પૂરી થવા આવે ત્યારે એમ માને કે જાણે મારી સ્થિતિ પૂરી થાય છે એમ માનનારા બધા શરીરને આત્મા એક માને છે તે મરણ વખતે અસાધ્ય થઇને પર ભવમાં ચાલ્યો જવાનો અને પરિભ્રમણ કરવાનો ચૈતન્ય જાગતી જ્યોત છે તેની જેને ઓળખાણ છે તે સ્વરૂપ લીન થઈ સમાધિ મરણ કરી એક બે ભવમાં મુક્તિ લેવાનો.

૨૦૦૦ કારતક વદ ૨ બુધ

આત્મા જડ સ્વરૂપ નથી પણ આત્મા જ્ઞાનાદિ ગુણસ્વરૂપ છે, આત્મા અનંતગુણના પિંડ સ્વરૂપ વસ્તુ છે અને પરમાણુ પણ અનંત-

ગુણના પિંડ સ્વરૂપ છે બન્ને નિરાળી ચીજ છે શરીર અને આત્મા બન્ને એક આકાશક્ષેત્રે રહ્યા છે પણ બન્ને જુદા છે.

કોઈ કહે કે મુક્તિમાં રંગ-ગંધ-રસ અને સ્પર્શનો સંબંધ નથી પણ અહીં સંસારમાં તો છે ને? તેનો ઉત્તર કહે છે.

अह संसारत्थाणं जीवाणं तुज्झ होंति वण्णादी ।
तम्हा संसारत्था जीवा रूवित्तमावण्णा ॥ ६३ ॥
एवं पुग्गलदव्वं जीवो तहलक्खणेण मूढमदी ।
णिव्वाणमुवगदो वि य जीवत्तं पुग्गलो पत्तो ॥ ६४ ॥

અર્થ:—અથવા જો તારો મત એમ હોય કે સંસારમાં સ્થિત જીવોને જ વર્ણાદિક (તાદાત્મ્યસ્વરૂપે) છે, તો તે કારણે સંસારમાં સ્થિત જીવો રૂપીપણાને પામ્યા; એમ થતાં, તેવું લક્ષણ તો (અર્થાત્ રૂપીપણું લક્ષણ તો) પુદ્‌ગલદ્રવ્યનું હોવાથી, હે મૂઢબુદ્ધિ! પુદ્‌ગલદ્રવ્ય તે જ જીવ ઠર્યું અને (માત્ર સંસાર અવસ્થામાં જ નહિ પણ) નિર્વાણ પામ્યે પણ પુદ્‌ગલ જ જીવપણાને પામ્યું!

આ શરીરની કાંઈ પણ ક્રિયા હાલવા ચાલવાની, બોલવાની વગેરે આત્મા કરે છે તેમ માને છે તે શરીર અને આત્મા બન્ને એક જ છે એમ માને છે. આત્માથી જડની પ્રવૃત્તિ ક્યારે થાય કે જડને આત્મા બન્ને એક હોય તો જ થાય, જડથી જુદા રહીને જડની પ્રવૃત્તિ થાય નહિ માટે શરીરને આત્મા બન્ને એક છે એમ અજ્ઞાનીનો અભિપ્રાય છે.

---

વર્ણાદિ છે સંસારી જીવનાં એમ જો તુજ મત બને,
સંસારમાં સ્થિત સૌ જીવો પામ્યા તદા રૂપિત્વને; ૬૩.
એ રીત પુદ્‌ગલ તે જ જીવ, હે મૂઢમતિ! સમલક્ષણે,
ને મોક્ષપ્રાપ્ત થતાંય પુદ્‌ગલદ્રવ્ય પામ્યું જીવત્વને! ૬૪.

શરીર સારૂં રહે તો જ્ઞાન-ધ્યાનમાં મદદ કરે એમ માનનારે શરીરને આત્મા બન્ને એક માન્યા છે. જેમ અગ્નિને ઉષ્ણતા જુદા પાડી શકાય નહિ તેમ શરીરને આત્મા જુદા પાડી શકાય નહિ એમ અજ્ઞાની માને છે.

હરવું-ફરવું, ખાવું-પીવું બધી અવસ્થા મારાથી થાય છે એમ માન્યું તેણે રૂપી અવસ્થાને ચૈતન્યની અવસ્થા માની એટલે કે બન્નેને એક માન્યા. આત્માની અરૂપી અવસ્થા ને જડની રૂપી અવસ્થા બન્ને એક ક્ષણે હોવાથી અજ્ઞાનીએ બે અવસ્થા જુદી ન માની પણ બન્નેની એક અવસ્થા માની.

રંગનું, ગંધનું, રસનું અને સ્પર્શનું લક્ષણ તો જડ છે તો હે મૂઢમતિ! તારી માન્યતા પ્રમાણે જડ પદાર્થ તે જીવ ઠર્યા, અને તેમ થવાથી મુક્તિ થતાં આત્મા રૂપીપણે મુક્ત થયો પણ અરૂપીપણે મુક્ત ન થયો એટલે કે પુદ્‌ગલદ્રવ્ય મુક્તપણાને પામ્યું.

સંસાર અવસ્થામાં જીવને વર્ણાદિભાવો સાથે તાદાત્મ્યસંબંધ છે એવો જેનો અભિપ્રાય છે, તેના મતમાં સંસાર-અવસ્થા વખતે તે જીવ અવશ્ય રૂપીપણાને પામે છે. તારી અવસ્થા રૂપીને આધીન થઈ એમ તેં માન્યું તો તારી અવસ્થા જુદી ન રહી. આત્મા જડને કરે તો આત્મા એની અવસ્થામાં પેસી ગયો, તાદાત્મ્યસંબંધ થયો તેથી આત્માની અવસ્થા જુદી ન રહી તેથી આત્મા રૂપી થઇ ગયો, જડ થઇ ગયો.

શરીરને રૂપાળું કરવું, પુષ્ટ કરવું, તે આત્માને હાથ છે તેમ માને છે તે તદ્દન મિથ્યા છે ખોટું છે. રજકણો કાયમ રહીને તેમાં જુદી જુદી અનેક પ્રકારની અવસ્થા થાય છે શરીરની ગતિ દેખીને અજ્ઞાનીને ભ્રમ થાય છે કે ગતિ હું કરૂં છું પણ ગતિ કરવી તે તો રજકણનો સ્વભાવ છે આત્માની અરૂપી અવસ્થા તો તે ટાણે જ જુદી છે. આત્મા, જે અવસ્થા થાય તેનું જ્ઞાન કરે અને કાં તો અભિમાન

કરે કે પરની અવસ્થા હું કરી શકું છું પણ જડની અવસ્થા ત્રણકાળ ત્રણલોકમાં આત્મા કરી શકે તેમ બનતું નથી.

દેવ-ગુરુ-શાસ્ત્ર તો શરીર અને આત્મા જુદા બતાવે છે તેનું સ્વરૂપ જેણે જાણ્યું નથી તેણે દેવ-ગુરુ-શાસ્ત્ર પણ ખરા જાણ્યા નથી. દેવ-ગુરુ તે આત્મા છે, દેવ-ગુરુના શરીર-વાણી તે દેવ-ગુરુનો આત્મા નથી માટે શરીર વાણીથી જુદા દેવ-ગુરુના આત્માને જેણે જાણ્યો નથી તેણે દેવ-ગુરુને યથાર્થ રીતે જાણ્યા નથી. શરીરની અવસ્થાને આત્મા કરે છે તેમ માન્યું તેણે અનંતા રજકણોને હું કરું છું, અનંતા રજકણો મારા છે તેમ માન્યું છે. દેવ-ગુરુ પણ એક રજકણને કરતા નથી અને અજ્ઞાની આત્મા પણ એક રજકણને કરતો નથી એમ દેવ-ગુરુ-શાસ્ત્ર કહે છે એમ જેણે માન્યું નથી તેણે દેવ-ગુરુ-શાસ્ત્રને માન્યા નથી. દેવ-ગુરુ-શાસ્ત્રને ત્યારે માન્યા કહેવાય કે શરીરની અવસ્થા જુદી અને આત્માની અવસ્થા જુદી તેમ જે દેવ-ગુરુ-શાસ્ત્ર બતાવે એ રીતે માને તો દેવ-ગુરુ-શાસ્ત્રને માન્યા કહેવાય.

સંસાર-અવસ્થામાં જીવને વર્ણાદિભાવો સાથે તાદાત્મ્ય સંબંધ છે એવો જેનો અભિપ્રાય છે, તેનાં મતમાં સંસાર-અવસ્થા વખતે તે જીવ અવશ્ય રૂપીપણાને પામે છે અને રૂપીપણું તો કોઈ દ્રવ્યનું, બાકીના દ્રવ્યોથી અસાધારણ એવું લક્ષણ છે; માટે રૂપીપણા (લક્ષણ) થી લક્ષિત ( લક્ષ્યરૂપ થતું, ઓળખાતું ) જે કાંઈ હોય તે જીવ છે. રૂપીપણાથી લક્ષિત તો પુદ્‌ગલદ્રવ્ય જ છે. એ રીતે પુદ્‌ગલદ્રવ્ય જ પોતે જીવ છે, પણ તે સિવાય બીજો કોઈ જીવ નથી. આમ થતાં, મોક્ષ-અવસ્થામાં પણ પુદ્‌ગલદ્રવ્ય જ પોતે જીવ ( ઠરે ) છે, પણ તે સિવાય બીજો કોઈ જીવ ( ઠરતો ) નથી. માટે તે ભાવ સત્ય નથી.

સંસાર અવસ્થામાં વર્ણ, ગંધ, રસ, અને સ્પર્શ જો જીવનાં હોય તો જીવ રૂપી ઠર્યો, કારણકે વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ રૂપી છે અને રૂપીપણું તો પુદ્‌ગલદ્રવ્યનું અસાધારણ લક્ષણ હોવાથી જીવ પણ પુદ્‌ગલ સાબીત થયો, કારણ કે બન્નેનું લક્ષણ એક જ થયું અને

લક્ષણ એકજ હોવાથી લક્ષ્ય પણ એકજ સિદ્ધ થયું. એ રીતે પુદ્‌ગલ જ જીવ ઠરવાથી જીવ પદાર્થ જ રહ્યો નહિ, અને મોક્ષ થતાં પણ રૂપીપણા લક્ષણવાળો જીવ મુક્ત થયો કારણ કે રૂપી લક્ષણવાળો જીવ અને પુદ્‌ગલ બન્નેને લક્ષણ ભેદના અભાવે પુદ્‌ગલ જ મુક્તપણાને પામે છે તેમ સિદ્ધ થાય છે અને પુદ્‌ગલ સિવાય બીજા કોઇ જીવ પદાર્થના અસ્તિત્વનો અભાવ ઠરે છે.

શરીર મન વાણી અને આત્મા ક્ષણે ક્ષણે ત્રણેકાળે જુદા છે શરીર અને આત્માને માત્ર નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે તે જાણવા યોગ્ય છે. ગુરુ કહે છે કે હે શિષ્ય ? રૂપીપણું તો જડનું લક્ષણ છે માટે તે તારા આત્માનું લક્ષણ નથી, અજીવમાં જીવ નથી અને જીવમાં અજીવ નથી તે નાસ્તિ સ્વભાવથી વાત છે અને અસ્તિથી સ્વચતુ-ષ્ટય સર્વના સર્વમાં છે, પરમાણુના અને આત્માના સ્વચતુષ્ટય દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ તે સૌ સૌના પોત પોતાને કારણે છે; આત્માની અવસ્થા જડને આધીન નથી અને જડની અવસ્થા આત્માને આધીન નથી. શરીર વાણી મન તે જો આત્માથી રાખ્યા રહે તો જડની અવસ્થા તારે તાબે થઇ કહેવાય, તો પછી જુદાપણાની અવસ્થા થશે ક્યાંથી ? મુક્તપણું થશે ક્યાંથી ? મુક્ત એટલે કાંઇ આત્માથી મૂકાવું નથી પણ પરથી મૂકાવું છે, વિકારથી મૂકાવું છે જુદાપણાની શ્રદ્ધા અને જ્ઞાન વિના મુક્તપણું થશે નહિ. જેણે અહીં સંસારમાં જડની અવસ્થા પોતાની માની તેને હિસાબે તો મોક્ષમાં પણ તે અવસ્થા સાથે જ આવશે કારણ કે જે પોતાનું હોય તે ત્રણેકાળ પોતાની સાથે જ રહે, માટે અહીં સંસારમાં પણ જો શરીર, મન, વાણીની અવ-સ્થા મારે કારણે છે એમ માને છે તો મોક્ષમાં પણ તારે હિસાબે પુદ્‌ગલ દ્રવ્ય પોતે જીવ ઠરે છે પણ એમ છે નહિ. સંસારમાં હો કે મોક્ષમાં હો પણ મારી અવસ્થા તે મારે તાબે અને જડની અવસ્થા તે જડને તાબે છે એમ માન્યા વિના મુક્તપણાનો સાચો ઉપાય છે જ નહિ.

જો તારે અને જડને એકમેકતા હોય તો તું રૂપી થયો તો પછી તારે હિસાબે મોક્ષમાં જીવ જડ થયો કારણ કે સદાય પોતાના સ્વલક્ષણથી લક્ષિત એવું દ્રવ્ય બધીયે અવસ્થાઓમાં હાનિ અથવા ઘસારો નહિ પામતું હોવાથી અનાદિ–અનંત હોય છે. આમ થવાથી, તેના મતમાં પણ (અર્થાત્ સંસાર–અવસ્થામાં જ જીવનું વર્ણાદિ સાથે તાદાત્મ્ય માનનારના મતમાં પણ), પુદ્‌ગલોથી ભિન્ન એવું કોઇ જીવદ્રવ્ય નહિ રહેવાથી, જીવનો જરૂર અભાવ થાય છે.

સ્વલક્ષણથી લક્ષિત એવું દ્રવ્ય બધી અવસ્થાથી પોતે અનાદિ-અનંત હોય છે, આચાર્યદેવે ભારે સરસ ટીકા કરી છે અવસ્થામાં પણ હાનિ કે ઘસારો નહિ પામતું દ્રવ્ય પર્યાયોથી પણ અખંડ છે એમ ચોકખી ભાષા અમૃતચંદ્રાચાર્યદેવે લખી છે. એ રીતે દ્રવ્ય બધીએ અવસ્થામાં અનાદિ–અનંત અખંડ હોવાથી અજ્ઞાનીના મતમાં પુદ્‌ગલદ્રવ્ય જ જીવ ઠરે છે.

જે ચીજ તારાથી જુદી પડે તે તારાથી ત્રણકાળમાં એક નથી કોઇ એમ કહે કે કાને સાંભળવાથી અને આંખે દેખવાથી જ્ઞાન થાયને? કાન ન હોય તો સાંભળીએ કયાંથી? અને આંખ ન હોય તો ભગવાનના દર્શન કયાંથી થાય? શરીર સારૂં ન હોય તો તીર્થની યાત્રા કયાંથી થાય? તેને આચાર્યદેવ કહે છે કે હે મૂઢમતિ? તારૂં ચૈતન્યસ્વરૂપ તો તારે આધીન છે કે જડને આધીન છે? તારી તૈયારી હોય તો કાન આંખ અને શરીરને નિમિત્ત કહેવાય છે પણ તારી તૈયારી વિના સંજ્ઞીપણું અનંતવાર પામ્યો, મનુષ્યપણું અનંતવાર પામ્યો, અનંતવાર સાક્ષાત તીર્થંકરદેવની સભામાં ગયો પણ તારા ચૈતન્યના ભાન વિના કાંઇ પણ લાભ થયો નહિ, આ શરીર, આંખ અને કાન તે તારા કાંઇ પણ સંબંધી નથી, પણ તે મારા છે એમ તેં માન્યું છે તેથી ચોરાશીના અવતારમાં રઝળવું પડે છે. શરીર, મન વાણી અને પુણ્ય–પાપથી જુદો નિર્વિકલ્પ–નિર્વિકારી સ્વરૂપ આત્મા જુદો છે તેવા ભાન વિના સમવસરણમાં પણ ઘણીવાર જઈ આવ્યો છતાં કિંચિત્ માત્ર પણ લાભ થયો નહિ. આત્માનો કોઇ

પણ અવસ્થાનો ભાગ આત્મા સિવાય શરીર મન વાણીમાં કોઇ પણ પ્રકારે પ્રવેશે નહિ અને જડની કોઇ પણ અવસ્થા આત્મામાં પ્રવેશે નહિ તો જે આત્મામાં પેસે નહિ તે આત્માને લાભ શી રીતે કરે?

કોઇ કહે કે મોક્ષમાં ભલે જડને આત્મા જુદા હોય પણ અહીં તો અમને એક માનવા દીયો, અરે ભાઇ! અહીં એક હોય તે કોઇ દિવસ જુદા થાય નહિ, અજીવ દ્રવ્ય તેના ગુણ અને તેની પર્યાય તે ત્રણે આત્માને આધીન નથી જો આધીન હોય તો કોઇ દિવસ જુદું થઇ શકે નહિ. મૂર્તિકપણું તો જડનું લક્ષણ છે, જડનુ સ્વરૂપ છે. ભગવાન આત્માનું તે સ્વરૂપ નથી.

વર્ણાદિ ૨૯ બોલ છે તેમાંથી જ્ઞાનની પર્યાય સમ્યગ્દર્શનની પર્યાય વગેરે પર્યાયને આત્મા સાથે વર્તમાન પર્યાય પૂરતો વ્યાપ્ત સંબંધ છે પણ તે પર્યાય ઉપર લક્ષ મૂકતા રાગ આવે છે માટે તે અપેક્ષાએ તે પુદ્ગલનુ લક્ષણ છે, આત્માનું ત્રિકાળી શુદ્ધ લક્ષણ તે પર્યાય પૂરતું નથી. આત્મા ત્રિકાળ એમાં વ્યાપ્ત નથી એ રીતે એમ સિદ્ધ થયું કે વર્ણાદિભાવો જીવ નથી.

**एक्कं च दोण्णि तिण्णि य चारित्त य पंच इंदिया जीवा।**
**बादरपज्जत्तिदरा पयडीओ णामकम्मस्स ॥ ६५ ॥**
**एदेहि य णिव्वत्ता जीवट्ठाणाउ करणभूदाहिं।**
**पयडीहिं पुग्गलमईहिं ताहिं कहं भणदे जीवो ॥६६॥**

જીવ એક-દ્વિ-ત્રિ-ચતુર્-પંચેન્દ્રિય, બાદર, સૂક્ષ્મ ને
પર્યાપ્ત આદિ નામકર્મતણી પ્રકૃતિ છે ખરે. ૬૫.
પ્રકૃતિ આ પુદ્ગલમયીથકી કરણરૂપ થતાં અરે,
રચના થતી જીવસ્થાનની જે, જીવ કેમ કહાય તે? ૬૬.

અર્થઃ—એકેંદ્રિય, દ્વીંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય અને પંચેન્દ્રિય જીવો તથા બાદર, સૂક્ષ્મ, પર્યાપ્ત, અપર્યાપ્ત-એ નામકર્મની પ્રકૃતિઓ છે; આ પ્રકૃતિઓ કે જેઓ પુદ્‌ગલમય તરીકે પ્રસિદ્ધ છે તેમના વડે કરણસ્વરૂપ થઈને રચાયેલાં જે જીવસ્થાનો ( જીવસમાસ ) છે તેઓ જીવ કેમ કહેવાય ?

હવે એમ કહે છે કે શરીરમાં એકેંદ્રિયપણાની, બેઇંદ્રિય-પણાની, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય, પર્યાપ્ત અપર્યાપ્ત વગેરેની જે રચના થાય છે તે નામ કર્મની પ્રકૃતિની રચના છે આત્માની રચના તે નથી, અને તું કહે છે કે તે બધી રચના અમારાથી થાય છે તે તારૂં અજ્ઞાન છે, અજ્ઞાની માને છે કે કાન હોય તો સાંભળીએ, આંખ હોય તો દેખીએ વગેરે ઇંદ્રિયોથી મને લાભ થાય છે તેમ તે માને છે પણ ભગવાને તો ઇંદ્રિયોને નામ કર્મની પ્રકૃતિઓનું ફળ કહ્યું છે અને તે પુદ્‌ગલમય છે, પુદ્‌ગલથી પ્રસિદ્ધ છે કારણ કે તે એકેક ઇંદ્રિય અનંતા રજકણનો પિંડ છે માટે તે ઇંદ્રિય પુદ્‌ગલમય છે, પુદ્‌ગલથી આત્માને લાભ થાય તેમ ત્રણકાળમાં બને નહિ, અંદર જાણનાર આત્મા છે તે પોતાવડે જાણે છે ઉઘાડ ઓછો છે તેથી વચ્ચે ઇંદ્રિયોનું નિમિત્ત આવે છે. શરીર અને ઇંદ્રિયો આત્માને કાંઇ લાભ નુકશાન કરે નહિ અને આત્મા શરીર ઇંદ્રિયોને કાંઇ લાભ નુકશાન કરે નહિ એવો વસ્તુનો સ્વભાવ છે વસ્તુના સ્વભાવ પ્રમાણે શ્રદ્ધા કરવી તે પ્રથમમાં પ્રથમ ધર્મ છે.

કોઇ કહે કે આપણે તો સાંભળ્યા જ કરો ને ? સમજશું પછી.

પણ ભાઇ ! સાંભળવા મળવું તે પૂર્વના પુણ્યનું કારણ છે પણ શ્રવણ કરતાં વસ્તુ સ્વભાવનો નિર્ણય કરે તો તેનાથી ધર્મ થાય પરંતુ શ્રવણ મળવાથી ધર્મ ન થાય પણ શ્રવણ તરફ ધ્યાન રાખે તો સંસારના અશુભ રાગ ટળીને શુભ રાગ થાય, ઇંદ્રિયો અને સાંભળવા તરફનો રાગ તે બધાથી રહિત નિર્દોષ નિરાગ સ્વભાવ જ્ઞાયક

મૂર્તિ હું આત્મા છું તેમ સ્વભાવ સન્મુખ લક્ષ રાખીને જો નિર્ણય કરે તો ધર્મ થાય. બાકી તો કાન મળ્યા અને શ્રવણ કર્યું તેથી ધર્મ થયો તેમ માને તે મૂઢ છે અજ્ઞાની છે તેને સ્વાશ્રય તત્ત્વની ખબર નથી ત્યાંસુધી તેને ધર્મ નહિ થાય.

નિશ્ચયનયે કર્મ અને કરણનું અભિન્નપણું હોવાથી, જે જેના વડે કરાય છે (થાય છે) તે તે જ છે. ખરેખર દૃષ્ટિથી તો કારણ અને કાર્ય એકરૂપ જ હોય. કર્મ એટલે કાર્ય, કાર્ય એટલે અવસ્થા-હાલત, અને કરણ એટલે કારણ, સાધન, ઉપાય તે એકરૂપ જ હોય છે એમ સમજીને (નિશ્ચય કરીને) જેમ સુવર્ણનું પાનું સુવર્ણ વડે કરાતું (થતું) હોવાથી સુવર્ણ જ છે, બીજું કાંઈ નથી, તેમ જીવ સ્થાનો, બાદર, સૂક્ષ્મ, એકેંદ્રિય, દ્વીંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય, પંચેંદ્રિય પર્યાપ્ત અને અપર્યાપ્ત નામની પુદ્‌ગલમયી નામ કર્મની પ્રકૃતિઓ વડે કરાતા (થતાં) હોવાથી પુદ્‌ગલ જ છે, જીવ નથી.

ઇંદ્રિયો મળવાનું કારણ જડ છે માટે ઇંદ્રિયો પણ જડ છે, કર્મના કારણે ઇંદ્રિયો થઈ તેથી કારણ જડ હોવાથી કાર્ય પણ જડ છે અને ઇંદ્રિયો છે તે રજકણનો પિંડ છે માટે જડ છે અને જડ જ દેખાય છે.

કેટલાક કહે છે કે આંખ ફોડી નાખીએ તો રૂપ દેખાય નહિ અને રાગ થાય નહિ, કાનમાં ખીલા નાખીએ તો શબ્દો સાંભળવા નહિ અને તેથી રાગ-દ્વેષ થાય નહિ, પણ ભાઈ? રાગ-દ્વેષ તારા પોતાના ઊંધા પુરુષાર્થથી થાય છે, જડને કારણે થતા નથી જડ કાંઇ લાભ-નુકશાન કરતું નથી, જડને ફોડવાથી શું થવાનું હતું અંદરથી ચૈતન્યની પર્યાયને બદલાવ ને?

ઇંદ્રિયો કર્મના કારણે બની છે માટે જડ છે નામકર્મની પ્રકૃતિનું ફળ દ્રવ્યેંદ્રિય છે અને જ્ઞાનનો ઉઘાડ તે ભાવેંદ્રિય છે, જ્ઞાનનો ઉઘાડ તે તો ચૈતન્યની પર્યાય છે પણ તે ઓછા ઉઘાડમાં કર્મ તરફની

અપેક્ષા છે માટે તે બધાને જડ કહ્યા છે. એક બાજુ જડનો ભાગલો અને એક બાજુ ચૈતન્યનો ભાગલો એમ બે ભાગલા જુદા પાડ્યા છે.

દેવ, ગુરુ, તે અતિંદ્રિય છે તેને જે સ્વરૂપે છે તે સ્વરૂપે ન માને તેને ધર્મની ખબર જ નથી.

આનંદઘનજી કહે છે કેઃ—

દેવ, ગુરુ, ધર્મની શુદ્ધિ કહો કેમ રહે
કેમ રહે શુદ્ધ શ્રદ્ધાન આણો.
શુદ્ધ શ્રદ્ધાન વિણુ સર્વ કિરિયા કરી,
છાર પર લીપણું તેહ જાણો.

વસ્તુનું સ્વરૂપ જેમ છે તેમ પ્રતીત કર્યા વિના દેવ, ગુરુ, ધર્મની શ્રદ્ધા કરી કેમ કહેવાય. આ સમજણના ઘર જુદા છે, આત્મા શું ચીજ છે તે જાણ્યા વિના ધર્મ થાય નહિ.

જેવું કારણ હોય તેવું કાર્ય હોય એમ યુક્તિથી સાબિત કર્યું કે ઇંદ્રિયો વગેરે જડ છે. અને નામકર્મની પ્રકૃતિઓનું પુદ્‌ગલમયપણું તો આગમથી પ્રસિદ્ધ છે તથા અનુમાનથી પણ જાણી શકાય છે કારણ કે પ્રત્યક્ષ દેખવામાં આવતા શરીરાદિના આકાર વગેરે જે મૂર્તિક ભાવો છે તે કર્મ પ્રકૃતિઓનાં કાર્ય હોવાથી કર્મ પ્રકૃતિઓ પુદ્‌ગલમય છે એમ અનુમાન થઇ શકે છે. ઇંદ્રિયો જડ છે એમ આગમ, યુક્તિ અને અનુમાનથી સિદ્ધ કર્યું.

પર્યાપ્તિ પણ જડ છે પર્યાપ્તિમાં આહાર, શરીર, ભાષા, મન, શ્વાસોશ્વાસ વગેરે બધું આવી ગયું તે બધી કર્મના નિમિત્તે નીપજેલી ચીજ છે, કર્મના નિમિત્તે નીપજેલી ચીજથી ધર્મ થાય તેમ ત્રણકાળ ત્રણલોકમાં બને નહિ. શરીર અને ઇંદ્રિયો જો તને મદદ કરે તો તે તારા રૂપ થઈ ગયા તારાથી જુદા ન રહ્યા. સૌને ધર્મ કરવો છે ખરો, પણ ધર્મ શી રીતે થાય તેની ખબર નથી આચાર્યદેવ કહે છે કે આત્મા શરીર અને ઇંદ્રિયવાળો છે તેવી ઊંધી માન્યતા ફેરવીને

હું શરીર અને ઇંદ્રિય વગરનો સ્વત: સ્વભાવી તત્ત્વ છું તેવી સ્વાશ્રયી સવળી માન્યતા કર, તો લાભ છે અને ધર્મ છે.

જેમ સોનાનું પાંદડું સોનામય જ છે તેમ શરીર ઇંદ્રિયો મન વાણી વગેરે નામ કર્મની પ્રકૃતિનું ફળ છે માટે જડ સ્વરૂપ જ છે અને નામ કર્મની પ્રકૃતિ જડ છે એમ આગમથી પ્રસિદ્ધ છે, અને અનુમાનથી પણ જાણી શકાય છે કે આ ઇંદ્રિયો જડ છે માટે જડનું કારણ જડ જ હોય. એ રીતે ઇંદ્રિયો વગેરે જડ જ છે એમ સિદ્ધ થાય છે માટે હું ચૈતન્ય આત્મા જડ ઇંદ્રિયોથી જુદો છું તેમ માન અને શ્રદ્ધા કર.

માણસો કહે છે કે પહેલું સંઘયણ હોય તો કેવળજ્ઞાન થાય તેમ શાસ્ત્રમાં લખ્યું છે, આચાર્યદેવ કહે છે કે હાડકાની ક્રિયા તારાથી થાય અને હાડકાની અવસ્થા તારાથી નિપજાવેલી વસ્તુ છે તેમ શાસ્ત્રમાં કહ્યું નથી, કેવળજ્ઞાન થાય ત્યારે પહેલું સંઘયણ હાજર હોય એવો સંબંધ છે પણ તે હાડકાને કારણે કેવળજ્ઞાન થાય તેમ શાસ્ત્રમાં કહ્યું નથી. કેવળજ્ઞાન એ આત્માથી નિપજાવેલી વસ્તુ છે હાડકાની મજબુતાઈથી નિપજાવેલી વસ્તુ નથી. શરીર અને આત્મા બન્ને તદ્દન ભિન્ન છે ભિન્ન દ્રવ્યોની ભિન્ન શ્રદ્ધા કરીને સ્વ પદાર્થમાં ઠરવાથી ધર્મ થાય.

૨૦૦૦, કારતક વદ ૩ રવી.

આત્મા જ્ઞાનાદિ અનંતગુણોનો પિંડ છે, તે અજીવ સ્વરૂપ નથી અજીવ પુદ્‌ગલમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ છે, સંઘયણ શરીર ઇંદ્રિય તે બધી જડની અવસ્થા છે આત્માનું તે સ્વરૂપ નથી પર વસ્તુ આત્મામાં નથી અને આત્મા પર વસ્તુમાં નથી એમ અનાદિ અનંત બન્ને વસ્તુ જુદી, નિરાળી છે.

શરીર, વાણી, મન, ઇંદ્રિય અને શુભાશુભભાવ તે હું નથી, હું તો જ્ઞાનાદિ અનંતગુણની મૂર્તિ છું એવી અંતર્મુખ દૃષ્ટિ અને

અંતર્મુખ જ્ઞાન તે આત્માની નિર્મળ પર્યાયનો વિકાસ થવાનું કારણ છે. શરીર ઇંદ્રિય આદિ જે જડ વસ્તુ છે તેના ઉપર દૃષ્ટિ મૂકવાથી તે વિકાસ થવાનું કારણ કેમ થાય ?

લાખ વાર ગુરુનો ઉપદેશ સાંભળે પણ ઇંદ્રિયથી સાંભળે અને અતીંદ્રિય જ્ઞાન દ્વારા નિર્ણય ન કરે તો શ્રવણથી જે ધર્મનો લાભ થવો જોઇએ તે ન થાય. ત્રિલોકનાથ તીર્થંકરદેવના સમવસરણમાં જઇ આવ્યો ત્યાં પણ ઇંદ્રિયદ્વારા સાંભળ્યું પરંતુ અતીંદ્રિય જ્ઞાનદ્વારા સ્વરૂપનો નિર્ણય ન કર્યો તેથી ભવ ભ્રમણ ઉભું રહ્યું. આત્મા ઇંદ્રિય ગ્રાહ્ય નથી પણ અતીંદ્રિય આત્માનો નિર્ણય અતીંદ્રિય જ્ઞાનદ્વારા થઇ શકે છે આ ઇંદ્રિયો કાંઇ લાભ પણ ન કરે અને નુકશાન પણ ન કરે કારણ કે ઇંદ્રિયો જડ છે આગમ પણ ઇંદ્રિયોને જડ કહે છે, અનુમાનમાં પણ ઇંદ્રિયો જડ છે તેમ જણાય છે. ઇંદ્રિયો પણ હું નહિ ઇંદ્રિય તરફનો રાગ તે પણ હું નહિ, હું તો અતીંદ્રિય સ્વરૂપ આત્મા છું એવો નિર્ણય તે મુક્તિનો માર્ગ છે. દેવ-ગુરુ-શાસ્ત્રના દર્શન તથા સત્ શ્રવણમાં ઇંદ્રિયો વચ્ચે હોય છે પણ જો અતીંદ્રિય સ્વરૂપનો નિર્ણય કરે તો તેને નિમિત્ત થયું કહેવાય.

એવી રીતે ગંધ, રસ, સ્પર્શ, રૂપ, શરીર, સંસ્થાન, અને સંહનન-તેઓ પણ પુદ્‌ગલમયી નામકર્મની પ્રકૃતિઓ વડે રચાયાં હોવાથી પુદ્‌ગલથી અભિન્ન છે, તેઓ જડથી એકમેક છે આત્માથી એકમેક નથી જીવસ્થાનો કહેતા વર્ણાદિ બધા બોલ લઈ લેવા.

અહીં આ અર્થનું કળશરૂપ કાવ્ય કહે છે.

( ઉપજાતિ )

निर्वर्त्यते येन यदत्र किंचित्
तदेव तत्स्यान्न कथंचनान्यत् ।
रुक्मेण निर्वृत्तमिहासिकोशं
पश्यंति रुक्मं न कथंचनासिम् ॥ ३८ ॥

અર્થ:—જે વસ્તુથી જે ભાવ બને, તે ભાવ તે વસ્તુ જ છે, કોઇ રીતે અન્ય વસ્તુ નથી; જેમ જગતમાં સોનાથી બનેલા મ્યાનને લોકો સોનું જ દેખે છે કોઇ રીતે ( તેને ) તરવાર દેખતા નથી.

શરીર સંઘયણ ઇંદ્રિય આદિ જડથી બનેલા હોવાથી તે જડ જ છે કોઈ રીતે તે આત્મા થઇ શકતા નથી શરીર ઇંદ્રિય વગેરે મ્યાન છે તરવાર નથી, ભગવાન આત્મા શરીર ઇંદ્રિય વગરનો છે, તેને ઇંદ્રિયો સાથે કાંઇ સંબંધ નથી.

પ્રશ્ન:—તે શરીર ઇંદ્રિય સાધન તો થાય ને ?

ઉત્તર:—આત્માનું સાધન આત્માથી હોય, આત્માનું સાધન પર શરીર ઇંદ્રિયોથી થાય તેમ ત્રણકાળ ત્રણલોકમાં બનતું નથી.

પિત્તળના કળશાને પાણીનો કળશો કહેવો તે ઉપચારથી-વ્યવહારથી કથન છે પાણી જોડે છે તેથી પાણીનો કળશો કહેવાય છે વાસ્તવિક રીતે તો કળશો પિત્તળનો છે પાણીનો નથી, તેમ આત્માને શરીરવાળો ઇંદ્રિયવાળો કહેવો તે ઉપચારથી-વ્યવહારથી છે શરીર ઇંદ્રિયો એકક્ષેત્રાવગાહપણે જોડે રહે છે તેથી શરીરવાળો ઇંદ્રિયવાળો આત્મા કહેવાય છે પણ વાસ્તવિક રીતે તો આત્મા ઇંદ્રિય વગરનો જ્ઞાનાદિ અનંતગુણવાળો છે પરંતુ શરીર ઇંદ્રિયવાળો નથી.

જેણે પાણીનો કળશો જ પહેલેથી જોયો છે એકલો પિત્તળનો કળશો જોયો નથી તેને કહે છે કે આ કળશો પાણીનો છે પણ તે પાણી સ્વરૂપ નથી પરંતુ પિત્તળ સ્વરૂપ છે તેમ જેણે આત્મા, શરીર ઇંદ્રિયવાળો જ જોયો જાણ્યો છે પરંતુ શરીર ઇંદ્રિય વગરનો એકલો આત્મા જેણે જોયો જાણ્યો નથી તેને શ્રી ગુરુ સમજાવે છે કે આ શરીર ઇંદ્રિયો જે દેખાય છે તે આત્મા નથી પણ આત્મા તો તેનાથી જુદો જ્ઞાનાદિ ગુણસ્વરૂપ છે, પુદ્ગલ તે પુદ્ગલ સ્વરૂપે છે તે આત્મારૂપે ત્રણકાળમાં નથી અને આત્મા તે આત્મા સ્વરૂપે છે પુદ્ગલ

સ્વરૂપે આત્મા ત્રણકાળમાં નથી. પુદ્‌ગલના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ આત્મા સ્વરૂપે નથી અને આત્માના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવ પુદ્‌ગલ સ્વરૂપે નથી બન્નેના દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ જુદા જ છે.

સોનાથી બનેલા મ્યાનને લોકો સોનું જ દેખે છે તેને કોઈ રીતે તરવાર દેખતા નથી, તેમ શરીર ઇંદ્રિયો, પુદ્‌ગલથી રચાયેલા હોવાથી જ્ઞાનીજનો તેને પુદ્‌ગલમય જ દેખે છે કોઈ રીતે તેને આત્મા દેખતા નથી. માત્ર શરીર અને આત્મા એક ક્ષેત્રે જોડે રહ્યા છે તેમ વ્યવહારથી વાત કરી, ત્યાં વ્યવહારને જ .પરમાર્થ અજ્ઞાની જીવોએ માની લીધો.

આ શરીર ઇંદ્રિયની રચના જડની છે આત્માની નથી, તે આત્માની જાત નથી, જે આત્માની જાત નથી તે આત્માને મદદ ત્રણકાળમાં કરે નહિ. "જડ તે ચેતન થાય નહિ ને ચેતન તે જડ થાય નહિ" પોતે પોતાપણે છે ને પોતે પરપણે ત્રણકાળમાં નથી. પર તે પરપણે છે ને પોતાપણે ત્રણકાળમાં નથી. જે જડથી બન્યું તે જડ જ છે, ભગવાન આત્મારૂપે જડ ત્રણકાળમાં નથી, જે જીવ સ્વરૂપે તે જીવ સ્વરૂપે જ છે, જે જીવ સ્વરૂપ નથી તે જીવ સ્વરૂપ ત્રણ-કાળમાં નથી. જેમ સોનાનું મ્યાન અને તરવાર જુદા છે તેમ મ્યાન તે શરીર, અને તરવાર તે આત્મા બન્ને જુદા છે, શરીરની પ્રવૃત્તિ ત્રણકાળમાં તારા હાથમાં નથી માટે તું અંતર્મુખ જો.

વળી બીજો કળશ કહે છે.

( ઉપજાતિ )

वर्णादि सामग्र्यमिदं विदंतु
निर्माणमेकस्य हि पुद्गलस्य ।
ततोऽस्त्विदं पुद्गल एव नात्मा ।
यतः स विज्ञानघनस्ततोऽन्यः ॥३९॥

અર્થ:—અહો જ્ઞાની જનો! આ વર્ણાદિક ગુણસ્થાન પર્યંત ભાવો છે તે બધાય એક પુદ્‌ગલની રચના જાણો; માટે આ ભાવો પુદ્‌ગલ જ હો, આત્મા ન હો; કારણ કે આત્મા તો વિજ્ઞાનઘન છે, જ્ઞાનનો પુંજ છે તેથી આ વર્ણાદિક ભાવોથી અન્ય જ છે.

અહો જ્ઞાની જનો! અહો જીવો! આ શરીરના વર્ણાદિભાવો તથા ગુણસ્થાનાદિ ભાવો તે બધા પુદ્‌ગલની રચના જાણો, તે ચિદાનંદ ભગવાન આત્મા ત્રણકાળમાં ન હો, આ બધા ભાવ પુદ્‌ગલ જ હો, આત્મા ન હો, આત્મા તો વિજ્ઞાનઘન નિવડ પિંડ છે, વિજ્ઞાનઘન આત્મામાં રાગ-દ્વેષ પુણ્ય-પાપ ત્રણકાળમાં પેસી જતા નથી, શું આત્મામાં જડનો ગુણ કે જડની પર્યાય પેસી જાય? શું નિવડ વસ્તુમાં ખીલી પેસી શકે? ન પેસી શકે.

આમાં બધા ૨૯ બોલ લઇ લીધા છે, હું ક્ષાયિક સમકીતી છું કે ક્ષયોપશમ સમકીતી છું તેવા વિચાર, તથા પાંચ જ્ઞાનની પર્યાયના ભેદના વિચાર તે બધા વિચાર રાગમિશ્રિત છે, તે રાગ જડ કર્મના નિમિત્તે થતો વિકાર છે, તેનાથી આત્મા જુદો છે. જડ વસ્તુ કે તેના નિમિત્તે થતો વિકાર કે જડનો સંયોગ તે બધા જડ છે, આ પહેલામાં પહેલો એકડો છે, આત્મા પરથી નિરાળો છે તેની શ્રદ્ધા જ્ઞાન કર અને તેમાં ઠર, અંતર્મુખ વળ, બહિર્મુખની નાસ્તિ કર! અંતર્મુખની અસ્તિમાં પર ભાવની નાસ્તિ કર, અંતર્મુખની પ્રતીત કર!

સંયોગીનુ અવલંબન લઉં તો ગુણ પ્રગટે, શરીર વાણી મન વગેરેનું અવલંબન લઉં તો ગુણ પ્રગટે, એવી માન્યતા તદ્દન અજ્ઞાન છે. આત્મા તો નમાલી ચીજ હશે કે પરમાંથી ગુણ આવતા હશે? આત્મામાં અનંતા ગુણો ભર્યા છે તેની પ્રતીત કર, આત્મામાં અનંતા ગુણો છે તો 'છે' તેમાંથી પ્રગટશે. ગુણ પ્રગટતો નથી પણ પર્યાય પ્રગટે છે. મોક્ષ અને મોક્ષમાર્ગ બન્ને ગુણની અવસ્થા છે, સંસાર

પણ અવસ્થા છે ગુણ નથી, આત્માની વિકારી અવસ્થા તે સંસાર છે બાયડી છોકરાં ઘર કુટુંબ તે સંસાર નથી, રાગ-દ્વેષ અને પર વસ્તુ મારી માની તે ઊંધી માન્યતારૂપ સંસાર આત્માની અવસ્થામાં થાય છે, સંસાર ચૌદમા ગુણસ્થાન સુધી હોય છે પહેલે ગુણસ્થાને મિથ્યાત્વ ભાવનો સંસાર છે, ચોથાથી દશમાં ગુણસ્થાન સુધી કષાય ભાવનો સંસાર છે, અગીયારમાંથી તેરમાં ગુણસ્થાન સુધી યોગના કંપનનો સંસાર છે ને ચૌદમા ગુણસ્થાને યોગના સંસ્કાર રહે છે તે સંસાર છે એ રીતે ચૌદ ગુણસ્થાન સુધી આત્માની અવસ્થામાં સંસાર છે.

દ્રવ્ય અને ગુણ તો અનાદિ અનંત છે પર્યાયના બે પડખાં પડે છે, સમ્યક્ત્વ અને મિથ્યાત્વ, સંસાર અને મોક્ષ વગેરે, આત્માની નિર્મળ-પર્યાય-સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર તે આત્માના ગુણોમાંથી પ્રગટે પરંતુ હાથથી, કાનથી, મનથી કે વિકારથી ન પ્રગટે એવી જ્યાંસુધી સ્વરૂપની પ્રતીતિ ન થાય ત્યાંસુધી સમ્યગ્જ્ઞાન, સમ્યક્-ચારિત્ર થાય નહિ સ્વરૂપની પ્રતીતિ વિના મોક્ષ પ્રગટે જ નહિ એક સમયમાં અનંતગુણનો રસકંદ અભેદ આત્મા છે તેમાં ભંગ ભેદ નથી એવા અખંડ દ્રવ્યની યથાર્થ પ્રતીતિ તે અનંતકાળમાં નહિ પ્રગટેલો કલ્યાણનો અપૂર્વ માર્ગ છે.

જેમ મ્યાન અને તરવાર બન્ને જુદા છે તેમ આત્મા અને શુભાશુભ વિકાર બન્ને જુદા છે આત્માનો ધર્મ આત્માથી પ્રગટે છે 'વત્થુ સહાવો ધમ્મો' વસ્તુનો સ્વભાવ તે જ ધર્મ છે. ધર્મ તે બહારથી આવતો નથી જે જેમાં ન હોય તે થાય નહિ અને હોય તે જાય નહિ માટે આત્મા જ્ઞાનાદિ અનંતગુણનો પિંડ છે તેમાંથી જ તેની નિર્મળ પર્યાય પ્રગટે પણ પરમાંથી પ્રગટે નહિ.

કોઇ કહે કે આવા વસ્તુ સ્વભાવની ખબર ન હોય અને ભગવાનનું સ્મરણ કર્યા કરીએ તો? નમો અરિહંતાણંનુ સ્મરણ કર્યા કરીએ તો?

ઉત્તર:—વિભાવ પર્યાય શું છે? અને તેનો નાશ કયા સ્વભાવ વડે થાય છે? તે જાણ્યા વિના અરિહંતને નમસ્કાર કરે છે કે નહિ? તે સમજવા જેવું છે, જ્યાંથી ગુણનો ઉઘાડ કરવો છે તે ગુણ કેવા છે? ક્યાં રહ્યા છે? તેની ખબર નથી, તેના આશ્રયની ખબર નથી ને કહે છે કે અમે ભગવાનનું સ્મરણ કરીએ તો લાભ થાય. પણ નમો અરિહંતાણં એટલે હણનારો કોણ છે? તે પોતે હણનારો કેવા સ્વભાવવાળો છે? અરિહંત એટલે રહ્યું શું? અને હણ્યું શું? હતું તે હણ્યું, હતું તો શું હતું? વગેરેની ખબર વિના કોને નમસ્કાર કરશે? કોનું સ્મરણ કરશે? રાગ-દ્વેષ પર્યાયમાં થાય છે પણ સ્વભાવમાં રાગ-દ્વેષની નાસ્તિ છે અને પોતાનો સ્વભાવ જ્ઞાન-દર્શન અને ચારિત્ર તેની પોતામાં અસ્તિ છે, તે અસ્તિ-નાસ્તિ ભાવ અરિહંત ભગવાનના આત્મામાં છે અને તારામાં પણ છે, અરિહંત ભગવાને રાગ-દ્વેષનો નાશ કર્યો અને પોતામાં જ્ઞાનાદિ ગુણ હતા તે પ્રગટ કર્યા. અને તારામાં પણ તેવો સ્વભાવ છે. એવા અસ્તિ-નાસ્તિ સ્વભાવની તને ખબર નથી તેથી યથાર્થપણે ભગવાનનું સ્મરણ થઇ શકતું નથી. અશુભ પરિણામ ટાળવા શુભ પરિણામથી ભગવાનની સ્તુતિ ભલે થાય પણ યથાર્થ સ્વરૂપના ભાન વગર ભવનો અભાવ ન થાય. સ્વભાવનું ભાન થતાં રાગ-દ્વેષનો અભાવ સહેજે થઇ જાય છે.

આ શરીર કે વિકાર ભાવ તે તારી ચીજ નથી માટે હવે તારા ચૈતન્યને આંગણે ઉભો રહે, આ શરીરાદિ નજીક છે તે તને લાભ-નુકશાન કરી શકે નહિ તો પછી જે દૂર હોય તે તો ક્યાંથી કરે? જે તારામાં નથી તે તને લાભ-નુકશાન કેમ કરે? જે લાભ થાય તે પણ તારાથી, અને જે નુકશાન થાય તે પણ તારાથી, તો હવે તારે તારા આંગણામા ઉભા રહીને તારૂં બગાડવું સુધારવું તે તારા હાથની વાત છે.

હવે આ જ્ઞાનઘન આત્મા સિવાય જે કાંઇ વર્ણ, ગંધ, રસ,

સ્પર્શ, સંઘયણ, સંઠાણ તેને જીવ કહેવો તે સર્વ વ્યવહાર માત્ર છે એમ કહે છે.

**पज्जत्तापज्जत्ता जे सुहुमा बादरा य जे चेव।**
**देहस्स जीवसण्णा सुत्ते ववहारदो उत्ता ॥ ६७ ॥**

અર્થ:—જે પર્યાપ્ત, અપર્યાપ્ત સૂક્ષ્મ અને બાદર આદિ જેટલી દેહને જીવ સંજ્ઞા કહી છે તે બધી સૂત્રમાં વ્યવહારથી કહી છે.

પર્યાપ્તિવાળો જીવ છે અપર્યાપ્તિવાળો જીવ છે જીવ સૂક્ષ્મ છે, બાદર છે, મનવાળો છે શરીરવાળો છે એમ કહેવું તે વ્યવહાર છે. પાંચ ઇંદ્રિયવાળો જીવ છે, છ પર્યાપ્તિવાળો જીવ છે એમ કહેવું તે વ્યવહાર છે આચાર્યદેવ કહે છે કે અજ્ઞાનીએ મન, વાણી ઇંદ્રિય વગરનો આત્મા કોઇ દિવસ જાણ્યો નથી, તેથી એમ કહેવાય છે કે ઇંદ્રિયવાળો તે તું, પર્યાપ્તિવાળો તે તું, કારણ કે નિમિત્ત જોડે છે તેથી નિમિત્તથી સમજાવે છે પછી કહે છે કે તે ઇંદ્રિયો અને પર્યાપ્તિ તે તું નથી તેમ કહી યથાર્થ સ્વરૂપનું ગ્રહણ કરાવે છે. જેટલા આ શરીરના નામો છે સૂક્ષ્મ, બાદર, એકેંદ્રિય, બેઇંદ્રિય વગેરે તે શરીરની સંજ્ઞાને જીવની સંજ્ઞાનું નામ આપવામાં આવ્યું છે તે પરની પ્રસિદ્ધિને માટે ઘીના ઘડાની જેમ વ્યવહાર છે કે જે વ્યવહાર અપ્રયોજનભૂત છે કારણ કે નિમિત્તને પડખેથી કહે છે કે તું શરીરવાળો છું, તું ઇંદ્રિયવાળો છું પણ તેમ કહીને કાંઇ શરીરવાળો સમજાવવો નથી માટે વ્યવહાર અપ્રયોજનભૂત છે, શરીર છે તેટલું બતાવવા પૂરતું વ્યવહારનું પ્રયોજન છે, પણ શરીર છે તેમ કહીને શરીરવાળો આત્માને સમજાવવો નથી માટે વ્યવહાર અપ્રયોજનભૂત છે.

---

પર્યાપ્ત અણપર્યાપ્ત, જે સૂક્ષ્મ અને બાદર બધી,
કહી જીવસંજ્ઞા દેહને તે સૂત્રમાં વ્યવહારથી. ૬૭.

જેમ કોઇ પુરુષને જન્મથી માંડીને માત્ર 'ઘી નો ઘડો' જ પ્રસિદ્ધ (જાણીતો) હોય, તે સિવાયના બીજા ઘડાને તે જાણતો ન હોય તેને સમજાવવા "જે આ 'ઘીનો ઘડો' છે તે માટીમય છે, ઘીમય નથી" એમ (સમજાવનાર વડે) ઘડામાં 'ઘીના ઘડા' નો વ્યવહાર કરવામાં આવે છે કારણ કે પેલા પુરુષને 'ઘીનો ઘડો' જ પ્રસિદ્ધ (જાણીતો) છે.

ઘીનો ઘડો જ પ્રસિદ્ધ છે એમ કહીને આચાર્યદેવને એમ બતાવવું છે કે એની દ્રષ્ટિ ઘીના ઘડા ઉપર જ પડી છે, તેવી રીતે અનાદિ સંસારથી માંડીને અજ્ઞાનીને અશુદ્ધ જીવ જ પ્રસિદ્ધ છે એમાં એમ બતાવવું છે કે એની દ્રષ્ટિ અશુદ્ધતા ઉપર જ પડી છે, બહારમાં અને બહારમાં જ એનુ લક્ષ છે તેથી અનાદિથી અજ્ઞાનીને અશુદ્ધ જીવ જ પ્રસિદ્ધ છે.

ઘીથી ખાલી ઘડાને જે જાણતો ન હોય તેને સમજાવવા માટે આ 'ઘીનો ઘડો' છે 'તે માટીમય' છે પણ ઘીમય નથી તેમ કહેવાય છે, માત્ર આટલું પ્રયોજન વ્યવહારનું છે. સમજાવનાર ઘીના ઘડાને આરોપ કરીને ઘીનો ઘડો બોલે છે કારણ કે અજ્ઞાનીને તો ઘીનો ઘડો જ પ્રસિદ્ધ છે તેવી રીતે આ અજ્ઞાની લોકને અનાદિ સંસારથી માંડીને 'અશુદ્ધ જીવ' જ પ્રસિદ્ધ છે, શુદ્ધ જીવને તે જાણતો નથી, તેને સમજાવવા (શુદ્ધ જીવનું જ્ઞાન કરાવવા) જે આ વર્ણાદિમાન (વર્ણાદિવાળો) જીવ છે તે જ્ઞાનમય છે, વર્ણાદિમય નથી એમ (સૂત્ર વિષે) જીવમાં વર્ણાદિમાનપણાનો વ્યવહાર કરવામાં આવ્યો છે કારણ કે તે અજ્ઞાની લોકને વર્ણાદિમાન જીવ જ પ્રસિદ્ધ છે.

જુઓ આ વ્યવહાર અનાદિ અજ્ઞાની લોકોને સમજાવવા માટે કહેવામાં આવે છે, જેણે સ્વતંત્ર ચીજ શું છે, તે જાણી નથી તેને નિમિત્તથી સમજાવે છે.

અનાદિથી બટાટા શકરકંદ આદિ નિગોદથી માંડીને અત્યારસુધી પર ઉપર જ દૃષ્ટિ છે એટલે તું દેવ છો, મનુષ્ય છો એમ કહીને સમજાવે છે ત્યારે માંડ ગ્રાહ્ય થાય છે, પણ વાસ્તવિક રીતે અંદર જાગ્રત ચૈતન્ય છે તે પરથી જુદો છે, શરીર ઇંદ્રિયથી પર છે, તેને શરીર ઇંદ્રિયથી ઓળખાવવો તે વ્યવહાર છે. જીવ અનંતકાળ નિગોદમાં જ રહે છે, એક અંતર્મુહૂર્તમાં હજારો ભવ નિગોદમાં કરે છે કારણ કે ત્યાં શરીર ઉપર એટલો બધો મમત્વભાવ છે તેથી એકદમ ત્વરાએ શરીર બદલાય છે. એ રીતે જીવની અનાદિથી શરીર ઉપર જ દૃષ્ટિ છે તેને કહે છે કે શરીર છે તે તું નથી એમ વ્યવહારદ્વારા સમજાવે છે.

અજ્ઞાનીને પરથી જુદાપણાનું ભાન નથી તેને તો રાગ-દ્વેષ તે જ હું એમ પ્રસિદ્ધ થઇ ગયું છે અવસ્થા પૂરતો જ હું છું તેમ અવસ્થા પૂરતો જ તેણે આત્માને માન્યો છે તેને જ્ઞાની કહે છે કે રાગ-દ્વેષની અવસ્થા પૂરતો તું આત્માને માને છો પણ આત્મા તો અખંડ શુદ્ધસ્વભાવે ભરપૂર છે. મારે રાગ-દ્વેષનો ત્યાગ કરવો છે એમ તને જે ભાવ આવે છે એમાંથી એમ સિદ્ધ થાય છે કે અંદર અનંતગુણનો પિંડ અખંડ આત્મા નિત્ય છે તેના જોરથી એમ આવે છે કે રાગ-દ્વેષ મારે જોતા નથી પણ તને ખબર નથી તેથી અશુદ્ધ પર્યાય છે તે જ જીવ છે એમ તું માની રહ્યો છે એ રીતે અજ્ઞાનીને ખબર નથી તેને વ્યવહારથી સમજાવે છે.

આત્મામાં જે અવગુણ થાય છે તે એક સમય પૂરતા થાય છે, 'તે થાય છે' આત્માની પર્યાયમાં, આત્મા ક્યાંક જુદો રહી જાય છે અને પર્યાય ક્યાંક જુદી રહી જાય છે એમ નથી, અશુદ્ધ પર્યાય તે આત્માથી અભિન્ન છે પરંતુ શુદ્ધ દ્રવ્યદૃષ્ટિથી જોતાં તે ભિન્ન છે. વસ્તુનો સ્વભાવ જે સમજતો નથી તેને કહે છે કે જો ભાઇ ? આત્મા રાગ-દ્વેષવાળો છે, શરીરવાળો છે, રંગવાળો છે, સંઠાણવાળો છે તેમ તું માની રહ્યો છે પણ આત્મા છે તે જ્ઞાનમય છે પરંતુ સંઠાણ વગેરે

સ્વરૂપમય નથી તેમાં અસ્તિ-નાસ્તિ બન્ને સ્વરૂપ આવી જાય છે. આત્મા જ્ઞાનમય છે એમ કહેવામાં અભેદ દૃષ્ટિએ જ્ઞાનદર્શનચારિત્ર ત્રણે ભેગા આવી જાય છે.

અજ્ઞાન અને રાગ-દ્વેષ ખરેખર દૃષ્ટિથી જીવમાં છે જ નહિ. અનંતગુણનો પિંડ અખંડ આત્મા પરથી ભિન્ન છે એવી જે પ્રતીતિ તે પ્રથમમાં પ્રથમ મોક્ષનો ઉપાય છે આવી પ્રતીતિ થાય છે ત્યારે જીવ અનાદિના અગૃહીત મિથ્યાત્વથી છૂટી જાય છે. જ્યાં અગૃહીત મિથ્યાત્વ છૂટી જાય ત્યાં ગૃહીત મિથ્યાત્વ તો છૂટેલું હોય જ, ખોટા દેવ-ગુરુ-શાસ્ત્રની પ્રતીત છૂટી જતાં ગૃહીત મિથ્યાત્વ છૂટી જાય છે, સાચા દેવ-ગુરુ-શાસ્ત્રની પ્રતીત હોય ત્યાં જ યથાર્થ સમ્યગ્દર્શન થાય છે. સાચા દેવ-ગુરુ-શાસ્ત્રની પ્રતીત થાય પણ પોતે યથાર્થ નિર્ણય ન કરે તો આત્માની ઓળખાણ ન થાય, પરંતુ જેને સમ્યગ્દર્શન થાય તેને તો સાચા દેવ-ગુરુ-શાસ્ત્રની પ્રતીત હોય જ.

અજ્ઞાનીને એમ થાય છે કે શરીર અને ઇંદ્રિયના ટેકા વગર હું ઉભો નહિ રહી શકું એનો અર્થ એમ થયો કે હું પરના આધાર વગર રહી નહિ શકું તેવી માન્યતા તે સંસાર છે. આત્મા તો પરથી નિરાળો જ્ઞાનમય છે તેનું અજ્ઞાનીને ભાન નથી. ઊંધી માન્યતામાં ટકયો તેમાં ઊંધું જ્ઞાન અને ઊંધું આચરણ તે ત્રણે આવી જાય છે ને સવળી માન્યતામાં ટકયો તેમાં સવળું જ્ઞાન અને તેટલી સ્વરૂપ સ્થિરતા તે ત્રણે આવી જાય છે.

આત્મા રાગવાળો છે, શરીરવાળો છે, તે કથન વ્યવહારનું છે અને આત્મા રાગરૂપ અને શરીરરૂપ નથી પરંતુ જ્ઞાનરૂપ છે તે, કથન નિશ્ચયનું છે, એવા નિશ્ચયના કથનને સમજે તો વ્યવહાર વ્યવહારરૂપે સાચો છે અને તે નિશ્ચયના કથનને ન સમજે તો વ્યવહાર પોતે જ નિશ્ચયરૂપ થઇ ગયો કારણ કે વ્યવહારથી જુદું નિશ્ચયનું સ્વરૂપ તેણે ન જાણ્યું વ્યવહારનું કથન નિમિત્ત પૂરતુ છે પણ વ્યવહારમય વસ્તુ સ્વરૂપ નથી તેમ સમજે તો નિમિત્તથી કથન પણ સાચું છે એટલે કે

વ્યવહાર વ્યવહારે સાચો છે અને તેમ ન સમજે તો વ્યવહાર નિશ્ચય બન્ને ખોટા છે.

અહીં આ ૬૭ મી ગાથામાં વ્યવહારને અપ્રયોજનાર્થ છે તેમ કહ્યો અને બારમી ગાથામાં વ્યવહારનયને જાણવો તે પ્રયોજનવાન છે તેમ કહ્યું છે તો તે બન્નેની અપેક્ષાઓ જુદી જુદી છે અપ્રયોજનાર્થ એટલે કે તે વ્યવહારથી મને લાભ કે હિત થશે નહિ માટે તે અપ્રયોજનાર્થ છે અને બારમી ગાથામાં કહ્યું તે વ્યવહારની અપેક્ષા એમ છે કે વ્યવહાર જે થાય છે તેને જાણવો તે પ્રયોજનવાન છે કારણ કે જે 'થાય' તેને ન જાણે તો જ્ઞાન ખોટું થાય, માટે વ્યવહારનય જાણવો પ્રયોજનવાન કહ્યો છે એ રીતે બન્ને અપેક્ષાઓ જુદી છે.

હવે આજ અર્થનું કળશરૂપ કાવ્ય કહે છે.

( અનુષ્ટુપ્ )

घृतकुंभाभिधानेऽपि कुंभो घृतमयो न चेत् ।
जीवो वर्णादिमज्जीवजल्पनेऽपि न तन्मयः ॥ ४० ॥

અર્થ:—જો 'ઘીનો ઘડો' એમ કહેતાં પણ ઘડો છે તે ઘીમય નથી ( માટીમય જ છે ), તો તેવી રીતે 'વર્ણાદિવાળો જીવ' એમ કહેતાં પણ જીવ છે તે વર્ણાદિમય નથી ( -જ્ઞાનઘન જ છે ).

ઘડો ઘીમય નથી પણ માટીમય જ છે તેમ આત્મા વર્ણાદિમાન નથી પણ જ્ઞાનમય છે. જેટલું વ્યવહારનું કથન છે તે કથન નિશ્ચય સ્વરૂપ નથી પણ નિમિત્ત પૂરતા સંબંધ જેટલું છે તેવું જાણે તેણે વ્યવહારને જાણ્યો કહેવાય, વ્યવહાર નિશ્ચયને લાભ કરે તેમ માને તો વ્યવહાર જ નિશ્ચય થઇ ગયો એટલે બન્ને એક થઇ ગયા માટે તેમ માનવું તે ખોટું છે ઘીનો ઘડો ઘીમય નથી પરંતુ માટીમય છે 'ઘીમય નથી' તો માટીમય છે તેમ નક્કી થયું, તેમ શરીરવાળો આત્મા શરીરમય નથી પરંતુ જ્ઞાનમય છે, 'શરીરમય નથી'

જ્ઞાનમય છે તેમ નક્કી થયું તે રીતે જ્યાં જ્યાં નિમિત્તનું કથન આવે ત્યાં એમ સમજવું કે તેમય નથી તે રીતે તેનો અર્થ સાચો છે અને જો એમ ન સમજે ને નિમિત્તમય જ વસ્તુને માને તો તેનો અર્થ સાચો નથી.

વ્યવહારથી જેટલી વાત કરી તે વ્યવહાર આત્માના અખંડ સ્વરૂપમાં છે નહિ નિમિત્તથી સમજાવાય પણ નિમિત્તમય આત્મા નથી. તેમ સમજનાર જીવ યથાર્થ સમજી જાય તો તે નિમિત્તને નિમિત્તરૂપે કહેવાય, જ્યાં એમ કથન હોય કે પુસ્તક પાનાથી આત્માને લાભ થાય ત્યાં એમ સમજવું કે પુસ્તક પાનાથી લાભ નથી પોતે જ્યારે યથાર્થ સ્વરૂપને સમજ્યો ત્યારે પુસ્તક પાનાને નિમિત્ત છે તેમ આરોપથી કહેવાયું પણ સમજ્યા વગર એકલા વ્યવહારને પકડશે તો લાભ થશે નહિ જીવોને બહિર્મુખ દૃષ્ટિ થઈ ગઈ છે તેને અંતર્મુખ દૃષ્ટિ વાળવાનો આજ ઉપાય છે.

૨૦૦૦ કારતક વદ ૪ સોમ

આ જગતમાં જીવદ્રવ્ય અનંત છે દરેકે દરેક આત્મા અનંત-ગુણનો પિંડ ઇશ્વર છે, એકે એક આત્મા સ્વભાવે પરિપૂર્ણ છે, આ આત્મા કોઇની પ્રાર્થનાથી પ્રગટે તેમ નથી પણ પોતે પોતાના પુરુ-ષાર્થથી પોતાના સ્વરૂપની ઓળખાણ કરી પ્રતીત કરે તો પ્રગટે તેમ છે. કોઇ આત્મા કોઇ પર પદાર્થથી પરતંત્ર નથી પરંતુ પોતે પોતાના ગુણ પર્યાયથી સ્વતંત્ર છે.

ઘીથી ભરેલા ઘડાને ઘીનો ઘડો કહેવાય છતાં તે ઘડો ખરેખર ઘી સ્વરૂપ નથી, ખરેખર માટી સ્વરૂપ છે. ઘી તે ઘી સ્વરૂપ છે અને માટી તે માટી સ્વરૂપ છે. માટીના ઘડાને ઘીના સંયોગે ઘીનો ઘડો કહેવો તે માત્ર વ્યવહારનું કથન છે, લોટની માટલી, પાણીનો કળશો, દવાની શીશી વગેરે બોલવાની રીત છે પણ કોઇ દિવસ ઘીનો ઘડો હોય નહિ, કોઇ દિવસ લોટની માટલી હોય નહિ, પાણીનો કળશો

હોય નહિ અને દવાની શીશી હોય નહિ. ઘડા માટીના હોય, લોટની માટલી ન હોય પણ માટલી માટીની અથવા તાંબા પીત્તળની હોય, કળશા પાણીના ન હોય પણ પીત્તળ વીગેરેના જ હોય અને શીશી દવાની ન હોય પરંતુ કાચની જ હોય. તેવી રીતે આત્માને મનવાળો, શ્વાસવાળો, પર્યાપ્તિવાળો, શરીરવાળો વગેરે કહેવો તે માત્ર એક ક્ષેત્રે ભેગા રહ્યા છે તેથી તે પ્રમાણે વ્યવહારનું કથન છે પણ ખરેખર આત્માનું તે સ્વરૂપ નથી કારણ કે તે બધાથી આત્માનું સ્વરૂપ જુદું છે, જે જુદું હોય તે ત્રણે કાળે જુદું જ રહે, જુદું હોય તે ક્યારે પણ એક ન થાય, માત્ર એક ક્ષેત્રે ભેગા રહે તેટલા સંબંધથી આત્મા શરીરાદિવાળો કહેવાય, બાકી શરીરાદિ તે પુદ્‌ગલમય જ છે અને આત્મા તો જ્ઞાનમય જ છે.

પ્રશ્ન:—મતિજ્ઞાન તે શુદ્ધતાનો અંશ છે તો એ શુદ્ધતાના અંશરૂપ મતિજ્ઞાન પ્રગટે તેમાં મનનું નિમિત્ત તો છે ને?

ઉત્તર:—મતિજ્ઞાન તે શુદ્ધતાનો અંશ છે તે વાત સાચી છે પણ તે શુદ્ધ અંશ મન રહિત પ્રગટે છે, મતિજ્ઞાન પ્રગટે ત્યારે મન હાજર હોય, પણ મનથી મતિજ્ઞાન પ્રગટતું નથી પાંચ ઇંદ્રિય અને મનથી મતિજ્ઞાન થાય તેમ કહેવું તે માત્ર નિમિત્તથી બોલવાની રીત છે; શાસ્ત્રમાં જે સ્વરૂપ વ્યવહારથી કહ્યું હોય ત્યાં એમ સમજવું કે સ્વભાવમાં તેમ નથી. એ રીતે યથાર્થ વસ્તુ સ્વભાવ જેમ હોય તેમ સમજવો પણ વ્યવહારને નિશ્ચય માની ખોટી માન્યતા ન કરવી. વ્યવહારથી કથન હોય ત્યાં એમ કહેવામાં આવે કે મતિજ્ઞાન મન, ઇંદ્રિયથી પ્રગટે પણ ખરી રીતે તેમ નથી; મતિજ્ઞાન જ્ઞાનથી જ પ્રગટે તેમ જાણવું તે તેનો ખરો અર્થ છે, કારણ કે મન અને ઇંદ્રિય તો જડ છે, પર વસ્તુ છે તો શું પર વસ્તુથી પોતાની જ્ઞાનપર્યાય ઉઘડે? ન જ ઉઘડે પોતાની પર્યાય પોતા વડે જ ઉઘડે.

પ્રશ્ન:—જો જ્ઞાનથી જ જ્ઞાન થતું હોય તો આંખ ફૂટી જાય ત્યારે પોતે કેમ જોઇ શકતો નથી?

મહાવ્રત વગેરેના શુભ પરિણામ હોય છે પણ તે શુભ પરિણામથી પોતે લાભ માનતા નથી માટે પુણ્યના પરિણામનો આશ્રય પણ છોડી દેવો. કારણ કે પરથી પર મળે અને સ્વથી સ્વ મળે એ મહાન સૂત્ર છે.

જીવો વળગી પડયા છે બહારમાં ને બહારમાં, જડની ક્રિયાના લાકડાં લઇને ફરે છે અને કહે છે કે ધર્મ કરો, ધર્મ કરો, પણ સમજ્યા વિના શું ધર્મ કરશે ? આત્મા બહુ તો ઊંધો પડ્યો રાગ-દ્વેષને અભિમાન કરે અને સવળો પડયો તે ઊંધાભાવને ટાળીને સ્વાશ્રય ધર્મ કરે તે સિવાય પરનું કાંઇ પણ કરી શકે નહિ.

પ્રશ્ન:—દેવ, ગુરુ અને શાસ્ત્રથી તો આત્મા સમજાય છે ને ?

ઉત્તર:—આત્મા સમજાય છે પોતાને પોતાથી જ, જો દેવ, ગુરુ, શાસ્ત્ર સમજાવી દેતા હોય તો બધાને સરખું સમજાવું જોઇએ, પરંતુ તેમ બનતું નથી. જેની જેટલી તૈયારી તે પ્રમાણે તે સમજે છે. પોતાને સમજવામાં દેવ, ગુરુ, શાસ્ત્રનું નિમિત્ત છે પોતે અટૂરો છે તેથી દેવ, ગુરુ, શાસ્ત્ર પ્રત્યે બહુમાન આવ્યા વગર રહેતું નથી, વિનય આવ્યા વગર રહેતો નથી, તેથી દેવ, ગુરુ, શાસ્ત્રને બહુમાનથી કહે છે કે હે પ્રભુ ! આપે મને આત્મા આપ્યો, આપે મારા પર અપાર ઉપકાર કર્યો, આપે મને તારી દીધો એમ વિનયથી કહે છે.

આચાર્યદેવે ઘીના ઘડાનો દાખલો આપીને સમજાવ્યું છે કે ઘીના ઘડાને આ ઘીનો ઘડો નથી પણ માટીનો ઘડો છે એમ સમજે તો ઘીના ઘડાનો વ્યવહાર સાચો સમજ્યો છે તેમ કહેવાય. તેમ વર્ણવાળો, પર્યાપ્તિવાળો જીવ છે તે ખરી રીતે જ્ઞાનસ્વરૂપ છે પણ વર્ણાદિવાળો નથી તેમ સમજે તો વ્યવહારે વર્ણાદિવાળો કે શરીરાદિવાળો કહ્યો હતો તે વ્યવહાર સાચો કહેવાય. અને તેમ ન સમજે તો તેનો વ્યવહાર પણ સાચો ન કહેવાય, કારણ કે તેને પર્યાપ્તિથી જુદો જીવ ન માન્યો પણ પર્યાપ્તિ સ્વરૂપ જ જીવ માન્યો તેથી તેની

હોય નહિ અને દવાની શીશી હોય નહિ. ઘડા માટીના હોય, લોટની માટલી ન હોય પણ માટલી માટીની અથવા તાંબા પીત્તળની હોય, કળશા પાણીના ન હોય પણ પીત્તળ વીગેરેના જ હોય અને શીશી દવાની ન હોય પરંતુ કાચની જ હોય. તેવી રીતે આત્માને મનવાળો, શ્વાસવાળો, પર્યાપ્તિવાળો, શરીરવાળો વગેરે કહેવો તે માત્ર એક ક્ષેત્રે ભેગા રહ્યા છે તેથી તે પ્રમાણે વ્યવહારનું કથન છે પણ ખરેખર આત્માનું તે સ્વરૂપ નથી કારણ કે તે બધાથી આત્માનું સ્વરૂપ જુદું છે, જે જુદું હોય તે ત્રણે કાળે જુદું જ રહે, જુદું હોય તે ક્યારે પણ એક ન થાય, માત્ર એક ક્ષેત્રે ભેગા રહે તેટલા સંબંધથી આત્મા શરીરાદિવાળો કહેવાય, બાકી શરીરાદિ તે પુદ્ગલમય જ છે અને આત્મા તો જ્ઞાનમય જ છે.

પ્રશ્ન:—મતિજ્ઞાન તે શુદ્ધતાનો અંશ છે તો એ શુદ્ધતાના અંશરૂપ મતિજ્ઞાન પ્રગટે તેમાં મનનું નિમિત્ત તો છે ને?

ઉત્તર:—મતિજ્ઞાન તે શુદ્ધતાનો અંશ છે તે વાત સાચી છે પણ તે શુદ્ધ અંશ મન રહિત પ્રગટે છે, મતિજ્ઞાન પ્રગટે ત્યારે મન હાજર હોય, પણ મનથી મતિજ્ઞાન પ્રગટતું નથી પાંચ ઇંદ્રિય અને મનથી મતિજ્ઞાન થાય તેમ કહેવું તે માત્ર નિમિત્તથી બોલવાની રીત છે; શાસ્ત્રમાં જે સ્વરૂપ વ્યવહારથી કર્યું હોય ત્યાં એમ સમજવું કે સ્વભાવમાં તેમ નથી. એ રીતે યથાર્થ વસ્તુ સ્વભાવ જેમ હોય તેમ સમજવો પણ વ્યવહારને નિશ્ચય માની ખોટી માન્યતા ન કરવી. વ્યવહારથી કથન હોય ત્યાં એમ કહેવામાં આવે કે મતિજ્ઞાન મન, ઇંદ્રિયથી પ્રગટે પણ ખરી રીતે તેમ નથી; મતિજ્ઞાન જ્ઞાનથી જ પ્રગટે તેમ જાણવું તે તેનો ખરો અર્થ છે, કારણ કે મન અને ઇંદ્રિય તો જડ છે, પર વસ્તુ છે તો શું પર વસ્તુથી પોતાની જ્ઞાનપર્યાય ઉઘડે? ન જ ઉઘડે પોતાની પર્યાય પોતા વડે જ ઉઘડે.

પ્રશ્ન:—જો જ્ઞાનથી જ જ્ઞાન થતું હોય તો આંખ ફૂટી જાય ત્યારે પોતે કેમ જોઇ શકતો નથી?

ઉત્તર:—ક્ષયોપશમનો ઉઘાડ અંદર ઓછો હોય ત્યારે તેટલા નિમિત્તો પણ બહાર ઓછા હોય, જેટલો ઉઘાડનો ભાવ પોતાથી તૈયાર હોય તેટલા નિમિત્તો પણ બહારમાં તૈયાર હોય, નિમિત્ત નિમિત્તને કારણે તૈયાર હોય અને ઉઘાડ ઉઘાડના કારણે તૈયાર હોય, નિમિત્ત ઉઘાડને રોકતું નથી તેમ ઉઘાડ નિમિત્તને લાવતો પણ નથી, પરંતુ જેટલો ક્ષયોપશમનો ઉઘાડ, તેટલો બહારમાં નિમિત્તનો યોગ સૌ સૌના કારણે તૈયાર હોય છે એવો એક બીજાને નિમિત્ત નૈમિત્તિક સંબંધ છે. ઉઘાડ ઓછો હોય તેથી આંખ ફૂટવાનું નિમિત્ત બને છે.

પ્રશ્ન:—પોતાની શક્તિ શાથી ઘટી ? વિકાર શાથી થયો ?

ઉત્તર:—પોતાની શક્તિ પોતાના ઊંધા પુરુષાર્થથી ઘટી ગઇ છે, કર્મ તો માત્ર તેમાં નિમિત્ત છે. કર્મ આત્માની શક્તિ ઘટાડી દેતું નથી. કર્મ તો જડ પુદ્‌ગલ દ્રવ્ય છે. પુદ્‌ગલના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવ એનામાં છે અને આત્માના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ આત્મામાં છે.

વિકાર થવાની યોગ્યતા આત્મામાં પોતામાં છે વિકાર થવામાં ઉપાદાન કારણ પોતે, અને નિમિત્ત કારણ પર કર્મ છે. પોતે ઊંધો પડ્યો ત્યારે પરને નિમિત્ત કહેવાય છે, પોતાના જ્ઞાન દર્શનાદિ અનંત સામર્થ્યને પોતે ભૂલ્યો એટલે પોતાની શક્તિ પોતે હીણી કરી ત્યારે પરને નિમિત્ત કહેવાય છે, આત્માના ગુણોને કર્મે આવર્યા તે નિમિત્તથી કથન છે, ખરી રીતે કર્મે ગુણોને આવર્યા નથી કોઇ દ્રવ્ય કોઇ દ્રવ્યને રોકી શકે નહિ. શાસ્ત્રના પાનાનાં પાનાં ભર્યા છે કે જ્ઞાનાવરણીય કર્મે જ્ઞાનગુણ રોકયો, તે બધું નિમિત્તથી કથન છે તેમ સમજવું. કેવળજ્ઞાનીને તેરમે ગુણસ્થાને જોગનો વિકાર છે તે શું કર્મના કારણે છે ? ના, ના, તેમ નથી, પોતાનો પારિણામિકભાવ અધૂરો છે તેથી જોગનો વિકાર છે, પણ નિમિત્તથી નથી એમ યથાર્થ નિશ્ચય કરવો તે શુદ્ધ નિશ્ચયનયનો વિષય છે

જડ, માટી, અજીવ પરમાણુ છે એને એની ખબર નથી કે અમે શું છીએ ? કયાં પડ્યા છીએ, અમે જગતના તત્ત્વ છીએ કે

કેમ, અમે કેમ પરિણમીએ છીએ, વગેરે કાંઇ પણ ખબર નથી. એક એક પરમાણુમાં અસ્તિત્વ, નાસ્તિત્વ, વસ્તુત્વ, અગુરૂલઘુત્વ આદિ અનંતગુણો ભર્યા છે, તો પણ તેને તે ગુણોની કાંઇ પણ ખબર નથી કે મારામાં આટલા ગુણો ભર્યા છે તેને જાણનાર તો ચૈતન્યનું જ્ઞાન છે તો એવા અજાણ જડ દ્રવ્યો આત્માના ગુણને રોકે તેમ માનવું તે તદ્દન ભ્રાંતિ છે. પર એવા કોઇ પણ જીવ અજીવ દ્રવ્યો આત્મામાં ત્રણકાળમાં નથી અને આત્મા પરમાં ત્રણકાળમાં નથી આમાં બધા સિદ્ધાંત આવી ગયા કે જે તેમાં નથી તે તેને લાભ કે નુકશાન કરે નહિ આત્મા આત્માપણે છે અને આત્મા પરપણે નથી બસ, આ એક જ કુંચી બધા તાળાને ખોલી નાખશે.

નિશ્ચય એટલે વસ્તુનો સ્વભાવ જેમ છે તેમ જાણવો. વ્યવહાર એટલે પરનો પરમાં આરોપ કરવો નિશ્ચય તે સ્વાશ્રિત છે, અને વ્યવહાર તે પરાશ્રિત છે, જુઓ ભાઇ! ધીમેથી સમજવા જેવી આ વાત છે આત્મા પરિપૂર્ણ અખંડ વસ્તુ છે તેને પરના ટેકાથી તે પ્રગટે તેમ કહેવું તે આત્માનું ખૂન કરવા જેવું છે. નિશ્ચય તે આત્માનો સ્વભાવ છે તેના ઉપર આરૂઢ થવું તે જ મોક્ષમાર્ગ છે. વ્યવહાર કહો કે પર કહો, નિશ્ચય કહો કે સ્વ કહો પરભાવથી સ્વભાવ પ્રગટે નહિ જેટલો પરાશ્રયભાવ તેનું ફળ સંસાર છે, બંધન છે; જેટલો સ્વાશ્રયભાવ તેનું ફળ મુક્તિ છે અબંધન છે, આત્માનો સ્વભાવ પુણ્ય-પાપના વિકલ્પથી રહિત છે, તેવા સ્વભાવમાં આરૂઢ થવા જેવું છે તે જ રસ્તે સુખ છે બાકી કોઇ રસ્તે સુખ નથી તેવી શ્રદ્ધા કરવાથી કાંઇ પુણ્ય-પાપના ભાવ તે જ ક્ષણે ટળી ન જાય, પુણ્ય-પાપના પરિણામ ટળે તો ઊંચી ભૂમિકાએ, પણ ચૈતન્યભાવ એકલો શ્રદ્ધામાં રાખવો અને પુણ્ય-પાપના ભાવનો આશ્રય શ્રદ્ધામાંથી કાઢી નાખવો જોઇએ, દૃષ્ટિ થયા પછી વચ્ચે દેવ, ગુરુ, શાસ્ત્રની ભક્તિ, પૂજા, પ્રભાવના વગેરે શુભભાવ હોય છે અરે! છઠે ગુણસ્થાને મુખ્યપણે આત્મરમણતામાં વર્તતા એવા મુનિને પણ પૂર્ણ વીતરાગતા નથી થઇ ત્યાંસુધી પંચ

મહાવ્રત વગેરેના શુભ પરિણામ હોય છે પણ તે શુભ પરિણામથી પોતે લાભ માનતા નથી માટે પુણ્યના પરિણામનો આશ્રય પણ છોડી દેવો. કારણ કે પરથી પર મળે અને સ્વથી સ્વ મળે એ મહાન સૂત્ર છે.

જીવો વળગી પડયા છે બહારમાં ને બહારમાં, જડની ક્રિયાના લાકડાં લઈને ફરે છે અને કહે છે કે ધર્મ કરો, ધર્મ કરો, પણ સમજયા વિના શું ધર્મ કરશે ? આત્મા બહુ તો ઊંધો પડ્યો રાગ-દ્વેષને અભિમાન કરે અને સવળો પડયો તે ઊંધાભાવને ટાળીને સ્વાશ્રય ધર્મ કરે તે સિવાય પરનું કાંઇ પણ કરી શકે નહિ.

પ્રશ્ન:—દેવ, ગુરુ અને શાસ્ત્રથી તો આત્મા સમજાય છે ને ?

ઉત્તર:—આત્મા સમજાય છે પોતાને પોતાથી જ, જો દેવ, ગુરુ, શાસ્ત્ર સમજાવી દેતા હોય તો બધાને સરખું સમજાવું જોઇએ, પરંતુ તેમ બનતું નથી. જેની જેટલી તૈયારી તે પ્રમાણે તે સમજે છે. પોતાને સમજવામાં દેવ, ગુરુ, શાસ્ત્રનું નિમિત્ત છે પોતે અધૂરો છે તેથી દેવ, ગુરુ, શાસ્ત્ર પ્રત્યે બહુમાન આવ્યા વગર રહેતું નથી, વિનય આવ્યા વગર રહેતો નથી, તેથી દેવ, ગુરુ, શાસ્ત્રને બહુમાનથી કહે છે કે હે પ્રભુ ! આપે મને આત્મા આપ્યો, આપે મારા પર અપાર ઉપકાર કર્યો, આપે મને તારી દીધો એમ વિનયથી કહે છે.

આચાર્યદેવે ઘીના ઘડાનો દાખલો આપીને સમજાવ્યું છે કે ઘીના ઘડાને આ ઘીનો ઘડો નથી પણ માટીનો ઘડો છે એમ સમજે તો ઘીના ઘડાનો વ્યવહાર સાચો સમજયો છે તેમ કહેવાય. તેમ વર્ણવાળો, પર્યાપ્તિવાળો જીવ છે તે ખરી રીતે જ્ઞાનસ્વરૂપ છે પણ વર્ણાદિવાળો નથી તેમ સમજે તો વ્યવહારે વર્ણાદિવાળો કે શરીરાદિવાળો કહ્યો હતો તે વ્યવહાર સાચો કહેવાય. અને તેમ ન સમજે તો તેનો વ્યવહાર પણ સાચો ન કહેવાય, કારણ કે તેને પર્યાપ્તિથી જુદો જીવ ન માન્યો પણ પર્યાપ્તિ સ્વરૂપ જ જીવ માન્યો તેથી તેની

માન્યતામાં વ્યવહાર પોતે જ નિશ્ચય થઈ ગયો; માટે નિશ્ચય વ્યવહારનું સ્વરૂપ જેમ છે તેમ યથાર્થ સમજ્યે સમ્યગ્જ્ઞાન છે. જુવો ભાઇ! આ આત્માની વાત પ્રીતિથી જીવોએ કોઇવાર સાંભળી પણ નથી. જ્યાં સત્ સાંભળવાનું મળ્યું ત્યાં એમ થયું કે આ શું! આ તો નિશ્ચયની વાત છે, નિશ્ચય શબ્દથી લોકો ભડકે છે અને કહે કે નિશ્ચય તો સિદ્ધને હોય, નિશ્ચય તો કેવળીને હોય, નિશ્ચયની વાત તો ઊંચી કહેવાય, આપણે તો શુભભાવ કરીએ, વ્યવહાર કરીએ એટલે કે આરોપ કરીએ, જુઠું કરીએ, પરાશ્રયભાવ કરીએ તેમાંથી નિશ્ચય આવી જશે. હજુ પહેલું પગથીયું તો કરવું જોઇએ ને? એમ કરતાં કરતાં આગળ જવાય એમ ગોળા ફેંક્યે રાખે છે. પણ પહેલુ પગથીયું કયું તે તો ખબર નથી સમ્યગ્દર્શન થાય તે જ મુક્તિનું પહેલામાં પહેલું પગથીયું છે. સમ્યગ્દર્શન થયા પછી ક્રમે ક્રમે સ્વરૂપ સ્થિરતા વધતી જાય ને રાગ-દ્વેષ ઘટતા જાય તે મુક્તિની નિસરણી છે, એજ ચડવાનો ક્રમ છે. ન્યાયમાં તો બે ને બે ચાર જેવી વાત છે. પણ જેને એક ને બે ચાર થઈ ગયું હોય તેને ન્યાયની વાત ન બેસે તે બરાબર છે. અહીં તો પહેલું પગથીયું સમ્યગ્દર્શન તેની વાત ચાલે છે. કેવળીની કે સિદ્ધની વાત તો ચાલતી નથી, હા, કેવળી અને સિદ્ધ કેમ થવાય તેના માર્ગની વાત ચાલે છે. વાત ચાલે પહેલા પગથીયારૂપ સમ્યગ્દર્શનની, ને તું માને કે ચાલે છે સિદ્ધની તો તને એક ને બે ચાર થઇ ગયું તે તારી ઊંધી માન્યતા કોણ ફેરવી શકે? તે તો તું પોતે સમજ તો ફેરવ, બાકી તીર્થંકર પણ તારી ઊંધી માન્યતાને ફેરવવા સમર્થ નથી. સમ્યગ્દર્શન થયા પછી દેવ, ગુરુ, શાસ્ત્રનો વિનય જ કરે, શું અવિનય કરે? શું લંપટપણા કરે? શું અનીતિ કરે? અરે! એવા આચરણ તો લૌકિક નીતિવાળાને પણ ન હોય તો સમકીતી જીવ તો વીતરાગનો ભક્ત, વીતરાગનો દાસ વીતરાગનો કેડાયત પુત્ર-લઘુનંદન થયો, લોકોત્તર માર્ગને પામ્યો, તો તેને તો એવા આચરણ હોય જ કેમ? ન જ હોય. તીવ્ર ક્રોધ, તીવ્ર માન, તીવ્ર માયા, તીવ્ર લોભ તેવા તીવ્ર કષાયનો અભાવ થયા વગર તો સમ્યગ્દર્શન

થાય જ નહિ. સમ્યગ્દર્શન થયા પછી પણ અલ્પ કષાય રહે છે, રાજ પાટમાં અને હજારો સ્ત્રીઓમાં ઉભેલો સમ્યગ્દૃષ્ટિ જીવ વિષય કષાયમાં જોડાય છે, પણ તેને તે ઉપસર્ગ લાગે છે, અરેરે! મારા અતીંદ્રિય આનંદની લૂંટ પડે છે, ખેદ છે કે પુરુષાર્થની મંદતાએ આ ભાવો આવે છે, આ ક્ષણે જ પુરુષાર્થ ઉપાડીને વીતરાગ થવાનું હોય તો આ કાંઇ જોઇતું નથી. વિષય સેવતાં જ્ઞાનીને એમ થાય છે કે જાણે માથે તરવારના પ્રહાર પડતા હોય, જાણે કે વિષ્ટા મોઢામાં મુકાતી હોય, અરેરે! ખેદ છે કે આ ઉદયમાં પુરુષાર્થની મંદતાએ જોડાઇ જવાય છે, જ્યારે વીર્યની ઉગ્રતા કરી વીતરાગતા પ્રગટ થશે તે ઘડી અને તે પળ ધન્ય થશે. આવું સમ્યગ્જ્ઞાનીનું અંતર હૃદય હોય છે.

સમ્યગ્દૃષ્ટિ જીવ શુદ્ધોપયોગમાં ન ઠરી શકે ત્યારે તેને અશુભ પરિણામથી બચવા માટે દાન, પૂજા, ભક્તિ, વ્રત, સ્વાધ્યાય વગેરેના શુભ પરિણામ પણ આવે છે, તેને પણ જ્ઞાની ઉપસર્ગ માને છે, શુભ પરિણામની જરાય તેને રુચિ નથી, શુભ પરિણામમાં ઉભું રહેવાની જરાય તેની ઇચ્છા નથી શુભ પરિણામ આવે છે તો પણ તે શુદ્ધોપયોગનો જ ઉદ્યમી રહે છે, પરંતુ શુદ્ધોપયોગમાં ઠરી શકાતું નથી તેથી અશુભથી બચવા શુભમાં ઉભો રહે છે.

હવે કહે છે કે જેમ વર્ણાદિ ભાવો જીવ નથી એ સિદ્ધ થયું તેમ એ પણ સાથે સાથે સિદ્ધ થયું કે આ રાગાદિ ભાવો પણ જીવ નથી.

**मोहणकम्मस्सुदया दु वण्णिया जे इमे गुणट्ठाणा ।**
**ते कह हवंति जीवा जे णिच्चमचेदणा उत्ता ॥६८॥**

---

મોહનકરમના ઉદયથી ગુણસ્થાન જે આ વર્ણવ્યા,
તે જીવ કેમ બને, નિરંતર જે અચેતન ભાખિયા? ૬૮.

અર્થ:-જે આ ગુણસ્થાનો છે તે મોહકર્મના ઉદયથી થાય છે એમ ( સર્વજ્ઞનાં આગમમાં ) વર્ણવવામાં આવ્યું છે; તેઓ જીવ કેમ હોઇ શકે કે જેઓ સદા અચેતન કહેવામાં આવ્યા છે ?

૬૬ અને ૬૭ મી ગાથામાં એમ આવ્યું કે આત્મામાં જીવ-સ્થાનો નથી. હવે આ ૬૮ મી ગાથામાં એમ કહે છે કે ગુણસ્થાન પણ જીવને નથી. ગુણસ્થાન ચૌદ છે તેમાં પહેલું ગુણસ્થાન મિથ્યાત્વનું છે, શરીર વાણી અને ચૈતન્યની અવસ્થામાં થતાં રાગ-દ્વેષના પરિણામ તે મારાં છે એવી માન્યતા તે મિથ્યાત્વ છે, બધા આત્મા થઇને એક આત્મા થાય એવી માન્યતા તે મિથ્યાત્વ છે, આત્માને કોઇએ બનાવ્યો છે અને આત્મા જગતનો કર્તા છે એવી માન્યતા તે મિથ્યાત્વ છે, તે મિથ્યાત્વ આત્માનું સ્વરૂપ નથી, આત્મા જ્ઞાનઘનની જ્યોત છે. મિથ્યાત્વ આત્માનો સ્વભાવ હોય તો ટળે ક્યાંથી ? માટે મિથ્યાત્વ આત્માનું સ્વરૂપ નથી. બીજું ગુણસ્થાન સાસાદન છે. આત્માનું ભાન પામ્યા પછી કોઇ જીવ પડે અને મિથ્યાત્વ પામે તે પહેલાંના પરિણામને સાસાદન ગુણસ્થાન કહેવાય છે તેની સ્થિતિ બહુ અલ્પ હોય છે. અને ત્રીજું મિશ્ર ગુણસ્થાન છે તેની સ્થિતિ પણ બહુ અલ્પ છે.

ચોથું ગુણસ્થાન તે સમ્યગ્દર્શનનું છે. ત્યાં આત્માની અપૂર્વ પ્રતીતિ થાય છે, ચૈતન્ય અખંડાનંદ સ્વરૂપે છે તેનો એક અંશે અનુભવ થાય છે. ચોથી ભૂમિકા પ્રાપ્ત થતાં અનંત સંસાર ટળી જાય છે, મોક્ષનો માર્ગ ત્યાંથી શરૂ થાય છે. અનંતાનુંબંધી કષાયની ચોકડી ત્યાં ટળી જાય છે પણ બાકીના ત્રણ કષાય રહે છે. ત્યાં હજુ અવ્રત ટળતું નથી તેથી તેને અવ્રત સમ્યગ્દર્શન ગુણસ્થાન કહેવાય છે.

સમ્યગ્દર્શનપૂર્વક સ્વરૂપની અંશે સ્થિરતા વધતાં અવ્રતના પરિણામ ટળતાં પાંચમી ભૂમિકા પ્રાપ્ત થાય છે, ત્યાં કષાયની બીજી ચોકડીનો અભાવ થાય છે. સર્વથા અવ્રત અહીં ટળતું નથી પણ અમુક અંશે ટળે છે તેથી તેને સંયમાસંયમગુણસ્થાન કહેવાય છે.

છઠ્ઠી ભૂમિકા તે પરિપૂર્ણ સ્વભાવને સાધવાની ઉત્કૃષ્ટ સાધક દશા છે. તે ભૂમિકાએ સ્વરૂપ રમણતા ઘણી જ વધી ગઈ હોય છે, છઠ્ઠી અને સાતમી ભૂમિકામાં મુનિયો હજારોવાર આવ જા કરે છે, વીતરાગતા લીધી કે લેશે એવી દશામાં મુનિયો ઝૂલતા હોય છે. મુનિયોને અંતરથી અને બાહ્યથી નિર્ગ્રંથપણું હોય છે, નગ્નપણું હોય છે. કષાયની ત્રણ ચોકડીનો ત્યાં અભાવ થયો હોય છે માત્ર એક સંજ્વલન કષાયનો જ ઉદય હોય છે, અવ્રતનો સર્વથા ત્યાં અભાવ થાય છે તેથી છઠ્ઠા ગુણસ્થાનને પ્રમત્તસંયત કહેવાય છે ને સાતમાને અપ્રમત્તસંયત ગુણસ્થાન કહેવાય છે. છઠ્ઠે ગુણસ્થાને શુભમાં ઉપયોગ પ્રવર્તે છે તેથી તેને પ્રમત્તસંયત કહેવાય છે અને સાતમે ગુણસ્થાને ઉપયોગ સ્વરૂપધ્યાનમાં લીન છે તેથી તેને અપ્રમત્તસંયત કહેવાય છે.

આઠમાથી દશમા ગુણસ્થાન સુધી સ્વરૂપધ્યાનમાં વિશેષ વિશેષ ચડે છે ત્યાં ઉપશમ અને ક્ષપક એમ બે શ્રેણી હોય છે તેમાં કોઇ ઉપશમ શ્રેણીએ ચડે અને કોઇ ક્ષપક શ્રેણીએ ચડે, ક્ષપકશ્રેણીવાળો તે ને તે જ ધારાએ કેવળજ્ઞાનને પામે છે. અગીયારમે ગુણસ્થાને ઉપશમચારિત્ર હોય છે, ત્યાં તદ્દન ઉપશમ થઇ ગયેલો હોય છે. બારમે ગુણસ્થાને ક્ષાયિક ચારિત્ર પ્રગટે છે મોહનો ત્યાં સર્વથા ક્ષય થઈ જાય છે.

તેરમે ગુણસ્થાને કેવળજ્ઞાન, કેવળદર્શન, અનંતસુખ અને અનંતવીર્ય તે અનંત ચતુષ્ટય પ્રગટે છે. માત્ર એક જોગનું કંપન રહે છે તેને લઇને ચાર અઘાતિ કર્મો ટકયા છે. તેને સયોગીગુણસ્થાન કહેવાય છે. ચૌદમી ભૂમિકામાં જોગના સંસ્કાર રહી જાય છે, સંસ્કારને લઇને તેટલીવાર ચૌદમે ટકે છે ચૌદ ગુણસ્થાન થાય છે જીવની અવસ્થામાં પણ તે ભંગ ઉપર લક્ષ જતાં રાગ આવે છે, ગુણસ્થાનના ભંગ પડે તેમાં કર્મના નિમિત્તની અપેક્ષા આવે છે તે અપેક્ષાએ ગુણસ્થાનને પુદ્‌ગલના પરિણામ કહ્યા છે, ગોમ્મટસાર જેના વ્યવહાર

ગ્રંથમાં પણ ગુણસ્થાન તે મોહ જોગને કારણે છે તેમ કહ્યું છે અખંડ દૃષ્ટિ કરાવવા, અખંડનું જોર કરાવવા આ વાત સમજાવે છે ભંગ-ભેદ છે તે ગૌણ છે તેનું વજન કઢાવી નાખે છે, અખંડ દ્રવ્ય ઉપર દૃષ્ટિ મૂકતાં સમ્યગ્દર્શન પ્રગટે છે. ખંડની દૃષ્ટિ કરતાં સમ્યગ્દર્શન પ્રગટે નહિ, અવસ્થાના લક્ષે પરિપૂર્ણતાનું લક્ષ કેમ આવે? માટે પરિપૂર્ણતા ઉપર દૃષ્ટિ મૂકવાની અહીં વાત છે, આત્મામાં નિમિત્તની અપેક્ષા લક્ષમાં લો તો બંધ મોક્ષ એ પડખાં પડે છે, અને નિમિત્તની અપેક્ષા લક્ષમાં ન લો અને એકલું નિરપેક્ષ તત્ત્વ લક્ષમાં લો તો સ્વભાવ પર્યાય પ્રગટે છે, 'જ્યાં જ્યાં જે જે યોગ્ય છે તહાં સમજવું તેહ, ત્યાં ત્યાં તે તે આચરે આત્માર્થી જન એહ' આચાર્યદેવ અખંડ દૃષ્ટિ કરાવવા, અખંડ દ્રવ્ય તરફ ઢળવા માટે યથાર્થ વસ્તુ દૃષ્ટિની વાત કરે તેને તેમ સમજે, અને સાધકદશા સાધતાં વચ્ચે શું શું પર્યાય આવે, તેનું જ્ઞાન કરાવવા અને અશુદ્ધ પર્યાય ટાળીને શુદ્ધ પર્યાય પ્રગટ કરાવવા પર્યાયદૃષ્ટિએ વાત કરે તેને તેમ સમજે, દ્રવ્યદૃષ્ટિને પર્યાયદૃષ્ટિમાં ખતવે નહિ, અને પર્યાયદૃષ્ટિને દ્રવ્યદૃષ્ટિમાં ખતવે નહિ, જેમ વસ્તુનું સ્વરૂપ છે તેમ સમજે તે મોક્ષનો ઉપાય છે.

૨૦૦૦, કારતક વદ ૫ મંગળ

આત્મા પરમાણુથી, શરીરાદિથી અને રાગાદિથી જુદું તત્ત્વ છે તેવો વિશ્વાસ થયા વિના પૂર્ણ થવાનો પ્રયાસ કેમ થાય? સુખી કેમ થવાય? સ્ત્રી કુટુંબ વગેરેના વિશ્વાસે સુખ થશે એવો વિશ્વાસ હોય ત્યાંસુધી પરિપૂર્ણ આત્મતત્ત્વનો વિશ્વાસ બેસશે નહિ.

જીવોને પોતાના સ્વભાવનું માહાત્મ્ય ન આવ્યું એટલે પર વસ્તુને ભેગી કરવા મથે છે. આખો લોકાલોક ભેગો કરવા મથે છે, અરે! આખો લોકાલોક તો શું! પણ અનંતાનંત લોકાલોક હોય તો પણ તેને ભેગા કરવા મથે એટલી તૃષ્ણા છે. મારે કાંઇ જોઇતું

નથી, લોકાલોક તો શું ! પણ ક્ષણિક પુણ્ય–પાપની પર્યાય પણ મારે જોઇતી નથી, એવી શ્રદ્ધા થઇ એટલે સ્વતરફ ઢળ્યો ત્યાં મર્યાદા આવી જાય છે, અને જે પરવસ્તુને ભેગી કરવા મથે છે તેને મર્યાદા હોતી નથી, પર તરફ વળ્યો એટલે પરને મેળવવા મથ્યા કરે છે. અનંત દ્રવ્ય, અનંત ક્ષેત્ર, અનંતકાળ અને અનંત પુણ્ય–પાપના ભાવ એમ અનંત અનંત વસ્તુને મેળવવાનો ભાવ અને અનંત અનંત વસ્તુને ભોગવવાનો ભાવ થયા કરે છે તેમાંથી સુખ અને શાંતિ લઉં તેવા ભાવને મર્યાદા હોતી નથી. સંયોગી ચીજ મળે તો રાગનો દાહ, અને તે જાય તો દ્વેષનો દાહ એમ દાહમાં બળ્યા જ કરે છે. જેટલો કાળ પોતે રહે તેટલો કાળ સંયોગી ચીજ તો ન રહે તેથી દુઃખને વેદયા જ કરે છે તે રહે તો રાગની પીડા, ન રહે તો દ્વેષની પીડા થયા જ કરે છે. અનંત વસ્તુને ભેટો કરવાના ભાવમાં એક વરસ બે વરસ આખી જીંદગી આમ ને આમ ગાળતો બીજા ભવમાં જાય છે ત્યાં પણ તેનો તે અનંત વસ્તુને મેળવવાનો અને તેના ભોગવટાનો ભાવ રહ્યા કરે છે એમ ને એમ અનંતા ભવમાં અનંતકાળ દાહમાં ગાળે છે.

સંયોગી ચીજ રહે તો રાગનું દુઃખ, ન રહે તો દ્વેષનું દુઃખ થયા કરે છે પરંતુ એ વસ્તુમાં ક્યાંય શાંતિ મળતી નથી, જેમ જેમ એને મેળવવાનો, ભેટો કરવાનો, સંગ્રહ કરવાનો ભાવ કર્યો તેમ તેમ દાહ વધ્યો પણ જરાય શાંતિ મળી નહિ. હવે લઇએ અંદરના પરિ-ણામની વાત, અંદરના શુભાશુભ વિકારી પરિણામને કાયમ રાખવા માટે મથે તો પણ તે રહી શકે નહિ આત્મા નિત્ય શાશ્વત છે, અને પુણ્ય–પાપની વૃત્તિ તે અશાશ્વત છે, રાગના એક નાનામાં નાના ભાગને કાયમ રાખવા માગે તો તે રહી શકે નહિ, બીજી જ ક્ષણે તે પલટી જાય છે કારણ કે તે આત્માનો સ્વભાવ નથી તેથી અંદરના પરિણામ પણ કાયમ ટકશે નહિ. એ રીતે કોઇ પણ ચીજ આત્મા રહે તેટલો કાળ રહેતી નથી તેથી દાહ એમ ને એમ ઉભો જ રહે

છે, અનંતકાળથી આમ ને આમ કરતો આવ્યો તોપણ તૃષ્ણા પૂરી થી નહિ માટે પરમાં કોઇએ સુખ અનુભવ્યું નથી, તેથી વિચાર કર કે પરની તૃષ્ણામાં દાહ સિવાય કાંઇ નથી, હવે અંદર પલટો ખા! બહારમાં ક્યાંય સુખ નથી હવે રહ્યો એક આત્મા તેમાં અનંતગુણનો સંગ્રહ એક સાથે પડ્યો છે તેમાં ગુલાંટ ખા! તેમાંથી શાંતિ મળશે અંતર્મુખ જો તો એક સમયમાં અનંતગુણનો પિંડ પડ્યો છે તેમાંથી આનંદ અનુભવાશે.

અજ્ઞાનીની દૃષ્ટિ બાહ્ય હોવાથી તે અનંતા પર પદાર્થને મેળવવા માગે છે પરંતુ એક સમયમાં બધું અનંતું તેની પાસે આવે નહિ, તે અનંત પર વસ્તુનો ભેટો કરવા માગે છે પણ અનંતનો ભેટો તેને ક્યારે પણ થાય નહિ. એક આત્માએ શરીર, મન, ભાષા, શ્વાસોશ્વાસ, અને ઇંદ્રિયપણે અનંત પરમાણુ અનંતવાર ગ્રહણ કર્યાં છતાં તેથી નહિ ગ્રહેલા અનંત અનંત પરમાણુ લોકમાં ઠાંસી ઠાંસીને ભર્યાં છે અને તે અનંતકાળે પણ નહિ ગ્રહી શકાય તેવા અનંત પરમાણુનો સમુહ જગતમાં સંગ્રહાત્મકપણે છે. મિથ્યા શ્રદ્ધાના વિષયમાં બહાર લક્ષ કરતો છતાં પણ અનંતું ભેગું ન થયું, પણ એ ક્યાંથી ભેગું થાય? તે પર ચીજ તારા તાબાની નથી. પર વસ્તુમાં આ સારૂં ને આ નરસું તેમ કલ્પના કરનાર તું પોતે જ છો. પર વસ્તુમાં કાંઇ સારૂં કે નરસું છે નહિ તે પર વસ્તુ તો એમ ને એમ પડી છે તેમાં સારૂં નરસું કહેવું કોને? નર્ક ખરાબ અને સ્વર્ગ સારૂં એ પરમાં બધા ભંગ તું તારી અજ્ઞાનતાથી પાડી રહ્યો છે.

હવે જો તારે તારા આત્માની શક્તિ પ્રગટાવવી હોય આત્માનું સુખ જોઇતું હોય, કલ્યાણ કરવું હોય તો પલટો ખા અંદર! અને જો નો તને જણાશે કે અહો! પર વસ્તુની માગણીથી મારા સ્વાશ્રયનું ખૂન થાય છે, અરે! મારે પરની જરૂર પડે તેવું ક્યાં છે! મારા આત્મામાં એક સમયમાં અનંત અનંત ગુણનો સંગ્રહ પડ્યો છે તે ગુણોની પર્યાયને હું મારા જ પુરુષાર્થ વડે પ્રગટ કરી શકું તેમ છું.

એવો વિશ્વાસ થતાં સ્વભાવ પર્યાયનો અનુભવ થાય છે, આત્મશાંતિ પ્રગટે છે તે કદી ટળતી નથી. પહેલાં બાહ્યદૃષ્ટિ હતી તેથી બહારમાં અનંતું કલ્પાતું હવે અંતરદૃષ્ટિ થતાં અંતરમાં અનંત જણાયું, સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનનું સામર્થ્ય બેહદ-અનંત છે, એક એક સમય લંબાઇ લંબાઈને અનંત થાય તેમ નહિ પણ વર્તમાન એક સમયમાં અનંત છે સમ્યગ્દૃષ્ટિ અંતરમાં જુએ છે કે અહો ! મારામાં અનંત જ્ઞાન, અનંત આનંદ, અનંતી સ્થિરતા, અનંત સ્વચ્છત્વશક્તિ, અનંત વિભુત્વશક્તિ, અનંત પ્રભુત્વશક્તિ, વગેરે શક્તિઓનો અનંતો અનંતો સંગ્રહ પડયો છે, તે અનંત ગુણની પર્યાયને જે સમ્યગ્જ્ઞાની અનુભવે છે તેની શાંતિ કોઇ પર પદાર્થથી ટળતી નથી.

સંયોગ ઉપર, પુણ્ય-પાપ ઉપર જેની દૃષ્ટિ છે તેને સુખ ને શાંતિ કદી થતી નથી. લોકો કહે છે કે તમારે તો બધું કાઢી નાખવું છે ને ? હા ! ચિદાનંદ આત્મા સિવાય બધું કાઢી નાખવાની શ્રદ્ધા કર્યા વગર ધર્મની શરૂઆત થાય તેમ નથી. અરે ભાઇ ! તારી પ્રભુતાનાં આ ગાણાં છે બાપુ ! જે વસ્તુ તારી નથી તારામાં રહેવાની નથી, તું ભોગવી શકતો નથી, તેનાથી તને સુખ કેમ થાય ? જે તારામાં છે, તારામાં સંગ્રહાત્મકપણે છે, જેનો ભેટો થઇ શકે તેમ છે અનુભવ થઇ શકે તેમ છે, એનો અનુભવ કર ! આ પહેલાંમાં પહેલી શાંતિની વાત છે, સમ્યગ્દર્શનની વાત છે આ કાંઇ છઠ્ઠા ગુણસ્થાનની વાત નથી છઠ્ઠું ગુણસ્થાન તે તો સમ્યગ્દર્શનનું ફળ છે, સમ્યગ્દર્શનના ફળરૂપે ચારિત્ર ને કેવળજ્ઞાન છે. અનંત ગુણના સામર્થ્યવાળું હું તત્ત્વ છું એમ સ્વના અનંત વિશ્વાસમાં પરનો વિશ્વાસ તૂટી જાય છે પરનો અનંતો વિશ્વાસ તૂટીને સ્વનો અનંતો વિશ્વાસ થાય છે અને વિશ્વાસ થવાથી અંતર ચારિત્ર પ્રગટે છે તેનું નામ મોક્ષમાર્ગ છે, આ સિવાય બીજો કોઇ માર્ગ નથી, "એક હોય ત્રણ કાળમાં પરમારથનો પંથ" આ મોક્ષના માર્ગ બે ચાર ન હોય પણ એક જ હોય આચાર્યદેવે આવી અપૂર્વ વાત કરી છે તે વાતનો જો મીણો ચડી જાય, કેફ

ચડી જાય તો પોતા તરફ વલણને વાળી શકે.

આ મિથ્યાદૃષ્ટિ આદિ ગુણસ્થાનો પૌદ્‌ગલિક મોહકર્મની પ્રકૃતિના ઉદય પૂર્વક થતાં હોઇને સદાય અચેતન છે. મિથ્યાત્વાદિ ચૌદ ગુણસ્થાન કર્મના નિમિત્તે થતાં હોવાથી અચેતન છે. પોતાના લક્ષણથી વિલક્ષણ ભાવ-જુદા લક્ષણવાળો ભાવ, મોહકર્મના નિમિત્તથી થતો ભાવ, તે તારો નથી, પુદ્‌ગલના નિમિત્તથી થતો હોવાથી તે પુદ્‌ગલ છે. ચૌદ ગુણસ્થાન મોહ અને જોગથી થાય છે માટે તે પુદ્‌ગલ છે. ચૌદ ગુણસ્થાનમાં ભંગ પડી જાય છે, ક્રમે ક્રમે એક પછી એક અવસ્થા થાય છે, ચૌદ ગુણસ્થાનની અવસ્થા એક સાથે હોતી નથી. અનંતગુણનો પિંડ આત્મા એક સાથે છે તેના ઉપર લક્ષ આપતાં અખંડ સ્વભાવની પ્રતીતિ થાય છે. શરીરાદિ બહારનું લક્ષ તો છોડી દે પણ કર્મના વિપાકને લઇને આત્માની પર્યાયમાં જે ભેદ પડે તેનું પણ લક્ષ છોડીને અનંત અનંતગુણના પિંડરૂપ આત્માનું લક્ષ કરે, તો તેમાં સુખ અને શાંતિ છે. સમ્યગ્દર્શનનો વિષય આખો આત્મા છે તે સ્વવિષય છે. મોહના નિમિત્તે જે ભેદ પડે તે પુદ્‌ગલ છે, ગુણસ્થાનની નિર્મળ પર્યાય જે થાય તે જડ નથી પણ મોહ અને જોગના ઉદયને કારણે ગુણસ્થાનના ભેદ પડે તે અપેક્ષાએ ગુણસ્થાનને જડ કહ્યા છે. આ તો શ્રદ્ધાની વાત છે, પર ઉપર લક્ષ જાય છે તે છોડ, અવસ્થા ઉપર લક્ષ જાય છે તે છોડ! ખંડ ઉપર લક્ષ આપવાથી અખંડ સ્વભાવ પ્રગટશે નહિ પણ અખંડ ઉપર લક્ષ આપવાથી અખંડમાંથી પર્યાય પ્રગટશે. આ તો અપૂર્વ સૂત્રો છે તેનું મનન કરવું જોઇએ અને ત્યારે તે સમજાય તેવી વાત છે. મને નહિ સમજાય એમ લક્ષ રાખે તેથી સમજાય નહિ. મનુષ્યપણું પામ્યો તેથી અમુક તો બુદ્ધિ લઇને આવ્યો જ છે માટે સમજવાની જીજ્ઞાસા કરે તો કેમ ન સમજાય? જીવોને એમ થઇ ગયું છે કે અમને આ નહિ સમજાય, અને તેવું શલ્ય જ તેને આડું આવે છે. કેવળી ભગવાન પાસે પણ “નહિ સમજાય” એવી દૃષ્ટિથી ગયો તેથી

સમજાયું નહિ. કેવળી ભગવાનનો જે ઉપદેશ આવે છે તે જગતના જીવોને ગ્રાહ્ય થાય છે તે કારણે આવે છે. તારાથી ગ્રાહ્ય ન થાય તો તને ઉપદેશ પણ અપાય નહિ. સામા જીવોને સમજાય છે તો કેવળી ભગવાનનો ઉપદેશ છે માટે નહિ સમજાય તેવું શલ્ય કાઢીને સાંભળવું જોઇએ.

આ વિષય અંતરનો છે વિષય એટલે જેના ઉપર લક્ષ આપવું તે. સંસારમાં પણ વિષય એટલે શું છે? કે પર ઉપર લક્ષ આપીને ઠીક અઠીકની કલ્પના કરવી તે. અને આત્મા ઉપર લક્ષ આપવું કે હું આત્મા અખંડ છું, પરિપૂર્ણ છું, શુદ્ધ છું તે આત્માનો વિષય છે. વિષય એટલે ધ્યેય.

આ ગાથા ઘણી ઊંચી છે, ગુણસ્થાનના ખંડ પડે તેના ઉપરથી લક્ષ છોડી દે, કારણ કે તે કર્મના નિમિત્તે થતો ખંડ છે, અને પર નિમિત્તનો આરોપ છે માટે આરોપની દૃષ્ટિ ટાળીને અખંડ ચૈતન્યમાં અણઆરોપ દૃષ્ટિ કરાવવા માટે ચૌદ ગુણસ્થાનની અવસ્થાને જડ છે તેમ કહ્યું છે.

“ કારણ અનુવિધાયી કાર્યાણી ” એટલે કે જેવું કારણ હોય તેને અનુસરીને તેવાં જ કાર્ય થાય. જવ પૂર્વક જવ થાય તે જવ જ હોય છે, જવ પૂર્વક બાજરો હોય તેમ હોતું નથી, તે ન્યાયે પુદ્‌ગલના નિમિત્તે જેટલા ભંગ પડે તેને પણ પુદ્‌ગલ જ કહીએ છીએ, એ રીતે વ્રતાવ્રતના પરિણામ અને શુભાશુભના પરિણામ તે પણ પુદ્‌-ગલના કારણે થતાં હોવાથી દ્રવ્યદૃષ્ટિથી પુદ્‌ગલ જ છે. અપેક્ષાના ભંગ પડે છે અને ભંગ ઉપર લક્ષ જતાં વિકલ્પ ઉઠે છે પુદ્‌ગલની હાજરીથી ભંગ પડે છે માટે જડ છે તે ભંગ વ્યવહારે આત્માના કહેવાય, માટે તે ખરી રીતે એટલે કે નિશ્ચયથી આત્મામાં છે નહિ. એમ બધે સમજી લેવું કે જ્યાં વ્યવહારથી વાત આવે ત્યાં તે ખરી રીતે નથી તેમ સમજવું, ન સમજાય તેમ કાઢી નાખવું, આવા કાળે આવા

ઉત્તમ મનુષ્યપણાને પામીને આવા સુયોગે, આવા સત્સમાગમે સાચી જીજ્ઞાસાએ વસ્તુ ન સમજાય તો ક્યારે સમજાશે ?

અહો ! ટીકા તો અજબ ગજબની કરી છે અમૃતચંદ્રાચાર્યે તો ટીકામાં અમૃત રેડ્યા છે, એકેક શબ્દમાં સ્પષ્ટ રીતે ચૈતન્યને હથેળીમાં બતાવ્યો છે. જેમ માળી ઉંચુ ગુલાબનું ફૂલ આપે અને કહે કે લે આ સુગંધી ફૂલ હવે સુંઘ તારી મેળે. તેમ આચાર્યદેવ કહે છે કે આત્મા અનંત શક્તિનું દળ છે તે તને બતાવીએ છીએ કે તું આત્મા આવો છું તારી સુગંધ તારામાં છે હવે તેમાં અનુભવનો ભોગવટો કરવો તે વાત તારા હાથની છે.

ચૌદ ગુણસ્થાન તે કાંઇ જડ નથી તે છે તો ચૈતન્યની અવસ્થા, પણ તેમાં જડનું નિમિત્ત છે માટે તેને જડ કહ્યા કારણ કે તે ચૌદ ગુણસ્થાનના ભંગ તારૂં સ્વરૂપ નથી જો તારૂં સ્વરૂપ હોય તો સિદ્ધમાં પણ ચૌદ ગુણસ્થાનમાંથી કોઇ સયોગી અયોગી વગેરે ગુણસ્થાન રહેવું જોઇએ પરંતુ ત્યાં કોઈ પણ ભંગ રહેતો નથી તે કર્મના નિમિત્તે ભંગ પડે છે માટે જડ છે. પરંતુ ગુણસ્થાનની અવસ્થા ચૈતન્યમાં થાય છે.

આ કોને સમજાવાય છે ? મિથ્યાત્વી જીવને અંતરની શાંતિ મળી નથી તેને સમજાવે છે કે આત્માનું સ્વરૂપ સમજ અને તેમાં ઠર તો જ શાંતિ મળે તેમ છે, બીજા કોઇ ઉપાયે શાંતિ મળે તેમ નથી. મિથ્યાત્વાદિને તોડવાનો આ એક જ પ્રકાર છે અને રખડવાના અનેક પ્રકાર છે. ઊંધી શ્રદ્ધા એક જાતની છે, પણ તેને રખડવાના ફળમાં નરકગતિ, દેવગતિ, ઢોરગતિ, નિગોદગતિ વગેરે અનેક પ્રકાર છે એ મેળા કોઈ દિવસ ભેગા થવાના નથી, આત્મામાં અનંતગુણનો મેળો એક સમયમાં પડ્યો છે, એ સિવાય તારે કોના મેળા કરવા છે ? કોના ભેટા કરવા છે ? આ કુટુંબના મેળા કોઇ દિવસ ભેગા રહેવાના નથી.

આત્મા અનંતગુણનો પિંડ આખો વર્તમાનમાં દરેક સમયે પરિપૂર્ણ ભર્યો છે તે જ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યગ્ચારિત્ર પ્રગટાવવાનું કારણ છે. સમ્યગ્દર્શનની પર્યાય પણ ચારિત્રની પર્યાય

પ્રગટવાનું પરમાર્થે કારણ નથી કારણ કે સમ્યગ્દર્શન તે તો અવસ્થા છે પણ શ્રદ્ધાનો વિષય જે આખું પરિપૂર્ણ દ્રવ્ય છે તેના વિષયના જોરે પાંચમા છઠ્ઠા ગુણસ્થાનની ચારિત્રની પર્યાય પ્રગટે છે. અવસ્થા ઉપરના લક્ષે અવસ્થા ઉઘડે નહિ, ઉણી પર્યાય તે પૂરી પર્યાયનું કારણ થઈ શકે નહિ, કારણ કે જે ઓછી નિર્મળ પર્યાય તે વધારે નિર્મળ પર્યાય ઉઘડવાનું કારણ ક્યાંથી થાય? ન જ થાય, માટે અખંડ પરિપૂર્ણના લક્ષે જ વધારે નિર્મળ પર્યાય ઉઘડે છે.

આચાર્યદેવ કહે છે કે તેં કર્મને, કર્મના નિમિત્તે થતા ભાવને અને પરવસ્તુને મારૂં માનીને મોટો ખોળો ભર્યો છે પણ એકવાર તે ખોળો ખાલી કર, મૂક પરનો આગ્રહ, ભાર મૂકીને હળવો થા, એકવાર બધો આગ્રહ છોડી દે અને બધેથી ઊઠી જા, બધેથી ઉઠાડી મૂકે તો આ વાત તેને બેસે તેમ છે, જો ક્યાંય પણ ચોંટ્યો તો ફરી શકીશ નહિ, માટે એકવાર તો રાગ વગરનો છું તેમ રાગથી છૂટીને ઊઠ, પછી ભલે રાગ આવે પણ એકવાર તો બધેથી ઊઠ તો ખરૂં શું છે તે સમજાશે. કર્મના નિમિત્તે થતા ભંગ ભેદ, ગુણસ્થાન વગેરેના ભંગ-ભેદથી ઉઠાડીને તારી દૃષ્ટિ મૂકાવવી છે ક્યાં કે અખંડ સ્વભાવમાં, માટે આચાર્યદેવ કહે છે કે એકવાર તો બધેથી ઊઠી જા, ક્યાંય પણ ચોંટીશ નહિ.

ગુણની ખીલવટ થયા વિના માને કે મને ગુણ ખીલ્યા, તો ગુણ ખીલીને જે શાંતિ મળવી જોઈએ તે ન મળે, અખંડ આત્માને માન્યા વિના ગુણ ખીલે નહિ જવ પૂર્વક જે જવ થાય છે તે જવ જ હોય છે એ ન્યાયે ગુણસ્થાન પણ પુદ્‌ગલ જ છે જીવ નથી અને ગુણસ્થાનોનું સદાય અચેતનપણું તો આગમથી સિદ્ધ થાય છે. જવ પૂર્વકની યુક્તિ કહીને ગુણસ્થાનો જડ છે, અને આગમની સાક્ષી આપીને ગુણસ્થાનનું અચેતનપણું સિદ્ધ કર્યું; ગોમ્મટસાર જેવા વ્યવહાર શાસ્ત્રોમાં પણ ચૌદ ગુણસ્થાન મોહ અને જોગના કારણે છે તેમ કહ્યું છે, તો પછી આ અધ્યાત્મશાસ્ત્રમાં તો તેમ કહે જ. ભગવાનની

દિવ્યવાણી તે આગમ છે આગમમાં પણ એમ જ ફરમાવ્યું છે કે તું તો ચૈતન્ય દળ આખો નિર્મળ છું, તેમ નજર કર તો તે જ મોક્ષ-માર્ગની શરૂઆત છે તે માર્ગ આવ્યા પછી તેમાં વચ્ચે પાંચમી, છઠ્ઠી, ભૂમિકા વગેરે શું શું આવે તેની સાધકને સમજણ આવી જ જશે. જે માણસ માર્ગે ચાલતો હોય તેને ખબર પડે કે આ માર્ગમાં વચ્ચે ઝાડ આવ્યા, વચ્ચે વાવ આવી, રમણીય રસ્તા આવ્યા ને પછી સિદ્ધપુર આવ્યું, પણ જે માર્ગે ચાલ્યો નથી તેને શું ખબર પડશે, તેમ જેને મોક્ષમાર્ગનું ભાન થયું તેને બધી સમજણ આવી જશે પહેલાં આત્માની અંતરથી હા પાડ, અને પછી હા ને રગડતાં રગડતાં યથાર્થ નિર્ણય થતાં નિર્વિકલ્પ અનુભવ થાય છે.

ચૈતન્ય સ્વભાવથી વ્યાપ્ત જે આત્મા તેનાથી ભિન્નપણે તે ગુણસ્થાનો ભેદજ્ઞાનીઓ વડે સ્વયં ઉપલભ્યમાન હોવાથી પણ તેમનું સદાય અચેતનપણું સિદ્ધ થાય છે.

યુક્તિથી આગમથી અને અનુભવથી ત્રણે પ્રકારે સિદ્ધ થાય છે કે ગુણસ્થાનો જડ છે, યુક્તિમાં જવ પૂર્વક જવ થાય છે તેમ કહ્યું, આગમમાં કહ્યું ગુણસ્થાનો કર્મના નિમિત્તે થાય છે માટે જડ છે અને અનુભવમાં ભંગ–ભેદ આવતા નથી માટે જડ છે એ રીતે ત્રણે પ્રકારે ગુણસ્થાનો અચેતન સિદ્ધ થાય છે, અવસ્થા ઉપરથી લક્ષ છૂટે ને સ્વમાં એકાગ્ર થાય ત્યારે આત્માનો અનુભવ થાય છે અને પરનો પક્ષ રહેતો નથી ભંગ–ભેદનું લક્ષ રહેતું નથી, ભંગ–ભેદ સમ્યગ્દર્શનનો વિષય નથી એ રીતે ભેદજ્ઞાનીઓ વડે ગુણસ્થાનનું અચેતન-પણું સિદ્ધ થાય છે. ગુણસ્થાનની પર્યાય આત્મામાં થાય છે જડમાં થતી નથી, પણ ભંગ–ભેદ સમ્યગ્દર્શનનો વિષય નથી માટે ગુણ-સ્થાન અચેતન છે. આ વાત જેમ છે તેમ યથાર્થપણે માને તેનો મોક્ષ થયા વિના રહે નહિ, આ સ્વરૂપ જેમ છે તેમ સમજીને તેની પ્રતીત કરી ઠરે તો તેમાં જ્ઞાનની અનંતી ક્રિયા, અનંતી પુરુષાર્થની ક્રિયા આવી જાય છે.

પ્રથમ દેવ, ગુરુ, શાસ્ત્રનો પ્રેમ કર્યા વગર સ્ત્રી કુટુંબનો રાગ છૂટતો નથી, શરીર અને કુટુંબાદિ કરતાં પણ દેવ, ગુરુ, શાસ્ત્ર પ્રત્યે અનંતગુણો પ્રેમ વધી જવો જોઇએ, પરંતુ દેવ-ગુરુ-શાસ્ત્ર કરતાં શરીર અને કુટુંબાદિ પ્રત્યે જો પ્રેમ વધી જાય તો તે અનંતાનુબંધી રાગ છે, સમ્યગ્દર્શન થયા પછી તો દેવ-ગુરુ-શાસ્ત્ર પ્રત્યે અનહદ ભક્તિ હોય જ, પરંતુ ત્યાર પહેલાં પણ સતની જીજ્ઞાસામાં પણ દેવ-ગુરુ-શાસ્ત્ર તરફનો રાગ વધી જવો જોઇએ એ રીતે સતની જીજ્ઞાસામાં પણ દેવ-ગુરુ-શાસ્ત્ર તરફની ભક્તિ પ્રથમ આવે છે એ રીતે 'જયાં જયાં જે જે યોગ્ય છે તહાં સમજવું તેહ' રાગ છે તે બંધન છે પણ રાગ વચ્ચે આવે છે ખરો, તીર્થંકર નામકર્મની પ્રકૃતિ જે ભાવે બંધાણી તે ભાવ પણ બંધન છે તે તીર્થંકર પ્રકૃતિ આત્માને લાભ કરતી નથી તે તીર્થંકરદેવ પણ રાગ ટાળીને વીતરાગતાં પ્રગટ કરે તે જ તેને લાભ કરે છે.

ગુણસ્થાનને અચેતન કહ્યા તે રીતે રાગ, દ્વેષ, મોહ, પ્રત્યય, કર્મ, નોકર્મ, વર્ગ, વર્ગણા, સ્પર્ધક, અધ્યાત્મસ્થાન, અનુભાગસ્થાન, યોગસ્થાન, બંધસ્થાન, ઉદયસ્થાન, માર્ગણાસ્થાન, સ્થિતિબંધસ્થાન, સંકલેશસ્થાન, વિશુદ્ધિસ્થાન, સંયમલબ્ધિસ્થાન, તે બધા ભંગ પણ પુદ્ગલના નિમિત્તે થતા હોવાથી અચેતન છે એનો વિસ્તાર આગળ ઘણો આવી ગયો છે. ચૈતન્યના અખંડ સ્વભાવમાં ભંગ ભેદ નથી. ચૈતન્ય આત્મા અનંતગુણનો અભેદ પિંડ છે, તેનો ભરોંસો કર્યા વગર ધર્મની વાસ્તવિક શરૂઆત થતી નથી. માટે પ્રથમ યથાર્થ શ્રદ્ધા કરવાનો જિનેંદ્ર ભગવાનનો ઉપદેશ છે.

પ્રથમ દેવ, ગુરુ, શાસ્ત્રની યથાર્થ લક્ષણ વડે પરીક્ષા કરી પછી તે દેવ, ગુરુ, જે વસ્તુનું સ્વરૂપ સમજાવે, તે પોતે બહુમાન પૂર્વક અને અર્પણુતા પૂર્વક સમજવાનો પ્રયાસ કરે. જેમ કોઇ શેઠની દુકાને પૈસા વ્યાજે મૂકવા હોય તો તેની આબરૂ જુએ, આગળ પાછળના માણસોને પૂછે, વગેરે પરીક્ષા કરી પૈસા વ્યાજે મૂકે, પણ જો

કહે કે તમારા ચોપડા જોવા દ્યો તો પૈસા વ્યાજે મૂકું તો શેઠ કહેશે કે હાલતો થા, હાલતો, આવી રીત ન હોય. તેમ દેવ, ગુરુના અંતર હૃદયની મૂળ પ્રયોજનભૂત પરીક્ષા કરીને પછી તે કહે તે પ્રમાણે બહુમાનથી અર્પણતા પૂર્વક સમજવાનો પ્રયાસ કરે, જેને સત્‌ની જીજ્ઞાસા જાગી તે સત્‌ને યથાર્થ લક્ષણ વડે ઓળખી શકે છે. પરંતુ કોઈ એમ કહે કે તમે બધુંય મને સમજાવો પછી તમને માનું, તો તેમાં માનવાનું જ ક્યાં રહ્યું? અમુક પ્રકારે સમજાવે તેમાંથી જેને સત્‌ની જીજ્ઞાસા જાગી હોય તે નિર્ણય કરી શકે છે કે આ સત્ છે, અને પછી તે સમજાવે તે પ્રમાણે પોતે યથાર્થ સમજી વસ્તુસ્વરૂપનો નિર્ણય કરી તેમાં ઠરે તો તે સુખને પામે છે.

૨૦૦૦, કારતક વદ ૬ બુધ.

આત્મામાં કર્મના સંયોગે જે વિકાર છે તે આત્માના સ્વભાવમાં નથી જે હિતનો કામી હોય તેણે કર્મના ભેદ ઉપરનું લક્ષ છોડી દઈને સ્વભાવ ઉપર દૃષ્ટિ કરવી તે જ હિતનો ઉપાય છે. આત્મા વસ્તુ છે તે પરિણામી છે, બદલે છે, અને અવસ્થા બદલતાં બદલતાં અનંતકાળ રહે પણ એક સમયે એક જ અવસ્થા પ્રગટ હોય, અનંતગુણની થઈને અનંત અવસ્થા પ્રગટ હોય, બીજી ભૂતકાળની અને ભવિષ્યકાળની અવસ્થા આત્મામાં દ્રવ્યરૂપ હોય છે, એવા આત્માના સ્વરૂપને લક્ષમાં, પ્રતીતમાં-ભરોંસામાં બેસાડે તો ધર્મ થાય.

અનંત અનંત પર્યાયનો પિંડ ગુણ, અને અનંત અનંત ગુણ પર્યાયનો પિંડ દ્રવ્ય તે પરિપૂર્ણ છે પણ તે પરિપૂર્ણ સ્વભાવ સમજાવનાર દેવ-ગુરુ-શાસ્ત્ર કોણ છે તેની ઓળખાણ વિના પરિપૂર્ણ સ્વભાવ ઓળખાય નહિ. સ્વભાવને સમજાવનાર સાચા નિમિત્ત કોણ છે એનો વિવેક કરતાં ન આવડે તેને આત્માના પરિપૂર્ણ સ્વભાવની ઓળખાણ થાય નહિ. નિમિત્ત સાચા ખોટા કોણ છે તેવી નિમિત્તના આંતરાની ઓળખાણ જેને પડી નથી તેને પોતાના ઉપાદાનની ઓળખાણ પડતી નથી, સાચા દેવ, સાચા ગુરુ, સાચા શાસ્ત્ર અને અસત્

દેવ, અસત્ ગુરુ, અસત્ શાસ્ત્ર તેનો વિવેક કરતાં ન આવડે, આંતરો પાડતા ન આવડે તેને અંતરમાં પોતાનો પૂર્ણ સ્વભાવ બેસશે નહિ કારણ કે સાચા ખોટા દેવ, ગુરુ, શાસ્ત્રની સત્ જીજ્ઞાસા પૂર્વક પરીક્ષા કરવી તે પ્રથમ પાત્રતા છે, તે પાત્રતા પ્રથમ પ્રગટ કર્યા વિના અંતરનો અસલ સ્વભાવ બેસે ક્યાંથી? સુદેવ, સુગુરુ પોતે પરિપૂર્ણ સ્વભાવ સમજ્યા છે અને બીજાને સમજાવે છે, સુદેવ-સુગુરુ અને સુશાસ્ત્ર આત્માનું પરિપૂર્ણ સ્વરૂપ બતાવે છે અને કુદેવ-કુગુરુ-કુશાસ્ત્ર આત્માનું વિપરીત સ્વરૂપ સમજ્યા છે અને વિપરીત સ્વરૂપ બતાવે છે. અધૂરું અને વિકારી સ્વરૂપ બતાવનાર અસદ્‌ગુરુ કોણ છે ને પરિપૂર્ણ નિર્વિકારી સ્વરૂપ જેમ છે તેમ બતાવનાર સદ્‌ગુરુ કોણ છે, બધા પડખાંથી યથાર્થ અપેક્ષા વડે કહેનાર સદ્‌ગુરુ કોણ છે તેનો વિવેક કરતાં જેને ન આવડે તેનો પુરુષાર્થ સાચો ઉપડે નહિ. એક સમયમાં જેને આખા પરિપૂર્ણ સ્વભાવ ઉપર લક્ષ કરવું છે તેને પ્રશસ્ત રાગના ને અપ્રશસ્ત રાગના નિમિત્તનો વિવેક કરવો પડશે. સામાનો અને પોતાનો વર્તમાન અવસ્થાનો વિવેક કરતાં ન આવડે તો અંતરમાં ભરેલો પરિપૂર્ણ અખંડ નિર્મળ સ્વભાવ તેનો વિવેક કરી પુરુષાર્થ ઉગશે ક્યાંથી?

સદ્દેવ, સદ્‌ગુરુ, સત્શાસ્ત્ર તે પોતાને રાગના વલણમાં અટકવા માટે નથી પણ પરિપૂર્ણ સ્વભાવને ઓળખવા માટે, સ્વલક્ષ કરવા માટે છે પણ તેમ નહિ સમજતાં પોતે રાગના વલણમાં અટકે છે તે પુણ્ય બાંધશે પણ સ્વ તરફ ઢળશે નહિ તેથી પરિપૂર્ણ સ્વભાવ ઓળખશે નહિ. દેવ, ગુરુ, શાસ્ત્ર કહે છે તું સાચા નિમિત્ત સુધી આવ્યો, શુભ રાગના વલણ સુધી આવ્યો હવે તું ગુલાંટ ખા! અંતરમાં તારા પરિપૂર્ણ સ્વભાવને ઓળખ.

ગુણસ્થાન વગેરેના ભંગ આગમ અને યુક્તિથી જડ કહ્યા તેને શિષ્યે લક્ષમાં લીધું, સાચા નિમિત્તથી સાચી કબુલાતમાં આવ્યો અને ખોટા આગમ અને યુક્તિને ખોટા છે તેમ કબુલાતમા લીધું, તે કોના

માટે કે પરિપૂર્ણ સ્વભાવ તરફ ઢળવા માટે, આત્માનું લક્ષ હતું તેથી તે લક્ષ ઘૂંટતા ઘૂંટતા આત્મઅનુભવ થયો અને બીજું રાગ વગેરેનું લક્ષ છૂટી ગયું.

ચૌદ ગુણસ્થાન મોહ અને જોગના નિમિત્તે થાય છે માટે પુદ્‌ગલ છે એવી આગમમાં કહેલી વાત અને સમ્યક્ યુક્તિની વાત જેને બેસતી નથી તેને આત્માનો અનુભવ પણ થશે નહિ.

દેવ, ગુરુ તરફ અને સાચી યુક્તિને સાચા આગમ તરફ જેનું લક્ષ છે તે શુભ રાગ છે, તે રાગ, કુદેવ, કુગુરુ, કુશાસ્ત્ર અને અશુભ ભાવોમાં નીચે પડવા દેતો નથી, પરંતુ તે જીવ આત્માના લક્ષપૂર્વક આ શું કહે છે? આ શું કહે છે? એવા ભાવે સાંભળે છે અને તેની સાથે સ્વ તરફ લક્ષ કરવાનો ભાવ છે એટલે પરિપૂર્ણ સ્વભાવનું લક્ષ આવતાં તે લક્ષથી લક્ષને વધારતાં આત્માનો અનુભવ થાય છે સ્વસંવેદન થાય છે અને નિમિત્તનું લક્ષ છૂટી જાય છે.

અવિકારી આત્મા નિરાળો છે છૂટો છે એવું લક્ષ જો થયું તો દેવ ગુરુ વગેરે નિમિત્તને નિમિત્ત તરીકે કહેવાયા. કુંદકુંદાચાર્યદેવ કહે છે કે ભાઇ! તને યુક્તિ આગમની વાત બેઠી તો તે નિમિત્તનો સ્વીકાર કર્યો, દેવગુરુશાસ્ત્રને કહેવાનો આશય તેં પકડયો એટલે કે તારા પરિપૂર્ણ સ્વભાવને તેં લક્ષમાં લીધો. સ્વ તરફ વલણ કર્યું તો સાચા નિમિત્ત તે નિમિત્ત તરીકે કહેવાણા.

આચાર્યદેવે પાંચમી ગાથામાં જેવી શરૂઆત કરી હતી તેવું અહીં પૂરું કરે છે, આચાર્યદેવે પાંચમી ગાથામાં કહ્યું હતું કે મેં જેવું ગુરુ પરંપરાએ સાંભળ્યું છે તેવું જ યુક્તિ આગમ અને અનુભવથી હું કહીશ, તેવું જ અહીં ૬૮ ગાથામાં જીવાજીવ અધિકાર પૂરો કરતા યુક્તિ આગમ અને અનુભવથી વાત કરી અને શરૂઆત ને છેડાનો મેળ કર્યો છે.

ભવનો અંત કરનાર પુરુષના આશ્રય વગર ભવનો અંત થાય

નહિ. ભવનો અંત કરાવનાર નિમિત્તરૂપ આલંબનમાં દેવગુરુશાસ્ત્ર અને અંદર ભવનો અંત કરનાર આત્માનો સ્વ તરફ વલણનો પુરુષાર્થ, તે રીતે અંતરમાં પોતે અને બહારમાં દેવગુરુશાસ્ત્ર તેનો આશ્રય કર્યા વિના ભવનો અંત થાય નહિ.

શુદ્ધદ્રવ્યાર્થિક નયની દૃષ્ટિમાં ચૈતન્ય અભેદ છે અને એનાં પરિણામ પણ સ્વાભાવિક શુદ્ધ જ્ઞાન-દર્શન છે. દ્રવ્યાર્થિકનય એટલે જેને દ્રવ્યનું પ્રયોજન છે પણ રાગ-દ્વેષને ભંગ-ભેદનું પ્રયોજન નથી. ઢાલની બે બાજુ હોય એક બાજુ સોનાની હોય અને બીજી બાજુ રૂપાની હોય, તે ઢાલને જોવાના બે પડખાં છે તેમાં જેને સોના બાજુ નજર છે તેને રૂપા બાજુનુ પ્રયોજન નથી, તેમ જેને આત્માના અભેદ સ્વભાવ તરફ જોવાનું પ્રયોજન છે તેને રાગ-દ્વેષ, ભંગ-ભેદની કિંમત નથી, તે બાજુ જોવાનું પ્રયોજન નથી.

વસ્તુ નિર્મળ, તેના ગુણો નિર્મળ, તેવી તેની પર્યાય પણ નિર્મળ છે પરંતુ કર્મના નિમિત્તે જે ભંગ અને ખંડ પડે તે તેનો સ્વભાવ નથી, નિમિત્તાધીન ભેદ પડે તે આત્માના નથી પણ સ્વભાવમાં ઢળતો ભાવતો તેનો છે ૨૯ બોલમાં કેવળજ્ઞાનની પર્યાયને કાઢી નથી નાખી પણ કેવળની ભૂમિકામાં જે કંપનનો વિકાર છે તેને કાઢી નાખ્યા છે, તેમ ચૌદ ગુણસ્થાનમાં નિર્મળ ચૈતન્યની પ્રગટતી પર્યાયને કાઢી નથી નાખી પણ નિર્મળ પર્યાય વધતાં તે તે ભૂમિકામાં સાથે સાથે જે મોહના ભેદો ઊભા રહે છે તેને કાઢી નાખ્યા છે, બાકી નિર્મળ પર્યાય જે જે વધતી જાય છે તે તો ચૈતન્યનો જ ભાવ છે. અહીં તો કહ્યું છે કે તું સાચા દેવગુરુશાસ્ત્રને ઓળખ અને ઓળખીને સ્વસન્મુખ વળ. રાગ જેટલે જેટલે અંશે ટળી જાય તેટલે તેટલે અંશે નિર્મળ પર્યાયનો અનુભવ તો હોય છે. સિદ્ધ થાય ત્યારે પણ મોહ તો છૂટી જાય છે અને સંપૂર્ણ નિર્મળ પર્યાયનો અનુભવ રહી જાય છે. સિદ્ધ થયા પછી તેમાં નિર્મળ નિર્મળ અવસ્થા તો સમયે સમયે થયા જ કરે છે એક સમય પછી બીજે સમયે બીજી અવસ્થાનો

અનુભવ હોય છે, ત્રીજે સમયે ત્રીજી અવસ્થાનો અનુભવ હોય છે એમ સમયે સમયે પરિણમ્યા જ કરે છે. સિદ્ધમાં પરિણમન ન હોય તેમ જો કોઈ કહે તો તે તદ્દન ખોટું છે. પણ તે બધી પર્યાયનો અનુભવ એક સમયમાં ન હોય કારણ કે જો એક સમયમાં બધું ભોગવાઈ જાય તો બીજે સમયે ભોગવવાનું બાકી શું રહે? માટે તેમ નથી પણ સિદ્ધને આનંદનો અનુભવ સમયે સમયે નવો નવો થયા જ કરે છે, તે બધી પર્યાય સ્વભાવમાં ભરી પડી છે તેમાંથી આવે છે, તો જે બધી અવસ્થા વર્તમાનમાં જેમાં ભરી છે એવો અખંડ આત્મસ્વભાવ તેનો ભરોંસો કરવા જેવો છે, તેની જ પ્રતીતિ કરવા જેવી છે અનંત સામર્થ્યથી ભરેલું દ્રવ્ય તેના ઉપર જ લક્ષ મૂકવા જેવું છે તે જ દ્રવ્યાર્થિકનયનો વિષય છે અને તે જ પ્રથમમાં પ્રથમ ધર્મ છે.

પર નિમિત્તથી થતા ચૈતન્યના વિકારો, દયા, દાન, હિંસા જુઠાના ભાવ તે ચૈતન્ય જેવા દેખાય છે, તે થાય છે ચૈતન્યની અવસ્થામાં, કાંઈ જડમાં તે ભાવો થતા નથી, પરંતુ તે ભાવો પર નિમિત્તથી થાય છે અને ચૈતન્યની સર્વ અવસ્થાઓમાં તે વ્યાપક નથી, સર્વ અવસ્થાઓમાં તે ભાવો રહેતા નથી તેથી તે ચૈતન્ય શૂન્ય છે, ચૈતન્ય સ્વભાવથી તે ખાલી છે માટે તે જડ છે. તે પુણ્ય-પાપના ભાવો સિદ્ધમાં કે પરમાત્મ દશામાં રહેતા હોય તો તે ભાવોને આત્માના ભાવો કહેવાય, પરંતુ સિદ્ધમાં કે પરમાત્મામાં તો તે ભાવો હોતા નથી માટે તે જડ છે.

વળી આગમમાં પણ તે ભાવોને અચેતન કહ્યા છે. એમ કહીને એમ સિદ્ધ કર્યું કે જે આગમ આત્માના પરિપૂર્ણ સ્વભાવને વર્ણવે અને વિકારીભાવને વર્ણવે તથા વિકાર તે અચેતન છે, પર નિમિત્તે થતો ભાવ છે વગેરે વર્ણવે તે આગમ સાચાં છે, અને જે આગમમાં નિમિત્તાધીન થતા ભાવને આત્માનો ભાવ એકાંતે કહ્યો હોય, પરાશ્રિતભાવ પરાવલંબી ભાવને આત્માનો ભાવ કહ્યો હોય, અને આત્માના અસલ સ્વભાવને વર્ણવે નહિ તે આગમ સાચાં નથી.

પરંતુ જે આગમમાં નિમિત્તનું નિમિત્તપણું બતાવીને નિમિત્તાધીન થતા ચૈતન્ય ભાવો તેનાથી જુદું એકલું ચૈતન્ય પૂર્ણ નિર્મળ સ્વરૂપ બતાવે તે જ આગમ સાચાં છે, માટે સાચાં આગમને જાણ્યા વગર પોતાના સાચાં ઉપાદાનને જાણી શકે નહિ.

વળી ભેદજ્ઞાનીઓ પણ તે પુણ્ય-પાપના ભાવોને ચૈતન્યથી ભિન્નપણે અનુભવે છે તેથી પણ તેઓ અચેતન છે, ચેતન નથી. ભેદજ્ઞાનીઓ પોતાના સ્વભાવમાં ઉપયોગને જોડે છે ત્યારે વિકાર અવસ્થા તૂટતી જાય છે, પરંતુ વિકાર અવસ્થા રહેતી નથી માટે તે અચેતન છે.

પ્રશ્ન:—જો તેઓ ચેતન નથી તો તેઓ કોણ છે? પુદ્‌ગલ છે? કે અન્ય કાંઇ છે?

ઉત્તર:—પુદ્‌ગલ કર્મ પૂર્વક થતાં હોવાથી તેઓ નિશ્ચયથી પુદ્‌ગલ જ છે કેમકે કારણ જેવું જ કાર્ય થાય છે કર્મના નિમિત્તે ભેદ પડે છે માટે તે પુદ્‌ગલ જ છે આત્મા જાણક સ્વભાવવાળું તત્ત્વ છે જેનો જે સ્વભાવ હોય તે ઊણો કે અધૂરો હોય નહિ તે સ્વભાવ ઉપર લક્ષ આપતાં ઊણું કે અધૂરાપણું દેખાશે જ નહિ તેવા ચૈતન્ય સ્વભાવને જુવો તો જેમાં રાગ-દ્વેષ છે જ નહિ, વિકારીપણું છે જ નહિ, તે ચૈતન્ય સ્વભાવ પરિપૂર્ણ છે, તેની પ્રતીતિ કરવી તે જ સાચી પ્રતીતિ છે, તે જ ધર્મની શરૂઆત છે.

જગતમાં તો કોઇને સારા પુણ્યના પરિણામ આવે કે કોઇ પુણ્યના કાર્યો તેના વડે થાય તો તે એમ માને કે અહો ન્યાલ થઈ જશું આપણે તો ભારે સરસ કાર્યો કર્યા પણ ભાઇ! પુણ્ય એટલે શું તે તું સમજે છે? પુણ્ય એટલે આત્માના સ્વભાવનું ખૂન થઇને પ્રગટ થતો વિકાર, તે વિકારભાવ નાશવાન છે તેનો તને ભરોંસો છે, અને આત્મા અખંડ પરિપૂર્ણ છે તેનો ભરોંસો તને બેસતો નથી, પણ જ્યાં જરીક પુણ્ય કરે ત્યાં ગલગલીયાં થઇ જાય, અરે ભાઈ? એ ક્ષણિક પુણ્યમાં તને શાંતિ નહિ વળે. એક કોર એમ કહે કે આપણે

માટે સરસ પુણ્ય કર્યાં અને બીજી બાજુ એમ કહે કે કોણ જાણે કેટલા ભવ કરશું. કોને ખબર છે કે આપણું શું થશે, તો તને તારા અંતરમાં તો ભરોંસો નથી કારણ કે અનંતા ભવ કરશું અથવા શું થશે, એવો સંદેહ તો તારા હૃદયમાં વેદાય છે, હજુ તારૂં હૃદય તો સંદેહવાળું છે, અનંતા ભવનો ભાવ તને ઉભો છે, તો અનંત ભવનો ભાવ જેને તૂટયો છે એવા દેવ-ગુરુ, શાસ્ત્રની વાત તને બેઠી છે તે કેમ મનાય? કારણ કે અનંત ભવ તોડનારની વાત જેને અંતરગી બેસે તેને અનંત ભવ હોય જ નહિ, એવો સંદેહ તેને હોય જ નહિ માટે એમ નક્કી થયું કે પુણ્ય વગેરે વિકારીભાવ ગમે તેટલા થાય તો પણ તે આત્માને નિ:સંદેહ થવાનું કારણ નથી. પુણ્યના ભંગ ભવનો સંદેહ ટાળે નહિ, શાંતિને આપે નહિ માટે નિસંદેહ થવાનું કારણ અવિકારી પૂર્ણ આત્મ સ્વભાવ ઉપર લક્ષ આપવું તે છે, તું પરનો આશ્રય લઇશ તો નિસંદેહપણું પ્રગટશે નહિ, અને પરનો આશ્રય લઇશ તો અંદરથી શાંતિ થશે નહિ એ રીતે પરના આશ્રયમાં બે દોષ આવ્યા શ્રદ્ધાનો અને ચારિત્રનો.

હવે શિષ્ય પૂછે છે કે વર્ણાદિક અને રાગાદિક જીવ નથી તો જીવ કોણ છે? તેના ઉત્તરરૂપ શ્લોક કહે છે.

( અનુષ્ટુપ્ )

अनाद्यनंतमचलं स्वसंवेद्यमिदं स्फुटम् ।
जीवः स्वयं तु चैतन्यमुच्चैश्चकचकायते ॥ ४१ ॥

અર્થ:—જે અનાદિ છે અર્થાત્ કોઇ કાળે ઉત્પન્ન થયો નથી, જે અનંત છે અર્થાત્ કોઇ કાળે જેનો વિનાશ નથી, જે અચળ છે અર્થાત્ જે કદી ચૈતન્યપણાથી અન્યરૂપ ચળાચળ-થતું નથી, જે સ્વસંવેદ્ય છે અર્થાત્ જે પોતે પોતાથી જ જણાય છે અને જે પ્રગટ છે અર્થાત્ છૂપું નથી-એવું જે આ ચૈતન્ય અત્યંતપણે ચકચકાટ પ્રકાશી રહ્યું છે, તે પોતે જ જીવ છે.

શિષ્ય જિજ્ઞાસાથી પૂછે છે કે પ્રભુ! તમે બધું કાઢી નાખ્યું, નકાર નકાર કરો છો તમે તો નાસ્તિથી વાત કરો તો પ્રભુ! એવા ચૈતન્ય કોણ છે તે કહો! શિષ્યને અસ્તિથી જાણવાની ધગશ થઇ છે, એવા ચૈતન્ય ભગવાન કેવા છે કે જેનો આશ્રય લેવાથી હિત થઇ જાય, કલ્યાણ થઇ જાય, એવી જાણવાની અને શ્રદ્ધવાની જેને જિજ્ઞાસા થઇ તેવા પાત્ર શિષ્યને ગુરુ ઉત્તર આપે છે.

જે અનાદિથી છે એટલે કે જેની આદિ નથી, અનાદિ એટલે 'છે છે ને છે,' તેનો કોઇ બનાવનાર નથી, રચનાર નથી, જેમ એક ગોળ ચક્કર હોય તેની શરૂઆત ક્યાંથી ગણવી? તેમ જે વસ્તુ અનાદિ છે તેની શરૂઆત કેમ હોઇ શકે? શરૂઆત નથી એટલે શું વસ્તુ નથી? વસ્તુ તો છે પણ એની શરૂઆત નથી, જો આદિ હોય તો વસ્તુ પહેલાં નહોતી, જો વસ્તુ જ નહોતી તો તેની શરૂઆત કેમ હોઇ શકે? માટે વસ્તુ વર્તમાન છે તે ત્રિકાળ છે, સ્વતઃ-સિદ્ધ છે, જે વસ્તુ છે તેની શરૂઆત હોઇ શકે જ નહિ, માટે વસ્તુ અનાદિ અનંત છે તેમ સિદ્ધ થયું.

વસ્તુ કોઇ સંયોગોથી ઉત્પન્ન થતી નથી તો તેનો નાશ પણ નથી, એકેક ગુણ ભેગા થઇને વસ્તુ ઉત્પન્ન થાય અને પછી ગુણો વિખરાઇ જાય તો વસ્તુનો નાશ થાય એવો આત્માનો સ્વભાવ નથી વસ્તુની આદિ નથી તો તેનો અંત પણ નથી, વસ્તુ સ્વતઃસિદ્ધ છે માટે કોઇથી ઉત્પન્ન ન થાય અને કોઇથી તેનો નાશ ન થાય, એવો વસ્તુસ્વભાવ છે.

પહેલા બોલમાં આદિ નથી તેમ કહ્યું બીજા બોલમાં અંત નથી તેમ કહ્યું, પહેલા બોલમાં ગયાકાળની વાત કહી, બીજા બોલમાં ભવિષ્યકાળની વાત કહી હવે ત્રીજા બોલમાં વર્તમાનની વાત કહે છે, આત્મા વર્તમાનમાં ચળાચળતા રહિત છે એટલે અવસ્થામાં પણ વિકાર નથી તેમ કહેવું છે, જ્ઞાન વગેરે સ્વભાવો જેમ

છે તેમ જ છે કાંઇક થોડા ચળ છે અને કાંઇક અચળ છે તેમ નથી અવસ્થામાં પણ કાંઇક ચળ થયો છે તેમ પણ પરમાર્થે નથી, વસ્તુ, વસ્તુનો ગુણ અને વસ્તુની અવસ્થા તે અચળ છે શ્લોક ઘણા ગંભીર છે અચળ એટલે વર્તમાનમાં પણ ચળ્યા વિનાનો છે. તે પર્યાયને નિમિત્તનો આશ્રય નથી, રાગનો આશ્રય નથી, તેવા પરાશ્રય વગરની નિર્મળ પર્યાય છે.

આત્મા સ્વસંવેદ્ય છે એટલે કે પોતે પોતાથી જાણી શકાય તેવો છે. ભગવાન આત્મા તો પ્રગટ જ છે, વસ્તુ તો પ્રગટ જ છે, વસ્તુ સ્વભાવનું સામર્થ્ય પ્રગટ તે પ્રગટ જ છે, તે કર્મથી ઢંકાણું નથી, અવરાણું નથી, છાનું નથી, છૂપું નથી; લ્યો આ શિષ્યને ઉત્તર આપ્યો કે જો આ તારી વસ્તુ આદિ વિનાની, અંત વિનાની, વર્તમાનમાં ચળાચળતા રહિત, પ્રગટ સ્ફુટ છે, તારાથી તું જાણ તો પ્રગટ જ છે તે તારાથી જાણવા યોગ્ય અને અનુભવવા યોગ્ય છે.

ભગવાન ચૈતન્યમૂર્તિ આત્મા ચકચકાટ કરતો પ્રકાશી રહ્યો છે, જેમ લાખ રૂપીઆનું મણિ હોય તે કેવું ચકચકાટ કરે? અને તેના ચકચકાટને ગમે તેટલા પવનના ઝપાટા હોય તો પણ ઓલવી શકે નહિ, તેમ ભગવાન આત્મા આપો આપ ચકચકાટ કરી રહ્યો છે તેના ચકચકાટને કોઇ કર્મો આવરણ કરી શકે નહિ, ઢાંકી શકે નહિ. ચૈતન્યના અરૂપી સ્વભાવને ચકચકાટની ઉપમા આપી છે, ચૈતન્યને કોઇ ધોળો-લીલો-પીળો રંગ નથી માટે તે રૂપી રંગવાળા જેવો ચકચકાટ છે નહિ. અરૂપી ચૈતન્યનો ચકચકાટ કહ્યો છે, એવું જે તત્ત્વ તે કોઇથી છૂપું નથી, છાનું નથી. એવો જે ચૈતન્ય અત્યંત ચકચકાટ કરતો પ્રકાશી રહ્યો છે તે પોતે જીવ છે બીજો કોઈ જીવ નથી. તેવા ચૈતન્યની ઓથ લે તો તને શાંતિ પ્રગટશે. ગુરુએ અદ્‌ભૂત ઉત્તર આપ્યો છે.

સિદ્ધપણું તે આત્માની નિર્મળ અવસ્થા છે ને સંસાર તે આત્માની વિકારી અવસ્થા છે, આત્મા તો પરિપૂર્ણ વસ્તુ છે. તે

વસ્તુને જોવાય અવસ્થાવડે, વસ્તુથી વસ્તુને ન જોવાય, પણ પર્યાયવડે 'વસ્તુ ઉપર નજર મૂકે' તો વસ્તુને જોવાય. જેમ કોઇ માણસને પોતાનું મકાન જોવું હોય તો તે મકાનને પીઠ આપે તો જોઇ શકે નહિ કે તે મકાનમાં શું શું ચીજો પડી છે, મકાન નજરે ન પડે પરંતુ ઢેફાં ને ધૂળ નજરે પડે, પણ પોતાનું મકાન જે બાજુ છે તે બાજુ મકાન સન્મુખ થઇને નજર કરે તો મકાનમાં અભેરાઈ, ખુરશી, અરીસા, કપાટ વગેરે બધી વસ્તુને તે જોઇ શકે; તેમ જોવો હોય આત્માને, અને આત્માને પીઠ દઇ તેનાથી વિરૂદ્ધ શરીર વાણી મન તેના ઉપર નજર કરે તો આત્મા ન દેખાય પરંતુ કર્મના ફળરૂપ સંયોગી પદાર્થ નજરે પડે, પરંતુ અંતરદૃષ્ટિવડે પોતાના સ્વઘર તરફ નજર કરીને જોવે તો અંદર જ્ઞાન, શ્રદ્ધા, આનંદ આદિ અનંતગુણ સ્વરૂપ વસ્તુ છે તે દેખાય.

હવે આચાર્યદેવ ચેતનપણું જ જીવનું લક્ષણ છે એમ કહે છે. લક્ષ્યને ઓળખાવે તેને લક્ષણ કહેવાય, જાણવા યોગ્ય આત્મા અને તેને જણાવનાર તે તેનું લક્ષણ, આત્મા વસ્તુ છે તેનું ચેતનપણું લક્ષણ છે, ચેતનપણા લક્ષણવડે આત્મા જાણી શકાય. પુણ્ય-પાપ, કે રાગ-દ્વેષના પરિણામ તે આત્માનું લક્ષણ નથી, પરંતુ ચેતનપણું તે જ આત્માનું લક્ષણ છે. જેમ એક સાથે પચાસ મકાન હોય તેમાંથી કોઇ મેડીવાળું મકાન જુદું પાડવું હોય તો કહે જો પેલી લીલા રંગવાળી મેડી છે તે આપણું મકાન છે, મકાન તે લક્ષ્ય છે અને લીલું એનું લક્ષણ છે. એવી રીતે આત્માને જાણવા માટે આત્મા લક્ષ્ય છે અને ચેતનપણું એટલે જાણવું ને દેખવું તે તેનું લક્ષણ છે તે જાણવા-દેખવાના લક્ષણથી આત્મા જાણી શકાય છે. માટે હવે ચેતનપણું જ જીવનુ યોગ્ય લક્ષણ છે એમ કાવ્યદ્વારા સમજાવે છે.

( શાર્દૂલવિક્રીડિત )

वर्णाद्यैः सहितस्तथा विरहितो द्वेधास्त्यजीवो यतो
नामूर्तत्वमुपास्य पश्यति जगज्जीवस्य तत्त्वं ततः ।

इत्यालोच्य विवेचकैः सुमुचितं नाव्याप्यतिव्याप्यि वा
व्यक्तं व्यंजितजीवतत्त्वमचलं चैतन्यमालम्ब्यताम् ॥ ४२ ॥

અર્થ:—અજીવ બે પ્રકારે છે-વર્ણાદિસહિત અને વર્ણાદિરહિત; માટે અમૂર્તપણાનો આશ્રય કરીને પણ (અર્થાત્ અમૂર્તપણાને જીવનું લક્ષણ માનીને પણ) જીવના યથાર્થ સ્વરૂપને જગત દેખી શકતું નથી;—આમ પરીક્ષા કરીને ભેદજ્ઞાની પુરુષોએ અવ્યાપ્તિ અને અતિવ્યાપ્તિ દૂષણોથી રહિત ચેતનપણાને જીવનું લક્ષણ કહ્યું છે તે યોગ્ય છે. તે ચૈતન્ય લક્ષણ પ્રગટ છે, તેણે જીવના યથાર્થ સ્વરૂપને પ્રગટ કર્યું છે અને તે અચળ છે-ચળાચળતા રહિત, સદા મોજૂદ છે. જગત તેનું જ અવલંબન કરો! (તેનાથી યથાર્થ જીવનું ગ્રહણ થાય છે.)

જીવ અધિકારની ૩૮ ગાથા અને અજીવ અધિકારની ૩૦ ગાથા એમ આ પહેલાં અધિકારની ૬૮ ગાથા પૂરી થતાં આચાર્યદેવ ચૈતન્યને ઓળખવાનું અબાધિત લક્ષણ શું તે કહે છે. જેમ ઘણા માણસો ઊભા હોય તેમાંથી દૂધ વેચનાર ભરવાડને ઓળખવો હોય તો કોઈ કહે કે આમાં ભરવાડ કયો? તો કહે કે જેના માથે ઊંનું ઓઢણું છે તે દૂધ દેનારો ભરવાડ છે. તેમ આ શરીર, મન, વાણી, પુણ્ય-પાપના ભાવ તે બધું એક સાથે એકરૂપ લાગે છે તેમાં કોઈ કહે કે એનું કયું મૂળ લક્ષણ છે કે જે લક્ષણથી આત્મા જ પકડી શકાય અને બીજું કાંઈ ન પકડી શકાય? એવું લક્ષણ તો ચેતના એટલે જાણવું-દેખવું છે, તે જાણવા-દેખવાના લક્ષણવડે આત્મા જ પકડી શકાય, બીજું કાંઈ પકડી શકાય નહિ. અજીવ બે પ્રકારે છે, વર્ણાદિસહિત અને વર્ણાદિરહિત. તેમાં પુદ્‌ગલદ્રવ્ય વર્ણ, ગંધ, રસ સ્પર્શ સહિત છે અને ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળદ્રવ્ય તે ચાર દ્રવ્ય અરૂપી છે. વર્ણાદિ રહિત છે; માટે તે અરૂપીપણાથી આત્માને ઓળખી શકાય નહિ કારણ કે તેમ ઓળખવા જતાં ધર્માસ્તિકાય વગેરેને આત્મા માનવાનો પ્રસંગ આવે;

માટે અરૂપી આત્માનું લક્ષણ માનતા અતિવ્યાપ્તિ નામનો દોષ આવે કારણ કે તે લક્ષણ તો ઘણા દ્રવ્યમાં વ્યાપે છે એક ખાસ દ્રવ્યમાં વ્યાપતું નથી માટે અરૂપીપણા લક્ષણથી આત્મા ઓળખી શકાતો નથી.

આત્માનું લક્ષણ કેવળજ્ઞાન છે એમ જો મનાય તો પણ તેમાં અવ્યાપ્તિ નામનો દોષ આવે છે કારણ કે કેવળજ્ઞાન તો તેરમે ગુણ-સ્થાને હોય, બધા જીવોને કેવળજ્ઞાન પ્રગટ હોતું નથી. કેવળજ્ઞાન લક્ષણ આત્માનું જો કહીએ તો બીજા જીવોને એમ થાય કે અમને કેવળજ્ઞાન નથી માટે અમે આત્મા નહી હોઇએ, અગર તો બીજા જીવો જેને કેવળજ્ઞાન પ્રગટ નથી તે જીવો કહેશે કે અમારે કયા લક્ષણવડે આત્માને ઓળખવો! માટે કેવળજ્ઞાન લક્ષણ પણ આત્માને ઓળખવા માટે બંધ બેસતું નથી, બધા જીવોને ઓળખી શકાય એવું બંધ બેસતું યોગ્ય લક્ષણ તો ચેતના એટલે જાણવું–દેખવું તે છે, તે લક્ષણ નિગોદથી માંડીને સિદ્ધ સુધી બધા જીવોમાં હોઈ શકે છે માટે તે લક્ષણ આત્માને ઓળખવા માટે બરાબર યોગ્ય છે. અને આવું અવ્યાપ્તિ અને અતિવ્યાપ્તિ દૂષણથી રહિત ચેતનાપણું જીવનું લક્ષણ કહ્યું તે બરાબર યોગ્ય લક્ષણ છે, તે લક્ષણથી આત્માને ઓળ-ખીને ભેદજ્ઞાન થઈ શકે છે.

૨૦૦૦ કારતક વદ બીજી ૬ ગુરુ

આત્માનું જેને કલ્યાણ કરવું છે એટલે કે આત્માના સુખનો રાહ જેને પકડવો છે તેણે આત્માનું લક્ષણ કઇ જાતનું હોય કે જે લક્ષણ બીજાથી જુદું પડે, અને જે લક્ષણનું અવલંબન કરતાં લક્ષ્ય-રૂપ આત્મા જણાય તેવા લક્ષણને જાણવું પડશે લક્ષણ એવું હોવું જોઇએ કે લક્ષ્યથી જુદું ન પડે. જેનાથી જે જુદું પડે તે તેનું લક્ષણ હોઇ શકે નહિ જે લક્ષણ પોતાથી જુદું પડે, નાશવાન હોય તેવા લક્ષણથી આત્મા પકડાય નહિ. શરીર વાણી મન અને શુભાશુભ પરિ-ણામ તે પોતાથી જુદા પડે છે અને નાશવાન છે માટે તે લક્ષણથી આત્મા પકડાય નહિ તે લક્ષણ આત્માનું હોઇ શકે નહિ

ધર્મ કરનારને એક ચેતન લક્ષણનો આધાર લેવો જોઈએ તેમાં કાંઈ સંકલ્પ-વિકલ્પ આકુળતા, હર્ષ શોકના ભાવ, શરીર વાણી મન વગેરે આવે નહિ. જાણવું ને દેખવું તે આત્માનું પ્રગટ લક્ષણ છે, જાણવું ને દેખવું જે ગુણ છે તે ગુણી એવા ચૈતન્યનો છે, તેનું અવલંબન કરે તો શુભાશુભભાવ અને શરીર વાણી વગેરેનું અવલંબન સહેજે છૂટી જાય છે.

જુઓ ભાઈ! આત્મા લક્ષ્ય છે અને જાણવું-દેખવું તે એનું લક્ષણ છે, પોતે જાણવાના આધારમાં રુચિ-પ્રતીત કરી તેમાં રોકાય તેટલો ધર્મ, પુણ્ય-પાપના અવલંબનમાં રોકાય તેટલો અધર્મ.

વસ્તુ વિના ગુણ એકલો રહે? અગ્નિ વિના ઉષ્ણતા એકલી રહે? ગોળ વગર ગળપણ એકલું રહે? તેમ આત્મા વિના જ્ઞાનગુણ એકલો રહે? ન જ રહે. માટે એમ સાબીત થાય છે, સિદ્ધ થાય છે કે આત્મા અને તેના ગુણો બન્ને અભેદ છે-એકરૂપ છે. આત્માના ગુણો આત્મામાં જ પ્રસરે છે-વ્યાપે છે. આત્માના ગુણો પરમાં કોઈ કાળે પણ વ્યાપે નહિ.

કોઈ કહે આમાં કરવાનું શું આવ્યું? આમાં પોતાનું કરવાનું અનંતું આવ્યું, આત્માના સ્વલક્ષણ વડે આત્માને ઓળખવો, અને ઓળખી તેમાં ઠરવું તેમાં અનંતો પુરુષાર્થ કરવાનો આવ્યો, આત્માના લક્ષણ વડે આત્માને ઓળખ્યો-પકડ્યો તેવા અનંતગુણ સ્વરૂપ આત્મા સિવાય મારામાં કોઈ પણ શુભાશુભ ભાવો કે શરીર વાણી મન વગેરે નથી તેમ સ્વરૂપની સત્તા ભૂમિમાંથી નિશ્ચય થતાં અનંતો પુરુષાર્થ આવ્યો અને ત્યાંથી મોક્ષનો માર્ગ શરૂ થયો. જીવોને કાંઈ પ્રયત્ન કરવો નથી ને એકલી વાતો જ કરવી છે; તો માત્ર વાતોથી આ વસ્તુ જણાય તેવી નથી. અનંતકાળથી પારકી પંચાત કરી કરીને પરની રુચિ ઘણી કરી છે પણ પોતાની ગરજ થાય, રુચિ કરે, વલણ બદલાવે તો આત્માની અચિંત્યતાનો કાંઈક ખ્યાલ આવે. આ તો

એને રાગ તે હું, શરીરાદિની ક્રિયા તે હું, તેમ કુટુંબ તે હું, મકાન તે હું, એ રીતે પરમાં હું, હું પણું થઇ પડયું છે પણ 'જાણનાર તે હું' એમ ભાન ભૂલી ગયો છે પણ ભાઈ! જાણવું-દેખવું તે જ તું છો તે સ્વભાવ તારાથી ત્રણકાળમાં છૂટતો નથી સદા મોજૂદ છે, જગત તેનું જ અવલંબન કરો, આચાર્યદેવ કહે છે કે હે હિતના કામી! હે સ્વતંત્ર થવાના અભિલાષી! જાણવા-દેખવાના ભાવનું જ અવલંબન કરો! જો આત્માનો સ્વભાવ ઓળખવો હોય-ગ્રહણ કરવો હોય, કલ્યાણ કરવું હોય તો ચૈતન્ય તરફના વલણમાં રહો! તેનું જ અવલંબન કરી તેમાં જ ટકો.

આમાં સ્વ અવલંબન આવ્યું, સ્વ અવલંબન વગર એકલું દેવ-ગુરુશાસ્ત્રનું અવલંબન લેવું તે તો પરનું અવલંબન છે. સ્વ અવલંબન કરતાં આત્માનું ભાન થાય છે અને ભાન થતાં તેમાં ઠરવાનું થાય છે, સ્વ તરફ વળતાં જાણવું-દેખવું અને તેમાં ઠરવાનું થાય છે એટલે તેમાં જ્ઞાન-દર્શન અને ચારિત્ર તે ત્રણે આવી ગયા.

નિશ્ચયથી વર્ણાદિભાવોમાં રાગાદિભાવો આવી ગયા-જીવમાં તે ભાવો કદી વ્યાપતા નથી, માટે તે ભાવો વડે આત્મા ઓળખાતો નથી, તે તેનું લક્ષણ નથી, નિશ્ચયથી તો તે લક્ષણ આત્માનું નથી પણ વ્યવહારથી પણ તેમને જીવના લક્ષણ માનતાં અવ્યાપ્તિ નામનો દોષ આવે છે, કારણ કે સળંગપણે તે ભાવો સિદ્ધ ભગવાનમાં વ્યવહારથી પણ વ્યાપતા નથી. માટે અવ્યાપ્તિ નામનો દોષ આવે છે, આચાર્યદેવે અવ્યાપ્તિદોષમાં અસંભવ દોષ સમાડી દીધો છે.

આ વસ્તુનું લક્ષણ બતાવાય છે, પર્યાયના લક્ષણની વાત નથી; પર્યાય દૃષ્ટિએ વિકારી અવસ્થા, સંસાર અવસ્થાને વ્યવહારે આત્માની કહેવાય, પણ તે કાંઇ વસ્તુનું લક્ષણ નથી, વસ્તુનું લક્ષણ કહો તો તે વસ્તુથી વસ્તુનું લક્ષણ કોઇ કાળે કે કોઇ ક્ષેત્રે જુદું પડે નહિ, તેથી તે લક્ષણ સિદ્ધમાં પણ રહેવું જોઇએ માટે જ્ઞાન-દર્શનરૂપ

ચેતના લક્ષણ તે કોઈ કાળે જીવથી જુદું પડતું નથી અને સિદ્ધના જીવોમાં પણ તે હોય છે.

રાગ-દ્વેષના ભાવો વ્યવહારથી પણ જો ચૈતન્ય 'દ્રવ્ય' રૂપ થઇ ગયા હોય, વસ્તુમાં પેસી ગયા હોય તો રાગ-દ્વેષના ભાવો સિદ્ધ જીવોમાં પણ રહેવા જોઇએ, પરંતુ સળંગ આત્મસ્વભાવમાં તે રહેતા નથી માટે વ્યવહારે પણ તે ભાવો દ્રવ્યરૂપ થયા નથી, પરંતુ અવસ્થામાં થાય છે, તે ખરૂં છે. ઉપાદાનથી તો રાગ-દ્વેષ તારા નથી પરંતુ વ્યવહારે પણ નથી જો વ્યવહારથી રાગ-દ્વેષ દ્રવ્યરૂપ થયા હોય તો તે આત્માનો સ્વભાવ થઇ જાય અને આત્માનો જે સ્વભાવ હોય તે ક્યારેય ટળે નહિ, માટે નિમિત્તાધીન જે ભાવ થાય છે તે પર્યાયનું લક્ષણ છે, ચૈતન્યની વિકારી પર્યાયરૂપ જે ભાવો થયા છે તે અવસ્થાનું લક્ષણ છે પણ વસ્તુનું લક્ષણ નથી. વસ્તુરૂપ તે ભાવો થયા જ નથી માટે વ્યવહારે પણ વસ્તુનું (જીવનું) લક્ષણ રાગ-દ્વેષ નથી.

માટે નિશ્ચય કર કે અત્યારે જ નિશ્ચયથી કે વ્યવહારથી હું આત્મા રંગ ગંધ શરીરાદિ નથી અને રાગ દ્વેષ વિકારીપણે પણ હું ચૈતન્ય દ્રવ્ય નથી. જાણવા-દેખવાની મારામાં અસ્તિ છે ને તે ભાવોની મારામાં નાસ્તિ છે એમ નિશ્ચય કરી જાણવા-દેખવાની અને ઠરવાની પરિણતી કર !

લોકો કહે છે ને કે આત્મા અરૂપી છે, આત્મા અરૂપી છે, તેમ ગડીયા ગોખે છે પરંતુ તે અરૂપીપણું પણ આત્માનું ખાસ લક્ષણ નથી, અમૂર્તપણું જો કે સર્વ જીવોમાં વ્યાપે છે તો પણ તેને જીવનું લક્ષણ માનતાં અતિવ્યાપ્તિ નામનું દૂષણ આવે છે કારણ કે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને કાળ તે ચાર દ્રવ્યો અરૂપી છે તેથી જીવને અરૂપી લક્ષણવાળો કહેવાથી અતિવ્યાપ્તિ નામનો દોષ આવે છે, માટે અરૂપી લક્ષણ વડે આત્માને ઓળખવાથી આત્માનું યથાર્થ સ્વરૂપ ગ્રહણ થતું નથી. ચેતન લક્ષણ બીજા કોઈ દ્રવ્યમાં વ્યાપતું નથી માટે ચેતન લક્ષણ આત્માનું ખાસ લક્ષણ છે, તે

આત્માનું પ્રગટ લક્ષણ છે તે લક્ષણથી આત્માને પરથી ભિન્ન ઓળખી શકાય છે. તેવા ચેતના સ્વભાવની ઓળખાણ કરી તેમાં ઠરવું તે જ ધર્મ અનંતજ્ઞાનીઓએ કહ્યો છે.

આવો ઉત્તમ મનુષ્ય ભવ પામીને જો આત્માનું સ્વરૂપ નહિ સમજ તો ક્યાં ઉતારા કરીશ? ઘણા તો એમ કહે છે કે અમે શરીરને રાખી શકીએ છીએ, દવા બરાબર કરીએ, સારવાર બરાબર કરીએ વગેરે કારણોથી અમે શરીરને સારૂં રાખી શકીએ છીએ, અરે ભાઇ! મફતના ખોટા અભિમાન મૂકી દે. નથી જોયા વીશ વીશ વરસના, ત્રીશ ત્રીશ વરસના જુવાન ઘડી પહેલા તો ધમધમાટ કરતાં ચાલતા હોય અને ઘડીમાં કફ કાઢવા જેટલી શક્તિ પણ રહેતી નથી, બોલવાના ભાવ હોય છતાં જીભનો લવો પણ વાળી શકતો નથી, એ પરમાણુની શક્તિ સ્વતંત્ર છે તેનું પરિણમન ફેરવવાની તાકાત કોઇ આત્મામાં ત્રણકાળ ત્રણલોકમાં છે નહિ, એ શરીરને ફરવું હોય તેમાં કોઇ કાંઇ કરી શકવા સમર્થ નથી, ડૉક્ટર પણ શું કરી દે તેમ છે? જો ડૉક્ટર માણસોને સાજાં કરી દેતા હોય તો ડૉક્ટર પોતે કેમ ચાલ્યા જાય છે? માટે કોઇનું કોઇ કાંઇ કરી શકતું નથી સ્વતંત્ર રજકણ ફરે તેને ફેરવવા કોણ સમર્થ છે?

શરીરની કોઇ પણ પ્રકારની ક્રિયા થવી, કફનુ નીકળવું કે ન નીકળવું, ચાલવાની કે બોલવાની ક્રિયા થવી કે ન થવી એ બધું પરમાણુનું પરિણમન એની મેળાએ સ્વતંત્રપણે થાય છે તેમાં તારૂં કાંઇ પણ કામ આવે તેમ નથી, માટે તું તારા તરફ જો, તારો સ્વભાવ જાણવા દેખવાનો છે તેના આશ્રય વગર ત્રણકાળ ત્રણલોકમાં શરણ બીજું છે નહિ મરણ ટાણે ફેં ફેં થઇ જાય, શરીરમાં ભીંસ પડતાં મને ભીંસ પડે છે તેમ આકુળતા કરી દુઃખી થાય. બધા ઉભા ટગ ટગ જોતાં હોય, બાઇડી ધ્રુશકે રોતી હોય, માબાપ કકળાટ કરતાં હોય, રૂદન કરતાં હોય, કે અરે દીકરા! અમને મૂકીને તું ક્યાં

ચાલ્યો, એમ કહે પણ કોઇ સાલ નાખી દે તેમ નથી. કુંટુંબીઓએ અને પોતે આત્માનો જાણવા દેખવાનો સ્વભાવ છે તે અંતરથી કદી સાંભળ્યો નથી તેથી દુઃખ ઉભું રહ્યું છે, દુઃખ કંઇતું નથી પણ શરીરને મારૂં માન્યું છે તે દુઃખ છે, તેને એમ થઇ પડયું છે કે જડની અવ્યવસ્થા કેમ થઇ, પણ એ પરમાણુની અવસ્થા તે તેની વ્યવસ્થા છે, પરમાણુ પરમાણુની વ્યવસ્થાએ પરિણમ્યા છે એમાં તને શું! પણ જ્યાં ત્યાં આવી ને આવી લપ લઇને ઉભો છે, બીજા ભવમાં જાય ત્યાં પણ આવી ને આવી લપ સાથે લઇને જાય છે. અનંત-ગુણના સંગ્રહનો પિંડ આત્મા છે તેની સામે નજર કરતો નથી અને શરીર તરફ નજર છે શરીર તે હું છું એમ માન્યું છે તેથી શરીરમાં ભીંસ આવતા દબાણ દબાણ થઇ પડયું છે. આત્મા તરફ નજર હોય તો પરથી છૂટો રહે તેથી તે દબાણમાં દબાતો નથી, દબાણનો જ્ઞાયક રહે છે. અરે પ્રભુ! તારૂં લક્ષણ જાણવા દેખવા સિવાય કાંઇ પણ છે નહિ તેમ માન્યા વગર તું મરી ગયો છે; ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે તું મરી રહ્યો છો, જાણવા દેખવાના ભાવ સિવાય બીજા કાંઇ ભાવ થાય તે આત્માના જાણવા-દેખવાના જીવનને નાશ કરનાર ભાવ-મરણનો ભાવ છે. આત્માના જ્ઞાન દર્શનરૂપ જીવનને નાશ કરે તેને મરણ ટાણે શાંતિ થાય ક્યાંથી? માટે આત્માના સ્વભાવનું અવલંબન કરવાથી હિત થાય છે, કલ્યાણ થાય છે તે સિવાય બીજો કોઇ પણ હિતાર્થીને આધાર નથી.

પૈસા માટે માદળીયા કરાવે, મંત્ર કરાવે, એમ પૈસા માટે રાંકો થઇને ફર્યા કરે પણ અરે ભાઇ! પૈસાની ઇચ્છા કરી તું રાંકો થયો. પૈસા વિના મારે ચાલે નહિ એમ પૈસાથી તું તને સુખી માની રહ્યો છું પૈસા એટલે પુણ્યનું ફળ, તે પુણ્યથી તું તને સુખી માની રહ્યો છું. હવે તે પુણ્યની વાતનો ખુલાસો કરીએ, પુણ્ય એટલે પરમાણુની અવસ્થા, તે પુણ્ય પ્રકૃતિનો ઉદય આવવાથી બહારથી સગવડતા મળે પરંતુ અંતર નિર્ણય કર્યા વગર, ચૈતન્ય લક્ષણનું અવલંબન

કર્યા વગર શાંતિ આવશે ક્યાંથી? પુણ્યના ભાવ કરે તેમાં શાંતિનું કારણ કોણ? પુણ્યનું ફળ આવ્યું તેના ઉપર લક્ષ આપ્યું ને ચૈતન્ય જ્ઞાન જ્યોત છું તેનું ભાન ન કર્યું તો શરણ કોણ! પુણ્યથી ભવિષ્યમાં જડનો સંયોગ મળશે પણ મરણ ટાણે ભીંસાણો ત્યારે સંયોગ શું કરશે? જ્ઞાનાનંદ લક્ષણને જાણ્યા વગર ભીંસાઇ ગયો તેનું નામ બાળ મરણ છે, અજ્ઞાન મરણ છે. મરણની ઘાણીમાં પીલાણો તેને પુણ્યના સંયોગ શું કરશે? માટે આચાર્યદેવ કહે છે કે જાણવા દેખવાના લક્ષણ વડે આત્માને પકડો તો તેના શરણે હિત છે તેના શરણ વિના હિત બીજે ક્યાંય છે નહિ, શરીર અને પુણ્ય વગેરે બધું અશરણ છે આત્માના લક્ષણથી આત્માને ઓળખ્યા વગર બીજું કોઇ શરણ છે નહિ.

આવા ચેતના લક્ષણ વડે જીવ પ્રગટ છે તો પણ અજ્ઞાની લોકોને તેનું અજ્ઞાન કેમ રહે છે? એમ આચાર્યદેવ આશ્ચર્ય તથા ખેદ બતાવે છે:—

( વસંતતિલકા )

जीवादजीवमिति लक्षणतो विभिन्नं
ज्ञानी जनोऽनुभवति स्वयमुल्लसंतम् ।
अज्ञानिनो निरवधिप्रविजृंभितोऽयं
मोहस्तु तत्कथमहो वत नानटीति ॥ ४२ ॥

અર્થ:—આમ પૂર્વોક્ત જુદાં લક્ષણને લીધે જીવથી અજીવ ભિન્ન છે તેને ( અજીવને ) તેની મેળે જ (-સ્વતંત્રપણે, જીવથી ભિન્નપણે.) વિલસતું-પરિણમતું જ્ઞાની પુરુષ અનુભવે છે, તોપણ અજ્ઞાનીને અમર્યાદપણે ફેલાયેલો આ મોહ ( અર્થાત્ સ્વપરના એકપણાની ભ્રાન્તિ ) કેમ નાચે છે-એ અમને મહા આશ્ચર્ય અને ખેદ છે!

અહો! આચાર્યદેવ શું કહે છે કે આ જાણવું-દેખવું લક્ષણ છે તે પ્રગટ છે, તે લક્ષણ રાગ-દ્વેષમાં વ્યાપતું નથી, પરંતુ તે લક્ષણ તો આત્માને આધારે રહ્યું છે, આત્મામાં જ વ્યાપી રહ્યું છે તેવા આત્માના સ્વભાવને નહિ ઓળખતા અજ્ઞાનીનું અજ્ઞાન કેમ નાચી રહ્યું છે? ગમે તેવો પ્રસંગ બને તોપણ જાણવા-દેખવાનો નાશ થાય? જો જાણવા-દેખવારૂપ ગુણનો નાશ થાય તો ગુણીનો પણ નાશ થાય, પરંતુ એમ તો કદી બને નહિ, તેથી ગુણીને આધારે ગુણ પ્રગટ વ્યાપે છે; અને રાગ-દ્વેષનું વ્યાપવું પુદ્ગલના આધારે છે, આમ જુદે જુદા લક્ષણ છે છતાં પણ અજ્ઞાનીને આમ કેમ બન્યું? તેનો મોહ કેમ નાચે છે? એ અમને મહા આશ્ચર્ય થાય છે.

આત્માના જ્ઞાનથી જડ જુદું પરિણમે છે તેમ જ્ઞાની જીવો અનુભવે છે, શરીર, વાણી, મન, રાગ,-દ્વેષ-આકુળતા વગેરે પરભાવોનો મારા જાણવા-દેખવામાં આધાર નથી તે અજીવ એની મેળાએ સ્વતંત્રપણે વિલસી રહ્યું છે, પરિણમી રહ્યું છે, તે રાગ-દ્વેષ વગેરેના ભાવોને દ્રવ્ય દૃષ્ટિ એ અજીવમાં ગણ્યા છે. તે અજીવનું એની મેળાએ બદલવાપણું-પરિણમવાપણું છે તેમાં મારા ચૈતન્યનો હાથ નથી. શરીર-વાણી-મન તે બધું એની મેળાએ સ્વતંત્રપણે વિલસી રહ્યું છે. શરીરનું કામ શરીર કરે અને આત્માનું કામ આત્મા કરે, કોઇ કહે છે ને કે અમે બીજાના કામ સુધારી દઇએ છીએ! પણ જ્યાં શરીરનું આત્મા કાંઇ કરે નહિ તો પછી બીજાનું તો કરે જ ક્યાંથી? શરીર શરીરનું કામ કરે, વાણી વાણીનું કામ કરે, મન મનનું કામ કરે એ રીતે જડ પુદ્ગલ દ્રવ્યો પણ સૌ જુદે જુદા સ્વતંત્રપણે વિલસી રહ્યા છે તે જડ જડ પણ એક બીજાનુ કાંઇ કરે નહિ તો પછી આત્મા જડનું કરે તે તો હોય જ ક્યાંથી! જ્ઞાનીને પુરુષાર્થની મંદતાએ અવસ્થામાં રાગ-દ્વેષ થાય છે પરંતુ તે નિમિત્તાધીન ભાવ છે તેથી દ્રવ્ય દૃષ્ટિએ તેને અજીવમાં ગણ્યા છે.

એક આત્મા પોતાનું પણ કામ કરે અને શરીરનું પણ કામ

કરે એમ એક દ્રવ્ય બે દ્રવ્યોની અવસ્થાને કરે તેમ ત્રણકાળ ત્રણ-લોકમાં બને નહિ પરંતુ અજ્ઞાનીઓને તેવો ભ્રમ પેસી ગયો છે. આત્મા જ્ઞાન ભાવે જ્ઞાનનો કર્તા અને અજ્ઞાન ભાવે રાગ-દ્વેષનો કર્તા થાય બાકી પર દ્રવ્યનો કર્તા જ્ઞાની તો નથી પણ અજ્ઞાની પણ નથી, અજ્ઞાની માત્ર માને છે કે હું પરનું કાર્ય કરી દઉં છું તે ઊંધી માન્યતાને તે કરે છે બાકી પર એવા શરીર વાણી મનનાં કામ અજ્ઞાની પણ કરી શકતો નથી.

કોઈ કહે કે રોગ વખતે બોલી ચાલી શકે નહિ પણ નિરોગતા વખતે તો આત્મા બોલવા-ચાલવાનું કામ કરે ને ? તેનો ઉત્તર:- સમયસારની ૯૬ મી ગાથામાં આચાર્યદેવે આ શરીરને મૃતક કલે-વર કહ્યું છે, જીવ સહિત શરીરને મડદું કહ્યું છે, જેમ પાણીના સંયોગે પીત્તળના કળશાને પાણીનો કળશો કહેવાય છે તેમ શરીરમાં જીવ છે માટે તેને સચેતન કહ્યું છે, મૃતક કલેવરમાં અમૃતરૂપ વિજ્ઞાન-ઘન આત્મા મુંઝાણો છે તેથી તે પ્રકારના ભાવનો કર્તા પ્રતિભાસે છે. શરીર સાથે આત્મા છે તેથી તેને સચેતન કહ્યું બાકી તો તે શરીર જ્ઞાન દર્શનથી ખાલી મડદું જ છે. અજ્ઞાનને લઇને હું શરીરનુ આમ તેમ કરી શકું છુ તેમ તેને લાગે છે પણ રોગ કે નિરોગ કોઇ પણ વખતે આત્મા શરીરાદિનું કાંઇ પણ કરવા સમર્થ છે જ નહિ. જડ અને ચૈતન્ય બન્ને પદાર્થો તદ્દન જુદે જુદાં જ છે, જુદા તે જુદાનું કાંઇ ત્રણકાળ ત્રણલોકમાં કરી શકે જ નહિ.

ધર્મી જીવ એટલે ભગવાનનો ભક્ત, ભગવાનનો દાસ તે જડની સ્વતંત્ર અવસ્થા જડથી થતી દેખી વિકારી અવસ્થાને પણ આત્માથી જુદી જાણે છે, અસ્થિરતાને કારણે અલ્પ વિકારી અવ-સ્થા થાય છે ચેતન્યની અવસ્થામા, પણ તે ચૈતન્યનો સ્વભાવ નથી તેથી તેને પોતાથી જુદી જાણે છે.

જેવો આત્માનો સ્વભાવ અર્યાદા વગરનો છે, તેવો ઊંધો પડયો ઊંધી માન્યતામાં અમર્યાદપણે મોહ ફેલાઇ રહ્યો છે બેહદ

અજ્ઞાન થઇ ગયું છે. અજ્ઞાન એ જ સંસારનું બીજ છે અને સમ્યગ્જ્ઞાન તે મોક્ષનું બીજ છે.

આત્માના જ્ઞાન લક્ષણમાં દર્શન, જ્ઞાન, ચારિત્ર ત્રણે સમાઈ જાય છે. જાણવું જોવું આદિ અનંતગુણનો પિંડ આત્મા છે તે સિવાય પરનું કાંઇ પણ કરી શકતો જ નથી એક દ્રવ્ય બીજા દ્રવ્યનું ત્રણકાળ ત્રણલોકમાં કાંઇ પણ કરી શકે જ નહિ તો પણ અજ્ઞાનીનો મોહ કેમ નાચે છે? આચાર્યદેવને પ્રશસ્ત રાગ છે તેથી ધર્મ ન સમજે તેના પ્રત્યે પ્રશસ્ત ખેદ આવી જાય છે.

ડૉક્ટર સારા હોય તો રોગ મટાડી દે એવો તારો અભિપ્રાય છે તે તદ્દન ખોટો છે ગમે તેવા સારા ડૉક્ટર હોય તો પણ ડૉક્ટર શું કરી શકે તેમ છે, ડૉક્ટરો પોતે કેમ ચાલ્યા જાય છે માટે ગમે તેટલા ઉપાય કર તો પણ જે સંયોગ મળવાનો તે ફરવાનો નહિ, જે ફરવાનો તે મળવાનો નહિ, કોઇ કોઇનું કાંઇ પણ કરી શકતું જ નથી, આચાર્યદેવ કહે છે કે આમ છે તો પણ અજ્ઞાનીનો મોહ કેમ નાચે છે?

અજ્ઞાનીના અભિમાનનો ફેલાવ વાણીનું કરૂં, દેહનું કરૂં, છોકરાનું કરૂં, મકાનનું કરૂં, વગેરે બધા કાર્યોમાં ફેલાએલો છે. કેટલાક કહે છે કે પહેલાં બીજાનું કલ્યાણ કરી દઉં પછી આપણે કલ્યાણ કરશું પણ ભાઇ! જે પોતે જ સમજ્યો નથી તે બીજાને શું સમજાવી શકશે, બીજાનું કલ્યાણ થવું તે તેના આધારે છે, બીજાનું કલ્યાણ થવું તે તારા આધારે નથી. સામાનો પુરુષાર્થ ઉપડયા વિના તે તરી શકે તેમ નથી બીજાને હું તારી દઉં છું એવી માન્યતા તે અજ્ઞાનીનો મોહ છે. સતને શોધવાનું કહેવાય છે તેમાં એમ કહેવાય છે કે તું સતને શોધવાનો પુરુષાર્થ કર, સતને શોધવામાં પણ પોતાનો પુરુષાર્થ છે, તારી સત્‌ની ખરી જીજ્ઞાસા છે તો તને સત્ મળશે જ, સદ્‌ગુરુનો યોગ મળવો તે પુણ્યાધીન છે તેનો પોતે કર્તા નથી પરંતુ જેને સત્ સમજવાની ખરી જીજ્ઞાસા જાગે તેને કાં તો સત્ સ્વરૂપ

અંદરથી સમજાય અને કાં તો સદ્‌ગુરુનો યોગ મળી જ જાય એવો સંબંધ છે.

આચાર્યદેવ કહે છે કે અજ્ઞાનીને શરીર મારૂં, વાણી મારી, રાગ મારો, દ્વેષ મારો, કુટુંબ મારૂં વગેરે મોહ કેમ નાચે છે?

વળી ફરી કહે છે કે મોહ નાચે છે તો નાચો! તો પણ વસ્તુ સ્વભાવ ફરી જાય તેમ નથી.

( વસંતતિલકા )

अस्मिन्ननादिनि महत्यविवेकनाटये
वर्णादिमान्नटति पुद्गल एव नान्यः ।
रागादिपुद्गलविकारविरुद्धशुद्ध-
चैतन्यधातुमयमूर्तिरयं च जीवः ॥ ४४ ॥

અર્થ:—આ અનાદિ કાળના મોટા અવિવેકના નાટકમાં અથવા નાચમાં વર્ણાદિમાન્‌ પુદ્‌ગલ જ નાચે છે, અન્ય કોઇ નહિ; ( અભેદ જ્ઞાનમાં પુદ્‌ગલ જ અનેક પ્રકારનું દેખાય છે, જીવ તો અનેક પ્રકારનો છે નહિ ) અને આ જીવ તો રાગાદિક પુદ્‌ગલવિકારોથી વિલક્ષણ, શુદ્ધ ચૈતન્યધાતુમય મૂર્તિ છે.

આચાર્યદેવે છેલ્લા કળશ પણ બહુ અદ્‌ભુત મૂકયા છે. આ અવિવેકના નાટકમાં જુઓ પુદ્‌ગલ જ નાચી રહ્યું છે. રાગ-દ્વેષ વિકાર બધા પરભાવ છે તે મારૂં સ્વરૂપ નથી એવું જુદું ભાન કરવાની જેને તાકાત નથી તેનુ શ્રદ્ધારૂપ મૂળીયું જ સાજું નથી, જેણે પરભાવથી જુદો વિવેક કરી, પર સાથે એકત્વપણાની બુદ્ધિરૂપ મૂળીયાને ઉખેડી નાખ્યું પછી તેને અલ્પ અસ્થિરતારૂપ ડાળા પાંદડાં રહેશે તોપણ તે સુકાઇ જવાના, ક્ષય થઇ જવાના.

ભગવાન આત્મા તો જાણનાર-જોનાર છે આ જે જડ નાચે છે તે મારૂં સ્વરૂપ નહિ હું તો જાણનાર ને જોનાર છું એવું અંતરથી

ભાન થાય તેનું નામ ધર્મ અને તેનું નામ મુક્તિનો ઉપાય છે. હું તો જાણનાર ને જોનાર છું તે જ મારું સ્વરૂપ છે તેના ભાન વિના અજ્ઞાન-પણે જે નાચે છે તે બધું જડ છે એમ અહીં કહ્યું છે. ચૈતન્યના અજ્ઞાન અને વિકારી પરિણામને પણ અહીં જડ કહી દીધા છે. ચેતન પ્રગટ લક્ષણ તે સદા મોજૂદ છે, અભેદ જ્ઞાનમાં એટલે કે સમ્યગ્જ્ઞાનમાં આ બધું પુદ્‌ગલ જ અનેક પ્રકારનું દેખાય છે, જીવ અનેક પ્રકારનો દેખાતો નથી, માટે જે બધો દેખાય છે તે પુદ્‌ગલનો જ નાચ છે.

એક કલમથી એક અક્ષર લખવો તે જડની સ્વતંત્ર ક્રિયા છે આત્માથી તે ક્રિયા થઇ શકતી નથી અજ્ઞાની માને છે કે આ મારાથી લખાય છે, જ્ઞાની માને છે કે હું તે લખવાની ક્રિયાનો જ્ઞાતા છું. લખવાની ક્રિયા સ્વતંત્રપણે જડથી થાય છે.

ભગવાન આત્મામાં અલ્પ વિકારી અવસ્થા જે થાય છે તે ક્ષણિક છે, ચૈતન્યનું લક્ષણ વિકારથી વિલક્ષણ છે, વિકાર લક્ષણ જડનું છે, આત્માનું લક્ષણ નિર્વિકાર છે, આત્માનું સ્વરૂપ ઓળખીને તેમાં ઠરવું તે જ ધર્મ છે; તે સિવાયનો જે રાગાદિ વિકાર છે તે બધો આ-ત્માથી વિલક્ષણ છે. ભગવાન આત્મા શુદ્ધ ચૈતન્ય ધાતુ ચૈતન્યપણા વડે ઓપીત ને શોભિત છે. આ કોને કહેવાય છે? કેવળીને કહેવાય છે? કેવળીને આ લક્ષણ બતાવવાનું હોય? અરે! પ્રથમ ભૂમિકા-વાળાને આ લક્ષણ બતાવે છે, જેને આત્માના લક્ષણની ખબર નથી તેને કહે છે કે તારું લક્ષણ તો શુદ્ધ ચૈતન્ય ધાતુમય છે.

જેમ ઢાંકણું, કાજળી અને ધૂમાડા વિનાનો અગારો તો લાલ ચોળ છે તેમ ભગવાન આત્મામાં આ શરીરનું ઢાંકણું નથી, રાગ-દ્વેષનો ધૂમાડો નથી અને કર્મની કાજળી નથી તેવો આત્મા શુદ્ધ ચૈતન્યમય મૂર્તિ છે તેનો વારંવાર પરિચય કર, તે જ ધર્મ છે. ધાતુ એટલે ધરી રાખે. આત્મા પોતે અનંતગુણથી ટકી રહ્યો છે. શરીર વાણીથી તે ટકી રહ્યો નથી તેને ઓળખ! તેની રૂચિ કર! તે જ હિતનો રસ્તો છે બીજો કોઈ હિતનો રસ્તો નથી.

૨૦૦૦, કારતક વદ ૭ શુક્ર.

આત્મા પદાર્થ છે, તત્ત્વ છે, ગુણ વગરનો કોઈ પદાર્થ હોય નહિ, ગુણી વગરનો ગુણ હોય નહિ, દ્રવ્ય અને ગુણ બન્ને વસ્તુથી અભિન્ન છે, વસ્તુ સ્વરૂપ જેમ છે તેમ ઓળખીને તેમાં ઠરવાથી ધર્મ થાય છે, પર દ્રવ્યના પરિણમનને હું બદલાવી શકું છું એવી ઊંધી માન્યતા છે, તે ચોરાશીના ભ્રમણનું મૂળ છે, આત્માનું સ્વરૂપ જેમ છે તેમ ઓળખીને તેમાં ઠરવું તે ભવ ભ્રમણના છેદનનો ઉપાય છે.

શરીર મન વાણી તો ચૈતન્યમાં નથી પણ ચૈતન્યની અવસ્થામાં થાય છે એવા ચિદ્‌વિકારોને દેખી એવો ભ્રમ ન કરવો કે આ મારો સ્વભાવ છે, આત્મા તો જ્ઞાયક મૂર્તિ છે, જાણક સ્વભાવવાળું તત્ત્વ છે તેની પર્યાયમાં જે કાંઇ વિકારની લાગણી થાય તેને જ્ઞાતા ભાવે જાણી લેવી પણ એવો ભ્રમ ન કરવો કે આ પણ મારો સ્વભાવ છે. પુણ્ય-પાપના જે જે પરિણામ આવે તે બધા આત્માના ઘરની ચીજ નથી, આત્માનો સ્વભાવ નથી, માટે તે અધર્મ છે એમ ત્રિલોકનાથ ભગવાન કહે છે. આકરૂં પડશે પણ આત્માનું હિત કરવું હોય તો સમજ્યા વિના છૂટકો નથી, આત્માનો જ્ઞાયક ધર્મ સિવાય બીજા કોઇ પુણ્ય-પાપના પરિણામ તે આત્માનો ધર્મ નથી, પુણ્ય-પાપના પરિણામ થાય તે જુદી વાત છે, અને તેમાં ધર્મ માનવો તે જુદી વાત છે, પુણ્ય-પાપના પરિણામ થતાં દેખીને એવો ભ્રમ ન કરવો કે આ મારો ધર્મ છે પર વિષે પોતીકાપણાની માન્યતા તે અનંત સંસારનું મૂળિયું છે.

ચિદ્‌વિકારોને થતાં દેખીને એવો ભ્રમ ન કરવો કે આ ચૈતન્ય જ છે કારણ કે તે વિષે દલીલ મૂકી છે, ન્યાય મૂક્યો છે કે તે ચૈતન્યની સર્વ અવસ્થાઓમાં વ્યાપે તો ચૈતન્યના કહેવાય. રાગાદિ વિકારો તો સર્વ અવસ્થાઓમાં વ્યાપતા નથી-મોક્ષ અવસ્થામાં તેમનો અભાવ થાય છે માટે તે ચૈતન્યના ઘરની ચીજ નથી. રાગાદિ વિકારો આત્માની સર્વ અવસ્થાઓમાં એટલે કે સિદ્ધની અવસ્થામાં પણ જો રહેતાં હોય

તો આત્માનો ધર્મ કહેવાય પણ તે આત્માની સર્વ હાલતમાં રહેતા નથી મોક્ષમાં તેનો અભાવ થાય છે માટે તે આત્માનો ધર્મ નથી. વળી તે રાગાદિ વિકારોનો અનુભવ પણ આકુળતામય દુ:ખરૂપ છે, માટે તે ચેતન નથી, ચૈતન્યનો સ્વભાવ નથી જડના નિમિત્તે થતાં હોવાથી જડ છે ચૈતન્યનો સ્વભાવ તો નિરાકુળ છે.

પાપ વિકાર અને પુણ્ય વિકાર બન્ને આકુળતામય છે. પરંતુ અજ્ઞાની લોકો કહે છે કે પુણ્યના ફળ મીઠાં લાગે અને પાપના ફળ કડવાં લાગે, પણ અરે ભાઇ ! પુણ્ય-પાપના વર્તમાનમાં જે પરિણામ થાય છે તે પણ દુ:ખરૂપ છે, આકુળીત છે તો પછી એના ફળ તો મીઠાં હોય જ ક્યાંથી ? જે વર્તમાનમાં જ દુ:ખરૂપ છે તો પછી તેનું ફળ પણ દુ:ખરૂપ જ હોય, અજ્ઞાનીને ભ્રમથી સુખ લાગે છે, જેને ઝેર ચડ્યું હોય તેને લીંબડો ખવરાવે તો પણ કડવો ન લાગે; લીંબડાની કડવાશ મટી ન જાય પણ ઝેરને લઇને કડવો ન લાગે તેમ અજ્ઞાનની ઊંધાઇના જોરથી પુણ્યના ફળ મૂર્ખને મીઠાં લાગે છે, પણ તે ઝેરના ફળ છે, અમૃત વેલડીના ફળ નથી. ઊંધી માન્યતાનું ઝેર ચડ્યું છે તેથી પુણ્યના ફળ મીઠાં લાગે છે. પણ પુણ્યના ભાવ અને પુણ્યના ફળ બન્ને દુ:ખરૂપ જ છે અજ્ઞાનીએ માત્ર સુખ કલ્પી લીધું છે.

પૈસા મળ્યા, ધૂળના ઢગલા મળ્યા તે કાંઇ સુખ આપતા નથી, એ બહારના સંયોગ સુખદુ:ખ આપવા સમર્થ નથી. પોતે રાગ-દ્વેષ કરી બહારના સંયોગમાં સુખદુ:ખ કલ્પી લીધું છે. ભાઇસાહેબ મરણ પથારીએ પડ્યા હોય, દીકરી, બહેનો, નોકર, ચાકર, વગેરે બધા ખમા ખમા કરતાં હોય, બાયડી પંખા નાખતી હોય બધી અનુકૂળતા હોય, સો સો માણસો ઘેટાની જેમ ટગટગ સામા ઉભા જોતાં હોય, અરેરે ! એણે કર્યાં હશે ને આપણે જોયા હશે એમ બોલે પણ કોઇ સાલ નાખવા સમર્થ નથી, કોઇ જીવાડી દેવા સમર્થ નથી. બહારના સંયોગ આત્માને સુખી કરવા કે દુ:ખી કરવા સમર્થ નથી પોતે રાગ કરી સુખ માની બેસે છે, પુણ્ય-પાપનો ભાવ તે આત્માની

ઊંધાઇનો ભાવ છે, સવળાઇનો ભાવ નથી માટે ઊંધાઇનો ભાવ હોય તે આત્માનો સ્વભાવ ન હોય જેને પુણ્યના ફળ મીઠાં લાગે છે તેને અનંત સંસારનું પરિભ્રમણ ઊભું છે.

ચૈતન્ય ભગવાન આત્મામાં પુણ્ય-પાપનો અનુભવ દુઃખરૂપ છે બન્ને ચંડાલણીના પુત્રો છે આત્મા અમૃતપિંડ છે એનો આશ્રય લીધા વિના કોઈ દિવસ કોઇને હિત થયું નથી, થતું નથી, અને થવાનું પણ નથી. આત્મા આનંદ મૂર્તિ છે તેની પર્યાયમાં જે પુણ્ય-પાપના ભાવ થાય છે તે ઝેર છે તે આત્મ સ્વભાવનું ખૂન કરનાર છે પુણ્ય-પાપના ભાવ જ દુઃખરૂપ છે પછી તેના ફળની વાત તો આઘી રહી, તે તો સુખરૂપ હોય જ ક્યાંથી ? આત્માના સ્વભાવનું વેદન તો શાંત નિરાકુળ છે એની ઓળખાણ કર્યા વિના આત્માનો અનુભવ થઇ શકે નહિ, પુણ્ય-પાપના ભાવ આત્માને શાંતિ આપે નહિ, આત્માનો સ્વભાવ આત્માને શાંતિ આપે. પુણ્ય-પાપના ભાવ થાય તે આત્માનો સ્વભાવ નથી. જે જેનો સ્વભાવ નથી તેનો આશ્રય લેવાથી સ્વભાવ કેમ પ્રગટે ! ન પ્રગટે, સત્‌થી સત્‌ પ્રગટે પણ અસત્‌થી સત્‌ ન પ્રગટે. આત્મા અનંતગુણનો પિંડ છે, તેની વર્તમાન અવસ્થામાં માત્ર રાગ-દ્વેષ થાય છે, તે આત્માનો સ્વભાવ નથી, આકુળતામય છે, માટે જડ છે. આમ બન્નેનું જુદું જ્ઞાન કરવાથી જાણનારૂં તત્ત્વ પ્રગટ થાય છે.

હવે ભેદજ્ઞાનની પ્રવૃત્તિદ્વારા આ જ્ઞાતા દ્રવ્ય પોતે પ્રગટ થાય છે એમ કળશમાં મહિમા કરી અધિકાર પૂર્ણ કરે છે:—

( મંદાક્રાંતા )

इत्थं ज्ञानक्रकचकलनापाटनं नाटयित्वा
जीवाजीवौ स्फुटविघटनं नैव यावत्प्रयातः ।
विश्वं व्याप्य प्रसभविकसद्व्यक्तचिन्मात्रशक्त्या
ज्ञातृद्रव्यं स्वयमतिरसात्तावदुच्चैश्चकाशे ॥ ४५ ॥

અર્થ:—આ પ્રમાણે જ્ઞાનરૂપી કરવતનો જે વારંવાર અભ્યાસ

તેને નચાવીને જ્યાં જીવ અને અજીવ બન્ને પ્રગટપણે જુદા ન થયા, ત્યાં તો જ્ઞાતાદ્રવ્ય, અત્યંત વિકાસરૂપ થતી પોતાની પ્રગટ ચિન્માત્ર-શક્તિ વડે વિશ્વને વ્યાપીને, પોતાની મેળે જ અતિવેગથી ઉગ્રપણે અર્થાત્ અત્યંતપણે પ્રકાશી નીકળ્યું.

જેમ લાકડાની સંધિ જોઇને વચ્ચે કરવત મૂકે એટલે લાકડાના બે કટકા થઇ જાય છે; તેમ પ્રથમ ઓળખાણ કરે કે હું તો આ જ્ઞાન, શાંતિ, અસ્તિત્વ, વસ્તુત્વ વગેરે અનંતગુણનો પિંડ છું તે સિવાય શરીર-મન-વાણી અને અંદર થતાં પુણ્ય-પાપના પરિણામ તે બધા પર છે એમ સ્વભાવ અને વિભાવની સંધિ જોઇને જ્ઞાન કરવત વડે બન્નેને જુદા કરવા-વેંસી નાખવા.

રાગ-દ્વેષના ભાવ તો પલટતા-બદલતા ભાવ છે અને હું તો કાયમી શાશ્વત વસ્તુ છું, તેમ આત્માના સ્વભાવ અને વિભાવ વચ્ચે કરવત મૂકવી, બે ને જુદા કરવા અને જ્ઞાતામાં એકાગ્ર થવું તેનું નામ કરવત મૂકી કહેવાય.

એક પરમાણુનો કણીયો પણ મારામાં નથી, એક રાગનો અંશ પણ હું નથી; હું તો અનંતગુણનો પિંડ શુદ્ધ ચૈતન્યમૂર્તિ છું એમ શ્રદ્ધા કરી એમાં ઠરવું તે ચારિત્ર છે, જ્ઞાયક આત્મામાં જ્ઞાયકનું જ્ઞાન, જ્ઞાયકની પ્રતીત અને જ્ઞાયકનું ચારિત્ર તે ત્રણે સમાઇ જાય છે. જેમ લાકડાના બે કટકા કરવા હોય તો કરવતને વારંવાર ઘસવું પડે છે તેમ જ્ઞાનરૂપી કરવતનો વારંવાર અભ્યાસ કરી, વારંવાર ટેવ પાડી, વારંવાર નચાવીને જ્ઞાયકદ્રવ્યમાં એકાગ્ર થવામાં ખૂબ પ્રવીણ થઇને જીવ-અજીવ બન્નેને ભિન્ન ભિન્ન કરવા. જ્ઞાનરૂપી કરવતને નચાવતા નચાવતા જીવ અને અજીવ બન્ને પ્રગટપણે જુદા ન થયા ત્યાં તો જ્ઞાતાદ્રવ્યમાં લીન થઈ ગયો તેથી જ્ઞાતાદ્રવ્ય અત્યંતપણે પ્રકાશી નીકળ્યું, અને જ્ઞાતાદ્રવ્યમાં લીન થતાં જીવ-અજીવ બન્ને જુદા થયા.

જ્ઞાયકનું જ્ઞાન કરવું, તેની પ્રતીત કરવી અને તેમાં એકાગ્ર થવું એવો આત્માનો જ્ઞાનકાંડ સ્વભાવ છે, જડની ક્રિયા કરવી એવો

ક્રિયાકાંડ આત્માનો સ્વભાવ નથી; આત્માની અરૂપી ક્રિયા આત્મામાં છે. પરના ક્રિયાકાંડ આત્મામાં નથી. કોઇ કહે છે કે નિષ્કામપણે પરની ક્રિયા કર્યા કરવી, પણ હું પરની ક્રિયા કરી શકું છું એવી માન્યતા છે અને પરની ક્રિયા કરવાની ઇચ્છા છે ત્યાં અનંતુ સકામપણું છે પણ નિષ્કામપણું નથી. નિષ્કામપણું એનું નામ કહેવાય કે હું પરની ક્રિયા કરી શકતો જ નથી એવી જ્યાં દૃષ્ટિ છે ત્યાં પરની ક્રિયા કરવાની ઇચ્છા જ ઉડી જાય છે, પછી જે ક્રિયા થાય છે તે સ્વામિત્વબુદ્ધિપૂર્વક થતી નથી. રાગની ક્રિયા, શરીરની ક્રિયા થાય છે, થઇ જાય છે પણ તેમાં સ્વામિત્વબુદ્ધિ નથી, રાગ ઉપર રાગ નથી પણ રાગનો જ્ઞાતા રહે છે. પરની ક્રિયા નિષ્કામપણે કરવી એવી જ્યાં કરવાની બુદ્ધિ છે ત્યાં નિષ્કામદૃષ્ટિ નથી પણ સકામદૃષ્ટિ છે. આ વાત આજ માને, કાલ માને, બે ભવે, પાંચ ભવે કે પંદર ભવે માને પણ આ પંથ લીધા સિવાય ત્રણકાળ ત્રણલોકમાં હિત નથી.

આગલા કળશમાં એમ કહ્યું હતું કે પુદ્ગલદ્રવ્ય નાચે છે અને આ કળશમાં જ્ઞાન કરવતથી 'આમ નિરાળો' 'આમ નિરાળો' 'આમ નિરાળો' એમ કરવતને નચાવીને એટલે કે પરિણમાવીને એકાગ્ર થયો ત્યાં જ્ઞાતાદ્રવ્ય પ્રકાશી નીકળ્યું. આગલા કળશમાં નાસ્તિથી કહ્યું હતું એટલે કે આમ નથી તેમ કહ્યું હતું અને આ કળશમાં અસ્તિથી કહ્યું એટલે કે આમ છે તેમ કહ્યું.

યથાર્થ ચારિત્ર થવાનું કારણ યથાર્થ દર્શન છે. યથાર્થ પ્રતીતિ વિના-યથાર્થ વિશ્વાસ વિના એકાગ્રતા થઇ શકે નહિ માટે એકાગ્ર થવાનું કારણ પ્રથમ આત્માને ઓળખીને યથાર્થ પ્રતીત કરવી તે છે. ઊંધી શ્રદ્ધામાં ઊંધી એકાગ્રતા હોય અને સવળી શ્રદ્ધામાં સવળી એકાગ્રતા હોય.

આ શરીર-વાણી-મન તો મારાથી જુદા છે પણ આ વિકારો છે તે પણ મારાથી જુદા છે, મારાં દર્શન-જ્ઞાન-ચારિત્ર શરીરમાં ન હોય પણ મારાં દર્શનજ્ઞાનચારિત્ર મારામાં હોય; હું તો અનંતગુણનો

પિંડ આત્મા છું એમ પરથી જુદાપણાનો બોધ કરવો તેની પ્રતીત કરવી અને તેમાં ઠરવું તે ચારિત્ર છે, આમ આવો અભ્યાસ કરતાં કરતાં જ્ઞાતાદ્રવ્ય ઉગ્રપણે પ્રકાશી નીકળ્યું. જીવ ને અજીવ બન્ને પ્રગટ જુદા ન થયા ત્યાં તો જ્ઞાતાદ્રવ્ય અત્યંત વિકાસરૂપ થતી પોતાની પ્રગટ ચિન્માત્રશક્તિ વડે વિશ્વને વ્યાપીને પોતાની મેળે જ અતિ વેગથી ઉગ્રપણે અર્થાત્ અત્યંતપણે પ્રકાશી નીકળ્યું, આ જડ અને આ આત્મા એવો અભ્યાસ કરતાં કરતાં જડ ને ચૈતન્ય પ્રગટપણે ભિન્ન ન થયા ત્યાં તો આત્મા પોતાના સ્વભાવમાં લીન થઇ ગયો, જેમ ફૂલની કળી ખીલે તેમ ખીલી નીકળ્યો અને તેથી જડ ને ચૈતન્ય બે જુદા થઈ ગયા, જેમ ફૂલની કળી બીડાયેલી હોય અને પછી ખીલી નીકળે, તેમ આત્માના ગુણો શક્તિમાં હતા તે વિકસી નીકળ્યા. આત્મા જ્ઞાન-દર્શન વગેરે અનંતગુણોથી ભરછક ભર્યો છે તે ફૂલની કળી જેમ ખીલે તેમ ખીલી નીકળ્યો. ચિન્માત્રશક્તિ એટલે જ્ઞાનમાત્ર શક્તિ વડે વિશ્વને વ્યાપીને એટલે વિશ્વને જાણવાનો આત્માનો સ્વભાવ છે, જગતના બધા પદાર્થોને જાણવાનો મારો સ્વભાવ છે. મારે અને પરને જ્ઞેય-જ્ઞાયક સંબંધ વ્યવહારે છે પણ પરમાર્થે કાંઇ સંબંધ નથી. પરમાર્થે હું મારા જ્ઞાનની પર્યાયને જ જાણું છું પરંતુ તેથી પરને જાણતો જ નથી એમ નથી પણ પરને જાણે છે ખરો, સ્વ-પર પ્રકાશક આત્માનો સ્વભાવ છે, નિશ્ચયથી પોતાના જ્ઞાનની પર્યાયને જાણે છે પણ વ્યવહારથી પરને જાણે છે ખરો. એમ સમસ્ત પદાર્થને જાણવાનો મારો સ્વભાવ છે એમ જાણતો તે પોતાની મેળે જ પરના આશ્રય વિના, અવલંબન વિના સ્વતંત્રપણે અતિવેગથી જ્ઞાતા-દ્રવ્ય ખીલી નીકળ્યું. વારંવાર અભ્યાસ કરતાં અને સ્વસન્મુખની પ્રતીતિ થતાં એકાગ્રતા થાય ત્યાં તો અતિવેગથી ઉગ્રપણે જ્ઞાતાદ્રવ્ય પ્રકાશી નીકળે છે તેમાં જરાય વાર લાગતી નથી.

ભાવાર્થનો અર્થ:—જ્યાં જીવ અને જડ બન્ને સ્પષ્ટપણે ભિન્ન સમજાયા કે અહા! હું જુદો અને આ વિકારો જુદા એમ સમજાતાં

તુરત જ નિર્વિકલ્પ અનુભવ થયો, સમ્યગ્દર્શન થયું, પ્રથમમાં પ્રથમ બોધિબીજ પ્રાપ્ત થયું, શ્રદ્ધારૂપી બીજકું પ્રગટ થયું, પ્રથમમાં પ્રથમ ધર્મ થયો. બુદ્ધિપૂર્વકના રાગમિશ્રિત વિચારો છૂટી ગયા, હું આત્મા છું, શાંત સ્વરૂપે છું, એવા બુદ્ધિપૂર્વકના વિચારો પણ છૂટી ગયા અને નિર્વિકલ્પ આનંદમય અનુભવ થયો અહો! અનંત સમૃદ્ધિ પ્રગટી.

ભેદજ્ઞાનથી જુદું પાડતાં પાડતાં એકાગ્ર થતાં થતાં અનુભવ થયો સમ્યગ્દર્શન થયું અંતર શુદ્ધિ વધી, હું આત્મા આવો, આવો, તેવા બુદ્ધિપૂર્વકના વિચારો પણ છૂટી ગયા. આ પ્રથમમાં પ્રથમ એકડાની વાત છે, એલ, એલ, બીની વાત નથી. આ તો પ્રથમ સમ્યગ્દર્શનની વાત છે, ઘરે દીકરાના લગ્ન હોય, પડઘમ વાજાં બે ચાર લાવ્યો હોય, ફૂલવાડી લાવ્યો હોય, વરઘોડા ચડાવવા હોય, તેમાં એવો વિચારમાં ચડે કે આમ વરઘોડા ચડાવવા અને પછી આમ વાજાં વગડાવવા તેમ બે ઘડી એકાગ્રતામાં એવો મશગૂલ થઇ જાય કે બહાર શું થાય છે તેની પણ ખબર ન રહે, બહાર મોટા ઢોલ વાગતા હોય તો પણ ખ્યાલ ન રહે. એમ સંસારને લક્ષે આવો એકાગ્ર થઇ જાય છે. ઉપાધિના પ્રેમની મીઠાશે ચડ્યો બહારનું ભૂલી જાય છે તેમ નિરૂપાધિક તત્ત્વની મીઠાશે ચડયો કે અહા! હું તો આ સ્વભાવને વરઘોડે ચડનારો છું, બહારના વરઘોડા તે બધા જડના ઠાઠ છે તેમાં સુખ નથી પણ દુઃખ છે, સંસારના વરઘોડા ચોરાશીના ચોકમાં ઉતારનારા છે, મારા સ્વભાવની ઓળખાણ કરીને તેમાં ઠરવાથી અનંત જન્મ મરણનું દુઃખ ટાળીને સ્વભાવની અનંત સમૃદ્ધિ, અનંત સુખ પ્રગટ કરનાર છે તે જ ખરો વરઘોડો છે. મારા સ્વભાવમાં બહારનું અવલંબન નથી, શરીર, મન, વાણી અને વિકલ્પથી હું રહિત છું એમ વિચાર કરતાં જ્યાં સ્વભાવમાં જમવટ થઇ, ત્યાં નિર્વિકલ્પ અનુભવ થયો. સંસારની મીઠાશે પણ ક્ષણવાર બહારનું ચૂકી જાય છે, તો પછી સ્વભાવમાં જામેલો તો ચૂકી જ જાય, કારણકે તે પોતાનો સ્વભાવ છે. આનું નામ ધર્મ છે. પુણ્ય-પાપના પરિણામથી

ધર્મ ત્રણકાળ ત્રણલોકમાં થાય તેમ નથી. અસતને રસ્તે સત્ ત્રણકાળમાં આવે નહિ, વસ્તુ સ્વરૂપ કઈ જાતનું છે તે સમજવા માટે પ્રથમ યથાર્થ શ્રવણ કરવું જોઇએ. રાગ-દ્વેષ અને ભ્રાંતિરૂપ વિકારના હિંડોળે હીંચકે છે અને એક કલાક કે બે કલાક શ્રવણ કર્યું અને કહે કે બસ હવે અમે કરી લઈશું, પણ ભાઇ! અનંતકાળનાં કેટલી જાતનાં ઊંધા લાકડાં પેસી ગયાં છે તે કાઢવા માટે સત્સમાગમ કરી વારંવાર અભ્યાસ કરવો જોઇએ, તે વિના સમજાય તેમ નથી. એક બે કલાક સાંભળી લેશું એટલે ધર્મ થઇ જશે એવી પુરુષાર્થની મંદતાથી પુરુષાર્થ નહિ ઉપડે, જેને આત્માનું હિત કરવાની રૂચિ થઇ તે ઉણું ન લાગે.

કળશમાં 'વિશ્વને વ્યાપીને' એટલે કે વિશ્વને જાણીને જ્ઞાતાદ્રવ્ય પ્રગટ થાય છે. એમ છે તેનો અર્થ એવો છે કે સમ્યગ્દૃષ્ટિ આત્મા શ્રુતજ્ઞાન વડે વિશ્વના સમસ્ત ભાવોને સંક્ષેપથી અથવા વિસ્તારથી જાણે છે અને નિશ્ચયથી વિશ્વને પ્રત્યક્ષ જાણવાનો તેનો સ્વભાવ છે માટે તે વિશ્વને જાણે છે એમ કહ્યું છે. સમ્યગ્દૃષ્ટિ જીવ શ્રુતજ્ઞાન વડે એટલે કે આત્માના નિર્મળજ્ઞાનદ્વારા ચૌદ બ્રહ્માંડના ભાવોને જાણે છે, જેમ એકથી દશના આંક શીખ્યો તેમાં બધા પલાખાંનો આંકડા આવી ગયો છે, સો એ આંકડાનો આંક એકથી દશ શીખ્યો તેમાં આવી ગયો છે: એવી રીતે જ્યાં મારો ચૈતન્ય ભગવાન પરથી નિરાળો છે એવું ચારે પડખેથી ભાન થયું ત્યાં બધા પલાખાંની ખબર પડી ગઇ, જગત કેમ ચાલે છે તે જાણવાની રીત બધી હાથમાં આવી છે, જેણે આત્માને જાણ્યો તેણે સર્વ જાણ્યું, આત્માનું જ્યાં ભાન થયું ત્યાં ચૌદ બ્રહ્માંડના ભાવોને સમ્યગ્દૃષ્ટિ જીવ સંક્ષેપથી અથવા વિસ્તારથી જાણી શકે છે અને બધાને પ્રત્યક્ષ જાણવાનો તેનો સ્વભાવ છે એ રીતે કેવળજ્ઞાન નથી થયું તો પણ સમ્યગ્દૃષ્ટિ જીવ વિશ્વને જાણે છે તેમ કહ્યું છે. આ કળશનો એક આશય આ પ્રમાણે સમ્યગ્દર્શનનો છે અને બીજો આશય કેવળજ્ઞાનનો છે.

જીવ-અજીવનો અનાદિ જે સંયોગ, એટલે કે માત્ર એક સાથે રહ્યા છે પણ એકરૂપ થયા નથી, તે સંયોગ કેવળ જુદા પડ્યા પહેલાં અર્થાત્ જીવનો મોક્ષ થયા પહેલાં, આત્માને જડનું ભેદજ્ઞાન વારંવાર ભાવનાં ભાવતાં અમુક દશા થતાં નિર્વિકલ્પ ધારા જામી—જેમાં કેવળ આત્માનો અનુભવ રહ્યો. ગુણી આત્માના લક્ષે એકાગ્ર થયો અને શ્રેણી જ્યાં જામી ત્યાં એકલો આત્માનો અનુભવ રહ્યો, લીનતાની જમવટ થતાં બુદ્ધિપૂર્વક વિચારો હતા તે છૂટ્યા ને તેથી પણ વધારે શ્રેણી જામતાં અબુદ્ધિપૂર્વકના વિચારો પણ છૂટયા ને અત્યંત વેગથી આગળ વધતાં કેવળજ્ઞાન પ્રગટ થયું. જે સ્વભાવ પહેલાં શક્તિમાં હતો તે સ્વભાવ સાક્ષાતપણે પ્રગટ થયો. પ્રથમ સમ્યગ્દર્શનનો અભ્યાસ કર્યો, પછી સ્થિરતાનો પ્રયત્ન કર્યો ને પછી કેવળજ્ઞાન પ્રગટ થયું ત્યારપછી મોક્ષ થાય છે, અને મોક્ષ થતાં અઘાતિ કર્મનો પણ નાશ થાય છે આ પરથી ભિન્ન થવાની-જુદા થવાની રીત છે આ સ્વતંત્ર સુખનો ઉપાય છે.

પહેલાં તો સત્સમાગમ વડે સમજે કે સ્વાશ્રય શું અને પરાશ્રય શું, તેની બરાબર ઓળખાણ કરીને તેનો અભ્યાસ કરતાં સમ્યગ્દર્શન પ્રગટ થાય, સમ્યગ્દર્શન થતાં જગતના સમસ્ત ભાવોને જાણે છે, જેમ એકથી દસ આંકનું જ્ઞાન થતાં સો એ આંકનું જ્ઞાન તેમાં આવી જાય છે, એ રીતે આત્માનું ભાન થતાં સમ્યગ્દૃષ્ટિ જીવ બધા ભાવોને જાણે છે, સમ્યગ્દૃષ્ટિ જીવને સ્થિરતા કરવાની ત્રેવડ-શક્તિ પ્રગટે છે, અને સ્થિરતા કરવાથી કેવળજ્ઞાન પ્રગટે છે, તે કેવળજ્ઞાનમાં બધું સાક્ષાત્ પૂર્ણપણે જણાય છે.

આ પ્રમાણે જીવ અને અજીવ જુદા જુદા થઇને રંગભૂમિમાંથી બહાર નીકળી ગયા. આ સમયસારને નાટકની ઉપમા આપી છે, રંગભૂમિમાં જડ અને ચેતન્ય ભેગા થઇને નાચતા હતા તે બન્ને જુદા પડી ગયા.

આ સમયસારને નાટકરૂપે વર્ણવ્યું છે તેનું કારણ એ છે કે

જેમ નાટકમાં કોઈ રાજાનો વેષ ભજવે, દ્રષ્ટાંત તરીકે ભર્તૃહરિનો વેષ ભજવે તો ત્રણ કલાકમાં ભર્તૃહરિ રાજાનું આખી જીંદગીનું સ્વરૂપ બતાવી દે છે; તેમ આત્મા અને કર્મ અનાદિના ભેગા છે તેને જેણે મારા માન્યા છે તે જીવોને આત્માનું સ્વરૂપ બતાવીને જીવોને એકદમ મોક્ષ લઈ જવા માટે આચાર્યદેવે ૪૧૫ ગાથામાં ટુંકામાં બધું સ્વરૂપ બતાવી દીધું છે.

જીવ અજીવ અધિકારમાં પહેલાં ૩૮ ગાથામાં રંગભૂમિ સ્થળ કહ્યું, ત્યારપછી નૃત્યના અખાડામાં જીવ અજીવ બન્ને એક થઈને પ્રવેશ કરે છે, અને બન્નેએ એકપણાનો સ્વાંગ રચ્યો છે છતાં પણ બન્નેની પ્રવૃત્તિ ક્ષણે ક્ષણે જુદી જુદી છે, જડની અવસ્થાનો આત્મા આધાર નથી અને આત્માની અવસ્થાનો જડ આધાર નથી, પણ અજ્ઞાન અવસ્થામાં બન્ને ભેગા થઈને નાચતાં હતા ત્યાં સમ્યગ્જ્ઞાનીએ લક્ષણ-ભેદથી પરીક્ષા કરીને જીવ અજીવ બન્નેને જુદા જાણ્યા તેથી સ્વાંગ પૂરો થયો. જેમ ભાંડ નાચવા આવે ને પછી ઘરનો માણસ તેને ઓળખી જાય કે અરે આ તો પેલો ભાંડ! આ તો પેલો રૂપો! એમ જ્યાં ઓળખ્યો ત્યાં તો પેલો ભાંડ ગાલ ફૂલાવીને ચાલ્યો જાય છે, તેમ જડ ને ચૈતન્ય બે ભેગા નાચતા હતા તેને સમ્યગ્જ્ઞાનીએ જુદા જાણ્યા તેથી જુદા થઈ ગયા, રંગભૂમિમાંથી નીકળી ગયા પર-માણુ જગતમાં રહી ગયા અને આત્માનો મોક્ષ થઈ ગયો.

જીવ અજીવ અનાદિ સંયોગ મિલૈ લખિ મૂઢ ન આતમ પાવૈં,
સમ્યક્ ભેદવિજ્ઞાન ભયે પુન ભિન્ન ગહે નિજભાવ સુદાવૈં;
શ્રીગુરુકે ઉપદેશ સુને રુ ભલે દિન પાય અજ્ઞાન ગમાવૈં,
તે જગમાંહિ મહંત કહાય વસૈ શિવ જાય સુખી નિત થાવૈં.

જીવ ને અજીવ અનાદિ સંયોગથી મળેલા છે, શરીર વાણી મન તે બધા જડ છે–પરમાણુનો સમુહ છે, તે જગતના અનાદિ તત્ત્વ છે. ચૈતન્ય ભગવાન પણ અનાદિ તત્ત્વ છે જીવ અને અજીવ અનાદિ સંયોગથી એક જગ્યાએ રહેલા છે તેને મૂઢ જીવ સમજતો નથી, જડ

ને ચૈતન્ય બન્નેને ભિન્નપણે જાણ્યા નથી તેથી આત્માને પામ્યો નથી. જડ ને ચૈતન્ય બન્ને એક જગ્યાએ રહ્યા છે તેથી શું ભેગા થઈ ગયા છે? શું એક તત્ત્વ બીજા તત્ત્વરૂપે થાય? ન થાય, પણ મૂઢ જીવ સમજતો નથી તેથી આત્મતાને પામતો નથી.

સમ્યક્ ભેદ વિજ્ઞાન થતાં તરત જ વીતરાગતા થતી નથી પણ પર અને પોતાને એક માનતો હતો તે ઊંધી માન્યતાને ફેરવીને બંન્નેને ભિન્ન માનવા મંડયો, પુણ્ય-પાપનું સ્વરૂપ જુદું અને મારૂં સ્વરૂપ જુદું તેમ પર અને પોતાને જુદે જુદા માનવા લાગ્યો. નિજ એટલે પોતાના ભાવના દાવથી-પેચથી, પેચ એટલે કળાથી આત્મા પકડી શકાય છે, સુદાવે એટલે પોતાને પ્રગટ કરવાની કળા આત્માના નિજ ભાવથી પ્રગટે પરથી ન પ્રગટે.

સત્‌ની પ્રીતિ થાય તો સાચું સમજવાની ભાવના આવે ને? અને શ્રી ગુરુનો ઉપદેશ સાંભળવાનો ટાઈમ લે ને? અંદરથી ધગશ લાગે ત્યારે ગુરુનો ઉપદેશ સાંભળવા જાય, અવકાશ લે. કેટલાક તો નવરા થઈને માંડ માંડ સાંભળવા જાય અને ત્યાં પણ કલાક કયારે પૂરી થશે તેમ મિનિટો ગણે પરંતુ જેને આત્માની ધગશ હોય તે તો એમ કહે કે અહા! આવો ઉપદેશ મેં કદી સાંભળ્યો નથી, ગુરુ કહે છે તેવું હું કદી સમજ્યો નથી, આ તો કોઇ અપૂર્વ જ વાત છે એમ ઉલ્લાસ પૂર્વક પુરુષાર્થ કરતો અજ્ઞાનને ટાળે છે જે કાળે પુરુષાર્થ કર્યો તે કાળ ભલો છે, જે દિન પુરુષાર્થ કર્યો તે દિન ભલો છે પુરુષાર્થ કરવામાં ચારે સમવાય આવી જાય છે. વસ્તુ ઉપર યથાર્થ દૃષ્ટિ કરી તેમાં ઠર્યો તે પુરુષાર્થ, અને પુરુષાર્થ વડે જે સ્વભાવ પર્યાય પ્રગટી તે સ્વભાવ, જે વખતે સ્વભાવ પર્યાય પ્રગટી તે સ્વકાળ એટલે કાળ, અને પુરુષાર્થ વડે જે પર્યાય થવાની હતી તે થઇ તે નિયત. અને સ્વભાવ પ્રર્યાય પ્રગટતી વખતે જે કર્મનો અભાવ થયો તે કર્મ. ચાર સમવાય અસ્તિરૂપે છે અને કર્મ તે નાસ્તિરૂપે છે. એ રીતે પુરુષાર્થમાં ચારે સમવાય આવી જાય છે.

અજ્ઞાન મટતાં આત્માની મહંતતાનું ભાન થયું તે જગતમાં મહંત થયો, આત્મા, મહાત્મા ને પરમાત્મા એમ આત્માના ત્રણ પ્રકાર છે આત્મા તો અનાદિનો હતો, પરંતુ તે આત્માનું ભાન થયું તેથી તે મહાત્મા થયો અને પૂર્ણ કેવળજ્ઞાન દશા પ્રગટે ત્યારે તે પરમાત્મા થાય છે. પૈસાવાળા મહંત ન કહેવાય પણ આત્માનું સ્વરૂપ સમજે તે જ મહંત છે, મહંત તો ધર્માત્મા છે, ઉપદ્રવ રહિત, વિઘ્ન રહિત, શિવપદ છે તેમાં તે ધર્માત્મા પૂર્ણ દશા પ્રગટ કરીને વસે છે આત્મા પોતે કલ્યાણમૂર્તિ છે, તેમાં ઠરે તે જ શિવપદ છે, શિવપદ આત્મામાં છે. ક્યાંય બહાર નથી. સિદ્ધ ક્ષેત્ર છે તે તો બહારનું ક્ષેત્ર છે શિવપદ આત્માનું આત્મામાં જ છે શિવપણું પ્રાપ્ત થાય એટલે આત્મામાં કાયમ સુખ દશા રહે છે, એકવાર મોક્ષ પર્યાય પ્રગટી તેને ફરીને સંસારમાં અવતાર લેવાનો હોય નહિ, કેટલાક કહે છે કે મોક્ષમાંથી બીજાને તારવા અવતાર લેવો પડે છે પણ તે વાત તદ્દન ખોટી છે ઘી નાં કોઈ દિવસ માખણ થાય નહિ, બળેલા બી કોઇ દિવસ ઊગે નહિ, તેમ સંસારનું બીજ જેને બળી ગયું છે અને મોક્ષ પર્યાય પ્રગટી છે તે ફરીને સંસારમાં કોઇ દિવસ અવતાર લે નહિ. જે જીવો પોતાના આત્મામાં આગળ વધે છે તે બીજાને તારવા માટે આગળ વધતા નથી પણ પોતાનો મોક્ષ કરવા માટે આગળ વધે છે, આત્માની યથાર્થ ઓળખાણ કરી, તેની પ્રતીતિ કરી તેમાં ઠરવાથી શિવપદ પ્રાપ્ત થાય છે, અને આત્મા કાયમ-શાશ્વત સુખને ભોગવે છે.

શ્રી કુંદકુંદાચાર્યદેવે અને શ્રી અમૃતચંદ્રાચાર્યદેવે આ ૬૮ ગાથામાં ઘણી ઘણી અદ્દભુત વાત કરી છે તે જેમ છે તેમ સમજે તેનો મોક્ષ થયા વગર રહે નહિ.

[આમ આ સમયસારશાસ્ત્ર ઉપર પરમ કૃપાળુ ગુરુદેવ શ્રી કાનજી સ્વામીના પ્રવચનનો પહેલો જીવ-અજીવ અધિકાર પૂર્ણ થયો]



ૐ

# સમયસાર—પ્રવચનો.

# કક્કાવાર શબ્દસૂચી



વિષય — પાનું

### અ

| વિષય | પાનું |
|---|---|

# શુદ્ધિપત્રક



| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૧૪ | કરીકરી | કરી |
| ૮૯ | ૨૭ | પરવ્રતિને | પરવૃત્તિને |
| ૧૮૭ | ૨૫ | અપ્રતિબુદ્ધિ | અપ્રતિબુદ્ધ |
| ૧૪૭ | ૨૬ | ,, | ,, |
| ૧૫૯ | ૨૨ | સ્વરૂપથી | સ્વરૂપની |
| ૨૧૦ | ૨૩ | જુદો, તેમ | જુદો છે તેમ |
| ૨૧૬ | ૫ | અન | અને |
| ૨૬૪ | ૧૪ | ન | જ્ઞાન |
| ૨૮૫ | ૧૧ | નિમિત્ત | નિમિત્તે |
| ૩૬૬ | ૧૬ | બધી ન થાય | બધી સિદ્ધ ન થાય |
| ૩૭૫ | ૨૪ | ઠરવાન | ઠરવાના |
| ૩૮૯ | ૧૯ | બન્ન | બન્ને |
| ૩૯૦ | ૧૫ | એકા | એકાગ્ર |
| ૪૨૪ | ૧૨ | સમ્ય | સમ્યક્ |
| ૪૩૪ | ૧૭ | ત | તે |
| ૪૮૮ | ૨૦ | ટકોત્કીર્ણ | ટંકોત્કીર્ણ |
| ૪૫૦ | ૧૩ | એનો એ મોચી | એની એ ઘાણી |
| ૪૭૧ | ૯ | જ્ઞાનાગુણ | જ્ઞાનગુણ |
| ૫૧૦ | ૨૩ | આચાર્યેદેવે | આચાર્યદેવે |
| ૫૩૦ | ૧૦ | [illegible] | દૃપ |



